# અનુવાદકની બીજા ખંડની પ્રસ્તાવના

## પ્રા. મૅકઆઇવર — સમાજશાસ્ત્રી તરીકે

### બીજા ખંડનો વિષય-વિસ્તાર

'સમાજ' પુસ્તકના અનુવાદનો આ બીજો ખંડ છે. પ્રથમ ખંડમાં આપણે પ્રાથમિક ખ્યાલો, હિતો અને વલણો, વ્યક્તિ અને સમાજ, સમાજ અને વાતાવરણ, અને સમાજને ટકાવી રાખતાં ધર્મ, નીતિ, કાયદો, રિવાજ અને ફૅશન જેવાં બળો અંગે ચર્ચા કરી. આ ખંડમા સમાજવ્યવસ્થામાં વિકસતા વિવિધ જૂથ-પ્રકારોમાંથી કેટલાક જૂથ-પ્રકારોનું વિસ્તારપૂર્વક વર્ણન કરીશું. પ્રકરણ ૧૦માં સમાજના માળખામાં કેવા પ્રકારનાં જૂથો વિકસી આવે છે અને તે જૂથ-પ્રકારોમાંથી મૅકઆઇવર કયા જૂથ-પ્રકારોને મૂળભૂત ગણે છે અને તે શા માટે, તે અંગે ચર્ચા કરવામાં આવી છે. પ્રકરણ ૧૧મા કુટુંબવ્યવસ્થાનું વિવિધ દૃષ્ટિએ વિવરણ કર્યું છે. પ્રકરણ ૧૨ અને ૧૩માં "સમુદાય" નામના મહત્ત્વના જૂથ-પ્રકારની લાક્ષણિકતાઓની તથા "રાષ્ટ્ર, શહેર, ગ્રામ, પ્રદેશ" જેવાં મહત્ત્વનાં સમુદાય-સ્વરૂપોની વિગતવાર ચર્ચા કરી છે. પ્રકરણ ૧૪માં "સામાજિક વર્ગ અને જ્ઞાતિ" જેવા જૂથ-પ્રકારની ખાસિયતો સમજાવવા પ્રયત્ન થયો છે. પ્રકરણ ૧૫માં એથ્નિક અગર કોમ (લઘુમતી) જૂથો અને જાતિ-જૂથોની વિશિષ્ટતા તથા મહત્ત્વ દર્શાવ્યાં છે. આ ખંડના છેલ્લા પ્રકરણ (પ્રકરણ ૧૬)માં ધણ, ટોળું અને સમૂહ-વિચારવહનનાં સાધનો જેવી સામાજિક માળખાની કેટલીક મહત્ત્વની ઘટનાઓનું વર્ણન કર્યું છે.

બીજા ખંડમાં "મંડળ" સ્વરૂપ સિવાયના પ્રકરણ ૧૦માં ચર્ચેલા અન્ય સર્વ સમૂહ-પ્રકારોનું વિવેચન કરવામાં આવ્યું છે. "મંડળ" સ્વરૂપની ચર્ચા ત્રીજા ખંડમાં મુલતવી રાખી છે. "મંડળ" સ્વરૂપની ચર્ચા ખંડ બીજાના કદને બહુ જ વિસ્તારી દેત આથી મંડળ પ્રકારની જૂથ-રચના તથા તેનાં મહામંડળાત્મક સ્વરૂપોનું વિસ્તારપૂર્વક વિવરણ ત્રીજા ખંડમાં થશે, અને ત્યાર બાદ તે જ ખંડમાં સામાજિક પરિવર્તન અને તે પરિવર્તન લાવતાં બળો અંગેની ચર્ચા કરી સામાજિક ઉત્ક્રાંતિ અને સામાજિક પ્રગતિ અંગે થોડા વિચારો વ્યક્ત કરી ખંડ ત્રીજો તેમ જ પુસ્તક પણ સમાપ્ત થશે.

મેકઆઇવર આ ત્રણ ખંડોમાં પ્રસરેલા પુસ્તકમાં સમાજ અને સમાજશાસ્ત્ર અંગેનાં પોતાનાં મૂળભૂત વિધાનો રજૂ કરે છે. પ્રથમ બે ખંડમાં મેકઆઇવરના વિચારોની ભૂમિકા રચાઈ જાય છે. આથી આ સ્થળે પ્રો. મેકઆઇવરનો સમાજશાસ્ત્ર વિકસાવવામાં શો ફાળો છે તે અંગે થોડી ચર્ચા કરીએ તો તે અસ્થાને નહિ ગણાય. આ અનુવાદને સમજવામાં પણ મદદરૂપ થશે એ દૃષ્ટિથી આ પ્રસ્તાવનામાં તે અંગે કેટલાક ખ્યાલ રજૂ કર્યા છે.

## સમાજચિંતનના ઇતિહાસની રૂપરેખા

**પંદરમી સદી સુધીના ચિંતન-પ્રવાહો:** સમાજશાસ્ત્રનો ઉદ્‌ભવ અને વિકાસ છેલ્લાં સવાસો વર્ષમાં થયો એમ કહીએ તો ચાલે. સમાજ-જીવન અંગે તે પહેલાં પણ વિચારો થતા. સમાજજીવન અંગેની કલ્પનાઓ તો સમાજની ઉત્પત્તિની સાથે જ શરૂ થઈ છે. પરંતુ તે અંગે બહુ જ પદ્ધતિસરનાં ચિંતનો ગ્રીક ફિલસૂફોએ શરૂ કર્યાં એમ કહી શકાય. સમાજ-જીવનનું રહસ્ય શોધવાનો પ્રયત્ન, સમાજજીવનની ઉત્પત્તિ અને સારો સમાજ એટલે શું તે અંગે તર્કબદ્ધ વિચારો પ્લેટો અને એરિસ્ટોટલના ગ્રંથોમાં મળે છે. પ્લેટો અને એરિસ્ટોટલના આ વિષયનાં વિધાનો તે સમય સુધીનાં ગહનમાં ગહન ચિંતનો ગણાય છે. તે બે ફિલસૂફોના વિચારોની પકડ લગભગ પંદરમો વર્ષ સુધી હતી. ત્યાર બાદ ૧૫મી સદી સુધી સમાજ અંગે વિચારો વ્યક્ત કરતી ચિંતનધારાઓ ધીમી ગતિથી વહે ગઈ. રોમન સામ્રાજ્યના વિભાગીકરણ અને અંત પછી અંધકારયુગ તરીકે જાણીતો સામંતશાહી યુગ યુરોપમાં પ્રચલિત હતો. રોમન કેથોલિક ચર્ચનું સાર્વભૌમત્વ હતું. રોમન

કેથોલિક ચર્ચના નિયંત્રણ નીચે સામંતશાહીને અનુરૂપ વિચાર અને આચારનું માળખું આખા યુરોપના જીવન અને ચિંતનને જકડી રહ્યું હતું.

**પંદરમી સદી પછી યુરોપમાં સર્વાંગી પરિવર્તન:** પરંતુ પંદરમી સદીથી યુરોપમાં અને ખાસ કરીને પશ્ચિમ યુરોપમાં એક પ્રચંડ પરિ-વર્તન શરૂ થયું. એ પરિવર્તન સર્વાંગી હતું. તેણે સમાજજીવનમાં મૂળભૂત ફેરફારો શરૂ કર્યા અને ચિંતનમાં પણ એક મૂળભૂત ક્રાન્તિ આણી. પંદરમી સદીથી શરૂ થયેલા આ સામાજિક અને બૌદ્ધિક પરિવર્તને, સોળમી, સત્તરમી અને અઢારમી સદીમાં એટલો વેગ પકડ્યો કે તેણે ઓગણીસમી સદીની શરૂઆતમાં પાશ્ચાત્ય યુરોપીય સમાજ અને તેની સાથે સંકળાયેલા અનેક દેશો અને ખંડોમાં જીવનપદ્ધતિમાં ધરમૂળની ક્રાન્તિ આણી. આ પરિવર્તને સમાજજીવન અંગેના, માનવજીવનના વિશ્વની ભૂમિકા ઉપરના સ્થાન અંગેના અને વિશ્વના સ્વરૂપ અંગેના ખ્યાલોમાં પણ એક મૂળભૂત ક્રાન્તિ આણી. આ પરિવર્તને સામંતશાહી અને રોમન કેથોલિક ચર્ચની બેડીમાં જકડાયેલી સમાજવ્યવસ્થાને જડમૂળથી ઉખેડી મૂડીવાદી સમાજવ્યવસ્થાની સ્થાપના કરી. ફ્રેંચ ક્રાન્તિ, ઇંગ્લૅન્ડમાં થયેલી ઔદ્યોગિક ક્રાન્તિ અને ઇંગ્લૅન્ડ સામે બળવો કરી સાંસ્થાનિક શોષણ નીતિને સફળ રીતે ફગાવી દેનાર અમેરિકન સ્વાતંત્ર્યયુદ્ધ, એ ત્રણ આ પ્રચંડ પરિવર્તનના આખરી શિખરો. આ ત્રણ ઝંઝાવાતોએ વર્તમાન મૂડીવાદી સમાજવ્યવસ્થાને અને તેને અનુરૂપ નિયંત્રણોની પરંપરાને દૃઢીભૂત કરી માનવજીવનનો નવો તબક્કો શરૂ કર્યો.

પંદરમી સદીથી સામાજિક પરિવર્તનના આ પ્રવાહે ચિંતનની પણ એક ભવ્ય પ્રણાલિકા સર્જી. કુદરતદર્શન અને સમાજદર્શનને પણ તેણે નવી ભૂમિકા ઉપર મૂક્યું.

**પહેલો તબક્કો:** સાડાત્રણ સૈકામાં સમાજ અને ચિંતનમાં પાયાનું પરિવર્તન આણતા આ પ્રવાહે વિવિધ સ્વરૂપો ધારણ કર્યાં. પહેલા તબક્કામાં નવા વિકસતા સમાજના અગ્રણી વેપારી વર્ગે મોટી કંપનીઓ કાઢી વેપાર માટે સાહસો કરી મહાસાગરો ઓળંગી પૃથ્વીના વિવિધ ખંડો શોધવા માંડ્યા. વ્યાપારધંધાને સફળ બનાવવા તથા વ્યાપાર માટે માલ ઉત્પન્ન કરવામાં નડતાં સામંતશાહી અને રોમન કેથોલિક ચર્ચનાં બંધનોને તોડવા આ વ્યાપારીઓએ રાજાઓની મદદ લઈ સામંતોની અને રોમન કેથોલિક ચર્ચની સત્તા સામે પ્રહારો શરૂ કર્યા. ઇટલી, ફ્રાન્સ, જર્મની, બેલ્જિયમ,

હૉલૅન્ડ, ઇગ્લૅન્ડ, સ્પેન, પોર્ચુગલ વગેરે દેશોમાં અનેક વેપારી પેઢીઓ વિકસી આવી. રાજાઓને નાણાંનું પીઠબળ આપી આ વ્યાપારી વર્ગે સામંતો અને રોમન કેથૉલિક ચર્ચના પ્રભુત્વ સામે પડકાર કર્યો. ઇગ્લૅન્ડમાં ટ્યુડરો, ફ્રાન્સમાં બુર્બોન રાજાઓ, જર્મનીમાં વિવિધ રજવાડાંઓ અને અન્ય દેશોમાં પણ રાજાઓના રક્ષણ નીચે વ્યાપારી વર્ગે સામંતશાહીને તોડવાના પ્રયત્ન કર્યા. રૅનેસાંસ્ અને રિફૉર્મેશનને નામે ખ્યાત થયેલા યુગોમાં નવા સમાજ માટે જૂની પ્રણાલિકાઓ તોડવાની ભૂમિકા બંધાઈ. રોમન કેથૉલિક ચર્ચે મંજૂર રાખેલી, સર્વ યુરોપને પોતાની પકડમાં રાખતી સામંતશાહી ઉત્પાદનવ્યવસ્થા અને તેને અનુરૂપ આપ ખુદ સંસ્થાઓ અને નિયંત્રણો સામે બળવો ઊઠ્યો, જેણે યુરોપમાં નવ રાષ્ટ્રોનાં નિર્માણ કર્યાં; અને એ રાષ્ટ્રોના વિકાસ માટે તાત્ત્વિક અને સંસ્થાત્મક ભૂમિકા રચવા માંડી

**પરિવર્તનનો બીજો તબક્કો :** પરિવર્તનના આ બીજા તબક્કામ સમૃદ્ધ વ્યાપારીઓએ હવે આપખુદ રાજાઓને પણ કાબૂમાં લાવવ પ્રયત્ન કર્યો. રાજાઓ પ્રજાની સંમતિથી રાજ્ય કરે છે, તેમના સાર્વ ભૌમત્વની ભૂમિકા પ્રજાના સહકારમાંથી, પ્રજાની મંજૂરીમાંથી વિકસે છ એ ખ્યાલને વિચારકોએ પ્રસ્થાપિત કર્યો વ્યાપારીઓ ઉત્પાદન સાધનોમ ફેરફાર કરતા હતા; ઔદ્યોગિક યુગની ભૂમિકા રચતા હતા. આપખુ રાજાઓની માગણી, કરવેરા અને ખર્ચાળ જીવન નવા ઔદ્યોગિક વિકાસમ વિઘ્નરૂપ થતાં હતાં. આ દરમિયાન વ્યાપારીઓમાંથી ઉદ્યોગપતિઓ બનત મૂડીવાદીઓએ આપખુદ રાજાશાહી સામે ઉગ્ર બળવો ઉઠાવ્યો. લોકશાહીની લોકપ્રતિનિધિત્વની અને પ્રતિનિધિત્વ ધરાવતી સંસ્થાઓ વગર રાજ્યથ કરવેરા ન નાખી શકાય (No taxation without representation) એવી ઘોષણા કરીને ઇગ્લૅન્ડમાં સ્ટુઅર્ટો સામે અને ફ્રાન્સમ બુર્બોન રાજાઓ સામે લડતો ઉપાડી. ઓગણીસમી સદીની શરૂઆતમ ઔદ્યોગિક ક્રાંતિ અને લોકશાહી માટેની ભૂમિકા રચાઈ. વ્યાપારી વર્ગને બદલે નેતાગીરી ઔદ્યોગિક પૂંજીપતિઓના હાથમાં આવી. પશ્ચિમ યુરોપન સમાજવ્યવસ્થા ઔદ્યોગિક પૂંજીપતિઓની નેતાગીરી નીચે નવું સ્વરૂ ધારણ કરવા માંડી. આ પલટાતી પરિસ્થિતિ માટે અનેક ચિંતનધારાએ તાત્ત્વિક ભૂમિકા તૈયાર કરતી હતી.

આમ, પંદરમી સદીથી શરૂ થયેલા પરિવર્તને ઓગણીસમી સદી સુધીમાં સમાજજીવન અને ચિંતનને નવી ભૂમિકા ઉપર આણી દીધું.

**વિશ્વરૂપ દર્શનમાં પરિવર્તન :** ત્રણ સદીના આ યુગમાં ખગોળ, ભૂગોળ અને ગણિત અંગે માનવીના ખ્યાલોમાં મૂળભૂત પરિવર્તન આવે છે. રોમન કેથોલિક ચર્ચે વિકસાવેલી વિશ્વસર્જન, વિશ્વદર્શન અને પરલોક, પાપ અને પડતીની કલ્પનાઓના ચક્રવ્યૂહોમાંથી માનવીની વિચાર-

**વૈજ્ઞાનિક દૃષ્ટિનો વિકાસ :** બેકને ચાલુ કરેલી આ તર્કપ્રણાલિકાએ વિજ્ઞાનનાં મંડાણ કર્યાં. લૉકે "સંવેદન સત્ય" (ઇન્દ્રિયો દ્વારા પ્રાપ્ત કરેલી માહિતીમાંથી સત્યનું શોધન કરવા (Truth through Senses)ની ઘોષણા કરી પંચેન્દ્રિયની સત્ય શોધન માટેની ભૂમિકાનું મહત્ત્વ પ્રસ્થાપિત કર્યું. આ ભૂમિકાએ વિજ્ઞાનોને વાસ્તવનું નિરીક્ષણ કરવા તરફ ઝોક આપી તેમના વિકાસ માટે એક સાચો માર્ગ ખોલી આપ્યો. ડેકાર્ટે બુદ્ધિનું મહત્ત્વ દર્શાવી બુદ્ધિવાદ (Rationalism)ની ચિંતનધારાને સર્જાવી. ઇન્દ્રિયો દ્વારા પ્રાપ્ત કરેલું અને બુદ્ધિ દ્વારા ચકાસાયેલું એ જ સત્ય, એવી સત્યની નવી ભૂમિકા રચાઈ.

**પારલૌકિક-ધાર્મિક વિચારશૃંખલામાંથી મુક્તિ :** સત્ય એ દૈવી તત્ત્વનો ગેબી અવાજ, અગર ઈશ્વરદત્ત દર્શન કે પારલૌકિક અટપટી ભૂમિનું અંતરના અવાજે અગર ધર્મગુરુએ નિર્ણીત કરેલું જ્ઞાન નથી, પરંતુ વિશ્વનું ઇન્દ્રિયો અને બુદ્ધિથી વિકસાવેલું વાસ્તવદર્શન છે એમ પ્રસ્થાપિત કરી આ ચિન્તકોએ વિજ્ઞાનને રોમન કેથોલિક ધર્મે વિકસાવેલી—ધાર્મિક, પારલૌકિક—શૃંખલામાંથી મુક્ત કર્યું.

વિશ્વ એ વાસ્તવ છે, ઈશ્વરની લીલા, માયા કે અવાસ્તવ ભ્રમ નથી. માનવી ઈશ્વરની લીલા–શેતરંજનું પ્યાદું નથી, દિવ્ય તત્ત્વોની મરજી અનુસાર, અગમ્ય તત્ત્વોની ઇચ્છા અનુસાર કઠપૂતળી જેવું કૂદતું રમકડું નથી; પરંતુ ઇન્દ્રિયો અને બુદ્ધિ દ્વારા કુદરતને ઓળખતું, કુદરત ઉપર પ્રભુત્વ મેળવવા પ્રયત્ન કરતું, કુદરતને પોતાના જીવન માટે ઉપયોગી સાધન તરીકે ગણતુ કુદરતનું જ એક સ્વભાન અને મહત્ત્વનું એકમ છે એવી નવી માનવ-ખુમારી આ સામાજિક અને ચિંતનનાં પરિવર્તનોએ આણી.

કુદરત, આલોક, વિશ્વ એ માયા નથી; પરંતુ નક્કર વાસ્તવ છે, અને માનવદત્ત ઇન્દ્રિયો અને બુદ્ધિ દ્વારા સમજી શકાય એવું વાસ્તવ છે એમ આ તત્ત્વજ્ઞાને પ્રસ્થાપિત કર્યું. વિશ્વનાં વિવિધ પાસાંઓનું વધુ અને વધુ નિરીક્ષણ, તેમનાં ગુણ–કાર્યની સમજ, તેમનાં કાર્યકારણના સંબંધોનું દર્શન અને આ વાસ્તવ વિશ્વમાં તેના જ અંગ તરીકે માનવીનું શું સ્થાન છે એનું જ્ઞાન એ જ સત્ય. સત્યની શોધ એટલે ઇન્દ્રિયો અને બુદ્ધિની મદદથી કુદરત સાથે સંપર્ક સાધી, તેની સાથે વિવિધ પ્રકારના સક્રિય સંબંધો વિકસાવી તેને વધુ અને વધુ ઓળખવાની પ્રવૃત્તિ એમ આ ચિંતન-ધારાએ પ્રસ્થાપિત કર્યું.

પંદરમી સદી પછીના ત્રણ સૈકાઓમાં માનવીએ સત્યશોધનનો આ નવો માર્ગ, કુદરત-અભિમુખ, આલોકવાદી, વાસ્તવવાદી વિજ્ઞાનનો માર્ગ અપનાવ્યો. આ માર્ગ ખૂલી જતાં ખગોળ, ભૂગોળ, પદાર્થવિજ્ઞાન, રસાયણ-વિજ્ઞાન, જીવશાસ્ત્ર અને ગણિતશાસ્ત્ર તથા અન્ય ભૌતિકશાસ્ત્રોએ વિરાટ પગલાં ભર્યાં.

**માનવી અંગે નવી દૃષ્ટિ :** સાથે સાથે માનવી અંગે, માનવીના સ્થાન અંગે, માનવીના નિયંત્રણ અંગેના ખ્યાલોમાં પણ પરિવર્તન આવવા માંડ્યું. રોમન કૅથોલિક ચર્ચે પ્રચલિત કરેલી વિશ્વદર્શન અને પારલૌકિક ઈશ્વરી પ્રણાલિકા પ્રમાણે માનવી એ પતન પામેલો, પોતાના પાપનું પ્રાયશ્ચિત કરતો, પરલોકમાં મોક્ષ માટે, ઈશ્વરની કરુણા પ્રાપ્ત કરવા હવાતિયાં મારતો આત્મા ગણવામાં આવતો. તેને રોમન કૅથોલિક ચર્ચે વિકસાવેલી માન્યતાઓ, શ્રદ્ધાઓ, રૂઢિઓ અને સાચાંખોટાં કાર્યોની પ્રણાલિકાઓને તાબે થતો ઈશ્વરરૂપી ભરવાડનાં ઘેટાં જેવો પાપભર્યો જીવ માનવામાં આવતો. એ સર્વ કલ્પનાઓ સામે એક પ્રચંડ ઝંઝાવાત જાગ્યો. માનવી એ બુદ્ધિમાન, વિકસતું, વિશ્વનું તત્ત્વ છે, તે પોતાની બુદ્ધિ અને ઇન્દ્રિયોની સહાયથી પોતાના જીવનનો ઉત્કર્ષ કરી શકે છે, આ લોકમાં જ પ્રગતિ સાધી શકે છે અને કુદરતના કાયદાઓ સમજી તેને અનુરૂપ થઈ પોતે જ આપમેળે પૃથ્વી ઉપર જ વિકાસ સાધી શકે છે એ પ્રકારની આશાવાદી, માનવ-અભિમુખ, સ્વાશ્રયી અને માનવજીવનનું ગૌરવ કરતી વિચારસરણી જાગી. રોમન કૅથોલિક ચર્ચે વિકસાવેલી, દૈવી પીઠબળ ધરાવતી અંધશ્રદ્ધા, તાબેદારી માગતી સામંતશાહી સમાજવ્યવસ્થાને અનુરૂપ નિયંત્રણો અને 'સંસ્થાઓની પ્રણાલિકાને ફગાવી કુદરતને અનુરૂપ સમાજવ્યવસ્થા તથા સંબંધો અને

વિવિધ સ્વરૂપે ઊછળવા માંડયો. ઇટલીમાં આ ચિંતન-પ્રવાહ મધ્યયુગના ચાણકય ગણાતા મેકિયાવલી અને સર્વકલાસંપૂર્ણ લિયોનાર્ડોવિન્સી જેવા સમર્થ કલાકારમાં વ્યક્ત થયો. ઇગ્લૅન્ડમાં ટ્યુડર-સ્ટુઅર્ટ યુગમાં શેકસપિયર-મિલ્ટનના ઉત્તુંગ સાહિત્યપ્રવાહોમાં અને બેકન, હૉબ્સ, લૉક વગેરેનાં ચિંતનોમાં વ્યક્ત થયો. ફ્રાન્સમાં આ નવો ચિંતન-પ્રવાહ લૂઈ ૧૪માના સમયના પેરિસનાં સાહિત્ય, ચિંતન અને કલાના ઝળહળા થતા સંસ્કારજીવનમાં વ્યક્ત થઈ આગળ ધસમસ્યો. જર્મનીમાં માર્ટિન લ્યૂથરથી શરૂ થતી પ્રૉટેસ્ટન્ટ ક્રાન્તિ દ્વારા તથા પાછળથી અનેક સ્વરૂપે વિકસી કાન્ટ અને હેગલની એક ભવ્ય ચિંતનધારા તરીકે તે રેલ્યો. સ્પેન, પોર્ચુગલ, હોલૅન્ડ, બેલ્જિયમ વગેરે રાષ્ટ્રોનો પણ આ જ સમયમાં ઉદ્ભવ થઈ સાહિત્ય અને ચિંતનના નવા પ્રવાહો વહેવરાવે છે.

રાજ્યશાસ્ત્રનો વિકાસ : સમાજચિંતન અંગે ૧૯મી સદી સુધી નીચેના મુખ્ય પ્રવાહો વિકસતા દેખાય છે. સમસ્ત યુરોપને પોતાનાં ધાર્મિક નિયંત્રણોમાં જકડી રાખતા રોમન કેથોલિક ચર્ચ અને પશ્ચિમ યુરોપમાં વિકસતા નવાં રાષ્ટ્ર-રાજ્યો વચ્ચે ચર્ચ અને રાજ્યમાં નિયંત્રણ કરવાનો આખરી અધિકાર કોનો હોઈ શકે એ અંગે ઘર્ષણ શરૂ થયાં. રાજ્યનુ સાર્વભૌમત્વ હોવું જોઈએ એ વિચારધારા વિકસવા માંડી અને એમાંથી રાજ્યશાસ્ત્ર અંગેનાં ચિંતનો અને વિધાનો શરૂ થવા માંડયાં. મેકિયાવલીએ રોમન કેથોલિકની પકડથી મુક્ત કરતાં રાજ્યશાસ્ત્રનાં વિધાનો કર્યાં. આ પરંપરા જીન બોડીન, હૉબ્સ, લૉક, રૂસો, વિકો, મૉંટેસ્કયુ અને ગ્રોટિયસ જેવા વિચારકોએ ખીલવી અને શાસનનો હક રાજ્યને હોવો જોઈએ, રોમન કેથોલિક ચર્ચને નહિ એવાં વિધાનોની ભૂમિકા બાંધી. આ વિચારકોએ રાજ્યશાસ્ત્રને ધાર્મિક ચિંતન-પ્રણાલિકામાંથી મુક્ત કર્યું. અંતિમ નિયંત્રણ રાજ્યનું હોય તો રાજ્યનું સાર્વભૌમત્વ ઈશ્વરદત્ત નથી, રાજ્યની ધૂરા ધારણ કરતી રાજા જેવી વ્યક્તિની આપખુદ સત્તામાં નથી, પરંતુ જે શહેરીઓ ઉપર તે સત્તા વાપરે છે તેમની સંમતિમાંથી આ સાર્વભૌમત્વ (Sovereignty) રાજ્ય પામે છે એ જાતની રાજ્યની સત્તાની સૈદ્ધાંતિક ભૂમિકા વિચારકોએ વિકસાવી. આ ભૂમિકાએ ચર્ચ સામે અને આપખુદ રાજા સામે પણ નાગરિકોનો ક્રાન્તિ કરવાનો હક પ્રસ્થાપિત કર્યો. રાજ્યને એક જવાબદાર લોકશાહી ભૂમિકા ઉપર રચાયેલા કાયદાના મંડળ તરીકે ફેરવી નાખ્યું.

**અર્થશાસ્ત્રનાં મંડાણુ:** તેજ અરસામાં રાષ્ટ્રો પોતાનાં અર્થકરણમાં પણુ પરિવર્તન લાવતાં હતાં. નવા અર્થકરણના સિદ્ધાંતો પણુ વિકસવા માંડ્યાં. તે ચિંતનો બુલિયનવાદ, મર્કેન્ટાઇલિસમ્ અને કેમેરાલિસમને નામે પ્રથમ તબક્કામાં વિકસી ધીરેધીરે ફ્રિસિયોક્રેટસ્ અને એડસ્મિથના અર્થશાસ્ત્રમાં પરિણામ પામ્યાં. આમ રાજ્યશાસ્ત્ર સાથે અર્થશાસ્ત્રનો પણ વિકાસ થવા માંડ્યો.

**ઇતિહાસશાસ્ત્ર અને ઇતિહાસનું તત્ત્વજ્ઞાન:** માનવજીવન એ પૃથ્વી ઉપર માત્ર ક્ષણભંગુર જીવન નથી, પડછાયારૂપ જીવન નથી પરંતુ વિકસતું જીવન છે એ ખ્યાલે માનવીને પોતાના ભૂતકાળ તરફ નજર નાખતો કર્યો. આમાંથી બે ભવ્ય પ્રવાહો પંદરમી સદીથી વિકસી આવ્યા. ભૂતકાળને અંકોડાબંધ સમજવાનો પ્રયાસ કરતી, વિગતો એકઠી કરતી, "ઇતિહાસશાસ્ત્ર" (Historiography)ની પ્રણાલિકા અને માનવજીવનનું વિશ્વમાં સ્થાન સમજવા, માનવવિકાસનો અર્થ શોધવાનો ભગીરથ પ્રયત્ન કરતી, "ઇતિહાસનું તત્ત્વજ્ઞાન" (Philosophy of History) નામની અભ્યાસ શાખા. ઇતિહાસશાસ્ત્રની પ્રણાલિકાએ માનવીના જીવનના વિવિધ યુગોની વિગતો એકઠી કરવાનો અદમ્ય પ્રયત્ન આદર્યો. આ પ્રણાલિકા પંદરમી સદીથી શરૂ થઈ. ગ્રીસ, રોમના ઇતિહાસને છતી કરતી, રોમન કેથોલિક ચર્ચના જ ઇતિહાસને સમજવા મથતી એ પ્રણાલિકાએ નેબુર અને લિયોપોલ્ડ રાન્કેના ગહન ઇતિહાસશાસ્ત્રની ભૂમિકા તૈયાર કરી. "ઇતિહાસનું તત્ત્વજ્ઞાન" એ રોમન કેથોલિક ચર્ચના પતનના ધાર્મિક તત્ત્વજ્ઞાન (Theory of Fall of Man) સામે વિકસતું, માનવજીવનના ઇતિહાસનો અર્થ સમજાવતું ઇતિહાસનું તત્ત્વજ્ઞાન હતું. ઝડપથી પલટાતા સમાજ અને સામાજિક પરિવર્તનના સિદ્ધાંત સમજાવવા મથતું આ તત્ત્વજ્ઞાન વિવિધ ચિંતનપ્રણાલિકાના પરિમાકરૂપે વિકસતુ હતું. વિકો, કોંડોરસેટ મોન્ટેસ્કયુમાં એ વ્યક્ત થાય છે. ડેકાર્ટ, સ્પીનોઝા અને લિબ્નીઝના તત્ત્વચિંતનોમાંથી પ્રેરણા પામી હર્ડર, લેસિંગ, ગથે, શીલર, કાન્ટ અને હેગલમાં એ ગહન ચિંતનપ્રણાલિકા તરીકે વિકાસ પામે છે.

**બીજા સમાજચિંતનના પ્રવાહો:** તેજ પ્રમાણે નવાં વિકસતાં રાષ્ટ્રો અને તેમની સામાજિક ભૂમિકાને ઓળખવા મથતા બીજા ચિંતનપ્રવાહો પણ વિકસે છે. આ પ્રવાહોનો એક કળશ ફ્રાન્સના ડીડેરોટ, હેલ્વેશિયસ અને હોલ્બાશ નામની એનસાઇક્લોપીડિસ્ટ નામે વિખ્યાત

થયેલી ત્રિમૂર્તિમાં વ્યક્ત થાય છે અને બીજો પ્રવાહ નવી સમાજ-વ્યવસ્થાના સ્થાપન સાથે ઊભા થતા પ્રશ્નો ઉપર ચર્ચા કરતી, મૂડીવાદની અસરો અને શ્રમજીવી વર્ગોના નવા પ્રકારના શોષણની કરુણ કથા સામે પોકાર કરતી થોમસ મોરથી શરૂ થતી આદર્શ સમાજની કલ્પનારૂપે રૉબર્ટ ઓવેન, ફેરિયર અને સેંટ સાઇમનમાં પરાકાષ્ઠાએ પહોંચે છે.

ઓગણીસમી સદીની શરૂઆતમાં આમ પશ્ચિમ યુરોપમાં નવરાષ્ટ્રના પ્રસ્થાપન સાથે મૂડીવાદી સમાજરચનાની ભૂમિકા વિકસી અને રોમન કૅથોલિક ચર્ચના સામંતશાહી યુગને અનુકૂળ ધાર્મિક રંગે મનુષ્યને પાપી ગણી તેને ઈશ્વરપ્રેરિત નિયંત્રણોથી જકડવાની તત્ત્વચિંતનની, પારલૌકિક પ્રણાલિકાને ફગાવી આલૌકિક ભૌતિકશાસ્ત્રો અને માનવ-અભ્યાસોની પરંપરા વિકસી.

**ઓગણીસમી સદીનો નવો સમાજ:** આ સર્વના પરિપાકરૂપ ત્રણ મહાન ક્રાન્તિઓ — ફ્રેંચ ક્રાન્તિ, ઇંગ્લેન્ડની ઔદ્યોગિક ક્રાન્તિ અને અમેરિકાનું સ્વાતંત્ર્ય યુદ્ધ. ફ્રેંચ ક્રાન્તિ અને ઔદ્યોગિક ક્રાન્તિએ મૂડીવાદી ઉત્પાદન-ભૂમિકા ઉપર સમાજવ્યવસ્થાને દૃઢ કરી સામંતશાહી યુગની સમાજવ્યવસ્થાને ધરમૂળથી બદલી નાખી. ઔદ્યોગિક ભૂમિકા ઉપર મૂડીવાદી અર્થવ્યવસ્થાના માળખામાં અને વિવિધ રાષ્ટ્રોમાં વિકસેલી આ સમાજવ્યવસ્થાએ માનવજીવનને, માનવસંબંધોને, માનવનિયંત્રણોને નવી કક્ષાએ આણી દીધા. ઓગણીસમી સદીથી સમાજજીવન નવા પ્રશ્નો અનુભવવા લાગ્યું. ઔદ્યોગિક પાયા ઉપર રચાયેલા આ સંકુલ સમાજોમાં ઉત્પાદન-સાધનોના માલિકો અને શ્રમજીવીઓ એ બે શ્રેણીઓએ મુખ્ય વર્ગો તરીકે મહત્ત્વ ધારણ કર્યું. મૂડીવાદી સમાજના આ બે મુખ્ય વર્ગો, સમાજજીવનને ટકાવવામાં અને તેનું પરિવર્તન કરવામાં આ બે વર્ગો હવે મહત્ત્વનો ભાગ ભજવવા માંડ્યા. ત્રણ સદીઓને અંતે રચાયેલો સમાજ એ કુદરતને અનુરૂપ આદર્શ સમાજ નથી, પરંતુ મૂડીવાદી સમાજ-રચના છે એવું ભાન થવા માંડ્યું. આ સમાજવ્યવસ્થા કાયમી રહેશે, તેમાં થોડા ફેરફારો કરી એનાં મૂળભૂત તત્ત્વો અમર રહેશે કે આ સમાજવ્યવસ્થા પણ સામંતશાહી સમાજવ્યવસ્થા જેવી એક ઐતિહાસિક વ્યવસ્થા છે અને તેને પણ ધરમૂળથી બદલી સમાજવાદી સમાજવ્યવસ્થા વિકસાવવી પડશે એ અંગે વિરોધી વિચારસરણીઓ ઊપજી આવી.

**સમાજશાસ્ત્રના બે પ્રવાહો :** ફ્રેંચ અને ઇગ્લૅન્ડની ઔદ્યોગિક ક્રાન્તિ પછી વિકસી આવેલી મૂડીવાદી સમાજવ્યવસ્થાનાં મૂળભૂત અંગો અને તત્ત્વોને સ્વીકારી, તેની મર્યાદામાં રહી, સમાજમાં સુધારાવધારા કરવા અને તે અંગે જરૂરી સમાજ-અભ્યાસ વધારવો એ પ્રણાલિકા પ્રતિષ્ઠિત થવા માંડી. મૂડીવાદી સમાજવ્યવસ્થાને માનવજીવનના ઐતિહાસિક તબક્કા તરીકે ગણી તેમાં ક્રાન્તિકારી પરિવર્તન લાવવુ પડશે અને સમાજવાદી સમાજવ્યવસ્થાનો નવો યુગ લાવવો પડશે એવી ઐતિહાસિક સમાજવાદી વિચારસરણીની પ્રણાલિકા પ્રતિષ્ઠા પામી શકી નહિ; એ બળવાખોર વિચારધારા તરીકે ગણાઈ.

**કોમ્ટ અને પ્રતિષ્ઠિત સમાજશાસ્ત્ર: માકર્સ અને શાસ્ત્રીય સમાજવાદ**—સમાજશાસ્ત્રના આમ બે વિચારપ્રવાહો તેની સ્થાપના સાથે જ થયા એમ કહીએ તો ખોટું નથી. બને પ્રવાહોના પ્રણેતા પણ એક જ ગુરુના બે શિષ્ય એમ કહી શકાય. સેઇન્ટ સાઇમન એ પ્રખ્યાત તરંગી—આદર્શવાદી સમાજના ચિંતક. તેમના બે શિષ્યો ઑગસ્ટ કોમ્ટ અને કાર્લ માર્ક્સ.

કોમ્ટે પોસિટિવ ફિલોસોફી નામની વિચારસરણીને પ્રચલિત કરી. સમાજજીવનનો અભ્યાસ શાસ્ત્રીય ઢબે થવો જોઈએ અને સમાજનુ પદાર્થવિજ્ઞાન (Social Physics), સમાજનું શાસ્ત્ર (Sociology) સ્થાપવું જોઈએ એવી ઘોષણા તેણે કરી. કોમ્ટ એ પ્રતિષ્ઠિત થયેલી સમાજ-શાસ્ત્રની શાખાનો પ્રણેતા કહેવાય છે.

કાર્લ માર્ક્સે, સેઇન્ટ સાઇમનની તરંગી—આદર્શવાદી વિચારધારા (Upotian Socialist Current)ને શાસ્ત્રીય ભૂમિકા ઉપર મૂકી શાસ્ત્રીય સમાજવાદ (Scientific Socialism), ઐતિહાસિક પદાર્થવાદ (Historical Materialism)નું પ્રસ્થાપન કર્યું.

કોમ્ટે સંસ્થાપિત કરેલી સમાજશાસ્ત્રની શાખા પાશ્ચાત્ય મૂડીવાદી સંસ્કૃતિમાં પ્રતિષ્ઠા પામી, કેળવણીધામોમાં સ્થાન પામી. કાર્લ માર્ક્સનો વૈજ્ઞાનિક સમાજવાદ અગર ઐતિહાસિક પદાર્થવાદ કામદારવર્ગ અને તે વર્ગની નેતાગીરી કરતા ચિંતકોમાં પ્રસર્યો અને કેળવણીધામોમાં પ્રતિષ્ઠિત સ્વરૂપે સ્વીકાર પામી શક્યો નહિ. રશિયન ક્રાન્તિ પછી કાર્લ માર્ક્સનો આ સિદ્ધાંત નવા સમાજવાદી દેશોમાં પ્રતિષ્ઠા પામી ત્યાંનાં કેળવણીધામોમાં સ્વીકારાયો છે. પાશ્ચાત્ય મૂડીવાદી દેશોમાં ઐતિહાસિક

પદાર્થવાદ જોકે પ્રતિષ્ઠા પામ્યો નહિ, પરંતુ તે સિદ્ધાંતના અનુયાયીઓએ સમાજનાં વિવિધ પાસાંને ઉકેલવા ઘણા અભ્યાસો વધાર્યા. તેઓ ઐતિહાસિક પદાર્થવાદની દૃષ્ટિએ સમાજદર્શન અને સમાજપરિવર્તનના વિવિધ અભ્યાસો ઉપજાવતા જાય છે. માર્ક્સ, એંગલ્સ, લાફાર્ગ, કૌટસ્કી, મહેરિંગ, પ્લેખેનોફ, રોઝા લક્સંબર્ગ, લિબનેક, લેનિન, ટ્રોટસ્કી, બુખારીન, સ્ટેલિન, લ્યુકાસ, વાર્ગા, લેવી, બર્નાલ, કૉડવેલ, થોમસન, લિંડસે, જેકસન, ગ્રેહામ ક્લાર્ક, કેનાન, પાબ્લો, જર્મેન, સ્વીઝી, બરાન વગેરે અનેક વિચારકોનાં ઝૂમખાં આ દૃષ્ટિથી સમાજનો અભ્યાસ વિકસાવતાં આવ્યાં છે, પરંતુ આ પરંપરાનો વિગતવાર અભ્યાસ આ સ્થળે અસ્થાને છે.

કોમ્ટથી શરૂ થયેલી અને પાશ્ચાત્ય મૂડીવાદી દેશોમાં પ્રતિષ્ઠા પામેલી સમાજશાસ્ત્રની પ્રણાલિકા ફ્રાન્સ, જર્મની, ગ્રેટબ્રિટન અને યુ.એસ.એ.માં વિવિધ શાખાઓમાં વિકસી.

ફ્રાન્સમાં એમિલ દુરખાઈમ, મોસ અને તેના અનુયાયીઓની સંગઠનાત્મક સમાજશાસ્ત્ર શાખા (Solidaristic Sociological School) વિકસી આવી. જર્મનીમાં સ્વરૂપવાદી સમાજશાસ્ત્ર (Formal or Systematic Sociology)ની શાખા અને ઐતિહાસિક સમાજશાસ્ત્ર (Historical Sociology)ની શાખા એમ બે અસરકારક શાખાઓ વિકસી આવી. ગ્રેટબ્રિટનમાં સ્પેન્સરથી શરૂ થતી ઉત્ક્રાન્તિની પ્રણાલિકા હૉબહાઉસ, ગીન્સબર્ગ અને માર્શલ સુધી વિકસી આવી. યુ.એસ.એ.માં યુરોપીય વિચારકોની અસર નીચે સમાજશાસ્ત્રે વિપુલ વિકાસ સાધ્યો. વોર્ડ-રોસ-સુમ્નેરથી શરૂ થઈને સમાજશાસ્ત્ર વિવિધ તબક્કાઓમાંથી પસાર થયું. ઝનિયાકી, બેકર, મેકઆઈવર, ટાલકોટ પારસન અને હમણાં હમણાં પોતાની આગવી પ્રતિષ્ઠા જમાવતા રોબર્ટ મર્ટન આજે અમેરિકન સમાજશાસ્ત્રના અગ્રણીઓ ગણાય છે

સમાજજીવનના અભ્યાસના આમ બે પ્રવાહો વિકસી આવ્યા. પશ્ચિમ મૂડીવાદી સંસ્કૃતિમાં પ્રતિષ્ઠા પામેલો, વિવિધ વિદ્યાપીઠોમાં માન પામેલો, કોમ્ટે શરૂ કરેલો સમાજશાસ્ત્રનો પ્રવાહ, અને પશ્ચિમના મૂડીવાદી દેશોમાં પ્રતિષ્ઠિત નહિ થયેલો, બંડખોર વિચારસરણી તરીકે ગણાયેલો કાર્લ માર્ક્સે શરૂ કરેલો ઐતિહાસિક પદાર્થવાદ અને વૈજ્ઞાનિક સમાજવાદનો ચિંતન પ્રવાહ. આ બન્ને પ્રવાહોનો વિકાસ અને પરસ્પર અસરોનો ઇતિહાસ આપણને અભ્યાસના એક ગહન વમળમાં ખેંચી જાય છે. તે એક જુદું

અને રસભર્યું અધ્યયન થઈ શકે. એ અધ્યયન સમાજજીવનના અભ્યાસીઓ માટે જરૂરી છે, પરંતુ આ પ્રસ્તાવનામાં તે શક્ય નથી. આપણે તો અહીંયાં સમાજશાસ્ત્રી તરીકે મેકઆઇવરનું સ્થાન ક્યાં છે તે જ સમજવા પ્રયત્ન કરીએ છીએ. મેકઆઇવર વર્તમાન પાશ્ચાત્ય સમાજમાં પ્રતિષ્ઠિત થયેલી અને કેળવણીધામોમા સ્થાન પામેલી કૉમ્ટે શરૂ કરેલી સમાજશાસ્ત્રની શાખાના સભ્ય છે એટલું અહીંયાં પહેલા નોંધીએ.

## મેકઆઇવરની જીવનઝરમર

પ્રો. મેકઆઇવરનો જન્મ સ્કૉટલૅન્ડમાં થયો. તેમણે પોતાની કેળવણી એડિનબર્ગ અને ઑક્સફર્ડમાં લીધી. એડિનબર્ગમાં પીએચ.ડીની ઉપાધિ મેળવી તેમણે શિક્ષણક્ષેત્રે ઝંપલાવ્યું. તેમની શૈક્ષણિક કારકિર્દી એડિનબર્ગ યુનિવર્સિટીમાં શરૂ થઈ. ત્યાર બાદ તેઓ ગ્રેટબ્રિટન છોડી પ્રથમ કેનેડા ગયા. કેનેડામાં ટોરોન્ટો યુનિવર્સિટીમાં થોડો સમય કામ કરી યુ.એસ.એ.માં કોલંબિયા યુનિવર્સિટીમાં તેઓ સ્થિર થયા. હજી પણ તેઓ "લાઇબર પ્રોફેસર ઑફ પોલિટિકલ ફિલોસોફી અને સોશિયોલોજી" તરીકે પોતાના અભ્યાસો વધારતા જાય છે અને વિદ્યાર્થીઓને તૈયાર કરે છે.

પ્રો. મેકઆઇવરે અનેક શિષ્યો તૈયાર કર્યા છે. તેમના કેટલાક શિષ્યો તો પોતે જ વિવિધ ક્ષેત્રે અગ્રગણ્ય વિદ્વાનો તરીકે ખ્યાતિ પામ્યા છે. મેકઆઇવરે સંખ્યાબંધ પુસ્તકો લખ્યાં છે, જેમાંનાં ઘણાં આજે આધારભૂત ગ્રંથો તરીકે ગણાય છે, વિવિધ ભાષાઓમાં ભાષાંતર પામ્યાં છે અને ઘણી યુનિવર્સિટીઓમાં પાઠ્યપુસ્તકો તરીકે રસપૂર્વક વંચાય છે. તેમનાં પુસ્તકોમાં રજૂ થયેલાં ઘણાં વિધાનો અને ખ્યાલો આજે સમાજશાસ્ત્રમાં અને સમાજ-સંશોધનમાં મૂળભૂત ખ્યાલો તરીકે વણાઈ ગયાં છે કેટલાક વિવેચકોના મત અનુસાર અમેરિકામાં બહુ જ વધતા જતા, ઝીણા ઝીણા, લગભગ સિદ્ધાંતની ભૂમિકા વગરના છીછરા ગાણિતિક અભ્યાસોની જે પ્રણાલિકા વિકસતી હતી તેને અટકાવવામાં સ્કૉટલૅન્ડથી આવેલા આ વિદ્વાને સારો ફાળો આપ્યો એટલું જ નહિ, પરંતુ સમાજશાસ્ત્ર એ ગહન દર્શન છે અને સમાજજીવનના અર્થભર્યા સંબંધોને માત્ર બાહ્ય રીતે નહિ, પરંતુ એ જીવન અનુભવતી વ્યક્તિઓના અનુભવની આંતરદષ્ટિએ પણ સમજવાની જરૂર છે એ ભુલાઈ જતી ઘટના ઉપર ભાર મૂકી તેમણે સમાજશાસ્ત્રને નવો ઝોક આપ્યો. મેકઆઇવરના

આગમન પછી અમેરિકન સમાજશાસ્ત્રના વિકાસમા, અમેરિકામા ઊભી થયેલી / નવી પ્રણાલિકા મેકઆઇવરનુ સમાજશાસ્ત્રી તરીકે મહત્ત્વ પણ દર્શાવે છે

## મેકઆઇવરનુ સાહિત્યસર્જન

મેકઆઇવરે ઘણા પુસ્તકો લખ્યા છે જુદા જુદા માસિકોમા તેઓ હરહમેશ લખતા જ રહ્યા છે તેમના લખેલા પુસ્તકોની નોધ નીચે પ્રમાણે છે

1 'Community—A Sociological Study' 1917,
2 'Labour in the Changing World 1919,
3 'The Modern State' 1928,
4 'Society—An Introduction to Sociology' 1931
(આ પુસ્તક પાછળથી પ્રો પેજની ભાગીદારી સાથે 'Society—An Introductory Analysis' નામે વધુ વિસ્તારથી અને થોડાઘણા ફેરફારો સાથે વિવિધ આવૃત્તિઓમા છપાતુ જ જાય છે આ અનુવાદ આ વિસ્તારેલા પુસ્તકનો કરવામા આવ્યો છે )
5 'Contributions of Sociology to Social Work' 1931,
6 'Economic Reconstruction' 1931,
7 'Leviathan and the People' 1939,
8 'Social Causation' 1942,
9 'Towards an Abiding Peace' 1943
10 'Elements of Social Science' 1944,
11 'Web of Government' 1947,
12 'The More Perfect Union' 1948,
13 'The Ramparts We Guard' 1950
14. 'Democracy—An Economic chalange 1952,

એમના આ મૌલિક પુસ્તકો સિવાય બીજા વિદ્વાનો સાથે લખેલા ગ્રથો પણ છે તેમા પ્રો પેજ સાથેની તેમની ભાગીદારી ઘણી ઘનિષ્ઠ લાગે છે તેમની સાથે ઉપર નોધેલા Society પુસ્તક ઉપરાત નીચેના બીજા ગ્રથો છે

1 'Group Relation and Group Antagonisms' 1944
2 'Civilization and Group Relations' 1945
3 'Unity and Difference in American Life' 1947,
4 'Discrimination and National Welfare'
5 'Great Expressions of Human Rights' 1959,
6 'Conflict of Loyalties'

બોન અને પેરી સાથે તેમણે નીચેનું પુસ્તક લખ્યું છે :

1. 'The Roots of Totalitarianism'

**મેકઆઇવર—પ્રતિષ્ઠિત સમાજશાસ્ત્રની શાખાના અનુયાયી :** પ્રોફેસર મેકઆઇવરનું સમાજશાસ્ત્રી તરીકે મૂલ્યાંકન કરવાના પ્રયત્નો આજે થઈ રહ્યા છે. આપણે તેમના ફાળાનો અંદાજ કાઢવા પ્રયત્ન કરીએ.

મેકઆઇવર કોમ્ટ, સ્પેન્સર, દુરખાઇમ, સીમેલ, ટૉની, મેકસ વેબર કે કાર્લમેનહાઇમ જેવા મૌલિક ખ્યાલો કે મૌલિક કલ્પનાઓ સર્જતા સમાજશાસ્ત્રી નથી એમ ઘણા અભ્યાસીઓનું માનવું છે. મેકઆઇવર સર્જક તત્ત્વચિંતક તરીકે ગણાય નહિ એમ ઘણા માને છે. મેકઆઇવર પોતે પણ કબૂલે છે કે, તેમણે કોઈ નવાં સત્ય શોધ્યાં નથી. સમાજ-ચિંતનમાં વેરાયેલા, અર્ધસ્પષ્ટ, બીજા ખ્યાલોમાં વણાઈ ગયેલા એવા ઘણા ખ્યાલોને પ્રચલિત સમાજશાસ્ત્રની ભૂમિકામાં જ રહીને તેમણે સ્પષ્ટ કર્યા છે અને નોખા પાડયા છે. આ ખ્યાલોની ખૂબીઓને છતી કરી તાર્કિક રીતે સમજાવવાનો તેમણે સફળ પ્રયોગ કર્યો છે.

મેકઆઇવરની સમાજશાસ્ત્રી તરીકેની વિશિષ્ટતા જુદા પ્રકારની છે.

**મેકઆઇવરની ચાર સિદ્ધિઓ :** પ્રોફેસર ઓલ્પર્ટ નામના વિદ્વાને જણાવ્યું છે તેમ પ્રોફેસર મેકઆઇવરે સમાજશાસ્ત્રને સમૃદ્ધ કરવામાં નીચે પ્રમાણે ચાર પ્રકારનો ફાળો આપ્યો છે :

(૧) તેમણે વ્યક્તિ અને સમાજના સંબંધોનું એક અવનવી રીતે ક્રિયાત્મક સંબંધ તરીકે પ્રસ્થાપન કર્યું. વ્યક્તિની સમાજશાસ્ત્રમાં નવી દૃષ્ટિએ પુનઃસ્થાપના કરી.

(૨) મેકઆઇવરે મૂળભૂત સામાજિક ખ્યાલોની એક વિપુલ શ્રેણીને પદ્ધતિસર વિકસાવી અને ઝીણવટભરી રીતે સ્પષ્ટ કરી.

(૩) તેમણે અતિવિસ્તાર પામતા, સિદ્ધાંતની ભૂમિકા વગરના, વિગતો માટે વિગતો એકઠા કરતા સમાજજીવનના અભ્યાસોના અમેરિકામાં ઊભરાઈ આવેલા જુવાળને ખાળ્યો. વિગતોની શોધ પાછળ કાંઈક હેતુ હોવો જોઈએ અને સિદ્ધાંતની ભૂમિકા હોવી જોઈએ એ પ્રત્યે તેમણે સમાજશાસ્ત્રના અભ્યાસીઓનું લક્ષ ખેંચ્યું અને સમાજજીવનના અભ્યાસને ગહન બનાવવા, સૈદ્ધાંતિક ભૂમિકા ઉપર મૂકવા તેમણે પ્રયત્ન કર્યો. ભારતમાં પણ ખચીત, સિદ્ધાંતની ભૂમિકા વગર વિગતો એકઠી કરતા, અભ્યાસો વિકસાવતા સમાજશાસ્ત્રીઓ આ ચેતવણી ધ્યાનમાં રાખે તે ઇચ્છનીય છે.

(૪) પ્રૉફેસર ઑલ્પર્ટના મત અનુસાર મેકઆઇવરનો સમાજશાસ્ત્રમાં ચોથો પરંતુ અમુક દૃષ્ટિએ પહેલા ત્રણ જેટલો જ મહત્ત્વનો ફાળો ગહન વિષયને સરળ, મધુરી શૈલીમાં સમજાવી શકાય છે એ દર્શાવવામાં રહેલો છે.

મેકઆઇવરના સમાજશાસ્ત્રને સમૃદ્ધ કરતા આ ચાર પ્રકારના ફાળાને આપણે વિગતમાં સમજીએ.

**સમાજ અને વ્યક્તિ અંગેના ખ્યાલ, વ્યક્તિનું સર્જક એકમ તરીકે પુનઃસ્થાપન :** સમાજશાસ્ત્રને વિકસાવતી પ્રચલિત પદ્ધતિઓમાં વ્યક્તિને સામાજિક બળોના એક નિષ્ક્રિય (Passive) અંગ તરીકે ગણવાની પ્રથા દાખલ થઈ હતી. વ્યક્તિ એટલે સામાજિક પ્રવાહોનું પ્રતીક, સામાજિક બળો જેમ ઘાટ આપે તેવા ઘાટ ધારણ કરતું બીબું, એ પ્રકારની વ્યક્તિની ગણતરી સમાજશાસ્ત્રમાં કેટલાક બહુ વિખ્યાત વિદ્વાનોમાં પ્રચલિત હતી.

મેકઆઇવરે સમાજશાસ્ત્રીઓ સમક્ષ વ્યક્તિનું એક સર્જક તત્ત્વ તરીકે પ્રસ્થાપન કર્યું. વ્યક્તિ એ સામાજિક ઇમારતની, તેના ઘાટે જ સ્વરૂપ લેતી એક નિષ્પ્રાણ ઈંટ નથી કે સામાજિક દેહનું નચાવ્યું નાચે એવું અંગ નથી, પરંતુ વ્યક્તિ એ આશાભર્યું, લાગણીઓથી ધબકતું, સ્વપ્નાં સેવતું, હેતુઓ સાધવા પ્રયત્ન કરતું, મૂલ્યો સર્જતું, સભાનપૂર્વક સામાજિક સંબંધો બાંધતું જીવંત માનવ-એકમ છે એમ તેમણે પ્રસ્થાપિત કર્યું. વ્યક્તિ સમાજનો પડછાયો નથી, પરંતુ સમાજ-ગુંફનમાં સર્જનાત્મક ફાળો આપતું સભાન તત્ત્વ છે એ પ્રકારની ઘોષણા કરી તેમણે વ્યક્તિમહત્તાનું સમાજશાસ્ત્ર અને સમાજ-અભ્યાસમાં પુનરુત્થાન કર્યું. વ્યક્તિની ગહન પ્રક્રિયાઓને ભૂલી, વ્યક્તિ અંગને ગૌણ ગણી, બિનઅંગત સામાજિક કાયદાઓ શોધતા સમાજશાસ્ત્રીઓ સામે મેકઆઇવરે, કેટલાક બીજા વિચારકો સાથે હાથ મિલાવી, જેહાદ જગાવી. માનવીને સામાજિક પ્રવાહોને વ્યક્ત થવાના નિષ્પ્રાણ બીબાં તરીકે ગણીને સમાજશાસ્ત્રનો અભ્યાસ વિકસાવનાર અને સામાજિક સિદ્ધાંતો શોધનાર વિદ્વાનોને તેમણે જણાવ્યું કે તેમના પ્રયત્નો ઉપરછલ્લા, નિષ્પ્રાણ અને સમાજની સાચી સમજ વગરના રહેશે. વ્યક્તિ અને સમાજનો સંબંધ સભાનતાભર્યો છે, જીવંત છે એમ મેકઆઇવરે બહુ જ ભારપૂર્વક જણાવ્યું. વ્યક્તિ ને સમાજ વચ્ચેનો સક્રિય સંબંધ જોવાની, વ્યક્તિને સમાજના સભાન, જીવંત એકમ તરીકે ગણવાની અને તે ભૂમિકા ઉપર

સામાજિક ગુંફનનો અભ્યાસ કરવાની દૃષ્ટિ ઘણા વિદ્વાનોના મત અનુસાર મેકઆઇવરને સમાજશાસ્ત્રી તરીકે એક વિશિષ્ટ સ્થાનના અધિકારી બનાવે છે.

**સ્વરૂપવાદી સમાજશાસ્ત્ર :** આ નવી દૃષ્ટિએ સામાજિક સંબંધો અંગે અને સમાજશાસ્ત્ર અંગે જુદી જાતની સમજ પેદા કરી. સામાજિક સંબંધો એટલે ધબકતી, જીવંત વ્યક્તિઓએ સભાનપૂર્વક બાંધેલા સંબંધો, સમાજ એટલે આ પ્રકારના સામાજિક સબંધોના અગણિત તાણાવાણાઓનું ગુંફન. આ ગુંફનના તાણાવાણાને સમજવા હોય તો તે તાણાવાણા સર્જતી વ્યક્તિનાં સભાનતાનાં તત્ત્વોની ચકાસણી કરવાની શરૂઆત કરીને જ થાય એમ મેકઆઇવરે જાહેર કર્યું. મેકઆઇવરના મત અનુસાર વ્યક્તિની સભાનતાની લાક્ષણિકતા સમજાય તો જ તેમાંથી વિકસતા સંબંધોના પ્રકારોને, તે સંબંધોની ગૂંથણીને અને તે ગૂંથણીમાંથી ઊપસી આવતા સમાજના સ્વરૂપને સમજવાની ભૂમિકા બંધાય. સમાજ એટલે સામાજિક સંબંધોના તાણાવાણામાંથી વિકસી આવતુ સ્વરૂપ એ ઢબે સમાજને જોવાની અને સમાજને સમજવાની સમાજશાસ્ત્રની સ્વરૂપવાદી (Formal Sociology) શાખાના મેકઆઇવર હિમાયતી બને છે. આ શાખા જર્મનીમાં ઉદ્‌ભવી હતી. સીમેલ, વૉનવાઇઝ, ટોની, આલ્ફ્રેડ વેબર જેવા પ્રખર અભ્યાસીઓએ વિકસાવી હતી. મેક્સ વેબરે પણ તેને ઘણે અંશે અપનાવી હતી. પદ્ધતિસર સમાજશાસ્ત્ર (Systematic Sociology) અગર સ્વરૂપવાદી સમાજશાસ્ત્ર (Formal Sociology) તરીકે એ જર્મન શાખા ખ્યાતિ પામી. મેકઆઇવર આ શાખાની ઘેરી અસર નીચે છે. સામાજિક સંબંધોની અટપટી ગૂંથણીમાંથી વિકસતું સ્વરૂપ એટલે સમાજ એમ આ સ્વરૂપવાદી સમાજશાસ્ત્રીઓનું વિધાન. મેકસવેબરે આ સંબંધોને, સંબંધોના વિવિધ આકારોને વ્યક્તિની સભાન પ્રક્રિયા તરીકે જોવાનો આગ્રહ સેવ્યો. સામાજિક સંબંધોનાં સ્વરૂપોની સાચી ઓળખ વ્યક્તિની સભાનતાના સ્વરૂપની ઓળખમાંથી શક્ય બને એમ આ સર્વ વિદ્વાનોનું માનવું હતું. આ પ્રણાલિકાના હિમાયતી તરીકે મેકઆઇવરે માનવીની સભાનતાનાં સ્વરૂપોનું સંશોધન કરવા માંડયું. સભાનતાભર્યા સંબંધોમાં બે લાક્ષણિકતા હોય : (૧) સંબંધ સર્જતા માનવીઓ સભાન હોવાથી પરસ્પર વલણો ધરાવતા હોય, અને (૨) પરસ્પર કંઈ ઉદ્દેશથી, હિતથી આકર્ષાતા હોય. મેકઆઇવરે સામાજિક સંબંધોના ગુંફનની સ્તરરેખા માનવીનાં સભાનતાનાં વલણો અને હિતારૂપી મનોવ્યવહારની

પ્રક્રિયામાં શોધી. આ સૂત્રરેખાની આજુબાજુ ગૂંથાયેલું સામાજિક સંબંધોનું અટપટું સ્વરૂપ તે સમાજગુંફન એમ મેકઆઇવરે પાયાનું વિધાન કર્યું. મેકઆઇવરના સમાજશાસ્ત્રનો આ મૂળભૂત સિદ્ધાંત.

હિતલક્ષણોભરી સભાનતાને સૂત્રરેખા ગણી મેકઆઇવરે સામાજિક સંબંધોના તાણાવાણાને બે ઢબે સમજવા માંડયા. સામાજિક સંબંધોનાં બાહ્ય સ્વરૂપો અને આકારોને સમજવાની ઢબ, અને એ સામાજિક સંબંધોનાં બાહ્ય સ્વરૂપો પાછળ ધબકતા માનવીઓના મનોવ્યવહારોને સમજવાની ઢબ.

**ભૌતિકશાસ્ત્રો અને સમાજશાસ્ત્ર—તાત્ત્વિક ફેર :** મેકઆઇવર આ ભૂમિકા સ્વીકારી સમાજશાસ્ત્રને ભૌતિકશાસ્ત્રથી જુદી કક્ષાના શાસ્ત્ર તરીકે પ્રસ્થાપિત કરે છે. ભૌતિકશાસ્ત્રો, પદાર્થશાસ્ત્રો, પદાર્થોના ગુણ અને પદાર્થના સંબંધોમાં કારણો-પરિણામોની શોધ કરે છે. ભૌતિકશાસ્ત્રોના અભ્યાસ-એકમો જીવંત સભાન તત્ત્વો ન હોઈ, તે શાસ્ત્રો એકમોની દૃષ્ટિએ એ સંબંધોના રહસ્ય-અર્થ શોધવાનો પ્રયત્ન કરતા જ નથી. સમાજશાસ્ત્ર માત્ર કારણ-પરિણામ શોધતું શાસ્ત્ર નથી. સમાજશાસ્ત્રે સભાન સંબંધોમાં રહેલા વ્યક્તિઓએ અનુભવેલા અર્થો (meanings) પણ સમજાવવાના હોય છે. માનવીને લાગતાં રહસ્યો અને વ્યક્તિ અને જૂથોના હેતુઓ (motives)ને પણ સમજવાના છે. આમ સમાજશાસ્ત્ર વ્યક્તિઓની દૃષ્ટિએ રહેલા અર્થને અપનાવતું, અર્થ શોધતું શાસ્ત્ર પણ છે એમ પ્રસ્થાપિત કર્યું. માનવજીવનનો હેતુ શોધવો એ જ માનવજીવનની સાચી સમજ કહેવાય ને ?

સમાજશાસ્ત્રની આ પ્રકારની વ્યાખ્યા આપી મેકઆઇવરે સમાજ-શાસ્ત્રની વર્તનવાદી (Behaviourist) શાખા સામે તેમ જ પોસિટિવિઝમ નામની વ્યક્તિના આંતરભાવોને દૃષ્ટિમાં ન લેતી, સામાજિક હકીકતો (Social Facts)નો જ અભ્યાસ કરતી સમાજશાસ્ત્રની શાખાઓ સામે વિરોધ ઉઠાવ્યો. આ રીતે સમાજશાસ્ત્રને મનોવિજ્ઞાન સાથે ખૂબ જ ઘેરો સંબંધ છે એમ પણ તેમણે પ્રસ્થાપિત કર્યું.

મેકઆઇવરે આમ વ્યક્તિને, વ્યક્તિના અંતર્ગત ભાવોને વ્યક્તિનાં વલણો, હિતો, હેતુઓ અને અનુભૂતિઓને સમાજગુંફનના કેન્દ્રસ્થાન તરીકે ગણ્યાં. વ્યક્તિના આ સંબંધોમાથી સામાજિક ગુંફનો કેમ વિકસે છે અને એ ગુંફનો વ્યક્તિને કેમ સ્પર્શે છે તથા તે અંગે વ્યક્તિ

શી અનુભૂતિઓ અનુભવે છે તે સમજાવતું શાસ્ત્ર તે સમાજશાસ્ત્ર એમ પ્રસ્થાપિત કર્યું. વ્યક્તિઓની મનોક્રિયાઓને ઉવેખી, વ્યક્તિને માત્ર માનસશાસ્ત્રના અભ્યાસકેન્દ્ર તરીકે ગણતી, વ્યક્તિના હેતુ અને વલણોને અભ્યાસક્ષેત્રના માળખામાંથી ધકેલી દેતી, સમાજનો અભ્યાસ કરતી અને શાસ્ત્ર તરીકે ખપવા મથતી બીજી ભૂલભરેલી વિચારસરણીમાંથી સમાજશાસ્ત્રને મુક્ત કરવા મેકઆઇવરે પ્રયત્ન કર્યો.

"સામાજિક કાર્ય" શાખાના પ્રચારક: વર્તનવાદી સમાજશાસ્ત્ર (Behaviour School)ને બદલે "સામાજિક કાર્ય" (Social Action) શાખાને વિકસાવવામાં મેકઆઇવરે મદદ કરી.

ઝનિયાકી, બેકર, ટાલકોટ પારસન, ઝડપથી પ્રતિષ્ઠા પ્રાપ્ત કરી રહેલા રોબર્ટ મર્ટન અને મેકઆઇવર આ "સામાજિક કાર્ય" શાખાના પ્રખર ધુરંધરો છે. પ્રત્યેક વિચારક બીજા વિચારકથી કેટલીક બાબતોમાં જુદા પડે છે, પરંતુ તે સર્વની ભૂમિકા એક છે. તેઓ બધા જ "સામાજિક કાર્ય" (Social Action)ને સમાજવ્યવસ્થાનું એકમ ગણે છે. આમ તેઓ "સામાજિક હકીકત" (Social Fact)ને એકમ ગણતી શાખા અને "સામાજિક વર્તન" (Social Behaviour)ને એકમ ગણતી શાખાથી જુદા પડે છે. તે સર્વ "સામાજિક કાર્ય"ને એકમ ગણવામાં સહમત છે. "સામાજિક કાર્ય"નું એકમ ચાર તત્ત્વોનું બનેલું છે. સભાનભરી વ્યક્તિ, બીજી વ્યક્તિઓની આશાઓ વ્યક્ત કરતાં પ્રચલિત ધોરણો, વ્યક્તિનાં ધ્યેય અને વ્યક્તિએ એ ધોરણોની ભૂમિકામાં ધ્યેય સિદ્ધ કરવા ઉપયોગમાં લીધેલાં સાધન. આમ, સભાન વ્યક્તિનું ઉપલી ભૂમિકામાં કરેલું કાર્ય એ "સામાજિક કાર્ય" કહેવાય છે. પ્રત્યેક "સામાજિક કાર્ય" આ ચાર તત્ત્વોનું બનેલું હોય છે. વિવિધ સામાજિક કાર્યોનું ગુંફન તે સમાજ, એમ આ સર્વ વિચારકો સ્વીકારે છે. વ્યક્તિ એ સામાજિક કાર્યનું મધ્યબિંદુ છે અને તેને કેન્દ્રસ્થાને રાખી સમાજશાસ્ત્રને વિકસાવવું જોઈએ, એવો ઝોક આ શાખાના સમાજશાસ્ત્રીઓ આપે છે.

સમાજશાસ્ત્રની આ શાખા આજે યુ.એસ.એ.માં વધુ અને વધુ પ્રતિષ્ઠા પામી રહી છે. આ દૃષ્ટિબિંદુથી સમાજજીવનના અનેક અભ્યાસો વિકસી રહ્યા છે. આ શાખાની અસર બીજા દેશોમાં પણ પડવા માંડી છે. ભારતીય સમાજશાસ્ત્રીઓ પણ એ શાખાની અસર નીચે વધુ પ્રમાણમાં આવતા જાય છે. હોબહાઉસ, જીન્સબર્ગની અસર ઓછી થતી જાય છે.

મેકઆઇવર ઉપરાંત ટાલકોટ પારસન અને રોબર્ટ મર્ટન આજે ભારતમાં વધુ આકર્ષક બની રહ્યા છે.

સમાજશાસ્ત્રની "સામાજિક કાર્ય" શાખાના એક અગ્રણી નેતા તરીકે આજે મેકઆઇવર માનભર્યું સ્થાન ભોગવે છે. તેઓ ઘણા દેશના સમાજશાસ્ત્રના અભ્યાસોને પોતાના દૃષ્ટિબિંદુની અસર નીચે લાવી રહ્યા છે. માનવીની સભાનતાના પાયા ઉપર રચાયેલા સંબંધોનાં સ્વરૂપોને સમજવા પ્રયત્ન કરતી સ્વરૂપવાદી શાખાના તેઓ આજે અગ્રણી તરીકે ગણાય છે.

**મેકઆઇવરની સમાજશાસ્ત્રને બીજી દેણગી: ખ્યાલોની સ્પષ્ટતા:** પ્રોફેસર મેકઆઇવરની સમાજશાસ્ત્રી તરીકેની બીજી પણ વિશિષ્ટતા છે. આ વિશિષ્ટતાએ સમાજશાસ્ત્રને સમૃદ્ધ બનાવવામાં સારી મદદ કરી છે. સમાજદર્શનના અભ્યાસોમાં વેરાયેલા અને ધીમે ધીમે સ્વીકારાતા ઘણા મૂળભૂત ખ્યાલોમાં તેમણે સ્પષ્ટતા આણી. તે ખ્યાલોમાં રહેલા તાત્વિક તફાવતોને સરસ રીતે છતા કરી, તે ખ્યાલોનુ મહત્ત્વ દર્શાવ્યું.

મેકઆઇવરે વ્યક્તિની સભાનતા એટલે શું તે સ્પષ્ટ કરવા પ્રયત્ન કર્યો. તેમણે સામાજિક સબધો સમજવામા સરળતા કરી આપી. સામાજિક સબધો અને ભૌતિક પ્રકારના સબધો વચ્ચે શો તફાવત છે તેની તેમણે સુદર ચર્ચા કરી. બને પ્રકારના સંબંધ-સ્વરૂપોમા તાત્વિક ભેદ કયો છે તે એમણે સરસ રીતે દર્શાવ્યુ માનવી માનવી વચ્ચેના સભાનતાની ભૂમિકા ઉપર રચાતા સંબધો સમજાવતાં વલણો અને હિતોના ખ્યાલોને તેમણે સ્પષ્ટ કર્યા અને તેમનાં સ્વરૂપો સમજાવવા પ્રયત્ન કર્યો. અંતર સર્જતાં, મર્યાદિત સંબંધ વિકસાવતાં અને નિકટ લાવતાં વલણોનુ વર્ગીકરણ અને તે વલણોનાં સ્વરૂપોનું ઉચ્ચ, સરખી કક્ષાનાં અને નીચી નજરે જોતા વલણોમાં વિભાગીકરણ કરી મેકઆઇવરે માનવસબધના મનોવ્યવહારની સામાજિક સંબંધોની આંતરિક પ્રક્રિયાની એક અદ્‌ભુત માયાજાળને સમજવા માટે અભ્યાસીઓથી સ્પષ્ટ રીતે વાપરી શકાય એવાં સાધનો આપ્યાં. તે જ પ્રમાણે તેમણે કરેલુ હિતોનુ સરખાં અને સર્વસામાન્ય હિતોમાં વર્ગીકરણ સામાજિક સંબંધોના તાણાવાણાને સમજવામાં બહુ જ મદદરૂપ થવા માંડયુ છે. તેમણે રાજ્ય અને સમાજ વચ્ચેનો તાત્વિક ભેદ સમજાવી ઘણી ભૂલભરેલી વિચારધારાઓમાથી અભ્યાસીઓને મુક્ત કર્યા છે તેમણે સમુદાય, મંડળ અને સંસ્થા વચ્ચેના તફાવતો બહુ જ ઝીણવટભરી રીતે દર્શાવી અભ્યાસપદ્ધતિમા ખૂબ જ સ્પષ્ટતા આણી છે.

સર્વતોમુખી વર્ગભાન અને હરીફાઈભર્યું વર્ગભાન, એ બે વર્ગભાનનાં સ્વરૂપોમાં રહેલા તફાવતોની ચર્ચા કરી સામાજિક વર્ગોના અભ્યાસમાં કેટલાંક નવાં પાસાંઓ ઉઘાડી આપ્યાં છે. "આંતરિક અનુભવ" અને "બાહ્ય વર્તન" વચ્ચેનો તફાવત અને તે તફાવતમાંથી વિકસતા સામાજિક વ્યવહારોની પરંપરા અંગેની તેમણે આપેલી ઝીણવટભરી સમજ અભ્યાસીઓની દૃષ્ટિનાં ઘણા પડળો ખોલી નાખે છે. મેકઆઇવરે "મૂલ્યો અને સાધનો", વ્યક્તિમાંથી ઉદ્‌ભવતા અને સામાજિક માળખામાંથી ઉદ્‌ભવતા પૂર્વગ્રહોના ભેદ, સંસ્કૃતિ અને સરકાર વચ્ચેના તફાવત તેમ જ સામાજિક ઉત્ક્રાંતિ અને સામાજિક પ્રગતિ વચ્ચેના તફાવતો એવી ઝીણવટથી, એવી સરસ રીતે અને એવી સ્પષ્ટ રીતે સમજાવ્યા છે કે તે સમજ આજે અભ્યાસીઓને સમાજને સમજવા માટે એક નવી દૃષ્ટિ આપે છે એમ કહીએ તો ખોટુ નથી. મેકઆઇવરે સ્પષ્ટ કરેલા આ સર્વ ખ્યાલો સમાજશાસ્ત્રના અંગ તરીકે સમાજ-અભ્યાસીઓના સંશોધન-સાધનોમાં આવશ્યક હથિયાર બની ગયા છે. આ સર્વ ખ્યાલોની સ્પષ્ટતા કરી મેકઆઇવરે સમાજ અભ્યાસી માટે સંશોધનના નવા રાહ ખોલી આપ્યા છે ભારતીય સમાજના અનેકવિધ સબંધો, સ્વરૂપો અને પ્રક્રિયાઓને સમજવા આ ખ્યાલો કેટલા મદદરૂપ થઈ શકે એમ છે, તેનો પુરાવો આ અનુવાદનાં વિવિધ પ્રકરણોમાં આપેલા દૃષ્ટાંતોથી મળશે. પ્રત્યેક દૃષ્ટાંત અભ્યાસની એક શ્રેણી વિકસાવી શકે એમ છે.

મેકઆઇવરનુ આ જ કાર્ય તેમને સમાજશાસ્ત્રમાં ચિરસ્થાયી બનાવવા માટે બસ છે. પરંતુ સમાજશાસ્ત્રને સમૃદ્ધ કરવામા તેમણે તેથી પણ વિશેષ ફાળો આપ્યો છે

**મેકઆઇવરની સમાજશાસ્ત્રને ત્રીજી દેણગી: બિનસૈદ્ધાંતિક અભ્યાસ-જુવાળનો પ્રતિકાર:** અમેરિકામા ઝીણા ઝીણા અભ્યાસોની એક પરંપરા વિકસતી જતી હતી. સંશોધનોનો એક જુવાળ આવ્યો હજારો અભ્યાસો થવા માડયા સંશોધનની વિવિધ પદ્ધતિઓને અપનાવી અનેક પ્રકારની હકીકતો એકઠી કરવાની લગભગ ઘેલછા કહીએ તેવી પ્રણાલિકા અમેરિકામા સ્થાપિત થતી હતી. થોડા બાળકો, થોડા કુટુંબો, થોડી વ્યક્તિઓના અભિપ્રાયો, એકાદ લત્તો, એકાદ ગામડું, કોઈ ગામની વર્ગરચના, કોઈ નાની સંસ્થા, કોઈ મંડળ, ઘણી વાર લાખોના ખર્ચે કોઈ નાનામોટાં શહેરોના પણ અભ્યાસો થવા માડયા. આમ, સમાજશાસ્ત્રીઓ અને સમાજ-

સંશોધકો મોટે ખર્ચે સંખ્યાબંધ અભ્યાસો વિકસાવવા માંડ્યા. પરંતુ આ અભ્યાસો પાછળ સિદ્ધાંતોનો અભાવ દેખાવા માંડ્યો. લિંડ નામના "મિડલટાઉન" શહેરના પ્રખર અભ્યાસીને પોતાના વિસ્તૃત અભ્યાસો પછી પણ લાગવા માંડ્યું કે, આ અભ્યાસોની ભૂમિકા કઈ? આ જ્ઞાન શા માટે? તેમણે "Knowledge For What?"—"જ્ઞાન શાને માટે?" એ નામનું એક પુસ્તક લખી, આ ભૂમિકા વગરના અભ્યાસો સામે અસંતોષ વ્યક્ત કર્યો.

મેકઆઇવર યુ.એસ.એ.માં આવ્યા ત્યારે સૈદ્ધાંતિક ભૂમિકા વગરનાં આ સંશોધનો અને ખર્ચાળ અભ્યાસોની પરંપરા અમેરિકામાં શરૂ થઈ હતી. મેકઆઇવરે આ પ્રણાલિકા સામે પોતાનો સૂર કાઢ્યો. તેમણે અભ્યાસો પાછળ રહેલા સિદ્ધાંતોની ચકાસણી કરવા આગ્રહ કર્યો. તેમણે સંશોધનો અને અભ્યાસોને રહસ્યપૂર્ણ, કોઈ તાત્ત્વિક ભૂમિકા ઉપર લાવવા વિનંતી કરી. પોતાના વિદ્યાર્થીઓ દ્વારા સમાજશાસ્ત્રના વિચારકોની ભૂમિકાની તપાસ શરૂ કરાવી. અભ્યાસો પાછળ રહેલા કેટલાક ખ્યાલોની સ્પષ્ટતા કરવા તેમણે આગ્રહ સેવ્યો, અને આ રીતે સમાજશાસ્ત્રનાં સંશોધનોમાં અર્થ લાવવા, સમાજ-સંશોધનોને સૈદ્ધાતિક ભૂમિકા ઉપર લાવવા, તેમણે ભગીરથ પ્રયત્ન કર્યો. તેમના આ આગ્રહે અમેરિકન સમાજશાસ્ત્રને એક નવો ઓક આપ્યો. અભ્યાસ-પ્રણાલિકામાં પણ પરિવર્તન આવ્યું. વિદ્વાનો વધુ અને વધુ તાત્ત્વિક સિદ્ધાન્તો તરફ વળવા માંડ્યા અને અભ્યાસોની પદ્ધતિમાં નવી પ્રણાલિકા વિકસાવવા માંડ્યા. ઘણા વિદ્વાનોનું તો એમ પણ માનવું છે કે, મેકઆઇવરના આ જ કાર્ય માટે તેમને સમાજશાસ્ત્રમાં એક અનોખું સ્થાન મળવું જોઈએ.

ભારતમાં સંશોધનોનો જુવાળ આવવા માંડ્યો છે. નાના નાના અભ્યાસોની પરંપરા વિકસવા માંડી છે. સરકારી ફંડો અગર વિદેશી ફાઉન્ડેશનોની મદદથી આવા અભ્યાસોની પાછળ ઘણો ખર્ચ થવા માંડ્યો છે. પરદેશથી અભ્યાસીઓ મોટો ખર્ચ કરી અહીંયાં આવી, પોતાનાં ખર્ચાળ સાધનોની મદદથી નાના નાના અભ્યાસો વિકસાવી રહ્યા છે.

મેકઆઇવરની ચેતવણી ભારતના વિદ્વાનોએ પણ સમજવા જેવી છે. આપણે ત્યાં થતાં સંશોધનો પાછળ તાત્ત્વિક ભૂમિકા કઈ છે તે તપાસવાની જરૂર ઊભી થઈ છે. એ સૂચના આપણે ધ્યાનમાં નહિ રાખીએ તો અર્થ વગરની વિગતોનો એક ગંજ ખડકી, અંતમાં આપણે સમાજજીવનના

સાચા દર્શનની પાસે આવવાને બદલે વધુ વિમુખ થઈ શું. અભ્યાસ કર્યાનો સંતોષ પ્રાપ્ત થશે, પરંતુ સમાજશાસ્ત્રને વિકસાવવાની દૃષ્ટિએ અગર સમાજદર્શનની સૈદ્ધાંતિક ભૂમિકા ઉપર રહી સાચું માર્ગદર્શન કરવામાં વિદ્વાનો ભયંકર નિષ્ફળતા પ્રાપ્ત કરશે.

**મેકઆઇવરની ગુંજનશૈલી અને સામાન્ય પ્રજાના ચિંતનનું ઊર્ધ્વીકરણ :** પ્રો. ઑલપર્ટ અને બીજા ઘણા અભ્યાસીઓના મત અનુસાર મેકઆઇવરનો સમાજશાસ્ત્રને ચોથો મહત્ત્વનો ધરાવતો ફાળો તે સમાજશાસ્ત્રને ગુંજનશૈલીમાં સમજાવવામાં રહેલો છે. મેકઆઇવરે પોતાનાં લખાણો દ્વારા સાબિત કર્યું કે સમાજશાસ્ત્ર જેવું ગહન શાસ્ત્ર પણ રસીલી અને લોકભોગ્ય શૈલીમાં સમજાવી શકાય છે. ગહન શાસ્ત્રો અઘરી ભાષામાં, ન સમજાય એવી ક્લિષ્ટ ભાષામાં કે ફક્ત થોડા *નિષ્ણાતોને જ સમજાય એવી અટપટી ભાષામાં જ વ્યક્ત કરવાની જરૂર* નથી. સમાજની સમજ અને સમાજદર્શન સર્વસુલભ હોવાં જોઈએ. એ સર્વ-સુલભતા એ શાસ્ત્રના ખ્યાલો સર્વસુભગ અને સરળ ભાષામાં આલેખાય તો જ શક્ય બને સમાજવિજ્ઞાનને એક બંધિયાર કૂપજળ જેવું ન રાખતાં નિર્મળ, ખળખળ વહેતા ઝરણા જેવું જનભોગ્ય અને રસીલું બનાવવાનું આહ્વાન મેકઆઇવરે પોતાની શૈલી દ્વારા આપ્યું. મેકઆઇવર અટપટા ખ્યાલોની ગૂંથણીને નજાકતભરી રીતે, સ્પષ્ટ, સુરેખ, સરળ અને મધુર શૈલીમાં ચિત્રિત કરે છે. એક કલાકારની અદાથી મેકઆઇવર ગહન ખ્યાલોનાં સ્વરૂપોને છતાં કરી સામાન્ય માનવીના હૃદયમાં સચોટ રીતે દૃઢ કરી દે છે. મેકઆઇવરે મૂળભૂત ખ્યાલોને સામાન્ય સમજની

## મેકઆઇવરની મર્યાદાઓ

મેકઆઇવરની સમાજશાસ્ત્રી તરીકેની સિદ્ધિઓ સાથે કેટલીક ગંભીર મર્યાદાઓ પણ છે. તેમાંની નીચેની મર્યાદાઓ તરફ ઘણા વિવેચકોએ ધ્યાન ખેંચ્યું છે:

**(૧) ઐતિહાસિક દૃષ્ટિનો અભાવ :** વ્યક્તિના સભાન સંબંધોના તાણાવાણાનાં સ્વરૂપોના ઉકેલમા પડેલા પ્રો. મેકઆઇવર માનવજીવનની તેની પૃથ્વી ઉપર ઉત્પત્તિથી અત્યાર સુધી વિકસેલી સમાજવ્યવસ્થાની સળંગ, કડીબદ્ધ ઉત્ક્રાંત થતી જીવનપદ્ધતિઓની કક્ષાઓ અંગે કશું મહત્ત્વનું કહી શકતા નથી. તેમને માનવ-ઇતિહાસ, ઇતિહાસ તરીકે દેખાતો જ નથી. ગોર્ડન ચાઇલ્ડે એમના અમર થઈ ગયેલા નાના પુસ્તક 'Man Makes Himself'માં જણાવ્યું છે તેમ માનવી પોતાને ઘડતો જ આવ્યો છે. એ ઐતિહાસિક ઘડતર દરમિયાન માનવજાતે વિવિધ કક્ષાની સમાજ-વ્યવસ્થાઓ અને જીવનપદ્ધતિઓ વિકસાવી છે. ઉત્ક્રાન્તિની દૃષ્ટિએ આ વિવિધ પ્રકારની સમાજવ્યવસ્થાઓમાં અને જીવનપદ્ધતિઓમાં અમુક ક્રમબદ્ધતા અને ઐતિહાસિક શ્રેણીઓ પણ છે. પુરાતત્ત્વવિદો, નૃવંશ-શાસ્ત્રીઓ અને ઇતિહાસના અભ્યાસીઓએ માનવજીવનના આ વિકસી રહેલા યુગોનાં સુરેખ વર્ગીકરણ પણ કરવા માંડ્યાં છે. પાષાણયુગથી અણુયુગ સુધી વિકસેલો માનવજીવનનો ઇતિહાસ, એક સળંગ ઉત્ક્રાન્તિનો, રોમાંચક અને કાર્ય-કારણની અતૂટ કડીથી સંકળાયેલો પરિવર્તનનો ઇતિહાસ છે; એ ઘટના અંગે મેકઆઇવરના સમસ્ત સમાજદર્શનમાં કાંઈ મહત્ત્વનાં વિધાનો આપણને મળતાં નથી. મેકઆઇવરનું સમાજદર્શન આમ મુખ્યત્વે બિનઐતિહાસિક બને છે. આ તેમની પહેલી મર્યાદા છે.

**(૨) વસ્તુલક્ષી અભ્યાસ તરફ ઉદાસીનતા અને માત્ર સ્વરૂપ-લક્ષી દૃષ્ટિ :** મેકઆઇવર મુખ્યત્વે સમાજને વ્યક્તિના સભાન સંબંધોના તાણાવાણા તરીકે જુએ છે. તેઓ સમાજની બીજી બાજુ જોવા તરફ ઉદાસીનતા કેળવે છે. સમાજ એ વ્યક્તિઓના સભાન સંબંધોનું ગુંફન છે એ ખરું, પરંતુ સમાજ એ આર્થિક, રાજકીય, કૌટુમ્બિક પ્રજનન, બાળઉછેર, સાંસ્કારિક અને કલાત્મક પ્રવૃત્તિઓનું પણ એક માળખું છે એ સત્ય વિસારે પડાય એમ નથી. આ સર્વ સર્જનપ્રવૃત્તિ, કાર્યપદ્ધતિઓ એ જ માનવજીવનનું સત્ત્વ છે. વ્યક્તિ વ્યક્તિ વચ્ચેના સંબંધોની ગૂંથણીનો

આધાર, પ્રકાર અને સ્વરૂપ આ કાર્યપ્રણાલિકાઓના અમુક ઢબના સંસ્થાત્મક માળખા ઉપર જ આધાર રાખે છે. માનવી ઓજારો અને યંત્રોનાં સર્જન કરી ઔદ્યોગિક કાર્યપદ્ધતિ વિકસાવે છે. તે આર્થિક ઉત્પાદન કરી જીવન-નિર્વાહ અને જીવન સમૃદ્ધ કરવાની કાર્યપદ્ધતિ વિકસાવે છે તે વ્યક્તિ વ્યક્તિને સંકલિત કરવા વિવિધ પ્રકારની નિયંત્રણ-પદ્ધતિઓનુ સર્જન કરે છે તે વિવિધ પ્રકારનાં ચિંતનો, ઊર્મિમંથનો અને કલ્પનાના ઉડ્ડયનોનું સર્જન કરી બૌદ્ધિક અને કલાત્મક કાર્યપદ્ધતિઓ વિકસાવે છે.

આ સર્વ સર્જનોની કાર્યપદ્ધતિઓ એકબીજા સાથે ઘનિષ્ટ રીતે સંકળાયેલી છે. સર્વ સર્જનપ્રવૃત્તિઓ પણ અમુક નિશ્ચિત ઢબે જ ગૂંથાયેલી હોય છે અને માનવસમાજની જીવનપદ્ધતિ તરીકે આકાર ધારણ કરે છે. આ જીવન-પદ્ધતિ એટલે સમાજનું જીવનસત્ત્વ આ જીવનપદ્ધતિમાં સંકળાયેલી સર્વ કાર્યપદ્ધતિઓના સંબંધોને સમજવા એ માનવીના સભાનપૂર્વકના સંબંધોના તાણાવાણાને નિશ્ચિત સ્વરૂપ આપતા સત્ત્વને સમજવુ એમ થયું. કાર્ય-પદ્ધતિઓના બિનઅંગત માળખાને સમજવું એ પણ સમાજશાસ્ત્રની દૃષ્ટિએ વ્યક્તિના સભાનપૂર્વકના સંબંધોના તાણાવાણાને સમજવા જેટલું જ મહત્ત્વનું છે.

મેકઆઇવરનો વ્યક્તિ ઉપરનો ઝોક અને વ્યક્તિઓના સભાન સંબંધોના તાણાવાણાનાં સ્વરૂપોને જ સમજવાનો આગ્રહ તેમને સમાજ-જીવનના વિવિધ સર્જનોના સંસ્થાત્મક વારસાના બિનઅંગત માળખાના અભ્યાસ તરફ ઉદાસીન બનાવે છે.

સમાજને સર્વાંગી રીતે સમજવા માટે, સમાજજીવનને ઘડતાં બળોને યોગ્ય રીતે ઓળખવા માટે અને સમાજ અંગે પ્રો. મર્ટન જેને વસ્તુલક્ષી (Substantive), સત્ત્વલક્ષી સિદ્ધાંતો કહે છે તે પ્રસ્થાપિત કરવા માટે સમાજ અંગેનો અભ્યાસ આપણે માત્ર પ્રત્યેક જીવન્ત વ્યક્તિની સભાનતાની ભૂમિકા ઉપર વિકસેલા સામાજિક સંબંધોનાં જૂથ-સ્વરૂપો પૂરતો જ મર્યાદિત કરી શકીએ નહિ. પેઢી-દર-પેઢી વિકસતો, પ્રત્યેક જન્મ લેતી વ્યક્તિને આવરી લેતો, કાર્યપ્રણાલિકાઓરૂપે વ્યક્ત થતો, સામાજિક વારસાના બિનઅંગત સંસ્થાત્મક ગુંફનનો અને તેના વિકાસનો અભ્યાસ પણ એમાં સમાવવો પડશે.

મેકઆઇવર સમાજજીવનની આ સત્ત્વસમી સર્જનપદ્ધતિઓને 'સંસ્થા' શબ્દથી ઓળખી, તેમનું સાધનાત્મક અને મૂલ્યાત્મક પદ્ધતિઓમાં વર્ગીકરણ

કરી, તેમનો અભ્યાસ છોડી દે છે. તે સમાજજીવનના આ સંસ્થાત્મક પાસાને લગભગ ગૌણ ગણી અભ્યાસની દૃષ્ટિએ ઉદાસીનતા કેળવે છે સંસ્થાત્મક સ્વરૂપે વ્યક્ત થતી વિવિધ સર્જનપદ્ધતિઓ સંસ્થાઓ તરફ, તે સંસ્થાઓના ઘડતરની ભૂમિકા તરફ, તે સસ્થાઓના પારસ્પરિક સંબંધો તરફ અને સંસ્થાઓના ગુંફનના વ્યક્તિ વ્યક્તિ વચ્ચેના જૂથ-સંબધોને નિશ્ચિત સ્વરૂપ આપવાના ફાળા તરફ તે બેધ્યાન બન્યા હોય એમ લાગે છે. એ સર્વ અંગે મેકઆઇવર કશું જ મહત્ત્વનું વિધાન કરી શકતા નથી. આ તેમની બીજી મર્યાદા.

**(૩) સમાજશાસ્ત્રના ક્ષેત્ર વિષેનો મર્યાદિત ખ્યાલ:** આ બે મર્યાદાઓ મેકઆઇવરના સમાજશાસ્ત્ર અંગેના ખ્યાલને પણ મર્યાદિત કરે છે. મેકઆઇવરનું સમાજશાસ્ત્ર એ માનવસમાજને તેની ઉત્પત્તિથી હજી સુધી વિકસતી વિવિધ સમાજવ્યવસ્થાઓ અને જીવનપદ્ધતિઓને સમજાવતુ વસ્તુલક્ષી ઐતિહાસિક સમાજદર્શન નથી. મેકઆઇવરનુ સમાજશાસ્ત્ર વ્યક્તિ વ્યક્તિના સભાન સબધોમાંથી વિકસતાં વિવિધ જૂથ-ગુંફનોનાં સ્વરૂપોની ચર્ચા કરતુ સ્વરૂપવાદી શાસ્ત્ર બને છે. મેકઆઇવરનુ સમાજશાસ્ત્ર એ સમાજજીવનનાં સર્વ પાસાઓને સમજાવતુ શાસ્ત્ર નથી; તે સમાજજીવનના સત્ત્વસમી સર્જનપદ્ધતિઓ અને જૂથ-સ્વરૂપો એમ બન્નેને સમજવા પ્રયત્ન કરતુ સર્વાંગી ન બનતાં, સામાજિક સંબંધોનાં જૂથ-ગુંફનોને શાસ્ત્ર ઉકેલવા મથતુ મર્યાદિત શાસ્ત્ર બને છે. મેકઆઇવરનુ સમાજશાસ્ત્ર સત્ત્વલક્ષી ન બનતાં સ્વરૂપોની સમજ આપતુ અભ્યાસ-ક્ષેત્ર બને છે.

**મેકઆઇવરના મૂલ્યાંકન પાછળની ભાવના :** મેકઆઇવરની સિદ્ધિઓ અને મર્યાદાઓનુ વિસ્તારપૂર્વક વિવેચન કરવાનો અહીયાં ઉદ્દેશ નથી. મેકઆઇવરના ચિંતનના અર્ક જેવા આ ગ્રંથને આપણે વધારે સારી રીતે સમજીએ એ ઇરાદાથી જ મેકઆઇવરની ઉજ્જવળ સિદ્ધિઓ અને કેટલીક મૂળભૂત મર્યાદાઓ અગે આછું નિદર્શન કરવા અહીયા પ્રયાસ કર્યો છે. આ પૂર્વભૂમિકા મેકઆઇવરના ગ્રથને સમજવામાં મદદરૂપ થશે એવી હુ આશા રાખું છુ.

## આભારદર્શન

બીજો ખંડ પ્રમાણમાં વહેલો પ્રસિદ્ધ થાય છે તેથી આનંદ થાય છે.

આ વિદ્વાન સમાજશાસ્ત્રીના ગ્રંથને ગુજરાતી વિદ્યાર્થીઓ સમક્ષ રજૂ કરવાની મને તક આપી તે માટે અત્રે ગુજરાત યુનિવર્સિટીના સંચાલકોનો

હું ફરી આભાર માનું છું.

ગુજરાત યુનિવર્સિટીના સૌમ્ય મહામાત્ર શ્રી. કંચનલાલ પરીખ તથા તેમના કાબેલ મદદનીશો શ્રી. જે. એમ. મહેતા તથા શ્રી. શતાવૃત્ત મેઢનો પણ આ ગ્રંથના પ્રકાશનમાં રસ લઈને મારી કેટલીક ત્રુટિઓને સહાનુભૂતિપૂર્વક નિભાવી લેવા માટે હું આભાર માનું છું.

ગુજરાત યુનિવર્સિટી પ્રેસના વ્યવસ્થાપક શ્રી. પોપટલાલ પટવારી તથા તેમના મદદનીશ મંડળે આવડા મોટા પ્રકાશનને સ્વચ્છ અને સુઘડ રીતે પ્રકાશિત કર્યું અને મારા તરફ સૌજન્ય રાખી પુસ્તકના મુદ્રણ-પ્રકાશનને એક રસભર્યા અનુભવ જેવું બનાવી આપ્યું તે માટે હું તેમનો આભારી છું.

મુંબઈ યુનિવર્સિટીના ડિપાર્ટમેન્ટ ઓફ સોશિયોલોજીનાં સંશોધન સહાયક ડૉ. હંસા શેઠે આ ગ્રંથની ભાષાની ક્લિષ્ટતા, જોડણીની ભૂલો અને કેટલાંક વિધાનોમાં રહેલી અસ્પષ્ટતા દૂર કરવામાં, પ્રૂફો જોઈ આપવામાં તથા શબ્દસૂચિ બનાવવામાં જે મદદ કરી છે તે માટે હું તેમનો ઋણી છું.

મારા વિદ્યાર્થી શ્રી. તૈલપ જ. દેસાઈએ વિષયસૂચિ બનાવવામાં જે મદદ કરી છે તે બદલ હું તેમનો પણ આભાર માનું છું.

મેકઆઇવર જેવા વિદ્વાનના આવા પાયાના પુસ્તકનો અનુવાદ કરવો એ ભારે જવાબદારી છે. બીજા ગ્રંથમાં પણ મારો પ્રયત્ન કંઈક અંશે સફળ થયો હોય તો હું સંતોષ અનુભવીશ.

પહેલો ગ્રંથ વિદ્યાર્થીઓમાં રસ ઉપજાવે છે એમ વિદ્યાર્થીઓના આવતા પત્રો ઉપરથી લાગે છે. આશા રાખું છું કે બીજો ખંડ પણ તેમને ઉપયોગી થશે.

અનુવાદમાં રહેલી ત્રુટિઓ પ્રત્યે વિદ્વાનો તથા વિદ્યાર્થીઓ મારું ધ્યાન દોરશે તો હું એમનો આભારી થઈશ.

વધુ વાંચનની નોંધ, શબ્દસૂચિ અને વિષયસૂચિ પુસ્તકને સમજવામાં મદદરૂપ થશે એવી આશા સેવું છું.

જયકુટીર, ટાઇકલવાડી રોડ,
માહિમ પોસ્ટ ઓફિસ,
મુંબઈ–૧૬.
જુલાઈ ૧, ૧૯૬૨.
આષાઢ ૧૦, ૧૮૮૩ (શાક).

**અક્ષયકુમાર ર. દેસાઈ**

## મૂળ લેખકોના સમાજશાસ્ત્ર વિષે
## બે બોલ

"સમાજશાસ્ત્ર એ વળી કયું નવું તૂત છે!" આવો પ્રશ્ન મશ્કરીભરી રીતે હજી પણ કેટલાંક કેળવણીધામોમાંથી પુછાય છે.

આ મશ્કરીભર્યો પ્રશ્ન અભ્યાસીઓને રમૂજ ઉપજાવે છે. એ પ્રશ્નનો ખૂબ જ ટૂંકમાં ઉત્તર આપીએ તો આપણે એમ કહી શકીએ કે સામાજિક સંબંધોનાં ગુંફન—જેને આપણે સમાજ કહીએ છીએ—ને પદ્ધતિસર સમજવા યત્ન કરતું શાસ્ત્ર તે સમાજશાસ્ત્ર.

સમાજશાસ્ત્ર એક અભ્યાસનું ક્ષેત્ર છે.

માનવજીવનને અને તેનાં સર્જનોને સમજવા અનેક પ્રકારના અભ્યાસો અને શાસ્ત્રો વિકસતાં જાય છે. સાંસ્કૃતિક માનવશાસ્ત્ર (Cultural Anthropology), અર્થશાસ્ત્ર (Economics), ઇતિહાસ (History), માનસશાસ્ત્ર (Psychology) અને સામાજિક માનસશાસ્ત્ર (Social Psychology) વગેરે શાસ્ત્રો પણ માનવજીવનનાં વિવિધ પાસાં સમજવા પદ્ધતિસરનો અભ્યાસ કરે છે. પરંતુ સામાજિક સંબંધોના ગુંફનને જ અભ્યાસના કેન્દ્ર તરીકે રાખનાર હજી બીજું કોઈ પણ શાસ્ત્ર વિકસ્યું નથી. આ સંબંધોને જ મધ્યબિન્દુ તરીકે રાખી વિકસતું શાસ્ત્ર તે સમાજશાસ્ત્ર.

દા. ત., સાંસ્કૃતિક માનવશાસ્ત્ર (Cultural Anthropology) માનવીના (ખાસ કરીને પ્રાગૈતિહાસિક અને વર્તમાન જંગલ અને બર્બર-યુગનું જીવન વિતાવતા માનવીના) સમસ્ત જીવનનો અભ્યાસ કરે છે. માનવીની પ્રવૃત્તિઓ, તેનાં સર્જન અને તેની કળા, તેનો હુન્નર, તેનાં કપોલકલ્પનો, તેની માન્યતાઓ અને અંધશ્રદ્ધાઓ તથા તેણે વિકસાવેલી

સામાજિક સબધોની ગૂથણી, આ સર્વને આ શાસ્ત્ર પોતાના અભ્યાસનુ કેન્દ્ર બનાવે છે અર્થશાસ્ત્ર (Economics) માનવીને અર્થ-ઉત્પાદક અને અર્થપ્રસારક તરીકે સમજવા પ્રયત્ન કરે છે અને અર્થ અને કલ્યાણના સબધો શોધવા પણ પ્રયત્ન કરે છે ઇતિહાસ (History) પોતાના અભ્યાસનું કેન્દ્ર તદ્દન જ નોખુ રાખે છે સમયના મહાવહેણમા બનતી માનવીની મહત્ત્વની ઘટનાઓને ઇતિહાસ પોતાના વિષય તરીકે અપનાવે છે માનસશાસ્ત્ર (Psychology) પોતાના અભ્યાસના મધ્યબિન્દુ તરીકે એક નોખી જ માનવપ્રક્રિયાને સ્વીકારે છે માનવીને પ્રવર્તન કરતી વ્યક્તિ (Behaving individual) તરીકે અગર કેટલાક અભ્યાસીઓ સૂચવે છે તે પ્રમાણે વ્યક્તિ અને વાતાવરણ વચ્ચેની પ્રતિક્રિયામાંથી વિકસતા માનવવર્તનને કેદ્ર તરીકે રાખનાર શાસ્ત્ર તે માનસશાસ્ત્ર સામાજિક માનસશાસ્ત્ર (Social Psychology) માનવીના સમાજ તરફના પ્રત્યાઘાતોનો અભ્યાસ કરતુ માનસશાસ્ત્રનુ એક પેટાશાસ્ત્ર છે

આ સર્વ શાસ્ત્રો માનવીને અનુલક્ષીને અભ્યાસ વિકસાવે છે તે સર્વ એ રીતે સામાજિક શાસ્ત્રો છે પરતુ તેમાથી કોઈ સામાજિક સબધોના ગુફન—સમાજ—ને જ પોતાના અભ્યાસનુ મુખ્ય કેન્દ્ર બનાવતુ નથી, ફક્ત સમાજશાસ્ત્ર જ આ ગુફનને અભ્યાસનુ મધ્યબિન્દુ બનાવે છે સમાજશાસ્ત્રના અભ્યાસનું મધ્યબિન્દુ, આમ બીજા કોઈ પણ શાસ્ત્રના મધ્યબિન્દુ સાથે એકરૂપ થતુ નથી

અભ્યાસના કેન્દ્રનો તફાવત, વિષયના મધ્યબિન્દુનો ભેદ એક શાસ્ત્રને બીજા શાસ્ત્રથી જુદુ પાડે છે

માનવી માનવી વચ્ચેના સબધો અનેક સ્વરૂપે વિકસે છે તે આર્થિક સબધો તરીકે, રાજકીય સબધો તરીકે, ધાર્મિક સબધો તરીકે, કૌટુબિક સબધો તરીકે, નૈતિક સબધો તરીકે કે બીજા અનેક સ્વરૂપે વ્યક્ત થાય છે આ સર્વ સબધો અમુક રીતે નોખા છે, પરતુ સમાજશાસ્ત્રના અભ્યાસી માટે આ સર્વ સબધો સામાજિક સબધોના વિવિધ સ્વરૂપો છે એ હકીકત વધુ આકર્ષક અને મહત્ત્વની છે

બે વ્યક્તિઓ બજારમા વસ્તુ વેચવા ખરીદવા સબધમા આવે ત્યારે આપણે તેમને માત્ર આર્થિક માણસો (Economic men) તરીકે સબધમા આવે છે એમ કહેતા નથી તે બન્ને વ્યક્તિઓ સામાજિક માનવીઓ છે અને અર્થવિનિમયની પ્રવૃત્તિ માટે બજારમા એકઠા મળે છે એમ કહીએ

છીએ. માનવીનું જીવન બહુવિધ છે તેને આર્થિક પાસું પણ છે અને રાજકીય અને ધાર્મિક પાસાં પણ છે એટલુ જ નહિ, પરંતુ તેને કલાપાસું પણ છે અને નૈતિક પાસું પણ છે. પરંતુ આ સર્વ પાસાંની પાછળ રહેલી સર્વસામાન્ય ભૂમિકા એ જ કે આ સર્વ સંબંધો અને પાસાં સામાજિક સંબંધોના આવિષ્કાર જેવાં છે. માનવી ગમે તે કાર્ય કરતો હોય તો પણ તે બીજા માનવી સાથે સંપર્કમાં હોય છે. કોઈ પણ પ્રકારે માનવી માનવી સાથે સંબંધમાં આવે ત્યારે તે સામાજિક સંબંધના તાણાવાણા રચે છે.

સુદર, અટપટા, અજાયબી પમાડે એવા સર્વ સામાજિક સંબંધોનું ગુંફન એટલે સમાજ. સમાજશાસ્ત્રના અભ્યાસીઓ તરીકે એ સામાજિક સંબંધોના ગુંફનને સમજવાનો પ્રયત્ન તે આપણું મુખ્ય ધ્યેય.

આ અભ્યાસ શરૂ કરતા પહેલા આપણે એની કેટલીક મર્યાદાઓ સમજી લઈએ :

(૧) આપણા અભ્યાસનુ કેન્દ્ર—મધ્યબિન્દુ સામાજિક સંબંધોનુ ગુંફન છે. સમાજમાં બનતી બધી જ પ્રવૃત્તિઓ અને સામાજિક ભૂમિકા ઉપર થતી દરેકે દરેક ઘટનાનો અભ્યાસ કરવાનુ આપણે બીડું ઝડપતા નથી. આપણે આ સર્વ ઘટનાઓ સામાજિક ગુંફનને સમજવામાં મદદરૂપ થાય તેટલા પૂરતી જ સમજવા પ્રયત્ન કરીશુ. દા. ત, આપણે સંસ્કારને સંસ્કાર તરીકે, ધર્મને ધર્મ તરીકે, કલાને કલા તરીકે કે સંશોધનોને સંશોધનો તરીકે સમજવા પ્રયત્ન કરીશું નહિ. આ સર્વ માનવસર્જનો છે એ ચોક્કસ, પણ સમાજશાસ્ત્રના અભ્યાસી તરીકે આપણે આ સર્વ તત્ત્વો સામાજિક ગુંફનને સમજવા જેટલા પ્રમાણમાં મદદરૂપ થઈ શકે તેટલા જ પ્રમાણમાં તેમને સમજીશુ. આ મર્યાદા દરેક અભ્યાસીએ બહુ જ ધ્યાનપૂર્વક યાદ રાખવાની છે આ મર્યાદા ભૂલતાં આપણે સમાજમાં બનતી બધી જ ઘટનાઓને સમજવાના મિથ્યા, અમર્યાદ અભ્યાસવમળમાં ફસાઈ જઈશું. સમાજશાસ્ત્રના અભ્યાસીઓ આ પ્રકારની ભૂલ કરી બેસે એ ભય ઘણો સંભવિત છે.

(૨) સામાજિક સંબંધોના ગુંફનનો અભ્યાસ એટલે સમાજના ગુંફનનુ માત્ર વર્ણનાત્મક ચિત્ર દોરવુ, એમ કેટલાક અભ્યાસીઓ માને છે. આ માન્યતા ભૂલભરેલી છે. માત્ર વર્ણનાત્મક ચિત્ર દોરી આપણે બેસી રહેવાનું નથી; તેનુ વિશ્લેષણ પણ એટલુ જ આવશ્યક છે.

સામાજિક સંબંધોના ગુંફનનો અભ્યાસ, તેના વિવિધ તાણાવાણા, તેની અનેક પ્રકારની ભાતો અને તેને રચતાં સામાજિક સંબંધોનાં સ્વરૂપોની સ્પષ્ટ સમજ જરૂર માગે, પરંતુ આપણે એટલી વર્ણનાત્મક સમજથી અટકી શકીએ નહિ. સામાજિક સંબંધોનાં ગુંફન—સમાજનાં સર્વ અંગો અને સંબંધો એકબીજા સાથે કઈ રીતે ગૂંથાય છે, અને બદલાતા જતા સંયોગોને આ સર્વ ઘટનાઓ કેવી રીતે અનુકૂળ થાય છે. તે પણ સમજવુ આવશ્યક છે.

અમારા મત પ્રમાણે આવું વિશ્લેષણ જ સમાજને સમજવાનું પહેલુ પગથિયું છે, અને એ જ મત અનુસાર સમાજશાસ્ત્રનાં બીજાં પુસ્તકો કરતાં આ પુસ્તકમાં સમાજનું વધુ વિસ્તૃત વિશ્લેષણ કર્યું છે.

સમાજના અભ્યાસની તત્પરતા ધરાવનારાઓ માટે જ આ પુસ્તક લખાયું છે. સમાજશાસ્ત્રનું સરળ રીતે આલેખન કરવાનો આમાં પ્રયાસ છે.

# પૂર્વબોલ

સમાજરચનાને ટકાવી રાખતાં વિવિધ તત્ત્વોની ચર્ચા વિભાગ ૧માં આપણે કરી. હવે આપણે સમાજરચના, તેનાં અંગ-ઉપાંગો અને વ્યવસ્થાઓ જે સમાજ-વ્યવસ્થાને ઘાટ આપે છે તેની ચર્ચા કરી શકીએ એવી પરિસ્થિતિએ પહોંચ્યા છીએ.

સમાજરચના વિવિધ પ્રકારની જૂથવ્યવસ્થાઓની અટપટી ગૂંથણીમાંથી વિકસી આવે છે. સામાજિક જૂથો અનેકવિધ હોય છે અને અગણિત હોય છે.

આપણે પ્રકરણ ૧૦માં સમાજવ્યવસ્થાનાં મુખ્ય અંગો સરખાં જૂથોનું વર્ગીકરણ કરીશું અને તેમાં પણ માનવી માનવી વચ્ચે ખૂબ જ નિકટનાં અને ગાઢ સંબંધો સર્જતાં નિકટવર્તી, પ્રાથમિક જૂથો (Primary groups) અને મોટાં, પ્રમાણમાં બિનઅંગત, એવાં દૂરવર્તી જૂથો અગર બિનઅંગત જૂથો (Secondary groups)નાં સામાન્ય લક્ષણો સમજવા પ્રયત્ન કરીશું. આ મૂળભૂત ચર્ચા સમાજ-વ્યવસ્થાના વિભાગ સરખી બીજી ભિન્ન ભિન્ન જૂથરચનાઓ સમજવામાં ખૂબ જ સરળતા કરી આપશે.

પ્રકરણ ૧૧માં સમાજનાં પ્રાથમિક જૂથોમાં સહુથી અગત્યના અને સહુથી વ્યાપ્ત બની ગયેલા એવા "કુટુંબ" સંજ્ઞાથી ઓળખાતા સામાજિક જૂથનું અવલોકન કરીશું.

પ્રકરણ ૧૨ અને ૧૩માં સમાજઘડતરમાં વ્યક્તિઓ અને બીજાં જૂથોને સહુથી વિશેષ સમન્વિત કરતા અને મોટે ભાગે સ્વયંસ્ફુરિત એવા "સમુદાય" (Community) અને તેનાં ખૂબ જ વિકસિત નગરસમુદાય અને ગ્રામસમુદાય સરખાં જૂથ-સંગઠનોની ચર્ચા કરીશું. પ્રકરણ ૧૪, ૧૫ અને ૧૬માં આપણે વર્ગ, એથ્નિક જૂથ (કોમ) અને ટૂંકજીવી ટોળાં સરખાં જૂથનો અનુક્રમે વિગતવાર અભ્યાસ કરીશું. ૧૭થી ૨૦ પ્રકરણોની અંદર વિશિષ્ટ પ્રકારનાં ધ્યેયો હાંસલ કરવા ખાસ ઇરાદાપૂર્વક પ્રસ્થાપિત કરવામાં આવેલાં વ્યવસ્થાતંત્રો, જે "મંડળો" (Associations)ની સંજ્ઞાથી ઓળખાય છે—જે સામાન્ય અને સરખાં હિતો સાધવા મથતાં જૂથોના આવિર્ભાવ સમાન ગણાય છે તેનું વર્ણન કરીશું. મંડળો, વર્તમાન સંકુલ સમાજની ઇમારતના સહુથી વધારે આગળ તરી આવતાં અંગોની ગરજ સારે છે. સમાજમાં પ્રવર્તતી પરિસ્થિતિ જેમ જેમ વધારે અટપટી અને વિવિધલક્ષી બનતી જાય છે તેમ તેમ આ "મંડળ" જૂથોની સુસંગતતા, તેનાં રેખાંકનો, તેની સંખ્યા, અને તેની અસરકારકતાનું

પ્રમાણ પણ વધતું જાય છે. પ્રકરણ ૨ામાં જણાવ્યા પ્રમાણે આ જૂથો પાછળથી વિસ્તારપૂર્વકનાં કાર્યસાધક વ્યવસ્થાતંત્રો અને અટપટાં સંગઠનાવાળાં બની રહે છે.

સમાજવ્યવસ્થાના પૃથક્કરણની અંદર સામાજિક વ્યક્તિઓનાં સમાજજીવનમાં ભાગ ભજવતાં ભિન્ન ભિન્ન વલણો અને ભિન્ન ભિન્ન હિતો સ્પષ્ટ રીતે નીરખી શકાય છે. ખાસ કરીને, અમુક નિયત રીતનાં, કાર્યસાધક પ્રકારના મંડળો હોય છે તે વ્યક્તિઓનાં હિતો સાથે વધારે મળતાપણું દાખવે છે. એટલે એવાં હિતોનું વર્ગીકરણ આ પ્રકારનાં મંડળોના અભ્યાસના પાયારૂપ બની રહે છે. આ વર્ગીકરણ સાંસ્કારિક અને વ્યાવહારિક હિતોના બહોળા ભેદ ઉપર રચાયું છે, જે ભેદ આ ગ્રંથના છેવટના પુસ્તકમાં સામાજિક પરિવર્તનોનો જે અર્થ સમજાવવામાં આવ્યો છે તેની સમજૂતીમાં મહત્ત્વનો ભાગ ભજવે છે.

# પ્રકરણ ૧૦

## સામાજિક જૂથો—મુખ્ય પ્રકારો

### ૧

### પ્રાસ્તાવિક : સામાજિક જીવનમાં જૂથો
### (INTRODUCTORY : GROUPS IN SOCIAL LIFE)

**જૂથ—તેના અનેકવિધ આવિષ્કારો :**

**મા**નવજીવન ઘણે મોટે અંશે સમૂહજીવન છે. માનવી જૂથમાં રહે છે એટલું જ નહિ, પરંતુ બીજા માનવીઓ સાથે નવાં નવાં જૂથોનું સર્જન તે કર્યે જ જાય છે. જૂથોના તે સર્વ પ્રકારને ઓળખવા માટે માનવી શબ્દ દ્વારા સંજ્ઞાવાચક પ્રતીકો પણ રચે છે. આનું પરિણામ એક આવે છે દરેક સમાજમા રોજના વિનિમય માટે ભાષામાં એક જૂથ-લક્ષી શબ્દોની પરંપરા ઊભી થાય છે.

આપણે "જૂથ" શબ્દ વિવિધ પ્રકારના સામાજિક સમૂહો માટે વાપરીએ છીએ કુટુંબ, ટોળું, સામાજિક વર્ગ, અનૌપચારિક (Informal) ટોળીઓ, વિશાળ સમુદાય, જાતિ, ધર્મ કે ધંધાદારી મંડળો અગર જાતિ, ઉમ્મર, બુદ્ધિ કે સ્વભાવાનુસાર વહેંચાયેલા માનવસમૂહો વગેરે અનેક પ્રકારના માનવસમૂહોને સંબોધવા આપણે "જૂથ" શબ્દનો ઉપયોગ કરીએ છીએ

આ જ કારણે જૂથના વિભાગીકરણની પરિભાષા વધુ સ્પષ્ટ અને નિશ્ચિત કરવા સમાજશાસ્ત્રીઓ પ્રયત્ન કરી રહ્યા છે

## (૧) જૂથનો અર્થ :

આપણે પ્રકરણ પહેલામા સમાજશાસ્ત્રની દષ્ટિએ જૂથ શબ્દનો અર્થ કર્યો પરસ્પર સામાજિક સબધથી સકળાયેલા કોઈ પણ માનવસમૂહને આપણે જૂથ કહ્યુ સામાજિક સબધોમા આપણે જોયુ તેમ સબધથી સકળાયેલી વ્યક્તિઓમા અમુક કક્ષાની પરસ્પર આપલેની ક્રિયા અને અમુક ધર્મનું—જૂથના સભ્યોના વર્તણોમા વ્યક્ત થતુ— પરસ્પરનુ ભાન અનિવાર્ય હોય છે

## સામાજિક જૂથ અને ગાણિતિક જૂથ :

સામાજિક જૂથો અંગે વધુ વિસ્તારથી ચર્ચા કરતા પહેલા સામાજિક જૂથો અને ગાણિતિક જૂથો (Statistical groups) વચ્ચેનો તફાવત સમજવો જરૂરી છે સમાજશાસ્ત્રમા આ બે જૂથરચનાને ઘણી વખત ગૂચવી દેવામા આવે છે

વસ્તીગણતરી અગર કેટલાક સામાજિક અભ્યાસોમા વિદ્વાનો ઘણી વખત પ્રશ્નના કેટલીક વિશિષ્ટ ઢબે વિભાગીકરણ કરે છે દા ત વસ્તી ગણતરીમા આપણે વાચીએ છીએ કે, સમાજમા આટલા માનવીઓ અમુક વયસમૂહના છે, આટલા પુરુષ છે, આટલી સ્ત્રીઓ છે ભણેલાનો વર્ગ અમુક છે, નિરક્ષર અમુક છે, અમુક સખ્યા પરિણીત છે, અમુક વિધવા અગર વિધુર વર્ગમા છે, અમુક સખ્યામાં પૈસાદાર વર્ગ છે, અમુક સખ્યામા કામદારસમૂહ છે, વગેરે વગેરે

આકડાશાસ્ત્રની ઢબે સમાજના સભ્યોના આવા પ્રકારના જૂથોના વિભાગીકરણને ઘણા લોકો સામાજિક જૂથો તરીકે માને છે, પરતુ આ માન્યતા ભૂલભરેલી છે આ સર્વ વર્ગોને, સમૂહોને "ગાણિતિક સમૂહો" (Statistical groups) કહી શકાય અમુક દષ્ટિથી અભ્યાસ માટે સુગમતા પડે અને સમાજની પરિસ્થિતિનો સ્પષ્ટ ખ્યાલ આવે એ માટે આકડાશાસ્ત્રની પદ્ધતિથી આ જૂથ વિભાગો પાડવામાં આવે છે તેઓ સામાજિક જૂથ ન કહેવાય તેના બે કારણો છે :

(૧) આ સમૂહોના સભ્યો અદર અદર સામાજિક સબધોથી સકળાયેલા નથી તેમનામાં પરસ્પર આપલેની ક્રિયા હોતી નથી અને પરસ્પરના ભાનનો પણ અભાવ હોય છે

દા. ત., આંકડાશાસ્ત્રની દષ્ટિએ આપણે સમાજને અમુક બાળકો, અમુક યુવકો, અમુક વૃદ્ધો એમ વયજૂથમાં વિભાગીએ છીએ. પરંતુ એનો અર્થ એમ નથી કે, આ બાળકજૂથ, યુવકસમૂહ અને વૃદ્ધોના વર્ગમા—તેના સભ્યોમા સામાજિક સબંધની આપલેની ક્રિયા છે.

તે ગાણિતિક સમૂહો જો સભ્યોમાં સામાજિક સંબધો ઊભા કરે અને પરસ્પરમા આપલેની ક્રિયા અને પરસ્પરનાં વલણોમાં એકબીજા અંગેનું ભાન વ્યક્ત કરે તો તે સામાજિક જૂથ બને છે.

દા ત , જેમ પ્રાથમિક સમાજોમા બનતુ તેમ તરુણો અગર વૃદ્ધો સંસ્થાગત રીતે જુદા પડચા હોય, અને પોતાની આગવી પ્રવૃત્તિઓ ચલાવતા હોય; અગર ટાઉનસેન્ડ પ્લેન (Townshand Plan) અનુસાર "યુવક" ચળવળ અગર "ઉમ્મરલાયક વૃદ્ધો" (Age-movements)ની ચળવળ સરખી પ્રવૃત્તિઓમાં સરખા વલણો અને હિતો કેળવે, પરસ્પર માટે ભાન વિકસાવે અને સામાજિક સબધો બાંધી પરસ્પરમાં આપલેની ક્રિયા વિકસાવે તો આવાં "વયજૂથો" પણ સામાજિક જૂથ બની રહે છે. ભિન્ન ભિન્ન આવકના ગોકઠામાં રહેલા માણસો પોતાના ભેદનું ભાન ધરાવે અને પરસ્પર વિરોધી વલણો અખત્યાર કરે તો તેઓ પણ સામાજિક વર્ગો સરખી સામાજિક જૂથરચના કરે છે.

ટૂંકમાં, સમાજશાસ્ત્રના અભ્યાગીએ આકડાશાસ્ત્રની દષ્ટિએ પડાતા "ગાણિતિક સમૂહો" અને સામાજિક સબધો ધરાવતા, આપલેની ક્રિયા અને પરસ્પર ભાન ધરાવતા સામાજિક જૂથો વચ્ચેનો તફાવત સ્પષ્ટપણે સમજવો જોઈએ

આપણો ઉદ્દેશ સામાજિક જૂથરચનાનો, તેમના પ્રકારો અને તેમની લાક્ષણિકતાઓ અને ખૂબીઓ-ખામીઓનો અભ્યાસ કરવાનો છે.

## જૂથનું વિવિધ પ્રકારનુ વર્ગીકરણ:

સામાજિક જૂથના વર્ગીકરણ અગે સમાજશાસ્ત્રીઓમાં ઠીકઠીક ચર્ચાઓ ચાલી છે. સામાજિક જૂથોના વર્ગીકરણ માટે કયા સિદ્ધાંતો યોગ્ય છે, કયા માપદંડો અપનાવવા જોઈએ એ અંગે પણ મતભેદ છે પરંતુ સમાજશાસ્ત્રના અભ્યાસીઓ તરીકે આપણે હજી સુધી સ્વીકારાયેલી અને સમાજના અભ્યાસ માટે મહત્ત્વની લાગેલી સામાજિક જૂથના વર્ગીકરણ માટેની કસોટીઓની નોંધ લઈ તેને સમજવા પ્રયત્ન કરીએ. નીચેની

કસોટીઓ મહત્ત્વની ગણાય છે:

(૧) કદ.
(૨) સામાજિક વ્યવહારના પ્રકારની કક્ષા.
(૩) સામાજિક હિતોનો વિસ્તાર.
(૪) હિતોની સમયમર્યાદા.
(૫) જૂથના બંધારણની કક્ષા.

જૂથોનું આમ જુદી જુદી રીતે વિભાગીકરણ કરવા યત્ન થાય છે. આપણે એ ઘટનાને વધુ વિસ્તૃત રીતે સમજીએ.

## (૧) કદ (Size of the group):

સીમેલ નામના એક જર્મન સમાજશાસ્ત્રીએ આ માપદંડ સ્વીકારી સમાજનાં જૂથોનું સુંદર વિભાગીકરણ કર્યું છે. જૂથનું કદ—જૂથના સભ્યોની સંખ્યા—જૂથના બંધારણ અને તેના સભ્યોના આંતરવ્યવહાર ઉપર કેવી અસર કરે છે તેનો અભ્યાસ કરવા સીમેલ આકર્ષાયો. આ દષ્ટિથી તેણે "એક વ્યક્તિ'—'સામાજિક આણુ'—સામાજિક વ્યવહારના કેન્દ્ર તરીકે "દ્વંદ્વ"—બે વ્યક્તિઓ તેમ જ ત્રણ વ્યક્તિ "એકમો"થી વિકસિત નાના નાના જૂથથી માંડી મોટા સમૂહોની આ બંધારણ ઉપર અને સામાજિક વ્યવહારમાં શી અસર પડે છે તે અંગે વિસ્તૃત અને માર્ગદર્શન કરે એવો અભ્યાસ કર્યો છે તેણે અને ત્યાર બાદ ઘણા અભ્યાસીઓએ સુંદર રીતે પુરવાર કર્યું છે કે, સામાજિક જૂથનું "કદ" સમાજજીવનમાં મહત્ત્વની પ્રક્રિયાઓ માટે જવાબદાર છે

## (૨) સામાજિક વ્યવહારના પ્રકારની કક્ષા:

જૂથમાં ચાલી રહેલા સામાજિક વ્યવહારના પ્રકારની કક્ષાને કસોટી ગણી કેટલાક સમાજશાસ્ત્રીઓ જૂથોનું વિભાગીકરણ અને અભ્યાસ કરે છે.

આ અભ્યાસીઓએ કુટુંબ, પડોશ અને ગામડાં સરખાં અતિ નિકટ, મોઢામોઢ (પ્રત્યક્ષ—Face-to-face) સંબંધ રાખતાં જૂથો અને શહેર સુધરાઈ કે રાજ્ય સરખા મોટા બિન-અંગત સમૂહો વચ્ચે ભેદ પાડ્યો છે. કેટલાક સમાજશાસ્ત્રીઓએ વળી આ કસોટી ઉપર કરાયેલા વિભાગીકરણમાં પણ વધુ ઝીણવટભર્યા વિશિષ્ટ વિભાગ પાડ્યા છે. તેઓએ જૂથના સભ્યોમાં વિકસેલી નિકટતાની કક્ષા (Degree of intimacy)ને કસોટી તરીકે ગણીને પણ વિભાગીકરણ કર્યું છે.

કદ અને સામાજિક સંબંધના પ્રકાર કેવી રીતે સંકળાયેલા છે

અને જૂથના અભ્યાસમાં કેટલી મહત્ત્વની કસોટીઓ છે તે આપણે ટૂંક સમયમાં જોઈશું.

## (૩) સામાજિક હિતોનો વિસ્તાર:

સામાજિક હિતોનો વિસ્તાર એ પણ એક કસોટી છે. સમુદાય (Community) સરખાં કેટલાંક જૂથો કોઈ ખાસ વિશિષ્ટ હિતો નહિ પરંતુ સર્વ હિતો સમાવતાં, ભૌગોલિક સ્થાનિક એકમો છે. જ્યારે મંડળો (Associations) સરખાં બીજા પ્રકારનાં જૂથો સભ્યોનાં અમુક જ હિતોને સાધ્ય કરવા રચાયાં હોય છે. જોકે એટલું યાદ રાખવું જોઈએ કે, બધાં જ જૂથોના સભ્યો—પછી ભલે તે ખાસ રચાયેલાં જૂથોના સભ્યો હોય કે અમસ્તાં જૂથોના સભ્ય હોય પરંતુ તે—પોતાનાં સામાન્ય હિતોનું ભાન અમુક અંશે તો ધરાવતા હોય છે.

## (૪) હિતોની સમયમર્યાદા:

ટોળાં સરખાં જૂથોનાં હિતો ક્ષણજીવી—ટૂંકજીવી હોય છે, જ્યારે વર્ગ અગર સમુદાય સરખાં જૂથોનાં હિતો ઘણે અંશે કાયમી હોય છે.

## (૫) બંધારણની કક્ષા:

ઘણા અભ્યાસીઓ બંધારણની કક્ષાને માપદંડ તરીકે લઈ જૂથોનું વર્ગીકરણ કરે છે.

વિસ્તૃત, સુગ્રથિત, ખૂબ જ સુવ્યવસ્થિત "ફૅક્ટરી" (કારખાનું) અગર રાજ્યવ્યવસ્થાથી માંડી ઘણે અંશે બંધારણવિહીન ટૂંકજીવી ટોળાં અને કાયમી વર્ગો સુધી જે જૂથોના પ્રકાર સમાજમાં વિકસી આવ્યા છે તેનો અભ્યાસ પણ થઈ રહ્યો છે.

## આ પુસ્તકમાં જૂથના વર્ગીકરણની કસોટીઓ:

ઉપર દર્શાવ્યું તેમ, જૂથના વિભાગીકરણના વિવિધ સિદ્ધાંતો હોઈ શકે. આપણે સ્વીકારેલા સિદ્ધાંતો નીચે દર્શાવેલા કોઠામાં વહેંચેલાં જૂથોમાં વ્યક્ત થાય છે.

સાથેના ચાર્ટનો સહેજ અભ્યાસ કરીશું તો આપણને જણાશે કે, સમાજમાં ચાલતાં જૂથોનાં પ્રકારોનું વર્ગીકરણ નીચેના સિદ્ધાંતો ઉપર મુખ્યત્વે કરાયું છે.

હિતોનો પ્રસ્તાર તથા પ્રકાર અને જૂથના સંગઠનની કક્ષા એ બે માપદંડોને જૂથોના વિભાગીકરણનાં મુખ્ય તત્ત્વો તરીકે સ્વીકાર્યાં છે. એ બે લક્ષણોની આજુબાજુ સમાજવ્યવસ્થાની મુખ્ય જૂથરચનાની ભૂમિકા રચવામાં આવી છે. બીજી બધી કસોટીઓ જૂથોના પેટાવિભાગો સમજવા માટે મદદરૂપ થશે એમ અહીંયાં સ્વીકાર્યું છે.

## જૂથ અને વ્યક્તિ:

પ્રકરણ ૩જા અને ૯મામાં સમાજ અને વ્યક્તિ, તથા વ્યક્તિ અને સામાજિક ધોરણના સંબંધો વિષે ચર્ચા થઈ. તે ચર્ચાએ સમાજના અભ્યાસીને વ્યક્તિ અને જૂથના સંબંધ વિષે અનેક ભૂલભરેલી સંભાવનાઓથી દૂર રહેવા ચેતવણી આપી છે. તે ચર્ચાએ એટલું તો સ્પષ્ટપણે સાબિત કર્યું છે કે, વ્યક્તિગત જીવન અને સામાજિક જૂથ એ પરસ્પર વિરોધી તત્ત્વો નથી. પરસ્પરના સંબંધની ભૂમિકા ઉપર જ આપણે એ બન્ને ઘટનાઓને સમજી શકીએ. "પબ્લિક" અગર ટોળા સરખા કેટલાક જૂથના પ્રકારો વૈયક્તિક હિતના વિરોધી છે એવી ખોટી સંભાવના પણ

વિવિધ જૂથોનો અભ્યાસ કરતી વખતે પહેલાંની ચર્ચાઓમાંથી વિકસાવેલી વ્યક્તિ અને સમૂહના સાચા સંબંધોની સમજ આપણે સ્પષ્ટપણે ખ્યાલમાં રાખવા પ્રયત્ન કરીશું.

## (૧) વ્યક્તિની દૃષ્ટિએ જૂથ:

આદિ અગર પ્રાથમિક સમાજનો સભ્ય પ્રમાણમાં બહુ જ થોડાં જૂથોમાં પરોવાયો હોય છે. જોકે માનવશાસ્ત્રીઓની પહેલાં કલ્પના હતી તેટલાં બધાં ઓછાં જૂથો તે સમાજોમાં હોતાં નથી. પ્રાથમિક સમાજોમાં પણ સામાજિક જૂથોની સંખ્યા ઘણી વધારે હોય છે. પ્રાથમિક માનવીઓ ઘણુંખરું સગપણ (Skinship), વય, જાતિ અથવા ઘણી વાર મૂળભૂત ધંધાના ભેદો ઉપર રચાયેલાં સામાજિક જૂથોમાં વહેંચાયેલા હોય છે. દરેક જૂથમાં સભ્ય બનતાં અમુક દરજ્જો અને પ્રતિષ્ઠા દરેક વ્યક્તિને પ્રાપ્ત થાય છે. જૂથોમાં, અને ખાસ કરીને વય અને જાતિના વિભાગમાં વહેંચાયેલાં જૂથોમાં, માનવીનું સભ્યપદ ફરજિયાત હોય છે.

વર્તમાન સમાજમાં જૂથરચના વિસ્તૃત અને અગણિત પ્રકારની હોય છે. વર્તમાન સમાજમાં વ્યક્તિ અનેક જૂથો સાથે સંકળાયેલી હોય છે. કેટલાંક જૂથોમાં તેનું સભ્યપદ ફરજિયાત હોય છે. દા.ત., પોતે ઇચ્છે કે ન ઇચ્છે પરંતુ વ્યક્તિને પોતાના જાતીય વિભાગના ("જીનીસ" વર્ગના) કે નાગરિક તરીકે રાજ્યના સભ્ય બનવું જ પડે છે. પરંતુ વર્તમાન સમાજમાં મોટા ભાગનાં જૂથોમાં માનવીનું સભ્યપદ મરજિયાત હોય છે. માનવી, કોઈ 'કલબ'નો, કોઈ 'પાર્ટી'નો કે કોઈ ધંધાનો ઐચ્છિક રીતે સભ્ય બને છે વિવિધ પદ્ધતિથી અનેક જૂથોમાં સંકળાવું એ વર્તમાન જીવનની ખાસિયત છે. વ્યક્તિની દૃષ્ટિએ જૂથોનો વિસ્તાર જાતિ અને રંગના પાયા ઉપર રચાયેલાં ફરજિયાત જૂથોથી માંડી "કલબ" અને નાની ટોળી (Clique) સરખા ઐચ્છિક સમૂહો સુધી પ્રસરે છે. વ્યક્તિની દૃષ્ટિએ સમૂહોના કેટલાક બીજા પણ ભેદો હોય છે. વ્યક્તિની દૃષ્ટિએ કેટલાક -મૂહો એવા લાગે છે કે જેમાં તે પોતાની અંગત, નિકટની, ખૂબ જ નજદીકની પ્રવૃત્તિઓ કરી શકે છે, જ્યારે બીજા સમૂહો ઔપચારિક, બિન-અંગત હોઈ એ હૂંફની ભાવના સર્જતા નથી: દા ત, મૈત્રી, કુટુંબ કે પડોશ સરખાં જૂથો નિકટનાં લાગે છે, જ્યારે રાષ્ટ્ર, મોટાં મંડળો (Corporations) કે એવાં જરા વિશાળ, બિન-અંગત જૂથો વ્યક્તિમાં એટલી હૂંફ પેદા કરતાં નથી એટલું જ નહિ, પરંતુ આ બન્ને પ્રકારનાં જૂથો

વચ્ચે વિરોધાભાસ પણ વ્યક્તિની દૃષ્ટિએ દેખાય છે ખરો

માનવી સામાજિક જૂથોનું બીજી દૃષ્ટિથી પણ વર્ગીકરણ કરે છે તેને કેટલાક જૂથો પોતાના જ લાગે છે એ જૂથોમાં એનો જીવનવ્યવહાર ખૂબ જ ઘનિષ્ઠ રીતે ચાલતો હોય છે તે જૂથોમાં તેને પોતાનાપણું લાગે છે પોતાનું ગામ, પોતાનો સમુદાય, પોતાની જાતિ, પોતાનું મંડળ, પોતાનું કુટુંબ વગેરે શબ્દો વ્યક્તિના આ પ્રકારના જૂથના વર્ગીકરણ વ્યક્ત કરે છે

જ્યારે બીજા જૂથો એને પારકા લાગે છે તેના જૂથો સાથે તેને સબંધ હોય પરંતુ તેને તેમાં પારકાપણું લાગે છે સબંધ ઘનિષ્ઠ નહિ પરંતુ ઉપરછલ્લો રહે છે

વ્યક્તિ અમ સમૂહો (We-groups)માં પોતે સમૂહ-સબંધોનું કેન્દ્ર છે એમ ભાવના ધરાવે છે એ ભાવના સાચી છે કે ખોટી તે પ્રશ્ન અત્યારે અસ્થાને છે વિવિધ સમૂહોની એના જીવન ઉપર શી અસર થાય છે એ વિષેની એ વ્યક્તિની માન્યતા ભલે બીજાની દૃષ્ટિએ ખોટી હોય કે કેટલાક કારણે વિકૃત થઈ હોય, પરંતુ સમાજના અભ્યાસ માટે તેની સમૂહ બારેની પોતાપણાની અને પારકાપણાની સાચીખોટી પણ વિકસેલી ભાવના પણ મહત્ત્વ ધરાવે છે અને સ્વતંત્ર દૃષ્ટિથી તપાસ માગે છે જો જૂથોને વ્યક્તિના જીવનના વાસ્તવિક વિભાગ તરીકે ગણવામાં આવે તો વ્યક્તિની આ જૂથો વિષેની કલ્પનાઓ અને વલણોને પણ સમૂહજીવન સમજવા માટે એટલા જ મહત્ત્વની નિશાનીઓ તરીકે ગણવા જોઈએ

આના મહત્ત્વના દૃષ્ટાંત તરીકે "આંતરમુખ જૂથ" (We group, In group) અને "બહિર્મુખ જૂથ" (They group, Out group) વચ્ચેનો તફાવત સમજીએ

## આંતરમુખ જૂથ અને બહિર્મુખ જૂથ :

આપણે પ્રકરણ બીજામાં જોયું તેમ વ્યક્તિ સમાજીકરણની ક્રિયામાં જનતાને બે ભાગમાં વહેંચી નાખે છે "અમારા" અને "તમારા"— "આપણા" અને "તેમના" અગર તળપદી ભાષામાં કહીએ તો "અમે તમે" આ પ્રકારના વ્યક્તિએ કરેલા સમૂહવિભાગીકરણમાં આપણો વ્યક્તિએ કલ્પેલા સમૂહના હિતો અને તેના પોતાના વલણોનું પણ સ્પષ્ટ વિભાગીકરણ દેખાય છે જે જૂથો સાથે વ્યક્તિ પોતાની જાતને અંતર્ગત માને છે તે તેનાં "પોતાના" એવા આંતરમુખ જૂથો છે તે વ્યક્તિનુ

કુટુંબ, તેનો ગણસમાજ, એની જાતિ, એની કૉલેજ, એનો ધંધો, એનો ધર્મ, એનું રાષ્ટ્ર એ જાતની પોતાપણાની ભાવના તે અમુક જૂથો માટે કેળવે છે. એમાં સમસ્ત જૂથ સાથે એક પ્રકારના તાદાત્મ્યની ભાવના અને વલણ પણ તે કેળવે છે એટલું જ નહિ, પરંતુ એ સમૂહોનાં હિતો પોતાનાં હિતો છે એમ પણ માને છે. આ નિજીપણાની — પોતાપણાની ભાવના, Consciousness of kind — સામ્યતાના સ્વભાનથી તે કેટલાક સમૂહોને પોતાના અગર 'આપણા' માને છે. આમ વ્યક્તિનાં અંગત વલણો એનાં "આંતરમુખ જૂથો" અગર "અમસમૂહો"ને સ્પષ્ટ કરે છે. આ સમૂહોના પ્રકારો પણ અમુક સામાજિક પરિસ્થિતિ સાથે નિકટ રીતે સંકળાયેલા છે.

"બહિર્મુખ જૂથો" અગર "તમસમૂહો" વ્યક્તિએ "અમે-તમે" અગર આપણાં કે પારકાં એવાં પાડેલાં "આંતરમુખ" જૂથોની સરખામણીમાં પાડેલા ભેદો દ્વારા જ નિશ્ચિત થાય છે 'અમે જૂના નિશાળિયા", "તેઓ તાજા ભણતા વિદ્યાર્થીઓ", "અમે ખ્રિસ્તીઓ, હિન્દુઓ, મુસ્લિમો કે જરથોસ્તી", તેઓ અખ્રિસ્તી-મ્લેચ્છ, કાફર કે અધર્મીઓ, "અમે માનવતાવાદી પ્રજાસત્તાક મતના", "તેઓ ક્રૂર, લાલ સામ્યવાદીઓ" વગેરે વગેરે.. "અમે" અને "તેઓ"ના વિરોધો સૂચવતા ભેદો આપણે રોજની જિંદગીમાં અગણિત સ્વરૂપે વિકસતા જોઈએ છીએ.

"અમ-જૂથ" વલણોમાં વ્યક્તિની એક પ્રકારની સહાનુભૂતિ અને જૂથના બીજા સભ્યો તરફનું ખેંચાણ દેખાઈ આવે છે "તમ-જૂથ" વલણોમાં એક પ્રકારનો ભેદભાવ અને ઘણુંખરું એક પ્રકારના અણગમા અને વિરોધની ભાવના સમાયેલાં હોય છે વિરોધની ભાવના સામાન્ય અણગમાથી માંડીને ખૂબ જ રૂઢ થઈ ગયેલી ધિક્કારની લાગણી સુધી વિકસી આવે છે.

વર્તમાન સમાજમાં વિકસેલા વિવિધ પ્રકારના જૂથ-વિરોધો અને જૂથ-સંઘર્ષોનો આપણે આગળનાં પ્રકરણોમાં અભ્યાસ કરીશું.

"અમ-જૂથ" અને "તમ-જૂથ" સર્વ સમાજોમાં મળે છે. જોકે જે હિતોની આસપાસ તે રચાય છે તે જીવનની ભિન્ન ભિન્ન સ્થિતિ પ્રમાણે બદલાય છે. વર્તમાન "બહુવિધ જૂથ-સમાજ" કરતાં પ્રાથમિક સમાજોમાં આવાં જૂથોની સંખ્યા ઘણી ઓછી હોય છે જોકે હમણાંના અભ્યાસોએ સાબિત કર્યું છે કે, પહેલાં મનાતી હતી એટલી ઓછી જૂથોની સંખ્યા પ્રાથમિક સમાજમાં નથી હોતી એ સમાજોમાં પણ સભ્યો ઘણા ઝીણવટભર્યા ભેદો પાડે છે, જે બહારના અભ્યાસીના ધ્યાન બહાર

જાય છે. પહેલાંના સંશોધકોએ ઘણી વાર આવા ભેદો ન સમજતાં ઘણાં "અમ-જૂથ" "તમ-જૂથ"ને ભેળવી દઈ પ્રાથમિક સમાજના ઘણા જીવન્ત પ્રશ્નોને સમજવામાં ભૂલ કરી છે. ઘણી વખત આ સંશોધકો એક પ્રદેશના અગર એક ગણના બધા જ "જંગલી" અગર "નેટિવ–આદિવાસીઓ"ને એક જ એકમના ગણી તેમના જીવનને ઘડી રહેલા ભેદભાવોને સમજવામાં અસમર્થ બન્યા છે.

કોઈ પણ 'અમ-જૂથ'ના સભ્યને પોતાની વિશિષ્ટતા સ્પષ્ટપણે દેખાય છે. બહારના માણસની એ વિશિષ્ટતા સમજવાની અશક્તિને એક દુ:ખદ, સામાજિક બુદ્ધિના અભાવ તરીકે જ આ લોકો ગણે છે. એ સ્વાભાવિક પણ છે.

જે સમાજમાં 'અમ-જૂથ'માં પણ ખૂબ જ ઝીણવટભર્યાં આંતર-વિભાગો હોય છે ત્યાં પરિસ્થિતિ બહુ જ અટપટી બની રહે છે. ગોદી કામદારોમાં 'સ્ટેવડોર' પોતાને 'બનાના ફ્રીન્ડસ'થી જુદા માને, ઝાઝ સંગીતકારોમાં "ન્યૂ ઓરલિયન્સ" વગાડનાર 'ચિકાગો' ઘરાણાથી પોતાને જુદા માને, અને ગુજરાતીમાં એક કહેવત છે તેમ "ઢેઢના ઢેઢ ભંગી" જેવું અછૂતોમાં પણ "અમ-જૂથ" અને "તમ-જૂથ"ના વાડાઓ બંધાય ત્યારે સંબંધો, ભેદભાવ અને તેમાંથી ઊપજતી મૂંઝવણભરી "અમે–તમે"ની લાગણીઓ સમજવી ઘણી મુશ્કેલ પડે છે.

વર્તમાન સમાજજીવનમાં "અમ-જૂથ" અને "તમ-જૂથ" વિપુલ સંખ્યામાં વિકસી આવ્યાં છે એટલું જ નહિ, પરંતુ ઘણી વખત એકબીજામાં અટવાઈ પણ જાય છે આ પરિસ્થિતિ વ્યક્તિ સમક્ષ ઘણા વિરોધો અને ગૂંચવણો ઊભાં કરે છે. કારણ વ્યક્તિ અનેક "અમ-જૂથ"ની સભ્ય હોય છે. દરેક જૂથ પોતાની માન્યતા અને નિયમોમાં વ્યક્તિને ઢાળવા દબાણ કરે છે. ઘણી વખત એક જૂથની માન્યતા અને નિયમો બીજા "અમ-જૂથ"ની એ પ્રણાલિકાઓ સાથે સુસંગત ન હોઈ વ્યક્તિ સામે પસંદગી અને ધોરણો બાંધવાનો પ્રશ્ન ખડો કરે છે. આ પ્રશ્ન આપણે પ્રકરણ નવમાં ચર્ચી ગયા છીએ.

### આ પ્રકરણમાં આપણી કાર્યરેખા:

દરેક સામાજિક જૂથ તેના સભ્યો માટે 'અમ-જૂથ' હોય છે. આ વિધાન નાનામાં નાની ટોળકીથી માંડીને મોટામાં મોટા સમૂહોને લાગુ પડે છે. ફક્ત 'અમ-જૂથ' બનવા માટે એમાં હિતોનું સહિયારાપણાનું

ભાન સર્વ સભ્યોને હોવું જોઈએ. આ ભાવના 'અમ-જૂથ', 'તમ-જૂથ' ની કલ્પનાને એટલી વિસ્તૃત બનાવી દે છે કે, અભ્યાસની દષ્ટિએ તે ઉપયોગિતાની અવધિ પણ વટાવી જાય છે.

સામાજિક ઘડતરમા વિકસી આવેલા જૂથના મુખ્ય અને ખાસ પ્રકારોનો અભ્યાસ કરવો એ તેથી કરીને પદ્ધતિસરનું પૃથક્કરણ માગે છે.

અભ્યાસીઓને સમાજ-ઘડતર સમજવામા મદદરૂપ થાય એવું એક જૂથનુ વિભાગીકરણ તે "નિકટવર્તી જૂથ" અને 'દૂરવર્તી જૂથ' છે. "નિકટવર્તી જૂથ" (Primary group) એ ખૂબ જ નિકટ, મોઢામોઢ (Face-to-face) અગર પ્રત્યક્ષ સમૂહ છે, જ્યારે "દૂરવર્તી જૂથ" (Secondary group) એ નિકટવર્તી જૂથથી ભિન્ન લગભગ વિરોધી પ્રકારનું જૂથ છે. 'દૂરવર્તી જૂથ' એટલે કે મોટા પાયા ઉપર રચાયેલા મંડળો, બિન-અંગત વિશાળ માનવસમૂહો.

આ બે પ્રકારના જૂથો દરેક સંકુલ સમાજમાં મળે છે. જોકે એ જૂથોના પ્રકારો ભિન્ન ભિન્ન સ્વરૂપે દેખા દે છે. આ પ્રકરણના બાકીના ભાગમા આ બે જૂથ પ્રકારોનો વિસ્તૃત અભ્યાસ કરવા પ્રયત્ન કરીશું. આપણે "નિકટવર્તી જૂથ"થી શરૂઆત કરીએ.

## ૨

# નિકટવર્તી જૂથ

## (PRIMARY GROUP)

### નિકટવર્તી જૂથ—સામાજિક બંધારણનું મધ્યવર્તી કેન્દ્ર (The Primary group as the nucleus of all social organization):

ખૂબ જ નાની સંખ્યામાં, મોઢામોઢ, પરસ્પર સાહચર્ય માટે, પરસ્પર મદદ માટે, એમાના સર્વને લાગેવળગે એવા કેટલાક પ્રશ્નોની ચર્ચા કરવા માટે અગર કોઈ સામાન્ય યોજનાની શોધ માટે અને તેને અમલમા મૂકવા માટે એકઠા મળેલા માનવોનો જે સામાજિક સમૂહ રચાય છે તે સર્વથી પ્રથમ, સર્વથી સાદી અને સર્વવ્યાપી જૂથરચના હોય છે.

આ મોઢામોઢ (Face-to-face) અગર પ્રત્યક્ષ જૂથ સર્વ સામાજિક ઘડતરનાં મધ્યવર્તી કેન્દ્ર તરીકે હોય છે. તે જૂથ સામાજિક ઘડતરના પ્રાથમિક (બિન્દુ) કેન્દ્ર સરખું ખૂબ જ સંકુલ રચનાઓમાં પણ દેખાઈ આવે છે.

આ નિકટવર્તી જૂથ કુટુંબસ્વરૂપે આપણને સમાજનાં રહસ્યોમાં પ્રવેશ કરાવે છે. રમતગમતના ભિલ્લુ અગર ભેરુ તરીકે આ જૂથ દ્વારા આપણે આપણાં સામાજિક વલણોને સર્જનાત્મક સ્વરૂપ આપીએ છીએ. આ જૂથ માનવીનાં મૂલ્યોનાં બીજ રોપે છે. માનવીની વફાદારીઓને પોષે છે. તેનાં સામાજિક સ્વપ્નો સંતોષવાનું આ જૂથ પ્રથમ અને મુખ્ય કેન્દ્ર બની રહે છે. આ બધી દૃષ્ટિએ પણ નિકટવર્તી જૂથ માનવીના જીવનમાં પ્રાથમિક મહત્ત્વનું બની રહે છે.

**નિકટવર્તી જૂથોના પ્રકારો અને મુક્તતા–નૈસર્ગિકતા (Spontaniety)નો ગુણ (Examples of primary groups and the quality of spontaniety):**

મુક્ત રીતે સંચલન (Free-functioning unit) કરતાં પ્રાથમિક જૂથોનાં દૃષ્ટાંત "ખેલ-જૂથ" (Play-group), "મિત્ર-જૂથ" (Friendship group) "ગપસટાકા લડાવતાં જૂથો" (Gossip-

*The simplest, the first, the most universal of all forms of association is that in which a small number of persons meet "face-to-face" for companionship, mutual aid, the discussion of some question that concerns them all or the discovery of and execution of some common policy. The face-to-face group is the nucleus of all organization, and, as we shall see, is found in some form within the most complex systems it is the unit cell of the social structure. The primary group in the form of the family, initiate us into secrets of society. It is the group through which, as playmates and comrades, we first give creative expression to our social impulses. It is the breeding ground of our mores, the nurse of our loyalties. It is the first and generally remains the chief focus of our social satisfactions. In these respects, the face-to-face group is *primary* in our lives." (pp. 218–219)

groups), ભાગીદારી (The partnership), સ્થાનિક બંધુસમાજ (Local Brotherhood), અભ્યાસ-જૂથ (Study-group) કે ગણુજૂથ (Tribal Council) વગેરે પ્રકારનાં જૂથોમાં મળે છે.

આ સર્વ મુક્ત વિહાર કરતાં નિકટવર્તી જૂથોને આપણે મોટાં સંગઠનોના વિભાગ તરીકે વિકસી આવેલાં—(પ્રાથમિક જૂથો)—નિકટવર્તી જૂથોથી નોખાં પાડી શકીએ.

મોટાં સંગઠનોના વિભાગ તરીકે વિકસી આવેલાં નિકટવર્તી જૂથોના પણ બે પ્રકાર જોવમાં આવે છે.

એક પ્રકારનાં નિકટવર્તી જૂથો 'ક્લબ' તરીકે, આનંદપ્રમોદના જૂથ તરીકે, કે "ટીમ" તરીકે દેખા દે છે અને કોઈ વ્યાપારી પેઢી સાથે, કોઈ ધર્મસંસ્થા સાથે, કોઈ કૉલેજ સાથે અગર કોઈ મહામંડળ સાથે આછીપાતળી ઢબે સંકળાયેલાં હોય છે. તેમના સભ્યો આ મોટાં મંડળો સાથે સંકળાયેલા હોય છે, જ્યારે બીજી કક્ષાનાં નિકટવર્તી જૂથો મહામંડળની કમિટી તરીકે — ખાતા કે કૉલેજના વર્ગના એક કાર્ય-એકમ તરીકે જ વિકસ્યાં હોય છે.

આમ એક દરે મુક્તતા-નૈસર્ગિકતાની કસોટીએ પ્રાથમિક-નિકટવર્તી જૂથો ઉપર દર્શાવેલાં ત્રણ સ્વરૂપે વિકસી આવે છે. મોઢામોઢ અગર પ્રત્યક્ષ જૂથનું સાચું સ્વરૂપ, તેના સભ્યો, પૂર્વયોજના અનુસાર કોઈ નિશ્ચિત અને મર્યાદિત કાર્ય માટે કોઈ સંસ્થાના પ્રતિનિધિ તરીકે નહિ પરંતુ સરળતાથી, સ્વાભાવિક રીતે નિકટ આવે, ત્યારે જ વ્યક્ત થાય છે. તે જૂથની રચના આપોઆપ થવી જોઈએ. તેમાં કોઈના પૂર્વનિયોજનનો અભાવ અવશ્ય હોવો જોઈએ.

ચર્ચા અગર પરિષદ માટે પોતાના જ નિરધારથી એકત્રિત થયેલું જૂથ અગર બિનઔપચારિક રીતે એકત્રિત થયેલું મજૂર ટોળું, કૉલેજમાં એકઠા થયેલા વિદ્યાર્થીઓના સમૂહ કરતાં કે એક કારખાનામાં પૂર્વયોજના અનુસાર ગોઠવાયેલા મજૂર-સમૂહો કરતાં નિકટવર્તી જૂથની ભાવના વધુ સારી રીતે વ્યક્ત કરે છે પહેલામાં એકાએકતાનો (spontaniety), સ્વાભાવિકતાનો સિદ્ધાંત સમૂહ-ઘડતરની ક્રિયામાં વધારે સીધી રીતે અને વધારે સચોટ રીતે વ્યક્ત થાય છે.

## (૨) આયોજિત સામાજિક રચનામાં નિકટવર્તી જૂથો :

ખેલજૂથ, કુટુંબ, ટોળી અને સામાન્ય રીતે જેનું ઘડતર ખૂબ

ગ્રથિત નહિ એવા સામાજિક એકમોમાં આપણે મોઢામોઢ જૂથોનું એકાએક રીતે વિકસી આવતા જૂથ-ઘડતરની પ્રક્રિયાનું દૃષ્ટાંત જોયું. પરંતુ નિકટવર્તી જૂથો સર્જતી પ્રક્રિયા માનવપ્રવૃત્તિના એટલા જ વર્તુલમાં સમાઈ જતી નથી. એ તો અતિ વ્યવસ્થિત મોટામા મોટા અને અતિ સંકુલ, માનવીરચ્યાં સમાજ-ઘડતરોમાં પણ સતત ચાલુ રહે છે તેની નોંધ સમાજશાસ્ત્રના અભ્યાસીઓએ ઘણા વખતથી લીધી છે, પરંતુ તેનું સમાજજીવનમાં સાચું રહસ્ય હમણાં હમણાં સમજાવા લાગ્યુ છે.

આજના વિસ્તૃત ઔદ્યોગિક સંગઠનનો જ દાખલો લઈએ. એનું બંધારણ પૂર્વવત્ યોજના અનુસાર થાય છે. તે યોજના અનુસાર દરેક કામનું વ્યવસ્થિત વિભાગીકરણ હોય છે અને કાર્યવહેંચણી, જવાબદારીઓ અને સત્તા — મૅનેજર, કારકુનોથી માંડીને સુપરિન્ટેન્ડન્ટ, મુકાદમો અને સામાન્ય કામદારો અને દ્વારપાળો વગેરે સુધીની — પહેલેથી જ મુકરર થાય છે. છતાં આ વિસ્તૃત, ખૂબ જ વિચારપૂર્વક અને ઝીણવટભરી રીતે આયોજિત રચનામાં પણ નાનાં નાનાં નિકટવર્તી, બિનઔપચારિક જૂથો — ટોળીઓ, જેને અમેરિકામાં "ગ્રેવ પાઇન" કહે છે (વાતો ફેલાવવાની બિનઅધિકારી પદ્ધતિઓ) દરેક કારખાનામાં વિકસી આવે છે. આ "એકાએકતા"ના ગુણો ધરાવતી જૂથ-પ્રવૃત્તિઓનું આયોજનમાં જરા પણ નિર્દેશન કરવામાં આવતું નથી. પરંતુ આવાં નિકટવર્તી જૂથોનું અસ્તિત્વ, તેમની ઉત્પાદનદક્ષતા, તેમની કામદારોમાં "નૈતિક બળ" ઉત્પન્ન કરવાની શક્તિ તેમ જ સંઘ-પ્રવૃત્તિઓ અને બીજાં ક્ષેત્રોમાં તેમના ફાળા તરફ ઔદ્યોગિક સમાજશાસ્ત્રના નામે વિકસતા અભ્યાસક્ષેત્રનું ખૂબ જ ધ્યાન ખેંચાયું છે. આ ક્ષેત્રના અભ્યાસીઓએ જાહેર કર્યું છે કે, કારખાનાને સામાજિક વ્યવસ્થા તરીકે ગણવી જોઈએ કે જેમાં આવાં નિકટવર્તી જૂથો વિકસે છે અને મહત્ત્વનો ભાગ ભજવે છે.

કારખાનામાં નિકટવર્તી જૂથો વિકસાવતાં સર્વ કારણો દરેક આયોજિત, ઔપચારિક (Formal) સામાજિક ઘડતરમાં હમેશાં મોજૂદ હોય છે. સરકારી ખાતાંઓ, લશ્કરી તંત્ર, રાજકીય પાર્ટીઓ, જેલ, નિશાળો, કામદાર સંઘો અને બીજા એવા સામાજિક વ્યવસ્થિત સમૂહોનું સંપૂર્ણ ચિત્ર બે ભાગ મળીને જ થાય છે. એક આયોજન અનુસારનું વ્યવસ્થાબદ્ધ (According to Blueprint) ઘડતર અને **બીજું** સ્વયંસ્ફુરિત, આપોઆપ વિકસી આવતાં નિકટવર્તી જૂથોનું ઘડતર. નિકટવર્તી જૂથો સમાજજીવનમાં મોઢામોઢાના સંબંધોનું કેન્દ્રિત મહત્ત્વ

સૂચવે છે. આવા અચાનક ઉપસ્થિત થયેલા, બિનયોજિત, નાના નાના નિકટવર્તી સમૂહોમાં આપણે સમસ્ત માનવી (Total-man) તરીકે (આપણી સર્વ બાજુઓ સહિત) બીજા માનવીઓ સાથે સંબંધમાં આવીએ છીએ ત્યાં આપણે 'ફોરમેન' કે 'સ્કિલ્ડ કામદાર' તરીકે કે 'સાર્જન્ટ' કે 'સિપાઈ' તરીકે કે અધ્યાપક અને વિદ્યાર્થી તરીકે, 'બોર્ડના ઉપરી અમલદાર' અને "બોર્ડ બૉય" તરીકે કાર્યના પ્રતીકન્શા એકબીજાને મળતા નથી આ સંબંધોમાં આપણે આયોજકની બુદ્ધિપૂર્વકની યોજનાનાં બિનઅંગત બંધનોથી ઓછા બંધાયેલા હોઈએ છીએ. એમાં આપણે લગભગ નિર્બંધ—"છીએ તેવા"—બની શકીએ છીએ. આપણાં સ્વપ્નો કે નાપસંદગીઓ વધારે સ્પષ્ટ સ્વરૂપે અને વધારે અસરકારક રીતે વ્યક્ત કરવા માટે આવી પ્રાથમિક જૂથ-રચનાઓ આપણને ખૂબ જ મદદરૂપ થાય છે. આવાં નિકટવર્તી જૂથોના આશરે, આપણે આયોજિત જૂથોમાંનાં ધ્યેય અને પદ્ધતિઓને કેટલીક વાર ટાળી શકીએ છીએ અગર તેમને અસફળ બનાવી શકીએ છીએ.

ઉદ્યોગો, સરકાર કે લશ્કર સરખી વિશાળ બિનઅંગત સમાજરચના ઘડનારા માનવ-આયોજકો (Social Engineers) હવે ધીરે ધીરે આ નિકટવર્તી જૂથો—જે, માનવીઓ જ્યાં જ્યાં એકત્રિત કરવામાં આવે છે ત્યાં હમેશાં વિકસી જ આવતાં હોય છે—અને તેમના કાર્યનું મહત્ત્વ સમજવા માંડ્યાં છે; અને તેઓ એ જૂથરચનાનુ મહત્ત્વ સમજે એમાં હવે નવાઈ સરખું પણ નથી.

## નિકટવર્તી (પ્રાથમિક) અને ઔપચારિક સંબંધો:

નાનો, મોઢામોઢ સમૂહ એ ફક્ત પાયાનો જૂથ-પ્રકાર છે એટલું જ નહિ, પરંતુ એ સામાજિક સંબંધોનાં મૂળભૂત સ્વરૂપોનું મધ્યબિન્દુ પણ છે. આ વિધાન વધુ સ્પષ્ટ કરવા પ્રયત્ન કરીએ.

### (૧) પ્રાથમિક સંબંધોમાં વધુ પ્રમાણમાં નિકટતા:

નિકટવર્તી જૂથમાં જીવનની એક ખાસ લાક્ષણિકતા છે. એ જૂથ-જીવનમાં વ્યક્તિના એ જ જૂથના બીજા સભ્યો સાથેના સંબંધો અમુક અંશે નિકટ—અંગત—હોય છે. નિકટતા—અંગતતા—નો અર્થ એમ નહિ કરવાનો કે, તે હમેશાં પ્રેમભરી જ હોય છે. નિકટતાની લાગણી કદી ઉત્કટ તિરસ્કારભાવે પણ વ્યક્ત થાય અગર ઘેરા સમભાવ તરીકે પણ દેખા દે.

એમાં માનવી ચાહે પણ ખરો અને ધિક્કારે પણ ખરો. આ નિકટ સંબંધોમાં માનવી પોતાના જૂથના સભ્યો તરફ સમગ્ર-માનવી તરીકે સંબંધ રાખે છે. માનવી એમાં બીજા માનવીઓ સાથે સીધા સહકાર કે સીધા ઘર્ષણમાં આવે છે. આ સમભાવભર્યાં કે બીજા પરંતુ લાગણીપૂર્ણ સંબંધોને આપણે મોટા અને આયોજિત જૂથોના સભ્યોના પરસ્પર સંબંધોથી જુદા પાડી શકીએ.

જે સંબંધોમાં માનવીઓ એકબીજા સાથે ખરીદનાર અને વેચનાર, માલ આપનાર અને લેનાર, અમલદાર અને શહેરી, શિક્ષક અને વિદ્યાર્થી, દાક્તર અને દરદી, વકીલ અને અસીલ, મૅનેજર અને કામદાર જેવા કાર્ય-લક્ષી, હેતુલક્ષી, અમુક પ્રકારના કાર્ય માટે જ સબંધે જોડાય એ સંબંધોને આપણે ઔપચારિક, વ્યવહારલક્ષી સંબંધો કહી શકીએ. આ સંબંધોમાં વ્યક્ત થતાં પરસ્પરનાં વલણો અને ઊર્મિઓની કક્ષા જુદી હોય છે. મિત્રો, પ્રેમીઓ, નાની ટોળીઓ કે કુટુંબીજનો વચ્ચેના સંબંધોમાં વ્યક્ત થતાં વલણો અને ઊર્મિઓથી તેને સરળતાથી નોખી પાડી શકાએ. જોકે એનો અર્થ એમ નથી કે આ બન્ને પ્રકારના સંબંધો વચ્ચે તદ્દન જ અભેદ (ન સાંકળી શકાય એવી) રેખા દોરી શકાય. રમતગમતના ખેલાડીઓ કે સિનેમાનાં નટનટીઓ કે કેટલાક ગજાદારી નેતાઓ તરફ આપણે આડકતરી રીતે સેવેલી અંગતતાની લાગણી આનુ દષ્ટાંત પૂરું પાડે છે; પરંતુ સાધારણ રીતે આ બે સંબંધના પ્રકારમાં રહેલા ભેદ સમાજજીવનનાં બહુ જ મહત્ત્વનાં પાસાંઓને અનુલક્ષે છે.

આ સંબંધોના ભેદ પાછળ મૂળભૂત કારણ સામાજિક સંબંધો પાછળ રહેલી નિકટતાની કક્ષામાં રહેલાં છે, "વલણોના પ્રકારમાં" રહેલાં છે. નિકટતા બે પ્રકારની હોય — લાગણીની અને ભૌતિક-સ્થાનીય. બે મિત્રો હજાર માઈલ દૂર હોય, બે કુટુંબીજનો વચ્ચે બે ખંડ જેટલું ભૌગોલિક અંતર હોય પરંતુ તેમની વચ્ચે લાગણીનું સાંનિધ્ય તેમને નિકટવર્તી બનાવે છે. જ્યારે એક રૂપજીવિની-વેશ્યા અને તેનો ઉપભોગ કરનાર, તેના દેહને ખરીદનાર વચ્ચે સ્થાનીય, ભૌગોલિક અગર સ્થળની દૃષ્ટિએ ખૂબ જ નિકટતા હોય; પરંતુ લાગણીનાં અંતર અગાધ હોય છે, વેશ્યા અને તેનો ખરીદનાર શારીરિક રીતે પરસ્પર બહુ જ નિકટ છે. પરંતુ તેમના સંબંધમાં ઔપચારિકતા અને વ્યવહારુતા છે. તેમાં પ્રાથમિક અને નિકટવર્તી સંબંધો બાંધતી ઊર્મિ કે લાગણીનો તદ્દન જ અભાવ હોય છે.

(૨) વર્તમાન સમાજમાં નિકટવર્તી (પ્રાથમિક) અને વ્યવહારુ (ઔપચારિક) સંબંધો :

પ્રાથમિક કક્ષાએ જીવન વિતાવતી પ્રજાઓમાં; ગામડાંમાં કે નાના ગ્રામસમાજોમાં વ્યક્તિઓ ઘણુંખરું પ્રાથમિક સંબંધોથી સંકળાયેલી હોય છે. તેમાં માનવીઓ બીજા માનવીઓને વ્યક્તિઓ તરીકે ઓળખે છે. જ્યારે વિસ્તૃત આયોજિત સમાજવ્યવસ્થામાં વ્યક્તિ કાર્યવિભાગના પ્રતિનિધિ તરીકે ઓળખાય છે. દા.ત., વર્તમાન શહેરી સમાજમાં વ્યક્તિઓ વ્યક્તિઓને બસકંડકટર નંબર અમુક, ડ્રાઇવર નંબર અમુક, કુલી નંબર અમુક, વિદ્યાર્થી નંબર અમુક, દરદી નંબર અમુક વગેરે કાર્યવિભાગના પ્રતિનિધિ તરીકે વર્તમાન સંકુલ સમાજમાં ઓળખે છે.

તેજ પ્રમાણે મધ્યકાલીન મહાજનોમાં શિખાઉ માટે એ સંસ્થાનો વડો ફક્ત ઉપરી જ નહોતો. તે વડો શિખાઉના વાલી સરખો સલાહકાર, નિયંત્રણકર્તા, ગુરુ, મિત્ર વગેરે અનેકવિધ રીતે સંકળાયેલો હતો. મધ્યકાલીન મહાજન પોતે જ એક નિકટવર્તી જૂથ સરખું બની રહેતું. પરંતુ આજકાલ માનવી માનવી વચ્ચેના વધુ અને વધુ સંબંધો વધારે વ્યવહારુ અને કાર્યલક્ષી–ઔપચારિક બનતા જાય છે. તેમાંથી અંગતતાનું, ઊર્મિનું તત્ત્વ ઓછું થતુ જાય છે. આજે માનવીને એનો ઉપરી, રાજકીય નેતા, નોકરશાહીનો હાકેમ કે નિષ્ણાત એક હોદ્દાના ચિહ્ન સરખો, અમુક કાર્ય અને સત્તાના પ્રતીક સરખો વધુ લાગે છે. આ ઉપરી, રાજકીય નેતા, નોકરશાહીનો હાકેમ કે નિષ્ણાત, વ્યક્તિને પોતાની સાથે જીવન ગાળતો, કે જેની પાસે તે શીખી શકે કે હૂંફ મેળવી શકે એવો જીવતોજાગતો ધબકારવાળો માનવી લાગતો નથી. વ્યક્તિને એનામાં જીવંત માનવીની ઉષ્મા મળતી નથી. આ કાર્ય નિર્ણીત, બિનઅંગત, અને કાર્યલક્ષી માનવીનું પ્રતીતીકરણ વ્યવસ્થિત અને ખૂબ જ વિકસિત લશ્કરી સમૂહો, સરકારી ખાતાઓ, ફેક્ટરી કે કારખાનાંઓ અને ઓફિસો સરખાં જૂથોની ખાસિયત બની રહે છે. આ સમૂહોમાં કચેરી, ઓફિસ કે કારખાનું, તેમાં કામ કરતાં મનુષ્યો કરતાં વધુ મહત્ત્વનું બની જાય છે. એમાં માનવીઓ માનવીઓ કરતાં આ ઓફિસ કે કારખાના સાથે સંબંધ બાંધતાં હોય એમ જ લાગે છે.

જેમ જેમ સમાજ વધુ સંકુલ થતો જાય છે તેમ તેમ તેનાં કાર્યો સાધવા માટે વધુ અને વધુ મોટા પાયા ઉપરતાં નોકરશાહી ( Bureau-

cracy) પદ્ધતિથી ચાલતાં મંડળો વિકસતાં જાય છે. આને લીધે માનવી માનવી વચ્ચે વધુ અને વધુ વ્યાવહારિક, ઔપચારિક અને બિનઅંગત સંબંધો વિકસતા જાય છે. જૂના (પહેલાના વખતમા હતા તેવા), નિકટવર્તી (પ્રાથમિક) સંબંધો અને નિકટવર્તી જૂથો જેમા આ સર્વ વ્યવહાર ચાલતો હતો તે હવે વિખેરાવા માંડ્યાં છે અને બદલવા માંડયાં છે

માનવી માનવી વચ્ચેના સબંધોમાં આવી રહેલા આ ફેરફારોએ ઘણા અભ્યાસીઓને ચિંતાતુર બનાવી દીધા છે તેઓ જાણે છે કે, જીવનનાં (મહત્ત્વનાં) મુખ્ય મૂલ્યો—પ્રેમ, મૈત્રી, કુટુંબભાવના, સાહચર્ય વગેરે—(પ્રાથમિક) નિકટવર્તી સબંધો અને મોઢામોઢનાં જૂથોમાં જ વ્યક્ત થાય છે. સામાજિક માનવીનાં અંતિમ ધ્યેયો આ મૂલ્યો નિશ્ચિત કરે છે. કેટલાક વિવેચકોની દૃષ્ટિએ તો આ વિકસતા કાર્યલક્ષી ઔપચારિક વ્યવહારુ, બિનઅંગત સંબંધોને કારણે આ મૂળભૂત ધ્યેયો ભયમાં મુકાઈ ગયાં છે.

વિવેચકોનું આ વિધાન કેટલે અંશે સાચું છે તે અંગેની વિસ્તૃત ચર્ચા આપણે છેલ્લાં પ્રકરણોમાં કરીશું. સમાજના પદ્ધતિસરના અભ્યાસી તરીકે આપણે તો અહીં એક જ વસ્તુ ધ્યાનમાં રાખવાની છે. મૂળભૂત પ્રાથમિક જૂથરચનાની પ્રક્રિયા પોતાના નાનકડા પ્રાથમિક અને નિકટવર્તી સમૂહો રચતી મહામંડળોમાં કે એની બહાર ચાલ્યા જ કરે છે, પછી ભલે મહામંડળો વધુ નિયંત્રિત, વધુ ઔપચારિક, વધુ પદ્ધતિસરનાં કે વધારે કાર્યલક્ષી બનતાં જાય.

તકતા આઠમામાં વર્તમાન સમાજમાં વ્યક્તિના મુખ્ય પ્રકારના જૂથ સંબંધોને પદ્ધતિસર ગોઠવવા યત્ન કર્યો છે. એનો અર્થ એમ નથી કે, વ્યક્તિનું જૂથજીવન એ ખીખામાં ગોઠવાયેલા સંબંધોની સ્પષ્ટતાથી વહેંચાય છે.

પરંતુ વ્યક્તિને સામાજિક સમૂહ-સંબંધોના કેન્દ્ર તરીકે ગણી વિચાર કરીએ તો આપણે એટલું ચોક્કસ કહી શકીએ કે, વ્યક્તિ પોતાના વ્યક્તિત્વને અનુરૂપ બહુ જ નિકટનુ જીવન પ્રાથમિક સંબંધોવાળાં જૂથોમાં ગાળે છે (ક્ષેત્ર ૨—તકતામાં), અને પોતાની દૃષ્ટિએ લાગતા જીવનના જરા આઘેનાં પાસાંઓ વ્યવહારુ સંબંધોના વર્તુલમાં ગાળે છે (ક્ષેત્ર ૩—તકતા આઠમાં).

## નિકટવર્તી જૂથો અને હિતો :

સમસ્ત સમાજ-ઘડતરમાં નિકટવર્તી જૂથો શા માટે વિકસી આવે

છે? માનવી, પોતાના સ્વતંત્ર કાર્યથી ન પામી શકે એવું આ જૂથના સભ્ય તરીકે શું મેળવી શકે છે?

પ્રાથમિક અને અંગત સબધોની ચર્ચા કરતી વખતે આ પ્રશ્નનો કંઈક અંશે ઉત્તર આપવા પ્રયત્ન કર્યો હતો માનવીને જીવનમાં નૈસર્ગિક, મુક્ત, એકાએક વ્યક્ત કરવાની જરૂરિયાત નિકટવર્તી અગર મોઢામોઢનાં જૂથોમાં સંતોષાય છે. પરતુ તે શા કારણે? આ પ્રશ્ન નિકટવર્તી જૂથ અને હિતોના સંબંધ અંગે વધુ વિચારણા માગી લે છે

કેટલાક રોજના દાખલા દ્વારા આ પ્રશ્ન સમજવા પ્રયત્ન કરીએ.

વિદ્યાર્થીઓ અભ્યાસ માટે સ્વાધ્યાય-જૂથો રચે છે. આ જૂથ રચવામાં શાં હિતો સમાયેલાં છે? કેટલાક બાહ્ય લાભો સ્પષ્ટપણે દેખાય છે. દા. ત, દરેક સભ્ય વ્યક્તિગત રીતે અભ્યાસ-દોરવણી માટે શિક્ષક રોકવા અસમર્થ હોય; પરંતુ જૂથ તરીકે તે નાણાકીય દૃષ્ટિએ શક્તિશાળી બને પરંતુ આવા બાહ્ય લાભો ઉપરાંત પણ કેટલાક સૂક્ષ્મ પ્રકારના ફાયદાઓ પણ તેનાથી થાય છે અભ્યાસમાં બીજાની હાજરી અમુક પ્રમાણમાં ઉત્તેજક પણ નીવડે છે. ગમતું અને અનુકૂળ જૂથ હોય તો આપણાં ધ્યેયો વધુ સ્પષ્ટ પણ થાય એટલું જ નહિ, પરંતુ આપણાં કાર્યોનું ઝીણવટભર્યું મૂલ્યાંકન પણ થાય અને સંયુક્ત કાર્યમાં વધુ ઉત્સાહ અને ધગશ પણ આવે આ જ કારણે એક મહાન વિદ્વાને કહ્યું છે તેમ, સાચાં વિશ્વવિદ્યાલયો "પુસ્તકોના ખડકાયેલા સમૂહ"થી કદી બનતાં નથી. સમૂહ અગર જૂથરચના માનવીનાં હિતો અને એ હિતો સાધ્ય કરવાની કાર્ય પ્રણાલિકા બન્નો ઉપર ઘેરી અસર કરે છે.

## નિકટવર્તી જૂથ માનવીનાં હિતોના પ્રકાર ઉપર કેવી અસર કરે છે:

નિકટવર્તી જૂથ માનવીનાં હિતોના પ્રકારને પણ ફેરવે છે માનવી જૂથજીવનમાં હિતોને નવી દૃષ્ટિએ જોતાં શીખે છે. તે એ હિતો બીજાની દૃષ્ટિએ પણ કેવાં છે એ સમજવાની શક્તિ વિકસાવે છે. આમ તે નવી તટસ્થ—વિશાળ દૃષ્ટિ ખીલવે છે, જેને અંગ્રેજીમાં New objectivity કહે છે. આમ સમૂહજીવનમાં ભાગ લેવાથી હિત પણ નવું સ્વરૂપ પામે છે માનવી બીજાની દૃષ્ટિથી પણ નીરખતો હોવાથી હિતમાં પણ અર્થ-વિહીન અંગત અર્થો દૂર કરવા શક્તિમાન બને છે. તે માનવીનું અને

સમૂહજીવનમાં ભાગ લેતા બીજા માનવીઓનું પણ ધ્યેય એ જ હોઈ એમાં કાંઈ પણ સામાન્યતા (Commonness) હોવી જ જોઈએ એ ખ્યાલ પણ આવવા માંડે છે. એ સામાન્ય તત્ત્વ પારખતા માનવી હિતની વધુ સ્પષ્ટ રીતે વ્યાખ્યા બાંધી શકે છે. આમ હિતને સંયુક્ત રીતે સાધવા જતાં પહેલાં માનવીએ હિતનુ સ્પષ્ટપણે સંયુક્ત દર્શન પણ કરવું જ જોઈએ. દરેક માનવી પોતાને અનુકૂળ થતુ હિતનુ પાસું જૂથના બીજા સભ્યો આગળ વ્યક્ત કરે છે આમ હિતનાં વિવિધ પાસાં સ્પષ્ટપણે વ્યક્ત થતાં, હિતમાં સમાયેલાં તત્ત્વો વધુ વિસ્તૃત અને વધુ સમૃદ્ધ બને છે. કારણ હિતમાં સમાયેલાં પણ નહિ સમજાતાં અગર નહિ વ્યક્ત થયેલાં દરેકને સ્પર્શતાં તત્ત્વો હવે સ્પષ્ટ થાય છે અને તેમાં રહેલા વૈવિધ્યનો પણ ખ્યાલ આવે છે. આપણે નાના અભ્યાસમંડળનો જ દાખલો લઈએ. અભ્યાસમંડળમાં ચર્ચા કરતાં આપણને સર્વને જણાશે કે, જે પ્રશ્ન—જ્ઞાનરૂપી હિત—ચર્ચાય છે તેનાં હજી ઘણાં અણઉકલ્યાં પાસાં છે. એ પાસાંઓ ચર્ચા દરમિયાન દરેકના દષ્ટિબિન્દુની રજૂઆત થતાં ધીરે ધીરે સ્પષ્ટ થતાં જાય છે.

પરંતુ એનો અર્થ એમ નથી કે, હિતોનું સ્પષ્ટીકરણ, એકાગ્રતા અને સમૃદ્ધીકરણ અમર્યાદિત હોય છે. એ પ્રક્રિયાઓની પણ મર્યાદા હોય છે અને એ મર્યાદાઓ પ્રાથમિક–નિકટવર્તી જૂથની પ્રક્રિયાનાં ખાસ લક્ષણો વધુ સ્પષ્ટતાથી બહાર લાવે છે.

હવે આપણે પ્રાથમિક–નિકટવર્તી જૂથની કેટલીક ખાસ લાક્ષણિકતા તરફ ધ્યાન દોરીએ.

સમાજશાસ્ત્રના અભ્યાસીઓએ પ્રાથમિક—નિકટવર્તી જૂથની નીચે ચાર પ્રકારની લાક્ષણિકતા નોંધી છે:

(૧) જૂથના કદની મર્યાદા (Size of the group);
(૨) સભ્યોમાં પાર્શ્વભૂમિની સમાનતા (Similarity of Background);
(૩) મર્યાદિત અંગત હિત (Limited self interest);
(૪) સામુદાયિક રીતે ભોગવાતાં હિતોની તીવ્રતા (Intensity of shared interest).

## (૧) જૂથના કદની મર્યાદા (Size of the group):

અસરકારક અને પૂરેપૂરો ભાગ લેવા માટે જૂથમાં સંખ્યા મર્યાદિત

હોવી જોઈએ. જૂથો આમ તો મોટાં પણ હોય અને નાનાં પણ હોય. દરેક જૂથના સભ્યોની સંખ્યાના વધારાની મર્યાદા હોય છે, જે જૂથ જૂથ માટે જુદી હોઈ શકે. જેમ સંખ્યામાં વધારો, જૂથના કદમાં વિસ્તાર તેમ તેમના સભ્યોની અંદર સામાન્ય હિતો માટે એકરસતા અને એકાગ્રતાની પણ ક્ષીણતા આવે. આ સિદ્ધાંત અનુસાર જ રૂસો સરખા કેટલાક રાજ્યશાસ્ત્રના ચિંતકોએ જાહેર કર્યું છે કે, સાચું "પ્રજાસત્તાક" તંત્ર નાના મોઢામોઢના જૂથમાં જ શક્ય બને છે. આવા સમૂહમાં શહેરીઓ માત્ર મતદાન આપનારી વ્યક્તિઓ જ રહેતી નથી. તેઓ મત આપી, અમુક ઉમેદવારો ચૂંટી, રાજકારણના માત્ર નિષ્ક્રિય પ્રેક્ષકો બની રહેતા નથી. તેઓ રાજકારણમાં સક્રિય ભાગ લે છે, અને રાજકારણ તે એમને માટે જીવંત, ધબકતું, સ્પષ્ટપણે સમજાય એવું, ભાગ લેવાય એવું સામાજિક તત્ત્વ બને છે. પ્રકરણ ૧૮માં જોઈશું તેમ, આ વિધાનમાં કેટલુંક સત્ય સમાયેલું છે. પરંતુ સાથે સાથે અહીંયાં એ પણ નોંધી લઈએ કે, આ વિચારકો પ્રાથમિક–નિકટવર્તી જૂથોમાં સંતોષાતાં વિવિધ હિતો અને રાજકીય હિતને ભેળવી દેવાની ભૂલ કરે છે.

## (૨) પાર્શ્વભૂમિની સમાનતા (Similarity of Background):

પ્રાથમિક–નિકટવર્તી જૂથના સભ્યોમાં અનુકૂળ થવાની વૃત્તિ હોવી જોઈએ. તદુપરાંત તેમનામાં અનુભવ અને સમજની પણ અમુક અંશે સમાન કક્ષા હોવી જોઈએ. દરેક સભ્ય પાસે કાંઈક આપવાનું તેમ જ મેળવવાનું પણ તત્ત્વ હોવું જોઈએ. નહિ તો તે સભ્યની હાજરી નિકટવર્તી જૂથમાં વિઘ્નરૂપ બનશે. આ જૂથમાં આમ એક પ્રકારની સમાન ભૂમિકા પણ હોવી જોઈએ. આ ભૂમિકા ન હોય તો જે સભ્ય બહુ જ ઊંચી કક્ષાનો હોય કે બહુ જ નીચી કક્ષાનો હોય તે ઉપર વર્ણવેલી નિકટવર્તી–પ્રાથમિક જૂથક્રિયામાં ખલેલ પાડશે. અભ્યાસમંડળમાં તો આ મર્યાદા બહુ જ સ્પષ્ટ રીતે દેખાય છે. પરંતુ કુટુંબ, ખેલમંડળો, ટોળી કે જેને અંગ્રેજીમાં "ક્લિક" (Clique) કહે છે તેવી નાના તડ સરખા મિત્રમંડળો અને મોટાં સંગઠનોમાં વિકસી આવેલી નાની નાની ભાઈબંધ ટોળકીઓમાં પણ વ્યક્તિ-વ્યક્તિ વચ્ચેનાં સરળ નિકટતાભર્યા અને અનૌપચારિક વ્યવહાર માટે એક પ્રકારની સામાન્ય ભૂમિકા આવશ્યક બને છે.

(૩) મર્યાદિત અંગત હિત (Limited Self-interest):

પ્રાથમિક-નિકટવર્તી સમૂહનું ત્રીજું લક્ષણ એ છે કે, તેમાં દરેક સભ્યનાં અંગત હિત મર્યાદિત હોવાં જોઈએ. નિકટવર્તી સમૂહનું ધ્યેય તેના સભ્યોમાં નૈસર્ગિક અને મુક્ત આપલે કરાવવાનું છે. આ ધ્યેય સર્વ સભ્યો સહકારી — જતું કરવાના — માનસ સાથે જૂથમાં રહે તો જ બર આવે. આમ સમસ્ત જૂથનું સામાન્ય હિત જૂથના દરેક સભ્યમાં વધુ પ્રાધાન્ય ધરાવતુ હોવું જોઈએ. સમસ્ત જૂથનું સામાન્ય હિત હોવું જોઈએ એટલું જ નહિ, પરંતુ તે એટલું બળવાન હોવું જોઈએ કે, મોહા-મોહના જૂથમાં હમેશાં વ્યકત થતા હુસાતુસી કરતાં — સભ્યોના સ્વત્વની ખેંચાખેંચી કરતાં — વલણો ઉપર કાબૂ રાખી તેને ગૌણ સ્થાન આપે. જો નિકટવર્તી જૂથોમાં માનવીઓ પોતાના પૂર્વગ્રહોને ઠોકી બેસાડવા અગર પોતાના વ્યકિતગત અહંને આગળ ધરવા જ એકઠા મળે તો તેઓ માત્ર પૂર્વગ્રહો જ અને અહંને જ દ્દીભૂત કરશે. પરંતુ નિકટવર્તી જૂથમાં તેઓ એકાદ વિષયનો અભ્યાસ કરવા, કે સામાન્ય ફરિયાદો દૂર કરવા અગર એકબીજાનું સાનિધ્ય, ટૂંકું કે સહચાર સાધવા એકઠા મળે તો તેમાં તે નિકટવર્તી જૂથોની લાક્ષણિકતા અને તેનો મુખ્ય હેતુ વધારે સારી રીતે વ્યકત કરશે.

વર્તમાન સમાજે વિકસાવેલાં વ્યવહારનાં સાધનોની વિપુલતા અને વિવિધતાએ જૂથ-હિતના પ્રાધાન્ય માટે અને વ્યક્તિગત હિતોનાં નિયંત્રણ માટે ઠીક ઠીક પરિસ્થિતિ અને સવલતો ખડી કરી છે. જોકે કેટલાંક સાધનો આ નિકટવર્તી જૂથના આવશ્યક લક્ષણને ફળીભૂત થવામાં વિઘ્નો પણ ઊભાં કરે છે. પરંતુ એકંદરે આ વ્યવહાર-સાધનો વ્યકિતગત હિતને મર્યાદિત બનાવવાની ભૂમિકા રચે છે.

વ્યવહારનાં સાધનો માનવીને પોતાના ભૌગોલિક સ્થાનની મર્યાદાથી મુકત કરે છે. માનવી પડોશ અગર પ્રાદેશિક પાયા ઉપર રચાયેલાં જૂથોને બદલે હવે સામાન્ય હિતો ઉપર રચાયેલાં, પ્રદેશોની આણ વટાવતાં જૂથો પણ વિકસાવે છે. આમ નવા વ્યવહારનાં સાધનો માનવીને પસંદગી અનુસાર અને વધુ બારીક ઝીણવટભરી જરૂરિયાતો સંતોષવા માટે જૂથો રચવાની સરળતા કરી આપે છે. મંડળો સ્થાપવાની છૂટ (Freedom of Association) આ કાર્યમાં સાથ પુરાવી વધુ સરળતા કરી આપે છે. દા. ત., સંગીતરસિયાઓ, પ્રાચીન ફિલસૂફીમાં રસ લેનારા, આંતરરાષ્ટ્રીય બનાવોમાં રસ લેનારાઓ, તાંત્ર કે રહસ્યવાદમાં

માનનારાઓ, પાકશાસ્ત્રની ખૂબીઓમાં રસ લેનારા, પોસ્ટના સ્ટૅમ્પ એકઠા કરનારાઓ, નાટકના, ક્રિકેટના, શેતરંજના, હૉકી-ફૂટબોલના, નૃત્ય કે વાર્તાલાપના પણ શોખીનો—અરે, ટી હાઉસ કે કૉફી હાઉસમાં ચા કે કૉફીના પ્યાલા ઉપર નિરાંતે વાતો કરનારા પણ—વગેરે વગેરે અનેક નાનામોટાં હિતોમાં સામાન્ય રસ ધરાવનારાઓ હવે પ્રદેશ અગર પોળ કે શેરી સરખાં સ્થળની મર્યાદા વટાવી સામાન્ય હિતની આજુબાજુ એકઠા થઈ જૂથજીવન ગાળે છે. આ સર્વ વિવિધ હિત ધરાવતા રસિયાઓ એક જ શેરીના નથી હોતા, પરંતુ સમસ્ત શહેરના કે શહેરની આજુબાજુના પ્રદેશોમાંથી પણ આવે છે. આમ પડોશની હૂંફ ઘસાતાં ઉપસ્થિત થતા ગેરલાભ અમુક અંશે વર્તમાન સમાજમાં આ રીતે દૂર થાય છે.

## (૪) સંયુક્ત રીતે ભોગવાતાં હિતોની તીવ્રતા (Intensity of shared interests):

નિકટવર્તી જૂથજીવનની પ્રક્રિયામાં જ, આપણે જોયું તેમ, કોઈ હિત કેન્દ્રિત અને સમૃદ્ધ થાય છે. નિકટવર્તી જૂથના સભ્યને બીજા સભ્યોની હાજરીને લીધે સંયુક્ત હિત વધુ સ્પષ્ટ રીતે સમજાય છે. સાથે સાથે જૂથમાં પ્રત્યેક વ્યક્તિને હિત માટે ઉત્તેજક આકર્ષણ થાય છે અને તેમાંથી તે હિત માટે લાગણીની તીવ્રતામાં પણ વધારો થાય છે.

બીજાની હૂંફથી પ્રત્યેક સભ્ય પોતે પણ હિત સાધવા વધુ ઉત્સાહથી કટિબદ્ધ થાય છે એટલું જ નહિ, પરંતુ જ્યારે તેને પોતાની શક્તિ અગર ઉત્સાહમાં ઓટ આવતી જણાય છે, હિત સાધ્ય કરવામાં જોઈતી નિશ્ચલતા ઓછી થતી લાગે છે—અને જે દરેક માનવક્રિયામાં હમેશાં હોય છે જ—ત્યારે તે પોતાના બિરાદરોની શક્તિ અને ઉત્સાહની હૂંફમાં ને હૂંફમાં પોતાની નબળાઈ દૂર કરી તે કાર્યરત રહી શકે છે. આપણું હિત ભાગીદારી ધરાવતું હોવાથી નવું મહત્ત્વ, નવો ઝોક અને નવું મૂલ્યાંકન પામે છે. એને પહેલાં ન હતું એવું સહાનુભૂતિનું એક પીઠબળ મળે છે. પોતે જૂથનું હિત પણ સાધતો હોવાથી માનવી—એકલવાયી વ્યક્તિ તરીકે અશક્ય એવી—એકાગ્રતાની તીવ્રતા પ્રાપ્ત કરે છે. આ કક્ષા વધુ ઊંચી છે. એ હિત આપણને એકબીજામાંથી સ્પષ્ટ સમજાય છે અને આ કારણે જે હિતો વ્યક્તિને એકલા સાધ્ય કરવામાં કઠિન લાગે છે અને એ સાધ્ય કરવાની પ્રવૃત્તિ દરમિયાન નીરસતા અને કંટાળો ઉપજાવે છે તે હિતો સંયુક્ત રીતે સાધ્ય કરવામાં વ્યક્તિને સહેલાં લાગે છે અને સાધ્ય કરવા જતાં ઓછાં નીરસ અગર રસપ્રદ જ લાગે છે.

આમ નિકટવર્તી જૂથમાં ગોઠાગોઠના સંબંધને લીધે, સમીપતાના કારણે અને નિકટતા–અંગતતા અને બિનઔપચારિકતાને કારણે ઊપજતી હૂંફાળી સાહચર્યની ભાવના અને તેમાંથી વિકસતા, વ્યક્તિમાં સંયોગો સાથે ટકી રહેવાના બળનો હવે સર્વ અભ્યાસીઓ સ્વીકાર કરતા જાય છે વિવિધ પ્રકારના કાર્યસંચાલકો પણ આ સત્ય સ્વીકારી આવાં જૂથોને વિકસાવે છે. ઉદ્યોગો અને સંશોધનોની પ્રવૃત્તિઓમાં કાર્યકરોની નાની ટુકડીઓ (Teams) ઉપર મુકાતો ભાર એ જ સૂચવે છે અસરકારક થવા માટે રાજકીય પક્ષો પણ હવે સ્થાનિક કવચો કે નાનાં Cells–કેન્દ્રોને વિકસાવવાની જરૂરિયાત જોઈ રહ્યા છે. તે જ પ્રમાણે ધીરે ધીરે અનેક મહામંડળો (Large-scale Associations) હવે એ માન્યતા ઉપર આવતાં ગયાં છે કે, તેમની કાર્યદક્ષતા અને તેમના બળની વૃદ્ધિ નાનાં નાનાં નિકટવર્તી જૂથો વિકસાવવામાં અને તેમના ઉપર વધુ આધાર

સહકારનું દૃષ્ટાંત મળે છે. આ સહકાર પદ્ધતિ સંકુલ (complex) અને આડકતરી (indirect) સહકાર પદ્ધતિથી જુદી પડી આવે છે. આડકતરી અને સંકુલ સહકાર પદ્ધતિમાં માનવીઓ વિવિધ, પણ પરસ્પર સંકળાયેલી પ્રવૃત્તિઓ વધુ નિષ્ણાત અને બિનઅંગત ભાવથી કરે છે.

આમ પ્રાથમિક–નિકટવર્તી જૂથની ખાસિયત સીધો સહકાર છે, જ્યારે નિષ્ણાત વિભાગીકરણ (specialization) એ મહામંડળોની વિશિષ્ટ કાર્યપ્રણાલી છે.

દા. ત., જ્ઞાન પ્રાપ્ત કરવા ચર્ચા કરતા નિકટવર્તી જૂથના બધા જ સભ્યો ચર્ચા કરે છે. બધા સભ્યો ચર્ચામાં વિવિધ દૃષ્ટિબિન્દુઓ આણે છે. પરંતુ તેનો અર્થ એમ નથી કે, દરેક જણ જુદું કાર્ય કરે છે. ના, કાર્ય એક જ છે—ક્રિયા ચર્ચાની જ છે, જેમાં સર્વ રોકાયેલા છે. વિસ્તૃત, સંકુલ અને અટપટા સહકારમાં—જેને ઘણી વાર કાર્યવહેંચણી કહેવામાં આવે છે તેમાં દરેક વ્યક્તિ અમુક એક ચોક્કસ નાનકડું કાર્ય કરતો હોય છે દરેકનું ધ્યેય એક જ પરિણામ લાવવાનું હોય છે; પરંતુ દરેકની કાર્યપ્રથા તથા કાર્યનો પ્રકાર એક હોતો નથી. દા. ત , એક કારખાનામાં પરિણામ એક જ લાવવાનું છે, રૂમાંથી કાપડ તૈયાર કરવાનુ. પરંતુ તે કાર્ય માટે કેટલાક રૂ સાફ કરતા હોય, કેટલાક મશીનો કે યંત્રો ઉપર ફક્ત રૂમાંથી કાંતતા હોય, કેટલાક વણતા હોય, કેટલાક રંગ ચઢાવતા હોય, કેટલાક યંત્રો ચલાવતા હોય, કેટલાક યંત્રો સાફ કરતા હોય વગેરે. આમ મહામંડળોમાં નિષ્ણાત અને ઝીણવટભરી કાર્યવહેંચણી થાય છે. આ મહામંડળના સભ્યોનો ઉદ્દેશ અને કાર્યધ્યેય એક જ હોય છે, રૂમાંથી કાપડ પેદા કરવાનું. પરંતુ તેમાં દરેક વ્યક્તિની કાર્યપ્રથા અને પ્રત્યેકના કાર્યપ્રકાર એક હોતાં નથી એટલુ જ નહિ, પરંતુ મહામંડળોમાં વ્યક્તિ સમસ્ત કાર્યના સળંગ અનુભવને માણી શકતી નથી.

નિકટવર્તી જૂથમાં કાર્યવિભાજન હોય છે ખરું, પરંતુ તે ગૌણ અને પ્રાથમિક અવસ્થાનું હોય છે. નિકટવર્તી જૂથમાં સર્વસામાન્ય અનુભવને સળંગ રીતે માણવાની પદ્ધતિ મુખ્ય હોય છે, જે તેને મહામંડળથી નોખું પાડે છે. બેત્રણ દૃષ્ટાંતોથી આ વિધાન સ્પષ્ટ કરીએ. રમત રમતુ જૂથ જ લઈએ. ક્રિકેટ ઇલેવનમાં એક પ્રકારનું કાર્યવિભાજન જરૂર હોય છે, પરંતુ એમાં બોલર, બેટ્સમેન, ફીલ્ડર વગેરેને સાથે જ રમવુ પડે છે. વિજયમાં, સમસ્ત રમતમાં, તેમ જ આખી ખેલવાની ક્રિયામાં દરેક જણ સમસ્ત રમતનો આનંદ લે છે. તે જ પ્રમાણે અભ્યાસમંડળ

દરેક સભ્યને જુદાં જુદાં કામો સોંપે, પરંતુ સમૂહવાચન કે અભ્યાસ શરૂ થતાં દરેક સભ્યે પોતાના વાચન કે અભ્યાસનો પરિપાક સામાન્ય સમૂહ-ક્રિયામાં જ આણવો જોઈએ, અને ત્યાર બાદ જ અભ્યાસપ્રવૃત્તિ સામૂહિક રીતે શરૂ થઈ શકે. એ પ્રવૃત્તિ સામાન્ય રીતે સાથે જ થઈ શકે. દા. ત., કોઈ પરભાષા શીખતુ મંડળ પોતાના સભ્યોમા અભ્યાસની એ ઢબે વહેચણી ન કરી શકે કે, જેમા એક જણ કર્તા-નામનો અભ્યાસ કરે, બીજો ક્રિયાપદનો અભ્યાસ કરે, ત્રીજો માત્ર વિશેષણોને જ સમજ્યા કરે. ટૂંકમાં, કાર્યની બજવણી માટે પણ નિકટવર્તી જૂથ એ એક એકમ (Unity) તરીકે રહે છે

ફળ પ્રાપ્ત કરવામા નહિ પરંતુ ફળ સાધ્ય કરવા વિકસાવેલી સમસ્ત કાર્યપદ્ધતિમા પણ દરેક સભ્યને આકળતુ અને રસ લેતુ કરવાને કારણે નિકટવર્તી જૂથ એક વિશિષ્ટ સામાજિક મહત્ત્વ ધારણ કરે છે. નિકટવર્તી જૂથ એક એવુ અનોખું કાર્ય કરે છે, જે બીજો કોઈ પણ જૂથપ્રકાર કરી શકતો નથી. બધાં જ જૂથોમાં સહકાર્યમાંથી કાર્યમાં વધુ બચત (Economy), વધુ સગવડ (Facility) અને વધુ દક્ષતા (Efficiency) પ્રાપ્ત થાય છે. પરંતુ નિકટવર્તી જૂથ આ લાભો ઉપરાંત પણ માનવીને માનવીની, સમાજની અનિવાર્ય અને તીવ્ર ભૂખ અને સદૈવ ઝંખના સહુથી સંપૂર્ણ રીતે પૂરી પાડે છે.

નિકટવર્તી જૂથનુ આ કાર્ય તેને અદ્વિતીય અને અનોખુ મહત્ત્વ ધારણ કરાવે છે.

## પ્રાથમિક-નિકટવર્તી જૂથ નિર્ણયો અને જૂથની એકમતતાના પ્રશ્નો :

આપણે જોયુ તેમ નિકટવર્તી જૂથની પ્રક્રિયામાં અનુભવની આપલે કરવી અને તેમા ભાગ લેવો એ એક તે જૂથજીવનનુ વિશિષ્ટ લક્ષણ છે. પરંતુ આ લક્ષણ અનેક પ્રશ્નોનો ઉકેલ માગે છે. આપણેના અનુભવમાં વ્યક્તિ ભાગ કઈ રીતે લે છે? મારા અને તારા અનુભવમાથી એ આપણો અનુભવ કેવી રીતે બનાવે છે? આ જૂથની પ્રક્રિયામા વ્યક્તિઓના વિકસી આવતા મતભેદોમાથી એકમત, સુરાગ અને સંવાદ કેવી રીતે સાધ્ય થાય છે? આ મતભેદોમાંથી જૂથમા કેટલે અંશે અને કેવા પ્રકારનુ સમાધાન લાવી શકાય છે?

એકમતતા જેટલા પ્રમાણમાં સંધાય તેટલા પ્રમાણમા જૂથમાં અનુભવોનો વધુ લાભ લેવાય એમ જો આપણે માનીએ તો તે કસોટીથી

નિકટવર્તી જૂથની પણ ચકાસણી કરવી જ જોઈએ.

એ ચકાસણી કરવા માટે સહમત થવાના કેટલા પ્રકારો છે અને તે પ્રકારોની લાક્ષણિકતા શી છે તે સમજવા આપણે પ્રયત્ન કરીએ.

## સહમત થવાના પ્રકારો :

સહુથી પહેલાં આપણે એ ધ્યાનમા રાખવુ જોઈએ કે, બધાં જૂથ એકમત શોધતા નથી. કેટલાંક જૂથો એવાં પણ હોય છે કે જેની કાર્યવાહી સભ્યોના એકમતમાં નહિ પરંતુ જૂથે ઉપજાવેલા પ્રશ્નો ઉપર તેઓ વિવિધતા દર્શાવે તો જ સારી રીતે ચાલે એટલું જ નહિ, પરંતુ જેમ વિવિધતા વધારે હોય તેમ તે જૂથજીવન વધારે સારુ એમ પણ મનાય છે. ડિબેટિંગ સોસાયટી કે ચર્ચામંડળો આનાં દેખીતાં દૃષ્ટાંતો છે. પરાશનાં ગપ્પાં મારવા એકઠાં થતાં ગપમંડળો અગર નાની નાની ટોળકીઓમાં અમુક અંશે આ જ ઘટના હોય છે. આવાં મંડળોમાં મૈત્રીભર્યા મતભેદો જ એ જૂથજીવનમા એક પ્રકારની ઝમક આણે છે. પરંતુ જે જૂથો, ઔપચારિક રીતે કે અવિધિસર સામાન્ય નીતિ નક્કી કરવાની જવાબદારીથી બંધાયેલાં છે તેમને તો એક સમૂહ-નિર્ણય કર્યા વગર ચાલે એમ જ નથી. આ નિર્ણય અનેક રીતે લાવી શકાય અને નિર્ણય કરવાની પદ્ધતિ વિવિધ કક્ષાના અને વિવિધ પ્રમાણના સહમતને પ્રતિબિમ્બિત કરે છે.

આ નિર્ણય લાવવાની ચાર પદ્ધતિઓ ગણાય છે :

(૧) સત્તા (Authority);
(૨) તડજોડ (Compromise);
(૩) મતગણતરીની પદ્ધતિ (Enumeration);
(૪) સંપૂર્ણ એકતાનતા (Integration);

## (૧) સત્તા (Authority) :

જ્યાં એકમત—સત્તાના બળ ઉપર નિર્ણીત થાય છે ત્યા સત્તા ન ભોગવનારા નીચલી કક્ષાના સભ્યોને સત્તા ધરાવનારાનો નિર્ણય માન્ય રાખવો જ પડે છે, અને સત્તા ધરાવનારાઓના મતને સંમતિ આપવી જ પડે છે. આ ઢબે એકમત આણનાર જૂથજીવનમાં સત્તાવિહીન સભ્યો સમૂહક્રિયામાં ઓછામાં ઓછો ભાગ લે છે એટલુ જ નહિ, પરંતુ આવાં

જૂથોમાં નિર્ણય કરવાની ક્રિયામાં આપી શકાય એવો સભ્યોનો શક્ય પણ અવ્યક્ત ફાળો સમૂળો અટકાવાય છે અગર મોટે ભાગે રૂંધી નાખવામાં આવે છે. વિવિધ પ્રકારનાં નાનાં નાનાં 'લશ્કરી' જૂથો, ખૂબ જ શિસ્તવાળાં ક્રાન્તિકારી પક્ષોના નાનાં એકમો, વડવાથી દોરાતાં પિતૃસત્તાક સંયુક્ત કુટુંબો કે "દાદાઓ"થી દોરવાતી ટોળીઓ ઉપર વર્ણવેલી એકમત થવાની પદ્ધતિથી જૂથ-સહમતતા પ્રાપ્ત કરતાં જૂથોનાં સુંદર દૃષ્ટાંતો પૂરા પાડે છે

## (૨) તડજોડ (Compromise):

જૂથનિર્ણય તડજોડ ઉપર રચાયો હોય તો આમાં જૂથના સભ્યો વચ્ચે સમજૂતી ઔપચારિક રીતે આયોજેલા એકમત ઉપર રચાઈ હોય છે. પરંતુ નિર્ણયમાં ભિન્નતા ધરાવતા દરેક મતનું થોડુંક તત્ત્વ જતું કરી, થોડું રાખી, દરેકને કંઈક સંતોષ થાય એવી રીતે તોડ કાઢ્યો હોય છે. સત્તાના જોર ઉપર લેવાયેલા નિર્ણયથી આ નિર્ણય, વસ્તુ અને પદ્ધતિ બન્ને દૃષ્ટિએ ભિન્ન છે. મતભેદો વ્યક્ત થાય છે, અને એ મતભેદો નિર્ણયની વસ્તુ ઉપર છાપ મૂકી જાય છે. નિર્ણય કરવાની પદ્ધતિ આપસે-તડજોડની ક્રિયા દ્વારા થતી હોવાથી, મતભેદોને સભ્યોના હૃદયમાંથી દૂર કરતી નથી. મતભેદો અને તેની વિભિન્નતા અણઉકલી રહે છે.

ધારાસભાની સમિતિઓનાં બિલો કે યુનાઇટેડ નેશન્સ સરખા આંતરરાષ્ટ્રીય સંસ્થાઓના ખરડાઓ કે ઠરાવોમાં વ્યક્ત થતા નિર્ણયો આવા તડજોડના—સમાધાનના—સિદ્ધાંત ઉપર રચાયા હોય છે એટલું જ નહિ, પરંતુ નિર્ણય લેવાની આ પદ્ધતિ વર્તમાન "સમાન" કુટુંબો (Modern Equalitarian Family), બાળગુનેગાર ટોળીઓ, કલબો કે સમાજો સરખા અનેક મોઢામોઢના સમૂહોનાં નિર્ણયોમાં દેખાય છે.

## તકતો ૯

### જૂથ સહંમતીના પ્રકારો

| ભૂમિકા | પ્રક્રિયા | નિર્ણયનો પ્રકાર | મતભેદ તરફ વલણ |
|---|---|---|---|
| ૧. સત્તા | મંજૂરી અને તાબેદારી | ઔપચારિક એકમતતા | દાબી દેવામા આવેલ |
| ૨. તડજોડ | આપલે | ઔપચારિક એકમતતા | પરિણામમાં જણાય પરંતુ સાચા સમાધાનનો અભાવ |
| ૩. મતગણતરીની પદ્ધતિ | અનિર્ણયાત્મક ચર્ચા | વધુમત નિશ્ચય | મતગણતરીની પ્રક્રિયામા નોંધાય— પરિણામમા નહિ |
| ૪. સંપૂર્ણ એકતાનતા | નિર્ણય પર આવતી ચર્ચા | સાચી એકમતતા | પ્રક્રિયામાં વ્યક્ત થાય અને પરિણામમાં સચવાય |

મતભેદ દીવા સરખા સ્પષ્ટ દેખાય છે. સંમતિની ભૂમિકા જે વસ્તુ ઉપર મત લેવાયો હોય તેના ઉપર સ્થાઈ હોતી નથી. મતદાનની પદ્ધતિના સિદ્ધાંતના સ્વીકારની ભૂમિકા ઉપર સભ્યો નિર્ણયનો સ્વીકાર કરે છે.

આજના પ્રજાસત્તાક રાજકીય કારોબારમાં આ સિદ્ધાંત કેન્દ્રસ્થાને છે અને તે ઘણુંખરું નિકટવર્તી જૂથોની સમૂહક્રિયાની મર્યાદાની પૂબ જ બહાર જાય છે.

## (૪) સંપૂર્ણ એકતાનતા (Integration):

ઉપર વર્ણવેલી ત્રણે પ્રકારની નિર્ણયપદ્ધતિઓમાં એક પણ પદ્ધતિ એવી નહિ કહી શકાય કે જે જૂથમાં સંપૂર્ણ સંવાદ દર્શાવતી હોય. એક પણ પદ્ધતિથી કામ કરતા જૂથમાં આપણે એમ કહી શકીએ નહિ કે, જૂથ એક મન, એક નિશ્ચય, સંપૂર્ણ સંવાદ ધરાવતા સભ્યોનું એકમ છે.

જો આપણે એક મનવાળા અને એક નિશ્ચય ધરાવતા જૂથને આદર્શ એકમ તરીકે કલ્પતા હોઈએ તો આપણે નિર્ણય કરવાની એક અનોખી પદ્ધતિ શોધી કાઢવી જોઈએ. આ પદ્ધતિમાં બેત્રણ ઘટનાઓ બનવી જોઈએ. એમાં મતભેદોને ન તો રૂંધવામાં આવે કે ન તો તડજોડ દ્વારા ઉપરછલ્લી રીતે મિટાવવાના પ્રયત્ન થાય. મતભેદનું નિરાકરણ કરવા એવી પદ્ધતિ શોધાવી જોઈએ કે જેથી સભ્યોમાં એક પ્રકારની સંવાદિતા અને વિચાર અને ઊર્મિની એકરૂપતા વિકસે એટલું જ નહિ, પરંતુ સભ્યોમાં વિકસેલો આ સુરાગ એવો હોવો જોઈએ કે જેથી જૂથને નુકસાન ન થાય. જૂથને થોડા મતભેદો કે થોડાં ઘર્ષણોને કારણે થતા ગેરલાભને બદલે આ પદ્ધતિ દ્વારા જૂથવિચારને અને જૂથ-નીતિને એક પ્રકારનો વધુ જ લાભ થવો જોઈએ.

કેટલાક લેખકોના મત પ્રમાણે આ પ્રકારની સમજૂતી જ ખરી સમજૂતી, અસરકારક ઐક્ય અને આવકારદાયક એકમયતા આણે છે. નવમા તકતામાં આપણે આ પદ્ધતિના સંબંધોને બીજી પદ્ધતિઓના સંબંધ સાથે સરખાવીશું.

### એકરૂપતા અને આંતરજૂથ વ્યવહારો:

નવમા તકતાનો ચોથો પ્રકાર જૂથજીવન સમજવા આપણી સમક્ષ અનેક મહત્ત્વના પ્રશ્નો ખડા કરે છે. પ્રથમ પ્રશ્ન તો એ જ ઊભો થાય

છે કે જૂથજીવનમાં જૂથનિર્ણય માટે કલ્પેલી એકરૂપતા, સંપૂર્ણ સંવાદિતા, એકદિલીપણાને આપણે — હજી કોઈ પણ સ્થળે સિદ્ધ નથી થયો એવા — એક આદર્શ તરીકે કલ્પીશું કે તેને પહેલાંની ત્રણ પદ્ધતિઓની માફક માનવીએ અનુભવેલી એક સહમત થવાની વાસ્તવ-પદ્ધતિ તરીકે ગણીશું ? માનવીનાં હિત-વૈવિધ્ય અને વ્યક્તિગત ભેદભાવો આવી સંપૂર્ણ એકરૂપતા કદી શક્ય બનાવે ખરી ? ટૂંકમાં, પદ્ધતિ તરીકે રજૂ કરેલી આ એકરૂપતાની ઘટના એ વાસ્તવિક સત્ય છે કે માત્ર કલ્પના ?

એકરૂપતાના સિદ્ધાન્તનું સમર્થન કરતો એક મત એમ જણાવે છે કે, "જૂથભાવના" (Group Idea) એ કાંઈ તડજોડ નથી. તેમના મત પ્રમાણે જૂથભાવનાને તડજોડ તરીકે ગણનાર ભૂલ કરે છે, આવી ભાવનાને સમજતાં નથી; કારણ "જ્યાં સુધી લોકો એમ ધારે છે કે, સાથે કામ કરવાની પાછળ સમાધાન—તડજોડની ભાવના કામ કરે છે ત્યાં સુધી તે લોકોને સાથે કામ કરવાની પાછળ રહેલા મૂળભૂત સિદ્ધાન્તનો સાચો ખ્યાલ હોતો જ નથી." "જૂથભાવના"–જૂથવિચાર (Group Idea) એ કંઈ બહુમતીએ તારવેલો વિચાર નથી. ન તો એ વિચાર કોઈએ બીજાને સમજાવી—પટાવી, સમજૂતી મેળવી વિકસાવેલો વિચાર છે, કારણ "આપણને આપણા માર્ગો જેમ ધમકાવીને કે લાંચ આપીને સિદ્ધ કરવાનો અધિકાર નથી, તે જ પ્રમાણે બીજાને સમજાવીને પણ સિદ્ધ કરવાનો અધિકાર નથી." "જૂથભાવના"–સમૂહવિચાર (Group Idea) એ તો સ્વતંત્ર, સર્વાંગી, સળંગ ભાવના (Composite Idea) છે. તે ભેદભાવોના મુક્તપણે સ્વીકારની ભૂમિકા ઉપર રચાયો છે. ખરી રીતે "મારા મતભેદનો એક જ ઉપયોગ છે અને તે એ કે, તેને બીજાના મતભેદમાં જોડી દેવો." આપણે વ્યક્તિગત ચિંતનથી શરૂ કરીએ છીએ અને "સમૂહચિન્તનમાં" પરિણમીએ છીએ.

વિચારકો હવે ધીરે ધીરે એમ માન્યતા ઉપર આવતા ગયા છે કે, આ એકરૂપતા (Integration)ની કલ્પના બે સ્વરૂપે જોઈ શકાય : (૧) તેને માનવજીવનના નૈતિક આદર્શ તરીકે કલ્પી શકાય, અગર (૨) તેને સામાજિક-મનોવૈજ્ઞાનિક પ્રક્રિયા તરીકે જોઈ શકાય. *

જો તેને આપણે નૈતિક આદર્શ તરીકે કલ્પીએ તો આપણે નીચેની

---

* "This Conception of integration may be regarded either as an *ethical ideal* or as a *Social-psychological process.*" (p. 228)

બાબતો સ્વીકારવી પડશે :

(૧) આ આદર્શ જૂથજીવનનું વાસ્તવિક ચિત્ર રજૂ કરતું નથી. આપણે વાસ્તવિક જીવનમાંથી એનાં પ્રત્યક્ષ દર્શન કરાવી શકીએ નહિ.

(૨) એકરૂપતાના સિદ્ધાંતને નૈતિક આદર્શ તરીકે ગણીએ તો આપણે કેટલાંક અનુમાનો કરી શકીએ. એ સિદ્ધાંતનો જો વાસ્તવમાં અમલ થાય તો શાં પરિણામો આવે એ અંગે તાર્કિક ચિત્ર દોરી શકીએ. એ તાર્કિક ચિત્ર દોરતાં આપણે એમ કહી શકીએ કે, આ નૈતિક આદર્શ અમલમાં મૂકી શકાય તો સમાજમાં એક અનોખો નવા પ્રકારનો સંવાદ અને સુરાગ માનવી ઉપજાવી શકે એટલું જ નહિ, પરંતુ એક અદ્ભુત અને નવી જ ભાતનો સહજીવનનો ઉલ્લાસ માનવી માણી શકે. આપણે એમ પણ કહી શકીએ કે, આજના સંકુલ સમાજોમાં કે જ્યાં વિવિધ પ્રકારના માણસોને સાથે રહી એકબીજાને નભાવવાના જ હોય છે અને જ્યાં આ સિદ્ધ કરવા વર્ગ, ધર્મ અને રંગના પૂર્વગ્રહો અને તજ્જન્ય દ્વેષ દૂર જ કરવા જોઈએ ત્યાં જીવન આ સિદ્ધાન્ત—નૈતિક આદર્શ—પ્રમાણે રચાય તો બહુ જ કલ્યાણકારી બને. આપણે એમ પણ કહી શકીએ કે, હવે માનવજીવનની ભૂમિકા બદલાઈ છે. સમાજ "સમાનતા" અને "લોકશાહી"ના પાયા ઉપર રચાઈ રહ્યો છે જૂના સત્તાના પાયા ઉપર થતા નિર્ણયો હવે સ્વીકાર્ય નથી અને સંગઠનના બીજા સિદ્ધાંતો હજી સંતોષકારક રીતે શોધાયા નથી. આવી પરિસ્થિતિમાં આ એકરૂપતાનો સિદ્ધાંત નવા સમાનતાની ભૂમિકા ઉપર રચાતા સમાજ માટે નિર્ણય કરવાની પદ્ધતિ તરીકે ખૂબ જ આકર્ષણ જમાવે છે.

પરંતુ નૈતિક આદર્શને સિદ્ધ કરવા તેને પ્રત્યક્ષ જીવન-અનુભવ સાથે સાંકળવો જ પડે. એકરૂપતાના સિદ્ધાંતને નૈતિક આદર્શ તરીકે ગણનારાઓ હજી એ સાંકળ ગોઠવી શકયા નથી.

આથી એકરૂપતા (Integration)ના સિદ્ધાંતને જૂથમાં ચાલતી સામાજિક-મનોવૈજ્ઞાનિક ભાવની પ્રક્રિયા તરીકે ગણવી એ વધુ યોગ્ય થશે.

અને તેને સામાજિક-મનોવૈજ્ઞાનિક ભાવની પ્રક્રિયા તરીકે ગણીએ તો સહેજે પ્રશ્ન ઉપસ્થિત થાય કે, આ એકરૂપતાની પ્રક્રિયા સમૂહજીવનમાં કેટલે અંશે, કેવી પરિસ્થિતિમાં અને કેટલી મર્યાદામાં ચાલે છે? સાથે સાથે બીજા પ્રશ્નો પણ ઊભા થાય છે. જૂથજીવનનું અંતિમ ધ્યેય એકરૂપતા–સંવાદિતા સર્જવાનું છે, કે સત્યની શોધ કરવાનું? એકરૂપતા શું હમેશાં આવકારદાયક છે ખરી?

એકબે દૃષ્ટાંતોથી આ ઘટના સ્પષ્ટ કરવા પ્રયત્ન કરીએ

આપણે વૈજ્ઞાનિકોના જૂથની વાત કરીએ. જ્યારે વૈજ્ઞાનિકો ચર્ચા કરવા એકત્રિત થાય ત્યારે તેમનું ધ્યેય સંવાદિતા — સુરાગ — કે વિચારની એકરૂપતા નહિ પરંતુ સત્યની શોધ છે. તે જ પ્રમાણે સર્વ પ્રકારનાં જૂથોમાં માનવીનું હિત સંવાદિતા નહિ પરંતુ બીજું કાંઈ સાધ્ય કરવાનું હોય છે. એકરૂપતા તો માત્ર પદ્ધતિ છે ખુલ્લાદિલી અગર તટસ્થતાનો અર્થ એમ નથી કે, દરેક સભ્યે પોતાની માન્યતાને જૂથ-એકરૂપતા માટે કામચલાઉ જ ગણવાની. સત્યની શોધમાં વિવિધ પ્રકારના પુરાવા જે વૈવિધ્ય દાખવે તેમને ન ગણકારી, એવા જ પુરાવા એકઠા કરવા, જેમાં માનવીઓ એક જ રીતે જુએ એવું બને તો જૂથનું જીવન, અને જૂથનાં વિચાર અને ઊર્મિ શોચનીય ગરીબી અનુભવશે.' જો વ્યક્તિ પોતાને લાગતા

જુદી જ ભાવનાનો સંચાર કરે છે. બન્નેને એકત્રિત કરવા, બન્નેને એક જ અર્થમાં ઘટાવવા અગર બન્નેને એક જ માનવા એ બહુ જ ભૂલભરેલી વિચારશ્રેણી છે.

દા.ત., કુટુંબ, મિત્રમંડળ કે એવા કોઈ જૂથનું દૃષ્ટાંત લઈએ. કુટુંબમાં જૂથ-ઐક્ય પહેલા અર્થમાં હોય તેનો અર્થ એમ નથી કે તેમાં જૂથ-ઐક્ય બીજા અર્થમાં પણ હોવું જ જોઈએ. કુટુંબના કે મિત્રમંડળ સરખા જૂથમાં પરસ્પર લાગણીભર્યાં, સહાનુભૂતિ સંચારતાં ઊર્મિવલણોનું ઐક્ય હોય. પરંતુ તેનો અર્થ એમ નથી કે તે જૂથના દરેક સભ્યમાં વિચારોનું પણ ઐક્ય હોય. ઉત્કટ વિચારભેદ હોવા છતાં સભ્યોમાં ઊર્મિનાં ખેંચાણ અને પરસ્પર માટે સહાનુભૂતિની લાગણી હોઈ શકે. ઘણાં જૂથોમાં વિચારભેદ હોવા છતાં પણ સભ્યોમાં એક પ્રકારની લાગણીનું પરસ્પર તાદાત્મ્ય અને સામાજિક ઐક્ય જોઈ શકાય છે.

પરંતુ કેટલાક એકરૂપતાના સિદ્ધાન્તમાં માનનારા એમ માગે છે કે, એકરૂપતામાં વિચારનું પણ ઐક્ય આવી જવું જોઈએ. તેમના મત પ્રમાણે જુદા જુદા વિચાર ધરાવનાર માનવીઓએ જૂથમાં એકત્રિત થતી વખતે જુદા વિચારોને તિલાંજલિ આપી સમૂહમાં એક વિચારના બની જવું જોઈએ. તેમના મત અનુસાર જુદા જુદા વિચારોના સંવાદમાંથી એક નવો સળંગ વિચાર—જૂથવિચાર—બની જાય છે અને તે જૂથ-વિચાર દ્વારા જૂથ પોતે જ એક વિચાર કરતું, દરેક સભ્યની મનોકામનાઓ પારખી લેતું અલાયદું જૂથ-મન (Group Mind) બની જાય છે.

એકરૂપતાની કલ્પના આદર્શ તરીકે ભલે આવકારદાયક હોય; પરંતુ એના નામ-નીચે આપણે "જૂથ-મન" (Group Mind) ની ભ્રમણા ઊભી કરવાની તો ભૂલ ન જ કરવી જોઈએ.

જૂથરચના ગમે તેટલાં બંધનો અને તાણાવાણાથી માનવીઓને પરસ્પર સાંકળી લે પરંતુ તેથી તે માનવીઓના વ્યક્તિગત મનને મિટાવી દઈ "જૂથ-મન" વિકસાવી શકતી નથી. "મન" એ દરેક વ્યક્તિનું સ્વતંત્ર તત્ત્વ છે.

આપણી "જ્યુરી પ્રથા" તેમ જ અન્ય "જૂથ-સંવાદ" (Group Integration)ની ચળવળો સરખા "એકરૂપ" કરવાના અનેક પ્રયત્નોનો ઇતિહાસ "જૂથ-મન"ની કલ્પનાની અને વિચાર-એકરૂપતાની વિચાર-સરણીની અશક્યતા સાબિત કરે છે. કુટુંબ, ક્લબ, સમિતિ તથા સંગઠનો

સરખા પ્રાથમિક, મોઢામોઢ અને નિકટવર્તી જૂથોમા આપણે તેમના સભ્યોમા પરસ્પર બધુતાની, સહાનુભૂતિની ભાવના જરૂર જોઈ શકીએ જૂથ વલણોમા સવાદિતાની પણ વાસ્તવિક રીતે આશા રાખી શકીએ પરતુ કોઈ પણ પ્રકારની એવી જૂથ એકતાની આશા રાખીએ કે જેમા જૂથના સભ્યોનુ વ્યક્તિત્વ ભૂલી જવાય તો તે ભૂલભરેલી અને ખોટી કલ્પના બની રહેશે આ પ્રકારની વિચારસરણી જૂથ અને વ્યક્તિના સબધોની ખોટી અને ખૂબ જ ભ્રમભરેલી માન્યતા ઉપર રચાયેલી છે

અને આપણા આખા અભ્યાસનો ધ્વનિ જ એ છે કે, સમાજ અને વ્યક્તિના સબધોનો સાચો ખ્યાલ એ જ સમાજશાસ્ત્રની સાચી પ્રવેશિકા છે

નિકટવર્તી જૂથ અંગેની આટલી ચર્ચા કર્યા બાદ હવે આપણે વર્તમાન સમાજમા ખૂબ જ મહત્ત્વ ધરાવતા મહામડળો સરખી જૂથ-રચનાના લક્ષણો અને કાર્યોની સમીક્ષા કરીએ.

## ૩

## મહામંડળો (મોટા પાયા ઉપર રચાયેલા જૂથો)

## (LARGE-SCALE ASSOCIATIONS)

**મહામંડળોના પ્રકાર અને મહત્ત્વ :**

હવે આપણે એક એવા પ્રકારની જૂથરચનાનુ વર્ણન કરીએ છીએ કે, જેના વિવિધ પાસા સમજવા આપણે આગળ ઉપર ત્રણ પ્રકરણો ગાળવા પડશે આ જૂથ પ્રમાણે વર્તમાન સકુલ સમાજમા ખૂબ જ મહત્ત્વનુ સ્થાન ધારણ કરવા માડયુ છે આ પ્રકરણમા આ મહામડળોની કેટલીક સામાન્ય ખાસિયતોનો અભ્યાસ કરીએ

**મહામંડળોનો વિકાસ :**

સીમાડાના વસવાટો (Frontier Settlements), પ્રાથમિક સમુદાયો કે એવા સમાજો કે જ્યા અસરકારક વ્યવહારનું ક્ષેત્ર નાનુ હોય અને જ્યા જીવન સાદુ હોય ત્યા મોઢામોઢના નિકટવર્તી જૂથો જીવનના ઘણાખરા કાર્ય માટે પૂરતા થઈ રહે છે પરતુ જ્યા સમાજ વધુ અને

વધુ વિસ્તાર પામતો જાય છે અને જ્યાં તેનાં કાર્ય અને રચના વધુ જટિલ અને અટપટાં થતાં જાય છે ત્યાં આ નાનાં નિકટવર્તી જૂથો પૂરતાં થઈ રહેતાં નથી એટલું જ નહિ, પરંતુ જુદા જ પ્રકારનાં મોટાં જૂથઘડતરોની જરૂર પડે છે. વિસ્તૃત સમાજમાં તેના સભ્યો મોઢામોઢના સંબંધે બધી વસ્તુ કરી શકતા નથી. સર્વ સભ્યો સીધો સહકાર સાધી કાર્ય પણ કરી શકતા નથી. તેમની વચ્ચે અંગત સંબંધોની ગૂંથણી શકય બનતી નથી. આમ બિનઅંગત અને ઔપચારિક સંબંધો ઉપર અને કાર્યની નિપુણતાના પાયા ઉપર વહેંચણી કરતાં મહામંડળોની જરૂર પડે છે. હિતોમાં પણ એક પ્રકારનું વિભાગીકરણ થઈ જાય છે. નિષ્ણાતોની સેવા જરૂરી બને છે. જેમ જેમ સમાજ વિસ્તૃત થતો જાય છે તેમ તેમ જૂથોનાં કાર્યો પણ વધુ ને વધુ વિસ્તાર પામતાં જાય છે. આ કારણે તે જૂથના સામાન્ય સભ્યોમાં તે હિત ઉપર સારી રીતે ધ્યાન આપવા માટે સમય, શક્તિ કે આવડત પણ હોતી નથી. નવાં વિકસેલાં હિતોનાં ક્ષેત્ર માટે સંકુલ સંગઠનની જરૂર પડે છે. એ સંગઠન એ એક સ્થળમાં મર્યાદિત નથી રહી શકતું તે જ પ્રમાણે આ વિસ્તૃત સંગઠન સ્થાનિક જૂથની અસરકારક દેખરેખની શક્તિથી પર બને છે. સભ્યોની સંખ્યા ખૂબ જ વધી જવાથી અને સભ્યો પણ વિવિધ સ્થળે પ્રસરી ગયેલા હોવાથી જૂથના દરેક સભ્ય માટે સીધું અને સક્રિય ધ્યાન આપવુ અશકય બને છે. આ રીતે પ્રાથમિક જૂથ દ્વારા કાર્ય કરવું પણ સંભવિત બનતુ નથી. આ કારણે વિશાળ અને બહુ સંખ્યામાં સમાયેલા સભ્યોના પ્રતિનિધિત્વ ધરાવતી એક કાર્યકરોની શ્રેણી ઉપજાવવી પડે છે. આ કાર્યકરોની શ્રેણીને બધી જ સંચાલનની જવાબદારી લેવી પડે છે. સાથે સાથે એક નિસરણી સરખી ઉપરથી નીચે સુધી અમલદારોની (નોકરશાહીની) સાંકળ ઉપસ્થિત થાય છે. સામાન્ય સભ્યોના વિસ્તૃત, અસ્પષ્ટ સમૂહમાંથી એક કાર્યવાહી અગર નિયામક જૂથ સ્પષ્ટ રીતે વિકસી આવે છે. આમ એક અટપટી—વિસ્તૃત મહામંડળની જૂથરચના વર્તમાન સમયમાં વિકસતી જાય છે.

રાજ્યની અટપટી વહીવટી તંત્રરચના; જગતભરમાં પ્રસરી જતાં સ્ટેન્ડર્ડ વેકયુમ, લીવર બ્રધર્સ, બાટા, બર્મા શેલ કું., ઇમ્પીરિયલ બૅન્ક સરખાં કૉર્પોરેશનો, મોટાં મોટાં ટ્રસ્ટો, બૅન્કો, ફેકટરીઓ કે કારખાનાંઓ અને વ્યાપારી પેઢીઓ (દા. ત., ભારતમાં બિરલા, ટાટા, દાલમિયા, ગોએન્કા, કસ્તુરભાઈ અને અંબાલાલ સારાભાઈની વિવિધ કંપનીઓ), વૈષ્ણવ, શૈવ કે શક્તિ માર્ગનાં કે આર્યસમાજ, સ્વામીનારાયણ, કે અગાખાની, કે દાઉદી-

વ્હોરાનાં કે રોમન કેથોલિક ચર્ચનાં વિસ્તૃત મોટાં ધર્મમંડળો તેમ જ રાષ્ટ્રવ્યાપી અને ઘણી વાર આંતરરાષ્ટ્રીય સાંકળે જોડાયેલ રાજકીય પાર્ટીઓ અગર મજૂર મંડળો — ટ્રેડ યુનિયનો, આપણને આ નવા પ્રકારની મહામંડળ સરખી જૂથ-રચનાઓનું ઠીક દષ્ટાંત પૂરું પાડે છે. આ બધાં મોટાં દૂરવર્તી જૂથો-મહામંડળો પરસ્પરથી વિભિન્ન હોય છે અને દરેક પ્રકાર — આર્થિક, રાજકીય, ધાર્મિક, સાંસ્કૃતિક વગેરે — જુદો અભ્યાસ માગે છે. પરંતુ આપણે તો અહીંયાં તે સર્વને નિકટવર્તી નાનાં જૂથોથી વિભિન્ન મહામંડળ સરખા દૂરવર્તી જૂથરચનાના નમૂનાઓ તરીકે સમજવાનાં છે.

## મહામંડળોમાં વ્યક્તિની કાર્યમર્યાદા :

આપણે જોયું તેમ આ બહુ-એકમવાળાં (Multi-Cellular) અનેક ખાતાંઓ અને વિભાગોમાં વહેંચાયેલાં મહામંડળોમાં પણ નિકટવર્તી જૂથો ફિરતી આવે છે. ડાયરેક્ટરોની સમિતિ, કમિટીઓ સરખાં કેટલાંક મોઢામોઢ જૂથો વિધિસર સમસ્ત જૂથરચનાનાં અંગ તરીકે પણ રહે છે. પરંતુ આ નિકટવર્તી જૂથોના પ્રકાર અને કાર્યપ્રણાલિકા આપણે આગળ પણ વર્ણન કર્યું તે નિકટવર્તી જૂથો કરતાં જુદા પ્રકારનાં હોય છે. એમની જૂથ તરીકે વર્તવાની કાર્યવાહી જુદા જ સ્વરૂપની હોય છે. ડાયરેક્ટરો સરખા સભ્યો, સમસ્ત મહામંડળના સામાન્ય સભ્યોના દલાલો (Agents), પ્રતિનિધિઓ, અમલદારો કે નિષ્ણાતો તરીકે કામ કરે છે. આવાં મંડળોમાં સામાન્ય સભ્યો લગભગ નિષ્ક્રિય (Passive), સુતા (Sleeping) સભ્યો બની જાય છે. જોકે નિકટવર્તી જૂથના સભ્યો કરતાં, આ મહામંડળના સામાન્ય સભ્યોના પરસ્પરના અને સમસ્ત જૂથ સાથેના સંબંધો ઘણા અટપટા થાય છે, પરંતુ તેની જટિલતાને કારણે તે સંબંધો સભ્યોમાં મોટે ભાગે વધુ નીરસતા ઉપજાવતા હોય છે. આમ આજનાં મહામંડળો એક તરફ પોતાની અંદર લગભગ નિષ્ક્રિય, બિલકુલ રસ નહિ લેતા એવા સભ્યોનો સમૂહ ઊભો કરે છે. દા. ત., વિસ્તૃત રાજ્ય સરખા અટપટા મહામંડળના નાગરિકો — જોકે લોકશાહી સિદ્ધાંત પર એ મંડળ રચાયું હોય તો પણ — નો વધુ મોટો ભાગ નિષ્ક્રિય શહેરીઓ (Passive Citizens) જ બની રહે છે. તે જ પ્રમાણે મોટા ધર્મ-મંડળોના સભ્યો પણ લગભગ નિષ્ક્રિય — સુતા — પાંથિકોની જ જમાતનો બને છે. મોટા ઔદ્યોગિક કે વ્યાપારી કૉર્પોરેશનો તદ્દન જ નીરસ,

નિષ્ક્રિય શેરહોલ્ડરની જ એક શ્રેણી ઊભી કરે છે. રાજકીય પક્ષો પણ—નેતાઓ પોતાના સાધન તરીકે ઉપયોગ કરી શકે એવી પક્ષના સામાન્ય નિષ્ક્રિય (Not-active) સભ્યોની કક્ષા ઊભી કરે છે. તે જ પ્રમાણે મજૂર મંડળો પણ માત્ર ફી ભરતા, કાગળિયા ઉપરનાં જ નામ માત્ર ધરાવતા (Paper members) નિષ્ક્રિય સભ્યોની હારમાળ ઊભી કરે છે.

આમ મહામંડળો સભ્યોના બે પ્રકાર વિકસાવે છે એ એની પહેલી લાક્ષણિકતા છે.

મહામંડળોની બીજી લાક્ષણિકતા એ છે કે, તેની કાર્યવાહીમાં ઔપચારિકતા, બિનઅંગતતા અને યાંત્રિક નિયંત્રણનાં તત્ત્વો પ્રધાન હોય છે. કાર્યમાં અટપટું અને ઝીણવટભર્યું વિભાગીકરણ અને સંચાલનમાં આ ઝીણવટભર્યા વિભાગીકરણને પરોવી લેતુ એકસૂત્રપણું પણ આવે છે. સામાન્ય સભ્ય બે ભાગ ભજવી શકે છે, સક્રિય અને નિષ્ક્રિય. દા. ત. રાજ્યનો નાગરિક ક્રિયાશીલ શહેરી (Active Citizen) અને નિષ્ક્રિય આજ્ઞા પાળતો પ્રજાજન (Subject) એમ બન્ને સ્વરૂપે વિકસે છે. આ બન્ને સ્વરૂપો વચ્ચે સંવાદ જગાવવો એ કઠિન કાર્ય બની રહે છે. રાજ્ય સરખા મંડળમાં ક્રિયાશીલ શહેરી (Active Citizen) અને રાજાજ્ઞા પાળતા નાગરિક (Subject) નું જે વિભાગીકરણ આપણે જોયું તે જ પ્રકારનુ લગભગ બધાં જ મંડળોમાં સભ્યોની કાર્યપ્રણાલીનું વિભાગીકરણ થઈ જાય છે. જેમ મંડળ મોટું, વિસ્તૃત અને અટપટું, તેમ તેના સભ્યોનો નિષ્ક્રિય, શાંત, સૂતેલો વિભાગ વધુ અને વધુ પ્રમાણમાં વિકસી આવે છે. દા. ત મોટા કોર્પોરેશનોમાં માનવી શેર ખરીદે અને શેરહોલ્ડર થાય; પરંતુ શેરહોલ્ડર થયા બાદ ઘણી વખત જે મિલ, ફેક્ટરી, કોર્પોરેશન, કે ઉદ્યોગના શેર તેણે ખરીદ્યા હોય છે અને જેનો તે સભ્ય હોય છે તે અંગે તેને કાંઈ જ ખબર હોતી નથી. આવા પ્રકારના સભ્યોમાં એક પ્રકારની એવી ભાવના જન્મે છે કે, તે પોતે જેનો સભ્ય છે તે સમસ્ત મંડળના વિશાળ તંત્ર સાથે તે કાંઈ સંબંધ ધરાવતો નથી. પોતાને આ વિશાળ તંત્રની બહાર જ સમજે છે અને તેમના સંચાલનથી વિમુક્ત જ માને છે. કેલિકો સરખી મિલ, ઇલેક્ટ્રિસિટી સરખી કંપનીઓ, બેન્કો, ઉદ્યોગો સરખા મહામંડળોના હજારો શેરહોલ્ડરોને પૂછશો તો તમને જણાશે કે તેમને આ સર્વ અટપટા તંત્રની કશી જ માહિતી હોતી નથી. માત્ર દર વર્ષે શેરહોલ્ડર તરીકે જે નફો મળે અગર આખા સંચાલન અંગેના કાર્યનાં જે કાગળિયાં મળે તેના આછા ભાન સિવાય તેઓ પોતે જેના સભ્ય છે

તેવાં આ મહામંડળો વિષે તદ્દન જ નિર્લેપ હોય છે

આ નિર્લેપતાની, અલગતાની, બિનઅંગતતાની લાગણી વિસ્તૃત અને અટપટાં રાજ્યોના શહેરીઓમાં અને આપણે જોયું તેમ મોટાં કૉર્પોરેશનોના શેરહોલ્ડરોમાં વધુ તીવ્રતાથી વિકસી આવે છે. દરેક મહામંડળમાં કે જ્યાં સામાન્ય સભ્યોનું કાર્ય ફી ભરવાનું, કદી કદી કોઈ હોદ્દેદારની ચૂંટણી કરવાનું અગર જવલ્લે મળતી સામાન્ય સભામાં મોટે ભાગે વગર સમજ્યે હાજરી આપવા પૂરતું જ મર્યાદિત હોય છે અને આ રીતે બીજા સવ સભ્યો સાથે ઔપચારિક સંબંધો બાંધવા પૂરતું જ હોય છે ત્યાં આ પ્રકારની બિનઅંગતતાની, નીરસતાની અને બાહ્યતાની લાગણી સભ્યોમાં ફેલાયેલી જ હોય છે.

## મહામંડળો અને નિકટવર્તી જૂથો :

સંકુલ સમાજના ઝડપી વિકાસ સાથે સમાજશાસ્ત્રીઓ અને માનવ-જીવનના અભ્યાસીઓ સમક્ષ અનેક કૂટ પ્રશ્નો ઊભા થયા છે. જેમ ઉદ્યોગીકરણ તથા વાહન-વ્યવહારનાં સાધનોના વિકાસને લીધે સમાજ વધુ વિસ્તૃત, ઝીણવટભર્યા કાર્યવિભાજનવાળો અને અટપટો બનતો જાય છે તેમ તેમ મહામંડળો ખૂબ જ મહત્ત્વ ધારણ કરવા માંડ્યાં છે ઘણા સમાજશાસ્ત્રીઓ તો એમ પણ માને છે કે, આ સંકુલ સમાજના વિકાસ સાથે નિકટવર્તી જૂથો — જેમની લાક્ષણિકતા વિષે આપણે હમણાં જ વિચાર કર્યો — પોતાની ખાસિયત અને માનવીને હૂંફ સાથે સંગઠિત કરવાની જે શક્તિ ધરાવતાં હતાં તે હવે ગુમાવવા માંડ્યાં છે. પ્રાથમિક નિકટવર્તી જૂથો, આપણે આલેખ્યું તેમ બિરાદરીની ભાવના ધરાવતા નિકટતાના સંબંધોનાં પ્રતીકો છે, અને તેઓ સામુદાયિક કાર્યમયતા અને તીવ્ર લાગણીભર્યું વર્તન માગે છે. વિસ્તરતા અને જટિલ કાર્યવિભાજન વિકસાવતા વર્તમાન સંકુલ સમાજમાં આ સર્વ સંબંધોની લાક્ષણિકતા ઘસાવા માંડી છે સંબંધોમાં બિનઅંગતતા, ઔપચારિકતા અને ઉપરછલ્લાપણું વિકસવા માંડ્યું છે. આથી નિકટવર્તી જૂથો સરખાં હૂંફ આપતાં જૂથોનું મહત્ત્વ ઘટતું જાય છે એમ આ વિદ્વાનોનું માનવું છે અને આ નિકટવર્તી જૂથની પડતી થતાં સમાજજીવનમાં કેવાં ભયાનક પરિણામો આવશે એ સંબંધી પણ તેઓ ચિંતા વ્યક્ત કરવા માંડ્યા છે.

ટોનીસ (Tonnies) નામના એક પ્રખ્યાત સમાજશાસ્ત્રીએ આ પ્રકારનું વિધાન લગભગ એક સૈકા ઉપર રજૂ કર્યું હતું. આજે નગર,

ગ્રામ્ય અને પ્રાદેશિક સમાજશાસ્ત્રના અભ્યાસીઓ (Urban-rural and regional Sociologists) પણ આ જ ઘટના ઉપર લાક્ષણિકતા ધરે છે. દરેક વધુ વિકસેલી સંસ્કૃતિમાં ઓછા અંગત અને ઓછા નિકટના-ઔપચારિક સંબંધોનું પ્રાધાન્ય વધુ અને વધુ થતું જાય છે એમાં પણ શંકા જ નથી; પરંતુ એનો અર્થ એમ કરવો કે જૂની ઢબના-જૂના સ્વરૂપના પ્રાથમિક જૂથસંબંધોમાં વહી રહેલા નિકટજીવનના પ્રવાહો ક્ષીણ થતા જાય છે અને બીજાં સ્વરૂપોમાં વ્યક્ત થતા નથી એ વિવાદાસ્પદ વિધાન છે. વખતે રાષ્ટ્ર સરખા સંકુલ સમાજમાં આ પ્રાથમિક, નિકટવર્તી સંબંધો જુદા આકાર લે, જુદા સ્વરૂપે પણ વ્યક્ત થતા હોય. તે કેવા સ્વરૂપે વ્યક્ત થાય છે તે શોધવા આપણે આગળ ઉપર પ્રયત્ન કરીશું. અહીંયાં તો આપણે એટલું જ નોંધીએ કે વિવિધ પ્રકારના સમાજશાસ્ત્રીઓએ ઉઠાવેલો આ પ્રશ્ન જ નિકટવર્તી જૂથ અને મહામંડળો વચ્ચેના મહત્ત્વનાં તફાવતો સૂચવે છે. તે તફાવત સ્પષ્ટપણે સમજવા માટે આપણે મહામંડળોની ત્રણ વિશિષ્ટતાઓ—ખાસિયતો સમજવા પ્રયત્ન કરીએ.

મહામંડળમાં રચાતા જૂથ-સંબંધોની નીચેની ત્રણ લાક્ષણિકતાઓ છે :

(૧) સભ્યો વચ્ચેનો સહકાર સીધો નહિ પરંતુ આડકતરો (Indirect Co-operation) હોય છે;
(૨) સભ્યો વચ્ચે સંબંધોમાં કરારનું તત્ત્વ (Dominance of Contractual Relations) પ્રધાનપણે હોય છે;
(૩) સભ્યો વચ્ચેના સંબંધોમાં નિકટતાને બદલે બિનઅંગતતા (Impersonality of relations)નું પ્રાધાન્ય હોય છે.

આ ત્રણે લક્ષણોને વિગતમાં સમજીએ.

### (૧) આડકતરો સહકાર (Indirect Co-operation) ;

જેમ જેમ જૂથ વિસ્તૃત થતું જાય છે તેમ તેમ તેમાં આડકતરો સહકાર વધુ વિકસતો જાય છે. સીધો સહકાર મંડળના કદના વિસ્તારને લીધે બધા સભ્યો વચ્ચે શક્ય બનતો નથી. આમ આડકતરો સહકાર સીધા સહકાર ઉપર પ્રાધાન્ય મેળવે છે. નાનાં નાનાં નિકટવર્તી જૂથોમાં સભ્યો સાથે કામ કરે છે, એકબીજા સાથે વાતો કરે છે, સાથે સાંભળે છે, પૂજા કરે છે, ચર્ચા કરે છે અને સાથે જ નિર્ણયો પણ કરે છે જ્યારે

રાજ્ય, ઉદ્યોગ, પેઢી, બેન્ક, કોર્પોરેશન, કેળવણી ધામો સરખા મહાસંગઠનોમાં કે જ્યાં કાયદા દ્વારા વ્યવસ્થા રાખવી, માલ (અગર નફો) ઉત્પાદન કરવો, હરીફ સાથે લેવડદેવડમાં વધુ તાકાત પેદા કરવી, લાખો વિદ્યાર્થીઓને વિવિધ શ્રેણીઓમાં વિદ્યા આપવી વગેરે કાર્યો થાય છે, ત્યાં સભ્યોને જૂથના ધ્યેયો સાંકળી રાખે છે. નાનાં જૂથોની માફક આંતરજૂથ પ્રક્રિયાઓ તેમને સાંકળતી નથી. એક સભ્ય બીજા માટે કામ કરે છે બીજા સાથે નહિ. સર્વમાન્ય ધ્યેય સાધ્ય કરવા માટે દરેક જણ જુદું જુદું કાર્ય કરે છે દરેકના કાર્યો જ ભિન્ન હોય છે એટલુ જ નહિ, પરંતુ દરેકની સત્તા, દરેકની કાર્ય કરવામાં ભાગ લેવાની કક્ષા, દરેકના હકો અને જવાબદારીઓ પણ ભિન્ન ભિન્ન હોય છે *

દા. ત., નફો પેદા કરવા શરૂ થયેલી કંપનીમાં ડાયરેક્ટરો, શેરહોલ્ડરો, મૅનેજરો, ઓડિટરો, એ કંપનીએ શરૂ કરેલી વિવિધ પ્રવૃત્તિઓમાં આડકતરો સહકાર કેળવે છે. દરેક જણનું ધ્યેય એક હોય છે, પરંતુ કાર્ય જુદાં હોય છે, દરેકની મંડળમાં સત્તા, કામમાં ભાગ લેવાની કક્ષા, દરેકના હકો અને જવાબદારીઓ જુદાં હોય છે.

## (૨) સંબંધમાં કરારના તત્ત્વનું પ્રાધાન્ય (Dominance of Contractual relations):

નાનાં નાનાં જૂથોમાં સંબંધો મોટે ભાગે રિવાજ (Custom) અને દરજ્જા (Status)થી નિર્ણીત થાય છે. કુટુંબનો જ દાખલો લઈએ. પિતાનું સ્થાન, માતાનું સ્થાન, વડવાનું સ્થાન, મોટા ભાઈનું કે ભાભીનું સ્થાન તથા અન્ય સભ્યોનું સ્થાન અને પરસ્પરના સબંધો સ્પષ્ટ કરાર દ્વારા રચાતાં નથી. રિવાજ અને દરજ્જો દરેક સભ્યનું સ્થાન નક્કી કરે છે અને પરસ્પર વચ્ચેના સંબંધો પણ નિર્ણીત કરે છે. પરંતુ કાર્યના અતિ વિભાગીકરણને લીધે તેમ જ સત્તાની વહેંચણીને લીધે, સભ્યોના સંબંધોમાં—જેમ જેમ સમાજમાં નાનાં જૂથોમાંથી મોટાં જૂથો મહામંડળો તરફ વિકાસ પામે છે તેમ તેમ—"દરજ્જામાંથી કરાર" (from Status to Contract)

* "One person works *for* the other, not *with* him, they do different tasks towards a common product; they have not only different functions but different powers, different degrees of participation, different rights and obligations." (p. 231.)

તરફનો નવો મોડ શરૂ થાય છે. એક લેખકે "દરજ્જામાંથી કરાર" વાક્ય પાછળ રહેલા સંબંધના બદલાતા વલણને દરેક પ્રગતિશીલ સમાજની ખાસિયત તરીકે વર્ણવી છે. આપણે આ વલણને પ્રગતિશીલને બદલે સંકુલ શબ્દથી વર્ણવીએ તો આ બદલાતા વલણનું મૂલ્યાંકન સત્ય છે એમ કહી શકીએ.

મોટાં સંગઠનોમાં—મહામંડળમાં—દરેક સભ્યના કાર્યની તેમજ ફરજોની સ્પષ્ટ વ્યાખ્યા અને રૂપરેખા આપવીજ જોઈએ, તેમજ તેમને ચોક્કસ અને નિર્ણીત પણ કરવાંજ જોઈએ આ કાર્યની સ્પષ્ટતા, ચોક્કસતા, નિર્ણીત કાર્યરેખા અને તે કરવા માટે દરેક સભ્યના એ કાર્ય માટે બીજા સભ્યો સાથેના સંબંધો અને એકબીજા તરફ મર્યાદિત સહકાર એકબીજામાં કરાર સરખી સ્પષ્ટતા માગે આમ કરારની ભૂમિકા ઉપરજ મહામંડળોના સભ્યોના સબંધો રચાઈ શકે મોઢામોઢના નિકટવર્તી જૂથોમાં કાર્યપદ્ધતિ આકસ્મિક, તત્કાલીન અને એકાએક તડજોડ (Spontaneous adjustment)થી ચાલે છે તે સંકુલ સમાજ માટે હિતકારક પણ ન બને, અને શક્ય પણ ન બને. સંકુલ સમાજવ્યવસ્થાનો સુમેળ આવી કાર્યપદ્ધતિ ઉપર ન હોઈ શકાય. તરતજ આખી વ્યવસ્થામાં અવ્યવસ્થા આવી જાય.

મહામંડળના આ સંબધના કરારી તત્ત્વને બીજી રીતે પણ સમજી શકાય

મહામંડળમાં, મંડળના સચાલનની પદ્ધતિ હવે અવિધિસર રાખી શકાય નહિ હવે સંચાલનની પદ્ધતિ વિધિસર થવી જોઈએ. નાનાં નાનાં મંડળો માટે અવિધિસરનું સંચાલન ચાલી શકે. કોઈએ કાર્ય બરાબર ન કર્યું હોય, કોઈ ફરજ ભૂલ્યો હોય તો જૂથ તેનો મોઢામોઢ સયોગાનુસાર ફેસલો કરી દે જ્યારે મહામંડળમાં આવી કાર્યશિથિલતા અગર ફરજચૂક આખા મડળની કાર્યવાહીને તેમજ હજારો સભ્યોને બહુજ કફોડી સ્થિતિમાં મૂકી દે આથી સંચાલન માટે વિધિસર (Formal Regulation)ની પદ્ધતિ વિકસાવવીજ પડે છે. આ અવિધિસરમાંથી વિધિસર સંચાલનમાં પરિવર્તન, આપણે આગળ જોયુ તેમ, કદી સંપૂર્ણ હોતુ નથી. પરંતુ દરેક મહામંડળ સંચાલનનું અને કારોબારનુ એક વિસ્તૃત, જટિલ તંત્ર બની જાય છે. આ મહામંડળ ગમે તે પ્રકારનું હોય, તે સરકારી વહીવટી તંત્ર હોય, મોટી વ્યાપારી કે ઉદ્યોગી કે નાણાકીય પેઢી કે કોર્પોરેશન હોય, કામદાર સંઘ હોય, કેળવણી, ધર્મ કે સમાજ-સેવા કરતી સંસ્થા હોય—અરે, ગુના કરતી વિસ્તૃત સમૂહ-વ્યવસ્થા હોય—

પરંતુ તેમાં એક અટપટું કારોબારી તંત્ર ઊભું થઈ જાય છે. આ તંત્રનું ઘડતર અટપટું હોય છે. એ માત્ર અટપટું નહિ પરંતુ સમસ્ત સંકુલ સમાજનાં વિવિધ મંડળોવાળી રચનામાં યોગ્ય રીતે ગોઠવાઈ પણ જવું જોઈએ. મંડળની અંદર તેમ જ સંકુલ સમાજનાં બીજાં મંડળો સાથેના સંબંધોમાં અનુકૂળતા સાધવા માટે પણ સ્પષ્ટ, સમજાય એવા વિધિસરના નિયમો જોઈએ. એ નિયમો પળાવવા નિશ્ચિત સત્તા ધરાવતા વિધિસર ઉપજાવેલા સત્તાધારીઓ પણ જોઈએ. દરેકનાં હિતો, લાભ અને જવાબદારીઓની નિશ્ચિત અને સ્પષ્ટપણે નોખી પાડી શકાય એવી મર્યાદા પણ બંધાવી જોઈએ. કાર્યવિભાજન—દરેક કાર્ય કરતા સભ્યના બાકીના સભ્યો સાથેના કાર્યસંબંધનું સ્પષ્ટ આલેખન થવું જોઈએ.

આમ કરારી-સંબંધોનું પ્રાધાન્ય અને વિધિસર સંચાલન પદ્ધતિ મહામંડળ માટે અનિવાર્ય લક્ષણો બની રહે છે. ટૂંકમાં મહામંડળ માટે એક સુરેખ, વિચારપૂર્વક તૈયાર કરેલું મંડળનું માળખું (Blue print) આવશ્યક બને છે.

## (૩) સંબંધોમાં બિનઅંગતતા (Impersonality):

મહામંડળનાં ઉપલાં બે લક્ષણોમાંથી તેનું ત્રીજું લક્ષણ વિકસી આવે છે. કરારી સંબંધો, અને વિધિસરનું સંચાલન મહામંડળના સભ્યો માટે પરસ્પર સંબંધોમાં વ્યવહારુ અને ઔપચારિક તત્ત્વને પ્રધાન બનાવે છે. મહામંડળના અનેક સભ્યોમાં નિકટવર્તી નાનાં જૂથોમાં શક્ય એવું સંબંધોમાં અંગતતાનું—નિકટતાનું તત્ત્વ કેળવી શકાય નહિ. નિકટવર્તી જૂથો સભ્યોના સ્વભાવમેળ ઉપર વધુ આધાર રાખે છે. મહામંડળોમાં કાર્યરેખાએ નિર્ણીત કરેલી જરૂરિયાત સભ્યોના સંબંધ માટે પ્રથમ મહત્ત્વની ગણાય છે.

નિકટવર્તી જૂથમાં, આપણે જોયું તેવી, દરેક સભ્યની જૂથજીવન માટેની ઝંખના સંતોષાવી જોઈએ. તે ન સંતોષાય તો જૂથનું અસ્તિત્વ અફળ જશે. જ્યારે મહામંડળનું ધ્યેય સભ્યોના જૂથજીવનની ઝંખનાને સંતોષ આપવાના કાર્યને પોતાના મુખ્ય ધ્યેય તરીકે સ્વીકારતું નથી. મહામંડળ તો અમુક ઉદ્દેશ સિદ્ધ કરવાનું સાધન છે. એક એજન્સી છે. તે તો સમાજના એક હથિયાર સરખું છે. તેનું મુખ્ય ધ્યેય નિશ્ચિત હિત સિદ્ધ કરવાનું છે. આ કારણને લીધે મહામંડળ, પોતાના સભ્યો જો તેમને સોંપાયલું કામ બરોબર કરે, તેમને ભરવાની ફી નિયમિત ભરે, તેમને

આપવાના મન યોગ્ય રીતે આપે અને તેમને બજાવવાના હુકમોનું યોગ્ય રીતે પાલન કરે, તો તે સભ્યોના સ્વભાવની, તે સભ્યોના અંગત ગુણો કે ખામીઓ તરફ, અગર તેમની જૂથજીવનની ઝંખના સંતોષાઈ છે કે નહિ તે ઉપર ધ્યાન આપતું નથી. આ પ્રકારનાં મંડળ અને સભ્યોના સંબંધને લીધે વિસ્તૃત સમાજમાં મહામંડળ અને સભ્યોના સંબંધનાં બે પાસાં ઊપસી આવે છે. કાર્યની બજવણી સિવાય વ્યક્તિનું અંગત, પોતીકું જીવન જૂથની સત્તાથી મુક્ત હોય છે. આ જ કારણે નિકટવર્તી જૂથો કરતાં ધંધાદારી મંડળો, સરકારી ખાતાંઓ કે વિસ્તૃત વિદ્યાપીઠો સરખાં કેળવણીનાં મહામંડળોના સભ્યો માટે અંગત સ્વતંત્ર જીવનનું ક્ષેત્ર વધારે હોય છે. જ્યારે બીજી બાજુ આ જ સભ્યો તેમનાં કાર્ય અંગેના સંબંધોમાં, મંડળે નિકસાવેલાં બિનઅંગત રીતે તૈયાર થયેલાં ઝીણવટભર્યાં નિયમનોથી ખૂબ જ સખત રીતે બંધાયેલા હોય છે.

### મહામંડળો નિયંત્રણ અંગે સત્તાની રચના :

સામાજિક નિયંત્રણ અને વ્યક્તિના સ્વાતંત્ર્ય અગર ટૂંકમાં કહીએ તો સત્તા અને સ્વાતંત્ર્યનો જગજૂનો પ્રશ્ન મહામંડળમાં નવાં અને મહત્ત્વનાં પાસાંઓ વ્યક્ત કરે છે. વર્તમાન સમયમાં આમાંનાં ચાર

સંબંધ બિનઅંગત અને ઔપચારિક પણ છે એ આપણે જોયું. આ પ્રકારના સંબંધો જાળવી રાખવા એક અટપટી પરંતુ ઔપચારિક કરારના પાયા ઉપર રચાયેલી વ્યવસ્થાનું આલેખન કર્યું. આ અટપટી રચનાને ટકાવી રાખતું નિયંત્રણ તંત્ર પણ બિનઅંગત અને મહામંડળના સભ્યોની ઊર્મિ-વલણોથી ઝોલા ન ખાય એવું નિશ્ચિત હોય છે. આથી મહામંડળની સત્તાનું સ્વરૂપ કુટુંબના વડા સરખું કે ગુરુના પ્રભાવ સરખું સ્પષ્ટ, દેખીતું—તરત સમજાય અને અનુભવી શકાય એવું—(Visible) કે અંગતતા ધરાવતું (Personal) નથી. તે સત્તામાં એકાએકતા (Spontaneousness)નું તત્ત્વ પણ ઓછું હોય છે. મહામંડળોમાં સત્તાનાં સ્વરૂપ ઓછાં નિકટ, ઓછાં સ્પષ્ટ અને ઓછાં અનિયંત્રિત હોય છે.

શકાતો નથી આથી બદલાતા સંયોગો અને બદલાતી વ્યક્તિગત જરૂરિયાતો માટે જરૂરી એવા ફેરફારો કરવાની સરળતા આવા સ્થપાયેલા નિયમો અને ધોરણો અટકાવી દે છે નિયમો સ્થિરતા એકરૂપતા (Uniformity) અને એકધારતા (Routine) અમલદારોમાં કેળવે છે. આ એકધારતા અને એકરૂપતાની આદત અને તેમાંથી મળતી સ્થિરતા (Security) અમલદારવર્ગને સુગમ પડે છે અને તેમનું માનસ, બદલાતા સંયોગોની ઝીણવટભરી જરૂરિયાતને માટે જરૂરી એવા ફેરફારો કરવાની મનોવૃત્તિથી વિરુદ્ધ થઈ જાય છે નોકરશાહીની સ્થિરતા, સરળતા અને કાયદાને વળગી જડ નિયમનું કરવાની જરૂરિયાતમાંથી એક પ્રકારની સંરક્ષણવૃત્તિ ઊભી થાય છે

આ જ કારણે મહામંડળોમાં ઘટતા ફેરફારોના વિરોધ કરનાર સ્થાપિત હિતોનું એક ઝૂમખું વિકસી આવે છે અમલદારોની વિવિધ કક્ષાએ સત્તાને આ નિયમોનું પાલન કરવામાં જ સમાયેલી છે એમ માને છે આ નિયમો ધીરે ધીરે એટલા જટિલ, એટલા અટપટા બની જાય છે કે મંડળના સભ્યો તેમને સમજી શકતા નથી એટલું જ નહિ, પરંતુ નોકરશાહીની આ અટપટી વ્યવસ્થાને એક રાતી-પટ્ટી (Red Tape)માં ફેરવી તેના મુખ્ય સંચાલકોને આપખુદ નોકરશાહીના હાકેમો સરખા બનાવી દે છે. કોઈ પણ ઑફિસ, કચેરી, કારખાના અગર વ્યવસ્થાતંત્રમાં સામાન્ય માનવી જાય છે ત્યારે તેને દરવાજે ઊભેલા પટાવાળાથી માંડી મુખ્ય ઑફિસર-મૅનેજર ડાયરેક્ટર, કમિશનર કે પ્રધાનમંત્રી સુધીની અટપટી નોકરશાહીની સત્તા રચનાનો ભાર જણાય છે સામાન્ય અરજી આપવી, ફરિયાદ નોંધાવવી અને

તેને બદલે સભ્યોના શોષક અને સ્વામી સ્વરૂપે વિકસી આવે છે એ મહાજૂથો વ્યક્તિની સ્વતંત્રતા સામે ઊભા કરે છે

આ ભયનો સામનો કરતા મહામંડળો "સમવાય તંત્ર" અને "વહીવટી જવાબદારી" નામના બે સિદ્ધાંતો વિકસાવે છે અને તે દ્વારા સંગઠનની નિયંત્રણવ્યવસ્થા અને સત્તાને મર્યાદિત અને જવાબદાર બનાવવા પ્રયત્ન કરે છે

આપણે આ બે સિદ્ધાંતો કેવી રીતે મદદરૂપ થાય છે તે સમજવા પ્રયત્ન કરીએ

## સમવાયતંત્રનો સિદ્ધાંત:

સમવાયતંત્રના સિદ્ધાંત પ્રમાણે મહામંડળોની સત્તાની રચના નીચે પ્રમાણે થાય છે આપણે રાષ્ટ્ર કે આંતરરાષ્ટ્રીય કે રાષ્ટ્રવ્યાપી મોટી સંસ્થાનું દૃષ્ટાંત લઈએ. આ મંડળ એટલું વિસ્તૃત હોય છે કે તેના માળખામાં અનેક સ્થાનિક અને પ્રાદેશિક એકમો સમાન છે સત્તાની રચના એ રીતે કરવામાં આવે છે કે સમસ્ત મંડળના ધ્યેયને આંચ ન આવે અને એ ધ્યેય વધારે સારી રીતે સચવાય એ દૃષ્ટિએ મંડળના આ સ્થાનિક અને પ્રાદેશિક એકમોને જેટલી બને તેટલી વધુ સત્તા આપવામાં આવે છે રાજ્યબંધારણમાં આ સિદ્ધાંત ફક્ત સમવાયતંત્ર અને કેન્દ્રસ્થ (Federal and Unitary) સરકારના તફાવતમાં જ વ્યક્ત થતો નથી પરંતુ જેને આપણે સ્થાનિક સ્વરાજ કહીએ છીએ એવા સત્તાને વિકેંદ્રિત કરતી સુધરાઈઓ, પરગણાઓ અને બીજા વહીવટી પ્રાદેશિક એકમોને અમલી બનાવવાની સગવડ કરી આપવામાં પણ વ્યક્ત થાય છે દા ત ભારતમાં મધ્યસ્થ સરકાર અને પ્રાંતિક સરકારમાં સત્તાની વહેંચણી કરવામાં આવી છે એ આપણે જાણીએ છીએ મધ્યસ્થ યાદી, પ્રાંતિક યાદી અને સમવર્તી યાદીઓ (Federal List, State List and Concurrent List) એ સત્તાની વહેંચણીનું પ્રતીક છે તે ઉપરાંત કોર્પોરેશન, મ્યુનિસિપાલિટી અને પંચાયતોને પણ અમુક પ્રકારની સત્તા આપવામાં આવે છે તે જ પ્રમાણે મહાવિદ્યાલયો, ધાર્મિક મંડળો, ઔદ્યોગિક એકમોમાં, રાજકીય પક્ષો, ધંધાદારી મંડળો, ભાઈચારાના મંડળો, અને રમતગમત અને આનંદપ્રમોદ તેમ જ બીજા હિતો માટે યોજવામાં આવેલા મહામંડળો પણ પોતાના પ્રાદેશિક એકમોને ઘણે અંશે આવી આત્મસત્તા આપે છે ગુજરાત યુનિવર્સિટી દૃષ્ટાંત તરીકે લઈએ એ યુનિવર્સિટીની મધ્યસ્થ

કારોબારી અને તંત્ર અમદાવાદમાં પરંતુ એના નિયંત્રણ તળે ચાલતી કેળવણી સંસ્થાઓ સમગ્ર ગુજરાતમાં પ્રસરી છે દરેક સ્થાનિક એકમને—નવસારી કૉલેજ, સુરત કૉલેજ, ભરૂચ કૉલેજ, નડિયાદ કૉલેજ કે પછી સૌરાષ્ટ્રની કે કચ્છની કૉલેજોને—,પોતાના સ્થાનિક પ્રશ્નો હોય એટલું જ નહિ, પરંતુ વિજ્ઞાન, વિનયન અને વ્યાપાર વગેરે અભ્યાસ વિભાગોના પણ અનોખા પ્રશ્નો હોય આ સર્વને અમુક પ્રકારની સ્થાનિક તેમ જ વિભાગીય નિર્ણય લેવાની સત્તા મધ્યસ્થ તંત્ર આપે છે આમાં પણ આપણને આ જ સત્તાના વિકેન્દ્રીકરણનો અને અમુક ક્રમે કહીએ તો સમવાયતંત્રના સિદ્ધાંતનો

અનુસાર થાય છે. આ પગાર યોજના અન્ય કોઈ યોજના સ્થાનિક તંત્ર ભલે લાગુ પાડવાની હોય પરંતુ તેનું સમસ્ત સંચાલન વિસ્તૃત અનેકદેશી અર્થતંત્રને આભારી હોય છે. અમદાવાદની ફેક્ટરીમાં પગારનું નિયમ સમસ્ત હિન્દ અને જગતના એ ફેક્ટરીને આવરતા ઔદ્યોગિક મહામંડળ પોતાના સર્વ સ્થળના પગારધોરણને ધ્યાનમાં રાખી નક્કી કરશે.

"આ સરળ દાખલાઓ સ્પષ્ટતાથી દર્શાવે છે કે વધતી અને અટપટી બનતી જતી સંસ્કૃતિની સંકુલતાને લીધે સ્થાનિક પ્રશ્નો પણ સ્થાનિક મટતા જાય છે. સત્તાની વહેંચણી મધ્યસ્થ અને સ્થાનિક એ ઢબે કરવાની સમવાયતંત્રની યોજના હવે બધે જ યોગ્ય લાગતી નથી. આ મુશ્કેલી ટાળવા સ્થાનિક સત્તાને બદલે સ્થાનિક પ્રતિનિધિત્વ (Local Representation)ના સિદ્ધાંતની હિમાયત હવે વધુ ને વધુ થતી જાય છે."

આપણે એ ધ્યાન રાખવું જોઈએ કે અસરકારક સ્થાનિકતાનું પ્રમાણ હિતના પ્રકાર ઉપર અવલંબે છે. કેટલાક હિતો જ એવાં હોય છે કે જેમાં એ હિત સાધતાં સભ્યો અમુક પ્રમાણમાં પણ સંપર્કમાં આવે, મોઢામોઢના સંબંધ કેળવે અને એક પ્રકારનો અંગત વિનિમય સાધે તો સારી રીતે ફળીભૂત થાય. આવાં હિતો સાધવા વિકસેલાં મહામંડળો ભલે અનેક સ્થળે વિકસ્યા હોય, દેશ અને પરદેશને આવરી લેતા હોય પરંતુ તેના એકમો અને તેની પ્રવૃત્તિઓ એવી જ હોવી જોઈએ કે જેમાં સ્થાનિક સભ્યો અને સ્થાનિક જીવન અને સ્થાનિક પ્રવૃત્તિઓ ઉપર જ ભાર મુકાય. આ જ કારણે કૉલેજો, રમતગમતનાં મંડળો, સંગીત મંડળો, રોટરી સરખાં કે વાય એમ સી એ. સરખાં સંગઠનો સ્થાનિક સમૂહોના જ બનેલાં હોવાં જોઈએ. તે જ પ્રમાણે ચર્ચ ગમે તેટલું વિસ્તાર પામ્યું હોય, તે આંતરરાષ્ટ્રીય સંસ્થા તરીકે વિકસ્યું હોય, તેની સત્તા કેન્દ્રિત થઈ હોય તો પણ ચર્ચનું જીવન તો તેના સ્થાનિક સભ્યોના મિલનો ઉપર જ આધાર રાખે છે. યાંત્રિક શોધોએ સ્થાનિક એકમનું કદ અને તેની પ્રાદેશિક સીમા-

સ્થાનિક ભાગ લેવાની પ્રવૃત્તિને તદ્દન જ અટકાવી શકતાં નથી. આવાં મહામંડળોમાં સમવાયતંત્રનો સિદ્ધાંત વધુ અગત્યનો ભાગ ભજવે છે.

જ્યારે હિતોની એક એવી પણ કક્ષા છે કે જે સાધ્ય કરવા માટે સભ્યોના સ્થાનિક સંગઠનની ખાસ આવશ્યકતા હોતી નથી. આ હિતો માનવી સીધાં ભોગવવા ઇચ્છતો નથી પરંતુ તેમને સાધન—મૂલ્યો સાધ્ય કરવાનાં સાધનો—તરીકે ઇચ્છે છે. આવાં સાધનોરૂપી હિતો માટે દરેક સભ્યના નિકટના વિનિમય, મોઢામોઢના સંબંધની કે તે હિતના સ્થાનિક ઉપભોગની આવશ્યકતા હોતી નથી. તે સાધન તરીકે સફળ બને એ જ સર્વની ઇચ્છા હોય છે. રાજ્ય, ઔદ્યોગિક, આર્થિક, નાણાકીય કે વાહનવ્યવહારની પ્રવૃત્તિઓ માટે વિકસેલાં મંડળો આ પ્રકારનાં કહી શકાય

પરંતુ તે માલને થેરવેર વેચવો હોય, સામાન્ય ઉપભોગ માટે બજારમાં મૂકવો હોય તો તેને અગર બીજા વેપારીઓને છૂટક માલની દુકાનો અને સ્ટોર્સ ખોલવા પડશે છૂટક માલની દુકાનો અને સ્ટોર્સ સ્થાનિક જ હોઈ શકે. તે સ્ટોર્સની એક શૃંખલા ઊભી કરી શકાય, વખતે શાખાઓરૂપે પણ વિકસે પરંતુ તે એક મધ્યસ્થ સ્ટોર અગર દુકાનરૂપે નહિ બને મધ્યસ્થ સ્ટોર બનાવશે તો પણ તે સ્થળે સ્થળે માલ વેચવામાં અસફળ થશે, ટૂંકમાં, જરૂરિયાતો પૂરી પાડવાની પદ્ધતિઓ જેટલી ઓછી ધોરણીકરણ પામેલી (Less Standardized the Service) હોય તેટલા પ્રમાણમાં ત્યાં સ્થાનિક એકમોનું અસ્તિત્વ વધારે સરળતાથી ટકી રહે છે આથી જ મોજશોખના સાધનો વેચતી દુકાનો, ફેશનેબલ ટેલરિંગ હાઉસો, મીઠાઈવાળાની કે પુસ્તકો વેચવાની વગેરે દુકાનો સ્થાનિક એકમો તરીકે વધારે વિકસે છે આ જ સિદ્ધાંત રાજકીય તંત્રમાં પણ આપણે જોઈ શકીએ છીએ સ્થાનિક ધારાસભાઓ વગર માનવી ચલાવી શકે પરંતુ સ્થાનિક ન્યાયમંદિરો અગર વહીવટી એકમો વગર આપણે ચલાવી શકીએ નહિ

સમવાયતંત્રના સિદ્ધાંતની આછી ચર્ચા કરી, તે સિદ્ધાંતના અમલ અંગેની મુશ્કેલીઓનો પણ ખ્યાલ કર્યો કેવા સંયોગોમાં એ સિદ્ધાંત વધુ અસરકારક બને એ પણ આપણે જોયું સમવાયતંત્ર જ્યાં લાગુ ન પડી શકે અગર જ્યાં મૂંઝવણ ઊભી કરે ત્યાં શું કરવું તે અંગે એક બીજા સિદ્ધાંત અનુસાર સત્તાની રચના કરવા પ્રયત્ન થઈ રહ્યો છે. એ સિદ્ધાંતને વહીવટી જવાબદારીનો સિદ્ધાંત કહેવામાં આવે છે આપણે તે અંગે થોડી ચર્ચા કરીએ

### (૩) વહીવટી જવાબદારીનો સિદ્ધાંત :

આપણે જોયું તેમ દરેક મહામંડળને કેન્દ્રીકરણ અને વિકેન્દ્રીકરણ વચ્ચે એક પ્રકારનો સંવાદ જાળવવો જ પડે છે આ સમતુલા–સંવાદનો પ્રકાર મહામંડળના કાર્યોના પ્રકાર અનુસાર સ્વરૂપ ધારણ કરે વીમો, વીજળી, તાર, ટપાલ, વાહનવ્યવહાર કે નાણાં સિક્કાનાં ચલણ કે રાજકીય વ્યવસ્થા—જે એક જ પ્રકારની, અવિરત અને એકધારી જરૂરિયાતો પૂરી પાડવાની વ્યવસ્થાઓ છે તે બહુ જ કેન્દ્રિત વહીવટ માગે આવી વ્યવસ્થામાં સમવાયતંત્રને બદલે બીજા કોઈ સિદ્ધાંતની મદદ લેવી વધુ યોગ્ય ગણાશે નિપુણતા જળવાય અને સંચાલન આપખુદીભર્યું ન બને એ માટે ખાસ કાળજીની જરૂર રહે છે "જવાબદારી"નો બીજો સિદ્ધાંત

આ માટે અનુભવે ખૂબ જ ઉપયોગી નીવડયો છે.

આ જવાબદારીનો સિદ્ધાંત મહામંડળોમાં સર્વથી જોરદાર અને સત્તાના પ્રતીક સરખી અને જીવનને સર્વાંગી રીતે પકડમાં લેતી રાજ્યવ્યવસ્થામાં બહુ જ ઉપયોગી થઈ પડયો છે. રાજ્યવ્યવસ્થામા જો જવાબદારીનો સિદ્ધાંત અપનાવ્યો હોય તો તે અનેક મહામંડળોના આક્રમણને વારી શકે. પ્રજાસત્તાક રાજ્યતંત્ર માટે આ વહીવટી જવાબદારીનો સિદ્ધાંત પ્રાણરૂપ બનતો જાય છે. જોકે એ સિદ્ધાંતનુ પૂરેપૂરુ પાલન કરવું બહુ જ મુશ્કેલ છે. પરંતુ જેટલા પ્રમાણમાં આ સિદ્ધાંત કોઈ પણ મહામંડળના તંત્રમાં પ્રવેશે છે તેટલા પ્રમાણમાં અનિયંત્રિત, આપખુદ સત્તા, સત્તાને હક્ક તરીકે ગણવાને અસમર્થ બને છે. સત્તા એ જવાબદારીભરી કાર્યઅન્તવણી માટે જ સોંપાયેલી શક્તિ છે એમ જ એનો અર્થ થાય છે. અર્થાત્ આ સિદ્ધાંત સરકારતંત્ર પાછળ કામ કરતો હોય તો તે તંત્ર આપખુદ સત્તાતંત્રને બદલે પ્રજાને જવાબદાર એક નિયંત્રણ પદ્ધતિ બની રહે છે. વહીવટદારો, સંચાલકો અને અમલદારો નોકરશાહીને બદલે પ્રજાના કાબૂ નીચે, પ્રજાના પ્રતિનિધિ તરીકે અને પ્રજાના સેવક તરીકે કામ કરતા સંચાલકોમાં ફેરવાઈ જાય છે.

પ્રજાતંત્રના પહેલાંના હિમાયતીઓ એમ જ માનતા કે આપણા સંકુલ અને વિવિધ તત્ત્વોવાળા સમાજોમાં જવાબદારીનો સિદ્ધાંત ફક્ત ચૂંટણીની યોજનાથી જ સિદ્ધ થાય છે; પરંતુ અનુભવે બતાવ્યુ છે કે ચૂંટણીની યોજના પ્રજા જાગ્રત અને પ્રજાજીવનની ભાવનાથી પ્રેરાઈ હોય તો જ ખરેખર સફળ બને છે. સરકારી તંત્ર પણ બીજાં મહામંડળોની માફક નિષ્ણાતોની સેવા માગે. સામાન્ય જનતામાં આ તંત્રની અટપટી આંટીઘૂંટીઓ સમજવાની અગર તો આ તંત્રને ચલાવવાને જોઈતી નિપુણતા ન જ હોય પ્રજાથી સીધા ચાલતા- તંત્રના અવશેષ સરખી જૂની જ્યુરીની પ્રથા વગેરે હવે બહુ જ બિનઉપયોગી થતી જાય છે. અનુભવે એ પણ શીખવ્યુ છે કે સજાગ અને બુદ્ધિશાળી પ્રજા, વધુ મતને માન આપતી, તેની છાયા નીચે જવાબદારીના સિદ્ધાંત ઉપર રાજતંત્રને વિકસાવી અને ચલાવી પણ શકે છે. અનેક મુશ્કેલીઓ ઊભી કરવા છતા અને અનેક પ્રશ્નો ઉપસ્થિત કરતી કરતી પણ આ જવાબદારીના સિદ્ધાંત પર રચાયેલી નીતિ એ હવે વર્તમાન રાજ્યોમાં એક સ્વીકૃત નિયંત્રણ પદ્ધતિ ગણાઈ છે ફક્ત અત્યંત કટોકટીમાં જ એ સિદ્ધાંતનું ઉલ્લંઘન કરવામાં આવે છે.

**(૪) "આપોઆપ કાબૂ"નો સિદ્ધાંત (The Principle of "Automatic Control"):**

મહામંડળોમાં સભ્યોનું હિત વધુ સારી રીતે જળવાય અને મંડળની કાર્યપદ્ધતિમાં સરળતા વધુ વિકસે એ અર્થે, સમવાયતંત્રના સિદ્ધાંત અને જવાબદારીના સિદ્ધાંત ઉપરાંત એક બીજો પણ સિદ્ધાંત કામ કરે છે. આ સિદ્ધાંતને "આપોઆપ કાબૂ" (Automatic Control)નો સિદ્ધાંત કહેવામાં આવે છે.

સરકારી તંત્ર સરખા બિનઐચ્છિક–ફરજિયાત (Non-voluntary–Compulsory) મંડળો કે મોટા ઇજારાઓ (Big Monopolies) સરખાં જૂથોમાં આ સિદ્ધાંત બહુ ઓછો કામ કરે છે. પરંતુ હરીફાઈ ઉપર નિર્ભર મંડળોમાં આ સિદ્ધાંત ખૂબ જ અસરકારક નીવડયો જણાય છે.

આપણે ડિપાર્ટમેન્ટલ સ્ટોરનો દાખલો લઈએ. આ સ્ટોરનો મૂળ ઉદ્દેશ જનતાની જરૂરિયાત પૂરી કરવાનો નથી હોતો. તે ખોલવાનો મૂળ ઉદ્દેશ તો ખોલનાર મંડળને નફો પ્રાપ્ત કરાવવાનો જ હોય છે. પરંતુ તે જનતાને સંતોષ ન આપી શકે તો ટૂંક સમયમાં જ બંધ થઈ જશે.

તે જ પ્રમાણે કોઈ પણ મંડળ જેનું સભ્યપદ ઐચ્છિક છે અને જેમાં સભ્યો આપમેળે મંડળને છોડી દઈ શકે એમ હોય છે, તેણે ટકી રહેવા માટે અને સફળતાપૂર્વક વિકાસ કરવા માટે સભ્યોની ઇચ્છા જાણવાની તેમ જ વિવિધ રીતે જનતાની જરૂરિયાત પૂરી પાડવાની જવાબદારી લેવી જ પડશે. વર્તમાન સંકુલ સમાજમાં કલબ, મજૂર મહાજનો અગર ધાર્મિક મંડળીઓ સરખાં ઐચ્છિક જૂથો જો પોતાના સભ્યોને જવાબદાર ન રહે તો તરત જ તેઓ પતનને માર્ગે પળે છે. વર્તમાન સમાજમાં આ "આપોઆપ કાબૂ"નો સિદ્ધાંત સાંસ્કારિક સંગઠનોમાં ખાસ કરીને વધુ પ્રવર્તે છે; કારણ આ સંગઠનો રાજકીય અને ધાર્મિક કાબૂમાંથી ઘણે અંશે મુક્ત થયાં છે. પરંતુ આ સિદ્ધાંતનો અમલ આર્થિક ક્ષેત્રમાં હવે બહુ જ મર્યાદિત થતો જાય છે; કારણ ત્યાં હરીફાઈને બદલે હવે એકહથ્થુ—ઇજારા સરખાં—મંડળો વિકસી આવ્યાં છે.

**મહામંડળો હમેશાં મર્યાદિત એજન્સીઓ તરીકે જ શા માટે રહે છે?**

મહામંડળોમાં નિકટવર્તી જૂથો કેવી રીતે ઉપસી આવે છે એનો

આપણે અભ્યાસ કર્યો. આ જ ઘટના એક વસ્તુ પુરવાર કરે છે. ઝડપથી વિકસતાં અને વિસ્તરતાં આ મહામંડળો નિકટવર્તી જૂથોને બદલે કે એમની જગ્યા લઈ અસ્તિત્વ ધરાવી શકે નહિ. નિકટવર્તી જૂથ માનવની એક એવી જરૂરિયાત સંતોષે છે જે મહામંડળ કદી સંતોષી શકે એમ નથી. એ જરૂરિયાત તે માનવીની માનવી માટેની, સદ્ભાવની, માનવ-ઉષ્માની હૂંફ માટેની ભૂખ આ ભૂખ માનવી નાના, નિકટવર્તી જૂથમાં અંગત રીતે અને નિર્બંધપણે ભાગ લેવાથી જ સંતોષી શકે. માનવીનું વ્યક્તિત્વ મુક્ત રીતે, નિર્બંધ અને નૈસર્ગિક ઢબે વ્યક્ત થવાની તક શોધતુ જ હોય છે મહામંડળોની ઝીણવટભરી અને નિષ્ણાત કાર્યવહેચણી અને એકરનતા (Routine) —ભલેને પછી તે આદર્શ ઢબે અને વ્યક્તિને માટે અનુકૂળ પરિસ્થિતિ ઊભી કરીને યોજાયાં હોય તો પણ—વ્યક્તિત્વ ઉપર એક પ્રકારના બિનઅંગત સંબંધો અને ઔપચારિક નિયમોનું એવું બંધન મૂકે છે કે માનવી તેની નીચે ચમચમે છે અને આ બંધનમાંથી છૂટવા, નિર્બંધ, અંગત સંબંધ પર રચાયેલાં નિકટવર્તી જૂથોનો આશરો લે છે. આ જ કારણથી વર્તમાન સંકુલ સમાજમાં અનેક કલબો, મંડળો, નાનીનાની ટોળીઓ (cliques) વગેરે ઊપસી આવતાં આપણે જોઈએ છીએ. વર્તમાન સંસ્કૃતિમાં કુટુંબ, સગાં, સંપ્રદાય, ચર્ચ કે પડોશ સરખાં જૂનાં નિકટવર્તી, મોઢામોઢનાં જૂથો ઓછાં આકર્ષક અને ઓછાં ઉપયોગી થવા માંડ્યાં છે; આથી માનવી મહામંડળોની વ્યવહારુ, યંત્રવત્, બિનઅંગત નિયમોથી નિયંત્રિત જડ વ્યવસ્થાના દબાણથી ઊગરવા અને મુક્ત રીતે માનવહૂંફ મેળવવાની ભૂખ સંતોષવા નવાં નિકટવર્તી જૂથો સર્જવાની પ્રવૃત્તિઓ આદરે છે.

મહામંડળોની દુનિયા એ તો એક યંત્રવત્, બિનઅંગત દુનિયા છે. એમાં દરેક માનવી માટે નિર્ણીત કાર્ય હોય છે. મર્યાદિત શ્રમવિભાજન (calling) હોય છે. એનું કાર્ય એને સમાજવ્યવસ્થાના એક વધુ અને વધુ નાના થતા જતા એકાદ કાર્યમાં મર્યાદિત કરી, તેને મહાયંત્રની એક ખીલી સરખો બનાવી દે છે. કાર્ય પણ એકધારું બની રહે છે. જેમ સમાજવ્યવસ્થા વધુ વિસ્તૃત તેમ દરેક વ્યક્તિનો સમસ્ત કાર્યપ્રણાલિકામાં હિસ્સો ઓછો અને ઓછો થતો જાય. આ કાર્યવિભાજન અને દરેક વ્યક્તિનું એક જ નાનકડા કાર્ય ઉપરનું નિષ્ણાતીકરણ અને ધોરણીકરણ સમસ્ત સમાજ-વ્યવસ્થા માટે ઘણું ઉપયોગી છે અને તેના સંચલનમાં ખૂબ જ બચત કરે છે પરંતુ વ્યક્તિ માટે આ અવિરત એકધારું એક જ પ્રકારનું નાનકડું કાર્ય તેને યંત્ર સરખો બનાવી, તેના જરૂરી સર્વાંગી જીવનવિકાસમાં

અવરોધ નાખે છે. વર્તમાન સમાજમાં વ્યક્તિના આ અણુકરણની પ્રક્રિયા (process of atomization) એ વ્યક્તિના સર્વાંગી વિકાસ માટે બહુ જ મોટો ભય ઊભો કર્યો છે. એક તરફ મહામંડળના ભિન્નઅંગત શ્રમ-વિભાજન અને નિયંત્રણની આવશ્યકતા પણ છે અને બીજી તરફ તે નવા ગંભીર પ્રશ્નો પણ ઊભા કરે છે. કાયદા અને ગેરકાયદામાં સમતુલા કેમ લાવવી એ પણ અતિ મૂંઝવણભર્યો પ્રશ્ન બની રહ્યો છે. પરંતુ નિરાશાવાદની તેમાં જરૂર નથી. આપણે જોયું તેમ આ નિષ્ણાત, નિપુણ કાર્યનું વિભાગીકરણ એ આ મહાસમાજનુ એક જ પાસું છે. વર્તમાન સમાજમાં જે તત્ત્વો આ પ્રકારનું વિભાગીકરણ લાદે છે તે જ તત્ત્વો એમાંથી ઊપજતા ભયોને દૂર કરવા માટે સાધનો અને પરિસ્થિતિ પણ ઊભાં કરે છે. ખૂબ જ વિસ્તૃત આંતરવ્યવહાર; સામાન્ય કેળવણી, જેનાથી વિશાળ સંસ્કારિતાની ભૂમિકા રચાય છે; વ્યક્તિને આજીવિકા માટેનો અણગમતા કાર્યના કલાકોમાં ઘટાડો અને તેને મજૂરી બાદ ફાજલ રહેતો આરામ અને સ્વવિકાસ માટેનો ખૂબ જ ફાજલ સમય; આરામની નવી શક્યતાઓ; આ સર્વ અને વ્યક્તિવિકાસ માટેની નવી સગવડો અને સાધનો વગેરેને જો યોગ્ય રીતે ઉપયોગમાં લેવાય તો વર્તમાન સમાજે વિકસાવેલી ભિન્નઅંગત કાર્યવિભાજનની ગૂંગળાવતી વ્યવસ્થામાંથી માનવીને તેની મુક્તિ અને તેના વિકાસ માટે તે ખૂબ જ મોટી ભૂમિકા બાંધી આપે છે.

આમ આ નવાં સાધનો, સામગ્રી અને અવકાશની નવી વિપુલ ભૂમિકા એ એ જ વર્તમાન સમાજનુ બીજું પાસું છે.

માનવી વર્તમાન સમાજમાં જીવનની નવી ભૂમિકા ઉપર ઊભો છે. મહામંડળો અને નિકટવર્તી જૂથોના નવા વ્યવસ્થાતંત્રની રચના કરી રહ્યો છે.

આ પ્રકરણમા આપણે સમાજરચનામા જૂથવ્યવસ્થા કેવા સ્વરૂપે વિકસે છે તેનો આછો ખ્યાલ કર્યો. સમાજરચનામાં વિવિધ પ્રકારનાં જૂથો કેવી રીતે રચાય છે, તેમના મુખ્ય પ્રકારો કયા છે અને આપણે કયા સિદ્ધાંત ઉપર મુખ્ય મુખ્ય જૂથ પ્રકારોનું વિભાગીકરણ કર્યું છે તે જોયું. નિકટવર્તી જૂથ અને મહામંડળ સરખાં બે મહાન જૂથ પ્રકારોનું વિસ્તૃત વર્ણન કર્યું. હવે આપણે કુટુંબથી શરૂ કરી બીજા વિવિધ જૂથ પ્રકારોનાં લક્ષણો વિસ્તારપૂર્વક સમજીએ.

# પ્રકરણ ૧૧

## કુટુંબવ્યવસ્થા

### ૧

### કુટુંબવ્યવસ્થાનું સામાજિક મહત્ત્વ

કુટુંબ એટલે?

કુટુંબ એ સમાજમાં સૌથી મહત્ત્વનું નિકટવર્તી જૂથ છે. કુટુંબ-વ્યવસ્થાએ વિવિધ રૂપ ધારણ કર્યાં છે. તેના સ્વરૂપફેરનો ઇતિહાસ એક -રોમાંચક નવલકથા સરખો રસપ્રદ છે.

માનવીની લગભગ સર્વ જરૂરિયાત પૂરી પાડતા સ્વયંસંપૂર્ણ એકમ-માંથી આજે તે મૂળ કરાર કરતી વ્યક્તિઓનું બનેલું સ્પષ્ટ અને મર્યાદિત નાના કદનું એકમ જ મુખ્યત્વે બની. રહ્યું છે. આ પરિવર્તનનો ઇતિહાસ અદ્‌ભુત અને રોચક છે.

કુટુંબ માનવીના જીવનવિકાસ દરમિયાન જુદે જુદે સમયે જુદી જુદી તીવ્રતાથી પોતાની અસર ઉપજાવે છે. બાળક માટે કુટુંબ લગભગ સમગ્ર સમુદાય તરીકે વાતાવરણ ઊભું કરે છે. પરંતુ જેમ જેમ બાળક મોટું થતું જાય છે, કુમાર, યુવાવસ્થા વગેરેમાં પ્રવેશ કરે છે, તેમ તેમ કુટુંબનું આ સમગ્ર રીતે આવરતું વાતાવરણ ઓછું થતું જાય છે. આમ તો દરેક વ્યવસ્થા

ગતિમાન છે અને પ્રક્રિયા જ છે. પરંતુ આ કોઈ પણ માનવસંયોજન કરતાં કુટુંબ વધુ ગહન રીતે પ્રક્રિયાસ્વરૂપે (*Family as a process*) રહે છે.

કુટુંબને આપણે સર્વ જાણતા હોઈએ એમ જ માનીએ છીએ પરંતુ એ દેખીતી સાદી જૂથવ્યવસ્થાને ખરેખર જ સમજવા માટે તેમાં થતા ફેરફાર, માનવ-ઇતિહાસમાં તેણે અનુભવેલાં પરિવર્તનો અને વિવિધ સ્વરૂપે આ વ્યવસ્થાએ તેના સભ્યોના વિકાસમાં કેવો ફાળો આપ્યો છે તે સર્વનો અભ્યાસ આપણે કરવો જ જોઈએ.

આમ, કુટુંબવ્યવસ્થાની સમજ સામાજિક ફેરફારની સમજના પગરણ મંડાવે. આમ, આ પ્રકરણમાં આપણે "સામાજિક ફેરફાર" નામનાં આગળ આવતાં પ્રકરણોમાં ઉપસ્થિત થતા કેટલાક પ્રશ્નોની આગાહી કરીશું.

પરંતુ આ અટપટી, દરેક વ્યક્તિના જીવનને ખૂબ જ નિકટ રીતે સ્પર્શતી કુટુંબવ્યવસ્થાની કેટલીક સામાન્ય લાક્ષણિકતાઓ જે એ જૂથરચનાને બીજી જૂથરચનાઓથી નોખી પાડે છે તેનો ખ્યાલ કરીએ.

## (૧) કુટુંબ—તેનો અર્થ અને લાક્ષણિકતાઓ:

પ્રથમ તો આપણે "કુટુંબ" શબ્દ કયા અર્થમાં વાપરીએ છીએ એ વિશે સ્પષ્ટતા કરીએ. આ સ્પષ્ટતા સમાજશાસ્ત્રના અભ્યાસી માટે ખૂબ જ આવશ્યક છે. કારણ (૧) કુટુંબવ્યવસ્થાએ અનેક સ્વરૂપ ધારણ કર્યાં છે. આ સર્વ સ્વરૂપોની અંદર રહેલું એક પ્રકારનું સામ્ય સમજવું જોઈએ, તો જ એ સર્વ જુદે જુદે રૂપે દેખાતી જૂથરચનાઓને આપણે કુટુંબના પ્રકાર કહી શકીએ; અને (૨) કુટુંબવ્યવસ્થા લોહીના સંબંધ ઉપર રચાયેલાં કેટલાંક વધુ વિસ્તૃત "સીબ" અને "કલૅન" સરખાં જૂથો સાથે ખૂબ જ નિકટનો સંબંધ ધરાવે છે. ઘણા અભ્યાસીઓ આ નિકટના સંબંધને કારણે કુટુંબ, "સીબ" અને "કલૅન" વચ્ચેનો તફાવત પાડી શકતા નથી. આથી જુદી જુદી જૂથરચનાઓ ભેળવી દઈ શાસ્ત્રીય અભ્યાસમાં અંતરાય ઊભો કરે છે.

તો કુટુંબ એટલે શું? આપણે આ શબ્દ કયા અર્થમાં વાપરીએ છીએ? આની વ્યાખ્યા બાંધવા પ્રયત્ન કરીએ.

"The family is a group defined by a sex relationship sufficiently precise and enduring to provide for the procreation and upbringing of children. It may include collateral or susbidiary relationships but it is constituted by the living together of mates, forming with their offspring a distinctive unity. This unity has certain common characteristics everywhere in human society, of

"બાળકોના પ્રજનન, સર્જન અને ઉછેર માટે એકંદરે સ્પષ્ટ અને લાંબા કાળ સુધી ટકી રહે એવા સમાજસ્વીકૃત જાતીય સંબંધ ઉપર રચાયેલું જૂથ" તેને આપણે કુટુંબ કહી શકીએ. આ જૂથમાં દૂર અને નજીકના સંબંધીઓ પણ હોય, પરંતુ પતિપત્ની અને બાળકોના સહજીવનના એકમ તરીકે તેનું અસ્તિત્વ એમાં આવશ્યક લક્ષણ છે.

પ્રત્યેક સ્થળે વસતા માનવસમાજમાં આ જૂથની કેટલીક સામાન્ય લાક્ષણિકતાઓ છે. આ લાક્ષણિકતાઓમાંથી નીચેની પાંચ ખાસ મહત્ત્વની છે :

(૧) જાતીય સંબંધ (Mating Relationship);
(૨) આ જાતીય સંબંધ સ્થાપિત કરવા તથા ચાલુ રાખવા સમાજસ્વીકૃત કોઈ પણ પ્રકારની લગ્ન અગર બીજી સંસ્થાપિત યોજના;
(૩) સંબંધ-સગપણ નિર્ણિત કરતી વંશાવળીની યોજના, તે યોજના એવી હોવી જોઈએ કે જેમાં અનુજોને પણ વ્યવસ્થિત રીતે ઓળખી શકાય;
(૪) કુટુંબમાં સભ્યોની જરૂરિયાત પૂરી પાડવા એક પ્રકારની આર્થિક યોજના, ખાસ કરીને પ્રજનન અને બાળઉછેર જોડે સંકળાયેલી આર્થિક જરૂરિયાત માટેની વ્યવસ્થા;
(૫) સહરહેઠાણ-સહનિવાસ, ઘર, અગર ઘરથાર (Household), તે સહરહેઠાણ ફક્ત કુટુંબ માટે જ મર્યાદિત ન પણ હોય.

---

which the following five are particularly significant :
(1) a mating relationship.
(2) a form of marriage or other institutional arrangement in accordance with which the mating relation is established and maintained;
(3) a system of nomenclature, involving also a mode of reconing descent;
(4) some economic provision shared by the members of the group but having a special reference to the economic needs associated with child bearing and child rearing; and, generally
(5) a common habitation, home or household, which, however, may not be exclusive to the family group.

While these five conditions are so universal as to seem essential to the very nature of the family, they may be met in extremely different ways ( pp. 238–239 ).

આ પાંચે લક્ષણો કુટુંબમાં એટલાં સર્વવ્યાપક છે કે તેમને આપણે કુટુંબનાં આવશ્યક તત્ત્વોજ કહી શકીએ. પરંતુ એનો અર્થ એમ નથી કે આ પાંચ લક્ષણો પ્રત્યેક સ્થળે, પ્રત્યેક કાળે અને કુટુંબના પ્રત્યેક સ્વરૂપમાં એક જ ઢબે વ્યક્ત થાય છે. આ પાંચે લક્ષણો આપણને બહુ જ જુદા જુદા આકારે જોવા મળે છે પરંતુ કોઈ પણ આકારે તે વ્યક્ત થાય તો પણ તે આ પાંચ લક્ષણોનાંજ સ્વરૂપો છે તે ધ્યાન રાખવા સરખું છે.

## (૨) કુટુંબવ્યવસ્થાએ લીધેલાં વિવિધ સાંસ્કૃતિક સ્વરૂપો (Cultural variability of family forms):

કુટુંબે લગભગ આપણી બુદ્ધિથી કલ્પી ન શકાય એટલાં સ્વરૂપો માનવ-ઇતિહાસમાં ધારણ કર્યાં છે. આ વિવિધ રૂપો વર્ણવતાં હજારો પુસ્તકો આ ઘટનાનો પુરાવો આપે છે. આ વિવિધતા ઘણાં કારણોને લીધે કુટુંબ ધારણ કરે છે.

### જાતીય સંબંધોમાં વિવિધતા (Forms of the Mating Relationship):

આપણે પહેલાં જોયું તેમ જાતીય સંબંધ એ કુટુંબની એક ખાસ લાક્ષણિકતા છે. પરંતુ જાતીય સંબંધો કેટકેટલે સ્વરૂપે શક્ય બને છે? જાતીય સંબંધો આજીવન પણ હોય અગર તે ટૂંકજીવી પણ હોય. જાતીય સંબંધ એકસાથીત્વ સ્વરૂપ પણ ધારણ કરે. વળી એકસાથીત્વમાં પણ વિવિધતા શક્ય બને. એકસાથીત્વ કડક રીતે પાલન થતા એકપત્નીત્વનું સ્વરૂપ પણ ધારણ કરે અગર તે બીજા પ્રકારના ગૌણ જાતીય સંબંધોથી હળવું પણ બનાવી શકાય. તે બહુસાથીત્વનું પણ સ્વરૂપ ધારણ કરે. બહુસાથીત્વ પણ કેટલાંય સ્વરૂપો લઈ શકે છે. તે ઘણા સમુદાયોમાં માન પામેલુ બહુ-પત્નીત્વનું રૂપ પણ ધારણ કરે અથવા વિકસેલા સમાજોમાં બહુ લોકપ્રિય નહિ અને હવે થોડીજ જગ્યાએ વિકસેલું બહુપતિત્વનું સ્વરૂપ પણ ધારણ કરે. જેને આપણે સમૂહ-લગ્ન (Group marriage) કહીએ છીએ એવાં સ્વરૂપો પણ એકબે પ્રાથમિક સમાજોમાં જણાયાં છે. ઘણી વખત કોઈ સમાજ એક સાથે આમાંનાં એકથી વધુ સ્વરૂપોને પણ સ્વીકૃત ગણે છે. દા.ત., તિબેટમાં આર્થિક તંગી ભોગવતાં જૂથો બહુપતિત્વની પ્રથાનું પાલન કરે છે. સામાન્ય રીતે ઠીક સ્થિતિવાળાં જૂથો એકપત્નીત્વની પ્રથા અપનાવે છે, જ્યારે શ્રીમંત લોકો બહુપત્નીત્વની પ્રથા અપનાવે છે.

આમ જાતીય સંબંધોમાં વિવિધતા કુટુંબને પણ અનેક રૂપો ધારણ કરાવે છે.

## સાથીની પસંદગી (Selection of mates):

સાથીની પસંદગી પણ કેટકેટલી રીતે શક્ય બને છે?

પત્નીઓ (અગર પતિઓ)ની પસંદગી માબાપ અગર કુટુંબનાં મોટેરાં પણ કરે, અગર પસંદગીની જવાબદારીઓનો ભાર સાથીઓના પોતાના ઉપર પણ છોડવામાં આવે. પસંદગી માટેનાં વર્તુળો પણ ઘણી વખત જુદાં જુદાં હોય. પરણનારને આંતરવર્તુલ લગ્ન (Endogamy) કરવાની પણ ફરજ પડે, અગર પોતાના વર્તુલની બહાર જ (Exogamy) તે લગ્ન કરી શકે એવો પણ રિવાજ સમાજ અપનાવે. આ આંતરવર્તુલ અને બહિર્વર્તુલ જૂથમાં પસંદગીનાં બંધનો કોઈ ને કોઈ સ્વરૂપે સર્વત્ર જોવામાં આવે છે. કોની સાથે લગ્ન થઈ શકે અને કોની સાથે ન થઈ શકે એ અંગેની પ્રતિબંધિત સંબંધોઓ નિદર્શિત કરતી વ્યવસ્થા જુદાં જુદાં સ્વરૂપે સર્વત્ર દેખાઈ આવે છે.

દા.ત., કેટલાક સમાજોમાં મામા-ફોઈનાં છોકરાંઓ લગ્ન કરી શકે નહિ. કેટલાંક જૂથોમાં કાકા-કાકાનાં છોકરાંઓ વચ્ચે પસંદગી ન કરવી એવું બંધન હોય છે. જ્ઞાતિમાં જ લગ્ન કરવું,'વળી જ્ઞાતિમાં પણ અમુક ગામ, ગોળ કે વાડા કે પેટાજ્ઞાતિમાં જ લગ્ન થાય, સગોત્રી પણ લગ્ન ન કરી શકે વગેરે અટપટી પસંદગીને નિયંત્રિત કરતી પ્રથાઓ ગુજરાતમાં જ આપણે ક્યાં જાણતા નથી?

કેટલાક સમાજોમાં પતિ, પત્નીના સંબંધીઓમાં ભળી જાય છે અને પત્નીના કુટુંબનો વિભાગ બને છે. જ્યારે બીજા સમાજોમાં પત્ની, પતિના કુળમાં ભેળવી દેવામાં આવે છે. ભારતની ઉપલી જ્ઞાતિઓમાં પત્નીને કુટુંબમાં ભેળવવા માટે, એક લોહીની બનાવવા માટે સમરાની થાળીમાંથી અન્ન ખવડાવવાની પ્રથા જાણીતી છે.

જે સમાજોમાં પતિ, પત્નીના સંબંધીઓમાં ભળે છે ત્યાં તેને માતૃમૂલક (Matrilocal) પ્રથા કહેવામાં આવે છે; ત્યારે જે સમાજોમાં પત્ની, પતિના કુટુંબીઓમાં ભળે છે ત્યાં તે પ્રથાને પિતૃમૂલક (Patrilocal) પ્રથા કહેવામાં આવે છે. આ પ્રથાઓની એક ખાસિયત એ હોય છે કે પતિ અગર પત્ની પોતાના જન્મદત્ત કુટુંબમાંથી છૂટા પડી પરણેલા સાથીના કુટુંબમાં જઈ રહેવાસ અને જીવન વિતાવે છે. માતૃમૂલક રહેવાસમાંથી પિતૃમૂલક રહેવાસ અને પિતૃમૂલક રહેવાસમાંથી માતૃમૂલક રહેવાસની વાર્ષિક ફેરબદલી થતી હોય એવાં પણ દષ્ટાંતો કેટલાક સમાજોમાં મળી આવે છે. રહેઠાણના સ્થળ પૂરતો જ નહિ પરંતુ કુટુંબવર્તુલના માળખામાં પણ ફેરફાર થતો જોવામાં આવે છે.

કુટુંબનું સ્વરૂપ વળી કુટુંબ કયા સબંધોને કેન્દ્રસ્થાને મૂકે છે તેના ઉપર પણ આધાર રાખે છે. દા. ત., કેટલાંક સ્થળોમાં કુટુંબ એટલે લોહીના સંબંધે જોડાયેલી વ્યક્તિઓને કેન્દ્રસ્થાને રાખી, જાતીય સંબંધે જોડાયેલાં પતિ-પત્નીને ગૌણ સ્થાન આપે છે.

કોનસૅંગ્વિન (Consanguine) લોહીના સંબંધીઓની કુટુંબવ્યવસ્થાનું સ્વરૂપ એક વિચારકે નીચે પ્રમાણે વર્ણવ્યું છે:

"મુખ્યત્વે લોહીના સબંધીઓનુ કેન્દ્ર જેની આજુબાજુ પરિણીત વ્યક્તિઓનું ગૌણ વર્તુલ હોય."

તેમાં ભાઈ-બહેનો મુખ્ય ગણાય અને દંપતી ગૌણ ગણાય છે. માતૃમૂલક કુટુંબવ્યવસ્થાઓ અગર પિતૃમૂલક સંયુક્ત કુટુંબ સરખી સંસ્થાઓ આ પ્રકારના લોહીના સંબંધીઓને પ્રાધાન્ય આપતાં કુટુંબસ્વરૂપો છે. પરંતુ આ સ્વરૂપો હવે ધીરે ધીરે જગતભરમાં ઓછું અને ઓછું મહત્ત્વ ધારણ કરતાં જાય છે. હવે જેમાં પરિણીત દંપતી—પતિ, પત્ની અને તેમનાં બાળકો—કેન્દ્રરૂપે ગણાય છે અને બીજા લોહીના સંબંધે સંકળાયેલા સંબંધીઓ ગૌણ ગણાય છે એવા "જાતીય સંબંધ" સંકળાયેલાં પતિ-પત્નીની આજુબાજુ નવાં કુટુંબસ્વરૂપ વિકસતાં જાય છે. પાશ્ચાત્ય દેશોમાં તેમ જ ધીરે ધીરે જગતના મોટા ભાગની સંસ્કૃત પ્રજાઓમાં આ પ્રકારનું

કુટુંબસ્વરૂપ (Conjugal Family) વધુ અને વધુ રૂઢ થતું જાય છે.

આ મુખ્ય સ્વરૂપો "લોહીના સંબંધીઓને કેન્દ્રિત રાખનાર (Consanguinic) અને જાતીય સંબંધે જોડાનાર દંપતી (Conjugal)ને કેન્દ્રિત રાખનાર વ્યવસ્થાઓના મુખ્ય આકારોમાં રિવાજે થોડા થોડા ફેરફાર પણ આણે છે. તેમનાં શુદ્ધ સ્વરૂપોમા તે સ્વરૂપની મર્યાદામાં રહી રિવાજે અનેક ઘાટ આપે છે

દા ત., કેટલીક જાતિઓમા એકસાથીત્વ ઉપર રચાયેલા કુટુંબમાં રખાતની પ્રથા અગર અતિથિસત્કારમાં પત્નીને ધીરવાનો રિવાજ, તેનાં શુદ્ધ સ્વરૂપોમાં કાંઈક ફેરફાર આણે છે.

આ ઉપરાત જુદી જુદી સંસ્થાપિત વ્યવસ્થાઓ જુદી જુદી પદ્ધતિથી મિશ્રિત પણ કરવામાં આવે છે

ઉપર જોયુ તેમ, કુટુંબવ્યવસ્થાનાં સ્વરૂપો અનંત હોય છે. તેના કાર્યનું ક્ષેત્ર અને કાર્યપ્રથા પણ અદ્ભુત વૈવિધ્ય દાખવે છે.

## કુટુંબવ્યવસ્થાની પ્રધાન ખાસિયતો (Distinctive features of the Family Organisation):

સમાજે વિકસાવેલી નાનીમોટી બધી જ સમૂહરચનાઓમાં કુટુંબ સર્વથી વધુ સામાજિક મહત્ત્વ ધારણ કરે છે. કુટુંબ સમાજનાં સમગ્ર જીવનને અગણિત રીતે અસર કરે છે કુટુંબમાં થતા ફેરફારો, આપણે જોઈશું તેમ, સમાજબંધારણના પ્રત્યેક અંગમાં થડકાર ઉપજાવે છે. કુટુંબ આમ અનંત ફેરફારોની શક્યતા ધરાવે છે. છતાં પણ તે એક પ્રકારનું અદ્ભુત સાતત્ય અને સળંગ એકતા (continuity and persistence) દર્શાવે છે. બીજા સમૂહોથી તે ઘણી રીતે નોખું તરી આવે છે. ઉપર દર્શાવેલી લાક્ષણિકતા ઉપરાંત પણ તે કેટલીક બીજી મહત્ત્વની ખાસિયતો ધરાવે છે. તે ખાસિયતોમાં આઠ ખાસિયતો ધ્યાન ખેંચે એવી છે:

(૧) સર્વવ્યાપકતા (Universality)

(૨) લાગણીની ભૂમિકા (Emotional basis)

"Not only the place of residence but the structure of family circle varies. Thus the *Consanguine* arrangement has been pictured as 'a nucleus of blood relatives surrounded by a fringe of spouses', the brothers and sisters representing the Core of the family unit This arrangement stands in contrast with the type with which we are mainly concerned, the *conjugal*, a nucleus of spouses and their offspring surrounded by a fringe of relatives." (pp. 239–240)

(૩) મૂળભૂત ઘડતરની શક્તિ (Formative influence)
(૪) મર્યાદિત કદ (Limited size)
(૫) તેનું સામાજિક વ્યવસ્થામાં મધ્યબિન્દુ સરખું સ્થાન (Nuclear position in the social structure)
(૬) સભ્યોની જવાબદારી (Responsibility of members)
(૭) સામાજિક નિયંત્રણ (Social regulation)
(૮) તેનું કાયમી અને ટૂંકજીવી સ્વરૂપ (Its permanent and temporary nature)

આપણે આ આઠ ખાસિયતો વધુ વિગતથી સમજીએ.

## (૧) સર્વવ્યાપકતા (Universality):

કુટુંબ એ લગભગ સહુથી વધુ સર્વવ્યાપક સામાજિક સ્વરૂપ છે. તે દરેક સમાજમાં મળે છે. તે માનવવિકાસની દરેક ઐતિહાસિક ભૂમિકામાં દેખાય છે એટલું જ નહિ, પરંતુ તે માનવજીવન પહેલાંના પ્રાણીજીવનમાં પણ અસંખ્ય ચૈતન્ય સ્વરૂપોમા—અનેક પ્રાણી જાતિનાં સ્વરૂપોમાં પણ દેખાય છે. લગભગ પ્રત્યેક માનવી કોઈ પણ કુટુંબનું સભ્યપદ ભૂતકાળમાં ધરાવતો હોવો જોઈએ અગર અત્યારે તે સભ્યપદ ધરાવતો હશે જ.

## (૨) લાગણીની ભૂમિકા (Emotional basis):

કુટુંબવ્યવસ્થા, મનુષ્યસ્વભાવનાં સહુથી સંકુલ અને ગહન ભાવોની સરગમ ઉપર રચાયું છે. જાતીય આકર્ષણ, પ્રજનન, માતૃભાવ અને માતાપિતાનાં વાત્સલ્ય અને કાળજી સરખી ગહન લાગણીઓના પાયા ઉપર કુટુંબનાં મંડાણ થાય છે. આ પ્રાથમિક લાગણીઓનુ સંરક્ષણ બીજી પ્રણય (romantic love) સરખી અનેક ભાવનાઓથી થાય છે. પ્રેમની, પ્રણયની ભાવનામાંથી જાતિનું અભિમાન, પોતાના સાથીઓ તરફના સ્નેહથી માંડીને ગૃહની આર્થિક સ્થિરતા માટેની ઇચ્છા, અંગત મિલકત માટે ઈર્ષ્યાથી માડીને અમરત્વ માટેની ગૂંગળાતી પણ સતત સળવળતી ઝંખના વગેરે અનેક ભાવોની ભૂમિકા ઉપર કુટુંબનું જીવનસંગીત રણઝણે છે.

## (૩) મૂળભૂત ઘડતરની શક્તિ (Formative influence):

માનવીસહિત દરેક વિકસેલા ચેતનતત્ત્વનું સહુથી વહેલું સામાજિક વાતાવરણ કુટુંબ છે. સ્વભાન ખીલવતાં ચેતન-એકમોના ઘડતરમાં કુટુંબ

સહુથી વધુ ગહન અસર કરે છે; ખાસ કરીને માનવીની શારીરિક તેમ જ માનસિક ટેવો ઉપર અસર કરી ચારિત્ર્યઘડતરમાં તે અનન્ય ફાળો આપે છે. શૈશવજીવનમાં કૌટુંબિક અસર મનુષ્યના ચારિત્ર્યઘડતરમાં અફર, લગભગ કાયમી અને ન જ પલટાય એવી ભૂમિકા ઘડે છે એવી પણ માન્યતા પ્રચલિત છે. પરંતુ તે માન્ય રાખવાની જરૂર નથી

## (૪) મર્યાદિત કદ (Limited size):

કુટુંબ એ ખૂબ જ મર્યાદિત કદવાળું જૂથ છે એનુ કારણ તેના પાયા અમુક ચોક્કસ જીવનસંબંધો (જાતીય સંબંધો—Biological characters) ઉપર જ મંડાયા છે. એ માયાના—મમતાના—સંબંધો જતાં તેનું અસ્તિત્વ જ ઘસાઈ જાય છે. આથી તે સમાજરચનામાં વિકસી આવેલાં અનેક જૂથોમાં સર્વથી નાનું છે. ખાસ કરીને વર્તમાન સંસ્કૃત સમાજમાં તો તે લોહીના સંબંધથી સંકળાયેલા જૂથ (Kin-Group)થી પણ તે નોખું પડી ગયું છે.

## (૫) સમાજજીવનમાં તેનું મધ્યબિન્દુ સરખું સ્થાન (Nuclear position in the social structure):

કુટુંબ એ સમાજઘડતરના મધ્યબિન્દુ સરખું છે. ઘણી વખત પ્રાથમિક સમાજમાં કે વિકસિત પિતૃસત્તાક સમાજરચનામાં તો આખો સમાજ જ કુટુંબનાં એકમો ઉપર જ રચાયો હોય છે. ફક્ત વિકસિત સંકુલ સમાજમાં જ તેનું આ સ્થાન ગયું છે. પરંતુ તેમાં પણ સ્થાનિક સમુદાયો અને વર્ગો કુટુંબનાં સંયોજનોની ભૂમિકા ઉપર જ રચાયા હોય છે આપણી સમુદાયની સૌથી પહેલી વ્યાખ્યા તપાસીશું તો પણ આ જ સત્ય જણાશે. "સમુદાય એટલે કુટુંબોનું સંગઠન." અને નાના સ્થાનિક સમુદાયો માટે તો આ વ્યાખ્યા હજી પણ સાચી છે.

## (૬) સભ્યોની જવાબદારી (Responsibility of the members):

કુટુંબ, બીજા કોઈ પણ મંડળ કરતાં વધુ કાયમી, વધુ ચાલુ અને વધુ પ્રમાણમાં ફરજોની અપેક્ષા સભ્યો પાસે માગે છે. કટોકટીના સમયમાં માનવીઓ પોતાના દેશ માટે શ્રમ કરે, લડે અને જાન પણ આપે. પરંતુ કુટુંબ માટે તો તેમણે સતત, જીવનપર્યંત અવિરત પરિશ્રમ કરવો પડે છે. કુટુંબ માનવીઓ પાસેથી—અને તેમાં પણ સ્ત્રીઓ પાસેથી—બીજા માટે

ખૂબ જ થકવે (exerting) એવાં કાર્યો કરાવે છે એટલું જ નહિ, પરંતુ તે સભ્યો પાસે ભારેમાં ભારે જવાબદારીઓ ઉપાડવા ફરજ પાડે છે. આનો અર્થ એમ નથી કે કુટુંબ દરેક સભ્યને ખૂબ જ પરગજુ બનાવે છે. ન તો એમાંથી એમ માની શકાય કે આ ફરજો કુટુબ પોતે આપતા સંતોષના બદલા તરીકે આશા રાખે છે. કુટુંબજીવન ખૂબ જ ગહન અને સૂક્ષ્મ લાગણીઓ ઉપર રચાયું છે. તેનું આટલું સરળ મૂલ્યાંકન વ્યાપારી ગણતરીના પાયા ઉપર જ કરી શકીએ. આપણે તો એટલું જ કહી શકીએ કે આ ઘેરી લાગણીઓ માનીને કુટુંબની વધતી જતી જવાબદારીઓ ઉપાડતાં શીખવે છે અને અણકલ્પેલાં કાર્યો કરવાની શક્તિ આપે છે.

## (૭) સામાજિક નિયમન:

સામાજિક પ્રતિબંધો અને સામાજિક નિયમો કુટુંબને સંરક્ષે છે એટલું જ નહિ, પરંતુ તેના સ્વરૂપને અક્કડ (rigid) ઘાટ આપે છે દા. ત., લગ્નકરાર બીજા સર્વ કરાર કરતા વધુ ચીવટાઈથી ઘડવામાં આવ્યો હોય છે આ કરાર કરતી વ્યક્તિઓને કરારની શરતો નક્કી કરવાનો કે તેમાં પરસ્પર સમજૂતીથી ફેરફાર કરવાનો હક નથી. જોકે જુદા જુદા સમુદાયોમાં લગ્નના કરારનું સ્વરૂપ જુદું જુદુ હોય છે. પરંતુ જે સમુદાયમા જે લગ્નકરારની પ્રથા હોય તેને ખૂબ જ આગ્રહપૂર્વક વળગી રહી કુટુંબ પોતાના સભ્યો પાસે તેને સખત રીતે પળાવવા પ્રયત્ન કરે છે. વર્તમાન સમાજમાં કુટુબ એ એક જ એવુ મંડળ છે કે જેમા વ્યક્તિઓ સ્વભાનપૂર્વક, પોતાની મરજીથી દાખલ થઈ શકે છે, પરંતુ પરસ્પર સંમતિથી કે પોતાની ઇચ્છા અનુસાર તેને છોડી શકતા નથી. વ્યક્તિઓ મન પ્રમાણે એ મંડળને વિખેરી પણ શકતી નથી.

## (૮) તેનુ કાયમી અને ટૂંકજીવી સ્વરૂપ (Its permanent and temporary nature):

કુટુબ સંસ્થા તરીકે (as an institution) ખૂબ જ દીર્ઘજીવી અને સર્વવ્યાપક છે. પરંતુ તે મંડળ તરીકે (as an association) સમાજમાં સહુથી ટૂંકજીવી, પરિવર્તન પામતુ, અને લગભગ પલટાતુ (transitional) જૂથ છે

ઉપરનુ વિધાન કોયડા સરખું લાગવા સંભવ છે. તેનાં આ બે પાસાંનો વિરોધ એટલો બધો મહત્ત્વનો છે અને તે કુટુંબની આજુબાજુ

સંકળાયેલા અટપટા સામાજિક પ્રશ્નો ઉપર એટલો સુંદર પ્રકાશ પાડે છે કે આપણે તેનો વધુ વિસ્તારથી અભ્યાસ કરીએ તો જ સાચી રીતે સમજાય.

એ સમજવા માટે વૈયક્તિક કુટુંબનો જીવન-ઇતિહાસ તપાસવો એ બહુ જ આવશ્યક છે વૈયક્તિક કુટુંબનો જીવન ઇતિહાસ એટલે શું તે આપણે સમજવા પ્રયત્ન કરીએ

## વૈયક્તિક કુટુંબનો જીવન-ઇતિહાસ (Life history of individual family):

પ્રત્યેક વૈયક્તિક કુટુંબનો ઇતિહાસ એટલે લગ્ન દ્વારા સંકળાનાર મૂળ સાથીઓના જોડાણથી શરૂ થતો સહજીવનનો ઇતિહાસ. એ ઇતિહાસ આમ શરૂ થઈ આ સાથીઓના અંત સાથે પૂરો થાય છે (જો બન્ને ભાગીદારો સાથે જ આટલું જીવી શકે તો) જ્યારે આપણે જૂના પ્રસ્થાપિત કુટુંબ વિષે વાત કરીએ છીએ ત્યારે એક નામને — અમુક અંશે એક વંશને — ચલાવી રહેલાં કુટુંબોની પરંપરાની જ કલ્પના આપણા મનમાં હોય છે. દા ત, નહેરુ-કુટુંબ એટલે મોતીલાલ નહેરુનુ કુટુંબ, જવાહરલાલ નહેરુનુ કુટુંબ વગેરે કુટુંબ-પરંપરાઓ, જે એક નામને કે અમુક અંશે એક વંશને ચલાવી રહે છે તેની જ કલ્પના આવે છે.

કુટુંબના પોતાના આ જીવન ઇતિહાસમાં સભ્યોની ભરતી અંદરથી જ થાય છે, અને આ સભ્યોની અંદરથી ભરતી કરવાની વ્યવસ્થામાં કુટુંબ મંડળ તરીકે સહુથી મુશ્કેલ પરિવર્તન અનુભવે છે. આ પ્રક્રિયા અને પરિવર્તનમા કુટુંબવ્યવસ્થાના હિતોમા, તેના સભ્યોની લાગણીઓની ભૂમિકામાં, સતત ફેરફાર થાય છે તદુપરાંત કુટુંબના જૂના તથા નવા સભ્યોમા પરસ્પર સબંધોમા સતત ફેરફાર થયા કરે છે આવા અટપટા અને ગહન ફેરફારો પામતી કુટુંબવ્યવસ્થા કયા કયા તબક્કાઓમાથી પસાર થાય છે તે સમજવા પ્રયત્ન કરીએ.

## કુટુંબજીવનના ઇતિહાસના તબક્કાઓ:

મૂળ સહભાગીઓની દૃષ્ટિએ કુટુંબના ઇતિહાસના મુખ્ય ચાર તબક્કાઓ આપણે ગણાવી શકીએ.

### (૧) લગ્ન પહેલાંનો પરસ્પર પરિચયનો સમય:

પ્રથમ તબક્કો તે સાથીઓના લગ્ન પહેલાના પરિચયનો સમય આ કાળમાં પુરુષ અને સ્ત્રી પરસ્પર નિકટતા સાધે, એકબીજાના વ્યક્તિત્વને

ઓળખવા ઝંખે અને વિકસતા જાતીય આકર્ષણને અનુકૂળ તત્ત્વોનો તો વધુ ખ્યાલ લાવવા પ્રયત્ન કરે જ. જ્યાં લગ્ન મોટાંઓ ગોઠવે છે ત્યાં આ પરિચયની ક્રિયા ઓછી જોવામાં આવે છે. જોકે આર્થિક અને સામાજિક કારણોની ગણતરી ઉપર ભાર મુકાઈ યોજાતાં લગ્નોમાં પણ આ લક્ષણ અમુક અંશે જોવામાં આવે છે ખરું, પરંતુ વર્તમાન સંસ્કૃતિમાં કે જ્યાં પરસ્પર આકર્ષણ અને પ્રેમની લાગણીને લગ્ન માટે બહુ જ આવશ્યક ગણવામાં આવ્યું છે ત્યાં આ પરિચયના કાળને કુટુંબના જીવન-ઇતિહાસમાં ખૂબ જ મહત્ત્વ આપવામાં આવ્યું છે.

## (૨) બાલ-જન્મ પહેલાંનો લગ્નકાળ:

બાળકના જન્મ પહેલાનો લગ્નજીવનનો કાળ એ કુટુંબના સંસ્થાપનનો કાળ. કુટુંબજીવનનો ઇતિહાસનો એ બીજો તબક્કો.

આ કાળ એટલે પરિણીત સ્ત્રી-પુરુષના સહજીવનના પ્રયોગનો કાળ. આ કાળમાં પતિ-પત્ની "ગૃહજીવન"નું વાતાવરણ ઊભું કરવા મથન કરે છે. દંપતીના સહજીવનમાથી ઊપસતા અનુભવો દરમિયાન તે બન્ને નવાં વલણો સર્જે છે. પુરુષ અને સ્ત્રી વચ્ચે, પતિ અને પત્ની વચ્ચે ખૂબ જ સૂક્ષ્મ રીતે નવાં વર્તનોની ટેવો પડે છે. વર્તમાન સમાજમાં વધતું જતુ મધુરજની (Honey-moon)ની પ્રથાનું સામાજિક મહત્ત્વ અને એ શબ્દ પાછળની વિકસતી ભાવના આ કુટુંબજીવનના ઇતિહાસના બીજા તબક્કાનુ ગાભીર્ય અને મહત્ત્વ દર્શાવે છે.

## (૩) બાળઉછેરનો કાળ:

આ કાળ એટલે કુટુબનો સોળે કળાએ ખીલી ઊઠતો સમય. આ સમયમા મૂળ સહભાગીઓ પોતાના સંવનનનાં ફળરૂપ સંતાનો સાથે નવી અતિ મહત્ત્વની પ્રેમસાંકળે ગૂથાય છે. આ સમયે સંતાન-વાત્સલ્યની નવી લાગણીઓ વિકસે છે, જે અમુક અંશે પતિ-પત્નીની જૂની લાગણીઓને ટકાવી રાખવામાં મદદરૂપ થાય છે, અગર પતિ-પત્ની વચ્ચેની મૂળ લાગણીઓને નવા સ્વરૂપે વિકસાવી અગર તેમને બદલી નવાં હિતો અને નવી વધતી જતી જવાબદારીઓની જાળ ઊભી કરે છે. કુટુંબ એ મંડળમાંથી સંસ્થાસ્વરૂપ ધારણ કરે છે.

## (૪) પુખ્તતાનો કાળ (Maturity stage of the family):

કુટુંબના મૂળ સાથીઓએ જ્યારે પોતાના પ્રજનનના શારીરિક ધર્મો

સ્જાવી લીધા હોય છે અને તેમના સતાનો એટલી ઉમરના થાય છે કે જ્યારે તેમને માતાપિતાના સરક્ષણ અગર દેખભાળની જરૂર રહેતી નથી ત્યારે કુટુંબની પુખ્તતાનો કાળ શરૂ થાય છે સતાનો હવે પગભર થાય છે, ઉમરલાયક બની નવા કુટુબની સ્થાપના કરવા તત્પર બને છે મૂળ દપતી હવે બાળઉછેરની જવાબદારીમાથી મુક્ત થાય છે પરતુ વર્તમાન નાના મર્યાદિત કુટુબ — પિતા માતા અને નાના બાળકોમા મર્યાદિત કુટુબ — મા બાળઉછેરની જવાબદારીમાથી મુક્તિ મૂળ દપતી માટે અને ખાસ કરીને પ્રજનન અને બાળઉછેરની જવાબદારીનો મોટો ભાગ માથે લેનાર સ્ત્રીઓ માટે અગણિત પ્રશ્નો ઊભા કરે છે પ્રજનન અને બાળઉછેરમા પરોવાયેલુ મન અને તેને અગે પડેલી આદતો, લાગણીના વહેણો હવે માર્ગદર્શનથી વિમુખ બને છે બાળકો પોતાના નવા હિતો અને લાગણી તેમજ નવા કુટુબો વસાવતા હોઈ, માતપિતાને તેમના મૂળ કુટુબમા — તેની બાળકોની આજુબાજુની પ્રવૃત્તિઓમા ખોટ આવે છે તે ખોટ પૂરી પાડવા મૂળ દપતીએ, અને તેમા પણ માતાએ, નવા હિતો અને નવી પ્રવૃત્તિઓ શોધી તેમા પરોવાઈ જવાની શક્તિ કેળવવી પડે , નહિ તો કુટુબજીવનમા એક અણકલ્પી પ્રવૃત્તિઓ અને લાગણીઓની શૂન્યતા પ્રસરવા સભવ છે કુટુબનો આ પુખ્તતાનો કાળ આ રીતે કુટુબજીવનમા અવનવા હિતો અને લાગણીઓ, વલણો અને આદતોનો ફેરફાર આણે છે

આ પુખ્તતાનો કાળ એ મૂળ કુટુબનો ચોથો અને આખરી તબક્કો ત્યાર બાદ સતાનોના નવા કુટુબના જીવન ઇતિહાસનો કાળક્રમ શરૂ થાય છે

આ ચાર તબક્કાઓનુ વર્ણન કર્યુ તેનો અર્થ એમ નથી કે પ્રત્યેક કુટુબ આ ચારે સ્થિતિમાથી હરહમેશ જ પસાર થાય છે

દા ત, અમેરિકામા લગભગ દર પાચ કુટુબે એક કુટુબ સતાન વિહીન હોય છે તે જ પ્રમાણે ઘણી વખત કુટુબનો સપૂર્ણ જીવન ઇતિહાસ એક સાથીના મૃત્યુથી કે અલગ રહેવાથી કે લગ્નવિચ્છેદ કરવાથી જુદા પડવાને લીધે પૂરો થાય છે આવા કુટુબો પુખ્તકાળ સુધી વિકસતા નથી

યુનાઇટેડ સ્ટેટ્સ ઑફ અમેરિકાનો એ નાનો જ દાખલો ફરીથી લઈએ આજે આ દેશમા કુલ કુટુબોમાથી લગભગ ત્રીજા ભાગના કુટુબો લગ્નવિચ્છેદને કારણે પુખ્તતાના યુગ સુધી પહોચી શકતા નથી

પરતુ આ ચાર તબક્કાઓનુ વર્ણન એક જ વસ્તુ દાખવે છે કે જો કુટુબ તેનો સમગ્ર ચક્રાવો પૂરો થાય તેટલો સમય ટકી રહે અને પોતાનો માનવવશ કાયમ કરવાનો ધર્મ બજાવવાનો હોય તો તેને માટે આ

ચાર તબક્કાઓ અનિવાર્ય કાળાનુક્રમ બની રહે છે. પ્રત્યેક તબક્કાનો કાળ અને સમયમર્યાદા સામાજિક પરિસ્થિતિ ઉપર આધાર રાખે છે. વર્તમાન સમાજમાં પુખ્તતાનો કાળ — ચોથો તબક્કો — અને સંતાન પહેલાંનો લગ્નકાળ લંબાતો જાય છે જ્યારે બાળઉછેરનો કુટુંબકાળ ટૂંકો ને ટૂંકો થતો જાય છે. પરંતુ પ્રશ્ન એ ઊભો થાય છે કે કુટુંબના જીવન-ઇતિહાસના આમ તબક્કા પાડવાનું સામાજિક મહત્ત્વ શું છે?

**કુટુંબોના જીવન-ઇતિહાસની આ કાળવહેંચણીનું સામાજિક મહત્ત્વ :**

કુટુંબજીવનની આ અનંત, પ્રત્યેક કુટુંબે ફરી ફરી બનતી પ્રક્રિયા દરમિયાન બનતા માનવસંબંધોના મહત્ત્વના ફેરફારોનું માત્ર વર્ણન કરવા બેસીએ તો પણ અનેક પુસ્તકો ભરાય અને તે છતાં પણ વર્ણન પૂરું ન થાય. વર્તમાન સાહિત્ય પણ આ જ વસ્તુની છણાવટ કરે છે. આ વસ્તુનું વિગત-વૈવિધ્ય અખૂટ છે

કુટુંબના આ ઐતિહાસિક પરિવર્તન દરમિયાન તેના સભ્યોને કરવા પડતા પરસ્પર માનસિક અનુકૂળતા-પ્રયોગો માનવીના જીવનમાં અગણિત વ્યક્તિગત અને સામાજિક પ્રશ્નો ઊભા કરે છે અને એ પ્રશ્નોના ઉકેલ દરમિયાન જ આ નિકટ જીવનને સ્પર્શતું જૂથ બીજાં સર્વ જૂથ કરતાં માનવીના વ્યક્તિત્વને વ્યક્ત પણ કરે છે અને તેને મર્યાદિત પણ કરે છે. વ્યક્તિનું ઊર્મિજીવન કુટુંબ અનેક રીતે ઘડે છે.

નર અને નારી માનવી તરીકે કેટલાક સમાન આનુવંશિક લક્ષણો ધરાવે છે, પરંતુ તેઓ એકબીજાથી અમુક રીતે ભિન્ન પણ છે અને એ રીતે એકબીજાનાં પૂરક બને છે. આ પુરુષ અને સ્ત્રીની સમાનતા અને પૂરક વિભિન્નતામાંથી કુદરત અનેક સંકુલ શક્યતાઓવાળી ભૂમિકા તૈયાર કરે છે. આ જીવન-સપ્તકમાં સંવાદી અને વિસંવાદી સંગીતની અસંખ્ય શક્યતાઓ ઊભી થાય છે. અને આ સંવાદી અને વિસંવાદી જીવનસંગીતનાં વિવિધ સ્વરૂપો કુટુંબની શરૂઆતથી અંત સુધીનો ઇતિહાસ તેના સભ્યોની વ્યક્તિગત ખાસિયત અને વાતાવરણની વિશિષ્ટતાની સંયુક્ત અસર નીચે વિકસી આવે છે.

## ૨

# કુટુંબસંસ્થાનાં આદિ સ્વરૂપો

### કુટુંબની ઉત્પત્તિનો પ્રશ્ન :

કુટુંબની વ્યાખ્યા, કુટુંબની કેટલીક લાક્ષણિકતાઓ, કુટુંબનું સામાજિક મહત્ત્વ અને વૈયક્તિક કુટુંબના જીવનના ચાર તબક્કાઓ અંગે ખ્યાલ કરી આપણે કુટુંબ અંગે કેટલીક પ્રાથમિક સમજ મેળવવા પ્રયત્ન કર્યો. હવે વર્તમાન કુટુંબનો વિસ્તૃત રીતે અભ્યાસ કરીએ તે પહેલાં કુટુંબ-વ્યવસ્થા અંગેના એક મહત્ત્વના પ્રશ્ન ઉપર ચાલી રહેલી ચર્ચાનું વિહંગાવલોકન કરીએ. તે પ્રશ્ન ઉપર મોટા મોટા વિદ્વાનોમાં મતભેદો છે, ઉગ્ર વિચારભેદ છે. તે અંગે દલીલો, દષ્ટાંતો સાથે વિદ્વાનો પુસ્તકો લખે છે, અને ઐતિહાસિક તેમ જ વર્તમાન સમાજોમાં સંશોધનો અને અભ્યાસો ખીલવે જાય છે. એ પ્રશ્ન તે કુટુંબ-સંસ્થાની ઉત્પત્તિ અને ઇતિહાસમાં વિવિધ સમાજમાં તેણે લીધેલાં મુખ્ય સ્વરૂપો અંગેનો છે.

કુટુંબ-સંસ્થા શું માનવીના ઉદ્‌ભવ સાથે જ ઉદ્‌ભવી ? તેણે ઇતિહાસમાં કોઈ નિશ્ચિત સ્વરૂપો જ લીધાં કે તેના ઇતિહાસમાં કાંઈ ક્રમબદ્ધતા નથી ?

કુટુંબ-સંસ્થાને સર્જતાં, પોષતાં, નવાં સ્વરૂપો આપતાં કયાં બળો સમાજમાં કામ કરે છે ? કુટુંબનું ભવિષ્ય શું ?

કુટુંબને લગતા આ સર્વ પ્રશ્નો ઉપર ચાલતી મુખ્ય મુખ્ય વિચારધારાઓનો આપણે આછો પરિચય કરીએ.

પ્રથમ તો કુટુંબની ઉત્પત્તિ વિષે આજના અભ્યાસીઓ શો મત આપે છે તેની રેખા દોરીએ.

### કુટુંબની ઉત્પત્તિ વિષે વિવિધ મતો :

કુટુંબની ઉત્પત્તિ વિષે મુખ્ય ત્રણ મત છે. એક મત અનુસાર ઇતિહાસમાં એક સમય એવો હતો કે જ્યારે કુટુંબ સરખી સંસ્થા જ માનવજીવનમાં ન હતી. નિર્બંધ જાતીય સંબંધ અગર જાતીય સામ્યવાદ (Sex-communism) સમાજમાં પ્રથમ અવસ્થામાં પ્રચલિત હતો. કુટુંબ-સંસ્થા ત્યાર બાદ વિકસી આવી. બીજો મત એમ મનાવવા પ્રયત્ન

કરે છે કે એકસાર્થીત્વ એ કુટુંબનું પ્રથમ સ્વરૂપ હતું. તેમાંથી વિવિધ સંયોગોમાં વિવિધ કુટુંબપ્રકારો વિકસી આવ્યા. જ્યારે બીજો મત એમ પુરવાર કરવા પ્રયત્ન કરે છે કે મૂળ કુટુંબ માતૃસત્તાક હતું — પ્રજનન, સંવર્ધન અને માનવનાં સ્વયંવલણો (instincts)ના આવિષ્કારરૂપે તે સમાજમાં વિકસી આવ્યું. ત્યાર બાદ બીજાં કુટુંબસ્વરૂપો વિકસી આવ્યાં.

જ્યારે વર્તમાન અભ્યાસીઓમાંના ઘણા, સંશોધનના આધારે, એમ મત ઉપર આવતા જાય છે કે, આ સર્વ મતો એકમાર્ગી છે અને એક જ તત્ત્વ દ્વારા કુટુંબ-સંસ્થા, તેની ઉત્પત્તિ અને વિકાસને સમજાવવા મથે છે.

પ્રાથમિક સમાજના કોઈ પણ ઐતિહાસિક સમયમાં દૃષ્ટિ કરીશું તો આપણને જણાશે કે કોઈ પણ સમાજ કુટુંબના કોઈ પ્રકારના અસ્તિત્વ વગરનો દેખાશે નહિ. પદ્ધતિસરનું જાતીય જીવન અને જાતીય સંબંધ ઉપર અમુક કક્ષાનું સામાજિક નિયમન હમેશ જ દેખાય છે. આવા નિયમન વગરનો પ્રાથમિક સમાજ પણ કલ્પવો મુશ્કેલ છે. આ સમાજશાસ્ત્રીઓના મત અનુસાર, આ વસ્તુઓ હવે સિદ્ધ થતી હોય એમ લાગે છે.

આટલી ભૂમિકા બાંધી હવે આપણે કુટુંબની ઉત્પત્તિ, મૂળ સ્વરૂપ અને વિકાસના મુખ્ય તબક્કાઓ અંગેની વિવિધ વિચારસરણીઓનું જરા વિસ્તૃત અવલોકન કરીએ.

### (૧) નિર્બંધ જાતીય સંબંધ અગર જાતીય સામ્યવાદનો પ્રથમ યુગ (Theory of Early Sex-communism):

કેટલાક વિદ્વાનોની એવી માન્યતા છે કે "માનવીના આદિકાળમાં" નિર્બંધ જાતીય સંબંધ અગર જાતીય સામ્યવાદ હતો. આ માન્યતાના પુરાવા તેઓ નીચેની કેટલીક ઘટનાઓ દ્વારા રજૂ કરે છે. તેઓ માનવ-સમૂહોમાં કેટલાક પ્રચલિત રિવાજોનો આશ્રય લઈ સાબિત કરવા માગે છે કે આવો યુગ સમાજે અનુભવ્યો છે.

**(૧) ઉત્સવોમાં જાતીય સંબંધની છૂટ.**

**(૨) વહુઓની અદલાબદલીની પ્રથા અને પત્નીઓને મહેમાનગીરીમાં ધરવાની રીત.**

**(૩) સંબંધીઓ ગણવાની વિભાગીકરણ પદ્ધતિઓ (classificatory system of reconing Kins) જેમાં જૂથના પોતાનાથી મોટા પરંતુ માતાપિતાની ઉમ્મરનાં સર્વ સભ્યોને "માતા", "પિતા", બીજા સમવયસ્કને "ભાઈઓ" અને "બહેનો"અને શિશુસમૂહને "દીકરા"–"દીકરીઓ" તરીકે જે સંબંધોનો થાય છે તે પ્રથા.**

**(૪) સેન્ટ્રલ ઑસ્ટ્રેલિયન્સ અને ટ્રૉબ્રિયાન્ડ આઇલેન્ડર્સ સરખી કેટલીક જાતિઓમાં સાચો શારીરિક પિતા કોણ તે વિષેનું તેમનું તદ્દન અજ્ઞાન**

પરંતુ માનવશાસ્ત્રના સંશોધનોએ આ વાદને નબળો બનાવ્યો છે. આ સંશોધનો ઉપરથી એમ પણ સાબિત કરવામાં આવે છે કે માનવી પહેલાના વાનર અને બીજા પશુજીવનમાં પણ કુટુંબજીવનનો વિકાસ થયેલો હોવો જોઈએ. તદુપરાંત નિબંધ જાતીય સંબંધનું અસ્તિત્વ પુરવાર કરવા કરેલી ઉપરની ચાર પ્રથાઓની સાબિતી પણ બહુ વજૂદવાળી લાગતી નથી. એ ચારે પ્રથાઓ બીજી રીતે પણ સમજાવી શકાય એમ છે. તદુપરાંત આ પુરાવા આદિકાળથી કુટુંબ સરખી કોઈ વ્યવસ્થા સમાજમાં હમેશા મળી જ આવે છે એ સાબિત કરતા પુરાવા કરતાં વધુ બળવાન અગર સ્વીકાર્ય લાગતા નથી—અરે, આ પુરાવા જ કુટુંબ-સંસ્થાની કેટલીક લાક્ષણિકતાના અધિકારરૂપ ઘટનાઓ જેમ લાગે છે.

દા. ત., સંબંધ ગણવાની વિભાગીકરણની પદ્ધતિ (classificatory system) ને નિર્બંધ જાતીય સંબંધના અવશેષ તરીકે ગણવા કરતા બહિર્વર્તુલ લગ્ન (Exogamous Marriage) સંબંધો નિયમન કરવા માટેની એક ખાસ સામાજિક યોજના તરીકે પણ ગણી શકાય. આ યોજના અનુસાર એક માનવી પોતાની સાચી પત્ની (અગર બહુપતિત્વની પ્રથા હોય તો પત્નીઓને) પસંદ કરી શકાય એવા વર્તુલમાંથી નોખા પાડી પોતાની પત્ની તરીકે ઓળખી શકે. બહિર્વર્તુલ બંધનો દ્વારા જે સ્ત્રી વર્તુલમાંથી પત્ની પસંદ કરી શકાય તેને જેમાં પોતાનું લગ્ન ન જ કરી શકાય એવા સ્ત્રી વર્તુલથી નોખા પાડી દે છે અને તે વર્તુલની સ્ત્રીઓને માતાઓ, બેનો કે દીકરીઓ તરીકે સંબોધી તેમને નોખા પાડી દે છે. આમ સંબંધ ગણાવવાની પદ્ધતિ મૂળ નિર્બંધ જાતીય સંબંધના અવશેષ તરીકે ગણવાની જરૂર જ નથી. આજે પણ આપણે ભાઈ, બહેનો અને માજી જેવા શબ્દોથી કેટલાક મંડળોના સભ્યોને સંબોધીએ છીએ.

તે જ પ્રમાણે પિતાનો પ્રજનનમાં શો હિસ્સો છે તે સંબંધી અજ્ઞાન ધરાવતા સમાજમાં પણ કુટુંબ એક મહત્ત્વના સામાજિક જૂથ તરીકે ગણાય છે. બીજું, આદિસમાજોમાં જૈવિક પિતૃત્વ કરતા સામાજિક પિતૃત્વ સંબંધી વધારે કાળજી રખાય છે. જાતીય સંબંધોની છૂટછાટને નિર્બંધ જાતિવહેવારના અવશેષ તરીકે માનવાની જરૂર નથી. ઘણી વખત લગ્ન સંસ્થા સાથે પણ તેનું અસ્તિત્વ કલ્પી શકાય છે. દા. ત., લગ્ન અગર

વિવાહ સંબંધ બંધાતા પહેલાં ઘણા પ્રાથમિક સમાજોમાં નિર્બંધ જાતિ-વહેવારની છૂટ આપવામાં આવે છે આ સાંભળી વર્તમાનયુગના માનવીને જરૂર નવાઈ લાગે, પરંતુ લગ્ન પહેલાં અપાતી આવી છૂટ આપનાર પ્રાથમિક સમાજોમાં પણ લગ્ન અને વિવાહની પ્રથા હોય છે અને વિવાહ અને લગ્ન સંબંધ બંધાયા પછી જાતીય સંબંધો ઉપર સખત નિયંત્રણ મૂકવામાં આવે છે, જે લગ્ન પહેલાંના નિર્બંધ જાતીય સંબંધથી તદ્દન જ વિરુદ્ધમાં હોય છે. એક પ્રખ્યાત માનવશાસ્ત્રીએ કહ્યું છે કે "નિર્બંધ જાતીય સંબંધ રાખનાર માનવટોળાને સમાજના આદિસ્વરૂપ તરીકે ગણવાની એક કલ્પનાની જરૂરિયાત એ પ્રકારના તર્કવાદીઓને હતી કે જેમને મન વિક્ટોરિયન કુટુંબ એ માનવસમાજે વિકસાવેલા કુટુંબનુ આખરી સ્વરૂપ તરીકે લાગતુ. પરંતુ એ નિર્બંધ જાતીય સંબંધ ઉપર રચાયેલા સમાજના વાસ્તવમાં અસ્તિત્વ માટે સમર્થન કરતું કોઈ ખાસ સાધન મળતુ નથી."

આ વિધાન સાથે ઘણા જાણીતા વિદ્વાનો સંમત થાય છે. આપણે સર્વ પણ તે સાથે સંમત થઈ શકીએ.

## (૨) કુટુંબનું મૂળ સ્વરૂપ—વિવિધ વિધાનો :

કુટુંબવ્યવસ્થા પહેલેથી જ હતી એમ માનીએ તો તે વ્યવસ્થાનું મૂળ સ્વરૂપ કયું? એ પ્રશ્નનો સાચો ઉત્તર, કુટુંબ-સંસ્થાના વિકાસ અને "માનવસ્વભાવ"માં એનાં મૂળ તથા કુટુબની ખાસિયતો ઉપર સુદર પ્રકાશ પાડશે એમ કેટલાક પ્રાથમિક સમાજના અભ્યાસીઓનું માનવું છે

પરંતુ કુટુંબનુ મૂળ સ્વરૂપ કયુ? એ રીતે પ્રશ્ન પૂછવામાં જ ભૂલ સમાયેલી છે તેમ જ ઉત્પત્તિ અને મૂળ સ્વરૂપોની શોધ કરવામાં પણ અનેક મુશ્કેલીઓ સમાયેલી છે. આપણે તે મુશ્કેલીઓ વિદ્વાનોને કેવી ભુલભુલામણીમાં નાખે છે તેનો અભ્યાસ કરીએ

### એકસ્વામીત્વનો દાવો :

પ્રૉફેસર વેસ્ટરમાર્ક નામના એક પ્રખર વિદ્વાને પોતાના "A History of Human Marriage" (માનવલગ્નનો ઇતિહાસ) ગ્રંથમાં આ મત રજૂ કર્યો છે. વેસ્ટરમાર્ક ડાર્વિનના મતનું સમર્થન કરતાં જણાવે છે કે કુટુમ્બવ્યવસ્થા પુરુષના માલિકી ભાવ અને ઈર્ષ્યામાંથી વિકસી આવે છે. જૂથમાં પ્રધાન પુરુષ પોતે હક્કનો ઇજારો માગે જ્યાં સુધી રૂઢિ તે હક્ક સ્વીકારે નહિ ત્યાં સુધી તે બળની સહાયથી આ હક્ક ટકાવી રાખે.

"જોડનમ" (Pur Mirriage) એ પુરુષની મિલકત હકના આગ્રહનું પરિણામ છે એમ વેસ્ટરમાર્કનું માનવું છે એટલું જ નહિ, પરંતુ આ "એકસાથી" લગ્નના મૂળ માનવજીવનથી પણ પહેલાના પશુજીવનમાં તે જુએ છે વાનરોમાં 'એપ" જાતમાં પણ આ "લગ્નસંસ્થા" છે એમ તેમનું માનવું છે

પ્રોફેસર વેસ્ટરમાર્કે બતાવેલાં કેટલાક સ્વભાવલક્ષણો કુટુંબના વિકાસમાં મહત્ત્વનો ભાગ ભજવે છે, પરંતુ કોઈ પણ વિધાન આ આસક્તિઓને જ કુટુંબની ઉત્પત્તિના કારણો તરીકે ગણે ત્યારે તે અધૂરું અને ખોટું લાગે છે

## માતૃસત્તાકનો દાવો :

પ્રોફેસર વેસ્ટર માર્કે રજૂ કરેલા વિધાનનો ઘણા અભ્યાસીઓએ વિરોધ કર્યો છે બ્રિફોલ્ટ નામના સમાજશાસ્ત્રી એ વિરોધ કરવામાં સર્વથી મોખરે છે બ્રિફોલ્ટનું 'મધર્સ" (માતાઓ) નામનું પુસ્તક સુવિખ્યાત છે આ ગ્રંથમાં તેમણે પ્રાથમિક જાતિઓમાં પ્રચલિત માતૃમૂલક અને માતૃકેન્દ્રિત (Matrilineal and Matrilocal) કુટુંબવ્યવસ્થાઓનું વિસ્તૃત વર્ણન કર્યું છે બ્રિફોલ્ટના મત અનુસાર, કેટલીક આદિવાસી જાતિઓમાં સ્ત્રીનું સ્થાન પુરુષ સમાન હતું એટલું જ નહિ, પરંતુ કદી કદી ઊંચું પણ રહેતું પિતૃત્વની બિના વિષેનું અજ્ઞાન પણ એ ઘણી પ્રજાઓમાં નોંધે છે ઈર્ષ્યા એ પ્રેમની લાગણી (જેમાંથી ઈર્ષ્યા ઉદ્ભવે છે) તેનો પણ અભાવ તે અનેક સમાજોના આ સબંધોમાં દર્શાવે છે વળી બ્રિફોલ્ટનું તો એમ પણ મંતવ્ય છે કે પ્રેમ, ઈર્ષ્યા, જાતીય નમ્રતા (Sex modesty) શરમાળપણું અથવા જાતીય પવિત્રતા માટેનો આદર અને આગ્રહ એ સર્વ માનવસ્વભાવના નૈસર્ગિક, આજન્મ લક્ષણો નથી, પરંતુ સામાજિક વિકાસમાં કેળવેલા ભાવો છે બ્રિફોલ્ટ એથી પણ આગળ વધીને જણાવે છે કે આપણા સમાજમાં સ્વીકૃત કેટલાક જાતીય સબંધો પ્રાથમિક સમાજમાં સ્વીકૃત ન હતા એટલું જ નહિ, પરંતુ વર્તમાન સમાજમાં સ્વીકૃત જાતીય સબંધોથી ઊલટા જ રીતરિવાજો તે સમયમાં પ્રચલિત હતા આકર્ષણની રમત અને પ્રેમ-આકર્ષણ માટેના સુશોભનમાં આજની માફક સ્ત્રીઓ નહિ પરંતુ પુરુષો રસ લેતા "ચઢે ચઢેના, રંગીન પીછાઓના સુશોભનથી દેદીપ્યમાન અને વિવિધરંગી અલંકારોથી ભવ્ય લાગતા રેડઇન્ડિયન પુરુષો આગળ સ્ત્રીઓ નીરસ, બદસુરત અને અનાકર્ષક લાગતી"

તેમના મત અનુસાર, માતાની પોતાની તેમ જ પોતાનાં બાળકોની સામાજિક અને આર્થિક રક્ષણની આવશ્યક જરૂરિયાતમાંથી કુટુંબ-સંસ્થાની ઉત્પત્તિ થઈ છે. બ્રિફોલ્ટના મત અનુસાર પુરુષના ક્ષણિક અને ફક્ત જાતીય આકર્ષણ ઉપર સ્ત્રીની આ નૈતિક જરૂરિયાતે વિજય મેળવ્યો, આ કારણથી કુટુંબનું સહુથી પ્રથમ સ્વરૂપ માતૃસત્તાક હતુ એમ તેઓ માને છે. કૃષિની ઉચ્ચ કક્ષાએ સમાજ આવ્યો અને પુરુષનું આર્થિક પ્રભુત્વ વધ્યું ત્યાર બાદ જ પિતૃસત્તાક કુટુંબપ્રકારનો જન્મ અને વિકાસ થયો, અને પુરુષનું આર્થિક પ્રભુત્વ વધ્યું ત્યાર બાદ જ પિતૃસત્તાક કુટુંબ-સ્વરૂપ ઉદ્ભવ્યુ.

માતૃત્વ અંગેની જરૂરિયાતનું મહત્ત્વ કુટુંબ-સંસ્થા માટે આપણે સ્વીકારવું જ રહ્યું પરંતુ એ જરૂરિયાતને કુટુંબની ઉત્પત્તિ માટે પ્રધાન કારણ ગણવું એ ભૂલભરેલું છે. એમાં વેસ્ટરમાર્કે કરેલી ભૂલ જ ફરી કરાય છે. કોઈ પણ રૂઢ થયેલી સામાજિક વ્યવસ્થાનાં મૂળ કોઈ એક જ નૈતિક લક્ષણમાં જોવાં એ હકીકતથી વિરુદ્ધ છે. એ માટે પુરાવો નબળો છે. દરેક કુટુંબ માતૃમૂલકમાંથી પિતૃમૂલક સ્વરૂપે વિકસ્યું છે એ બ્રિફોલ્ટનું મંતવ્ય પણ પુરવાર થયું નથી સેન્ટ્રલ ઑસ્ટ્રેલિયન કે ફિલિપાઇન નેગ્રીટો સરખી કેટલીક સાદી પ્રાથમિક જાતોમાં પણ આપણે સંકુલ પિતૃમૂલક પ્રથાઓનું અસ્તિત્વ જોઈએ છીએ, જ્યારે અમેરિકન ઇરોકયુઓસ અગર પેબ્લોસ સરખી ખૂબ વિકસેલી કોમોમાં માતૃમૂલક પ્રથા ચાલુ છે. તદુપરાંત માતૃમૂલક પ્રથા અને સ્ત્રીનું ઊંચું સ્થાન એ બે સાથે જ હોય છે એવું પણ સાબિત નથી થયુ. વેસ્ટરમાર્ક અને બ્રિફોલ્ટે ધ્યાન ખેંચેલાં કારણોનું મહત્ત્વ સ્વીકારવા મોટા ભાગના વિદ્વાનો તૈયાર થશે, પરંતુ કુટુંબની ઉત્પત્તિ માટે બન્ને દલીલો સાચો ઉકેલ આપતી નથી.

### (૩) એક જ કારણ ?

પરંતુ આજે સંશોધકોએ કુટુંબની ઉત્પત્તિ એક જ કારણમાંથી શોધવાની જૂની પ્રથાને જતી કરી છે. નૃવંશશાસ્ત્રનાં સંશોધનોએ આ વૃત્તિ નબળી બનાવી છે. કુટુંબ એક સમયે ન હતું અને બીજે સમયે વિકસી આવ્યું એવું બન્યું જ નથી. એ રીતે કુટુંબની શરૂઆત શોધવાનો યત્ન વ્યર્થ છે એમ લાગતું જાય છે. "સમાજોનો વિકાસ એક જ સીધી લીટીએ થયો નથી, પરંતુ અનેક ભિન્ન ભિન્ન દિશાઓમાં થયો છે. કુટુંબ એકાદ નૈતિક ખાસિયતમાંથી ઉત્પન્ન થયું છે એ રીતે જોતાં કુટુંબની ઉત્પત્તિ જ નથી. કુટુંબનું મૂળ એક જ સ્વરૂપ હતુ અને બીજાં સર્વ સ્વરૂપો પછી

વિકસી આવ્યાં છે એવું છે જ નહિ. વિવિધ માનવવૃત્તિઓ અને સ્વભાવની જરૂરિયાતોમાંથી ભિન્ન ભિન્ન વાતાવરણમાં વિવિધ પ્રકારની કુટુંબ સંસ્થાઓ ઊપસી આવી છે.

## કુટુંબવ્યવસ્થા—વિકાસના અનુકૂળ સંયોગો (Conditions of Growth):

આપણે જોયું તેમ કુટુંબની ઉત્પત્તિ માટે આપણે કોઈ પણ એક કારણ લઈ ઉત્તર ન આપી શકીએ. પરંતુ જે વિવિધ સંયોગો અમુક પ્રકારની કુટુંબવ્યવસ્થા માટે જવાબદાર હોય છે તેનો નિર્દેશ કરી શકીએ. આપણે પહેલાં જે બળો ઉપર કુટુંબ અવલંબન કરતું હતુ અને હજી અવલંબન કરે છે તેનો અભ્યાસ કરીએ.

## (૧) જાતીય આકર્ષણ—પ્રજનન—અર્થ (Sex, Reproduction, Economy):

જાતીય આકર્ષણ-કામવૃત્તિ તેના વ્યવસ્થિત સંતોષ માટે અને તેમાંથી વિકસતી ભયજનક હરીફાઈમાંથી બચવા માટે, માનવીને માર્ગ શોધવા ફરજ પાડે છે. આ વૃત્તિ માનવીમાં વિવિધ કક્ષાની સંવેદના અને ભેદભાવ જગાવે છે. આ મંથનોમાંથી કેટલીક લાગણીઓનું સર્જન થાય છે, જે સમાજની લોકરીતિઓમાં વણાઈ કામવૃત્તિને વ્યક્ત થવાના રાહ દર્શાવે છે અને તેની મર્યાદા પણ બાંધે છે. પ્રજનનવૃત્તિ (Reproductive or Philoprogenitive) માતામાં વધુ તીવ્ર સ્વરૂપે વ્યક્ત થાય છે. જોકે જાતીય અભિમાન, પરાક્રમ, નામ કે મિલકતને વારસામાં ઉતારવાની ઇચ્છા અગર વંશજોને પોતાની સાથે કે પોતાને માટે કામે લગાડવા અગર વૃદ્ધાવસ્થામાં પોતાનું પોષણ કરે એ ભાવના વગેરે સામાજિક ગણતરીઓથી આ વૃત્તિ પુરુષમા પણ જાગ્રત થાય છે. આ ગણતરીઓ ઉપરાંત જાતીય જીવનથી ઊપજતા પ્રશ્નો માટે પણ કુટુંબ જ સહુથી સરળ સાધન બને છે. જાતીય સંબંધથી સંકળાયેલી વ્યક્તિઓને નૈતિક અને માનસિક તત્ત્વો ઉપરાંત આર્થિક જરૂરિયાતો સંતોષવા પણ સ્થિર સંબંધ બાંધવા જરૂર હોય છે. પુરુષની માફક જ જાતીય સંબંધને લગતા કાર્ય ઉપરાંત સ્ત્રી પણ કુટુંબમાં આર્થિક કાર્ય—ઘરમાં કે ઘરબાર—કરતી હોય છે. કામ, પ્રજનન અને અર્થ એ ત્રણ તત્ત્વોની વિવિધ પ્રમાણમાં થતી પ્રક્રિયા દરેક પ્રકારની કુટુંબવ્યવસ્થામાં જોવા મળે છે.

## (૨) સમૂહની જીવનનિર્વાહ પરિસ્થિતિ અને કુટુંબના સ્વરૂપમાં વિવિધતા :

દરેક કુટુંબ ઉપર દર્શાવેલાં ત્રણ તત્ત્વો ઉપર રચાયુ છે એ ખરું, પરંતુ વિવિધ સમાજોમાં તે કયુ સ્વરૂપ લેશે એ તો તે સમાજોની સામાજિક અને આર્થિક પરિસ્થિતિ ઉપર આધાર રાખે છે. આપણે જાતીય તત્ત્વ અગર પ્રજનનશક્તિને સહજવૃત્તિઓ (Instincts) માનીએ તો પણ તે શક્તિ એક જ સ્વરૂપે, એક જ ઢબે દરેક સમાજમાં વ્યક્ત થતી નથી તે શક્તિઓ જે નૈતિક પરિસ્થિતિમાં વ્યક્ત થાય છે તે પણ સામાજિક અને આર્થિક અસરોથી ઘડાય છે "સ્ત્રી અને પુરુષ"નું કુદરતી રીતે રહેવું જોઈતું પ્રમાણ પણ "બાળહત્યા" (Infanticide) કે યુદ્ધ સરખી સામાજિક ઘટનાની અસર તળે આવે છે કુટુંબજીવન વણી લેતી આર્થિક સ્થિતિમાં પણ ખૂબ જ ફેર હોય છે. શિકારી અગર ભટકતું (nomadic) જીવન સ્ત્રી (અગર પુરુષ)ને, કૃષિજીવન કે વર્તમાન ઔદ્યોગિક જીવન કરતાં જુદા પ્રકારની કામગીરી અને ફરજોની જવાબદારીમાં મૂકે છે. પુરુષ અને સ્ત્રીની પરિસ્થિતિ બીજા કારણોથી પણ બદલાય છે. ગુલામોનું અસ્તિત્વ (ગોરી સ્ત્રીઓના કાર્યક્ષેત્ર અને માનસ ઉપર આ પ્રથાની દક્ષિણ અમેરિકન રાજ્યોમાં ખૂબ જ ઘેરી અસર છે) પ્રજાની લડાયક અને શાન્તિપ્રિય પ્રણાલિકા, ધર્ષણ અગર જીત, પ્રજાના સંપર્ક અગર સસ્કારોની આપ-લે, આ સર્વ ઘટનાઓની કુટુંબના સ્વરૂપ ઉપર ખૂબ જ ગહન અસર હોય છે. નૃવંશશાસ્ત્રીઓએ વિસ્તારપૂર્વક પુરવાર કર્યું છે કે જાતીય અને કુટુબસબધોનું નિયમન કરતા રિવાજો અને પ્રથાઓ મનુષ્યસ્વભાવની મૂળ વૃત્તિઓ અગર જરૂરિયાતોના સીધા પ્રાદુર્ભાવ તરીકે વિકસી આવતાં નથી પરંતુ જીવનને ઘડતી પરિસ્થિતિથી પ્રભાવિત થઈ સ્વરૂપ ધારણ કરે છે

આ દૃષ્ટિએ જોતાં આપણને અનેક વિચિત્ર લાગતી ઘટનાઓ સમજતાં વાર નહિ લાગે. તિબેટનો દાખલો લઈએ. ત્યા ગરીબ જનતામાં બહુપતિત્વની પ્રથા છે જ્યારે પ્રમાણમાં સુખી આર્થિક થરોમાં એકપત્નીત્વની પ્રથા છે અને સમૃદ્ધ જમીનદારો અને ઠાકોરોમાં અનેકપત્નીત્વની પ્રથા છે. આવી વિવિધતાનાં આર્થિક કારણો બહુ જ સ્પષ્ટપણે જણાઈ આવે છે. તિબેટની ખેતીલાયક જમીનનો મોટો ભાગ મોટા જમીનદારોના કબજામાં છે આથી ગરીબ પ્રજાને ભાગે જમીનના નાના નાના ટુકડાઓ જ રહેલા હોય છે. વારસામાં આના પણ વધુ બારીક

ટુકડા ન થાય એ માટે બધા ભાઈઓ એક જ સ્ત્રી સાથે લગ્ન કરે છે. આ બહુપતિત્વની પ્રથા કુટુંબને સહેજ સ્થિરતા આપે છે અને વારસામાં જમીનને એક જ કુટુંબમાં જ રાખી તેના ટુકડા થતા અટકાવે છે. આ દષ્ટાંત આપણને આર્થિક બળોની અસર સ્પષ્ટપણે દર્શાવે છે. બહુ-પત્નીત્વની પ્રથા ખૂબ જ ખર્ચાળ અને મોંઘી છે. ઉમરાવ કુટુંબો જ એને અપનાવી શકે. આથી જ ગ્રીનલેન્ડ કે એસ્કિમો કે મુસ્લિમોના પણ થોડા પુરુષો જ અનેક પત્નીનો ખર્ચાળ રસાલો માણી શકે છે. જોકે આનો અર્થ એમ નથી કે બહુપત્નીત્વની પ્રથા હમેશ જ ઊંચી આર્થિક પરિસ્થિતિ ઉપર આધાર રાખે છે. આ દષ્ટાંતથી આપણે એમ પણ માનવાની ભૂલ ન કરવી જોઈએ કે આર્થિક પરિસ્થિતિ જ કુટુંબના સ્વરૂપને સીધી રીતે ઘડે (Determines) છે. આર્થિક બળોની અસર છે જ, પરંતુ દરેક સામાજિક ઘડતરના સ્વરૂપની માફક કુટુંબવ્યવસ્થાનું સ્વરૂપ પણ જીવનનાં અનેક બળો અને મનુષ્યની વિવિધ જરૂરિયાતોની સંયુક્ત પ્રક્રિયામાંથી વિકસે છે.

### માતૃમૂલક અને પિતૃસત્તાક કુટુંબપ્રકારો:

કુટુંબવ્યવસ્થાએ ધારણ કરેલાં અનેક સ્વરૂપોમાં માતૃમૂલક અને પિતૃસત્તાક કુટુંબપ્રકારો બહુ જ સ્પષ્ટપણે દેખાઈ આવે છે. બીજા પ્રકારો પણ માનવ-ઇતિહાસમાં દેખાય છે. વર્તમાન વિભક્ત કુટુંબનો ભાસ આપતાં કુટુંબસ્વરૂપોની પણ ઇતિહાસમાં ઝાંખી થાય છે. પરંતુ મોટા ભાગના કુટુંબપ્રકારો માતૃમૂલક અને પિતૃસત્તાક કે બેના મિશ્રણનાં વિવિધ સ્વરૂપો તરીકે જ દેખાય છે. આપણે આ બે મુખ્ય સ્વરૂપોનાં લક્ષણોનો અભ્યાસ કરીએ.

#### (૧) માતૃમૂલક કુટુંબ:

માતૃસત્તાક એટલે એવું માતૃમૂલક કુટુંબ કે જેમાં સત્તા પત્ની અગર માતામાં કેન્દ્રિત થઈ હોય. અમેરિકન ઇરોક્વોસ (Iroquois) "બ્યાનકોટસ" એસ્કિમો અને કેટલીક આફ્રિકન જાતિઓમાં આપણે સ્ત્રીઓને અમુક પ્રકારની સત્તા ભોગવતી જોઈએ છીએ. તે છતાં પણ હવે વિદ્વાનોમાં એવી શંકા ઊપજવા માંડી છે કે માતૃકેન્દ્રિત સત્તાવાળું માતૃસત્તાક કુટુંબ ખરેખર હશે ખરું? સ્ત્રીના હાથમાં સત્તા હોવી એ માતૃસત્તાક યુગને સાબિત કરતું નથી. સોળમી સદીના પિતૃસત્તાક યુગમાં પણ રાણી ઇલિઝાબેથ સરખી

સ્ત્રીઓ સત્તા ભોગવતી હતી એટલું જ નહિ, પણ તે પહેલાં અને પછી પણ આપણને કેટલાયે પિતૃસત્તાક સમાજોમાં કોઈ કોઈ સ્ત્રીને સત્તા અનુભવતી જોઈએ છીએ

આ કારણે હવે જે જે કુટુંબવ્યવસ્થામાં હોદ્દો, નામ કે ઘણી વાર વારસો સ્ત્રીના વંશજમાં ઊતરે છે તેને માતૃસત્તાકને બદલે માતૃમૂલક કુટુંબવ્યવસ્થા તરીકે આપણે ઓળખીએ છીએ. આ પ્રકારની કુટુંબવ્યવસ્થાનાં લક્ષણો નીચે પ્રમાણે છે:

(૧) **વંશજ (Descent)**: પિતાને બદલે માતા દ્વારા વંશગણતરી થાય છે. આને માતૃવંશીય પ્રથા કહેવામાં આવે છે.

(૨) **મોટે ભાગે માતૃવંશીય પ્રથા માતૃમૂલક રહેવાસ સાથે સંકળાયેલી હોય છે.** આ વ્યવસ્થામાં બાળકોનો ઉછેર પત્નીના પિયરના રહેવાસમાં થાય છે બાળકોના નિવાસસ્થાનમાં પતિની સ્થિતિ ગૌણ અને વિશિષ્ટ મળવા આવનાર સરખીજ બની રહે છે (જોકે આ જ પુરુષનું પોતાની બહેનના ઘરમાં બહુજ અગત્યનું સ્થાન હોય છે).

(૩) **આ પ્રકારની કુટુંબવ્યવસ્થામાં સત્તા પિતાના હાથમાં નહિ પરંતુ માતાના કોઈ સગાના હાથમાં કેન્દ્રિત થયેલી હોય છે.** મલાયા ટાપુ કે "આમોહા" ઇન્ડિયન્સ સરખી પ્રજાઓમાં બાળકો ઉપર અધિકાર સહુથી મોટા મામાનો હોય છે. ઘણી વાર લેબ્રેડર ટાપુઓની જાતિઓની માફક સત્તા નાના (માના બાપ)ના હાથમાં હોય છે.

(૪) **માતૃવ્યવસ્થા લોહીના સંબંધીઓ (Kin-group "Consagunine family")**ને વધુ સંગઠિત કરે છે. પરંતુ લગ્નથી સંકળાયેલા સંબંધીઓ વચ્ચેની નિકટતા ઓછી કરે છે બહિર્લગ્નીય લગ્નપ્રથા કે જેમાં એક ટોળું (Tribe) જુદાં જુદાં આંતરલગ્ન કરતાં જૂથોનું બનેલું હોય છે, તેની સાથે માતૃવ્યવસ્થા સંકળાયેલી લાગે છે.

માતૃકુટુંબ સંસ્થા જગતના જુદા જુદા ભાગોમાં પ્રવર્તે છે આમાં પુરુષ-પતિનું સામાજિક કાર્ય ગૌણ હોવાથી આ પ્રથાને ઘણા વિદ્વાનોએ પિતૃત્વના મૂળ અજ્ઞાન સાથે સાંકળવાનો પ્રયત્ન કર્યો છે. ટ્રોબ્રિયન્ડ ટાપુઓના નિવાસીઓમાં એવી માન્યતા છે કે કુમારી ગર્ભવતી ન થઈ શકે, પરંતુ ગર્ભાધાન હોય તો તે દૈવી તત્ત્વોને લીધે જ છે એમ માન્યતા છે. પરંતુ માતૃવંશીય પ્રથા જે આ સમાજમાં છે તે એવા પણ ઘણા સમાજોમાં જોવા મળે છે, જ્યાં પિતૃત્વ વિષેનો સ્પષ્ટ ખ્યાલ જનતાને હોય છે ઘણી જગાએ તો પિતૃવંશીય પ્રથાને માતૃવંશીય પ્રથામાં ફેરવવાના પણ સફળ

પ્રચલિત થયા છે માતૃમૂલક કુટુંબવ્યવસ્થા પ્રાથમિક પ્રજાઓમાં વધુ પ્રચલિત છે એ નિ:શંક છે. પરંતુ તેની ઉત્પત્તિ પિતૃત્વના અજ્ઞાનની એક આગલી ભૂમિકામાંથી થઈ છે એવું સાબિત કરવાને આપણી પાસે કાંઈ પણ પુરાવો નથી.

## (૨) પિતૃસત્તાક કુટુંબવ્યવસ્થા:

પ્રાચીન સંસ્કૃતિઓમાં અને મધ્યકાલીન સામંતશાહી સમાજમાં પિતૃસત્તાક કુટુંબવ્યવસ્થા પ્રચલિત હતી આ કારણથી તે વધુ બારીક અભ્યાસ માગે છે મિલ્કતનો વિકાસ, ખેતીનો ઉદ્‌ભવ, સત્તાનું કેન્દ્રીકરણ અને વર્તમાન સમાજની ખાસિયત સરખા કાર્યનું વિસ્તૃત વિભાગીકરણ આ પિતૃસત્તાક સિદ્ધાંત સાથે વધુ અનુરૂપ હતું આ સર્વ બાબતો ઘણે અંશે માતૃમૂલક સંસ્થા ઉપર પિતૃસત્તાક સિદ્ધાંતના વિજય માટે જવાબદાર હતા પિતૃસત્તાક સિદ્ધાંત કૌટુંબિક ઘનિષ્ટતા માટે પણ વધુ અનુકૂળ હતો, કારણ માતૃવ્યવસ્થા માફક અહીંયા પિતા અને લગ્નસંબંધી સગાઓના સંબંધીઓ વચ્ચે કાર્યવિભાજનની યોજના ન હતી માતૃવ્યવસ્થામાં સમાજ કુટુંબોમાંથી વિકસી આવેલા વિસ્તૃત લોહી સંબંધીઓના જૂથોનો બનેલો હોય છે એ આપણે જોયું

પિતૃસત્તાક કુટુંબવ્યવસ્થા ઘણા સ્વરૂપો ધારણ કરે છે સંસ્કૃતિઓના ઇતિહાસમાં પિતૃસત્તાક કુટુંબ જુદી જુદી પરિસ્થિતિમાં કલ્પિત થાય છે પિતૃસત્તાક વ્યવસ્થામાં કુટુંબ ખૂબ જ ઘનિષ્ટ સંબંધોથી વણાયેલું હોય છે આ વ્યવસ્થામાં સર્વ સત્તા પિતૃપક્ષે કેન્દ્રિત થઈ હોય છે કેટલીક વખતે તે "સંયુક્ત કુટુંબ"ના વિભાગ તરીકે વ્યક્ત થાય છે, જ્યાં પિતા, માતા, અને તેમના પુત્રોના કુટુંબનું એક જ ઘરબાર બને છે કેટલીક વખત આ રહેવાસમાં જૂના ચીનના સમૃદ્ધ કુટુંબોની માફક પરિણીત સ્ત્રી ઉપરાંત રખાતનો પણ સમાવેશ થતો કેટલીક વખત તે (Stem family) એક જ પુત્ર-પરિવાર સાથે રહેતા કુટુંબનું સ્વરૂપ ધારણ કરે છે આમાં પિતાના કુટુંબની સાથે ફક્ત એક જ પુત્રનો પરિવાર એક જ રહેવાસમાં રહેતો કેટલીક વખત આ વિસ્તૃત કુટુંબસ્વરૂપોમાં મિલ્કતની સામુદાયિક માલિકીના ઉપભોગ સાથે હોય છે આ પ્રથા આપણે કાલીલી (Kaliyli) નામની પ્રજામાં સ્પષ્ટપણે જોઈ શકીએ છીએ આ પ્રજામાં વૈયક્તિક કુટુંબો સામુદાયિક વાડાની આજુબાજુ વસવાટ કરે છે, સહિયારી મિલકત ભોગવે છે, કૂવાનો પણ સંયુક્ત ઉપભોગ કરે છે ત્યાં આખું જૂથ કુટુંબોના સહુથી વડા પુરુષ અગર દાદાની સત્તા

નીચે રહેતું હોય છે. ભારતનાં ગામડાંઓમાં પણ આ પ્રકાર સ્પષ્ટપણે દેખાતો.

પિતૃસત્તાક શબ્દ જ કુટુંબના પિતાની સત્તાનું સૂચન કરે છે. કુટુંબનાં ધાર્મિક કાર્યોમાં એ આગવો ભાગ લે છે. કુલદેવતાઓનો એ રક્ષક હોય છે. જૂના ચીની સમાજમાં તો પિતૃપૂજાએ જ ધર્મનું સ્વરૂપ લઈ લીધું હતું ધર્મકાર્યની સર્વ જવાબદારી કુટુંબના પુરુષ વડાની જ હોય છે. જૂના ચીની સમાજમાં તો ત્રણ પ્રકારની આજ્ઞાનું પાલન કરવાનું હતું. પહેલાં માતાપિતાની, પછી પતિની અને ત્યાર બાદ વિધવા હોય તો પુત્રની. વિકસિત પિતૃસત્તાક વ્યવસ્થામાં તો કુટુંબનો વડો રાજ્યનો પણ પ્રતિનિધિ બનતો હતો. તેમનાં મંડળ "પેટ્રે" (Patres) નામે ઓળખાતાં. સેનેટનો અર્થ પણ વડાઓની સમિતિ જ થાય. "જગત્પિતા" (City father)ના નામે સુધરાઈના સભ્યોને હજી પણ કેટલેક સ્થળે આપણે સંબોધીએ છીએ.

કુટુંબના વડાની કુટુંબનાં નાનાંમોટાં બાળકો ઉપરની સત્તા ઘણી વાર અમર્યાદિત હતી. પ્રાચીન પેલેસ્ટાઈનમાં કુટુંબનો વડો પોતાની પુત્રીને વેચી પણ શકતો પ્રાચીન રોમમાં "પેટ્રીઆ પોટેસ્ટાસ" શબ્દનો અર્થ જ એ થતો કે 'જીવન મરણની સત્તા'. સિદ્ધાંતમાં સ્ત્રીની સ્થિતિ તદ્દન ગુલામ (Complete Subordination) સરખી હતી. તેને મિલકતની માલિકી ભોગવવાનો હક ન હતો. પતિની વિરુદ્ધ અદાલતોમાં તેને ખડા થવાનો હક ન હતો. પ્રાચીન રોમનોમાં, યહૂદીઓમાં, ચીનીઓમાં પતિ પત્નીને તલ્લાક આપી શકે પરંતુ સ્ત્રીને લગ્નવિચ્છેદનો હક ન હતો.

પિતૃસત્તાક કુટુંબવ્યવસ્થાના પાયા પર રચાયેલી ઘણી વિકસિત સંસ્કૃતિઓમાં ક્વચિત્ કોઈ નારી રાજ્યકર્તા કે કલાકાર તરીકે ખ્યાતિ પામતી. પરંતુ આ અપવાદરૂપે જ હતું; કારણ કે સ્ત્રીઓ ઘરકામ સિવાય ભાગ્યે જ કોઈ પણ પ્રકારની સામાન્ય કેળવણી મેળવતી. તે ભાગ્યે જ જાહેર જીવનમાં ભાગ લેતી. પ્રાચીન ગ્રીસના એથેન્સ નગરમાં પત્ની અને પુત્રીઓ ઘરમાં સ્ત્રીઓ માટે રાખેલા અલગ ભાગમાં જ પોતાનું જીવન પસાર કરતી. પતિની પરવાનગી વગર તે બહાર પણ જઈ શકતી ન હતી.

# ૩

# પિતૃસત્તાક કુટુંબમાંથી વર્તમાન કુટુંબમાં પરિવર્તન

## (FROM THE PATRIARCHAL TO THE MODERN FAMILY)

### લુપ્ત થતું પિતૃસત્તાક કુટુંબ :

પશ્ચિમમાં સામંત યુગના વારસા સમું પિતૃસત્તાક કુટુંબ નવાં સામાજિક અને આર્થિક બળોના પ્રહારોથી તૂટવા માંડયું છે. એ કુટુંબ-વ્યવસ્થાનાં ઘણાં તત્ત્વો ઓગણીસમી સદીમાં જળવાઈ રહ્યાં હતા; વર્તમાન યુગમાં પણ હજી તેના કેટલાક અવશેષો જળવાઈ રહ્યા છે. પિતૃસત્તાક કુટુંબના તત્ત્વો હજી પણ ઓછા વિકસિત પ્રદેશોમાં ટકી રહેલા જોવામા આવે છે. એટલુ જ નહિ, પણ વૈયક્તિક વર્તમાન કુટુંબ પણ પિતૃસત્તાક કુટુબના કેટલાક તત્ત્વોને તદ્દન જ દૂર કરી શકયુ નથી. આપણે આ પરિવર્તન અને લુપ્ત થતા જતા પિતૃસત્તાક કુટુંબના ટકી રહેવા માટેના પ્રયત્નોનો ઇતિહાસ તપાસીએ.

### (૧) ઇંગ્લૅંડ અને અમેરિકામાં પિતૃસત્તાક કુટુંબનુ અઢારમી સદીમાં વર્ચસ્ :

અઢારમી સદીમા ઇગ્લેંડમાં સ્ત્રીઓને માટે કોઈ પણ ધધો અગર સામાજિક કે રાજકીય ક્ષેત્રમાં અધિકારના સ્થાનો ખુલ્લાં ન હતાં. કોઈક વખત તે મહારાણી બની શકતી, પરંતુ તે પણ બીજા કારણે. સ્ત્રીને કોઈ પણ જાતના મિલકતના હક ન હતા. લગ્ન વખતે મળેલુ પ્હેલુ જે તેની મિલકત ગણાતુ તે પણ તેને પતિના મૃત્યુ પછી મળતુ. લગ્ન થતાં તેની મિલકત પતિના કબજામા જતી. પોતે કરેલી, પોતાની મજૂરીની કમાણી ઉપર પણ પતિનો હક રહેતો કાયદામાં પણ ગમે તે ઉમરની સ્ત્રીને "સગીર" (Minor) ગણવામા આવતી. કુટુંબ પણ પતિની માલિકીનુ અને પતિની દેખરેખ નીચે ચાલતુ આર્થિક એકમ ગણાતુ. ઘરકામમાં પણ પત્ની દરેક પ્રકારની પ્રવૃત્તિઓમા પોતાનો ફાળો આપતી. જોકે આમાંની ઘણી પ્રવૃત્તિઓ હવે બહારની સંસ્થાઓએ ઉપાડી લીધી છે.

અમેરિકામાં પણ આ જ પરિસ્થિતિ હતી. તે વખતનો કાયદો પત્નીએ પતિની આજ્ઞામાં રહેવું અને તેની જ સેવા કરવી એમ ફરમાવતો હતો. અમેરિકાના દક્ષિણ વિભાગમાં સ્ત્રીઓની અછતને લીધે અને ગુલામો ઘણુંખરું કામ ઉપાડી લેતા હોવાથી ગોરી સ્ત્રીનો દરજ્જો સહેજ સારો હતો પરંતુ ત્યાં પણ ધીરે ધીરે પ્રૉટેસ્ટંટ ધર્મના પ્યુરિટન વિચારોનું પ્રભુત્વ જામતાં તેમની સ્થિતિ હતી તેના કરતાં નીચી પડી હતી. કેટલાંક રાજ્યોમાં તો પિતૃસત્તાક કુટુંબના પ્રાચીન રોમન સામ્રાજ્યના સમયમાં જે હકો કુટુંબના વડાને હતા તે હકો પણ ફરી વિકસી આવ્યા. વિરોધ કરનાર કુટુંબીજનને દેહાંતદંડ પણ આપવાની સત્તા કુટુંબના વડાને આપવામાં આવી હતી. પ્રૉટેસ્ટંટ ધર્મના કૅલ્વીન સંપ્રદાયના વડાઓએ તો કુટુંબની જૂની પિતૃસત્તાક પ્રથાને ટકાવવા પોતાની ઇન્ક્વિઝિશન (Inquisition)ની પ્રથા પણ અજમાવી હતી અને પરપુરુષ સાથે જાતીય સંબંધ બાંધનાર પરિણીત સ્ત્રીને દેહાંતદંડ જ દેવામાં આવતો. કાયદાની આ સખતાઈ ધીરે ધીરે અઢારમી સદીના અંતમાં સહેજ ઢીલી પડવા માંડી હતી. પરંતુ ઓગણીસમી સદીનાં નવાં આર્થિક બળોના પ્રત્યાઘાત કુટુંબ ઉપર નહોતા પડ્યા ત્યાં સુધી, એટલે અઢારમી સદીના અંત સુધી, તો સ્ત્રીની ગુલામીના પાયા ઉપર રચાયેલું અને કુટુંબના પુરુષ વડાની સત્તા નીચે નિયંત્રિત પિતૃસત્તાક કુટુંબ ચાલુ જ રહ્યું હતું.

## (૨) સ્ત્રીનું સમાજમાં સ્થાન :

અઢારમી સદીના અંતથી કુટુંબવ્યવસ્થામાં થયેલા અદ્ભુત પરિવર્તનનો પુરાવો આપણને સ્ત્રી તરફનાં અઢારમી સદી સુધીનાં વલણો અને અત્યારનાં વલણો વચ્ચેના તફાવતોમાં મળશે. ઇરેઝમસ ડાર્વિન નામના પ્રખ્યાત વૈજ્ઞાનિકે જૂનાં પિતૃસત્તાક વ્યવસ્થા સમયનાં સ્ત્રી તરફનાં વલણોનું સુંદર રેખાચિત્ર નીચેના શબ્દોમાં આપ્યું છે :

"સ્ત્રી સ્વભાવે નમ્ર, નમણી અને સૌમ્ય હોવી જોઈએ. તેણે ભભકભર્યો અને સ્પષ્ટ બહાદુરીભર્યો સ્વભાવ વિકસાવવો જોઈએ નહિ. કોઈ પણ ક્ષેત્રમાં બહુ જ પ્રતિષ્ઠા તરુણ સ્ત્રીની સૌમ્યતા અને તેની નમ્રતાને હાનિકારક છે. સ્ત્રીએ પોતાનું વ્યક્તિત્વ લુપ્ત કરી નાખવાનો, પતિને અનુકૂળ થવાનો અને શરમાળ વૃત્તિઓ વિકસાવતી મનોવૃત્તિઓ ખીલવવાનો પ્રયત્ન કરવો જોઈએ. તેણે જેમ વાળે તેમ વળવાની સરળતા વિકસાવવી જોઈએ. ખૂબ જ દક્ષતા અગર મક્કમપણું તેને વહાલ–સ્નેહથી વિમુક્ત કરશે. વખતે પ્રશંસા ઉપજાવે તો પણ સ્ત્રી તો વહાલનું, સ્નેહનું, કુમળું,

વળે એવું, નમણું સૌમ્ય, શરમાળ તત્ત્વ છે. તેમાં જ તેનું સાચું રહસ્ય છે, તેનું ચારિત્ર્ય છે."

ફ્રેંચ ક્રાંતિનો પ્રણેતા રૂસો પણ માનતો કે સ્ત્રીનુ મુખ્ય કાર્ય તો "પુરુષને રાજી રાખવાનું જ છે". આ સાથે ઈ. સ. ૧૭૯૧માં મેરી વુલસ્ટોનક્રેફ્ટ નામની વિદુષીએ "A Vindication of the Rights of Woman" નામનું પુસ્તક પ્રસિદ્ધ કર્યું હતુ. આ પુસ્તકમાં કરેલી માગણીઓ અત્યારની દષ્ટિએ ખૂબ જ સામાન્ય લાગે છે. પરંતુ તે સમયમાં આ પુસ્તકે ખૂબ જ ચર્ચા જગાવી હતી અને તે વખતની પ્રચલિત સામાજિક નીતિને માટે આ પુસ્તક ભયપ્રદ છે એમ પણ માનવામાં આવતું.

પરંતુ આવા અપવાદ બાદ કરતાં રૂસો સરખા ક્રાંતિકારી સિદ્ધાંતવાદી પણ સ્ત્રી સંબંધી આવા પ્રત્યાઘાતી વિચારો ધરાવતા અને સ્ત્રીને પુરુષના રમકડા તરીકે જ ગણતા. એ ઘટના જ તે સમયનું સ્ત્રી તરફનું માનસ કેવું હતું તે સૂચવે છે.

## પિતૃસત્તાક કુટુંબવ્યવસ્થાના પાયા ઢીલા થાય છે (Crumbling of the Patriarchal Foundations):

જોકે અઢારમી સદીની આખરમાં પણ સ્ત્રી-વિરોધી પિતૃસત્તાક માનસ પ્રચલિત હતું છતાં પણ અમેરિકા અને ઇંગ્લૅંડમાં આ માનસને ટકાવી રાખતી ભૂમિકા ઉપર ઠીકઠીક ફટકાઓ પડવા માંડ્યા હતા. એક તરફ નવાં આર્થિક બળો, કુટુંબને આર્થિક એકમ તરીકે તોડી રહ્યાં હતાં. આ આર્થિક ક્રાંતિએ કુટુંબના કાર્યના ક્ષેત્રમાં મૂળભૂત પરિવર્તન આણ્યું; ધંધાને સ્વયંસંપૂર્ણ કુટુંબમર્યાદામાંથી દૂર કરી, પિતૃસત્તાક કુટુંબના ધંધા અને કાર્યક્ષેત્રની મુખ્ય ભૂમિકાને જ, તેના પાયારૂપ વ્યવસાયને જ તોડી નાખવાનું પગલું ભર્યું; અને આ રીતે પિતૃસત્તાક વલણો અને નિયંત્રણોની આખી ભૂમિકા જ દૂર કરવા માંડી.

બીજી તરફ સમાજમાં સામાજિક અને સાંસ્કારિક વાતાવરણમાં નવી હવા ફેલાવા માંડી. એ હવામાં પિતૃસત્તાક વ્યવસ્થાનાં વલણો અને અધિકારો અઘટિત છે, સામાજિક જીવન-સિદ્ધાંતોથી વિરુદ્ધ છે અને સારી સમાજ-રચનાના ઘડતર માટે પ્રતિકૂળ છે એવું માનસ સર્જાવા લાગ્યું.

આ બન્ને બળોએ કેવી રીતે પિતૃસત્તાક કુટુંબવ્યવસ્થાના પાયા હચમચાવ્યા તેનું સહેજ વર્ણન કરીએ. બદલાતી સાંસ્કૃતિક હવાનું પહેલાં વર્ણન કરીએ.

## (૧) આપખુદ સત્તાના પાયા ઉપર રચાયેલી લોકનીતિની પડતી (Decline of the Authoritarian Mores):

સામંતશાહી યુગની સમાજરચના અને તે સમયના ધાર્મિક ખ્યાલોમાંથી વિકસેલી અધિકારશાહીથી રંગેલી લોકનીતિ પિતૃસત્તાક, અસમાન, વડાની આપખુદીના પાયા ઉપર રચાયેલી કુટુંબની એકતાને ટકાવવામાં ખૂબ જ મદદરૂપ થતી એટલું જ નહિ, પણ આ આપખુદીના પાયા ઉપર રચાયેલી લોકનીતિ આ કુટુંબરચનાને મજબૂત બનાવવામાં પણ ખૂબ જ સહાય આપતી હતી રજવાડી માનસ રાજ્ય, ધર્મ, વર્ગથી માંડી કુટુંબ સુધી સર્વ સંસ્થાઓ અને જૂથરચનાઓને રંગતુ હતુ તેજ પ્રમાણે ધાર્મિક સંપ્રદાયોના મૂલ્યો પણ આ જ પિતૃસત્તા, આપખુદીભરી કુટુંબરચનાને ટકાવવામા મદદ કરતા ધાર્મિક સંપ્રદાયો કુટુંબમા શિસ્ત અને મોટાના આજ્ઞાપાલન ઉપર આગ્રહ રાખતા આ સંપ્રદાયોની લગ્નની ભાવના અને લગ્નની વિધિમા પણ 'સ્ત્રીનુ સમાજમા સ્થાન નીચુ છે, આજ્ઞાપાલનનુ છે' તે જ ભૂમિકા રહેતી

"હું હમેશા આજ્ઞાંકિત રહીશ", "હું તમારે તાબે રહીશ" સરખા લગ્નવિધિમા સ્ત્રીએ લેવાના શપથ પિતૃસત્તાક કુટુંબની પાછળનાં સત્તાધારી આપખુદ માનસને જ પોષતા ફક્ત સ્ત્રીને માટે સખતાઈથી પળાવવામા આવતા શિયળના નિયમો તેમ જ પરપુરુષ સાથેના જાતીય સંબંધને સખત શિક્ષા ફરમાવતા કાનૂનો પણ આ જ પિતૃસત્તાક માનસને અને એ માનસ ઉપર રચાયેલા કુટુંબને મજબૂત કરવામા મદદરૂપ બની રહેતા હતા

સામંતશાહી—રજવાડી—લશ્કરી સિદ્ધાંત આખા સમાજને સંયોજિત કરતો હતો આ સિદ્ધાન્ત જ અસમાનતા, સત્તા અને અધિકારની ભૂમિકા ઉપર રચાયો હોઈ તે સર્વ વલણોને પોષતો હતો આ સિદ્ધાંત અનુસાર ત્રણ સામાજિક પ્રવૃત્તિઓ ખૂબ જ પ્રતિષ્ઠિત હતી ધાર્મિક, જમીનદારી અને યુદ્ધ–લશ્કરી પાદરી, સામંત અને યોદ્ધો એ ત્રણ સમાજમા પૂજ્ય અને પ્રતિષ્ઠિત ગણાતા આ ત્રણે પ્રવૃત્તિઓ સ્ત્રીઓ માટે પ્રતિબંધિત હતી અને આ પ્રતિબંધને લીધે આ ત્રણે પ્રવૃત્તિઓને પૂજવાનુ માનસ પુરુષ પૂજાની ભાવનાને વિકસાવતુ અને સ્ત્રીનું સ્થાન નીચુ પાડવામાં ખૂબ જ મદદરૂપ બનતુ

અઢારમી સદીની આખરમા અને ઓગણીસમી સદીની શરૂઆતથી જ આ સામંતશાહી—રજવાડી—આપખુદ અધિકારની ભાવના ઉપર રચાયેલી લોકનીતિનું માનસ રાજકારણ અને ધર્મમાંથી ધીરે ધીરે ખસવા માંડ્યુ

આ માનસ નબળું પડતાં પિતૃસત્તાક કુટુંબને ટકાવી રાખતી ભૂમિકાને પણ પ્રહાર પડવા માંડયા.

સામંતશાહી વિચારોને બદલે લોકશાહી વિચારો ધીમે ધીમે પ્રચાર પામવા માંડયા. આ વિચારોએ આખા સામાજિક સંબંધોની ભૂમિકામાં મૂળભૂત પરિવર્તનો આણવા માંડયાં. લોકનીતિની કલ્પનામાં ક્રાંતિકારી ફેરફારો કરવા માંડયા. કુટુંબ, વર્ગ અને અસમાન શ્રેણીઓ કે સ્ત્રીપુરુષની અસમાનતાની ભૂમિકાને બદલે વ્યક્તિની, નાગરિકની સમાનતાની ભૂમિકા ઉપર સામાજિક સંબંધો રચાવા જોઈએ એવું માનસ ધીરે ધીરે પ્રસરતું ગયું. આ માનસ અનેક ઘટનાઓમાં વ્યક્ત થવા માંડયું.

નાગરિકતા (Citizenship) પહેલાં કુટુંબના બિલ્લા (Badge of the Family) તરીકે લેખાતી. હવે તે વ્યક્તિના, નાગરિકના હક (Right of the Citizen) તરીકે મનાવા માંડી. પહેલાં આ નાગરિકતા અમુક જ કુટુંબોનો ઇજારો (Monopoly of Patrician Families) હતી. હવે તે નાગરિકતા થોડાં કુટુંબોના ઇજારા તરીકે ન રહી પણ દરેક નાગરિકને પ્રાપ્ય હક તરીકે વિકસી આવી.

પલટાતી લોકશાહીની ભૂમિકા ઉપર વિકસતી રાજસત્તાએ હવે નવાં કાર્યો શરૂ કર્યાં. તેણે અદાલતો સ્થાપી, પોતાની અદાલતો દ્વારા ન્યાય આપવાનો પ્રબંધ કર્યો. કુટુંબના વડાની પત્ની અને બાળકો ઉપરની સત્તા ઉપર અને સજા કરવાના અધિકાર ઉપર મર્યાદા મૂકી. આમ અદાલત દ્વારા જ શિક્ષા કરવાના નવા સિદ્ધાંતે પિતાની, પતિની—ટૂંકમાં કુટુંબના વડાની— સજા

અને રિવાજો ઈશ્વરપ્રેરિત હોઈ અતિ પવિત્ર છે, જેનું ઉલ્લંઘન પાપ છે, એ પ્રકારની ભાવનાઓ પણ ઓછી થવા માંડી છે ધાર્મિક ભાવોથી રંગાયેલા કેટલાક — કૌટુંબિક વફાદારી, વડાની આજ્ઞાનું પાલન, પવિત્ર બંધન વગેરે શબ્દોમાં વ્યક્ત થતા — મૂલ્યોના અર્થમાં પણ હવે ફેર પડવા માંડ્યો આ રીતે ધર્મ દ્વારા પોષિત પિતૃસત્તાક કુટુંબની લાગણીઓ પણ નબળી પડવા માંડી છે.

લગ્ન કરનાર વ્યક્તિઓના પરસ્પર સંબંધ બાંધવાની ભૂમિકામાં પણ પલટો આવ્યો

વર કે વધૂની પસંદગી હવે વડાઓની આજ્ઞા મુજબ કે તેમના નક્કી કર્યા મુજબ નહિ, પરંતુ લગ્ન સંબંધે જોડાનાર વ્યક્તિઓની ઇચ્છા ઉપર વધુ અને વધુ આધાર રાખવા માંડી તદુપરાંત પસંદગીમાં પણ કુટુંબની શાખ, કુટુંબની કક્ષા કે પેઢીની પ્રતિષ્ઠા કે દરજ્જા કરતાં વ્યક્તિના ગુણો ઉપર વધુ ભાર મુકાવા લાગ્યો

લગ્ન હવે કુટુંબ અને કુટુંબને સાંકળતી સામાજિક પ્રથા નહિ પરંતુ વ્યક્તિઓના પ્રણયમાંથી નિકટતાની પરાકાષ્ઠાએ પહોંચેના સામાજિક સંબંધ તરીકે નિકસી આવવા માંડ્યો લગ્નની ભૂમિકા પ્રણય (Romantic Love)—વ્યક્તિ વ્યક્તિ વચ્ચેનો પ્રેમ—હોવો જોઈએ એમ હવે વધુ અને વધુ પ્રમાણમાં મનાવા માંડ્યું સાહિત્યમાં પણ આ જ સૂર વધુ પ્રધાનપણે નીકળવા માંડ્યો વ્યક્તિ વ્યક્તિ વચ્ચે પ્રણય અને એ પ્રણયના પરિણામ રૂપે લગ્ન—એ ભાવના અને વિચારસરણીથી સાહિત્યનું વસ્તુ રંગાવા માંડ્યું.

પ્રણય (Romantic Love)ની કલ્પના અને ભાવ વધુ સ્પષ્ટતા પામતા ગયા તેના તત્ત્વો વધુ ઝીણવટભર્યું આલેખન પામવા માંડ્યા

પ્રણય એટલે પુરુષ અને સ્ત્રી વચ્ચેનું ખૂબ જ ઘેરું પ્રેમ-આકર્ષણ એ પ્રેમ આકર્ષણ પ્રણયીઓને બીજા સર્વથી નોખા પાડી એકબીજામાં ઓતપ્રોત કરી નાખે એટલું જ નહિ, પરંતુ તેમને ગમે તે વિઘ્નોનો સામનો કરવા કટિબદ્ધ કરે પ્રણય જાતીય સંબંધની—કામની—આજુબાજુ

---

"By romantic love we understand an engrossing emotional attachment between a man and a woman, exclusive and individualized, transcending at need, all sorts of obstacles, involving some kind of idealization, and enveloping the sex relationship in an aura of tender sentiment for the personality of the loved one" (p 252)

એક આદર્શવાદી વાતાવરણ ઊભું કરે છે. તે આ સંબંધે જોડાતા સાથીના પ્રેમીના — વ્યક્તિત્વને ખૂબ જ કુમળા ભાવના રંગે રંગી દે છે.

પ્રેમપાત્ર તરફ કુમળું સ્નેહભર્યું જાતીય આકર્ષણ એને આપણે પ્રણય (Romantic Love) કહીએ.

આ વ્યક્તિ તરફ કેન્દ્રિત પ્રણયની ભાવના, લગ્ન સંબંધને નવું સ્વરૂપ અને નવું મહત્ત્વ આપે છે. હવે પ્રેમીઓ માટે લગ્ન એટલે સહજીવનના મહાન સાહસનું પ્રવેશદ્વાર. લગ્ન તેમના હૃદયમાં અવનવો કંપ પેદા કરે છે. લગ્નસંબંધ જ એક અદ્ભુત જીવન-અનુભવ બની રહે છે. પ્રેમીઓને મન લગ્ન એટલે બન્નેના પરસ્પર સાનિધ્યની હૂંફથી અજાણ્યા, અટપટા, ઘેરા જીવનસમુદ્રમાં ઝંપલાવવાનો, તરવાનો એક રોમાંચક, મહાન પ્રયોગ બની રહે છે. પ્રણય વ્યક્તિઓમાં જીવન અંગે આવાં સ્વપ્ન અને ઊર્મિનાં તરંગો ખડાં કરે છે. કુટુંબ એટલે લગ્ને બંધાયેલા પ્રેમીઓનું સંયુક્ત જીવનસાહસ એમ જ આ ભૂમિકામાંથી ફલિત થાય છે. કુટુંબવ્યવસ્થા પાછળનો આ સિદ્ધાંત અને તેની પાછળની આ ભાવના, જૂના પિતૃસત્તાક માનસથી તદ્દન જ ભિન્ન છે એટલું જ નહિ, પરંતુ તે માનસથી તદ્દન જ વિરોધી છે.

કુટુંબજીવનને નવી જ ભાવનાથી રંગતી આ પ્રણયની ભૂમિકા વર્તમાન કુટુંબ સમક્ષ કેવા પ્રશ્નો ઊભા કરે છે તેની ચર્ચા આપણે આગળ ઉપર કરીશું.

અહીંયાં તો આપણે એટલું જ સમજી લઈએ કે લોકશાહીના ઉદય પછી વિકસેલાં રાજકીય બળો, ધાર્મિક મૂલ્યો, વૈયક્તિક પ્રણય અને જાતીય સંબંધ અંગેનાં ધોરણો અને વ્યક્તિ-વિકાસના મહત્ત્વે, તથા આ સર્વ વ્યક્તિવાદી સંસ્કારવહેણોએ પિતૃસત્તાક કુટુંબને ટકાવી રાખવા મથતી, સત્તા, અધિકારી, અને આપખુદ માનસથી રંગાયેલી લોકનીતિમાં પરિવર્તન આણ્યું અને પિતૃસત્તાક કુટુંબ માટે જરૂરી એવી ભૂમિકાને નબળી બનાવી દીધી.

### (૨) પિતૃસત્તાક કુટુંબ ઉપર યાંત્રિક અને આર્થિક પરિવર્તનોની અસર (Impact of Technological and Economic Changes):

ઉપર વર્ણવેલાં સાંસ્કૃતિક મૂલ્યોનાં પરિવર્તનો તે જ સમયમાં ચાલતાં મહાન આર્થિક પરિવર્તનો સાથે ખૂબ જ ગાઢ રીતે સંકળાયેલાં હતાં.

અઢારમી સદીના અંતમાં વૈજ્ઞાનિક સંશોધનો એટલા ઝડપી ફેરફારો આણી રહ્યાં હતાં કે તે સંશોધનોને કારણે આખી આર્થિક યોજના ઓજારની ભૂમિકા ઉપરથી ખમી વરાળ વગેરે શક્તિથી ચાલતાં યંત્રોની ભૂમિકા ઉપર પલટાઈ ગઈ.

જ્યારે આમ બન્યું ત્યારે તો આ આર્થિક બળોએ ઉપર વર્ણવેલાં સાંસ્કારિક બળોને પ્રચલિત કરવામાં ખૂબ જ મદદ કરી.

જેમ જેમ સંશોધનો વધવા માંડયાં અને ઉત્પાદનની નવી નવી રીતો શોધાવા માંડી તેમ તેમ કુટુંબનું ઉત્પાદનના એકમ તરીકેનું કાર્ય ઘટવા માંડયું. આર્થિક ઉત્પાદનનાં કાર્યો ઘટવાને લીધે કુટુંબરચનાના આખા માળખામાં મૂળભૂત ફેરફાર થયો. આ ફેરફારે કુટુંબના સામાજિક મહત્ત્વમાં પણ પલટો આણ્યો. આ આર્થિક પરિવર્તને આર્થિક ઉત્પાદનને તેમ જ ઉત્પાદન કરનાર મજૂર—શ્રમજીવી બન્નેને કુટુંબના માળખા બહાર અર્થ-ઉપાર્જન માટે લાવવા માંડયા, સાથે સાથે કારખાનાં, વર્કશોપ અને કચેરીઓમાં વધુ અને વધુ સ્ત્રીઓને પણ આકર્ષવા માંડી. "પુરુષ ખેતરે અને સ્ત્રી ચૂલે" એ જૂના સિદ્ધાન્તને નવા અર્થતંત્રે તોડી નાખ્યો. આ નવા અર્થતંત્રે સ્ત્રીને—પછી તે પત્ની હોય કે પુત્રી—પોતાના પતિ અગર પિતાની તાબેદારીથી સ્વતંત્ર એવો રોજીનો માર્ગ ખુલ્લો કરી આપ્યો ઘરકામના નામે ઓળખાતા—સેળભેળિયા (Promiscuous) —અસ્પષ્ટ, ગણતરીમાં ન આવે એવા, પરંતુ ઠીક ઠીક મજૂરી માગતા કામને બદલે સ્ત્રીઓના કામમાં નિશ્ચિતતા અને નિષ્ણાતીકરણનું ચોક્કસ તત્ત્વ દાખલ થયું.

ટૂંકમાં, કુટુંબ હવે ઉત્પાદનના એકમને બદલે ઉપભોગનું એકમ બન્યું (from a production unit to a consumption unit).

આ ઔદ્યોગિક સંશોધનોનું એક બીજું પણ પરિણામ આવ્યું. ગૃહમાં બનતી વસ્તુઓનું કારખાનાંમાં ઉત્પાદન કરી, બજારમાં તૈયાર મળે એવી સગવડ ઊભી થતાં કુટુંબમાં સ્ત્રીઓના ગૃહકામમાં પણ ઠીક ઠીક ઘટાડો થયો એટલું જ નહિ, પરંતુ ઘરમાં પણ કામ આવે અને ઘરકામને પણ હલકું બનાવે એવી શોધોએ રહેલા ઘરકામને પણ ઓછું શ્રમભર્યું બનાવ્યું.

પાપડ, અથાણાં, દળવા-વીણવાની ક્રિયા, તૈયાર સાફ મસાલાઓ વગેરે બધું જ બહારથી તૈયાર માલ તરીકે મળવા માંડયાં. એટલું જ નહિ, પરંતુ ઘરકામમાં પણ સરળતા પડે એવા ચૂલા, સગડી, ગૅસ, ઇલેક્ટ્રિસિટી, કાપવાનાં સાધનો તેમ જ અન્ય સંશોધનોએ ઘરકામમાં પણ સરળતા

આણી. આમ ગૃહકામમાં પણ ઓછો શ્રમ પડે અને આરામ વધે અને સમય બચે એવા નવા નવા નુસખાઓ શરૂ થયા. આમ યાંત્રિક શોધોએ ગૃહકામ અને ગૃહજીવનની રોજની ક્રિયામાં પરિવર્તન આણ્યું.

**(૩) આ જ પ્રવાહો હજી પણ ચાલુ છે (Continuation of the trend today):**

ઉપર વર્ણવેલા પ્રવાહો હજી પણ ચાલુ છે. મહિલાઓ વધુ અને વધુ પ્રમાણમાં ઘરકામમાંથી નોકરીએ લાગવા માંડી છે. આપણે યુનાઇટેડ સ્ટેટ્સનો જ દાખલો લઈએ. ત્યાં ઈ.સ. ૧૮૯૦માં લગભગ પાંચ લાખ પરણેલી સ્ત્રીઓ રોજગારમાં હતી. ઈ. સ. ૧૯૪૦માં લગભગ પિસ્તાલીસ લાખ સ્ત્રીઓ નોકરીએ અગર કોઈ બીજા બહારના ધંધામાં લાગી ગઈ હતી. ઈ. સ. ૧૯૪૦માં દર સાત પરણેલી સ્ત્રીઓમાંથી એક સ્ત્રી રળતી હતી અને દરેક ત્રણ રળતી સ્ત્રીઓમાં એક પરણેલી સ્ત્રી હતી. પરિવર્તનનું આ સુંદર દૃષ્ટાંત છે.

આ સ્થળે એક બીજી ઘટના પણ નોંધવી જરૂરી છે. યુદ્ધ જેવા સમયમાં જ્યારે પુરુષ કામદારો લશ્કરી ભરતીમાં જોડાય છે ત્યારે સ્ત્રીઓ— પરિણીત અને કુંવારી—મોટી સંખ્યામાં ધંધાઓમાં અને નોકરીઓમાં જોડાય છે. દા. ત., અમેરિકામાં ૧૯૪૫માં લગભગ સાડત્રીસ ટકા જેટલી સ્ત્રીઓ નોકરીઓ કરતી હતી. બે વર્ષ બાદ તે સંખ્યા ઘટી ઓગણત્રીસ ટકા જેટલી થઈ ગઈ હતી. યુદ્ધ પૂરું થતાં પતિઓ યુદ્ધમાંથી પાછા આવ્યા, અને સ્ત્રીઓ નોકરીઓ છોડી પાછી ઘરકામમાં જોડાઈ ગઈ. આ જ કારણ નોકરીમાં થયેલા ઘટાડા માટે જવાબદાર છે. ઘણી સ્ત્રીઓ શાળાઓમાં જોડાઈ ગઈ અને કેટલીક કુંવારી સ્ત્રીઓએ લગ્ન પણ કર્યાં.

આ સ્ત્રીઓ કામચલાઉ નોકરીઓને લગ્ન અને કુટુંબજીવનની સહાયક પ્રવૃત્તિ તરીકે ગણે છે, તે જીવનના હરીફ તરીકે નહિ. આ ઘટનાઓ એ પણ સૂચન કરે છે કે સ્ત્રીનો કુટુંબ સાથેનો સંબંધ પુરુષ કરતાં અમુક અંશે અને કેટલી ઢબે જુદો રહેવાનો જ. એટલું જ નહિ, પરંતુ આ તફાવત આર્થિક હરીફાઈમાં તેને અમુક રીતે આડખીલીરૂપ પણ થવાનો જ. આ જ કારણથી પત્ની તરીકે સફળ બનેલી સ્ત્રી નોકરી અગર પોતાનો આર્થિક ધંધો સફળતાથી ચલાવી શકે તો તે પ્રશંસનીય ગણાય છે. ઘણી વાર આ બેવડી સફળતાનાં ભારોભાર વખાણ પણ થાય છે.

## કુટુંબજીવનમાં કયાં તત્ત્વો આ વલણ બદલી શકતાં નથી? (What the trend cannot change?):

આર્થિક પરિવર્તનોએ કુટુંબનાં સ્વરૂપ, ઘડતર અને તેના સભ્યોના સંબંધની ભૂમિકામાં મોટા ફેરફારો કર્યા છે એ ખરું, પરંતુ તેઓ મૂળભૂત આનુવંશિક તત્ત્વોને તેમ જ પ્રજનન અંગેની કેટલીક સામાજિક પરિસ્થિતિને બદલી શકતા નથી વિદ્વાનોના મત પ્રમાણે તો આ આર્થિક ફેરફારો સામાજિક વિકાસના એક મહાન લક્ષણને ફક્ત મદદ જ કરી રહ્યા છે. તે લક્ષણ સામાજિક સંસ્થાઓના નિષ્ણાતીકરણની અને સંસ્થાને આનુષંગિક નહિ એવાં પ્રકીર્ણ કામોમાંથી સંસ્થાની મુક્તિ એ સમાજ-વિકાસની પ્રક્રિયામાં મદદરૂપ બને છે કુટુંબસંસ્થામાં પણ આર્થિક ફેરફારોએ આવા વિકાસ માટે મદદ કરી છે. કુટુંબનાં પ્રકીર્ણ અને તેનાં પોતાનાં મૂળ કાર્ય માટે જરા પણ ઉપયોગી નહિ એવાં સર્વ કાર્યો આર્થિક પરિવર્તનોએ ઘટાડી દીધાં છે.

કુટુંબ, હવે ધીરે ધીરે પોતાના આગવા અને લાક્ષણિક કાર્યક્ષેત્ર—જાતીય સંબંધ અને પ્રજનનક્રિયા—માં મર્યાદિત થતુ જાય છે અને તેમાં નિષ્ણાતીકરણ પણ પામતુ જાય છે.

હવે કુટુંબસંસ્થા પહેલાં જે બીજી પણ ફરજો બજાવતી હતી તેમાંથી મુક્ત થઈ જાતીય સંબંધ, પ્રજનન, બાળઉછેર અને ઊર્મિભર્યું વાતાવરણ સર્જવા પૂરતાં જ કાર્યોમાં રત રહે છે. આ કાર્યો જ કુટુંબ-સંસ્થાનાં મૂળભૂત કાર્યો છે. બીજી કોઈ સંસ્થા આ કાર્યો બજાવતી નથી.

આ પરિવર્તન કેવી રીતે થાય છે તે સમજવા હવે પ્રયત્ન કરીએ.

## કુટુંબનાં મુખ્ય સામાજિક કાર્યોમાં થતા ફેરફારો (Changes in the central social functions of the family):

આપણે કુટુંબનાં બીજાં સામાજિક કાર્યોમાં થતા ફેરફારોની નોંધ લઈએ તે પહેલાં કુટુમ્બનું બાળકોના પ્રજનનનું મૂળભૂત કાર્ય, જે દ્વારા માનવવંશને ટકાવી રખાય છે અને તેને ચાલુ રખાય છે તેમાં આ પરિવર્તને કઈ ઢબની અસર કરી છે તે તપાસીએ.

બાળકોનાં પ્રજનન સાથે, બાળકોને સામાજિક વારસો કેવી રીતે આપવો, અને જે જગતમાં બાળકને જીવવાનું છે તે જગતમાં બાળકે કઈ રીતે અનુકૂળ થવું તે અંગેની પ્રાથમિક તૈયારીનો ભાર પણ કુટુંબને માથે હોય છે. કુટુબની આ મુખ્ય ફરજમાં વર્તમાન કાળનાં નવાં બળોને કારણે

શા શા ફેરફારો થવા છે તેનો વિચાર કરીએ.

કુટુંબની આ ફરજ બજાવવામાં ત્રણ નવાં બળોએ અસર કરી છે:

(૧) કુટુંબને આ ફરજ બજાવવામાં બાહ્ય સંસ્થાઓની મદદ અને ફાળો;

(૨) રાજ્ય, સુધરાઈ તથા બીજી જાહેર સંસ્થાઓનો આર્થિક ફાળો અને મદદ (The Role of the Public Aid);

(૩) પ્રજનનનો ઘટતો જતો દર અને તેની અસર (The decreasing rate of procreation).

## (૧) બાહ્ય સંસ્થાઓનો ફાળો:

કુટુંબની ઉપર જણાવેલી પ્રાથમિક ફરજ બજાવવામાં તેને મદદરૂપ થતી બીજી ઘણી સામાજિક વ્યવસ્થાઓ વિકસી આવી છે.

પ્રસુતિગૃહો, દવાખાનાં, તબીબી સહાયનાં સાધનો અને કેન્દ્રો, બાળકેન્દ્રો અને બાળવાડીઓ, બેબી ક્રેશે (The Creche—સંગોપનગૃહો), કિન્ડરગાર્ટન, મોન્ટેસરી પદ્ધતિનાં કેળવણીધામો, બાળવિદ્યાલયો તથા બેબીસીટર્સ સરખી સામાજિક વ્યવસ્થાઓ વર્તમાન કાળમાં ઊપસી આવી છે. વર્તમાન પરિસ્થિતિમાં નવા કુટુંબ સમક્ષ પ્રજનન અને બાળઉછેર અંગે ઊભા થતા બે પ્રશ્નોનો ઉકેલ કરવામાં આ સંસ્થાઓ અને મંડળો સહાયરૂપ બને છે.

આપણે જોયું તેમ ઘણી માતાઓ નોકરી કરતી હોય છે. તેઓ સમક્ષ એક સમસ્યા ઊભી થાય છે. તેઓમાંની ઘણી પોતાનાં બાળકોને ઘરમાં છોડીને પણ કામે જઈ શકતી નથી. સાથે સાથે બાળકોને ફેક્ટરી કે ઑફિસમાં પણ લઈ જઈ શકતી નથી. આ એક પ્રશ્ન. જ્યારે બીજો પ્રશ્ન વર્તમાન સમયમાં વિકસેલા આરોગ્ય, સ્વચ્છતા, અટકાવી શકાય એવા રોગો સામેના ઇલાજો, બાળઉછેર, બાળવિકાસ અને બાળશિક્ષણ અંગે થયેલી વિવિધ શોધો અને સામાજિક પદ્ધતિઓનો સામાજિક વારસો કુટુંબને શી રીતે પહોંચાડી શકાય જેથી કુટુંબ તેનો ઘરમાં ફાયદો ઉઠાવી શકે તે. બીજો પ્રશ્ન ઉપસ્થિત થયો છે એટલુ જ નહિ, પરંતુ "સંતતિનિયોજન" સરખી કલ્યાણકારી યોજના પણ ગૃહમાં દાખલ કરવાની જરૂર જણાવા માંડી છે. આ "સંતતિનિયોજન"ની યોજનાના ફાયદા ધીરે ધીરે જણાવા માંડ્યા છે. એ યોજનામાં બાળકોના જન્મનું નિયોજન એ રીતે કરવામાં આવે છે કે જે માતાના આરોગ્ય અને કુટુંબનાં સાધનોને અનુરૂપ હોય.

વિવિધ સંસ્થાઓ—ખાનગી અને સરકારી—હવે આ સર્વ જરૂરિયાતો કુટુંબને પહોંચાડી એનાં પ્રજનન અને બાળઉછેરનાં કાર્યોને,

અને તે પણ વર્તમાન પરિસ્થિતિને અનુકૂળ આવે એ રીતે, પોતાનો ફાળો આપી રહી છે, અને તે મદદથી કુટુંબ પોતાનાં આ બન્ને કાર્યો વધુ નિષ્ણાત ઢબે બજાવી શકે છે. આ ઘટના નોંધપાત્ર છે.

## (૨) સરકારી મદદનો ફાળો (Role of Public Aid):

પહેલાંના સમયે લોહીના સંબંધે જોડાયેલા સગાંસંબંધીઓ અગર, જ્ઞાતિ સરખાં મંડળો કુટુંબની મુશ્કેલીઓમાં ટેકારૂપ બનતાં. હવે એ મંડળો ટેકા તરીકે અટકી ગયાં છે. વર્તમાન સમાજમાં—કે જેની રચના ખૂબ જ સંકુલ અને અટપટી છે અને જેની ભૂમિકા હરીફાઈના સિદ્ધાંત ઉપર રચાઈ છે—કુટુંબ માટે આ જૂનું પીઠબળ જતું રહ્યું છે. આથી વર્તમાન સમાજમાં વિકસેલાં સાધનો અને સગવડોનો લાભ ઉઠાવી કુટુંબને પોતાનાં પ્રજનન અને બાળઉછેરનાં મુખ્ય કાર્યોને સારી રીતે બજાવવા હવે જાહેર ફાળાઓ કે ખાનગી ફંડો દ્વારા આર્થિક મદદની જરૂર રહે છે. આ મદદ માટે ખાનગી સંસ્થાઓ અને સરકારી વ્યવસ્થાઓ વિકસવા માંડી છે એટલું જ નહિ, પરંતુ અનુભવથી એમ પણ લાગતું જાય છે કે ખાનગી સંસ્થાઓ કરતાં સરકારી સંસ્થાઓ—જાહેર સંસ્થાઓ આ જવાબદારીઓ વધુ પ્રમાણમાં ઉઠાવે છે અને તે વધુ ઉચિત પણ છે.

હજી આ જાહેર રાહત સર્વત્ર પ્રસરી નથી. થોડા દેશોમાં જુદી જુદી ઢબે અને જુદા જુદા પ્રમાણમાં તે વિકસતી જાય છે. દા. ત., ન્યૂઝીલૅન્ડ, કૅનેડા, ડેન્માર્ક અને યુ.એસ.એ.નાં કેટલાંક રાજ્યોમાં માતાને પેન્શન આપવું એવી એક યોજના વિકસી આવી છે. પહેલા વિશ્વયુદ્ધ પછી ઘણા યુરોપીય દેશોમાં "સામાજિક વીમા" (Social Insurance)ની પદ્ધતિ દાખલ કરવામાં આવી હતી. એ યોજના ધીરે ધીરે બીજા દેશોમાં પણ પ્રચલિત થતી જાય છે.

ઈ. સ. ૧૯૩૫ પહેલાં યુ.એસ.એ.માં કુટુંબને આર્થિક મદદ અને સંરક્ષણ માટેની જવાબદારી ખાનગી સંસ્થાઓ અને ત્યાંનાં પ્રાંતિક રાજ્યો વ્યક્તિગત રીતે ઉઠાવતાં હતાં. પરંતુ ઈ. સ. ૧૯૩૫ના સોશિયલ સિક્યોરિટી ઍક્ટ પસાર થયા બાદ આ જવાબદારી મધ્યસ્થ સરકારની બની છે. આશ્રિત, જરૂરિયાત ધરાવતાં, અસહાય બાળકો, બેકાર વૃદ્ધો અને અંધને પણ આર્થિક મદદ કરવાની યોજના આમાં સમાતી હતી.

ઘટતા જતા વસતિપ્રમાણ સામે ઉપાય કરવા ફ્રાંસ, ઈટલી, તથા બીજા યુરોપીય દેશોમાં, સરકારે કુટુંબને સહાયક ભથ્થા Family

Allowance) દ્વારા આર્થિક મદદની પણ એક યોજના વિકસાવી હતી. આ યોજના અનુસાર બાળકોની સંખ્યા અનુસાર દરેક કુટુંબને ઉત્તરોત્તર અમુક રોકડ રકમ આપવાની અગર બાળઉછેર અને કુટુંબનિર્વાહ માટે જોઈતી સામગ્રીઓ પૂરી પાડવાની વ્યવસ્થા દાખલ કરી હતી. આમાંના ઘણા દેશોએ બીજા વિશ્વયુદ્ધના અંત પછી આ યોજનાઓ બંધ કરી હતી. પરંતુ આ યોજના રશિયા અને સ્વીડનમાં હજી ચાલુ છે. સોવિયેટ સરકારે લગ્નના કાયદા (ઈ. સ ૧૯૩૪)મા ત્રણ અને તેથી વધુ પરંતુ અગિયાર બાળક સુધીનાં કુટુંબોને ઉત્તરોત્તર, બાળકોની સંખ્યા અનુસાર રોકડ રકમ અને માસિક ભથ્થાં આપવાની યોજના નક્કી કરી છે. સ્વીડનમાં રોકડ રકમ કરતાં ઘરની જરૂરિયાતની સામગ્રી પૂરી પાડવાની પદ્ધતિ આ મદદ માટે સ્વીકારવામાં આવી છે.

આમ વિવિધ પ્રકારની જાહેર મદદની યોજનાઓ કુટુંબને પોતાનાં મુખ્ય કાર્યો સારી રીતે બજાવવા માટે વર્તમાન સમયમાં વિકસી આવતી જાય છે.

આ સર્વ યોજનાઓમાં આપણે એક વાત ખાસ નોંધીશું. આમાંની એક પણ યોજના કુટુંબના પ્રજનન અને બાળઉછેરના મુખ્ય કર્તવ્યને કુટુંબની બહાર ખેંચવા માગતી નથી. બલકે આ મુખ્ય કર્તવ્ય કુટુંબ વધારે સારી રીતે કરી શકે એ જ આ સર્વ જાહેર મદદ પાછળનો હેતુ હોય છે. સર્વથી ક્રાંતિકારી ગણાતું સોવિયેટ રશિયા પણ આમાં અપવાદરૂપ નથી. અપવાદરૂપ નથી એટલું જ નહિ, પરંતુ આ દેશમાં પણ કે જ્યાં મજૂર અને કિસાન મહિલાઓનાં બાળકો માટે ધંધાના સમયે બાળકોને રાખવાની સહુથી સુંદર અને વિસ્તૃત યોજના કરવામાં આવી છે કુટુંબને બદલે તેનાં મુખ્ય કાર્યો કરવા માટે જાહેર સંસ્થા ઉપજાવવાની કલ્પનાનો વિરોધ કરવામાં આવ્યો છે.

દરેક સમાજમાં વંશવર્ધન અને પ્રજનન માટે કુટુંબને યોગ્ય અને વાજબી સંસ્થા તરીકે ગણવામાં આવ્યું છે. સમાજને પોતાનુ માનવ-સાતત્ય ટકાવી રાખવા હજી કુટુંબ સિવાય બીજી એકે વ્યવસ્થા જડી નથી અને યોગ્ય પણ લાગી નથી

**(૩) પ્રજનનનો ઘટતો જતો દર (Decreasing rate of Procreation):**

લગ્નની અંદર ફળદ્રુપતા—પ્રજનન—નો ઘટતો જતો દર એ

વર્તમાન સમયમાં કુટુંબમાં થયેલો ત્રીજા પ્રકારનો ફેરફાર છે. આ ફેરફાર, ઉપર વર્ણવેલા એ ફેરફારો કરતાં જુદા પ્રકારનો છે અને તેની કુટુંબના ભવિષ્ય ઉપર બહુ જ ઘેરી અને ગાઢ અસર થાય છે.

લગભગ ઈ. સ. ૧૮૭૦થી પાશ્ચાત્ય સંસ્કૃતિથી રંગાયેલા દેશોમાં જન્મનું પ્રમાણ ઘટતું જાય છે. આ જન્મ-પ્રમાણમાં ઘટાડો ઉત્તર અને પશ્ચિમ યુરોપમાં બહુ જ ધ્યાન ખેંચે એટલા મોટા પ્રમાણમાં થયો છે. જોકે બીજા દેશોમાં પણ હવે એ જ વલણ ઝડપથી આવતું જાય છે. આ જન્મ-પ્રમાણનો ઘટાડો, દેશો ઉપરાંત અમુક વર્ગોમાં પણ વધુ જોવામાં આવે છે. ખાસ કરીને વધુ સમૃદ્ધ થરોમાં આ ઘટના બહુ જ ધ્યાન ખેંચે એવી રીતે વિકસતી જાય છે. તદુપરાંત ખૂબ ભણેલાઓમાં, શહેરીજીવન ગાળનારાઓમાં, અને ખાસ કરીને જે ધંધાઓમાં પરણેલી સ્ત્રીઓ વધુ પ્રમાણમાં નોકરીઓ અગર રોજી કરતી હોય છે તેવાઓમાં જન્મ-પ્રમાણમાં વધુ ઘટાડો થયેલો જોવામાં આવે છે. પરંતુ આ સમૂહભેદો, જન્મ-પ્રમાણની બાબતમાં ધીરે ધીરે ઘટતા જાય છે. જન્મના પ્રમાણનો ઘટતો દર હવે લગભગ બધા જ વર્ગોમાં જોવામાં આવે છે એટલું જ નહિ, પરંતુ હવે એ ઘટના એટલી બધી પ્રચલિત થતી જાય છે કે જાણે પાશ્ચાત્ય સંસ્કૃતિનું જ આ ખાસ લક્ષણ ન હોય એમ પણ મનાવા માંડયું છે.

આપણે પાંચમા પ્રકરણમાં આ ઘટનાનાં કેટલાંક પાસાં જોયાં હતાં. ચોવીસમા પ્રકરણમાં આપણે આની સામાજિક પરિવર્તન ઉપર શી અસર થાય છે તેનું વિસ્તૃત વિવેચન કરીશું.

અહીંયાં તો આપણે એટલું જ નોંધીએ કે જન્મનું ઘટતું જતું પ્રમાણ કુટુંબ-સંસ્થાના મુખ્ય કાર્યમાં ફેરફાર કરતું નથી. ન તો તે કુટુંબની મુખ્ય ફરજ બીજી સંસ્થાને માથે નાખે છે. આ ઘટનાએ તો એક રીતે કુટુંબને વધુ મજબૂત બનાવ્યું છે. લગ્ન બહારના બાળકના જન્મનું પ્રમાણ ઘટી ગયું છે, અને કોઈ ખાસ જૂથો સિવાય અગર યુદ્ધ સમયની અસ્થિર અને ઘણી વખત સૈનિકોને રાહત આપવા માટે જાણી જોઈને લગ્ન બહારની જાતીય સંબંધને ઢીલો બનાવતી નીતિ સિવાય હવે લગ્ન બહારનું બાલજન્મનું પ્રમાણ ખૂબ જ ઘટી ગયું છે. બીજી તરફ જન્મના પ્રમાણના દરનો ઘટાડો શરૂ થતાં મૃત્યુના પ્રમાણનો દર પણ સાથે સાથે ઘણો જ ઓછો થઈ ગયો છે, અને તેમાં પણ બાળમૃત્યુનો દર તો ખૂબ જ ઓછો થઈ ગયો છે. આ બન્ને પ્રવાહોનાં પરિણામ એક રીતે સુંદર આવ્યાં છે.

પ્રજનનમાં અને મૃત્યુમાં થતો માનવજીવનનો અહળક વ્યય અટકી ગયો છે. આખી પ્રજનનની ક્રિયામાં એક પ્રકારની જરૂરી સામાજિક કરકસર આવી છે. પહેલા તબક્કામાં મૃત્યુનું પ્રમાણ ઝડપથી અને પહેલું ઘટવાને કારણે વસતિમાં ખૂબ જ વધારો થયો. પરંતુ પાછળથી મૃત્યુ અને જન્મ એ બન્નેના દરમાં ઘટાડો થવાથી માનવીના જીવનનુ બલિદાન અને ખોટો વ્યય ઓછાં થઈ ગયાં. માનવજીવનના આરોગ્ય, શક્તિ અને તાજગીમાં પણ વધારો થયો. અને કુટુંબના માનવજાતને ટકાવી, સંવર્ધન કરવાના કાર્યમાં સરળતા, સગવડ અને બીજી અનેક હબની કુશળતા વધી.

આ પરિણામ ઉપર જણાવેલા કુટુંબને મદદરૂપ થતાં બાહ્ય—ખાનગી અગર સરકારી સંસ્થાઓ—બળો દ્વારા થતાં કાર્યોમાં ખૂબ જ અનુરૂપ બને છે. આમ, ઉપર જણાવેલાં ત્રણે સામાજિક બાહ્ય બળોએ એકંદરે કુટુંબના સભ્યોની શક્તિમાં વધારો કર્યો છે. તેમનો ઘસારો ઓછો કર્યો છે, અને કુટુંબને માત્ર નભાવી રાખવાના કાર્યમાં કરવો પડતો શક્તિનો, ધનનો, સમયનો ખર્ચ ઓછો કરી નાખ્યો છે. આ સામાજિક કરકસર અને રાહતે કુટુંબજીવનમાં એક નવી ઘટના ઉપજાવી છે. પત્ની અને માતાઓને આ કરકસરને લીધે બીજી, બહારની, કુટુંબથી નોખી વિશાળ સમાજ અંગેની પ્રવૃત્તિઓ માટે સાધન, સમય અને શક્યતા પણ સાંપડયાં છે. આ નવી મુક્તિ, દરેક સ્વાતંત્ર્યની માફક, નવા પ્રશ્નો ઊભા કરે છે. વર્તમાન કુટુંબ સમક્ષ આ જ પ્રશ્ન હવે ખૂબ જ મહત્ત્વ ધારણ કરે છે. તેનો ઉકેલ કેમ લાવવો, સ્ત્રીઓની વધતી જતી કુટુંબ બહારના જીવનની પ્રવૃત્તિઓને કેવી રીતે વિકસાવવી અને તેને સક્રિય, સામાજિક દૃષ્ટિએ ઉપયોગી, અને વ્યક્તિની દૃષ્ટિએ તેની પ્રગતિમાં મદદરૂપ થાય એમ કેવી રીતે બનાવવી એ જ પ્રશ્ન સાચો ઉકેલ માગે છે. તેનો ઉકેલ લાવવા શા શા પ્રયત્નો થાય છે તે આપણે આગળ ઉપર ચર્ચીશું.

**કુટુંબનાં સ્વરૂપ અને ઘડતરમાં થતા ફેરફારો (Changes in the Structure of the Family):**

કુટુંબનાં કાર્યોમાં થતા ફેરફારો સાથે કુટુંબના સ્વરૂપમાં પણ ફેરફાર થતા રહ્યા છે. સંસ્થાઓના ફેરફારોએ લગ્નની ભાવના અને લગ્નગ્રંથિના કરારો તથા કુટુંબના સભ્યોના અંદરઅંદરના સંબંધોમાં પણ ખૂબ જ પલટો આણ્યો છે. ત્રણ પરસ્પર સંકળાયેલાં પરિવર્તનો ખાસ ધ્યાન

એ એવાં છે. તે ત્રણે ફેરફારો ખૂબ જ મહત્ત્વના પણ છે.

## (૧) લગ્નસંબંધી બદલાતા વિચારો અને લગ્નવિધિની સખતાઈમાં થતો ઘટાડો :

કુટુંબના સ્વરૂપને બદલતા ત્રણ સામાજિક ફેરફારોમાં પ્રથમ ફેરફાર આપણે લગ્નની બદલાયેલી ભાવના અને લગ્નવિધિ પાછળના હેતુમાં થયેલા પરિવર્તનને કહી શકીએ.

લગ્ન બાબત અસર બીજાં બાહ્ય સામાજિક તત્ત્વો — ધર્મ, જ્ઞાતિ, વગેરે — ના દબાણથી ધીમે ધીમે મુક્ત થતું જાય છે. કોણે કોની સાથે લગ્ન કરવું, ક્યારે કરવું કઈ રીતે કરવું એ સર્વ — લગ્ન જીવનમાં ઝંપલાવનાર વ્યક્તિ પોતે જ નક્કી કરે છે આમ, લગ્નમાં પસંદગીનું તત્ત્વ વધુ વિકસતું જાય છે. લગ્ન અંગેના આ નવા ખ્યાલોની અસર સ્ત્રીજીવન ઉપર ખૂબ જ પ્રગતિશીલ બને છે. જૂની લગ્નપ્રથા સ્ત્રી ઉપર સહુથી વધારે દબાણ લાવતી હતી. તે તેને પુરુષના, કુટુંબના, પ્રજનનના એક સાધન તરીકે ગણી તેની બાબતમાં અનહદ સખતાઈ દાખવતી હતી.

હતો. "હું પતિને અધીન રહીશ, તેનું આજ્ઞાપાલન કરીશ" એ હુમની પ્રતિજ્ઞા પણ સ્ત્રીને લેવી પડતી હતી. હજી પણ આ ધાર્મિક મંત્ર સરખી પ્રતિજ્ઞા પશ્ચિમમાં લગ્નની ધાર્મિક વિધિમાં ચાલુ છે. વર્તમાનકાળમાં આ શબ્દો જોકે ટકી રહ્યા છે ખરા, પરંતુ એક ઔપચારિક વાકય તરીકે જ. લગ્નમાં જોડાનાર વ્યક્તિઓ સારી રીતે જાણે છે કે આ વાક્યનો હવે કશો જ અર્થ નથી. એ તો એક ઔપચારિક સંસ્કાર-અવશેષ, વિધિનું રહી ગયેલું અર્થ વગરનું તત્ત્વ વર્તમાન લગ્નસંબંધની નિયમાવલિમાં પડી રહ્યું છે.

સાથીની સ્વૈચ્છિક પસંદગી અને લગ્નસંબંધોને પરસ્પર, સ્વભાનપૂર્વક નક્કી કરવાની ભાવના જ હવે પતિપત્નીને એકબીજા સાથે સાંકળે છે. હવે જૂનાં, બાહ્ય અને એકતરફી નિયંત્રણો લગ્નજીવનને ટકાવતાં નથી. તેમનું મહત્ત્વ હવે ઘટી ગયું છે અને તેમનું સ્થાન પસંદગી અને સ્વભાનપૂર્વકના મુક્ત સ્વવંસ્વીકૃત સંબંધોએ લીધું છે. આમ, કુટુંબના સ્વરૂપમાં ફેરફાર લાવતા બળમાં આ બદલાયેલી લગ્ન અને લગ્નવિધિની ભાવના બહુ જ મોટો ફાળો આપે છે.

તાબેદારી સિવાય બીજો રસ્તો જ ન હતો. હવે પરિસ્થિતિ બદલાઈ છે. સ્ત્રી પોતે કમાઈ શકે છે. તે પોતાનું જીવન નિભાવી શકે છે તેથી કોઈને આશરે રહેવાની તેને જરૂર રહેતી નથી આ સ્વાતંત્ર્ય તેના સમસ્ત માનસમાં પરિવર્તન લાવે છે. કોની સાથે અને ક્યારે લગ્ન કરવું એ નિર્ણય કરવાની શક્તિ તે તેને આપે છે એટલું જ નહિ, પરંતુ પોતાના જીવનની દૃષ્ટિએ, પોતે પસંદ કરેલા રાહ પ્રમાણે તેણે પરણવું કે નહિ તે પણ તે જાતે જ નક્કી કરી શકે છે.

હજી સુધી બહુ જ થોડી સ્ત્રીઓ આર્થિક ધંધાને લગ્નજીવનને બદલે કાયમી જીવનના તત્ત્વ તરીકે ગણે છે. પરંતુ પોતે નોકરી ધંધે લાગી થોડો વખત પણ લગ્નને મુલતવી રાખે, લગ્ન ન કરે તો ચાલે એ ભાવના જ આખા લગ્નસંબંધમાં ક્રાન્તિ લાવે છે હવે સ્ત્રીને માટે લગ્ન એ આર્થિક નિરાધારી દૂર કરવાનું એક સાધન નથી બનતું. સ્ત્રી માટે લગ્ન હજી સુધી *આ જ ભૂમિકા ઉપર રચાયું હતું. આ ભૂમિકા તૂટતાં લગ્નની આખી* ભાવનામાં એક નવો ઓક આવ્યો છે.

### (૩) ધાર્મિક નિયંત્રણનો ઘટતો જતો પ્રભાવ (Decline of *Religious Control*):

વર્તમાન સમયમાં હવે લગ્નને સામાજિક કરાર તરીકે માનવામાં આવે છે. ધાર્મિક વિધિ તરીકે નહિ અહીંયાં આપણે બે શબ્દોના સ્પષ્ટ અર્થ સમજીએ ભારતમાં સામાજિક કરાર એ સંસ્કાર નથી, એમ માનવાની પણ ભૂલ કરાય છે ધાર્મિક વિધિથી કરેલાં લગ્ન એ જ સંસ્કાર છે એમ પણ માનવામાં આવે છે. તદુપરાંત સામાજિક કરાર એટલે જાણે કોઈ વેચાણ કરેલી—માલ ખરીદવા માટે આર્થિક જીવનમાં, લેવડદેવડમાં જેમ આપણે કરીએ છીએ તેવી—વ્યાપારી ઘટના છે એવું પણ "કરાર" શબ્દ માટે માનવા-મનાવવાનો યત્ન ચાલી રહ્યો છે. આ ગૂંચવણ આપણે પહેલેથી જ દૂર કરવી જોઈએ

સામાજિક કરારના લગ્ન અને ધાર્મિક વિધિનાં લગ્ન એ બન્ને સંસ્કાર છે. બન્નેમાં સામાજિક અને વ્યક્તિગત જવાબદારીનું તત્ત્વ છે. સામાજિક કરાર લગ્નને માનવ ઘટના તરીકે ગણે છે. તે તેની ભૂમિકા માનવજીવનમાં જ જુએ છે જ્યારે ધાર્મિક વિધિના લગ્નમાં, લગ્નને એક બાહ્ય, દિવ્ય, આધિભૌતિક બળના આદેશ તરીકે ગણવામાં આવે છે. ઈશ્વર, દેવ, પરલોકનું કોઈ

તત્ત્વ આની પાછળ કામ કરી રહ્યું છે એમ તેમાં મનાય છે. આપણે ધર્મ અને નીતિના નિયમો વચ્ચેનો તફાવત સમજાવતાં આ વસ્તુ ઉપર ચર્ચા કરી ગયા છીએ. અહીંયાં સામાજિક કરારને વ્યાપારી કરાર જેવો માની લેવાની, કે તે ફક્ત સ્વાર્થી બજારુ ભાવના ઉપર જ રચાયેલો છે અને તે સંસ્કાર નથી એ જાતની ખોટી, ભૂલભરેલી પ્રચલિત માન્યતા દૂર કરવા જ પ્રયત્ન કર્યો છે.

આટલી સ્પષ્ટતા કરી આપણે આપણા મૂળ વિષય ઉપર આવીએ.

આપણે જોયું તેમ, હવે લગ્ન એક સામાજિક કરાર તરીકે મનાય છે. ઘણી વખત તેની સાથે ધાર્મિક વિધિ કરવાનો રિવાજ ટકી રહ્યો છે. પરંતુ આ રિવાજ ઔપચારિક, રૂઢિને વળગી રહેવાની મનોવૃત્તિને કારણે હોય છે. અમેરિકામાં ગઈ સદીમાં કેટલીક ધાર્મિક–પ્રૉટેસ્ટંટ—અને ખાસ કરીને કેલ્વીનવાદી પ્રૉટેસ્ટંટ—કોમો આ સામાજિક કરાર માટે આગ્રહ રાખતી હતી. ધાર્મિક સંપ્રદાયો આવો આગ્રહ રાખે એ નવાઈ લાગે પરંતુ તે એટલું વિચિત્ર નથી. આ પ્રૉટેસ્ટંટ સંપ્રદાયો રોમન કેથોલિક સંપ્રદાય સામે બળવો ઉઠાવી રહ્યા હતા. આ જ કારણે તેઓ રોમન-કેથોલિક લગ્નવિધિ સામે પણ વિરોધ કરી સામાજિક કરાર માટે આગ્રહ કરવા માંડ્યા; પરંતુ આ સંપ્રદાયોમાં પણ લગ્નને ધાર્મિક રંગથી રંગવાની પ્રણાલિકા પૂરા જોરમાં કામ કરતી હતી.

વર્તમાન સમયમાં વધુ અને વધુ લોકો માટે લગ્નનું સામાજિક સ્વરૂપ સ્વીકૃત થયું છે. તેઓ એને સામાજિક કરાર જ માનતા થયા છે. કેટલીક ધાર્મિક વિધિઓનું પાલન થતું હશે તો તે પણ એક ગૌણ રૂઢિ તરીકે જ. ધાર્મિક વિધિઓ લગ્નના સામાજિક સ્વીકાર માટે હવે આવશ્યક નથી કાયદો પણ આ ધર્મવિધિઓની જરૂર જોતો નથી. રોમન કેથોલિક સંપ્રદાય સિવાય હવે વ્યવસ્થિત ધર્મનો લગ્નની શરતો અને લગ્નવિચ્છેદ માટેની પરિસ્થિતિ ઉપરનો કાબૂ તદ્દન જ ઘટી ગયો છે. લગ્ન અને લગ્નવિચ્છેદની ભાવના હવે ધાર્મિક નહિ પરંતુ સામાજિક બનતી જાય છે. ધાર્મિક, સાંપ્રદાયિક અને તે સાથે સંકળાયેલી દૈવી પાર્શ્વભૂમિ હવે લુપ્ત થવા માંડી છે.

'આ ધાર્મિક ભૂમિકામાંથી સામાજિક ભૂમિકામાં બદલાતું લગ્નવિધિ પાછળનું માનસ તેમ જ ધાર્મિક સંપ્રદાયોનો લગ્ન ઉપરનો ઓછો થતો કાબૂ કુટુંબજીવન અને કુટુંબના સભ્યોના સંબંધોમાં બહુ જ મહત્ત્વના

ફેરફારો ઉપજાવે છે.

જાતીય સંબંધ તરફની રોમનકૅથોલિક ધર્મ અને બીજા પણ ઘણાખરા ધર્મસંપ્રદાયોની વૃત્તિ વિચિત્ર હોય છે. આ સર્વ ધર્મો જાતીય સંબંધને પાપરૂપ અને અપવિત્ર માને છે. મોટે ભાગે તે સર્વ જાતીય સંબંધના વિરોધી છે અગર તેને અનિવાર્ય દૂષણભર્યા સંબંધ તરીકે ગણે છે. બ્રહ્મચર્ય એ જ આદર્શ છે એમ તેઓ માને છે. જાતીયસંબંધને અપવિત્ર, પાપરૂપ ગણવામાં તેઓ સ્ત્રીની અપવિત્રતાને જવાબદાર ગણે છે. ઘણુંખરું ધર્મ સ્ત્રી તરફ તિરસ્કારભર્યું માનસ કેળવતો હોય છે. સ્ત્રી એ ચંચળ, વિઘાતક, પુરુષને પાપને માર્ગે લઈ જનારું તત્ત્વ છે એ માન્યતા ધર્મમાં રૂઢ હોય છે. આ આસક્તિ ઉપજાવતી, ચંચળ, જાતીય પ્રલોભનો પેદા કરતી સ્ત્રીનું જાતીય જીવન સખત નિયંત્રણ માગે છે એવી ભૂમિકા ધર્મ બાંધે છે. આ નર્કાગારના દ્વાર સમી સ્ત્રીનું નિયંત્રણ અને તેના જીવન ઉપર સતત ચોકી પહેરો રાખે એવી રિવાજ અને કાનૂનોની અટપટી શૃંખલા ધાર્મિક મનોવૃત્તિ સજાગ રાખે છે. આ મનોવૃત્તિ સ્ત્રીનું સ્થાન, સ્ત્રીના જાતીય સંબંધ અંગેની વિધિઓ અને કુટુંબજીવન અંગેની મુખ્ય ભૂમિકા રચે છે. પરંતુ ધર્મની પકડ ઓછી થતાં અને કુટુંબ, લગ્ન, અને જાતીય સંબંધની કલ્પના સામાજિક બનતાં હવે જાતીય સંબંધ વિષે, સ્ત્રીના સ્થાન વિષે અને કુટુંબજીવન વિષે વિચારોમાં ક્રાન્તિકારી ફેરફારો થવા માંડ્યા છે. અને આના પરિણામે કુટુંબના સ્વરૂપમાં અને લગ્ન સંબંધતી ભાવના અને વિધિઓમાં પણ ખૂબ જ મહત્ત્વનાં પરિવર્તનો થવા માંડ્યાં છે.

સ્ત્રીને સમાજમાં નવું સ્થાન અપાવવામાં માત્ર ઉપર વર્ણવેલાં આર્થિક અને ધાર્મિક પરિવર્તનો જ નહિ, પરંતુ વર્તમાન સમાજનાં લગભગ બધાં સાંસ્કારિક વહેણો મદદરૂપ થાય છે. દા. ત., કુટુંબના કાર્યમાં ઘટાડો, ઘરકામના ભારણમાંથી રાહત, જે સ્ત્રીઓને વધુ વિસામો અને વધુ ફુરસદ આપે છે તે પણ સ્ત્રીનુ સ્થાન બદલવામાં મદદ કરે છે. તે જ પ્રમાણે બાળકોનું ઘટતુ જતું જન્મપ્રમાણ, બે બાળકોના જન્મ વચ્ચે વધતો જતો સમય, અને સંતતિનિયોજન સરખાં બળો પણ સ્ત્રીને નવો દરજ્જો અપાવે છે આ સર્વ બળો કુટુંબના સ્વરૂપને ફેરવી નાખે છે અને કુટુંબ સમક્ષ નવા પ્રશ્નો ઊભા કરે છે. વર્તમાન સંસ્કૃતિ અને તેનાં અનેકવિધ બળોએ કુટુંબને એક નવા પ્રકારની સમાન વ્યક્તિઓની

સાથીદારીરૂપે વિકસાવ્યું છે. અને કુટુંબને આ સ્વરૂપ આપી વર્તમાન અને ભવિષ્ય માટે નવા જ પ્રશ્નો ઊભા કર્યા છે.

લગ્નનું આ નવું સ્વરૂપ, આ વધુ સ્વતંત્ર અને ઓછું આપખુદ સ્વરૂપ, વધતાં જતાં લગ્નવિચ્છેદનાં દષ્ટાંતોથી પુરવાર થાય છે. સાથે સાથે એ એક નવો પ્રશ્ન પણ સૂચવે છે—જે કુટુંબના નવા પ્રશ્નોમાંનો એક છે—કે કુટુંબવ્યવસ્થા સ્થિર રહેશે ખરી?

લગ્નવિચ્છેદ જેને સામાન્ય રીતે 'છૂટાછેડા' શબ્દથી ઓળખવામાં આવે છે તે અંગે થોડી વિગતવાર ચર્ચા કરી તેમાંથી કુટુંબ અંગે ફલિત થતાં કેટલાંક વિધાનો સ્પષ્ટપણે સમજીએ.

## વધતું જતું લગ્નવિચ્છેદનું પ્રમાણ અને તેનાં કારણો (Increasing Divorce and its interpretation):

લગ્નવિચ્છેદ આમ તો નવી ઘટના નથી આદિસમાજોમાં પણ પુરુષ અમુક સંયોગોમાં લગ્નવિચ્છેદ કરી શકતો હતો—છૂટાછેડા લેવાનો સંયોગ પછી ગમે તે હોય. સ્ત્રી ડાકણ છે એમ પુરવાર કરીને પણ તે લગ્નવિચ્છેદ કરે. સ્ત્રીને રસોઈ નથી આવડતી એમ કહીને પણ છૂટાછેડા લેવા તે દલીલ વિકસાવે. પરંતુ કોઈ પણ કારણસર હોય તો પણ પુરુષને જ લગ્નવિચ્છેદ કરવાનો હક હતો. સ્ત્રીને તે હક ભાગ્યે જ રહેતો. પ્રાચીન કાળમાં યહૂદીઓ તથા રોમન રિપબ્લિકના પિતરો પત્નીથી લગ્નવિચ્છેદ કરી શકતા હતા. રોમન લોકોમાં પાછળથી છૂટાછેડાનો હક સ્ત્રીઓને પણ આપવામાં આવ્યો હતો. પરંતુ ખ્રિસ્તી ધર્મના ફેલાવા પછી આ પરિસ્થિતિમાં પરિવર્તન આવ્યું. સમાજ એવા ધર્મ, એવી સામાજિક માન્યતાઓ અને એવા પ્રકારના આર્થિક તંત્ર ઉપર રચાયો કે લગ્નવિચ્છેદ બન્નેને માટે અશક્ય બની ગયો. છેલ્લા થોડા દસકાઓથી જ—નવા મૂડીવાદી સમાજ-તંત્રના વિકાસ પછી જ—આ પ્રશ્ને પાછું મહત્ત્વ ધારણ કર્યું છે.

આ પ્રશ્નનાં જુદાં જુદાં પાસાંને હવે આપણે તપાસીએ.

### (૧) છૂટાછેડાના દરમાં રાષ્ટ્રીય અને પ્રાદેશિક તફાવત:

વર્તમાન સમયમાં લગ્નવિચ્છેદનું પ્રમાણ વધ્યું છે એટલું જ નહિ, પરંતુ છેલ્લાં પચાસ વર્ષમાં જુદા જુદા દેશોમાં તેનું જુદા જુદા પ્રમાણમાં

નજરે પડે છે.

ઈ. સ. ૧૯૦૦ અને ૧૯૩૮માં કેટલાક દેશોમાં ૧,૦૦૦ની વસતીએ લગ્નવિચ્છેદનો દર

| દેશ | લગ્નવિચ્છેદનો દર | | ૧૯૩૮ અને ૧૯૦૦ના દરનું પ્રમાણ |
|---|---|---|---|
| | ૧૯૦૦ | ૧૯૩૮ | |
| ઑસ્ટ્રેલિયા | ·૧૦ | ·૪૪ | ૪·૪ |
| કૅનેડા | ·૦૦અ | ·૨૦ | — |
| ઇંગ્લૅન્ડ અને વેલ્સ | ·૦૨ | ·૧૫ | ૭·૫ |
| ફ્રાન્સ | ·૨૫ | ·૫૮ | ૨·૩ |
| જર્મની | ·૧૫ | ·૭૨ | ૪·૮ |
| જાપાન | ૧·૪૨ | ·૬૨ | ·૪ |
| યુરોપિયન રશિયા | — | ૨·૮૧ (૧૯૨૮) | — |
| સ્વીડન | ·૦૮ | ·૫૫ | ૬·૯ |
| યુ એસ એ. | ·૭૩ | ૧·૮૮ | ૨·૬ |

ઉપરનું કોષ્ટક આ એકંદરે વધતા જતા લગ્નવિચ્છેદના પ્રમાણમાં અને વિવિધ દેશોમાંના તેના પ્રમાણના ફેરનુ સરસ ચિત્ર રજૂ કરે છે. આ કોષ્ટકમાંથી વિચાર કરવાની સુંદર સામગ્રી આપણને મળી રહે છે.

જાપાન અને રશિયાની આ સંબંધી પરિસ્થિતિ અનોખી છે. જાપાનમાં ઈ. સ. ૧૯૦૦માં છૂટાછેડાનુ પ્રમાણ વધારે હતુ. પરંતુ ઈ સ. ૧૯૩૮માં તે સહેજ ઘટ્યું લાગે છે. એનું કારણ ઈ સ ૧૯૦૦માં પુરુષને જૂનાં કુટુંબ અને પિતૃસત્તાક મૂલ્યો અનુસાર છૂટાછેડા લેવાનો અધિકાર હતો, જેમાં વર્તમાન પરિસ્થિતિમાં ફેરફાર થયો છે પુરુષોનો જૂનો હક મર્યાદિત થયો છે, જ્યારે સ્ત્રીને પણ અમુક અંશે આ હક આપવામાં આવ્યો છે. આથી જે છૂટથી પુરુષો છૂટાછેડા લેતા હતા તેનુ પ્રમાણ કાબૂમાં આવ્યુ છે. અત્યારનો છૂટાછેડાનો દર પશ્ચિમના ફ્રાંસ અને સ્વીડન જેવા દેશો જેટલો જ છે.

ઝારશાહીના યુગમાં રશિયામાં છૂટાછેડા ભાગ્યે જ લઈ શકાતા. રશિયન ક્રાન્તિ પછી શરૂઆતમાં છૂટાછેડા માટે કાયદાએ ખૂબ જ મોકળાશ કરી આપી. પુરુષ અગર સ્ત્રી બેમાંથી કોઈ પણ એક સાથીએ છૂટા થવાની ફક્ત ઇચ્છા જ વ્યક્ત કરવાથી તરત જ છૂટાછેડા મળતા. પરંતુ ઈ. સ. ૧૯૩૬ અને ઈ. સ. ૧૯૪૪ના કાયદાથી છૂટાછેડા લેવા માટે કડક શરતો

અ ૧૯૦૩મા ૫,૬૫૧,૦૦૦ની વસતીમા માત્ર ૨૧ છૂટાછેડા.

મૂકવામાં આવી છે. આથી છૂટાછેડા લેવાની સરળતા ઓછી થઈ ગઈ છે. છૂટાછેડા મેળવવા માટેની વિધિ પણ ઠીક ઠીક મોંઘી અને અટપટી બનાવી દેવામાં આવી છે. આ કારણ તથા છૂટાછેડા વિરુદ્ધ નવું માનસ ઉપજાવવા માટેના પ્રચારને લીધે પણ રશિયામાં હવે છૂટાછેડાનું પ્રમાણ ઓછું થવા માંડ્યું છે. ઈ. સ. ૧૯૪૪ પછી સોવિયેટ રશિયામાં છૂટાછેડા મેળવવા માટેના કાયદાઓ યુ એસ.એ.ના ધારાઓ કરતાં વધુ કઠિન બન્યા છે.

છૂટાછેડાના દરના તફાવતો પાછળ બીજું પણ એક તત્ત્વ ખાસ ધ્યાન ખેંચે એવું છે. સરખી સામાજિક અને સાંસ્કૃતિક ભૂમિકા ઉપર આવેલા દેશોમાં લગ્નવિચ્છેદનું પ્રમાણ સરખું નથી. લગ્નવિચ્છેદનાં પ્રમાણ જુદાં જુદાં છે એટલું જ નહિ, પરંતુ નગર અને ગ્રામજીવન સાથે પણ છૂટાછેડાના દરનો સીધો સંબંધ દેખાતો નથી. આમ શહેરીકરણ અને ઉદ્યોગીકરણ સાથે પણ લગ્નવિચ્છેદનો સીધો સંબંધ દેખાતો નથી.

આ કારણે લગ્નવિચ્છેદના એકંદરે વધતા જતા પ્રમાણ તેમ જ વિવિધ દેશોમાં તથા એક જ દેશમાં જુદા જુદા પ્રદેશમાં તેનાં જુદાં જુદાં પ્રમાણ આપણે જુદી રીતે સમજાવવાં પડશે. એટલું જ નહિ, પરંતુ હજુ સુધી પ્રચલિત અને માન્ય થયેલાં કારણોને પણ જુદી ભૂમિકાથી તપાસવાં પડશે.

પ્રાદેશિક તફાવતનાં કારણો સમજવા માટે આપણે યુનાઇટેડ સ્ટેટ્સના વિવિધ પ્રદેશોમાં આ ઘટનાનો અભ્યાસ કરીશું તો પણ બસ થશે.

નીચેના કોષ્ટકમાંથી આપણને યુ.એસ.એ.ના વિવિધ પ્રદેશોમાં છૂટાછેડાના પ્રમાણમાં તફાવતનો ખ્યાલ આવશે.

આ ભિન્ન ભિન્ન પ્રદેશોમાં છૂટાછેડાના દરમાં આટલા બધા તફાવતનાં કારણ શાં? આ પ્રશ્ન વિવિધ સંસ્કાર-એકમોથી રચાયેલા ભારતના નાગરિકે પણ વિચારવા સરખો છે. છૂટાછેડાના પ્રમાણના આ પ્રાદેશિક અને રાષ્ટ્રીય તફાવતોનાં સાચાં કારણ આપણે શોધવાં જ જોઈએ.

વધુ વિગતસર તપાસીએ

કેટલાક વિચારકોનુ એમ માનવુ છે કે પ્રચલિત ધર્મમા તફાવત વિવિધ પ્રદેશોમા વસ્તિચ્છેદના પ્રમાણમા તફાવત માટે જવાબદાર છે દા ત, તેઓ એમ માને છે કે રોમન કેથોલિક ધર્મ પાળતા પ્રદેશોમા છૂટાછેડાના પ્રમાણ ઓછા હોવા જોઈએ અને પ્રોટેસ્ટ ટ ધર્મ પાળતા દેશોમા તેના પ્રમાણ વધારે હોવા જોઈએ પરતુ હકીકત આ અનુમાનને ટેકો આપતી નથી કેટલાક કેથોલિક ધર્મ પાળતા દેશોમા છૂટાછેડાનુ પ્રમાણ વધારે હોય છે તો કેટલાક પ્રોટેસ્ટ ટ ધર્મ પાળતા દેશોમા કેથોલિક ધર્મ પાળતા દેશો કરતા તે વધારે હોય છે તે જ પ્રમાણે ઘણીવાર એક કેથોલિક ધર્મ પાળતા રાષ્ટ્ર અગર પ્રદેશ કરતા બીજા કેથોલિક ધર્મ પાળતા રાષ્ટ્ર અગર પ્રદેશમા છૂટાછેડાનુ પ્રમાણ વધુ હોય છે તે જ પ્રમાણે વિવિધ પ્રોટેસ્ટ ટ ધર્મ પાળતા દેશોમા પણ છૂટાછેડાના પ્રમાણમા ફેર હોય છે દા ત, ઇગ્લેંડ જેવા પ્રાટેસ્ટ ટ ધર્મ પાળતા દેશમા છૂટાછેડાનુ પ્રમાણ ઘણુ ઓછુ છે જ્યારે યુ એસ એ મા આવેલા કેથોલિકોથી ભરેલા ન્યૂ ઇંગ્લેંડમા છૂટાછેડાનુ પ્રમાણ વધારે છે અમેરિકામા તો રગભેદ—કાળા અને ગોરાના—અને જાતિભેદ પણ આ છૂટાછેડાના પ્રમાણને ધર્મ સાથે સાકળવામા વધુ મુશ્કેલી ઊભી કરે છે

આમ, ધર્મ અને છૂટાછેડાના પ્રમાણના દર વચ્ચે સીધો સબધ પુરવાર થતો નથી ધર્મને કારણ પ ગણનાર વિચારકોનુ અનુમાન અધૂરુ અને અસતોષકારક લાગે છે

આ જ પ્રમાણે બીજુ અનુમાન યુનાઇટેડ સ્ટેટ્સના વિવિધ પ્રદેશોમા દેખાતા છૂટાછેડાના પ્રમાણમા તફાવત માટે યુનાઇટેડ સ્ટેટ્સના વિવિધ રાજ્યોના તે અગેના જુદા જુદા કાનૂનોને જવાબદાર ગણે છે પરતુ આ દલીલ પણ સાચી લાગતી નથી આ કાનૂનોનો તફાવત થોડે ઘણે અશે છૂટાછેડાના પ્રમાણમા ફેરફાર કરવામા સહાયરૂપ થતા હશે પરતુ વિગતવાર અભ્યાસને અતે આપણે તેમને મુખ્ય કારણ તરીકે સ્વીકારી શકતા નથી

યુનાઇટેડ સ્ટેટ્સમા નાનામોટા ઘણા પ્રાતિક રાજ્યો છે લગ્ન વગેરે વિશે તેમના જુદા જુદા કાયદાઓ છે એમાના કેટલાક રાજ્યો છૂટાછેડા ઇચ્છતી વ્યક્તિઓ માટે સ્વર્ગસમા ગણાય છે ત્યા છૂટાછેડાનુ પ્રમાણ પણ ખૂબ જ વધારે છે પરતુ આ છૂટાછેડાનુ પ્રમાણ કાનૂનોને જ કારણે છે એમ માનવાની અભ્યાસીઓ હવે ના પાડે છે બીજા સામાજિક કારણો પણ આને માટે જવાબદાર હોય એમ પુરવાર કરી શકાય એમ છે દા ત, આ રાજ્યોમા સામાજિક જીવન ખૂબ જ ગતિશીલ છે આ રાજ્યોના નાગરિકોમા તેમ જ

બીજાં રાજ્યોમાંથી પણ આ રાજ્યોમાં સ્થળાંતર ખૂબ જ ઝડપી થયા કરે છે. આ અવરજવર વિવિધ કક્ષાના, વિવિધ સંસ્કારોવાળા માનવીઓની અને સમૂહોની આવન-જાવન કરાવે છે. છૂટાછેડા લેનારાઓનો અભ્યાસ બતાવે છે કે લગભગ પાંચમા ભાગના છૂટાછેડા તો બીજા પ્રાંતોમાંથી આવતા લોકોને અપાયા છે. એનો અર્થ એ કે વસ્તીની ગતિ, હલનચલન, એક પ્રદેશથી બીજા પ્રદેશમાં અવરજવર અને તેને અંગે જરૂરી બનતાં કુટુંબફેર પણ આ કાનૂનો ઘડવા માટે ભૂમિકા ઘડતા હોય. આમ કાયદો છૂટાછેડાના પ્રમાણ માટે મૂળભૂત કારણ બનવાને બદલે, આ પ્રાંતની સામાજિક જરૂરિયાતનું અને તે સમાજના માનસનું પ્રતિબિંબ જ પાડતો હોય છે.

આ વસ્તુ બીજી રીતે પણ પુરવાર થાય છે. યુનાઇટેડ સ્ટેટ્સમાં ઈ.સ. ૧૮૯૦થી આજ સુધીમાં છૂટાછેડાનું પ્રમાણ ૫૦૦ ટકા વધી ગયું છે. જ્યારે તે જ સાલથી કાયદાઓનો ઝોક છૂટાછેડાની વિરુદ્ધનો વધારે ને વધારે થતો જાય છે. જો કાયદો જ છૂટાછેડાના પ્રમાણ માટે જવાબદાર હોય તો તેમાં આ ૫૦૦ ટકા વધારો કેવી રીતે થયો તે આપણે સમજાવી શકીશું નહિ.

કાયદો એ જ છૂટાછેડાના પ્રમાણ માટે જવાબદાર છે તે અનુમાન કેટલું અધૂરું અને અસંતોષકારક છે, તે આપણે બીજા દેશોમાં પ્રવર્તતી પરિસ્થિતિનાં દૃષ્ટાંતોથી પણ પુરવાર કરી શકીએ. પરંતુ તે દૃષ્ટાંતો લેતાં પહેલાં લગ્નવિચ્છેદ અંગેના કાયદાઓ અંગે કેટલીક સ્પષ્ટતા કરવી જરૂરી છે.

લગ્નવિચ્છેદ અંગેના કાયદાઓ પાછળ ત્રણ જુદા જુદા પ્રકારનાં વલણો કામ કરતાં હોય છે. તે વલણો લગ્ન તરફની જુદી જુદી ભાવનાઓ-માંથી ઉદ્ભવે છે. આપણે એ ત્રણે પ્રકારની ભાવનાઓ અને તેમાંથી નિકસતાં જુદા જુદા પ્રકારનાં વલણોનો આછો પરિચય કરીએ. એ સમજાશે તો જ એક જ કાયદો એના ભૂમિકાફેરને લીધે કેવી જુદી જુદી અસર ઉપજાવે છે તે આપણને સમજાશે.

### (૧) "જેમને ઈશ્વરે એક કર્યાં છે તેને કોઈ છૂટાં ન પાડે" ("Whom God has joined together let no man put asunder"):

રોમન કેથોલિક ધર્મનું લગ્નની બાબત આ પ્રકારનું સખત વલણ છે. આ વલણથી ઘડાયેલો કાયદો લગ્નવિચ્છેદ માટે ખૂબ જ કપરામાં કપરી શરત મૂકી બને ત્યાં સુધી છૂટાછેડા ન જ થાય અગર અશક્ય જ બને એવો પ્રયત્ન કરે છે. ફેસિસ્ટ ઈટલી અને યુ.એસ.એ.ના 'સાઉથકેરોલીના'

નામના રાજયમાં આ સિદ્ધાંત કાયદાના આમુખ તરીકે સ્વીકારાયો હતો. જે દેશોમાં કાયદા પાછળ આ ભૂમિકા હોય ત્યાં છૂટાછેડાનો કાયદો હોય તો પણ છૂટાછેડાનું પ્રમાણ ઓછું કરવામાં મદદરૂપ થાય છે.

## (૨) છૂટાછેડા માટેનું બીજું વલણ :

આ વલણ પાછળ લગ્ન અંગે નીચેની ભાવના છે. લગ્ન સામાન્ય રીતે તો અતૂટ જ રહેવું જોઈએ લગ્નવિચ્છેદ એ ખરાબ જ ઘટના છે. પરંતુ કેટલાક ગંભીર, અસહ્ય ગુનાઓમાં લગ્નવિચ્છેદ કરવાની છૂટ હોવી જોઈએ આમ લગ્ન અતૂટ રહેવું જોઈએ એ મુખ્ય ભૂમિકા છે. લગ્નવિચ્છેદનો અમુક અનિવાર્ય સંયોગોમાં સ્વીકાર કર્યાં છતાં તે બને ત્યાં સુધી ટાળી શકાય એવો પ્રયત્ન કરવો એવું વલણ કાયદા પાછળ હોય છે આ વલણની ભૂમિકા ઉપર રચાતા કાયદામાં જેમ બને તેમ અઘરી શરતો છૂટાછેડા માટે મૂકવામાં આવે છે ખૂબ જ ગંભીર ગુનાઓ સિવાય છૂટાછેડાને મંજૂરી ન આપવી એ ભૂમિકા પણ કાયદા પાછળ કામ કરતી હોય છે. યુરોપના ઘણાખરા દેશોમાં અને અંગ્રેજી ભાષા બોલતી લગભગ સર્વ પ્રજાના આ અંગેના કાયદાઓ આ ભાવનાના પાયા ઉપર રચાયા છે.

## (૩) છૂટાછેડાના કાયદા પાછળનું ત્રીજું વલણ :

આ વલણમાં છૂટાછેડા માટે કોઈ સૂગ નથી અને તેને માટે સર્વ સરળતા કરી આપવી એ કાયદાની ફરજ છે એમ માન્યતા છે. આ વલણમાં લગ્નને બે સાથીઓના પરસ્પરની સંમતિથી સહજીવન માટેના સંબંધ તરીકે જ ગણવામાં આવે છે. લગ્નને થોડાંક વિશિષ્ટ સંરક્ષણો સાથે પણ બે વ્યક્તિનો સંમતિપૂર્વકનો કરાર જ ગણવો જોઈએ એમ ગણાય છે, અને બે વ્યક્તિની સંમતિથી તેને તોડવામાં કશી નાનમ નથી એટલું જ નહિ, પરંતુ તે જ યોગ્ય છે એમ આ ભાવનામાં માનવામાં આવે છે. ટૂંકમાં, લગ્નને બે પરણનાર વ્યક્તિઓની સંમતિ હોય તો જ ચાલુ રાખવું, અને બન્નેની મરજી થાય અને સંમતિ હોય તો લગ્નવિચ્છેદ કરી નાખવામાં કશો જ વાંધો ન રાખવો, એવી ભાવના છે.

આ વલણ ઉપર જણાવેલા બીજા વલણથી તદ્દન જ ઊંધું છે. એકમાં લગ્નવિચ્છેદ અનિચ્છનીય, પરંતુ અમુક પરિસ્થિતિમાં અનિવાર્ય, ગણવામાં આવ્યું છે; જ્યારે બીજા વલણમાં લગ્ન અને લગ્નવિચ્છેદ બન્નેને સંમતિ ઉપર રચાયેલાં અને સંમતિ હોય ત્યાં સુધી ચાલુ રાખવા જેવા જ

સામાજિક સબધ તરીકે ગણવામા આવ્યા છે આપણે આ સ્પષ્ટ કરવા ઉદાહરણ લઈએ ઇગ્લેડ કે અમેરિકામા જો છૂટાછેડા લેતી વ્યક્તિઓ એમ જાહેર કરે કે, તેઓ આ લગ્નવિચ્છેદ પરસ્પર સમતિથી કરે છે તો કાયદો તેને પરસ્પર મળી છૂટા પડવા માટે કાવતરુ (Collusion) કર્યાનો આરોપ મૂકી, છૂટાછેડા નહિ જ આપે જ્યારે યુરોપના સ્કેન્ડેનેવિયન દેશો તેમ જ બીજા પણ કેટલાક રાષ્ટ્રો, સોવિયેટ રશિયા (સિદ્ધાતમા), ચીન અને જાપાનમા કાયદો પરસ્પરની સમતિને લગ્નવિચ્છેદ માટે બહુ જ યોગ્ય અને પૂરતુ કારણ ગણે છે

કાયદા પાછળ રહેલા આ વલણોનો અભ્યાસ સ્પષ્ટ કરે છે કે, કાયદાને લગ્નવિચ્છેદ માટે મૂળભૂત કારણ ગણવા માગતા વિચારકો ભૂલ કરે છે લગ્નવિચ્છેદનો કાયદો હોય તો પણ તેની પાછળની ભાવના તેના પ્રમાણમા વધઘટ કરવામા ઘણે અશે જવાબદાર રહે છે

આમ, ધર્મની માફક કાયદાને પણ લગ્નવિચ્છેદના પ્રમાણ સાથે સીધો સબધ નથી કાયદાને લગ્નવિચ્છેદના પ્રમાણફેર સમજાવવાના મૂળ કારણ તરીકે નહિ, પરતુ ગૌણ કારણ તરીકે ગણી શકાય

અહીં લગ્નવિચ્છેદના જુદા જુદા પ્રમાણ માટે કયા સામાજિક બળો જવાબદાર છે એમ પ્રશ્ન ઊઠે છે આપણે તે બળો સમજવા પ્રયત્ન કરીએ

લગ્નવિચ્છેદ અને તેના પ્રાદેશિક તફાવતોના કારણો શોધવા માટે પદ્ધતિસરના અભ્યાસો પૂરતા પ્રમાણમા થયા નથી આથી આપણે અહીયા તે અગેના થોડા મહત્ત્વના અનુમાન જેવા મતવ્યો દ્વારા આ ઘટનાને સમજવાનો પ્રયત્ન કરીશુ

**લગ્નવિચ્છેદના જુદા જુદા પ્રમાણને સમજાવતાં કેટલાંક મહત્ત્વનાં સામાજિક બળો (Some Sociologically significant factors in differential divorce rates):**

વર્તમાન સમાજમા લગ્નવિચ્છેદની ઘટના અને તેના જુદા જુદા પ્રમાણને સમજવા માટે ત્રણ સામાજિક તત્ત્વોની કુટુબજીવન અને લગ્નજીવન ઉપરની અસરની સમજ બહુ જ મદદરૂપ થાય એમ લાગે છે

**(૧) વર્તમાન સમાજમાં ખૂબ જ ઝડપી ગતિશીલતા,**

**(૨) લગ્નજીવનમાં સાથીઓની પરસ્પર વફાદારી માટેની ઉત્કટ આતુરતા,**

**(૩) લગ્નની ભૂમિકા તરીકે વિકસેલી પ્રણયની ભાવના અને તેના પરિણામો**

## સામાજિક સાતત્ય અને ગતિશીલતા (Social Continuity and Mobility):

સમાજજીવન એક પ્રકારનું સાતત્ય માગે છે. પરંતુ જ્યાં જ્યાં સામાજિક જીવનપદ્ધતિમા અને સામાજિક પ્રણાલિકામાં એકાએક, લગભગ ક્રાન્તિકારી પરિવર્તન આવ્યુ છે ત્યાં ત્યાં છૂટાછેડાનો દર એકદમ વધી ગયેલો જોવામાં આવે છે, અને તેમાં પણ જ્યાં આ પરિવર્તન એવા પ્રકારનુ હોય કે જેમાં સ્ત્રીઓને માટે રોજના, મજૂરી અને નોકરીધંધાનાં દ્વાર અચાનક ખૂલી ગયાં હોય ત્યાં તો છૂટાછેડાનુ પ્રમાણ ઘણુ વધી ગયેલુ જોવામાં આવે છે. આપણે રશિયા અને યુ.એસ.એ.ના દૃષ્ટાંતથી જ તે સમજીએ સોવિયેટ રશિયા ઈ. સ. ૧૯૧૭થી ઈ. સ. ૧૯૩૬ દરમિયાન રાજકીય અને આર્થિક ક્રાન્તિ અનુભવી રહ્યું હતુ. તદુપરાંત આ સમય ગાળાએ જૂની પ્રણાલિકાઓને ફગાવી દઈ નવા મૂલ્યો અને સંસ્થાઓ વિકસાવી રહ્યો હતો. આ અતિ ઉત્કટ સામાજિક ક્રાન્તિ દરમિયાન સોવિયેટ રશિયામા છૂટાછેડાના પ્રમાણમા ખૂબ જ વધારો થયેલો જોવામાં આવે છે. તે જ પ્રમાણે યુનાઇટેડ સ્ટેટ્સ ઑફ અમેરિકામા વ્યક્તિવાદના બહોળા પ્રચારે જૂના રૂઢિવાદ ઉપર જબરજસ્ત ફટકો લગાવ્યો હતો, અને નવા વ્યક્તિવાદી માનસની ભૂમિકા રચી હતી. આમ, સામાજિક પરંપરા દર્શાવતા મૂલ્યોને ફટકો લાગતાં ત્યાં પણ છૂટાછેડાનુ પ્રમાણ એકદમ વધી ગયુ.

કુટુંબ એક દ્રષ્ટિએ સામાજિક સાતત્યની પરંપરાનુ અને સામાજિક સાતત્યની પરંપરાના સ્વભાવનુ કેન્દ્ર છે. એકંદરે તેમાં પેઢી-દર-પેઢીના સાતત્યની તેમજ સામુદાયિક પ્રણાલિકાની ભાવના વધુ ઘેરી અને બુનિયાદી હોય છે. આ સામાજિક સાતત્યની ભાવના હવે ક્યાં કેટલા પ્રમાણમાં રહી છે તેનો એક આડકતરો પુરાવો કુટુંબનાં વિવિધ દૃષ્ટિબિન્દુઓમા પણ જણાય છે.

યુ એસ.એ.ના પ્રમાણમાં ઓછા ગતિશીલ અને વધુ જૂની પ્રણાલિકાઓથી ઓપિત યુરોપીય દેશોમાં અભ્યાસીઓનો કુટુંબના આ સાતત્યના અભ્યાસ તરફ ઝોક વધુ છે. જ્યારે અમેરિકન અભ્યાસીઓ યુ એસ એ ના કુટુંબના અભ્યાસોમાં સાતત્ય ઉપર પ્રમાણમાં ઘણો ઓછો ભાર મૂકે છે.

યુનાઇટેડ સ્ટેટ્સની ઝડપી ગતિશીલતા, અને ખાસ કરીને યુનાઇટેડ સ્ટેટ્સના પશ્ચિમી વિભાગની ખૂબ જ ઝડપી જીવનપદ્ધતિ; આ સામાજિક સાતત્યની ભાવનાને નબળી પાડે છે. ઝડપી સ્થળાંતર, જગ્યાફેર અને ઘરફેર, તેમજ ઘડીઘડી થતી શહેરબદલી અને લત્તાઓની બદલીને પરિણામે

વ્યક્તિઓ ઉપર લોકમતનુ દબાણ હળવુ બની જાય છે

જુદા જુદા અભ્યાસો એક ઘટના સાબિત કરે છે. જ્યારે જ્યારે આખું કુટુબ અગર કુટુબની એક અગર બીજી પરિણીત વ્યક્તિ, ધધા અગર બીજા કોઈ પણ કારણે વારવાર સ્થળફેર કર્યા કરે છે ત્યારે આ ગતિશીલતા કુટુબની એકતાના તત્ત્વોને ઢીલા કરવા માંડે છે, અને તેને તોડવાની પ્રક્રિયા પણ તે શરૂ કરે છે ઓછા ગતિશીલ ઇગ્લેંડ અગર ફ્રાન્સ જેવા દેશોમા આ મૂઝવણો અને મુશ્કેલીઓ અનુભવતુ કુટુબ અગર પરિણીત વ્યક્તિઓ પ્રમાણમા જે સહનશીલતા આવા સમયે દાખવી શકે છે તે અમેરિકાના ખૂબ જ ઝડપી ગતિશીલતા અનુભવતા કુટુબો અગર પરિણીત વ્યક્તિઓ બરદાસ્ત કરવા તૈયાર થતા નથી આથી છૂટા પડવાની પ્રક્રિયા વધી જાય છે અને કુટુબ ઝડપથી તૂટી જાય છે

આમ, સામાજિક ગતિશીલતા લગ્નવિચ્છેદના વધતા જતા પ્રમાણને માટે ઠીક પ્રમાણમા કારણભૂત લાગે છે

**(૨) બેવફાઈ—લગ્નવિચ્છેદના કારણ તરીકે (Infidelity as a reason for Divorce):**

જૂની નીતિ જાતીય સબધમા વફાદારી—અને તેમા પણ ખાસ કરીને સ્ત્રીઓની વફાદારી—માગતી હતી પરતુ કુટુબના પાયા લોહીના સબધીઓ (Consanguity) ઉપર રચાયા હતા તદુપરાત, યુરોપીય દેશો તેમજ પૂર્વના દેશોમા લગ્ન બહારના કેટલાક જાતીય સબધો—અને તેમા પણ ખાસ કરીને પુરુષો માટે—ખુલ્લી રીતે અગર આડકતરી રીતે માન્ય રાખવામા આવ્યા હતા સ્ત્રીની પરાધીનતા પણ તેને પતિના જાતીય સ્ખલન તરફ સહિષ્ણુ બનાવતી. પરતુ વર્તમાનકાળમા નવા કુટુબની ભૂમિકા બદલાઈ છે જાતીય સંબધના આકર્ષણ અને પ્રણયની ભાવના ઉપર લગ્ન થાય છે અને કુટુબ રચાય છે પ્રણય—જાતીય આકર્ષણ—એ દપતીનો કેન્દ્રિત ભાવ હોઈ જાતીય સબધમા જૂની વફાદારીની ભાવનાને, ઉત્કટ અને વધુ તીવ્ર સ્વરૂપે વર્તમાન કુટુબ વિકસાવે છે પતિ પત્ની આ વફાદારીનો ખૂબ જ આગ્રહ રાખે છે એટલુંજ નહિ, પરતુ એમા સહેજ સ્ખલન આખા લગ્નસબધ અને કુટુબને વિઘાતક માને છે આમ, જાતીય વફાદારીનો આગ્રહ, જાતીય સબધ અગે ખૂબ જ સખતાઈ ભરી વર્તનપદ્ધતિ માગે છે સહજ સ્ખલન સાથીઓમા છૂટાછેડાનું માનસ ખડુ કરી દઈ, લગ્નવિચ્છેદનું પ્રમાણ વધારી દે છે યુરોપ અને પૂર્વના

દેશો કરતાં યુ.એસ.એ.નાં સાંસ્કૃતિક મૂલ્યો આ દિશામાં ખૂબ જ તીવ્ર સ્વરૂપે વિકસ્યાં છે. જૂના માનસવાળા કુટુંબમાં જાતીય સંબંધમાં એકાદ સાથીની બેવફાઈની ભૂલ કુટુંબને પીંખી નાખતી કે એકદમ તોડી નાખતી નથી તે આ નવાં મૂલ્યોવાળાં કુટુંબોમાં કુટુંબને, લગ્નસંબંધને અને સાથીઓના સહજીવનને એકદમ પીંખી નાખી તેને છિન્નભિન્ન કરી નાખે છે.

આમ જાતીય સંબંધમાં સહજ બેવફાઈ નવા સંયોગોમાં છૂટાછેડાનું પ્રમાણ વધારવામાં કારણભૂત બને છે, અને અમેરિકામાં તેનો દર વધારવા માટે બીજાં કારણો સાથે જવાબદાર છે, એમ કહેવામાં આપણે છૂટાછેડાના પ્રમાણ માટે સાચાં કારણો શોધવામાં વધુને વધુ વાસ્તવની નજીક જઈએ છીએ.

## (૩) લગ્ન માટે વિકસેલી પ્રણયની ભાવના—લગ્નવિચ્છેદના વધતા જતા પ્રમાણના કારણ તરીકે (Romantic Love as a Factor of Divorce):

વર્તમાન સમયમાં સાથીઓની પરસ્પરની વફાદારી માટેની ચીવટ વિષે ઉલ્લેખ કર્યો. આ વફાદારી માટેનો તીવ્રતાપૂર્વક આગ્રહ વર્તમાન લગ્ન પાછળ રહેલી પ્રણયની ભૂમિકા સાથે ખૂબ જ નિકટનો સંબંધ ધરાવે છે, એ અંગે પણ ધ્યાન ખેંચ્યું. આપણે જોયું તેમ, આ પ્રણયની ભાવના અને લગ્ન માટેની ભૂમિકા ખૂબ જ આધુનિક છે. તે પિતૃસત્તાક કુટુંબમાં પ્રચલિત જાતીય સંબંધ અંગેના ખ્યાલોથી તદ્દન જ વિરોધી માનસ છે.

પ્રણય — પ્રેમ (Romantic Love)—એ ખૂબ જ વ્યક્તિ-કેન્દ્રિત માનસ છે તેની તીવ્રતા વધતીઘટતી પણ રહે. તેમાં ભરતી અને ઓટ, આવેગની તીવ્રતા, અને લાગણીની સ્થિરતા વ્યક્તિ વ્યક્તિના મનના બદલાતા ભાવો ઉપર આધાર રાખે. પ્રણયથી સંકળાયેલી બે વિકસિત વ્યક્તિઓમાં સુમેળ એ બે વ્યક્તિઓમાં સંવાદની ભૂમિકા હોય ત્યાં સુધી જ ટકી રહે છે. પરંતુ પ્રણયની વૈયક્તિક ઊર્મિ અને તેમાંથી વિકસતી મનોદશા બદલાતા સંયોગોમાં બદલાઈ પણ જાય. પલટાતા સમાજમાં તે વ્યક્તિના ઊર્મિજીવનમાં ભરતીઓટ લાવે. મનોભાવ તાઝગી પણ અનુભવે અને કોઈક વાર થાક પણ અનુભવે આવી ચંચલ લાગણી કાયમી સંસ્થા સ્થાપવા માટે બહુ પ્રેરક અને યોગ્ય તત્ત્વ નથી. પ્રણયની લાગણીમાં આવતો ભરતીઓટ, તેની જ ભૂમિકા ઉપર રચવામાં આવતી કુટુંબ-સંસ્થાને ડામાડોળ હાલતમાં મૂકે છે. કોઈક વખત પ્રણયીઓની લાગણીનો ઊભરો

કુટુંબને, કુટુંબના સભ્યોને ખૂબ જ નિકટતાથી સાંકળી લે છે, તો કોઈક વખત તે પ્રણયીઓની લાગણીમાં આવેલી ઓટ સભ્યો વચ્ચે અંતર ઊભું કરી કુટુંબરચનાને ઢીલી બનાવી દે છે.

મોટા ભાગના લગ્નવિચ્છેદ કરનારા અને પુનર્લગ્ન કરનારાઓ તીવ્ર પ્રણયની આ એકમાત્ર અસ્થિર માનસિક ભૂમિકા ઉપર જ સ્થાયી લગ્નસંબંધ તથા કુટુંબવ્યવસ્થા ઘડવા યત્ન કરે છે. આ પ્રણયનું તત્ત્વ આજના કુટુંબની અસ્થિરતામાં કેટલો મહત્ત્વનો ભાગ ભજવે છે તે આપણે આગળ ઉપર જોઈશું અહીંયાં તો એ જ ધ્યાનમાં રાખવાનું છે કે, તે લગ્નવિચ્છેદના વધતા જતા પ્રમાણને સમજવામાં ઠીક ઠીક મદદ કરે છે

પ્રણયની ભાવનાએ સમસ્ત અમેરિકન સંસ્કૃતિને ખૂબ જ ઘેરા રંગે રંગી છે. ત્યાંનું સાહિત્ય અને જાહેરખબરની ઢબ પણ આ વસ્તુ પુરવાર કરે છે. અમેરિકન નવલકથાઓ, નાટકો, ચલચિત્રો, ટૂંકી વાર્તાઓ અને મોટા ભાગની જાહેરખબરો આ પ્રણયની ભાવના ઉપર જ ભાર મૂકે છે. કેટલાક અભ્યાસીઓ તો એમ પણ માને છે કે, પ્રણય — લગ્ન — મારેનો આગ્રહ જગતમાં સહુથી વધુ અમેરિકામાં જોવામાં આવે છે આ ઘટના સત્ય હોય તો તે લગ્નવિચ્છેદના ત્યાં વધતા જતા પ્રમાણને સમજાવવામાં મદદરૂપ થાય છે.

વધતા જતા છૂટાછેડાની ઘટનાની વિસ્તૃત ચર્ચા કરી આપણે જોયું કે, તેનો વિકસના નવા કુટુંબ — તેની ભૂમિકા, તેનું માનસ અને તેની રચના — સાથે ઠીકઠીક સંબંધ છે.

હવે આપણે પિતૃસત્તાક કુટુંબમાંથી વિકસતા નવા કુટુંબપ્રકારને વધુ વિગતથી સમજીએ. એ પ્રકાર ધીરે ધીરે સર્વવ્યાપી બનવા માંડયો છે તેની રચના, તેનાં કાર્યો, તેની અંદર રહેલું માનસ, તેણે ઊભા કરેલા પ્રશ્નો અને તેનું ભવિષ્ય એ સર્વ અંગે યોગ્ય સમજ ખૂબ જ જરૂરી છે. એ સમજ જ આપણને વર્તમાન કુટુંબ-સંસ્થા અંગે સત્ય અનુમાનો કરવાની તક આપશે.

## નવા પ્રકારની કુટુંબવ્યવસ્થાનો વિકાસ (Evolutionary Emergence of a New Family type):

કુટુંબવ્યવસ્થામાં થઈ રહેલા મજબૂત ફેરફારો આમ તો કુટુંબસ્વરૂપનાં ઉત્ક્રાન્તિનાં જ તત્ત્વો છે. આપણે કુટુંબના સ્વરૂપમાં અને કાર્યક્ષેત્રમાં આ ફેરફાર દ્વારા થઈ રહેલા પરિવર્તન તપાસી નવા કુટુંબને વિસ્તારપૂર્વક સમજવા પ્રયત્ન કરીએ.

**(૧) બિનજરૂરી કાર્યોમાંથી કુટુંબની મુક્તિ (The separation of the family from non-essential functions):**

વર્તમાન કુટુમ્બના ઉદ્ભવ પહેલાની કુટુમ્બવ્યવસ્થાઓ, કુટુંબ તરીકે જરૂરી નહિ એવા ઘણા અનાવશ્યક કાર્યોની જવાબદારી ઉપાડતી હતી વર્તમાન સમયમા વિકાસક્રમે નવુ કુટુમ્બ આ બિનજરૂરી કાર્યોમાથી મુક્ત થવા માડયુ છે આ સર્વ બાહ્ય કાર્યો હવે બીજી સામાજિક સંસ્થાઓ ઉપાડી રહી છે

આ ભિન્ન ભિન્ન સસ્થાઓ જુદા જુદા કાર્યમા નિષ્ણાત હોઈ તે તે કાય વધારે કુનેહથી, ઓછા ખર્ચે અને વધુ સરળતાથી કરે છે દા ત, કુટુમ્બ પહેલા ઉત્પાદનનુ પણ કાર્ય કરતુ હવે ઉત્પાદનનું કાર્ય કારખાના અને ઑફિસોએ ઉપાડી લીધુ છે, અને તેઓ એ કાર્ય વધુ સરળતા, ઓછી મહેનત, વધુ નિપુણતા અને વધુ એકાગ્રતાથી કરી શકે છે તેજ પ્રમાણે કુટુમ્બ પહેલા કેળવણીનુ પણ કાર્ય કરતુ હતુ હવે કેળવણીનુ કામ જુદી જુદી કક્ષાની શાળાઓ વધુ વિવિધતાથી અને વધુ કુનેહપૂર્વક કરી શકે છે આ કેળવણીધામો બાળકોને કેળવણી માટે સુદર અને વિપુલ પ્રમાણમા સાધનો અને સગવડો પૂરા પાડી શકે છે સામાન્યત કુટુબ માટે તે સાધનો પૂરા પાડવાનુ શક્ય નથી કુટુમ્બ પહેલા માદાઓની શુશ્રૂષાનુ પણ કર્તવ્ય બજાવતુ, પરતુ એ કાર્ય હવે દવાખાના અને હોસ્પિટલોએ ઉપાડી લીધુ છે નિષ્ણાત વૈદ્યો, ડૉક્ટરો અને નર્સો વગેરેથી ચાલતી હોસ્પિટલો અને દવાખાનાઓ જેટલી ઝીણવટભરી રીતે, કાળજીથી સમજપૂર્વક અને સગવડતા સહિત આ સારવાર કરી શકે છે તેટલી સારવાર કુટુબ કદી કરી શકે નહિ આ જ પ્રમાણે કુટુંબના બીજા આનુષગિક કાર્યો બીજી સસ્થાઓએ ઉપાડી લીધા છે ઘરકામ તરીકે ગણાઈ ગયેલાં કપડા ધોવાના, રસોઈ કરવાના દાણાદૂણી સાફ કરવાના, પાપડ અથાણા બનાવવાના, વીણવા ઝૂડવાના વગેરે કાર્યો હવે શહેરમા બહારની સસ્થાઓ કરે છે

આમ, કુટુબ હવે બજારુ તૈયાર માલ ઉપર કોલેજ–શાળાઓના પાઠ્યપુસ્તકો ઉપર, શિક્ષકો ઉપર, સમાજસેવકો ઉપર, ડૉક્ટરો અને દવાખાનાઓ ઉપર, દરજી, લોન્ડ્રી, રેસ્ટોરન્ટ અને ખાનાવળો ઉપર તેમ જ બજારમાથી મળતી ચીજવસ્તુઓ અને સવલતો ઉપર વધુ અને વધુ આધાર રાખતુ જાય છે આમ, કુટુબના કાર્યો ખૂબ જ ઓછા થતા જાય છે, તેમ જ ઘણા કાર્યોમા ફેરફાર પણ થતા જાય છે પરતુ તે કારણે

કુટુંબ-સંસ્થાનું મહત્ત્વ ઘટતું નથી. કારણ કુટુંબ-સંસ્થાનાં જે આવશ્યક અને ખાસ કાર્યો છે તે તેને હમેશાં જ માનવસમાજની આવશ્યક અને મૂળભૂત સંસ્થા તરીકે સ્થાન આપશે. એ કાર્યો બીજી કોઈ પણ સંસ્થા કરી શકતી નથી

આપણે કુટુંબનાં આ વિશિષ્ટ અને અનોખાં કાર્યો કયા તે સમજીએ.

## (૨) વર્તમાન કુટુંબનાં મુખ્ય કાર્યો :

કુટુંબનાં આવશ્યક કાર્યો કયાં? જીવનમાં તે એવાં કયાં કાર્યો કરે છે જે બીજી કોઈ પણ સંસ્થા કે મંડળ કરી શકતુ નથી?

જાતીય સંબંધે સંકળાવાની ઇચ્છા કરનાર અને તે માટે સહજીવન ગાળનાર કુટુંબના સભ્યોના હેતુ, તેમની ભૂમિકા અને તેમાંથી નીપજતાં પરિણામો, બીજાં કાર્યો માટે ભાગીદારી કરતાં મંડળો કરતાં તદ્દન જ જુદા પ્રકારનાં હોય છે. બીજાં મંડળોની તેમના સભ્યો પાસેની માગણી અને સભ્યો તરફની ફરજ કરતાં કુટુંબની પોતાના સભ્યો પાસેની માગણી અને ફરજ જુદા પ્રકારનાં હોય છે.

કુટુંબ જેમ જેમ અસંબદ્ધ કાર્યોથી મુક્ત થતું જાય છે તેમ તેમ તેનાં વિશિષ્ટ કાર્યોને સ્પષ્ટપણે વ્યક્ત કરવા માડે છે. કુટુંબની કાર્ય-પ્રણાલિકાની એક વિશિષ્ટતા છે. કુટુંબ કોઈ એક કાર્ય કુશળતાથી કરવામાં પોતાની ખૂબી દાખવતુ નથી, પરંતુ જીવનનાં કેટલાંક મૂળભૂત અને ખૂબ જ નિકટતાથી સંકળાયેલાં કાર્યોમાં સુંદર સુમેળ લાવી, જીવનશૈલી વિકસાવવાની શક્તિમાં તે પોતાની ખૂબી દાખવે છે.

સામેનો તકતો આપણને કુટુંબનાં ખાસ, વિશિષ્ટ કાર્યો અને અત્યાર સુધી બીજી સંસ્થા પણ કરી શકે એવાં અસંબદ્ધ લાગતાં તેનાં કાર્યોનું સ્પષ્ટ વિભાગીકરણ દર્શાવે છે.

તકતામાં દર્શાવ્યા મુજબ કુટુંબનાં વિશિષ્ટ અને પોતાનાં જ આગવાં ત્રણ કાર્યો છે. વર્તમાન કુટુંબ મુખ્યત્વે આ ત્રણ કાર્યો જ કરે છે. એ ત્રણ કાર્યો નીચે પ્રમાણે છે:

(૧) સંતતિનું પ્રજનન, સંભાળ અને ઉછેર;

(૨) લગ્નથી જોડાયલ દંપતીની જાતીય ભૂખને સ્થાયી સંતોષ આપવાની વ્યવસ્થા;

(૩) આર્થિક, સાંસ્કૃતિક અને ઊર્મિનો ઘેરો સંતોષ આપતા ગૃહજીવનનું સર્જન.

## તકતી ૧૦


વર્તમાન પ્રકારના કુટુંબનો વિકાસ
પિતૃસત્તાક કુટુંબ
વિવિધ કાર્યલક્ષી એકમ, ઉત્પાદન એકમ વગેરે
બિનજરૂરી કાર્યો
નિષ્ણાતીકરણ થયેલા અને બીજા
મંડળોએ ઉપાડી લીધેલા
વિવિધ સરકારી મંડળો
ગર્ભના ધાર્મિક મંડળો
કિન્ડર ગાર્ટન શાળા વગેરે કેળવણી મંડળો
વિવિધ આર્થિક મંડળો
આરોગ્ય હૉસ્પિટલો વગેરે
રંજન સંસ્થાઓ વગેરે
જરૂરી કાર્યો
જાળવી રાખેલા અને જેની
કુશળતામાં વધારો
જાતીય ભૂખને સ્થાયી સંતોષ
પ્રજનન અને બાળ ઉછેર
ગૃહ જીવનની વ્યવસ્થા
જરૂરી કાર્યો સંકળાયેલા

સફળ કુટુંબમાં જ આ ત્રણે કાર્યો અદ્ભુત સુમેળ સાધે છે, અને એકબીજાનાં પૂરક બની દંપતીને અનેરો સંતોષ આપે છે. આ કુટુંબજીવનમાં જાતીય સંબંધ એ કોઈ અળગો અનુભવ નથી બનતો. આ પ્રકારની અળગી જાતીય ભૂખ છિપાવવાનું કાર્ય આપણને લગ્ન બહારના જાતીય સંબંધમાં કે ગણિકા-જીવનમાં જોવા મળે છે. સફળ કુટુંબમાં તો જાતીય સુખ દંપતીના જીવનના અનેક સંયુક્ત અનુભવો અને સર્વ-સામાન્ય પ્રશ્નોને હલ કરવાના એક અંગ જેવો દંપતીનો એક અખતરો બની રહે છે. આમ, જાતીય સુખનો અનન્ય આનંદ અને સંતોષ કુટુંબમાં જ—આદર્શ કુટુંબમાં જ સર્વથી સરસ રીતે થાય છે. તે જ પ્રમાણે બાળઉછેર પણ કુટુંબમાં જ—સફળ કુટુંબમાં જ સર્વથી સરસ રીતે થાય છે. વિવિધ અભ્યાસોએ આ વિધાન દૃષ્ટાંતોથી સાબિત કર્યું છે. રાજ્ય તરફથી ચાલતી બાળઉછેરની નર્સરી કે બીજી સંસ્થાઓ તરફથી ચલાવવામાં આવતાં બાળઉછેર મંડળો કરતાં કુટુંબનું ગૃહજીવન બાળકોના વિકાસ માટે વધુ સારું વાતાવરણ ઊભું કરે છે.

આમ, અનેક જૂનાં આર્થિક અને સામાજિક કાર્યોના ભારથી મુક્ત થતા કુટુંબની સફળતા તેનાં આ ત્રણ કાર્યો અંગેની જરૂરિયાતો અને લાગણીઓમાં સુંદર સુમેળ સાધી તે પોતાની વિશિષ્ટ ફરજ બજાવે છે કે નહિ તેના ઉપર આધાર રાખે છે. જેટલા પ્રમાણમં તે આ સંવાદ જગાવી શકે તેટલા પ્રમાણમાં તે સફળ બને છે.

## (૩) કુટુંબનાં કાર્યોનાં બદલાતાં પાસાંઓ (Changing aspects of the family functions):

વર્તમાન કુટુંબના વિકાસની ખાસિયત એ છે કે તે માત્ર અસંબદ્ધ કાર્યોમાંથી મુક્તિ મેળવે છે એટલું જ નહિ, પરંતુ તેનાં આગવાં કાર્યોમાં તે નવો ઢંગ અને નવી ઢબ લાવે છે.

વર્તમાન કુટુંબમાં તેનાં મુખ્ય કાર્યોમાં પણ અમુક પ્રકારનો વિકાસ થયો છે. તે કાર્યોની ઢબમાં પણ પરિવર્તન થયું છે. એટલે વર્તમાન કુટુંબે પોતાનાં ત્રણે પ્રધાન કાર્યો કરવાની ઢબમાં, તે કાર્ય કરવાની છટામાં વધુ તીવ્રતા, વધુ સફાઈ, વધુ ઝીણવટ અને વધુ કુનેહ વિકસાવી છે. આમ અસંબદ્ધ કાર્યોમાંથી મુક્તિ મળતાં કુટુંબ તેનાં વિશિષ્ટ કાર્યોને વિકસાવી સફાઈદાર અને ઝીણવટભર્યાં બનાવવા સમર્થ થાય છે.

આ દૃષ્ટિથી કુટુંબની ત્રણે મુખ્ય પ્રવૃત્તિઓનું સરવૈયું વર્તમાન કુટુંબની ખૂબી સમજવામાં વધુ મદદરૂપ બનશે.

## (૧) પ્રજનન અને બાળઉછેર (Procreation and child rearing):

માનવજાતની અમરવેલ ચાલુ રાખવાનું કાર્ય પહેલાં પણ મુખ્યતઃ ભાગે કુટુંબનું હતું અને આજે પણ તેનું જ છે. પરંતુ હવે તે કાર્ય કુટુંબનું પ્રધાન કાર્ય બની ગયું છે. આ ઘટના આપણને ઘટતાં જતાં ગેરકાયદેસર જન્મેલા બાળકો (Illegitimate children)ની સંખ્યાના પ્રમાણમાંથી જોવા મળે છે. તદુપરાંત કુટુંબ પ્રજનનનું કાર્ય વધારે કુનેહ અને વધારે સફળતાથી કરે છે. વર્તમાન કુટુંબ બાળકના જન્મ પહેલાં, જન્મ સમયે અને તેના શૈશવ સમયની પ્રવૃત્તિઓ અને ફરજોને વધુ સ્વભાનપૂર્વક, વધુ સમજ અને જ્ઞાન સાથે ઉપાડી લે છે. આ સત્યનો પુરાવો ઘટતા જતા બાળમૃત્યુના પ્રમાણમાં, ઓછા થતા બાળરોગોમાં આપણને સ્પષ્ટપણે મળી આવે છે. કુટુંબની આ સર્વ સફળતા માટે ડૉક્ટરો, દવાખાનાં, સારવાર, નવા પ્રકારના તૈયાર ખોરાક વગેરે બાહ્ય સંસ્થાઓ અને સવલતોની જવાબદાર મદદની જરૂર છે. પરંતુ આ સર્વ સંસ્થાઓ અને સાધનોનો ઉપયોગ કરવાની જવાબદારી તો કુટુંબની જ રહે છે. આમ, બાળઆરોગ્ય, બાળકેળવણી અને બીજા તે અંગેના તેને આનુષંગિક જ્ઞાનના વધારાથી માબાપની કુશળતા વધી છે, પરંતુ તેની જ સાથે તેમની બાળઉછેર અંગેની જવાબદારી પણ ખૂબ જ વધી છે.

હજી પણ બાળઉછેર અંગે ઘણું ઘણું કરવાનું બાકી છે હજી સુઘડ બાળઉછેર કરવામાં કુટુંબને અનેકવિધ મુશ્કેલીઓ નડે છે. ગરીબ કુટુંબો વધતી જતી સગવડો અને સાધનોનો હજી ઉપયોગ કરી શકતાં નથી. વળી બાળકોને નવા અને બદલાતા સમાજજીવનના વાતાવરણમાં ફક્ત જીવન ટકાવી રાખવા જ નહિ, પરંતુ સમાજના બદલાતા પ્રવાહો સાથે જીવનને સફળતાપૂર્વક કેમ અનુરૂપ કરવું તેની તાલીમનો પ્રશ્ન પણ તીવ્રતાપૂર્વક ધ્યાન ખેંચી રહ્યો છે. કુટુંબ સમક્ષ તે અનેક મૂંઝવણો ઊભી કરે છે કુટુંબની સમસ્યાઓ વિષે પણ હવે વધુ ભાન આવવા માંડયું છે.

સંતતિનિયમનનું એક બહુ જ કલ્યાણકારક શસ્ત્ર પણ વર્તમાન કુટુંબના હાથમાં આવ્યું છે. તે માતાની સ્થિતિ સુધારવા અને બાળકની કાળજી રાખવા માટે સુંદર ભૂમિકા તૈયાર કરે છે. સંતતિનિયમનનો ઉપયોગ દંપતીજીવનનાં બદલાતાં જતાં મૂલ્યો અને વિકસતા જતા પ્રગતિશીલ ખ્યાલોનું પણ પ્રતિબિંબ પાડે છે. સંતતિનિયમન પાછળ રહેલી ભાવના એકંદરે ઉદાત્ત છે. તેમાં સુઘડ બાળજન્મ, માતાની

તબિયત તથા બાળકો માટે પૂરતી સગવડો છે કે નહિ તે સર્વ અંગેનો સ્વભાનપૂર્વકનો ખ્યાલ અને તે અંગેનાં માનવતાવાદી મૂલ્યોના વિકાસનું પ્રતિબિંબ પડે છે.

હજી સંતતિનિયમનનાં સાધનો એટલા પ્રમાણમાં પ્રચલિત થયાં નથી એટલું જ નહિ, પરંતુ સંતતિનિયમન વિરુદ્ધ હજી ખૂબ જ વિરોધ છે. ઘણી વાર એમ કહેવામાં આવે છે કે સંતતિનિયમનનાં સાધનોના ઉપયોગથી કુટુંબને સંતતિનું સર્જન કરવાનું કામ ફગાવી દેવાની નવી શક્તિ પ્રાપ્ત થાય છે. આ શક્તિ પ્રજનનના કાર્યને બહુ જ મોટો ધક્કો પહોંચાડશે એમ પણ માન્યતા રખાય છે. પ્રજનનના કાર્યમાં ઉપસ્થિત થતું આ વિઘ્ન ધીમે ધીમે સમસ્ત માનવસમાજના અસ્તિત્વને ભયમાં મૂકે એવો સંભવ ઊભો થયો છે, એમ પણ કેટલાક સંતતિનિયમનના વિરોધીઓ દલીલ કરે છે. પરંતુ સંતતિનિયમનને કારણે માનવજાત પોતાના આપઘાતનો માર્ગ લઈ રહી છે એ હાઉ હવે દૂર થવા માંડ્યો છે. માનવજાતનાં ઘણાં સંશોધનોને લીધે આવી જાતનો હાઉ ઊભો કરવામાં આવ્યો હતો. પરંતુ માનવી પોતાનાં સંશોધનોને અને નવીન કસબોને પોતાના કલ્યાણ અને જીવનને અનુકૂળ કેમ બનાવવાં એ કલા પણ સાધ્ય કરી રહ્યો છે. આમ, નવી પરિસ્થિતિમાં પ્રજનન અને બાળઉછેર નવા સ્વરૂપે કુટુંબ પાસે કાર્ય કરાવે છે.

## (૨) જાતીય ભૂખ:

માનવીની જાતીય ભૂખ સંતોષવા લગ્ન સંસ્થાએ શું શું કર્યું છે? નીતિની દૃષ્ટિએ નહિ, પરંતુ વાસ્તવિક અને ઇતિહાસના અનુભવની દૃષ્ટિએ જો ઉત્તર આપવાનો હોય તો આપણે એટલું જ કહી શકીએ કે, લગ્ન સંસ્થાએ આ કાર્ય ખૂબ જ વિવિધ પ્રકારે અને ગૂંચવણો ઊભી કરે એવી રીતે હજી સુધી કર્યું છે. જાતીય ભૂખ સંતોષવા લગ્નસંસ્થાએ એક જ માર્ગ અગર એક જ પદ્ધતિ સ્વીકારી નથી. ઇતિહાસમાં તેણે અનેક પદ્ધતિથી આ ભૂખ સંતોષવા પ્રયત્ન કર્યો છે. આ સંતોષવાની પદ્ધતિઓમાં માત્ર દૈહિક—શારીરિક, કામવાસનાને તૃપ્ત કરવાના માર્ગથી માંડી પરસ્પર પ્રેમના ઘેરા અનુભવ દ્વારા માનવીના સમસ્ત વ્યક્તિત્વને નવજીવન આપવાનો માર્ગ પણ અખત્યાર કર્યો છે.

લગ્ન અને જાતીય ભૂખનો પ્રશ્ન એટલો અટપટો,. એટલાં બધાં પાસાંઓવાળો છે કે, તે સંબંધી આગ્રહભર્યાં મંતવ્યો બાંધવાં એ બહુ જ

ભયજનક છે. પરંતુ એટલું સ્પષ્ટ છે કે, પિતૃસત્તાક કુટુંબવ્યવસ્થા કરતાં વર્તમાન કુટુંબવ્યવસ્થા વ્યક્તિગત અને દંપતીના ખૂબ જ નિકટના સંબંધ ઉપર રચાઈ છે. સાથીની પસંદગી માટે વર્તમાન કુટુંબમાં વધુ છૂટ છે. સાથીઓની પરસ્પર વ્યક્તિગત શક્તિઓના પરિચયનું અને પરસ્પર તરફ વ્યક્તિગત આકર્ષણનું તત્ત્વ વર્તમાન કુટુંબમાં વધારે હોય છે. એટલું જ નહિ, પરંતુ વધુ સ્પષ્ટતાથી વ્યક્ત થાય છે. આ વ્યક્તિગત પસંદગીનું તત્ત્વ અનેક પ્રશ્નો ઊભા કરે છે. એક તરફ તે લગ્નમાં અસ્થિરતાનું તત્ત્વ દાખલ કરે છે, જ્યારે બીજી તરફ જ્યાં સુધી લગ્નજીવન ટકી રહે છે ત્યાં સુધી દંપતીની જાતીય ભૂખને તે વધુ સારી રીતે, વધુ નાજુકતાથી અને વધુ સર્વાંગી રીતે સંતોષી શકે છે.

જેમ જેમ ઔદ્યોગિક ક્રાન્તિના વિકાસથી કુટુંબ આર્થિક ઉત્પાદનના એકમ તરીકે નબળું પડતું ગયું, તેમ તેમ સાથીઓની અંગત જીવન સંતોષનાની ભૂમિકા ઉપર વધુ ભાર મુકાવા માંડયો. એકબીજાની ઝીણવટ-ભરી દરકાર એ લગ્નની ભૂમિકા બની. આ જ કારણથી વર્તમાન કુટુંબ સમક્ષ ખૂબ જ સક્ષમ જવાબદારી ઉઠાવવાનું કાર્ય આવી પડયું. આ કાર્ય વધુ બુદ્ધિ, વધુ પુખ્તતા, વધુ કુનેહ અને વધુ સમજ માગે છે. ઘણી વાર નવદંપતીમાં આ શકિતઓ ખીલી હોતી નથી. અને તે કારણે કુટુંબને જટિલ સમસ્યાઓનો સામનો કરવો પડે છે.

સંતતિનિયમને આ કાર્યને અમુક અંશે મદદ કરી છે. પરંતુ સંતતિનિયમને જાતીય ભૂખનાં બે પાસાંઓને સ્પષ્ટપણે બહાર આણી સમાજ માટે એક બહુ જ અટપટો પ્રશ્ન પણ ઊભો કર્યો છે. જાતીય ભૂખનાં બે પાસાંને સ્પષ્ટપણે નોખાં પાડી દેવામાં આવ્યાં છે અને એ રીતે જીવનના એ મહાન તત્ત્વનાં બે પહલુઓનો સ્પષ્ટ પરિચય આપણને કરાવ્યો છે. એ પરિચય અને એ અંગેનું ભાન જાતીય ભૂખ તરફનાં વલણોમાં મૂળભૂત પરિવર્તન આણે છે

જાતીય ભૂખ–કામવાસના–નો સંતોષ બે પરિણામો લાવે છે તે જાતીય સંબંધે જોડાનાર વ્યક્તિઓને દૈહિક અને માનસિક આનંદ આપવાનું, વ્યક્તિઓને પ્રફુલ્લિત કરવાનું કાર્ય બજાવે છે. સુખભર્યો જાતીય સંબંધ એટલે દૈહિક અને લાગણીના સંતોષની પરાકાષ્ઠા. જ્યારે જાતીય ભૂખનો સંતોષ પ્રજનન, સંતતિસર્જન અને માનવીનું જીવન-સાતત્ય જાળવવાનું કાર્ય પણ કરે છે.

વ્યક્તિને કામસંતોષ દ્વારા અપાતું સુખ અને માનવસમાજમાં

પ્રજનનનું કાર્ય એ બન્ને અત્યાર સુધી કુટુંબમાં એકબીજા સાથે સંકળાયેલાં રહેતાં. વ્યક્તિઓને સુખ, કામસંતોષ અને આનંદ આપવાનો જાતીય સંબંધનો ગુણ અને પ્રજનનનું કાર્ય એ બે તત્ત્વોને પિતૃસત્તાક કુટુંબમાં જુદાં પાડી શકાતાં ન હતાં, પ્રજનનની જવાબદારીથી મુક્ત કામભૂખનો સંતોષ લગ્ન બહારના સંબંધોમાં શોધવો પડતો. જૂના સમાજમાં પત્ની અને પ્રેમિકા ઘણુંખરું જુદાં રહેતાં. પ્રેમિકાનું સ્થાન રખાત (Concubine) અગર ગણિકા લેતી. પરંતુ સંતતિનિયોજનનાં સાધનોએ જાતીય ભૂખનાં એ બન્ને તત્ત્વોને સ્પષ્ટતાથી ઓળખાવી બન્ને તત્ત્વોને કુટુંબમાં અલગ અલગ રીતે પણ માણી શકાય એવી શક્યતા ઊભી કરી છે. પતિ અને પત્ની—પ્રજનનના ભય વગર—કામસુખ ભોગવી શકે છે, અને પરસ્પર પ્રેમીઓ તરીકે ઝીણવટભર્યો સંતોષ માણી શકે છે. પ્રજનન અને કામસુખ સંતોષવા પત્ની અને રખાત અગર ગણિકા જેવી જે બે નોખી નોખી સંસ્થાઓ વિકસાવવામાં આવતી હતી તે બિનજરૂરી બને છે પત્ની હવે પ્રણયિનીનું સ્થાન લઈ શકે છે. તે માત્ર પ્રજનનનું યંત્ર બનતી નથી સ્વભાનપૂર્વક કામભૂખનાં બન્ને કાર્યોમાં હવે સાથીઓ સંવાદ જગાવી શકે છે. સંતતિનિયમનના સંશોધને વર્તમાન જીવનમાં આ પણ એક પરિણામ આણ્યુ છે તેની ક્રાન્તિકારી શક્યતાઓનો હજી પૂરો ખ્યાલ આવ્યો નથી.

સંતતિનિયમનનાં સાધનોએ વ્યક્તિને પ્રજનન અને બાળકજન્મના ભયથી મુક્ત કરી છે અને જાતીય સુખ ભોગવવાની અને તેમાંથી વિકસતા અદ્‌ભુત વ્યક્તિગત સંતોષ દ્વારા વ્યક્તિના વિકાસની નવી શક્યતાઓ પણ ખડી કરી છે. પ્રજનન અને બાળકજન્મનો ભય દૂર થતાં જાતીય જીવન પાછળ એક જૂના પ્રકારનું શિક્ષાનુ પીઠબળ દૂર થાય છે. બાળકજન્મનો ભય દૂર થવાથી ઘણાં જૂથોનાં જાતીય મૂલ્યો, જાતીય સંબંધો અંગેના નીતિના ખ્યાલો અને કામ—જાતીય ભૂખ—અંગેની માન્યતાઓમાં મહાન પરિવર્તન આવે છે. જાતીય ભૂખ સંતોષવા પાછળ કયા હેતુ સમાયેલા છે તે અંગે પણ હવે વિચાર બદલાવા માંડ્યા છે. જાતીય સંબંધ, કામવાસનાનો સંતોષ એ પાપ છે (Sex is Sin), એ ખ્યાલની પકડમાંથી હવે માનવીનાં હૈયાં અને બુદ્ધિ મુક્ત થતાં જાય છે સાથે સાથે સંતતિનિયમનનાં સાધનોએ પ્રજનનનો ભય દૂર કરી કામસુખ માટે દરેકને દ્વાર ખોલી આપ્યાં છે. કુંવારાં યુવક-યુવતીઓ માટે પણ જાતીય સુખ અનુભવવાની શક્યતાઓ ઊભી કરી છે. ઘણા વિચારકોએ સંતતિનિયમનની

આ સર્વ શક્તિઓથી ચમકી તેની સમાજ, કુટુંબ, નીતિ વગેરે ઉપર શી અસર થશે તે અંગે ઝીણવટભર્યો અભ્યાસ કરવા માંડ્યો છે.

ટ્રંકમાં, વર્તમાન લગ્ન અને કુટુંબ, જાતીય ભૂખ અંગે, જાતીય સંબંધો અંગે અને કામવાસનાને સંતોષવા ત્રણ ભૂમિકાઓ રચે છે

(૧) પરિણીત વ્યક્તિઓમાં પરસ્પર પ્રણયનું તત્ત્વ અને પરસ્પરની ઝીણવટભરી કાળજી અને સમજનું તત્ત્વ દાખલ કરે છે.

(૨) પ્રેમને — કામને — પ્રજનન અને બાળકજન્મના ભયથી દૂર કરે છે. વ્યક્તિગત સુખ અને વ્યક્તિત્વના વિકાસને મદદરૂપ થવાના જાતીય પ્રેમના તત્ત્વને અને જાતીય સંબંધના પ્રજનન કરવાની શક્તિના તત્ત્વને નોખાં પાડી દે છે. આ કારણે કુટુંબમાં પતિપત્નીના સંબંધમાં તેમના જાતીય સંબંધને ફક્ત બાળકજન્મ અને વંશવર્ધનના સાધન તરીકે જ ગણવાનું જૂનું માનસ હતું, તે હવે દૂર થવા માંડ્યું છે. હવે જાતીય સંબંધ દંપતીના વિકાસ માટે, તેમના વ્યક્તિત્વને સમૃદ્ધ કરવાને માટે આવશ્યક છે, એ ભાવના પ્રચલિત થતી જાય છે. આ પરિવર્તને પિતૃસત્તાક કુટુંબ અને તેના પાયા ઉપર રચાયેલા સમાજની બેવડી નીતિને જબરજસ્ત ફટકો માર્યો છે.

હવે જાતીય સંબંધનાં બે પાસાં માટે બે સંસ્થાઓ — પત્ની અને રખાત — ગણિકા — ની કે બે નીતિ — પ્રજનન માટે પત્ની અને જાતીય સુખ માટે રખાત — વેશ્યા — ની જરૂરિયાત દૂર થાય છે.

(૩) પરંતુ સાથે સાથે સંતતિનિયમનનાં સાધનો અલગ્ન જાતીય સંબંધો માટે પણ શક્યતા ઊભી કરે છે. સંતતિનો ભય દૂર થતાં જાતીય સંબંધ પ્રસરવામાં રુકાવટ રાખી રહેલો એક મોટો અવરોધ દૂર થાય છે. આ ઘટના જાતીય સંબંધ અંગેની નીતિમાં પણ ભારે પરિવર્તનો લાવે છે. આ પરિવર્તનો સારાં છે કે ખોટાં, સમાજમાં અને કુટુંબમાં વધુ અસ્થિરતા કે વધુ સમજપૂર્વકના સબંધો વિકસાવશે એ કહેવું હજી મુશ્કેલ છે. પરંતુ એટલું ચોક્કસ છે કે, નીતિના પાયામાંથી ભયનું તત્ત્વ ઓછું થતુ જાય છે. હવે નીતિ સમજ અને બુદ્ધિ ઉપર રચવાનો આમાં પ્રયત્ન છે. આ નીતિની ભૂમિકાનો મૂળભૂત ફેર એ જ સહુથી આવકારદાયક વસ્તુ છે.

કુટુંબનાં પ્રજનન, બાળઉછેર અને જાતીય ભૂખ સંતોષવાનાં કાર્યો અંગે વર્તમાન કુટુંબવ્યવસ્થા કેવાં વિવિધ પાસાંઓ ખીલવે છે એ જોયું. હવે આપણે તે તેના ત્રીજા કાર્ય — "ગૃહજીવન"ની વ્યવસ્થા કરવા — અંગે કેવી અનોખી શૈલી વિકસાવે છે તે સમજવા પ્રયત્ન કરીએ.

### (3) ગૃહજીવનની વ્યવસ્થા (Provision of a Home):

દરેક સમાજમાં માનવીએ—પુરુષ અને સ્ત્રી બન્નેએ—પોતાના ઘરની—ગૃહની—હંમેશ ઝંખના રાખી છે. પોતે રચેલા પોતાને અનુકૂળ નિકટ સંબંધીઓની હૂંફથી ભર્યા ભર્યા આરામસ્થાનનાં તે હંમેશ સ્વપ્નાં સેવતો હોય છે. પોતાનું નિકટનું જીવન જીવી શકે, નિશ્ચિંતપણે અને મુક્તિથી પોતાનો સમય વિતાવી શકે, બધી જ વ્યગ્રતાથી દૂર થઈ જ્યાં તે આરામની આહ પોકારી શકે એવા અંગત, શીળા રાહતના સ્થાન—ગૃહ માટે તે સતત ઝૂરતો જ હોય છે. આ સ્થાન તે ઘર. પછી તે ગરીબની ઝૂંપડી હોય, વણજારાનો તંબુ હોય, નાની કોટડી હોય, ફ્લૅટ હોય કે આલીશાન હવેલી કે મહેલ હોય. આ લાંબા સમય સુધી ટકી રહે એવા નિકટના સંબંધોના પાયા ઉપર રચાયેલી વ્યવસ્થા જ્યાં માનવી પોતાનું જીવન જીવી શકે તે ગૃહ માટેની ઝંખના, ગૃહજીવનની ઇચ્છા, માનવીમાં લગ્ન કરવા માટે ખૂબ જ આકર્ષણ ઊભું કરે છે.

વર્તમાન સંકુલ સમાજમાં ક્લબ અને હોટેલો જેવી સંસ્થાઓ માનવીને ગૃહજીવનનો સંતોષ અને સગવડ આપવા કુટુંબ સાથે હરીફાઈ કરી રહ્યાં છે. પરંતુ કુટુંબ જ આ હરીફાઈમાં જીતે છે. કુટુંબ વધારે નિકટતાનું વાતાવરણ આપી, આપ્તજનોની ઉષ્મા પ્રસરાવી અને લાગણીઓના તાંતણાઓને ઝીણવટભરી રીતે વણી લઈ તેમાંથી ઘેરું જીવનપોત વિકસાવી ગૃહજીવનની ભૂખ સંતોષે છે.

પિતૃસત્તાક કુટુંબ કરતાં વર્તમાન કુટુંબે આ જરૂરિયાત સંતોષવા માટે વધુ અસરકારક પદ્ધતિઓ અને શક્યતાઓ ઊભી કરી છે. પિતૃસત્તાક કુટુંબ એ ઘર અને ઉત્પાદનનું સ્થાન એમ બન્ને હતું. ખાસ કરીને સ્ત્રીઓ માટે પિતૃસત્તાક કુટુંબ એટલે અવિરત અને દિનરાત મજૂરીનું જ ક્ષેત્ર બની રહેતું. આમ, પિતૃસત્તાક કુટુંબ ઘરકામ, ઉત્પાદન અને બાળઉછેરના કારખાના જેવું જ બની ગયું હતું આ કારણે કુટુંબ એકમ તરીકે અને વિવિધ પ્રકારની કાર્ય-વહેંચણીને લીધે સભ્યોમાં ઐક્યની ભાવના વિકસતી.

વર્તમાન કુટુંબમાં આ જૂના કાર્યવિભાજનના પાયા ઉપર રચાયેલું ઐક્ય જતું રહેવા માંડયું છે ઘણાં કાર્યો બીજી સંસ્થાઓએ ઉપાડી લીધાં હોવાથી આ કાર્યોના સંબંધમાંથી વિકસતું ઐક્ય નબળું પડયું છે. પરંતુ નવી નવી સંસ્થાઓએ કુટુંબનાં અનેક કાર્યો ઉપાડી લીધાં હોવાથી કુટુંબના સભ્યોને અને ખાસ કરીને સ્ત્રીઓને ઘરબોજ, કામનો ઢસરડો અને ઘરમાં

કારખાના જેવું કાર્ય ઓછું થઈ ગયું છે. પુરુષનું શ્રેષ્ઠત્વ પણ હવે જવા માંડ્યુ છે. આ પરિસ્થિતિ અને માનસિક ભૂમિકા વર્તમાન કુટુંબને ઝીણવટભરી લાગણીના સંબંધો ઉપર નવું સાચા સ્વરૂપમાં ઐક્ય ઉપજાવતું ગૃહ બનાવે છે.

કુટુંબના સભ્યો હવે આર્થિક કાર્યો તથા તેમના આરામના સમયમાં વ્યક્તિગત રસ સંતોષવાનાં કાર્યો બહાર કરે છે. આ પરિસ્થિતિ ગૃહ ઉપરની જવાબદારીઓ ઓછી કરે છે. સાથે સાથે ગૃહનાં કાર્યોને ઝીણવટથી અળગાં પાડવામાં આવે છે; પરંતુ કાર્યો ઓછાં થવાથી તે ઓછા મહત્ત્વનાં બનતાં નથી. ગૃહ ઉપર કુટુંબ ઉપર માગણીઓ ઓછી થાય છે, જવાબદારીઓ અને કાર્યો મર્યાદિત બને છે, પરંતુ તેનો અર્થ એમ નથી કે, જે માગણીઓ અને જવાબદારીઓ રહી છે તે ઓછી મહત્ત્વની બને છે. માગણી ઘટતાં તેમને બહુ જ ઝીણવટભરી રીતે સંતોષવાની જવાબદારી કુટુંબને માથે પડે છે. આ માગણીઓ નવા કુટુંબનાં મુખ્ય કાર્યોની આજુબાજુ વિકસી કુટુંબનાં મુખ્ય કાર્યોને વધુ અસરકારક રીતે અને વધુ વિગતસર પરિપૂર્ણ કરવામાં મદદરૂપ થાય છે.

આજનું કુટુંબ એ માનવ ઉત્ક્રાંતિની પ્રક્રિયાનું પરિણામ છે. એટલું જ નહિ, પરંતુ માનવ ઉત્ક્રાન્તિના એક ભવ્ય પ્રકરણનું પ્રતીક પણ છે. આ વિધાન આપણે સ્પષ્ટપણે ધ્યાનમાં રાખવાની જરૂર છે. તે આપણને વર્તમાન કુટુંબના પ્રશ્નો અને તેમાંથી ઉપસ્થિત થતી સામાજિક સમસ્યાઓ સમજવામાં મદદરૂપ થશે.

## ૪

## વર્તમાન સમયમાં કુટુંબની સમસ્યાઓ

## (FAMILY PROBLEMS OF TODAY)

**વર્તમાન કુટુંબની પ્રમાણમાં વધુ અસ્થિરતા (The relative instability of the modern family):**

પાશ્ચાત્ય સંસ્કૃતિમાં પિતૃસત્તાક કુટુંબ હવે અદશ્ય થયું છે. સો વર્ષ પહેલાં રશિયા અને પૂર્વ-યુરોપના કેટલાક દેશોમાં તે કુટુંબ જીવંત હતું, પરંતુ આજ ત્યાં પણ તે અદશ્ય થયું છે. પિતૃસત્તાક કુટુંબ કૃષિપ્રધાન

અર્થતંત્ર અને તેને અનુકૂળ રાજકીય અને ધાર્મિક પરંપરાના પીઠબળ ઉપર નભી રહ્યું હતું, પરંતુ હવે ધર્મની સત્તા ઘટી છે. સામંતશાહી પરંપરા પણ અદૃશ્ય થઈ છે અને જૂની કૃષિપ્રધાન અર્થરચના હવે કાં તો નબળી પડી છે અથવા તેમાં મૂળભૂત ફેરફાર થઈ ગયા છે. આ નવી પરિસ્થિતિમાં વર્તમાન કુટુંબ વિકસી આવ્યું છે. હજી તે સ્પષ્ટ સ્વરૂપ ધારણ કરતું જાય છે, અને તેનાં કાર્યો પણ હવે નિશ્ચિતતા ધારણ કરવા માંડ્યાં છે પરંતુ આ કુટુંબના ઉદ્ભવે અતિ મહત્ત્વના અનેક સામાજિક પ્રશ્નો ઊભા કર્યા છે.

પિતૃસત્તાક કુટુંબ અને વર્તમાન કુટુંબ વચ્ચે એક ભેદ ઘણાનું ધ્યાન ખેંચે છે. પિતૃસત્તાક કુટુંબ સ્થિર, લાંબા સમય સુધી ટકી રહેતુ જૂથ હતુ. જ્યારે વર્તમાન કુટુંબ ખૂબ જ અસ્થિર છે. આ ઘટના સત્ય છે. ઘણા વિચારકો આથી પ્રશ્ન પણ પૂછે છે કે સ્થિર પિતૃસત્તાક કુટુંબ સારું કે અસ્થિર વર્તમાન કુટુંબ? પિતૃસત્તાક કુટુંબની સ્થિરતાનાં કારણો કયાં હતાં ? સ્થિરતા આપતાં એ કારણો વર્તમાન કુટુંબને અસ્થિર બનાવતાં કારણો કરતાં વધુ આવકારદાયક છે ખરાં ? પિતૃસત્તાક કુટુંબની સ્થિરતા અને વર્તમાન કુટુંબની અસ્થિરતાનાં કારણો સમજવા પ્રયત્ન કરીએ.

પિતૃસત્તાક કુટુંબ સામાજિક દરજ્જાના ચુસ્ત પાલન ઉપર રચાયેલી સમાજવ્યવસ્થાના વિભાગ જેવું હતુ. તે સમાજમાં આમ જ ગતિશીલતા ખૂબ જ ઓછી હતી. કુટુંબનુ સ્થાન, મોભો, દરજ્જો — જે સામંતશાહી અર્થસિદ્ધાંત અને રજવાડી કાયદાનાં હાર્દ જેવાં હતાં તે — નક્કી કરતાં સામંતશાહી યુગનો ધંધો, જમીનમાલિકી અને વારસાગત દરજ્જાનો સિદ્ધાંત કુટુંબને સ્થિર રાખતા હતાં. તદુપરાંત સામંતવાદી સમાજમાં વ્યક્તિ નહિ, પરંતુ કુટુંબ એ આખરી સામાજિક એકમ હતું. વ્યક્તિ નહિ, પરંતુ કુટુંબ જ એકમ તરીકે મજૂરી કરતુ, આનંદ કરતું, અગર દુઃખ પણ સહન કરતુ. આમ, તે સમાજમાં કુટુંબ જ આર્થિક, રાજકીય, સામાજિક, ધાર્મિક અને સાંસ્કૃતિક પ્રવૃત્તિઓનુ એકમ બનતુ. આ ઘટના પણ પિતૃસત્તાક કુટુંબને સ્થિર અને લાંબા સમય માટે ટકી રહેવાની શક્તિ આપતું. આમ, પિતૃસત્તાક કુટુંબ સામંતશાહી સમાજરચનામાં એવું રૂઢ હતું કે, કુટુંબને સ્વભાનપૂર્વક પોતાનો અંત લાવવાની સૂઝ આવે તે શક્ય ન હતું અને કુટુંબનો અંત લાવવાની શક્યતા પણ ન હતી. સ્ત્રીઓને તો કુટુંબ બહાર કોઈ જ સંરક્ષણ ન હતુ. તે ભિખ્ખુણી બને અગર વેશ્યાવ્યવસાય કરે તો જ તે કુટુંબથી અળગી રહી શકતી. આ સર્વ પરિસ્થિતિ

પિતૃસત્તાક કુટુંબની સ્થિરતા માટે જવાબદાર હતી

આજે યંત્રોએ કાર્યવિભાજનને નવા સ્વરૂપે વિકસાવ્યું છે જુદા જુદા કાર્યો માટે નવા નવા મંડળો વિકસી આવ્યાં છે આ નવાં મંડળોનો વિકાસ કુટુંબને એકમ તરીકે ભાગ લેવાને બદલે અને વધુ મુશ્કેલ બનાવે છે વિવિધ પ્રવૃત્તિઓ—પછી તે કમાવા માટેની હોય કે આનંદપ્રમોદ માટેની હોય—કુટુંબમાંથી ખસી બહાર મંડળો અને સંસ્થાઓમાં કેન્દ્રિત થવાને લીધે કુટુંબના સહજીવન અને સર્વાંગી એકમ તરીકેના અસ્તિત્વ ઉપર ફટકાઓ પડવા માંડ્યા છે આ ઘટના સમસ્ત કુટુંબના ઘટતા જતા સમૂહ કાર્યક્રમો પરથી પુરવાર થાય છે હવે કુટુંબના વિવિધ વયના સભ્યોના જુદા જુદા કાર્યક્રમો વધતા જાય છે સ્ત્રી અને પુરુષો પણ પોતપોતાની પ્રવૃત્તિઓ આગવી રીતે કરતા જાય છે

શાળાઓ, વ્યાયામશાળાઓ, સ્કાઉટ દળો, સંસ્કાર અને કલાકેન્દ્રો ક્લબો, રાજકીય પક્ષો, સિનેમા, નાટક વગેરે અનેક સંસ્થાઓ અને મંડળો કુટુંબની જુદી જુદી વ્યક્તિઓને જુદી જુદી રીતે આકર્ષી, તેમને વ્યક્તિગત રીતે કુટુંબ અને ઘરની બહાર ભિન્ન ભિન્ન પ્રવૃત્તિઓમાં રોકે છે કેટલાક વિચારકોનું એમ પણ માનવું છે કે, ગ્રામોફોન, રેડિયો કે ટેલિવિઝન જેવા સંશોધનોએ કુટુંબીજનોને ઘરમાં ફરી એકત્રિત કરવામાં મદદ કરી છે પરંતુ આ વિધાન પણ ચર્ચાસ્પદ છે, કારણ રેડિયોના કાર્યક્રમ સમગ્ર કુટુંબની જરૂરિયાત અનુસાર નથી હોતા પરંતુ વિવિધ ઉંમરના, વિવિધ જાતિના અને વિવિધ અભિરુચિવાળા સભ્યોને જુદા જુદા પ્રમાણમાં તે આકર્ષે છે એક કાર્યક્રમ વૃદ્ધને ગમે તો તેને જુવાન નાપસંદ કરે જુવાનને પસંદ પડતો કાર્યક્રમ બાળકને કંટાળો આપે મહિલાનો કાર્યક્રમ ભાગ્યે જ પુરુષોને આકર્ષે

યુદ્ધ અગર અદ્યતન મુશ્કેલ સમયમાં વખતે કુટુંબમાં ઐક્ય વધારે સધાતું હશે, પરંતુ પુરાવાઓ અને અભ્યાસો એક જ વસ્તુ સાબિત કરે છે કે કુટુંબ હવે સંયુક્ત જીવન ગાળતું એકમ રહ્યું નથી કુટુંબની જુદી જુદી વ્યક્તિઓ જુદી જુદી પ્રવૃત્તિઓમાં સંકળાઈ ગઈ છે કુટુંબનું તેના સભ્યો વચ્ચેનું સામાજિક સંબંધોનું ગૂંફન હવે ઘટ્ટ રહ્યું નથી કુટુંબ હવે સમાજનું તેમ જ સભ્યોના કાર્યોનું પણ એકમ મટી જવાથી તેમાં પહેલાં કરતાં અસ્થિરતાનાં તત્ત્વો ખૂબ જ વધી ગયાં છે

વધતા જતા છૂટાછેડાના પ્રસંગો, ગૃહત્યાગ (Desertion)ના અદાલતોમાં, સમાજ કલ્યાણ કેન્દ્રોમાં તથા કુટુંબ ચિકિત્સાલયો (Family

Clinics)માં નોંધાતા કેસો કુટુંબની આ અસ્થિરતાના સૂચક છે. આ અસ્થિરતાનું પ્રમાણ જુદા જુદા દેશોમાં જુદું જુદું હોય છે, પરંતુ એકંદરે અસ્થિરતા વધતી જાય છે એ તો પુરાવાઓ સાબિત કરે છે.

આમાંથી અનેક પ્રશ્નો ઊઠે છે. આ અસ્થિરતા શું અનિવાર્ય છે? આ અસ્થિરતા શું કુટુંબ માટે અને સમાજ માટે પણ અહિતકર છે? વર્તમાન સમાજના માનવતાવાદની અને વ્યક્તિત્વના મહત્ત્વની ભૂમિકા ઉપર રચાયેલા આ કુટુંબની તેને જ કારણે ઉપસ્થિત થયેલી અસ્થિરતા અને સામંતશાહી મૂલ્યો અને ભાવનાઓ ઉપર રચાયેલા પિતૃસત્તાક કુટુંબની સ્થિરતા વચ્ચે પસંદ કરવા જેવું શું? નવા કુટુંબની અસ્થિરતાને ઓછી કરવા કયાં બળો અને પ્રવાહો કામ કરી રહ્યાં છે? શું તે આ નવા કુટુંબની અસ્થિરતાને અમુક અંશે પ્રગતિશીલ રીતે ઓછી કરશે ખરાં?

નવા કુટુંબની અસ્થિરતા અંગે કુટુંબના વિકાસનો ઇતિહાસ જે મુખ્ય કારણો દાખવે છે તેમનું સરવૈયું લઈએ.

## કુટુંબની અસ્થિરતા—તેનાં બે મુખ્ય કારણો:

કુટુંબની અસ્થિરતા માટે નીચેનાં બે કારણો મુખ્ય છે:

**(૧) કુટુંબની કટોકટીમાં તેને ટકાવી રાખતાં સામાજિક બળોનું ઘટતું જતું સંરક્ષણ (Less Social Protection of Family Crisis);**

**(૨) કુટુંબના સંબંધોમાં સભ્યોમાં આપખુદ સત્તાના દબાણને બદલે સહકારની ભાવનામાં પરિવર્તન (Replacement of Domination by Co-operation).**

આપણે કુટુંબની અસ્થિરતાનાં આ બન્ને કારણોને વિગતવાર તપાસીએ.

## (૧) કુટુંબની કટોકટીમાં તેને ટકાવી રાખતાં સામાજિક બળોનુ ઘટતું જતું સંરક્ષણ:

આપણે આ જ પ્રકરણના આગલા વિભાગમાં જોયું તેમ વર્તમાન કુટુંબ સભ્યોનાં નવા જ પ્રકારનાં પરસ્પર વલણો ઉપર આધાર રાખે છે. આ કારણે તે સમાજના બીજા કોઈ પણ જૂથ કરતાં વધુ કટોકટીભર્યા માનસિક પલટાઓ અનુભવે છે. વ્યક્તિ-વ્યક્તિના સંબંધો ખૂબ જ સૂક્ષ્મ અને મનોમન લાગણીના પાયા ઉપર રચાયેલા હોઈ તેમાં ભરતી ઓટનું અવિરત ડોલન હોય છે.

પિતૃસત્તાક કુટુંબમાં વ્યક્તિ-વ્યક્તિના સંબંધોમાંથી વિકસતાં ઘર્ષણો અને તેમાથી ઊપજતી કુટુંબવ્યવસ્થા માટેની કટોકટી સત્તાથી, બાહ્ય બળોથી ટાળવામાં આવતી, કુટુંબના સભ્યોની સ્વભાનપૂર્વકની સમજ દ્વારા નહિ. કુટુંબમાં સુમેળ ઠોકી બેસાડવામાં આવતો આર્થિક દબાણ, સામાજિક દાબ, જડ, કડક અને આપખુદ લોકનીતિ અને રિવાજો તેમજ વિવિધ પ્રકારની ટીકાથી સખત સજાને આવરી લેતી શિક્ષાપદ્ધતિ વગેરે બળોની સહાયથી પિતૃસત્તાક કુટુંબ પોતાની કટોકટી દૂર કરવા પ્રયત્ન કરતુ હતું.

હવે વ્યક્તિને કુટુંબમા રહેવા માટે આર્થિક દબાણ બહુ અસર કરતું નથી સામાજિક દાબ અને કડક લોકનીતિ પણ હવે દૂર થવા માંડ્યાં છે. શિક્ષાપદ્ધતિઓ પાછળનું ભયનું પીઠબળ હવે ઓછું થતુ જાય છે આમ બાહ્યબળોની ધાક કુટુંબને પોતાની કટોકટીમાંથી ઉગારવા માટે હવે અસમર્થ બનતી જાય છે. કુટુંબને પોતાની આ કટોકટી ટાળવા હવે સભ્યોની સમજ ઉપર જ આધાર રાખવો પડે છે. પરંતુ એકલી સમજ ઉપર જ આધાર રાખવાથી હજી તેને પૂરતુ બળ મળી શકતું નથી. આ જ કારણથી તે વધુ અસ્થિરતા અનુભવે છે. આ અસ્થિરતા ઉપજાવતી પરિસ્થિતિ, આ સમજનો અભાવ એક બીજા કારણને લીધે જ વધુ તીવ્ર બની છે

**(૨) આપખુદ સત્તાના સંબંધોમાંથી સહકારના સંબંધો ઉપર કુટુંબનો આધાર (Replacement of Domination by Cooperation):**

કુટુંબનુ કાર્યક્ષેત્ર મર્યાદિત થતુ જાય છે એ ઘટના આપણે જોઈ, પરંતુ એની આ કાર્યક્ષેત્રની મર્યાદા ઉપરાત કુટુંબરચનામાં હવે એક બીજું તત્ત્વ દાખલ થયુ છે તે સમજવુ જરૂરી છે.

વર્તમાન કુટુંબનું સંગઠન પિતૃસત્તાક કુટુંબની માફક પિતા કે વડીલ સમી એક વ્યક્તિની આપખુદ સત્તા ઉપર ટકી રહેતુ નથી તે સંગઠન કુટુંબના સમાન સભ્યોનાં સ્વભાનપૂર્વકના સહકાર ઉપર વધુ અને વધુ આધાર રાખે છે. આ સગઠનની નવી ભૂમિકામાં સ્ત્રીઓની વધતી જતી સામાજિક અને વૈયક્તિક સ્વતંત્રતા ખૂબ જ મહત્ત્વનો ભાગ ભજવે છે. હવે કુટુંબનું સંગઠન અને ઐક્ય પિતૃસત્તાક કુટુંબની માફક સ્ત્રીની પરાધીનતા અને ગુલામીની ભૂમિકા ઉપર નથી રહ્યુ. સ્ત્રી હવે પુરુષ સમોવડી બની છે. સ્ત્રીની આ સમાનતાએ કુટુંબના સભ્યોના સંબધોમા મૂળભૂત

પરિવર્તન આણ્યું છે. પરમ્પરનાં વચણોમાં ક્રાન્તિકારી ફેરફાર આણ્યો છે પુરુષની સત્તાનો સ્વીકાર પિતૃસત્તાક કુટુંબને જરૂર વધુ સ્થિર બનાવતો હતો. પરંતુ તે સ્થિરતાના પાયા બીજા સભ્યોની ગુલામીની ભૂમિકા ઉપર રચાયા હતા વર્તમાન કુટુંબ સમાનતાની ભાવના ઉપર રચાયું છે. આ કારણથી પણ તે સમાનતાના સંબંધ ઉપર રચાયેલા પ્રત્યેક જૂથની માફક પરસ્પરના સંબંધોમાં સરખાપણાની ભૂમિકા ઇચ્છે. તેમાં આજ્ઞા અને હુકમનો સ્વીકાર અને પાલન એમ નહિ પરંતુ પરસ્પર આપવે, સ્વતંત્ર વ્યક્તિઓનો વિનિમય એ માગે.

આ કારણે આપખુદીથી પ્રસ્થાપિત કરેલી સ્થિરતા કરતાં સમાનતાની ઝીણવટભરી સંબંધ પરંપરામાંથી વિકસતી "અસ્થિરતા" વર્તમાન કુટુંબ દાખવે એ પણ વાજબી અને શક્ય છે.

કુટુંબના મૂળ સભ્યોમાં સમાનતા દરેક ક્ષેત્રમાં વ્યક્ત થાય છે. જાતીય સંબંધ જેવા ચંચળ, સૂક્ષ્મ અને અતિ અંતગ સંબંધમાં બન્ને સભ્યો સમાનતાની તીવ્રતાથી અપેક્ષા રાખે છે. જાતીય સબધમાં સમાનતા કેમ વ્યક્ત થાય? સમાનતાના પાયા ઉપર બંધાયેલો જાતીય સંબંધ કયુ સ્વરૂપ ધારણ કરે? આ ઘટના હજી બહુ જ પ્રયોગશીલ સ્થિતિમાં છે. હજી ખૂબ જ ઝોલા ખાય છે. તેમાં ઝીણા ઝીણા ઘર્ષણો અને તોફાનોનો ખૂબ જ સભવ હોય છે નવી સમાનતાનુ ત્રાજવુ સમતોલ રહે એ માટે એક પ્રકારની સૂક્ષ્મ, સભાન, સતત જાગ્રત અને સાથીઓમા પરસ્પર ઉપર ચોકીદારી રાખતી મનોદશા કુટુંબના સભ્યો કેળવે છે. એક પણ સભ્યમા જાતીય સંબધ અગે સહેજ ખામી અગર ભૂલ થતાં સમતુલા ખોઈને સમસ્ત કુટુબ ડામાડોળ થઈ જાય એવી શકયતા ઊભી થાય છે. આમ સમાનતા અને મુક્ત સહકારની ભૂમિકા ઉપર રચાયેલા વર્તમાન કુટુંબને ઐકય જાળવવા, સ્થિરતા રાખવા અને કુટુંબીઓના સંબધમાં સમતુલા જાળવવા, પોતાના સભ્યોના પરસ્પરના સબધમાં ખૂબ જ ઝીણવટભર્યાં વલણોના પીઠબળ ઉપર આધાર રાખવો પડે છે.

કુટુંબની અસ્થિરતા સર્જતા ઉપર જણાવેલાં બન્ને કારણો સાથે જ દેખાય છે.

જેમ જેમ કુટુંબનાં કાર્યો ઘટતાં જાય છે, તેમ તેમ કુટુંબની વ્યક્તિઓને કૌટુંબિક સબધોમાં પોતાના અભિપ્રાયો અને વ્યક્તિત્વનો પ્રભાવ પાડવાની તક વધુ અને વધુ મળતી જાય છે. આર્થિક પરાધીનતાએ ખાસ કરીને સ્ત્રીઓને કુટુબમાં ગુલામ બનાવી હતી અને તેને કારણે

કુટુંબને એકમ તરીકે સ્થિર બનાવ્યું હતું સ્ત્રીઓ માટે કુટુંબ એક ફરજિયાત સંસ્થા બની ગઈ હતી તેની બહાર તેને કોઈ રક્ષણ ન હતું આર્થિક પરિસ્થિતિ અને કુટુંબ ઉપરનું આર્થિક અવલંબન કુટુંબ તરફના વલણો ઘડે છે સ્ત્રી માટે નવા ક્ષેત્રો વિકસ્યા તે પહેલા તેને કુટુંબ સિવાય બીજો આરો જ ન હતો તેની આર્થિક પરાધીનતા તેને કુટુંબને વળગી રહેવા પ્રેરતી હતી પરંતુ વર્તમાન સમયમા સ્ત્રીનું કુટુંબ ઉપરનું આર્થિક અવલંબન ઘણું ઘટી ગયું છે એ અવલંબન હજી હોય તોપણ તેમાથી ઉપજતી પહેલા જેવી સખતાઈ ઓછી થઈ ગઈ છે સાધન સંપન્ન કુટુંબોમા તો હવે સ્ત્રીઓનું આર્થિક અવલંબન અદૃશ્ય થયું છે આ ઐતિહાસિક વહેણ સ્ત્રીની સનાગી સ્વતંત્રતાને વધુ અને વધુ વિકસાવી રહ્યું છે

ઉપર જણાવેલા બળો—કાર્યની મર્યાદા, સમાનતાની ભૂમિકા અને સ્ત્રીની આર્થિક સ્વતંત્રતા—પરિણામે તો કુટુંબની અસ્થિરતા ખૂબ જ વધારશે અસ્થિરતાનો પ્રશ્ન ખૂબ જ ગંભીર બનતો જાય છે એટલું જ નહિ પરંતુ હજી પણ વધુ તીવ્ર સ્વરૂપે વિકાસ પામશે પરંતુ જે બળો અસ્થિરતાના સર્જક છે તે પ્રગતિશીલ બળો છે તો આ સમસ્યા કેમ હલ કરવી? આ પરિસ્થિતિ કુટુંબની અસ્થિરતાના પ્રશ્ન ઉપર નવી દૃષ્ટિ માગે છે અને આ નવા દૃષ્ટિબિંદુથી તે ઘટનાના અભ્યાસની અપેક્ષા રાખે છે

છે એમ સ્થિરતા અને અસ્થિરતાના જ માત્ર માપદંડથી આપણે આ બે કુટુંબવ્યવસ્થાઓની તુલના કરી શકીએ નહિ. એટલું જ નહિ પરંતુ પિતૃસત્તાક કુટુંબ વધારે સ્થિર હતું માટે વર્તમાન કુટુંબ કરતાં તે સારું જ હતું એમ અભિપ્રાય બાંધવાની પણ ભૂલ કરવી જોઈએ નહિ આ બે કુટુંબવ્યવસ્થાઓની તુલના માત્ર સ્થિરતા-અસ્થિરતાના એક જ તત્ત્વથી ન કરવી જોઈએ· બન્ને કુટુંબવ્યવસ્થાઓની તુલના સ્થિરતાના પ્રકાર, સ્થિરતા અર્પતાં તત્ત્વોની કક્ષા અને તેમની ભૂમિકાના પ્રશ્નો પણ ઊભા કરે છે. આમ બન્ને કુટુંબવ્યવસ્થાઓ અંગે મત બાંધતાં પહેલાં બન્ને કુટુંબો કયા પ્રકારના સામાજિક સંબંધો ઉપર રચાયાં છે, કયાં મૂલ્યોથી રંગાયેલાં છે એ સર્વની પણ તુલના કરવી જરૂરી છે.

તેજ પ્રમાણે એ પણ ધ્યાનમાં રાખવું જોઈએ કે જ્યારે આપણે પિતૃસત્તાક કુટુંબને સ્થિર કહીએ છીએ અને વર્તમાન કુટુંબને અસ્થિર કહીએ છીએ ત્યારે એનો અર્થ એમ નથી કે સ્થિર કુટુંબને કોઈ સમસ્યા જ ન હતી અને અસ્થિર કુટુંબ સમસ્યાઓથી જ ભરેલું છે પિતૃસત્તાક કુટુંબને પણ તેના પ્રશ્નો હતા, તેના ઘર્ષણો હતા, અને તેના કોયડાઓ પણ હતા દા.ત., પિતૃસત્તાક કુટુંબ આપખુદ વિચારસરણી અને ભયના વાતાવરણ ઉપર રચાયું હતું. અસમાન સંબંધો એ તેની લાક્ષણિકતા હતી. જ્યારે વર્તમાન કુટુંબ સ્વતંત્ર વ્યક્તિઓના સ્વભાનપૂર્વકના સહકાર ઉપર રચાયું છે.

જ્યારે પિતૃસત્તાક કુટુંબને વર્તમાન કુટુંબ સાથે સરખાવીએ છીએ ત્યારે આપણે બન્ને કુટુંબ પાછળના આદર્શો, મૂલ્યો, તેમના ફાયદા અને ગેરફાયદાઓની તુલના કરીએ છીએ. દરેક પ્રકારની સ્થિરતા આવકારદાયક જ છે એમ માનવાની પણ ભૂલ કરવી જોઈએ નહિ ગુલામી, શોષણ અને ઊંચનીચના સામાજિક સંબંધો ઉપર રચાયેલી સ્થિરતા સમાનતા, સ્વાતંત્ર્ય, સહકાર અને સમજની ભૂમિકા ઉપર રચાયેલા અસ્થિર સંબંધો કરતાં વધુ આવકારદાયક છે અગર વધુ વાજબી અને હિતકર છે એમ માનવાની જરૂર નથી. આ વિધાન કુટુંબ સાથે સંકળાયેલી કેટલીક પ્રવૃત્તિઓ પિતૃસત્તાક કુટુંબ અને વર્તમાન કુટુંબ કેવી રીતે હલ કરે છે તેનું અવલોકન સ્પષ્ટ કરશે.

આ પ્રવૃત્તિઓમાં નીચેની ચાર પ્રવૃત્તિઓનું અવલોકન કરીએ:

(૧) જાતીય સંબંધ,

(૨) વેશ્યા-વ્યવસાય અને ચેપી રોગો,
(૩) ગેરકાનૂની સંબંધો,
(૪) પ્રજનનની કરકસર અને તેનાં પરિણામ.

જાતીય સંબંધ (Sex Relationship):

આપણા યુગના જાતીય સંબંધોમાં ઘણી ત્રુટિઓ છે એમ સમજાવા માંડ્યું છે. એટલું જ નહિ પરંતુ વર્તમાન યુગના જાતીય સંબંધો ખૂબ જ વિકૃત રીતે વ્યક્ત થાય છે એનું પણ ભાન ઠીક ઠીક પ્રમાણમાં થવા માંડ્યું છે. આ ત્રુટિઓ અને વિકૃતિઓએ વર્તમાન સમાજમાં ગંભીર સમસ્યાઓ ઊભી કરી છે તે અંગે પણ સમાજરસિકો અને સુધારકોનું ધ્યાન ખેંચાયું છે. તેનો અર્થ એમ નથી કે પિતૃસત્તાક કુટુંબ અને તેને પોષતા વાતાવરણમાં જાતીય સંબંધોમાં વિકૃતિઓ અગર ત્રુટિઓ ન હતી. પરંતુ પિતૃસત્તાક કુટુંબને પોષતા વાતાવરણમાં અને વર્તમાન કુટુંબને પોષતા વાતાવરણમાં જાતીય સંબંધ અંગેની ત્રુટિઓ અને વિકૃતિઓ અંગે વલણમાં ધરમૂળ વિરોધ છે.

પિતૃસત્તાક કુટુંબવ્યવસ્થા ટકાવતાં મૂલ્યો અને બળો જાતીય સંબંધની સમજ ન મળવી જોઈએ એ વિચારધારા ઉપર રચાયાં હતાં. જાતીય સંબંધ અંગેના ખ્યાલોને રૂંધી, ગૂંગળાવી તે વ્યક્ત ન થાય એવી હવા ફેલાવતાં હતાં. તેની વિકૃતિઓ અગર ત્રુટિઓ ઉપર ઢાંકપિછોડાનું વાતાવરણ સર્જતાં. આમ અજ્ઞાનને નિર્દોષતા (Ignorance is Innocence)નું સ્વરૂપ આપી આખા પ્રશ્ન ઉપર બુરખો નાખી દેવાનું માનસ ધરાવતાં. તે સમયના જાતીય પ્રશ્નો—જાતીય સંબંધની વિકૃતિઓ અને ત્રુટિઓ—ઉપર ઢાંકપિછોડો કરી, તેને લોખંડી બુરખામાં ગૂંગળાવી નાખવા પ્રયત્ન થતો.

વર્તમાન કુટુંબને પોષતા વાતાવરણમાં આ વલણ તદ્દન જ પલટાઈ ગયું છે. કોઈ પણ પ્રશ્ન અંગેનું અજ્ઞાન એ નિર્દોષતા નથી. પ્રશ્નોને પહેલાં તો ઓળખવા, પછી તે પ્રશ્નોની બધી બાજુઓને પૂર્ણ પ્રકાશમાં લાવી તેનાં કારણો શોધવાં, અને એ સ્વભાનપૂર્વકના વલણથી જાતીય સંબંધની વિકૃતિઓ અને ત્રુટિઓને સમજી તેમને દૂર કરવા યોગ્ય ભૂમિકા રચવી એ વર્તમાન કુટુંબના વાતાવરણની ભૂમિકા છે.

જાતીય સંબંધના પ્રશ્નને હવે અંધશ્રદ્ધા, પૂર્વગ્રહો, ખોટી માન્યતાઓ અને નિષેધોના બુરખામાં ગૂંગળાવી દેવામાં આવતો નથી. વર્તમાન વલણ

જાતીય સંબંધ જેવી સર્વવ્યાપી અને મહત્ત્વની ઘટનાને વાસ્તવિક રીતે અવલોકવા પ્રયત્ન કરી રહ્યું છે. જાતીય સંબંધને માનવીની જરૂરિયાતને યોગ્ય સામાજિક સંબંધમાં સાંકળી લેવાના ભગીરથ પ્રયત્નો કરવાનો આ વલણનો હેતુ છે.

જાતીય સંબંધ જેવા સર્વવ્યાપી અને મહત્ત્વભર્યા તત્ત્વને ઘોર અંધારા, છૂપા નિષેધો અને અંધશ્રદ્ધાથી અંકિત વાતાવરણમાંથી મુક્ત કરી, તેને પ્રકાશમાં લાવી, તેની શક્તિ, તેના ગુણદોષ, તેની વિવિધ રીતે વ્યક્ત થવાની ખૂબીઓ અને વિકૃતિઓને કાળજીપૂર્વક સમજી તેની આજુબાજુ સામાજિક સંબંધો અને નિયમાવલિઓ રચવાનો આવકારદાયક પ્રયાસ આ નવા વલણ દ્વારા થઈ રહ્યો છે.

આમ આ નવા વલણમાંથી સમાજને એક મોટામાં મોટો ફાયદો તો થયો છે. તેને પરિણામે કામ—જાતીય સંબંધ—ની આજુબાજુ પાપની, કલુષિતતાની, અસ્વચ્છતાની અને મેલની જે છાયા હજી સુધી લાગી રહી હતી તેનો નાશ થયો છે. જાતીય સંબંધ અને જાતીય આકર્ષણ એ સ્વચ્છ, સમજવા જેવું અને જીવનમાં એક ભવ્ય અને મહત્ત્વનું તત્ત્વ છે એમ હવે સ્પષ્ટ થતું જાય છે માનવદષ્ટિના આ પરિવર્તને સમાજ-જીવનના ભૂગર્ભમાં અનેક ઝંઝાવાતો જગાવતા પરંતુ અપવિત્રતાના અંચળામાં ગૂંગળાતી રાખેલા એક મહાન સર્જક તત્ત્વ તરફ સમજ, અભ્યાસ, સ્વભાનભર્યું અને સહાનુભૂતિવાળું વલણ ઊભું કર્યું છે. આ નવા વલણે સામાજિક અને માનસિક ક્રાન્તિ ઉપજાવી છે. માનવસમાજને અને વ્યક્તિના માનસને એક નવી તાજગીભરી અને સ્વચ્છ ભૂમિકા ઉપર મૂક્યાં છે

એનો અર્થ એમ નથી કે પ્રજાની આ જાગૃતિ અગર જાતીય આકર્ષણને બુદ્ધિપૂર્વક મૂલવવાની નવી દષ્ટિએ જાતીય સંબંધોમાંથી વિકસતા સર્વ પ્રશ્નો હલ કર્યા છે. આ નવું વલણ હજી જાતીય સંબંધની વિકૃતિઓને દૂર કરી શક્યું નથી. વળી કેટલાક વિચારકો તો એમ પણ માને છે કે આ જાતીય સંબંધની ચર્ચાઓ જ ઘણી વખત વિકૃતિઓ ઊભી કરે છે. પરંતુ આજના અભ્યાસો અને વિચારકોનાં લખાણો પુરવાર કરે છે કે જાતીય સંબંધમાંથી ઊપજતા પ્રશ્નો અને વિકૃતિઓ દૂર કરવાનો પ્રયત્ન પણ તેમના બુદ્ધિપૂર્વક અને વૈજ્ઞાનિક પદ્ધતિથી થયેલા અભ્યાસ દ્વારા જ શક્ય બનશે. આ સંબંધની વિકૃતિઓનાં સાચાં કારણો શોધીશું તો જ આ વિકૃતિઓનો સામનો કરી શકાશે અને તેમાં ઊભી થતી સમસ્યાઓ હલ થશે.

આમ વર્તમાન કુટુંબનુ જાતીય સબંધ અંગેનું વલણુ સમસ્ત સંસ્કારજીવનને બુદ્ધિના, સમજના એક નવા વાતાવરણમાં મૂકે છે પિતૃસત્તાક કુટુંબમા અને તે કુટુંબને પોષતાં સામાજિક અને સાંસ્કૃતિક મૂલ્યોમાં જાતીય આકર્ષણનુ આ રીતે સમજપૂર્વક અવલોકન કરવાની પ્રગતિશીલ દૃષ્ટિ જ ન હતી વર્તમાન સંસ્કૃતિ અને વર્તમાન કુટુંબમા વિકસેલી આ નવી દૃષ્ટિ, બુદ્ધિપૂર્વક ગંભીર પ્રશ્નને ચર્ચવાની, સમજવાની મનોભૂમિ એ એક બહુ જ મહત્ત્વનુ પ્રગતિકારક પગલુ છે અજ્ઞાનને પોષવાથી કદી સમસ્યા હલ થઈ શકે નહિ નીડર સમજથી અને પ્રશ્નોનો હિમ્મતભર્યો સામનો કરવાથી જ સાચો રસ્તો સૂઝી શકે, ઢાંકપિછોડો કરવાથી સાચું માર્ગદર્શન મળી શકે નહિ.

## (૨) વેશ્યા-વ્યવસાય અને ચેપી રોગો (Prostitution and Venereal Diseases):

પિતૃસત્તાક કુટુંબ જાતીય સંબધો અંગે કડક શિસ્તનુ માનસ રાખતુ. પરંતુ એ કુટુંબને પોષતાં સામાજિક બળોએ વેશ્યા-વ્યવસાયને પણ પોષ્યો છે. વેશ્યા-વ્યવસાયની સંસ્થા નિરાધાર, આર્થિક નબળાઈની ભીંસમાં સપડાયેલી સ્ત્રીઓને પોતાના જાતીય તત્ત્વનું લિલામ કરી, દેહનાં વેચાણ કરી આર્થિક પોષણ મેળવવાને માર્ગે દોરી જાય છે. દેહના વેચાણ જેવું માનવીના વ્યક્તિત્વને પીંખી નાખતુ તત્ત્વ બીજુ એક પણ નથી. ગણિકા સંસ્થા ચેપી રોગોના ફેલાવા માટે પણ બહુ અંશે જવાબદાર બને છે.

પ્રેમની ભૂમિકા ઉપર રચાયેલા વર્તમાન કુટુંબના વિકાસે આ સંસ્થાને ઠીક ઠીક હાનિ પહોંચાડી છે. નવા મુક્ત જાતીય સંબધની ભૂમિકા ઉપર રચાયેલુ વર્તમાન કુટુંબ વેશ્યા-વ્યવસાયને ઓછો કરતુ જાય છે, એમ અભ્યાસીઓનુ ચોક્કસ માનવુ છે. વર્તમાન કુટુંબવ્યવસ્થા ગણિકા-સંસ્થાનો તદ્દન જ નાશ ન કરી શકે તો પણ તેને ખૂબ જ મર્યાદિત કરી નાખશે એમ તો વિચારકો ચોક્કસપણે માને છે. પરંતુ વેશ્યા વ્યવસાયે આપેલો ચેપી રોગોનો વારસો હજી ચાલુ છે. પિતૃસત્તાક યુગનુ માનસ હજી સંપૂર્ણ રીતે નાશ પામ્યું નથી આ માનસ સામાજિક અને વૈજ્ઞાનિક સંશોધનો અને ઇલાજોનો જાતીય સબધ જેવા ખૂબ જ અંગત સંબધમાં ઉપયોગ કરવાથી વિરુદ્ધ છે. આ જ કારણે જગતના લગભગ ઘણાખરા ચેપી રોગો સંસ્કૃત દેશોમા નાશ પામ્યા છતાં જાતીય

સંબંધ દ્વારા પ્રસરતા રોગોને કાબૂમાં લાવી શકાયા નથી. પરંતુ આ જુનવાણી માનસ ઓછું થતુ જાય છે. નવી દૃષ્ટિથી જાતીય સંબંધમાંથી નીપજતાં આ પરિણામો તરફ હવે સમજપૂર્વક ધ્યાન દોરાવા માંડયું છે આ રોગોનો સામનો કરવાની વૃત્તિ અને ઉત્કંઠા જાગી છે ચેપી રોગો એ પૂર્વજન્મનુ પાપ છે, માણસ પોતાના કર્મના ફળ તરીકે તેને ભોગવે છે એ જૂની માન્યતા હવે અદ્રશ્ય થવા માંડી છે.

## (૬) ગેરકાનૂની સંબંધો—આડા વ્યવહારોનાં પરિણામો (Illegitimacy):

પિતૃસત્તાક કુટુંબે એક બીજો પણ વારમો મૂકયો હતો. અપરિણીત સ્ત્રી તરફની ઘૃણા આ ઘૃણાનુ અતિ ઉગ્ર સ્વરૂપ તે અપરિણીત માતા તરફનો અતિ જુલમી વર્તાવ અપરિણીત માતાનાં બાળકો, અગર અનિયમિત સંબધમાથી જન્મેલાં ફરજંદો તરફ પિતૃસત્તાક સમાજ-રચનાએ જે પ્રકારનું ભયંકર વર્તન રાખ્યુ હતુ તે આ વલણની ક્રૂરતાનુ સાચુ દર્શન કરાવે છે. હજી પણ એ જુનવાણી માનસનું પ્રભુત્વ અમુક અંશે ઘણે સ્થળે દેખા દે છે યુ.એસ એ માં પંચોતેર હજારથી એક લાખ જેટલાં આવા બાળકો તરફ ક્રૂર અને લાગણીહીન વર્તન હજી પણ કેટલુ રાખવામાં આવે છે તેના પુરાવાઓ એ બાળકોનાં વધુ મૃત્યુપ્રમાણ અને વધુ રોગ-માંદગીનો પ્રસાર જ આપે છે. પરંતુ વર્તમાન કુટુબ અને તેને પોષતાં નવા બળોએ આ પ્રશ્નનો પણ સામનો કરવા માંડયો છે

સંતતિનિયોજને કુટુબમાં ગેરકાયદેસર જન્મતાં બાળકોની સખ્યાને ઘણી ઓછી કરવા માંડી છે. તેજ રીતે આ સશોધને ગર્ભપાત (abortion)ના પ્રમાણમાં પણ ખૂબ ઘટાડો કરી નાખ્યો છે કાયદાના પંજામાથી દૂર રહી છૂપી રીતે અને ગમે તે પદ્ધતિએ કરવામાં આવતા ગર્ભપાતના વ્યક્તિના—તેનાં શરીર, મન અને સામાજિક—જીવન ઉપર ભયકર પરિણામો આવતા આ પ્રથા અગે ખૂબજ ઢાંકપિછોડો અને માહિતીનો અભાવ છે પરંતુ સંશોધનો ધીરે ધીરે પુરવાર કરે છે કે આ પ્રથા સમાજમાં આપણી માન્યતા કરતાં ખૂબ જ વધુ પ્રમાણમાં પ્રચલિત હતી. વર્તમાન કુટુબમાં સંતતિનિયમને આ હોનારતને ઘણી જ ઓછી કરી નાખી છે.

## (૪) પ્રજનનમાં નવી કરકસર — ત્રેવડ અને તેનાં પરિણામો (New Economy in Reproduction and its Implications):

વ્યક્તિનાં વિકાસ અને જાતિને ચાલુ રાખવાની પ્રજનનની ક્રિયા વચ્ચે રહેલા જૂના સમયના વિરોધનું સમાધાન કરવાની નવી ઢબ એ વર્તમાન કુટુંબની નવીનતા છે. તે એની અસ્થિરતા માટે પણ જવાબદાર છે. જન્મપ્રમાણ અને મૃત્યુપ્રમાણ વધારે હોય છે ત્યારે પ્રજનનની કિંમત બહુ ભારે હોય છે. પરંતુ મૃત્યુનું પ્રમાણ ઘટે અગર જન્મ અને મૃત્યુ બન્નેનાં પ્રમાણ ઘટે ત્યારે જીવનવર્ધનમાં ઠીક ઠીક કરકસર થાય છે. જીવનનો વ્યય, જીવનને વેડફી દેવાની ક્રિયા ઓછી થઈ જાય છે.

જીવનના વિકાસની એક ખૂબી એ છે, કે જેમ જેમ સજીવ સૃષ્ટિ વિકસતી જાય છે તેમ તેમ જન્મપ્રમાણ પણ ઓછું અને મૃત્યુપ્રમાણ પણ ઓછું થાય છે. ઓછાં બાળકો જન્મે છે પરંતુ તેઓ વધુ સારી રીતે ટકી રહે છે અને મૃત્યુના ઓળામાથી બચી જાય છે દા.ત. "હાઉસફ્લાય" નામનું એક જીવડું લગભગ ૬૦૦ કરોડ બચ્ચાને જન્મ આપે છે. પરંતુ આ ૬૦૦ કરોડમાંથી ભાગ્યે જ ચારપાંચ જીવંત રહી પૂર્ણ વિકાસ પામી શકે છે. જેમ જેમ સજીવ સૃષ્ટિના વિકાસક્રમમાં પ્રાણી આગળ વધે છે, તેમ તેમ તેની પ્રજનનશક્તિ ઓછી થાય છે. તે ઓછાં બાળકો સર્જે છે પરંતુ વધુ બાળકોને સાચવી શકે છે. આ વિકાસ માનવીમા અને ખાસ કરીને વર્તમાન સભ્ય સમાજમાં પૂર્ણ કળાએ ખીલે છે. જન્મનો દર પણ માનવીએ સ્વભાનપૂર્વક ખૂબ જ ઘટાડી દીધો છે અને મૃત્યુનો દર એથી પણ ઓછો કરી નાખ્યો છે. ન્યૂઝીલેન્ડ જેવા પ્રદેશોમાં તો મૃત્યુનો દર એટલો બધો ઘટાડી દેવામા આવ્યો છે કે એક કુટુબ લગ્નજીવન દરમિયાન ફક્ત બે જ બાળકોને જન્મ આપે તોપણ વસ્તીનું પ્રમાણ ચાલુ રાખવા, અને વસ્તીને વધારવા માટે પૂરતુ થઈ પડે છે.

આ સંતતિનિયમનનાં, જન્મદર અને મૃત્યુદરના આ ઘટાડાનાં બીજાં ગંભીર અને સામાજિક રીતે અણધાર્યા પરિણામો આવ્યાં છે. તેની ચર્ચા આપણે બીજે સ્થળે કરીશુ. પરંતુ પ્રજનન ઉપરના કાબૂએ, તેમાં આણેલી કરકસરથી જીવનને વેડફાઈ જતુ, અનેક રીતે દુઃખી થતું અટકાવી શકાયુ છે એમાં તો શંકા જ નથી. અને આ નવી ઘટનાની સ્રીના ઉદ્ધારમાં, તેના વ્યક્તિત્વના વિકાસમાં પડેલી અસર ખૂબ જ ઊંડી અને આવકારદાયક છે.

સ્ત્રીનું જીવન અનિયંત્રિત બાળજન્મના હસરડા અને શ્રમમાંથી મુક્ત થાય છે હવે તે બાળકોનો જન્મ આપતા કારખાના સમી રહી નથી. વળી અગણિત બાળકોની કાળજી અને દેખરેખ લેતાં અને દર જન્મે શરીરના ઘસારાને લીધે તે ઘોવાઈ પણ જતી નથી. તદુપરાંત તેમાથી ઊપજતાં સુવાવડ દરમિયાનના મૃત્યુ પ્રમાણ, માંદગી અગર બાળકોની પૂરતી કાળજી અને સગવડના અભાવે થતાં બીમારી અને મૃત્યુના પ્રમાણને પણ અટકાવી દે છે. સ્ત્રી પોતાની પરિસ્થિતિ અનુસાર, પોતાની શારીરિક સ્થિતિ પ્રમાણે બાળકોને જન્મ આપે છે આમ સંતતિનિયમનથી તે પોતાનું શરીરસ્વાસ્થ્ય જાળવે છે બાળકની પણ વધુ ઝીણવટભરી કાળજી રાખી શકે છે અને પોતાનો અને બાળકનો માંદગી અને મૃત્યુનો દર ઘટાડી એક નવી મુક્તિ, નવું સ્વાસ્થ્ય, અને નવી તાજગી પામે છે. બાળઉછેરની જવાબદારીની કક્ષા પણ બદલાઈ જાય છે. એટલું જ નહિ પરંતુ બાળક તરફનું સ્વભાનપૂર્વકનુ વલણ કુટુંબમાં કુટુંબ-વત્સલતા અને સંતોષના નવા, ઘેરા અને ખૂબ જ દીર્ઘ, પ્રવાહો જગાવે છે. કુટુંબજીવન પણ વધુ ઊર્મિશીલ અને સ્નેહભર્યું બને છે આમ પ્રજનનની કરકસરમાંથી સર્જનની માગ, અને વ્યક્તિ-વિકાસની, ઊંડા જાતીય જીવનની માગમા નવી ઢબનો સુમેળ સધાય છે. સંસ્કારી કુટુંબજીવન વધુ નિર્મળ અને ગહન બને છે.

ઉપરની ચાર ઘટનાઓનુ વર્ણન કરવાનો આપણો એક જ ઇરાદો હતો માત્ર સ્થિરતા અને અસ્થિરતાના માપદંડથી પિતૃસત્તાક કુટુંબ અને વર્તમાન કુટુંબની તુલના ન થાય. તદુપરાંત કયું કુટુંબ વધુ આવકાર-દાયક એ વિષે મૂલ્યાંકન કરતા પહેલાં આપણે બન્ને કુટુંબોનાં ઘણાં લક્ષણો, ઘણાં તત્ત્વો અને તેમની ભૂમિકા અને માનસ વગેરેની પણ સરખામણી કરવી જોઈએ. વર્તમાન કુટુંબ અસ્થિર છે માટે પિતૃસત્તાક કુટુંબ કરતાં તુલનામાં વધુ અનિચ્છનીય છે એમ ગણવુ એ બહુ જ ભૂલભરેલું દૃષ્ટિબિન્દુ છે. હવે આપણે વર્તમાન કુટુંબ અંગે ચાલતી એક નવી જ ચર્ચા તરફ વળીએ. નવા કુટુંબની અસ્થિરતા, કાર્યક્ષેત્રમા ઘટાડો અને તેના સભ્યોની સંખ્યામાં પણ મર્યાદા વગેરે લાક્ષણિકતાએ વિચારકો સમક્ષ એક નવો જ પ્રશ્ન ઊભો કર્યો છે. શું કુટુંબ સંસ્થા તરીકે ધીરે ધીરે સમાજજીવનમાંથી લુપ્ત તો નહિ થઈ જાય?

## શું કુટુંબવ્યવસ્થા લુપ્ત થતી જાય છે?:

કેટલાક વિચારકોએ આ ભય તરફ આંગળી ચીંધી છે. તેનાં કારણો તેઓ નીચે પ્રમાણે આપે છે: (૧) કુટુંબનાં કાર્યો હવે ખૂબ જ મર્યાદિત થતાં જાય છે; (૨) પોતાના સભ્યોને વિવિધ કાર્યો દ્વારા કુટુંબ-કેન્દ્રિત રાખવાની કુટુંબની શક્તિ ઘટતી જાય છે, (૩) કુટુંબના સભ્યોનાં ઘણાંખરાં હિતો કુટુંબ બહાર જ સંતોષાય છે, (૪) કુટુંબના સભ્યોનું જીવન વધુ અને વધુ પ્રમાણમાં કુટુંબ બહાર જિવાય છે એટલું જ નહિ પરંતુ (૫) કુટુંબીજનોના સર્વ સામાન્ય હિતો પણ બહુ જ ઓછા થઈ ગયાં છે, (૬) કુટુંબજીવનનું ઐક્ય અને સભ્યોના સંબંધોમાં સમતુલા જાળવવા કોઈ સત્તા હવે કામ કરતી નથી. આ ઐક્ય અને સમતુલા કુટુંબના સભ્યોના સ્વભાનપૂર્વક અને સમાનતાની ભૂમિકા ઉપર જાળવી રાખેલા પરસ્પરના સુમેળ અને સુરાગ ઉપર આધાર રાખે છે (૭) બહુ જ ઝડપી રીતે બદલાતાં સામાજિક અને સાંસ્કૃતિક બળો પણ કુટુંબને સ્થિર થવા દેવા માટે આબોહવા ઊભી કરી શકતાં નથી.

આવી પરિસ્થિતિમાં કુટુંબવ્યવસ્થા તૂટી જશે નહિ? ઇતિહાસના વિકાસક્રમમાં તે લુપ્ત નહિ થાય? આ પ્રશ્નો કેટલાક વિચારકો ગંભીરતા-પૂર્વક પૂછયે જાય છે પરંતુ હકીકતો જોતાં આવા અનુમાનો બાંધવા અસ્થાને લાગે છે. કુટુંબવ્યવસ્થા લુપ્ત થશે એવો ભય ઉપર દર્શાવેલાં કારણોથી રાખવાની જરૂર નથી, તેમ માનવાના કારણો ઘણાં છે.

(૧) લાંબા ગાળાના સામાજિક પ્રવાહોનો અભ્યાસ એમ દેખાડે છે કે હાલમા લગ્નનુ પ્રમાણ ઘટવાને બદલે વધતું જાય છે, (૨) લગ્નવિચ્છેદનો વધતો જતો દર પણ ઉદ્યોગીકરણ કે શહેરીકરણને જ કારણે છે એવું સાબિત થતુ નથી. આપણે તેના બીજા ખરાં કારણોની તપાસ આગળ ઉપર જોઈ ગયા છીએ; (૩) પ્રજનન અને બાળજન્મની સામાજિક ક્રિયા પણ હવે કુટુંબમાં જ વધુ પ્રમાણમા થાય છે લગ્ન બહાર, કુટુંબમાં નહિ એવા બાળજન્મની સંખ્યા ખૂબ ઝડપથી ઘટવા માંડી છે પ્રજનન અને બાળજન્મ એ માનવજાતને ટકાવી રાખનારું સહુથી મોટુ બળ છે. એ કાર્ય જ્યાં સુધી કુટુંબ કરશે ત્યાં સુધી તેને લુપ્ત થવાનો સંભવ ઓછો છે. હજી સુધી પ્રજનન અને પ્રથમકાલના બાળઉછેર માટે કુટુંબ જ યોગ્ય વ્યવસ્થા તરીકે ગણાયું છે.

પ્રજનન, બાળજન્મ અને બાળઉછેર અંગે ક્રાંતિકારી પલટો થાય; અને બાળજન્મને કુટુંબના કાર્ય તરીકે ન માનવાની નવી વિચારસરણી ઊભી થાય ત્યાં સુધી તો કુટુંબ સંસ્થા તરીકે, એક સામાજિક જૂથ તરીકે ટકી જ રહેશે. હમણાંના સંયોગો અને વાતાવરણ આ વિચારસરણીનું કોઈ પણ રીતે નિદર્શન કરતાં નથી. એથી વિરુદ્ધ કુટુંબ અને તેનાં કાર્યો અંગે વાતાવરણમાં નવી મમતા જાગી છે. હવે બાળજન્મ અને બાળઉછેર એ કુટુંબને ભારણરૂપ લાગતાં નથી. પરંતુ આ પ્રવૃત્તિઓ દંપતી માટે નવા પ્રકારનો આકર્ષક, ઊર્મિભર્યો અને સમજપૂર્વક સ્વીકારાયેલો અનુભવ બની રહી છે. બાળજન્મ અંગે હવે તેઓ ઝીણવટભરી જવાબદારી વિકસાવી રહ્યાં છે. એ જવાબદારી સાથે નવી ઊર્મિનાં આશ્વાસન અને હૂંફ પણ વિકસ્યાં છે. બાળકનો જન્મ કુટુંબજીવનને સુંદર, સંવાદી અને ઊર્મિશીલ બનાવતા એક મહત્ત્વના તત્ત્વ તરીકે ગણાઈ તેને હવે નવે સ્વરૂપે આવકાર મળવા માંડ્યો છે.

અલગ, ગેરકાનૂની બાળકો સામેના નિષેધો દૂર કરવામાં આવે તોપણ સંતતિનિયમનનું જ્ઞાન આવા પ્રકારનાં બાળકોના જન્મપ્રમાણને ઘટાડી દેશે. સંતતિનિયમનનું જ્ઞાન સ્ત્રીને અલગ જાતીય સંબંધો તરફ વાળશે એવો ભય પણ ખોટો છે. માતૃત્વભાવના, આર્થિક સ્થિરતા, ગૃહજીવનની ઝંખના, કુટુંબીજનો માટેની લાલસા અને પ્રણયી સાથે સહજીવનની ઇચ્છા જેવાં ખૂબ જ અસરકારક બળો સ્ત્રીને જાતીય સુખ લગ્ન દ્વારા જ સંતોષવા પ્રેરશે. સમાજસ્વીકૃત લગ્નવ્યવસ્થા તેને પ્રમાણમાં વધુ સ્થિર જાતીય જીવન માટે વધુ આકર્ષક લાગશે.

વર્તમાન કુટુંબ હજી થોડા સમય માટે વધુ અને વધુ અસ્થિરતા દાખવશે. લગ્નવિચ્છેદ, છૂટાછેડા, ગૃહત્યાગ, અલગ રહેવાસ, તેમ જ કુટુંબ-જીવનમાં ઘર્ષણના પ્રસંગો હજી થોડા સમય માટે વધતા જ રહેશે. પરંતુ આ સર્વ જૂનાં અને નવાં કુટુંબ વચ્ચેનાં સંક્રાન્તિકાળનાં પ્રતીકો છે. આ ઘટનાઓનાં કારણો જુદાં છે. કુટુંબ સંસ્થામાં તેના સભ્યો વચ્ચેના સંબંધોના પ્રકારમાં તેમ જ તેમના હક અને જવાબદારીઓના ખ્યાલમાં આજે મૂળભૂત ક્રાન્તિ થઈ રહી છે. પિતૃસત્તાક કુટુંબ પુરુષ-કેન્દ્રિત હતું. સ્ત્રીઓ અને નાનાંઓની પરાધીનતા ઉપર અને આર્થિક અને સામાજિક અસમાનતાના પાયા ઉપર તે કુટુંબની ભૂમિકા રચાઈ હતી. વડાની આપખુદ સત્તા ઉપર તેનું નિયંત્રણ ચાલુ રહેતું. આ સર્વ અનિચ્છનીય તત્ત્વો આજે કુટુંબવ્યવસ્થામાંથી અદશ્ય થવા માંડ્યાં છે. વર્તમાન કુટુંબ સભ્યોની

સમાનતાના પાયા ઉપર વિકસી રહ્યું છે સભ્યોના પરસ્પર સબંધો સત્તાધારી અને ગુલામના નથી રહ્યા, પરંતુ સમોવડિયાના બન્યા છે ભય અને પરાધીનતા નહિ પરંતુ સ્નેહ અને સમાનતાની ભૂમિકા ઉપર સભ્યોના સબંધો બંધાવા માંડ્યા છે કુટુંબના કાર્યો, હિતો અને ક્ષેત્ર પણ મર્યાદિત થતા માંડ્યા છે તે સમુદાય મટી એક મંડળનું સ્વરૂપ ધારણ કરી રહ્યું છે

જૂના મત્યો અને વ્યવહારો તૂટતા જાય છે આ ધરમૂળના ફેરફારોને અનુકૂળ વ્યવહાર પ્રણાલિકા અને માનસ કેળવાતા વાર લાગે છે આમ જૂના મૂલ્યો અને વ્યવહાર તૂટતા અસ્થિરતા વધે જ આ અસ્થિરતા એક ભૂમિકાથી બીજી ભૂમિકામા બદલાતા કુટુંબના સંક્રાતિકાળની અસ્થિરતા છે સભ્યો વચ્ચેની સમાનતાની આ નવી ભૂમિકા કુટુંબીજનોના પરસ્પરના સબંધોને નવે સ્વરૂપે વિકસાવવામા અનેક પ્રશ્નો અને સમસ્યાઓ ઊભી કરે જ પતિ પત્ની વચ્ચેના સબંધો અંગે, માતાપિતા અને બાળકો વચ્ચેના સબંધો અંગે અને સમાન પેઢીના બાળકો બાળકો વચ્ચેના પરસ્પર સબંધો અંગે અનેક કોયડાઓ ઊભા કરે જ આ સમસ્યાઓ આજના સંક્રાતિકાળમા સ્પષ્ટ થવા લાગી છે આ જ અસ્થિરતા અને ઝડપી પરિવર્તન સૂચવતા આ સંક્રાતિ યુગની અનિવાર્ય અસ્થિરતા અને પરિવર્તનશીલતા છે

પિતૃસત્તાક કુટુંબવ્યવસ્થામા કુટુંબના ઘર્ષણો, સમસ્યાઓ, માનસિક અને કાર્મિના ઝઝાવાતને ઢાકી દેવાની, દબાવી રાખવાની અને તેમને વ્યક્ત ન કરવા દેવાની મનોવૃત્તિ હતી તે હવે રહી નથી નવા કુટુંબની પરિસ્થિતિ તેના પ્રશ્નોને પ્રકાશમા લાવવાનો આગ્રહ સેવે છે સ્વભાનપૂર્વક કુટુંબના બધા જ પાસા સમજવાનો યત્ન થઈ રહ્યો છે આ જ કારણે પિતૃસત્તાક કુટુંબ કરતા વર્તમાન કુટુંબ ખૂબ જ ચચંળ, અસ્થિર અને પ્રશ્નોને પારદર્શક ઢબે સ્પષ્ટ કરતુ જણાય છે

વર્તમાન કુટુંબની અસ્થિરતા એ આપખુદીભર્યા સબંધો, આર્થિક પરાધીનતા અને અસમાનતાના મૂલ્યોથી રચાયેલા પિતૃસત્તાક કુટુંબમાથી સમાનતા, સ્નેહ અને આર્થિક સ્વાતંત્ર્યના પાયા ઉપર ઝડપથી વિકસી રહેલા નવા, વધુ શુદ્ધ કુટુંબના સબંધો વિકસાવતા સંક્રાતિયુગનુ પ્રતીક છે

## વર્તમાન કુટુંબના નવા પ્રશ્નો અને નવી લોકનીતિની જરૂર (New problems and the need for new moves):

વર્તમાન કુટુંબ વિષે ચર્ચા કરતુ સાહિત્ય મોટે ભાગે એ કુટુંબની સમસ્યાઓ ઉપર જ ભાર મૂકે છે કેટલાક પુસ્તકો તો ફક્ત એ

સમસ્યાઓ જ ચર્ચવા લખાય છે. આ સર્વ સાહિત્યે રજૂ કરેલા પ્રશ્નોનું સરવૈયું લઈએ તો તેમાંથી મુખ્યત્વે એક જ ધ્વનિ સંભળાય છે. વર્તમાન કુટુંબની નવી પરિસ્થિતિ માટે નવાં મૂલ્યો અને નવી લોકનીતિની જરૂર છે, એ જ આ સમસ્ત સાહિત્યનો પ્રધાન સૂર છે.

કયા પ્રકારનાં નવાં મૂલ્યોની જરૂર છે? કેવી લોકનીતિ અને કેવી ભાવનાઓ આ પ્રશ્નોને સમજવા અને તેમનો ઉકેલ લાવવામાં મદદરૂપ થશે? કુટુંબજીવનને સીધી રીતે સ્પર્શતાં અને તેની ઉપર ઘેરી અસર કરતાં થોડાં મૂલ્યો જે પરસ્પર પણ સંકળાયેલાં છે, તેમની આપણે ચર્ચા કરીએ.

## (૧) જાતીય સંબંધમાં અનુકૂળતા અને નવા જાતીય સંબંધો વિષેનાં મૂલ્યો:

વર્તમાન કુટુંબ, આપણે જોયું તેમ, સમાનતા, સ્વાતંત્ર્ય અને સમજપૂર્વક પોતાની ફરજો અને હક્કોનું પાલન કરવાની ભૂમિકા ઉપર રચાયેલુ છે. સમાનતા અને સ્વાતંત્ર્ય સબંધો પાસે સહિષ્ણુતા, સહાનુભૂતિ અને સ્ખલનો તરફ એક પ્રકારની ઉદાર સમજ માગે. વર્તમાન કુટુંબની સ્થિરતા અને ઐકય માટે આ વલણો ખૂબ જ આવશ્યક બને છે. પરિણીત દંપતીએ અમુક પ્રકારનુ માનસ કેળવવુ જ પડશે. દા. ત. દરેક વિખવાદ અને ખાસ કરીને જાતીય સબંધ અંગેનાં પ્રશ્નો અને ઘર્ષણોની પ્રતિપળે કુટુંબને તોડી નાખવાની દલીલ તરીકે રજૂઆત કુટુંબમાં સ્થિરતા અગર મૂળભૂત ઐકયને અશકય બનાવશે.

લગ્નજીવન દરમ્યાન થતી પરસ્પરની એકબીજા તરફની ભૂલોને અગર તેમાંથી ઊપજતાં તત્કાલીન ઘર્ષણોને લગ્નવિચ્છેદ માટે કારણ ગણી લેવાની મનોવૃત્તિ દૂર કરવી જોઈએ. જાતીય સંબધમાં પણ કોઈક વાર થયેલી ભૂલ અગર સ્ખલન તરફ પણ આ અસહિષ્ણુતાભરેલુ વલણ — જે દંપતીને લગભગ લગ્નવિચ્છેદના અંતિમ પગલે પહોંચાડી દે છે — ન કેળવવું જોઈએ. સ્ખલનમાત્ર સજાને પાત્ર છે, અને સ્વભાનપૂર્વક કરેલો દ્રોહ છે એ મનોવૃત્તિ દૂર કરી સ્ખલન પણ સમજપૂર્વકનું વલણ માગે છે, કારણોની શોધ માગે છે અને તેને દૂર કરવા સજા કરતાં સહાનુભૂતિભર્યું માર્ગદર્શન માગે છે. જાતીય સબધ અંગેની ભૂલો પણ અસહિષ્ણુતાને બદલે સમજપૂર્વકનું વલણ માગે છે. ફ્રાન્સ અને સ્કેન્ડીનેવિયન દેશોમાં આ પ્રકારનું વલણ ધીરેધીરે વિકસવા માંડયું છે.

કુટુંબ એ જાતીય ભૂખ સંતોષવાના પીંજરા તરીકે જ નથી. આ ભૂખ સંતોષવા ઉપરાંત બીજાં ઘણાં મહત્ત્વનાં કાર્યો પણ તેણે કરવાનાં છે.

જાતીય આકર્ષણ અને જાતીય સંબંધ અંગે હજી કેટલાક કોયડા અણઊકલ્યા છે માનવજાતિના ઘણા સભ્યોમાં જાતીય સુખ માટે વૈવિધ્યની ઝંખના હોય છે. આ વૈવિધ્યની ઝંખના આજ નહિ પણ આદિકાળથી જોવા મળે છે. એ ઝંખનાને સંતોષવા પહેલાંના સમયમાં વિવિધ પ્રથાઓ — સંસ્થાઓ વિકસી આવી હતી. અનેકપત્નીની પ્રથા, રખાતની પ્રથા, ગણિકાની સંસ્થા તેમ જ જાતીય સંતોષ મેળવવા ઘણા ઉત્સવો વગેરે પહેલાંના સમયમાં વિકસી આવ્યાં હતાં. આડા સંબંધોનો વિસ્તૃત વિકાસ પણ એ જ સૂચવે છે તદુપરાંત જાતીય સંબંધમાં વિવિધતા માટેની ઝંખનાને દબાવવા માટે ધાર્મિક બળો, સમાજની ટીકા, પ્રજનનનો ભય અને રોગોની બીક વગેરે પણ વિકસાવવામાં આવ્યાં હતાં.

આ વિવિધતાની ઝંખના અમુક અંશે વર્તમાન સંસ્કૃતિએ જાતીય તત્ત્વ ઉપર ભાર મૂકી વધુ સતેજ કરી છે. એટલું જ નહિ પરંતુ ધાર્મિક બળો હવે નબળાં પડયાં છે. સમાજની ટીકાનો ભય પણ પ્રમાણમાં ગતિશીલ સમાજમાં ઓછો છે. વર્તમાન સંશોધનો અને સાધનોએ પ્રજનનનો અને રોગોનો ડર પણ ઓછો કરી નાખ્યો છે. નવા વાતાવરણે લગ્ન પહેલાં અને લગ્નજીવન દરમ્યાન પણ લગ્ન બહારના જાતીય સંબંધો બાંધવા માટેની વધુ સગવડ કરી આપી છે. આ સર્વ જાતીય ભૂખના સંતોષ માટે અને તે અંગેના વૈવિધ્યની ઝંખના માટે નવી ભૂમિકા ખડી કરે છે. આ એક સાચી હકીકત છે. એની તરફ આંખ આડા કાન કર્યે ચાલે એમ નથી. એ હકીકતનો સ્વીકાર કરીશું તો જ તે અંગે ઊભા થતા પ્રશ્નોને સમજવામાં સફળતા મળશે.

આ ભૂમિકાને સ્વીકારી, તેને અંગભૂત ગણી કુટુંબ ન તૂટે એ માર્ગ શોધવાના રહ્યા. દંપતીમાં પરસ્પર પ્રત્યે વફાદારી અને વ્યક્તિની જાતીય સુખ માટે વૈવિધ્યની ઝંખના એ વિરોધી તત્ત્વોએ ઊભા કરેલા કોયડાને કેવી રીતે ઉકેલવો. અને વાસ્તવજીવનમાં આ વિરોધ કેવી રીતે હલ કરવો એ વર્તમાન કુટુંબનો એક ગંભીર પ્રશ્ન છે. આનો તોડ એટલો સરળ નથી. તેને માટે કોઈ એક જ સીધો ઉપાય નથી.

એકપત્નીત્વ અગર એકસાથીત્વના પાયા ઉપર રચાયેલાં કુટુંબે પોતાની મર્યાદામાં જ રહી તે બધાને જાતીય સંતોષ આપી શકે છે એવું

સાબિત કર્યું નથી.

સમાજકલ્યાણની સંસ્થાઓમાં કાર્ય કરતા સુધારકોના અનુભવો, મનોવિજ્ઞાનીઓ પાસે એકત્રિત થતી હકીકતો, તથા કુટુંબ આરોગ્ય ચિકિત્સાલયો (Family clinics)માંથી એકઠી થતી વિગતો સાબિત કરે છે કે જાતીય ભૂખ સંતોષવા વૈવિધ્યની ઝંખના આપણે માનીએ છીએ તેના કરતાં વધુ પ્રસરેલી છે. આ હકીકતનો સ્વીકાર, તેના તરફ સમજપૂર્વકનું વલણ આવશ્યક બનાવે છે. જાતીય સંબંધના સ્ખલન તરફ ઝનૂની અસહિષ્ણુતા દંપતીમાં અનેક ઝઘડાઓ અને લગ્નજીવનમાં અનેક પ્રકારના ક્લેશની પરિસ્થિતિ ખડી કરે છે. પતિપત્નીને પ્રેમીઓને બદલે પરસ્પર ચોકી કરતા પોલીસો બનાવી દે છે. આ અટકાવવા ઝનૂની અસહિષ્ણુતા કરતાં સમજપૂર્વકના વલણની જરૂર છે.

વૈવિધ્ય શોધતી, સ્ખલનો કરી બેસતી વ્યક્તિ તરફ અસહિષ્ણુતાને બદલે એ વ્યક્તિની ભૂમિકા, સ્ખલનો કરાવી દેતાં અને તેની પાછળ કામ કરી રહેલાં પરિબળોને સમજવા પ્રયત્ન કરવો અને જ્યાં જ્યાં વર્તન અયોગ્ય લાગે ત્યાં ત્યાં તેને અટકાવવા સહાનુભૂતિભર્યું અને સમજપૂર્વકનું માર્ગદર્શન કરવાનું વલણ વધુ વાજબી છે. આમ સ્ખલન પણ દંપતીમાં સહાનુભૂતિ અને સહકારભર્યું વલણ માગે છે દંપતીજીવન વ્યક્તિઓમાં ઊંડી સમજ અને સહાનુભૂતિ માગે છે. દંપતીજીવનમાં સુમેળ આ સહાનુભૂતિ અને સમજની કક્ષા ઉપર આધાર રાખે છે અને આ સહાનુભૂતિ અને સમજ વ્યક્તિ વ્યક્તિમાં જુદા જુદા પ્રમાણમાં હોય છે. જેટલા પ્રમાણમાં આ બે તત્ત્વો સંબંધમાં વધારે તેટલા પ્રમાણમાં દંપતીજીવનમાં અને કુટુંબમાં સ્થિરતા અને સુમેળ વધારે.

આપણે અહીંયાં એક વિધાન કરી શકીએ. જાતીય સંબંધ અંગેના દરેક ઘર્ષણ અગર સ્ખલનને દંપતીએ છૂટાછેડા માટેનું સબળ કારણ ગણી લેવાની વૃત્તિ જતી કરવી જોઈએ. "જાતીય બેવફાઈ" તરફ સમજની, સહાનુભૂતિની મનોવૃત્તિ કુટુંબજીવન માટે વધુ લાભદાયી બનશે. સાથીની ભૂલો તરફ ઝનૂની, અસહિષ્ણુતાભરી અને લડાયક વૃત્તિ કુટુંબને પીંખી નાખશે. એટલુંજ નહિ પરંતુ કુટુંબ જાતીય ભૂખ સંતોષવા ઉપરાંત બીજાં પણ મહત્ત્વનાં કાર્યો કરે છે તે વાતને વિસરાવી દેશે. જાતીય સંબંધ અંગેના સ્ખલન તરફની ઉગ્ર અસહિષ્ણુતાને પરિણામે સાથીઓ કુટુંબ તરફથી બીજા લાભો મળે છે તેમને પણ ખોઈ બેસશે. એ શું આવકારદાયક છે ખરું?

## (૨) પ્રણય માટેનો આગ્રહ (The Stress upon Romantic Love):

પ્રણયનો ભાવ પ્રેમીઓને પરસ્પરમાં તદ્રૂપ બનાવવા યત્ન કરે છે. આ પ્રણયના ભાવની પરાકાષ્ઠા અને તેનો સંપૂર્ણ સાક્ષાત્કાર રોમિયો–જુલિયેટ, લયલા–મજનું, શીરીં–ફરહાદ, ઢોલા–મારુ, જેસલ–તોરલ, શેણી–વિજાણંદ જેવી ઇતિહાસની અનન્ય વિભૂતિઓમાં જોવામાં આવે છે. આ પ્રણયીઓ મોટે ભાગે લગ્ન પહેલાં જ આ તીવ્ર આકર્ષણ અનુભવી ચૂક્યાં હતાં, અને લગ્ન સ્વરૂપે તેની પરાકાષ્ઠા અનુભવતા પહેલાં તો ઝૂરી ઝૂરીને અદૃશ્ય થઈ ગયાં હતાં.

વર્તમાન સમયમાં પ્રણય એ જ કુટુંબની ભૂમિકા છે એમ માનવામાં આવે છે. વર્તમાન કુટુંબની મર્યાદામાં જ તે વ્યક્ત થઈ શકે છે અને લગ્નજીવન એ જ તેનું સાચું સ્વરૂપ છે એમ અત્યારે મનાય છે. અમેરિકામાં તો પ્રણય જ કુટુંબને ટકાવી રાખતો ભાવ છે એવી આગ્રહભરી માન્યતા વિકસતી જાય છે. લગ્નજીવનની એ જ સાચી સાંકળ છે એમ પણ હવે સ્વીકાર થતો જાય છે.

આ પ્રણયને લગ્ન અને કુટુંબના હાર્દ તરીકે માનવાની કલ્પનાએ વર્તમાન સમયમાં અનેક પ્રશ્નો ઊભા કર્યા છે એટલું જ નહિ પરંતુ એના અતિઆગ્રહે અનેક મૂંઝવણો પણ પેદા કરી છે.

આપણે એક ઘટના ખાસ ધ્યાનમાં રાખવા જેવી છે. માત્ર પ્રણય—તીવ્ર જાતીય આકર્ષણ—ઝીણવટભર્યો વૈયક્તિક જાતીય આકર્ષણનો ભાવ—કુટુંબજીવનને અને તેના વિકસતા સ્વરૂપને ટકાવી રાખવા પૂરતો નથી. સમય જતાં, કુટુંબના વિકસતા ઇતિહાસમાં પ્રણયની ભૂમિકા સાથે બીજા ભાવોની ભૂમિકા પણ જરૂરી બને છે. કેટલીક વખત આ બીજા ભાવો પ્રણયભાવને બદલે કુટુંબજીવનને એકત્રિત રાખવામાં વધુ મદદરૂપ બને છે. પ્રણય કરતાં દંપતી માટે પ્રણય ઉપરાંત બીજા સામાજિક સંબંધો અને ભાવો વિકસાવવા પડે છે. દા. ત. માબાપ અને સંતાનોના સંબંધ અને પરસ્પરના ભાવ પ્રણય કરતાં તદ્દન જ જુદા પ્રકારના હોય છે. અને વિશાળ સામાજિક દૃષ્ટિથી માબાપ અને સંતાનો વચ્ચેના સંબંધો વધારે મહત્ત્વના છે. પ્રણય એ લગ્નજીવનનો દંપતીનો પરસ્પર માટેનો પ્રાથમિક ભાવ છે. તેની સાથે પ્રજનન અને સંતાનના જન્મ બાદ નવા નવા ભાવ પણ વિકસી આવે છે

અને તેમનુ મહત્ત્વ પ્રણય કરતાં ઓછુ નથી એટલુ જ નહિ પરંતુ એકંદરે માનવજાતના વિકાસ માટે વધુ મહત્ત્વનું છે.

પરંતુ આપણાં સાહિત્યમાં, ચલચિત્રોમાં, નાટકોમાં અને જાહેર-ખબરોમા દંપતીના આ પ્રણયના ભાવ ઉપર જ વધુ ભાર મૂકવામા આવે છે. કુટુંબજીવનની આ પ્રાથમિક સ્થિતિ અને અનેક ભાવોમાંના આ એક જ ભાવ ઉપર ભાર મૂકવામાં આવે છે. સાહિત્ય અને સિનેમાની વસ્તુમાં મોટે ભાગે પ્રેમ કર્યો અને પરણ્યાં એમ જ અંત આણવામાં આવે છે. પ્રણયમાં શી મૂંઝવણો છે તે અંગેની જ ચર્ચા હોય છે. એ મૂંઝવણો દૂર થઈ બે પ્રેમીઓ લગ્ન કરે અને કુટુંબ સ્થાપે એટલે જીવનના સર્વ પ્રશ્નો હલ થઈ ગયા એવો જ ધ્વનિ આ વિવિધ કલાપ્રકારો અને જાહેરખબરોમાથી નીકળે છે. કુટુંબજીવન, લગ્નજીવન એટલે એક અવિરત પ્રણય સંવનનની જ સ્થિતિ છે અને તે કાયમી રહેશે એવો સૂર આ સાહિત્યનો છે

પરંતુ આ પ્રકારનુ ચિત્ર વાસ્તવજીવનનુ ખૂબ જ એકમાર્ગી અને અતિસરલ દર્શન કરાવે છે કુટુંબજીવનના વિકસતા જતા પ્રશ્નો, તેમાં રહેલી અનેક મુશ્કેલીઓ અને સમસ્યાઓ તરફ આ પ્રકારનો માત્ર પ્રણય ઉપરનો ભાર આખ આડા કાન કરવાની વૃત્તિ જગવે છે. આ પ્રકારના પ્રચારથી લગ્નજીવન અને કુટુંબજીવનની સર્વ સમસ્યાઓનો સમજપૂર્વક સામનો કરવાની તાલીમ દંપતીને મળતી નથી. આ પ્રણયના જ સ્વપ્નમાં રંગાયેલી વ્યક્તિઓના કુટુંબજીવનમાં લગ્ન બાદ ધીમે ધીમે અનેક પ્રશ્નો વાસ્તવરૂપે ખડા થતા જાય છે. પ્રણયમાં કલ્પેલુ જીવનનુ સંઘર્ષહીન સોનેરી મીઠું સમણુ ધીરે ધીરે સરતુ જાય છે. પ્રણય જ એક સ્વપ્ન જેવો ભાવ પણ લાગવા માડે છે પરિણીત વરવધૂ નવા અણધાર્યા અનુભવો અને કોયડાઓની અનુભૂતિ કરે છે. દંપતી પરસ્પર પ્રણયમા રત રહેશે તો જીવનની લડત સમાપ્ત થશે એવુ દિવાસ્વપ્ન તૂટી જાય છે. પરંતુ વાતાવરણે, સામાજિક પ્રચારના સાધનોએ વિકસાવેલી આ અતિતીવ્ર પ્રણયના ભાવ ઉપર રચાયેલી મનોવૃત્તિઓ અને વલણો, કુટુંબમાં જોડાયેલી વ્યક્તિઓને નવા અનુભવો માટે અને વિવિધ પ્રકારની મુશ્કેલીઓનો સામનો કરવા માટે તાલીમ આપી શકતા નથી. આમ પ્રણયના જ ભાવે સંકળાયેલા કુટુંબજીવનમાં જોડાયેલી વ્યક્તિઓ

વાસ્તવ જીવનનો સામનો કરવાની શક્તિ પ્રાપ્ત કરી શકતી નથી, ન તો તેનો સમજપૂર્વક સામનો કરવાની તાલીમ પામે છે.

જીવનના પ્રશ્નો અને મૂંઝવણભર્યા વાસ્તવ આગળ આ પ્રણયીઓ ઠોકરો ખાય છે. ધીરે ધીરે સ્વભાવફેર, આદતોના તફાવત, સ્ત્રી અને પુરુષોના કાર્યફેર અને વલણોના વિરોધ વધુ સ્પષ્ટ થતા જાય છે. પ્રણયના ઝળકારમાં ભુલાયેલા તફાવતો ધીરે ધીરે, સમય જતાં સ્પષ્ટ થતા જાય છે. આમાંથી મતભેદ, ઝીણા ઝીણા વિરોધો, તંગદિલી અને સંઘર્ષ ઉદ્ભવતા જાય છે હવે કુટુંબજીવન ગાળવા, તેમા સુમેળ સાચવવા માત્ર પ્રણય નહિ પરંતુ બીજા ભાવો અને તે અંગેની કાર્યપદ્ધતિઓ વિકસાવવી પડે છે. પહેલાંના સમયમાં સામાજિક અને આર્થિક દબાણ કુટુંબીજનોનાં દંપતીનાં મતભેદો અને ઘર્ષણોને નિયંત્રણમાં રાખી કુટુંબમાં તેમને સંગઠિત રાખતાં. આજે આ સર્વ બાહ્ય દબાણો દૂર થયાં છે. કુટુંબનાં સભ્યો—પતિપત્ની આજે સામાજિક અને આર્થિક દૃષ્ટિએ સ્વતંત્ર અને આત્મનિર્ભર છે. આથી કુટુંબજીવન દંપતીની સમજ, આવડત, સ્નેહ અને પરસ્પર માટે તડજોડની વૃત્તિ ઉપર જ ટકી રહે છે. વર્તમાન કુટુંબ હવે કુટુંબના ઐક્ય અને તેમાં સુમેળ માટે બાહ્ય બળો કરતા કુટુંબના સભ્યોની નૈસર્ગિક શક્તિ, પરસ્પરની સ્નેહભરી સંબંધ સાચવવાની આવડત અને તાલીમ ઉપર જ આધાર રાખે છે.

આ પરિસ્થિતિમા કુટુંબના સભ્યોએ કૌટુંબિક જીવન જીવવા યોગ્ય કેળવણી લેવી જરૂરી છે.

### કુટુંબજીવનના લાભ અર્થે યોગ્ય તાલીમની જરૂર (Education for and the benefits of Family life):

વર્તમાન કુટુંબ અંગેની ઉપર કરેલી ચર્ચા એક વસ્તુ સ્પષ્ટ રીતે સૂચવે છે. કુટુંબજીવન ચલાવવા માટે સાચી કેળવણીની જરૂર છે: આ કેળવણી નક્કર, વાસ્તવિક હકીકત ઉપર રચાવી જોઈએ, ખોટા અને સુંવાળાં દિવાસ્વપ્નો ઉપર નહિ. આ હકીકતોનો અભ્યાસ અને તેમાંથી તારવેલા સત્ય ઉપર નવી નીતિની ભાવના વિકસાવવી જોઈએ. નવા વાતાવરણને અનુકૂળ એવી નવી નીતિ આ વૈજ્ઞાનિક અભ્યાસનાં સુદૃઢ અને તારવેલાં વિધાનો ઉપર રચાવી જોઈએ. આ કેળવણીમાં જાતીય સંબંધ વિષે સ્પષ્ટ

અને સાચી માહિતી હોવી જોઈએ. તદુપરાંત કુટુંબનું સમાજમાં શું સ્થાન છે તે અંગે પણ નિષ્પક્ષ અને સત્ય શિક્ષણ અપાવું જોઈએ. હજી આ કેળવણી અંગે આપણે ખૂબ જ પ્રગતિ કરવાની છે. લગ્ન, કુટુંબજીવન, પ્રૌઢશિક્ષણ, સમાજશિક્ષણ વગેરેને અંગે વિકસતુ સાહિત્ય એટલું સાબિત કરે છે કે આપણે આ દિશામાં પગરણ માંડ્યાં છે. ધીમે ધીમે વર્તમાન કુટુંબની લાક્ષણિકતા, જાતીય સંબંધ, પ્રણય તેમ જ લગ્નજીવન અંગેનું સાચું જ્ઞાન આપણને મળવા માંડ્યું છે. આ એક ખૂબ જ આશાજનક ચિહ્ન છે.

લગ્નજીવન માટેની તાલીમ એ સમાજ અને વ્યક્તિ બન્નેની સેવા છે. લગ્નજીવન માનવી માટે બહુ જ મહત્ત્વનું છે. માનવીની શારીરિક, માનસિક અને સામાજિક તંદુરસ્તી માટે પણ તે આવશ્યક છે. આનો પુરાવો અભ્યાસીઓ અનેક રીતે આપે છે. લગ્નજીવન ગાળતી વ્યક્તિઓ અને *અલગ્નજીવન, અપરિણીત અને એકાકી જીવન ગાળતી વ્યક્તિઓની* કેટલીક બાબતોમાં સરખામણી પણ કરવામાં આવે છે. તેમાં એમ પુરવાર થયું છે કે લગ્નજીવન ગાળતી વ્યક્તિઓનું જીવન વધુ સુખી છે. દા. ત. મૃત્યુનું પ્રમાણ, અને તેમાં પણ ક્ષય, અકસ્માત, આપઘાત, શરાબી અગર "સિફિલિસ" સરખા રોગો દ્વારા નીપજતા મૃત્યુનું પ્રમાણ પરિણીત જીવન ગાળતી વ્યક્તિઓ કરતાં અપરિણીત અને એકાકી જીવન ગાળતી વ્યક્તિઓમાં વધારે દેખાય છે. આ એક ધ્યાન ખેંચે એવી ઘટના છે.

લગ્નજીવન ગાળતી અને એકલું જીવન ગાળતી વ્યક્તિઓના જીવનમાં વ્યક્ત થતો આ તફાવત વખતે બીજા કારણે પણ હોય. આપણે એમ પણ માનવાનું કારણ નથી કે લગ્ન એ જ માત્ર સર્વ દુઃખ હરણ કરવાનો પારસમણિ છે. લગ્નજીવન જ આપોઆપ માનવી સમક્ષ સ્વર્ગ ખડું કરી દે છે એમ માનવું એ પણ સત્ય નથી. પરંતુ આ અભ્યાસો એટલું તો જરૂર સૂચવે છે કે લગ્નજીવનમાં મળતું પરસ્પર લાગણીનું બળ, વર્તમાન જટિલ સમાજની પ્રક્રિયામાંથી ઊપજતા અનેક શારીરિક અને માનસિક ઝંઝાવાતોમાં આપણને ટકાવી રાખે છે.

આ જો સત્ય હોય તો કુટુંબ પોતાનાં મૂળ કાર્યો ઉપરાંત સમાજના સંગઠનના એક મહત્ત્વના બળ તરીકે પણ કાર્ય કરે છે. કુટુંબ સમાજની સ્થિરતા ટકાવી રાખનારું એક મહત્ત્વનું સામાજિક સાધન બની રહે છે.

# ૫

# કુટુંબ અને રાજ્ય
# (FAMILY AND THE STATE)

**રાજ્ય કુટુંબનું શા માટે અને કેવી રીતે નિયંત્રણ કરે છે?**

કુટુંબ અને બીજાં મંડળો વચ્ચે કેટલાક મહત્ત્વના તફાવતો જોવામાં આવ્યા છે. કુટુંબની મંડળ તરીકે કેટલીક વિશિષ્ટતાઓ છે જે તેને રાજ્યના વધુ ઝીણવટભર્યા નિયંત્રણમાં મૂકી દે છે.

લગ્નની ભાગીદારીની એક વિશિષ્ટતા એ છે કે તેના નિયંત્રણ માટે રાજ્ય ખૂબ જ તકેદારી રાખે છે. બીજી કોઈ પણ ભાગીદારી અને મંડળ કરતાં લગ્નમાંથી વિકસતી ભાગીદારીના નિયમો માટે રાજ્ય બહુ જ ઝીણવટભર્યો અને સખતાઈભર્યો માર્ગ અખત્યાર કરે છે. દા. ત. બીજાં મંડળોના કરારની માફક લગ્નના કરારનું સ્વરૂપ રાજ્ય સભ્યોની મુનસફી ઉપર રહેવા દેતું નથી. રાજ્ય પોતે જ એ કરારનું સ્વરૂપ નક્કી કરે છે. લગ્નસંબંધે જોડાનાર ભાગીદારો લગ્ન-કરાર કરતી વખતે તેની શરતો અગર સમયમર્યાદા પણ નિર્ણીત કરી શકતાં નથી. રાજ્ય જ લગ્નની શરતો નક્કી કરે છે. લગ્ન-કરારમાંથી વિકસતી ભાગીદારી કેટલો સમય ચાલવી જોઈએ અને ક્યારે તે બંધ થવી જોઈએ એ પણ રાજ્ય જ નક્કી કરે છે. એટલું જ નહિ પરંતુ લગ્ન કોણ કરી શકે અને કોણ ન કરી શકે એ પણ રાજ્ય જ ઠરાવે છે. આ કરારના કેટલાક પ્રકારનાં ઉલ્લંઘનોને તો રાજ્ય એવાં ગંભીર માને છે કે તેમને તે ફોજદારી ગુનાની કક્ષાએ મૂકી દે છે. દા. ત. હિન્દુ સમાજમાં નવા કાયદાથી અનેકપત્નીત્વ હવે ગેરકાયદેસર ઠર્યું છે. પતિ-પત્ની વચ્ચેની આર્થિક અને બીજી જવાબદારીઓ પણ રાજ્ય જ નક્કી કરે છે. તદુપરાંત માબાપ અને સંતાનો વચ્ચેની ફરજોને પણ તે જ નક્કી કરે છે આ ઉપરાંત લગ્નની ભાગીદારીમાં ઊતરેલાં પુરુષ અને સ્ત્રીની મિલકતને પણ અમુક ઢબે કુટુંબની મિલકત ગણે છે, અને વારસાના નિયમો કરી તેનો ઉપયોગ કેમ કરવો તેનાં ઝીણવટભર્યાં નિયંત્રણ પણ તે ઘડે છે.

એનો અર્થ એમ નથી કે રાજ્ય હંમેશ અને સર્વ સ્થળે એક જ ઢબના કાયદાઓ કુટુંબ માટે કરે છે. જુદાં જુદાં રાજ્યોના નિયમો જુદા જુદા દેશોમાં,

તેમ જ એક જ દેશમાં જુદા જુદા પ્રદેશો અને જુદી જુદી કોમો માટે જુદા પણ હોય છે. દા. ત. ભારતના રાજ્યના લગ્ન-કાયદા, ઇંગ્લૅંડ, ચીન, રશિયા કે ફ્રાંસના લગ્ન-કાયદા કરતાં જુદા હોય છે એટલું જ નહિ પરંતુ ભારતનું રાજ્ય હિન્દુ માટે, મુસ્લિમ માટે, ખ્રિસ્તી અગર બીજી કોમ માટે પણ ભિન્ન ભિન્ન કાયદાઓ ઘડે છે. પરંતુ અહીંયાં આપણે રાજ્ય કયા પ્રકારનો કાયદો કરે છે તે અંગે ચર્ચા કરતા નથી અહીં તો આપણે એટલું જ ધ્યાન રાખવાનું કે રાજ્ય કુટુંબનું સ્વરૂપ અને તેનો પ્રકાર નક્કી કરે છે. ફ્રેંચ ક્રાન્તિ પછી જ્યારે મિલકતના વારસાનો હક્ક માત્ર મોટા પુત્રને જ નહિ પરંતુ બધા જ પુત્રોને સરખે ભાગે આપવાનો ઠરાવ કર્યો ત્યારે તેણે સંયુક્ત કુટુંબને ફટકો માર્યો અને નવા વૈયક્તિક, મર્યાદિત વર્તમાન કુટુંબના વિકાસ માટેની ભૂમિકાને ઊભી કરી. આજે ભારતમાં, ચીનમાં તથા બીજાં ઘણાં રાષ્ટ્રોમાં રાજ્યના કાયદાઓ પિતૃસત્તાક, સંયુક્ત કુટુંબને તોડી રહ્યા છે અને આખી કુટુંબવ્યવસ્થામાં મૂળભૂત ફેરફાર લાવી રહ્યા છે.

કુટુંબના પ્રશ્નોમાં રાજ્યની આટલી તકેદારીભરી તેમ જ ઝીણવટભરી દખલ એક મૂળભૂત પ્રશ્ન ઊભો કરે છે. કુટુંબમાં દખલ કરવાનો હક્ક રાજ્ય કયાં કારણોથી પ્રાપ્ત કરે છે? શા માટે રાજ્ય બીજાં મંડળો કરતાં કુટુંબના નિયંત્રણમાં આટલી ચીવટ અને સખતાઈ રાખે છે?

વિચારકો આને માટે અનેક કારણો આપે છે. એક કારણ તો ખૂબ જ સ્પષ્ટ છે. માનવજાતને ચાલુ રાખવાનુ અને તેને નવા માનવીઓની બક્ષિસ આપવાનું સહુથી મહત્ત્વનુ કાર્ય કુટુંબ બજાવે છે. આ કાર્ય સમસ્ત સમાજ માટે મહત્ત્વનુ છે. બાળકજન્મ અને બાળઉછેર એ અનોખું કાર્ય છે. બીજી બધી ભાગીદારીઓનાં બધા કાર્યો કરતાં તે વિશિષ્ટ મહત્ત્વ ધરાવે છે. સામાજિક દૃષ્ટિએ કુટુંબનુ આ કાર્ય એટલું બધું મહત્ત્વ ધારણ કરે છે કે તેની સરખામણીમાં બીજાં મરજિયાત મંડળો (Voluntary Associations)નાં કાર્યો ગૌણ બની જાય છે. આ જ કારણે કુટુંબ સર્જતો લગ્નનો કરાર વ્યક્તિઓના ખૂબ જ અંગત જીવન અને સંબંધો ઉપર આધાર રાખતો હોવા છતાં પણ ભાગીદારોના પ્રશ્ન તરીકે જ સીમિત રહેતો નથી; તે પ્રશ્ન સમાજનો બને છે. આ જ કારણે સમસ્ત સમાજના પ્રતિનિધિ જેવું રાજ્ય એમાં ઊંડો રસ લે છે. લગ્ન અને પ્રજનનનાં કાર્યો કુટુંબમાં સંકળાયેલાં છે. અને આ જ પરિસ્થિતિ રાજ્યને કુટુંબમાં રસ લેવડાવે છે. એટલું જ નહિ પરંતુ તે કુટુંબનું નિયંત્રણ

કરવાનો રાજ્યને અધિકાર પણ આપે છે. માત્ર આટલું જ કારણ પણ કુટુંબ ઉપર રાજ્યના નિયંત્રણને આવશ્યક બનાવે છે.

**રાજ્યની દખલગીરી માટે અપાતાં કેટલાંક ભૂલભરેલાં કારણો :**

પરંતુ કુટુંબનું નિયંત્રણ રાજ્યે ફક્ત પ્રજનનના કાર્યને જ ભૂમિકા તરીકે બનાવીને આજ સુધી કર્યું નથી રાજ્યે કુટુંબનિયંત્રણ અનેક કારણોસર કર્યું છે સમાજશાસ્ત્રની દૃષ્ટિથી જોતાં કુટુંબને નિયંત્રિત કરવાનો અધિકાર પ્રાપ્ત કરવાના રાજ્યે આપેલાં બીજાં કારણોમાંથી ઘણાંખરાં વાજબી નથી એમ પણ હવે ઘણા વિચારકો માને છે. આપણે એવાં થોડાં કારણોની ભૂલભરેલી ભૂમિકા તપાસી આ વિધાન સ્પષ્ટ કરીએ.

(૧) ઘણા દેશોમાં રાજ્યે ધર્મના રક્ષણાર્થે કુટુંબજીવન ઉપર નિયંત્રણો મૂક્યાં હતાં ધાર્મિક પ્રશ્નો ખૂબ જ અંગત અને વ્યક્તિગત પ્રશ્નો છે. વર્તમાન નીતિ આ કારણે ધર્મજીવનમાં દખલ કરવાની રાજ્યનીતિ અયોગ્ય માને છે અને વખોડી નાખે છે.

(૨) નિયંત્રણ માટે રાજ્ય એક બીજી પણ દલીલ કરે છે. લગ્નજીવનમાં જોડાયેલા સાથીઓ માટે લગ્નજીવન જ સારું છે અને તે કોઈ પણ કારણે તૂટવું જોઈએ નહિ આ દલીલ પ્રમાણે લગ્નજીવન અતૂટ રહે અને ભાગીદારી ફરજિયાત ચાલુ રહે એ માટે રાજ્ય કાયદાઓ ઘડે છે. આ દલીલ સાચી હોય તોપણ રાજ્યે પોતાની દખલગીરી માટે તેનો એક બહાના તરીકે ઉપયોગ કરવો જોઈએ નહિ લગ્નજીવન સુખકર છે કે નહિ અને તે બન્નેને લાભદાયક છે કે નહિ તેનો નિર્ણય કરવાનો હક લગ્નજીવન ગાળતાં દંપતીનો છે. તેમને લગ્નજીવનમાં ખરેખર જ સુખ પ્રાપ્ત થતું હશે તો તે લગ્નજીવન અને કુટુંબ ચાલુ રાખશે. પરંતુ રાજ્ય પહેલેથી જ એમ નક્કી કરે કે લગ્નજીવન સારું જ છે, દંપતી માટે હિતકર જ છે માટે તે કાયમી જ રહેવું જોઈએ અને લગ્નના કરાર અફર, ન બદલાય એવા જ હોવા જોઈએ, તો તે બહુ જ અયોગ્ય દલીલ છે કોઈ દંપતીને તેમની મરજી વિરુદ્ધ લગ્નબંધનમાં જકડી રાખવાં એ તો જેલથી પણ વધુ ત્રાસદાયક બંધન છે. લગ્નજીવન સારું છે કે નરસું, પતિ-પત્નીએ કાયમી સંબંધ રાખવો કે છૂટાં પડવું એ તો તેમનો સામાજિક અનુભવ અને કેળવણી જ નક્કી કરી શકે. ધર્મ કે રાજ્યસત્તા પોતાના નિર્ણયો કુટુંબ ઉપર લાદી શકે નહિ.

રાજ્યનિયંત્રણ અંગે એક ત્રીજી પણ દલીલ કરવામાં આવે છે. આ દલીલ મુજબ દંપતી લગ્નજીવનનો ઘેરો સંતોષ ત્યારે જ અનુભવી શકે કે જ્યારે તેમને એમ ખાતરી હોય કે આ સંબંધોમાંથી હવે તેઓ કદી છૂટી શકે એમ નથી. રાજ્ય કુટુંબીજનોને દીર્ઘ આનંદ અને સંતોષ માટે અતૂટ લગ્નની ભૂમિકા પૂરી પાડવા જ નિયંત્રણ કરે છે એમ પણ કહેવામાં આવે છે. પરંતુ આ દલીલના બહાના નીચે કુટુંબને અને લગ્નજીવનને ફરજિયાત બનાવવું, જીવનભર ન છટકાય એવું તુરંગ જેવું જન્મ-કેદખાનું બનાવવું એ બહુ જ ભયપ્રદ ઘટના છે.

માનસિક દૃષ્ટિએ પણ આ દલીલ વિરોધ કરવા જેવી છે. અનુભવે સમજાય છે કે જે દેશોમાં કુટુંબના પાયા પરસ્પર સમજૂતી ઉપર રચાયા છે, અને જે દેશોમાં લગ્નજીવન એ આજીવન ફરજિયાત બંધન હોતું નથી ત્યાં છૂટાછેડાનું પ્રમાણ ઘણું જ ઓછું છે. પરંતુ રાજ્યના નિયંત્રણને માટેની આ દલીલ સામે મુખ્ય વાંધો બીજો છે. સુખ-દુઃખ, સંતોષ-અસંતોષ એ વ્યક્તિના ખૂબ જ અંગત ભાવો છે. વ્યક્તિના આ ઘેરાં ઊર્મિસ્થાનો ઉપર નિયંત્રણ મૂકવામાં આવે તો ચિરકાળ સુખ અને સંતોષ આપવાનો નિયંત્રણનો ઉદ્દેશ જ માર્યો જાય, એટલું જ નહિ પરંતુ સુખ આપવા માટે કરેલું નિયંત્રણ ઊલટું દુઃખ અને બંધન સમું બની જાય. આમ જે ભાવનાથી નિયંત્રણ કરવામાં આવે છે તે જ ભાવનાનું એ નિયંત્રણ ખૂન કરે છે. તદુપરાંત રાજ્યની દખલ અને નિયંત્રણની આ દલીલ સામે બીજો પણ વાંધો છે.

ઇતિહાસે પુરવાર કર્યું છે કે કોઈ પ્રજાને કે વ્યક્તિને માથે લાદેલું કલ્યાણ અગર સુખ કદી ગમતું નથી. "તમારું સુખ અમે કહીએ તેમાં જ છે અને અમે કહીએ તે ઢબનું જ વર્તન તમારે રાખવું જોઈએ. અમે તમારા ભલા માટે જ તમારા જીવનનું નિયંત્રણ કરીએ છીએ" આ દલીલથી ઠોકી બેસાડવામાં આવેલાં નિયંત્રણો હમેશ અકારા જ લાગ્યાં છે એટલું જ નહિ પરંતુ કદી માન્ય પણ થવા નથી. રાજ્યની નાગરિકો તરફની આ મનોવૃત્તિમાંથી નીતિ, ધર્મ અને મુક્ત વિચાર કચરતી એક તાનાશાહી જન્મે છે. "તમારા ભલા માટે, જનતાના ભલા માટે અમે કહીએ એમ જ કરો" એવો આગ્રહ રાખતી સત્તા આપખુદી અને સરમુખત્યારીને માર્ગે ચડી ચૂકી છે. અને જુલમ, આપખુદી અને સરમુખત્યારી કદી પણ વ્યક્તિમાં સુખ અને સંતોષના ઊંડા ભાવ ઉપજાવી શકે જ નહિ. આ જ કારણથી આપણે કહી શકીએ કે કુટુંબમાં ધાર્મિક કારણસર કે કુટુંબીજનોના ભલા

માટેની દલીલને બહાને થતી રાજ્યની દખલ ગેરવાજબી છે

રાજ્ય દ્વારા કુટુંબના નિયંત્રણ માટે એક જ દલીલ સાચી છે બાળકનું, ભવિષ્યના ઊછરતા નાગરિકનું હિત સચવાય અને તેને પૂરતું સંરક્ષણ મળે એ સામાજિક જવાબદારી કુટુંબ બજાવે છે કે નહિ એ ધ્યાન રાખવા માટે જ રાજ્ય કુટુંબનું નિયંત્રણ કરી શકે

## સિદ્ધાન્તનો અમલ—મદદરૂપ અને હાનિકારક પદ્ધતિઓ:

રાજ્યે કુટુંબનિયંત્રણ કયાં કરવું તે અંગે આપણે એક સિદ્ધાન્ત સ્વીકાર્યો પરંતુ તે સિદ્ધાન્તનો સ્વીકાર અનેક પ્રશ્નો ઊભા કરે છે રાજ્ય અને કુટુંબ વચ્ચે કયા પ્રકારના સંબંધ હોવા જોઈએ ? કુટુંબનિયંત્રણ કેવા પ્રકારનું અને કેટલા પ્રમાણમાં રાજ્યે કરવું જોઈએ ? રાજ્ય કેટલી હદ સુધી કુટુંબ અંગે નિર્ણયો લઈ શકે ? ટૂંકમાં, રાજ્યની કુટુંબનિયંત્રણ અંગે મર્યાદા કઈ ? એ સંબંધમાં આપણે કેટલાંક વિધાનો કરી શકીએ

(૧) રાજ્યનું નિયંત્રણ જો કુટુંબની સંતતિના સંરક્ષણ માટે જ હોય તો રાજ્યે સંતાનવિહીન કુટુંબમાં દખલ કરવી જોઈએ નહિ (કેટલાક આથમિક સમાજોમાં તો એવો રિવાજ પણ છે કે સંતાન ન થાય તો લગ્નસંબંધનો આપોઆપ વિચ્છેદ થઈ જાય) સંતતિવિહીન કુટુંબોમાં જ છૂટાછેડા વધુ પ્રમાણમાં જોવામાં આવે છે આમ સંતાનવિહીન કુટુંબોના સભ્યોને કાયદાની સખતાઈથી સાથે રાખવા એ અયોગ્ય છે

(૨) કુટુંબ સંતતિઉછેરની પોતાની ફરજ પૂરી કરે પછી તે રાજ્યના નિયંત્રણથી મુક્ત થવું જોઈએ બાળકો મોટાં થાય, પગભર થાય, સ્વતંત્ર થઈ જુદાં કુટુંબો રચે પછી મૂળ દંપતીનું આ કાર્ય સમાપ્ત થાય છે ત્યાર પછીના દંપતીજીવનમાં રાજ્યે દખલ કરવી જોઈએ નહિ ખરી રીતે તો રાજ્યે અનાથ, સમાજસ્વીકૃત લગ્ન બહાર જન્મેલાં બાળકો જેમને સંરક્ષણની અને પોષણની જરૂર છે તેમને માટે કાયદા કરવાની જરૂર છે

સાધારણ રીતે તો રાજ્યે લગ્નના કરારમાં એટલા જ પ્રમાણમાં નિયંત્રણ કરવું જોઈએ કે જે બાળકોના ઉછેર, સંરક્ષણ અને તેમના વિકાસ માટે જરૂરી હોય જો લગ્નજીવન બાળકો સર્જવાનું કાર્ય કરવા અસમર્થ બને તો તેને ટકાવી રાખવા નીતિના બહાના નીચે સરકારે ફરજિયાત કાયદા ન કરવા જોઈએ બાળકોના વિકાસ માટે જરૂરી હોય તેવાં જ નિયંત્રણો સરકારે કુટુંબ માટે કરવા જોઈએ આ જવાબદાત

કુટુબમાં ન સંતોષાય એવુ લાગતુ હોય તો કુટુંબને ટકાવી રાખવા કાયદા ઘડવા એ બાળકો માટે જ હાનિકારક છે દંપતી વચ્ચે ઊંડો તિરસ્કાર અને પરસ્પર દુશ્મનાવટ હોય, વાતાવરણમાં ક્રૂરતા, પાગલપણું, ચેપી રોગ અગર એવા પ્રકારની બીમારી હોય અને આમાંના કોઈ પણ કારણને લીધે એટલુ ચોક્કસ હોય કે કુટુંબજીવન દંપતી માટે અગર બાળકો માટે ખરેખર હાનિકારક છે તો રાજ્યે જાતે જ લગ્નજીવનને ટકાવી રાખવા કરતા, વિચ્છેદ દ્વારા તેનો અંત આણવાનો પ્રયત્ન કરવો જોઈએ.

જે ગૃહમાં દંપતી વચ્ચે મધુરા સંબંધ હોય, પરસ્પર સુમેળ હોય, ઉલ્લાસ અને સહકારનુ વાતાવરણ હોય તેના જેવું બાળઉછેર માટે સુંદર ધામ એક પણ નથી. પરંતુ જે ગૃહમા કંજિયા, કંકાસ, લડાઈ અને ક્રૂરતાનુ વાતાવરણ હોય તેના જેવુ બાળઉછેર માટે પ્રતિકૂળ ક્ષેત્ર કોઈ જ નથી. આવા વાતાવરણને રાજ્ય પોતાની સત્તાના જોરથી કે કે કાયદાના બળથી કદી પણ સુમેળભર્યું બનાવી શકે નહિ તલવારની ધાર કે કાયદાની અણી ઉપર સંવાદ કદી સર્જી શકાય જ નહિ. રાજ્યે બાળકનુ રક્ષણ કરવાનો પ્રયત્ન બીજા માર્ગે જ કરવો જોઈએ.

કુટુબનો સુમેળ અને તેનુ ભવિષ્ય કાયદાના દબાણથી નહિ પરંતુ કુટુંબજીવન પોતાના કાર્યો કેટલી સફળતાથી બજાવે છે તેના ઉપર આધાર રાખે છે. કુટુબનુ ભવિષ્ય તો તેના આગવા કાર્યો તે બીજી સંસ્થાઓ કરતાં કેટલા પ્રમાણમા વધારે સફળતાથી બજાવી શકશે તે શક્તિ ઉપર જ આધાર રાખશે કુટુંબ એમ સાબિત કરી શકે કે તે પોતાનાં કાર્યો બીજી સર્વ સંસ્થાઓ કરતા વધારે સારી રીતે કરી શકે છે તો જ તે ટકી રહેવાને સમર્થ બનશે

## રાજનીતિનુ વલણ અને કુટુંબજીવનમાં અખતરા (The trend of state policy and experimentation in family life):

હવે એટલું તો કબૂલવુ જ જોઈએ કે રાજનીતિ પણ ધીરે ધીરે ઉપર જણાવેલી દિશામા જ વધારે અને વધારે જતી જાય છે

અનુભવે આપણે જોયુ છે કે કુટુંબનાં કેટલાંક કાર્યક્ષેત્રો એવાં છે કે જેમાં રાજનિયંત્રણ નિષ્ફળ જ જવાનુ બદલાતી પરિસ્થિતિમા નિયંત્રણની રાજનીતિમા પણ ફેરફાર થવો જ જોઈએ થોડાક દૃષ્ટાંતોથી આ વિધાન સમજવા પ્રયત્ન કરીએ.

વ્યભિચાર—લગ્નજીવન દરમ્યાન સ્ત્રીનો પરપુરુષ સાથેનો જાતીય વ્યવહાર

એ કાયદામાં ગુનો ગણાતો અને હજી પણ ઘણા દેશોમાં એને ગુનો ગણવામાં આવે છે. પરંતુ અનુભવથી સાબિત થયું છે કે વ્યભિચાર ભલે કાયદાની કલમમાં ગુનો ગણાય પરંતુ વાસ્તવ જીવનમાં એ ગુનો થાય છતાં કાયદાની કલમનો અમલ મુશ્કેલ બને છે. એટલું જ નહિ પરંતુ એ કાયદાનો અમલ એ ગુનાને દૂર કરવા જતાં એવા એવા જટિલ પ્રશ્નો કુટુંબ સમક્ષ ખડા કરે છે કે કાયદો જીવનમાં લગભગ મૃતપ્રાય—કાગળ ઉપરનો જ—કાયદો રહે છે. વ્યભિચાર પુરવાર કરવો એ બહુ જ મુશ્કેલ ઘટના છે. તે પુરવાર કરવા કુટુંબજીવનની એવી એવી વિગતો જાહેર કરવી પડે છે કે જે દંપતીજીવનના વ્યભિચાર કરતાં પણ વધુ ખરાબ પ્રસંગો પ્રકાશમાં આણી દાવો માંડનાર વ્યક્તિને જ બહુ નાજુક પરિસ્થિતિમાં મૂકી દે છે.

તે જ પ્રમાણે બીજું પણ દૃષ્ટાંત આપણે લઈ શકીએ. યુ.એસ.એ.નાં કેટલાંક રાજ્યોમાં તેમ જ બીજા ઘણા દેશોમાં સંતતિનિયમનની પદ્ધતિઓનો પ્રચાર અથવા તેમનું જ્ઞાન મેળવવા ઉપર પ્રતિબંધ મુકાયો છે. પરંતુ આ કાયદાઓનું પરિણામ એક જ આવ્યું છે. આ જ્ઞાનથી ફક્ત ગરીબ અને અજ્ઞાન પ્રજા જ વંચિત રહી છે. સાધનવાળા વર્ગો તો અનેક રીતે આ ઘટનાનું જ્ઞાન અને સંતતિનિયમનની વિવિધ પદ્ધતિઓ અંગેનાં સાધનો પ્રાપ્ત કરી લે છે.

રાજ્યના કુટુંબવિષયક જે કાયદાઓ જૂની પરંપરાને ટકાવી રાખતાં વલણો અને લોકનીતિઓના પાયા ઉપર રચાયા છે તે હવે તૂટવા માંડ્યા છે. જ્યાં જ્યાં રાજ્યે પ્રસ્થાપિત સમાજના માળખામાં કુટુંબને જડી દેવાના પ્રયત્નો કર્યા છે ત્યાં ત્યાં તેની નિયંત્રણ પદ્ધતિ બહુ સફળ થતી નથી. બદલાતા યુગમાં કોઈ સંસ્થા કે મંડળ જૂની ઘરેડમાં ટકી શકતાં નથી. દરેક સંસ્થાએ પણ બદલાતી પરિસ્થિતિને અનુકૂળ ફેરફાર કરવા જરૂરી રહે છે. દરેક સંસ્થા અને મંડળે રૂઢિચુસ્તતા ઉપર ભાર મૂકવા કરતાં પ્રયોગશીલતા ઉપર ઝોક રાખવો જોઈએ. સંકુલ અને જટિલ સમાજમાં રાજ્ય પોતાની સત્તા અને પશુબળથી નવા અખતરાઓને વિકૃત બનાવે છે. ખાસ કરીને જાતીય સંબંધના પ્રયોગોમાં આ સત્ય વધુ સ્પષ્ટતાથી તરી આવે છે. આ સંબંધોમાં પણ અનેક અખતરાઓ થઈ રહ્યા છે. રાજ્યની જુનવાણી મનોવૃત્તિથી રંગાયેલી દખલગીરી આ અખતરાઓને અટકાવી શકતી નથી, તેને વિકૃત જ બનાવે છે.

રાજનીતિ કેવી હોવી જોઈએ એ કુટુંબ અને લગ્નજીવન અંગે

ચાલી રહેલા એક પ્રચારની ચર્ચા કરવાથી સ્પષ્ટ થશે. હમણાં પાશ્ચાત્ય દેશોમાં અને ખાસ કરીને યુ.એસ.એ.માં કેટલાક વિચારકો એક નવીન જ પ્રકારના "લગ્ન-પ્રકાર" અને જુદી જ જાતના લગ્ન-જીવનની હિમાયત કરી રહ્યા છે. આ લગ્ન-સંબંધને જુદા જુદા નામે ઓળખવામાં આવે છે. તેને "સાથી-લગ્ન", "મૈત્રી-લગ્ન" (Companionate marriage) અગર "પ્રયોગાત્મક લગ્ન" કે "અખતરા-લગ્ન" (Trial-marriage)ને નામે પણ તેઓ ઓળખાવે છે. આ પ્રકારના "લગ્નજીવન"નો મૂળસિદ્ધાંત નીચે પ્રમાણે છે. બે વ્યક્તિઓ કુટુંબ રચે તે પહેલાં એક હકીકતનો ચકાસ કાઢી લે છે બે વ્યક્તિઓના જાતીય સંબંધમાં સુમેળ રહેશે કે નહિ અને એ સંબંધમાં એટલે સુધી સંવાદ વિકસશે ખરો કે જે સ્થિર કુટુંબજીવન માટે ભૂમિકા રચી શકે?

જાતીય સંબંધોમાં વિકસતા કેટલાક આડા વ્યવહારો તેમ જ જાતીય સંબંધોમાં ઘણી વખત ઊપજતા સંઘર્ષો અને અસંતોષનો વિકૃત રીતે નહિ પરંતુ સ્પષ્ટ રીતે, સમજપૂર્વક સામનો કરી, તે સર્વ જાતીય સંબંધના પ્રકારો છે એ ઘટનાનો સ્વીકાર કરી તેમાંથી રસ્તો કાઢવા આ પ્રકારનાં મૈત્રી-લગ્ન, અગર પ્રયોગાત્મક લગ્નની હિમાયત કરવાનો પ્રયત્ન થાય છે. વર્તમાન સામાજિક પરિસ્થિતિમાંથી ઊપજતા જાતીયસંબંધો અંગેના પ્રશ્નોને દંભ વગર અને આડકતરી રીતે નહિ પરંતુ સ્પષ્ટ રીતે સમજીને તેનો ઇલાજ કરવાનો આમાં પ્રયત્ન છે. જે વ્યક્તિઓ લગ્ન કરી કુટુંબ સ્થાપી શકે એવી પરિસ્થિતિમાં ન હોય છતાં જાતીય સંબંધ બાંધવા તત્પર હોય તેમને સમાજસ્વીકૃત રીતે અને માનપૂર્વક જાતીય સંબંધ બાંધવાની છૂટ આપવાનો આમાં ઇરાદો છે. એટલુ જ નહિ પરંતુ "અખતરા-લગ્ન"ની પ્રથા પ્રેમમાં પડેલી બે વ્યક્તિઓને કુટુંબ સ્થાપનની, કે બાળઉછેરની જવાબદારી ઉઠાવી લેતા પહેલાં પરસ્પરને સમજવાની, પોતપોતાના સ્વભાવ અને જાતીય સંબંધને પિછાનવાની અને તેમાંથી ઊપજતા પ્રશ્નો અને મુશ્કેલીઓને ચકાસી જોવા માટે અખતરો કરવાની અમુક સમય સુધી તક આપે છે. કુટુંબજીવન અને બાળઉછેરની જવાબદારી લેતા પહેલાંની તૈયારીના પ્રયોગશીલ જાતીય સંબંધ સાથે સહજીવન ગાળવાનો પ્રેમીઓનો આગ્રહ આ "પ્રયોગશીલ મૈત્રીલગ્ન"ની ભાવના પાછળ રહેલો છે.

આ પ્રકારના લગ્નના હિમાયતીઓ એવો પ્રચાર કરે છે કે રાજ્યે આ પ્રકારના લગ્નને ઉત્તેજન આપતાં નિયંત્રણો અને કાયદાઓ ઘડવાં

જોઈએ. પરંતુ એ પણ યોગ્ય નથી. રાજ્યે આવા પ્રકારના લગ્નને ઉત્તેજન આપતો કાયદો કરવાની જરૂર નથી. એનાં બે કારણો છે.

(૧) આ પ્રથા કાયદાના સ્વરૂપે વ્યક્ત થાય તે પહેલાં સમાજમાં રિવાજ તરીકે પ્રસ્થાપિત થાય એ પહેલી જરૂર છે. સમાજનો કયો સમૂહ આને સ્વીકારશે તે સમાજની વિવિધ જરૂરિયાત અને સમૂહની કેળવણી ઉપર આધાર રાખશે.

(૨) "પ્રયોગ-લગ્ન"ની આખી ભાવના જ બાળજન્મ અને બાળ-ઉછેરની જવાબદારી કુટુંબ લે તે પહેલાંના તબક્કાની છે. પરંતુ આપણે આગળ જોયું તે પ્રમાણે રાજ્યે કુટુંબમાં દખલ તો ત્યારે જ કરવી જોઈએ કે જ્યારે તેમાં સંતાન હોય, "પ્રયોગ-લગ્ન"ના આખા અખતરામાં સર્વ સંબંધો બાળક જન્મ પહેલાં જ વિકસાવવાના હોઈ રાજ્યે દખલ કરવાની કોઈ જરૂર નહોતી.

સંતાનપૂર્વેના જાતીય સંબંધમાં રાજ્યની દખલગીરી સારાં પરિણામો પણ લાવે અને ખોટા પ્રવાહોને પણ ઉપજાવે. આવા પ્રકારનાં પ્રયોગ-લગ્નોને રાજ્ય ફરજિયાત બનાવે તો લગ્નની સામાજિક મહત્તા અને લગ્નજીવનની જવાબદારીનું સાચું ભાન પ્રણયીઓમાંથી ઓછું કરી નાખે એટલું જ નહિ. પરંતુ કુટુંબસંસ્થા પાછળ રહેલી ગંભીર સામાજિક ભૂમિકાને પણ સમજવામાં આડખીલી રૂપ બને. "પ્રયોગશીલ" મૈત્રી-લગ્નના હિમાયતીઓ પણ આ ઇચ્છતા નથી.

આ જ કારણથી રાજ્યનિયંત્રણ અંગે જે સિદ્ધાન્ત બનાવ્યો છે તે સાચો લાગે છે: રાજ્યે તો કુટુંબજીવનનું નિયંત્રણ માત્ર એક જ કારણસર કરવું જોઈએ. તેણે લગ્નપ્રથાનું નિયંત્રણ પણ એક જ કારણસર કરવું ઘટે. લગ્ન એ કુટુંબજીવન, પ્રજનન, માનવવર્ધન,—નવા માનવીઓને સર્જવાનું પ્રવેશદ્વાર છે. આ નવા નાગરિકોનું કલ્યાણ એ સામાજિક જવાબદારી છે. એ સમસ્ત સમાજનો લાગતીવળગતી ઘટના હોઈ, સમાજના વાલી સમા રાજ્યે તે ઘટનામાં રસ લેવો જ જોઈએ.

### કુટુંબજીવનને નિયંત્રિત કરતાં અને તેને સક્રિય સહાયરૂપ થતાં રાજ્યનાં કાર્યો (Regulative and Co-operative functions of the State):

અત્યાર સુધી આપણી ચર્ચા રાજ્યની કુટુંબને નિયંત્રિત કરતી પ્રવૃત્તિઓને ઉદ્દેશીને જ હતી. પરંતુ રાજ્ય કુટુંબનાં મુખ્ય કાર્યોને સક્રિય

સહાયરૂપ બનવાની પ્રવૃત્તિઓ પણ કરે છે. તે સક્રિય સહાયરૂપ પ્રવૃત્તિઓનુ નિદર્શન કરીએ

## (૧) રાજ્યની કુટુંબ અંગેની સહાયક પ્રવૃત્તિઓ (The Co-operative functions of the State):

રાજ્ય નિયંત્રણ ઉપરાંત કુટુંબને અનેક રીતે મદદરૂપ પણ થઈ શકે છે રાજ્યનીતિનો ઝોક' ધીરે ધીરે આવાં સહાયક કાર્યો તરફ જ વધતો જાય છે. તે બદલાતા જતા કુટુબને મદદરૂપ થવા અને તેના બદલાતા જતા સ્વરૂપને ઉત્તેજન આપવા અનેક રીતે સહાય કરે છે.

વર્તમાન સમાજમા બાળકનુ કલ્યાણ વિવિધ પ્રકારની જરૂરિયાતો પૂરી પાડતી સસ્થાઓનો વિકાસ માગે છે. આવી સંસ્થાઓના વિકાસને ઉત્તેજન આપી બાળવિકાસ માટેની જરૂરિયાતો પૂરી પાડવામાં રાજ્ય સક્રિય ફાળો આપી શકે છે.

રાજ્ય વિવિધ ઢબે કઈ રીતે કુટુબને મદદરૂપ થઈ શકે તે અંગે થોડાંક દૃષ્ટાંતો લઈએ.

(૧) સમાજમાં આજ એવા પણ કુટુબો છે કે જે ગરીબીને લીધે, બેકારીને લીધે અગર અજ્ઞાનને લીધે બાળકલ્યાણ માટે જરૂરી વસ્તુઓ પ્રાપ્ત કરી શકતા નથી. સરકાર આવા કુટુબોને આ સર્વ જરૂરિયાતો પૂરી પાડવાનુ કાર્ય કરી શકે છે.

(૨) બાળકને સમાજમા તેનુ યોગ્ય સ્થાન લેવા માટે વર્તમાન સમયમા ઘણી તૈયારી કરવાની જરૂર રહે છે બાળકના તન, મન અને બુદ્ધિ એ ત્રણેને તાજગીભરી રીતે વિકસાવવા, તેના આ સર્વાંગી વિકાસ માટે સામગ્રીની ભૂમિકા તૈયાર કરવી અને તે સાધનો પ્રાપ્ય બનાવવાં એ બહુ જ અટપટું અને મોટુ કાર્ય છે રાજ્યની વિસ્તૃત મદદ વગર તે શકય નથી વર્તમાન રાષ્ટ્રો આ મદદ ધીરે ધીરે મોટા પાયા ઉપર વિકસાવી રહ્યાં છે તેમા પણ રશિયા અને નોર્વે-સ્વીડનમા તો આ સરકારી સહાય સહુથી વધુ વિકસી આવી છે સરકારી નિવાસસ્થાનોની વ્યવસ્થા, સામાજિક સરક્ષણના કાનૂનો, માબાપ અને વૃદ્ધને આર્થિક મદદ, બાળકોને કેળવણી, રમતગમત અને સસ્કારપ્રવૃત્તિઓનાં સાધનો તેમ જ બીજાં અનેક સીધાં અને આડકતરી રીતે મદદરૂપ થતાં કાર્યો દ્વારા રાજ્ય આજે કુટુંબને સહાય કરી રહ્યું છે આ વિકસતા જતા સહાયભૂત કાર્યક્રમો પુરવાર કરે છે કે વિસ્તૃત સમાજ વારસો કુટુંબસુધી પહોંચાડવાની

જવાબદારી રાજ્ય ઉપર વધુ અને વધુ પડતી જાય છે

કુટુંબને મદદરૂપ થવા માટે રાજ્ય એક જુદા પ્રકારની પ્રવૃત્તિને વિકસાવી રહ્યુ છે બાળકોની અસ્થિરતા, ગુનાહિત વૃત્તિ, તેમના કેટલાક સામાજિક અગર વ્યક્તિગત અનિષ્ટો, અને હાનિકારક પ્રવૃત્તિઓને સમજી, તેમને પદ્ધતિસર દૂર કરવા માટે રાજ્ય નવા નવાં મડળો અને સસ્થાઓનો વિકાસ સાધી રહ્યુ છે બાળકની આ સર્વ વિકૃતિઓને દૂર કરવા માટે કુટુંબ પોતે અસમર્થ બને છે આ કારણે બાળગુનેગારો માટે વિશિષ્ટ ઢબની બાળઅદાલતો, બાળરોગીઓ (પછી તે માનસિક રોગથી પણ પીડાતો હોય) માટે બાળ કલ્યાણ આરોગ્ય ધામો (child welfare clinics) તથા એવી બીજી અનેક બાળકલ્યાણ કરતી સંસ્થાઓ આજે વિકસી રહી છે

તે જ પ્રમાણે રાજ્ય આજે ગૃહસબધના વિખવાદોનુ સમાધાન કરવા વિશિષ્ટ પ્રકારની અદાલતો વિકસાવી રહ્યુ છે આ અદાલતોમાં અનુભવી, અભ્યાસી અને સમાજ વિષેના પદ્ધતિસરના જ્ઞાનથી વાકેફ એવી વ્યક્તિઓ ન્યાયાસને બેસે છે કુટુબમા પડેલા વિખવાદોને સહાનુભૂતિપૂર્વક સમજી, તેનાં કારણો શોધી, આ ન્યાયાધીશો કુટુબીજનોને યોગ્ય માર્ગદર્શન આપે છે આ માર્ગદર્શન ઝઘડાઓ પતાવી, છૂટા છેડા અટકાવી, કુટુબમા ઐક્ય અને સવાદ જગાવે છે આ અનુભવી શાણા માણસોના સલાહકેન્દ્રો કુટુબજીવનને સવાદી બનાવી તેમા માધુર્ય લાવે છે અને કુટુબને વધુ દૃઢ બનાવે છે હજી આ પ્રકારની અદાલતો બહુ જ પ્રયોગાત્મક દશામા છે હજી તેમણે ગૃહક્લેશ કરતા કુટુબીજનોને મોટી સખ્યામા આકર્ષણ કર્યું નથી તેમ જ તેમના પરિણામો હજી એવા જ્વલત કહી શકાય એમ નથી પરતુ થોડુ ઘણું કાર્ય પણ કરી રહેલી આ સસ્થાઓ કુટુબને મદદરૂપ થતી રાજ્યની જુદા માર્ગની પ્રવૃત્તિઓનુ નિદર્શન કરે છે

## (૨) રાજ્યનાં નિયંત્રણાત્મક કાર્યો (The Regulative functions of the State):

બાળકલ્યાણ અને બાળસભાળ જેવા સમગ્ર સમાજને આવરતા કાર્યમા રાજ્યે રસ લેવાનો જ હોય તો તેણે અમુક પ્રકારના નિયત્રણો પણ કરવા પડશે આ પ્રકારના કાર્યોમા રાજ્ય પોતાની સત્તાનો ઉપયોગ કરી, પોતાની નિષેધાત્મક શક્તિો વાપરી કુટુબના નિયત્રણનું કાર્ય કરી શકે છે કુટુબજીવનમાથી સમાજકલ્યાણ માટે વિઘ્નરૂપ થતા પરતુ

કાબૂમાં લાવી શકાય એવાં તત્ત્વોને કાનૂનથી અટકાવી દેવાં એ રાજ્યની જવાબદારી જ કહેવાય.

દા. ત. લગ્નસમયની ઉંમર, અમુક પ્રકારના રોગથી પીડાતાં સ્ત્રી-પુરુષ વચ્ચેનો જાતીય સંબંધ, પરણનાર વ્યક્તિઓ તેમજ ભવિષ્યના થનાર બાળકના જીવન ઉપર ખૂબ જ અસર કરે છે. એટલું જ નહિ પરંતુ સમાજના કલ્યાણ ઉપર પણ તેની ભારે અસર થાય છે. આ ઘટનાઓ આમ તો વ્યક્તિગત છે પરંતુ તેનાં પરિણામો સામાજિક છે એટલું જ નહિ પરંતુ તે પરિણામો ખૂબ જ ગંભીર હોય છે. આ બન્ને ઘટનાઓનું અનિચ્છનીય પરિણામ અટકાવવા રાજ્યે ચોક્કસ પગલાં ભરવાં જ જોઈએ. દા. ત. વૈદકીય અને આરોગ્યશાસ્ત્રે હવે ઠીક ઠીક પ્રમાણમાં પુરવાર કર્યું છે કે લગ્નજીવન, જાતીય સંબંધ અને ઉંમર વચ્ચે નિકટનો સંબંધ છે. અમુક ઉંમર પહેલાંનું લગ્નજીવન તે જીવન ગાળતી વ્યક્તિઓ માટે હાનિકારક છે એટલું જ નહિ પણ સંતાનના આરોગ્ય ઉપર પણ માઠી અસર કરે છે. બાળલગ્ન આ રીતે પરણનાર વ્યક્તિઓ અને બાળકો બન્ને માટે હાનિકારક પુરવાર થયાં છે. રાજ્યે આ બાબતમાં વચ્ચે પડવું જ જોઈએ. લગ્નની ઉંમર નિર્ણીત કરવી જ જોઈએ સાથે સાથે વૈજ્ઞાનિક શોધો અને તેમનાં અનુમાનોને ધ્યાનમાં રાખીને તેમાં ઘટતા ફેરફાર કરવા તત્પર રહેવું જ જોઈએ, પરંતુ આ ઘટના અંગે રાજનીતિ બહુ જ પછાત છે.

યુ.એસ.એ. જેવા ખૂબ જ સંસ્કૃત દેશમાં પણ તેનાં વિવિધ રાજ્યોમાં આ સંબંધી એકસરખો કાયદો નથી. કેટલાંક રાજ્યોમાં બાર વર્ષે લગ્નની છૂટ આપી છે. કેટલાંકે બારથી પંદર વર્ષની વયને લગ્ન માટે યોગ્ય ગણી છે એકાદ રાજ્યે અઢાર વર્ષની ઉંમરને લગ્ન માટે કાયદેસર ઉંમર ગણી છે. બાળલગ્નની હાનિ અંગે શારીરિક અને સામાજિક પુરાવાઓ મળવા છતાં પણ આ પરિસ્થિતિ ચાલુ રાખવી એ બહુ જ ખેદજનક છે. રાજ્યે કાયદાથી આ કુરિવાજ અટકાવવો જ જોઈએ.

તે જ પ્રમાણે અમુક શારીરિક અને માનસિક રોગો આનુવંશિક છે અને એ રોગથી પીડાતી વ્યક્તિઓએ જાતીય સંબંધ બાંધવો એ બીજા સાથી માટે પણ અહિતકર છે એટલું જ નહિ પરંતુ ભવિષ્યની પ્રજા માટે પણ ખતરનાક છે એવું સ્પષ્ટપણે પુરવાર થયું છે. આવા રોગોવાળી વ્યક્તિઓને માટે જાતીય સંબંધ, અને લગ્ન સંબંધમાં જોડાઈ કુટુંબ રચવાની છૂટ ચાલુ રાખવી એ તે વ્યક્તિ માટે, ભવિષ્યની પ્રજા માટે અને સમસ્ત સમાજ માટે બહુ જ અનિચ્છનીય છે અને સામાજિક

આરોગ્યને ભયમાં મૂકે છે. રાજ્યે આ સંબંધી તકેદારી રાખવી જ જોઈએ. તેણે આ અનિષ્ટ પરિણામ અટકાવવાનાં પગલાં લેવાં જ જોઈએ. પરંતુ હજી મોટા ભાગનાં રાજ્યો આ તરફ બેધ્યાન છે. યુ.એસ.એ. જેવા એક દેશમાં પણ ત્યાંનાં જુદા જુદાં રાજ્યોમા આ અંગે જુદું જુદું વલણ છે. કેટલાંક રાજ્યો આ ઘટના તરફ આંખ આડા કાન જ કરે છે. કેટલાંક રાજ્યો વ્યક્તિઓને લગ્ન કરવાની પરવાનગી આપતાં પહેલાં સિફિલિસ જેવા રોગોથી તેઓ મુક્ત છે એવુ તબીબી સર્ટિફિકેટ માગે છે. કેટલાક રાજ્યો રોગ સંબંધી લોહીની અગર બીજી વૈદકીય તપાસ કરાવ્યા પછી જ વ્યક્તિઓને લગ્ન કરવાની પરવાનગી આપે છે. આમ હજી સુધરેલા દેશોમાં પણ એક જ પ્રકારનો ધારો નથી.

આવા કાયદાઓનો અમલ કરવો મુશ્કેલ છે એ દલીલ અમુક અંશે સાચી છે, પરંતુ સૈદ્ધાંતિક દૃષ્ટિએ આવો કાયદો જરૂરી છે એ સ્વીકારવું જ રહ્યું. આવા કાયદાઓની સફળતા માટે ઉચ્ચ પ્રકારનું શિક્ષણ, જ્ઞાન અને સમાજમાં તેને અનુકૂળ વાતાવરણ ઊભું કરવાની જરૂર રહે છે જ, પરંતુ રાજ્ય જો અટકાવી શકાય એવા રોગોથી સમાજને મુક્ત કરવા બીજી રીતે પણ પ્રયત્ન કરી રહ્યું હોય તો તેણે આ લગ્નસંબંધથી ફેલાતા રોગોનો સામનો કરવાનાં પગલાં લેવાં જોઈએ. એકલા કાયદા દ્વારા જ નહિ પરંતુ આ અનિષ્ટ અંગે સમાજમાં સમજનું વાતાવરણ ઊભું કરવા યોગ્ય સગવડ અને કેળવણીનો પ્રચાર પણ સરકારે કરવાં જોઈએ. આવા રોગોને અટકાવવા, તેમને નિર્મૂળ કરવા માટેનાં જરૂરી સાધનો, સામાજિક જ્ઞાન અને વૈદકીય મદદની સગવડો કુટુંબને પૂરી પાડી સરકાર તેને ખૂબ જ મદદરૂપ થઈ શકે.

જોકે આ પ્રકારની પ્રવૃત્તિ આદરતાં પહેલાં રાજ્યે કેટલાંક ભયસ્થાનો સમજી લેવાં જોઈએ. રોગ અને અનીતિ વચ્ચે તેણે ગૂંચવાડો ઊભો કરવો જોઈએ નહિ. રાજ્યે નિયંત્રણ કરવામાં પોતાને માન્ય નૈતિક તત્ત્વોને આમાં ઘુસાડવાં જોઈએ નહિ. માત્ર આરોગ્યની દૃષ્ટિ, રોગનિવારણની જ દૃષ્ટિ આવા કાયદાઓ ઘડતી વખતે રાખવી જોઈએ.

ઘણી વખત રાજ્યે આરોગ્ય અને નીતિને ભેળવી કેટલાંક પગલાં લીધાં છે તે જરૂર હાનિકારક અને અયોગ્ય છે. આવી ભૂલોનાં એક બે દૃષ્ટાંતો આ વિધાનને સ્પષ્ટ કરશે. દા.ત. યુ.એસ.એ.નાં ઘણાં રાજ્યોના કાયદાઓ નબળા મનવાળા, માનસિક બીમારીથી પીડાતા, એપિલેપ્સી જેવાં દરદોના રોગી, ઘડાયેલા ગુનેગારો (Habitual Criminals)

જાતીય વિકૃતિઓ ભોગવતા અગર માનસિક વિકૃતિઓવાળા (Mental perverts) માનવીઓનું વૈદકીય વંધ્યત્વ (Sterilization) કરવાની ફરજ પાડે છે અગર પરવાનગી આપે છે.

આમાંના કેટલાક રોગો આનુવંશિક છે અને એ આનુવંશિક રોગોથી પીડાતી વ્યક્તિઓનું વૈદકીય વંધ્યત્વ (Sterilize) કરવું એ વખતે આરોગ્યશાસ્ત્રની દૃષ્ટિએ વાજબી પણ ગણી શકાય. જોકે હજી ઉપર વર્ણવેલા અને કહેવાતા આનુવંશિક રોગોમાંના કેટલા ખરેખરા આનુવંશિક રોગો છે તે અંગે પણ ચર્ચા ચાલે છે અને આ પ્રકારના વૈદકીય વંધ્યત્વથી માનવજાતનો આનુવંશિક વારસો ખરેખર વધુ સારો થશે ખરો એ અંગે પણ ઉગ્ર મતભેદ છે. પરંતુ આ રોગીઓ સાથે ઘડાયેલા ગુનેગારોને, જાતીય વિકૃતિવાળા માણસોને તેમ જ ચિત્તતંત્રના ગભરાટના (Nervous Diseases) દર્દીઓને પણ સામેલ કરવા એ તો આરોગ્ય અંગેનું ભયંકર અજ્ઞાન, કાયદા ઘડનારના નીતિના પૂર્વગ્રહો અને સમાજજીવનમાં વ્યક્તિ વિકૃતિ અંગેનાં કારણો વિષેનાં ખોટાં મંતવ્યોનું જ પ્રદર્શન કરે છે

બર્ટ્રાન્ડ રસેલ કહે છે તે સાચું જ છે કે યુ. એસ. એ.ના ઈડાહો નામના રાજ્યમાં વૈદકીય વંધ્યત્વ માટેના જે કાયદાઓ છે તેને જો બધે લાગુ પાડ્યા હોત તો સૉક્રેટીસ, પ્લેટો, જુલિયસ સીઝર અને સંત પૉલ જેવી પાશ્ચાત્ય સંસ્કૃતિની બધી જ મહાન વિભૂતિઓને વૈદકીય વંધ્યત્વ કરાવવું પડત.

હજી એટલું ઠીક છે કે ફક્ત કૅલિફૉર્નિયામાં જ આ વૈદકીય વંધ્યત્વ વધુ પ્રમાણમાં પ્રચલિત છે. અને તે સદ્ભાગ્યે ત્યાંની સમસ્ત વસ્તીમાંથી ફક્ત ૧૪૦૦૦ માણસોને જ લાગુ કરાયુ છે. સત્તાથી, જોરજુલમથી આવા રોગોના આવા ઉગ્ર અને આખરી ઇલાજો રોગ કરતાં વધારે હાનિ પેદા કરે છે. નાઝી જર્મનીમાં યહૂદીઓ ઉપર થયેલા જાતિશુદ્ધિની ઝુંબેશ નીચેના જુલમો હજી તાજા છે અને આવા પગલાનાં બૂરાં પરિણામોનું સાચું દર્શન કરાવે છે. વૈદકીય રીતે પુરવાર થયેલા રોગો સિવાય રાજ્યે આવાં પગલાં લેતાં પહેલાં બહુ જ કાળજી રાખવી જોઈએ. મોટે ભાગે તો આવી ઘટનાઓમાં કાયદા કરતાં સમાજશિક્ષણ ઉપર જ ખૂબ ભાર મૂકવો જોઈએ.

લગ્ન એ ખૂબ જ મહત્ત્વનું સામાજિક પસંદગીનું સ્વરૂપ છે. તે ખૂબ જ વ્યક્તિગત અને અંગત બની ગયું છે. પ્રણયની ખૂબ જ ઊર્મિ-

ભરી અને નાજુક લાગણીની ભૂમિ ઉપર તે હવે રચાયું છે. આ જ કારણે લગ્નમાં જોડાતી વ્યક્તિને સાચું અને વાસ્તવિક જ્ઞાન આપવું, લગ્નજીવનની જવાબદારીનો ખ્યાલ આપવો અને બાળઉછેરના મહત્ત્વનું પૂરું ભાન કરાવવું એ જ વધુ મહત્ત્વનું છે. અને આ કાર્ય અમુક ઢબની કેળવણી આપવાની રીત માગે. રાજ્યે પણ પોતાના નીતિના ખ્યાલો આ સાચી કેળવણી અને જાતીય સબંધ અંગેના સાચા જ્ઞાન ઉપર રચવા જોઈએ. પૂર્વગ્રહો, લોકવાયકા, જૂની પ્રણાલિકા અગર પ્રચલિત લોકનીતિથી પોતાની કલ્પનાઓને રાજ્યે રંગવી જોઈએ નહિ. આમ બને તો જ કુટુંબ સર્જતી પ્રણયની ભૂમિકા ઉપર એક થતી વ્યક્તિઓના સાથીની પસંદગી કરવાના ખૂબ જ અઘરા કાર્યને રાજ્ય મદદરૂપ થઈ શકે.

કુટુંબ—વિશાળ સમુદાયના ધબકાર ઝીલતું એકમ;

કુટુંબ અંગેની ચર્ચાને હવે સમાપ્ત કરીએ. કુટુંબની લાક્ષણિકતા, તેનું સંસ્થા તરીકેનું મહત્ત્વ, તેના સ્વરૂપમાં ઐતિહાસિક પરિવર્તનો અને વર્તમાન સમયમાં તેણે વિકસાવેલા આકારનું આપણે વર્ણન કર્યું. વર્તમાન કુટુંબના મહત્ત્વના પ્રશ્નો, તેની સમસ્યાઓ, અને તેની ભૂમિકા વિષે પણ ઠીક ઠીક ખ્યાલ લાવવા યત્ન કર્યો. કુટુંબ અને રાજ્યના સંબંધો કેવા પ્રકારના હોવા જોઈએ એ વિષે પણ થોડી ચર્ચા કરી.

આ સર્વ ચર્ચા એક રીતે તો કુટુંબ જેવી મહત્ત્વની સંસ્થા અંગે એક ઊડતી નજર જ કહેવાય. હજી તો કુટુંબની આપણે ઝાંખી જ કરી કહેવાય. તેનું એક સંક્ષિપ્ત દર્શન જ કર્યું કહેવાય; કારણ કુટુંબ—એ સમાજનું નાનું પરંતુ ચિરંજીવી એકમ—વિશાળ સમાજના પડઘા જ ઝીલે છે, સમાજના વિશાળ સંસ્કારસંગીતની ઝંકૃતિથી તે રણઝણે છે, સમાજ અને વિશાળ સમુદાયના નાનકડા એકમ તરીકે કુટુંબ તેમના ધબકાર ઝીલે છે.

આ જ કારણે કુટુંબ અંગે નવી દૃષ્ટિ પ્રાપ્ત કરતા, તેને સમાવતા વિસ્તૃત અને સર્વવ્યાપી સમુદાયની સમજ જરૂરી છે. આવતા પ્રકરણમાં આપણે કુટુંબને સમજવા માટેની પાર્શ્વભૂમિકા જેવા આ વિસ્તૃત સમુદાય (Community)નાં લક્ષણો, ઇતિહાસ અને સ્વરૂપોનો વિગતે અભ્યાસ કરીએ.

# પ્રકરણ ૧૨

## સમુદાય
## (COMMUNITY)

### ૧

### સમુદાય — એક સ્થળ તરીકે — તેનાં સ્થાનિક સ્વરૂપો
### (THE COMMUNITY AS PLACE—ITS PHYSICAL CONFIGURATION)

**આ અને આવતા પ્રકરણની ચર્ચાની મર્યાદા:**

પહેલા પ્રકરણમાં આપણે સમુદાયને સમાજશાસ્ત્રના એક મહત્ત્વના ખ્યાલ તરીકે ગણી તેની થોડી ચર્ચા કરી હતી સામાજિક પ્રશ્નોને સમજવા સમુદાયની ભૂમિકાનું સાચું જ્ઞાન કેટલું જરૂરી છે તે પણ દર્શાવ્યું હતું. ટોળી, ગ્રામ, નગર — શહેર, કે રાષ્ટ્ર જેવા સમુદાયનાં વિવિધ સ્વરૂપો અંગે પણ આપણે થોડી ચર્ચા કરી ગયા.

આપણે પહેલા પ્રકરણમાં જોયું તેમ સમુદાય એક વિશિષ્ટ પ્રકારનું માનવજૂથ છે અને તેની કેટલીક લાક્ષણિકતા છે. દા.ત. સમુદાય એ વિવિધ માનવજૂથોમાં સહુથી સર્વાંગી, સર્વ જૂથોને આવરી લેતું, વિસ્તૃત માનવજૂથ છે. વળી સમુદાયની બીજી લાક્ષણિકતા, આપણે જોઈ તેમ, એ છે કે માનવી તેમાં પોતાનાં અમુક જ હિતો — આ કે તે હિતો — નહિ પરંતુ સર્વ હિતો માણી શકે છે. આપણે એ પણ જોયું હતું કે સર્વ હિતો

સંતોષતો સમુદાય, સ્વયંસંપૂર્ણ જ હોય છે. જેમ જેમ સંસ્કૃતિ વિકસતી જાય છે, જેમ જેમ ઔદ્યોગિક ક્રાંતિઓ અને વૈજ્ઞાનિક સંશોધનો દ્વારા માનવસમાજના વિવિધ સમૂહો પરસ્પર વધુ અને વધુ સંકળાતા જાય છે તેમ તેમ સમુદાય પણ ઓછો અને ઓછો સ્વયંપૂરક અને સ્વાવલંબી બનતો જાય છે. એટલું જ નહિ પરંતુ મોટા સમુદાયમાં નાના સમુદાયો વિકસી આવે છે. આપણે એ પણ જોયું કે નાના નાના પડોશી ગ્રામમાં કેમ સમાય છે; ગ્રામ અને શહેરો પ્રાદેશિક સમુદાયનાં અંગ કેવી રીતે બને છે; પ્રાદેશિક અગર પ્રાંત-સમુદાય કેવી રીતે રાષ્ટ્ર-સમુદાયના વિભાગ તરીકે વિકસી આવે છે. આજે તો રાષ્ટ્ર-સમુદાયો જગતના સમગ્ર રાજ્ય-સમુદાય તરીકે વિકસવા કેવા પ્રયત્નો કરી રહ્યા છે તે પણ આપણે જોયું. આમ, સમુદાય માટે સ્વયંસંપૂર્ણતા આવશ્યક પણ નથી અને વર્તમાન સમાજમાં તો તે શક્ય પણ નથી.

સમુદાયની બે ભૂમિકા વિષે આપણે આછું નિદર્શન કર્યું: (૧) સમુદાય એ એક જ પ્રદેશમાં રહેતો સમૂહ છે આમ પ્રાદેશિક એકતા એ એની પહેલી ભૂમિકા. (૨) સામુદાયિક ભાવના (Community Sentiment) એ તેને બીજા સમૂહોથી નોખી પાડતી બીજી ભૂમિકા. આમ સર્વ સભ્યોનું પ્રાદેશિક સાંનિધ્ય અને સામુદાયિક ભાવના એ સમુદાયનાં બે મુખ્ય લક્ષણો.

આ પ્રકરણમાં "સમુદાય"ને વિસ્તારપૂર્વક સમજવા યત્ન કરીએ. "સમુદાય" અંગેની ચર્ચા આપણે ત્રણ વિભાગમાં કરીશું. પહેલાં તો "સમુદાય"ની પ્રાદેશિકતા અને "સામુદાયિક ભાવના" એ બે લક્ષણોને વધુ વિગતમાં સમજવા પ્રયત્ન કરીશું. ત્યાર બાદ સમુદાયના સહુથી વિસ્તૃત સ્વરૂપ રાષ્ટ્ર-સમુદાયની ખાસિયતોનો વિગતવાર અભ્યાસ કરીશું. અને આખરે "સમુદાય"માં ઐક્ય લાવતાં અને ઘર્ષણો સર્જતાં જે સામાજિક બળો છે તેમનું નિરૂપણ કરીશું.

પ્રકરણ ૧૩માં સમુદાયનાં ગ્રામ અને નગર-સમુદાય તેમ જ પ્રાદેશિક અગર પ્રાંત-સમુદાય જેવાં બીજાં સ્વરૂપોની ચર્ચા કરી આપણી સમુદાય અંગેની ચર્ચા બંધ કરીશું

સમુદાયની પ્રાદેશિક લાક્ષણિકતા ઉપર હવે વધુ વિચાર કરીએ.

### વસ્તીનું પ્રદેશોમાં કેન્દ્રીકરણ:

ભૌગોલિક દૃષ્ટિએ માનવવસાહતોનો સહેજ અભ્યાસ કરતાં આપણને

કેટલીક વિચાર કરાવતી ઘટનાઓ જણાશે. કેટલાક પ્રદેશોમાં વસ્તી ગીચ હોય છે. કેટલાકમાં છૂટાછવાયા વસવાટો દેખાય છે અને કેટલાક પ્રદેશોમાં માનવવસાહતો શોધી પણ જડતી નથી. આ ઘટના કોઈ નાના ગ્રામ-વસાહતોના પ્રદેશોમાં જોઈએ, રાષ્ટ્રસમૂહોના ભૂમિપટ પર જોઈએ, કે આખી માનવજાતને વસવાટ આપતી સમસ્ત પૃથ્વીના પટ ઉપર જોઈએ તોપણ જણાય છે. આમ ભૌગોલિક દૃષ્ટિએ માનવવસાહતોને અતિગીચ, ગીચ, સાધારણ વસ્તીવાળા, ઓછી વસ્તીવાળા અને ઉજ્જડ સ્થાનોમાં વહેંચાઈ ગયેલ જોઈએ છીએ. આ વિવિધ ગીચતાવાળી માનવવસાહતો આપણને વિવિધ પ્રકારના અને ભિન્ન ભિન્ન કક્ષાના સમુદાયોનો ખ્યાલ આપે છે.

## વસ્તીની ગીચતાનાં જુદાં જુદાં પ્રમાણો :

વધુગીચ વસ્તીવાળાં સ્થાનો હંમેશ તો નહિ પરંતુ મોટે ભાગે કેટલીક ભૌગોલિક વિશિષ્ટતા ધરાવતા પ્રદેશોમાં જોવામાં આવે છે. રણમાં, સૂકા પ્રદેશોમાં કે વિસ્તૃત પ્રેરી મેદાનોમાં બહુ ઓછી વસ્તી દેખાય છે. ત્યાં કોઈ સ્થળે નાનું ગામડું નજરે ચડે તો કોઈ સ્થળે એકાદ નગર જડી આવે તો કોઈક વાર માઈલોના માઈલો સુધી માનવવસ્તીની હસ્તી જ દેખાતી નથી.

પરંતુ આપણે ગંગા, યમુના, સિંધુ, નાઈલ, યાંકસીકયાંગ, હોઆંગ હો, મિસિસિપી-મીસુરી, રાઈન જેવી નદીઓના ફળદ્રૂપ પ્રદેશોમાં નજર નાખીશુ તો ત્યાં કીડિયારા સમા ઊભરાતા માનવીઓના ગીચ વસવાટો જોવા મળશે લાખો ગામડાંઓ અને હજારો નગરો લાખો અને કરોડો માનવીઓને સમાવી ત્યાં વિકસી આવ્યાં છે. એટલુ જ નહિ પરંતુ કેટલાક પ્રદેશોમાં લાખોની વસ્તીવાળાં મહાન શહેરો પણ ઊપસી આવે છે.

કેટલાક પ્રદેશોમાં ઘઉં, ચોખા, તમાકુ, કપાસ, શણ, શેરડી, ચા, કૉફી કે કાજુ જેવા સૂકા મેવાનાં કૃષિઉત્પાદનોની આજુબાજુ વિસ્તૃત સમુદાયો રચાય છે. ભાલને ઘઉંનો પ્રદેશ કહીએ છીએ, ચરોતર તમાકુ માટે, ભરૂચની આજુબાજુ કપાસ સંસ્કૃતિ અને ગણદેવી-અમલસાડ જેવા પ્રદેશોમાં આફૂસ-પાયરીની સંસ્કૃતિ વિકસી આવી છે.

જોકે માનવ કેન્દ્રીકરણ અને ભૌગોલિક પ્રાદેશિક લક્ષણો વચ્ચે બહુ જ સીધો સંબંધ છે એ માનવાની ભૂલ આપણે કરવી જોઈએ નહિ. પ્રદેશની જમીન, હવાપાણી અગર બીજાં કુદરતી તત્ત્વોને આ વસ્તીના

વિકાસ અગર કેન્દ્રીકરણ માટે દરેક વખત જવાબદાર ગણવાની મનોવૃત્તિ પણ ભૂલભરેલી છે. ઉત્પાદનનાં સાધનોનો વિકાસ, વાહનવ્યવહારનાં સાધનોની પ્રગતિ, ઐતિહાસિક અને સામાજિક બળો, તેમ જ સાધારણતઃ સંસ્કૃતિની કક્ષા આ સર્વ ઘટનાઓને ધ્યાનમાં રાખીએ તો જ અમુક પ્રદેશમાં વસ્તીનું કેન્દ્રીકરણ કેમ વધુ છે અને અમુક પ્રદેશમાં કેમ ઓછું છે તે આપણે સમજી શકીએ.

ભૌગોલિક પરિસ્થિતિ અને વસ્તીની ઘનતાને આમ તો બહુ જ સીધો સંબંધ નથી પરંતુ આપણે અમુક ભૂમિટુકડાની ખાસિયતોને ધ્યાનમાં રાખીએ તો માનવસમુદાયો અમુક ઢબે કેમ વિકાસ પામે છે તેનો ખ્યાલ આવી શકે. સમુદાય અને પ્રદેશનો સંબંધ વધુ બારીકાઈથી તપાસીએ.

## કેન્દ્રીકરણ અને નિષ્ણાતીકરણ:

ઘણા પ્રદેશોમાં—દા. ત. વનપ્રજાઓમાં—નાનાં નાનાં મધ્યબિન્દુ વગરનાં ઘરબાર સમાં રહેઠાણો આપણે જોઈએ છીએ. છૂટાં છૂટાં ઝૂંપડાંઓમાં પ્રસરેલા માનવસમુદાયો પણ ઘણી વાર આપણે જોઈએ છીએ. આ સમુદાયોમાં કામી કાર્ય-વિભાજન અગર મધ્યવર્તી વ્યવહાર-તંત્ર દેખાતું નથી. એક અસ્પષ્ટ—ખૂબ જ ઢીલા પોતના સમુદાય ત્યાં વિકસ્યા હોય એવું લાગે છે. પરંતુ આજ મોટા ભાગના સમુદાયો વ્યવસ્થિત હોય છે. તેઓ વ્યવસ્થિત કાર્ય-વિભાજન અને સામાજિક પ્રવૃત્તિઓનાં મધ્યવર્તી કેન્દ્રો ઉપજાવી જીવન ગુજારતા સમુદાયો હોય છે. ઘણાખરા સમુદાયો પોતાની પ્રવૃત્તિઓનાં કેન્દ્રો ઉપજાવે છે. ખાસ કરીને કોઈ પણ પ્રદેશમાં વસ્તી ખૂબ જ ગીચ થાય છે, જગ્યા અને સ્થાન માટે મારામારી થાય છે ત્યારે ત્યાં વિનિમય અને નિષ્ણાતીકરણ માટે, તેમ જ અમુક પ્રકારની સામાજિક પ્રવૃત્તિ માટે કેન્દ્રો વિકસી જ આવે છે. આ મધ્યસ્થ જગા—પછી તે નાના નગરનું બજાર હોય કે ગામસાનો કૂવો કે મંદિર હોય—સમુદાયના સભ્યોને મળવાનું સ્થાન બને છે. સમુદાય નાનો હોય તો લગભગ બધી પ્રવૃત્તિઓનું કેન્દ્ર એકાદ જ હોય જો સમુદાય મોટો હોય, પ્રવૃત્તિઓ વિવિધ હોય તો આવાં કેન્દ્રો ઘણાં હોય અને તે જુદી જુદી પ્રવૃત્તિઓ માટે જુદાં જુદાં પણ હોય.

મોટાં શહેરોમાં એકાદ મુખ્ય સમુદાયકેન્દ્ર તો હોય જ પરંતુ સાથે સાથે જુદી જુદી પ્રવૃત્તિઓ માટે જુદાં જુદાં કેન્દ્રો પણ વિકસી આવે છે.

મુંબઈ અગર અમદાવાદ જેવા નગરસમુદાયનો દાખલો આ વિધાન સ્પષ્ટ કરશે. મુંબઈમાં ફોર્ટ લત્તો સમસ્ત શહેરના બધા જ પ્રકારના જીવનના હાર્દ સમો છે. પરંતુ ધોબી તલાવ, પ્રિન્સેસ સ્ટ્રીટ, કાલબાદેવી, ભૂલેશ્વર, ચોપાટી, ઑપેરા હાઉસ, હૅંગિંગ ગાર્ડન્સ, વર્લી, લાલબાગ, દાદર, કિંગ્સ સર્કલ, શિવાજી પાર્ક, ધારાવી અને મુંબઈનાં વિવિધ પરાંઓ જુદી જુદી ઢબનાં સમુદાય-કેન્દ્રો તરીકે વિકસી આવ્યાં છે. કેટલાંક સ્થાનો વ્યાપારી પ્રવૃત્તિનાં કેન્દ્રો બને છે. કેટલાંક નાણાકીય અગર રાજ્યશાસનનાં પણ કેન્દ્રો બને છે. તો કેટલાંક કેળવણીનાં, કેટલાંક હરવાફરવાનાં, કેટલાંક આનંદ-પ્રમોદ અને સંસ્કારજીવનના તો કેટલાંક ઔદ્યોગિક કેન્દ્રો બને છે.

અમદાવાદમાં પણ આપણે ભદ્ર કેન્દ્ર જોઈએ છીએ, જે તે શહેરના જીવનના હાર્દ સરખું છે. જ્યારે રેવડી બજાર, ખાડિયા, માણેકચોક, રીચીરોડ, લાલદરવાજા, આસ્ટોડિયા, કાંકરિયા, મણિનગર, યુનિવર્સિટી વિભાગ વગેરે વિવિધ સામાજિક કેન્દ્રો વિકસી આવ્યાં છે. કેન્દ્રની પણ વ્યાખ્યા આપણે જુદી જુદી રીતે આપી શકીએ. બજાર એ નગર-સમુદાયનું કેન્દ્ર હોય, નગર એ પ્રાદેશિક સમુદાયનું કેન્દ્ર હોઈ શકે અને પાટનગર અગર કોઈ મહાન ઔદ્યોગિક કે રાજકીય શહેર—મુંબઈ, દિલ્હી અગર કલકત્તા કે હૈદરાબાદ સમુ—સમસ્ત રાષ્ટ્રનું કેન્દ્ર પણ બને.

પરંતુ ઘણાને એક પ્રશ્ન ઊઠે. સમુદાયમાં કેન્દ્ર અને કેન્દ્રની આસપાસના પ્રદેશ વચ્ચે તફાવત શી રીતે સમજવો ? સમાજશાસ્ત્રના અભ્યાસીઓએ આ તફાવત પારખવા એક ઠીક ઠીક ઉપયોગી ચાવી શોધી કાઢી છે. કેન્દ્રમાં એ સમુદાયનાં ઘણાખરા વાહનવ્યવહારનાં માર્ગો અને સાધનો એકત્રિત થાય છે. જુદે જુદે સ્થળેથી રસ્તાઓ—પછી તે મોટર રસ્તા, ટ્રેન રસ્તા કે સામાન્ય રસ્તા હોય—કેન્દ્રમાં એકઠા મળે છે. દા. ત. અમદાવાદમાં મોટા ભાગની બસો ભદ્ર—લાલદરવાજા, સ્ટેશન વગેરે કેન્દ્રોમાં એકત્રિત થાય છે. મુંબઈમાં કોલાબા મ્યૂઝિયમ, ફ્લૉરા ફાઉન્ટન, ચર્ચગેટ, સેંટ્રલ, બોરીબંદર, દાદર, માહીમ, અંધેરી વગેરે ટ્રેન, બસ, ટ્રામ વગેરે વાહનોનાં કેન્દ્રો તરીકે વિકસ્યાં છે. અને બીજાં કેન્દ્રો પણ વિકસતાં જાય છે. ભારતના રાષ્ટ્ર-સમુદાયની દૃષ્ટિએ જોઈએ તો મુંબઈ, કલકત્તા, દિલ્હી, મદ્રાસ જેવાં સ્થાનો બધી જ રેલવેનાં અંતસ્થાનો જેવાં કેન્દ્રો બને છે.

આમ જ્યાં વાહનવ્યવહારના રસ્તાઓ કેન્દ્રિત થતા હોય તે સ્થળોને આપણે સમુદાયનાં કેન્દ્રસ્થાનો કહી શકીએ. આવાં સ્થાનોને આપણે કેન્દ્રોનાં

બાહ્ય પ્રતીકો તરીકે પણ ગણી શકીએ. વ્યવહાર એ તો સમુદાયજીવનનું હાર્દ છે. અને જે કેન્દ્રમાં વ્યવહાર બહુ વિકસિત હોય, જ્યાં સર્વ રસ્તાઓ એકત્રિત થતા હોય ત્યાં જ આપણે બાહ્ય રીતે સમુદાયના ખૂબ જ પ્રવૃત્તિમય જીવનનો ધબકાર સાંભળી શકીએ છીએ

આમ જે સ્થાનોમાં જુદા જુદા રાહો એકઠા થતા હોય એવા ચોરાહાઓ—ચોરાઓ, અગર સાત રસ્તાઓ અગર અંતસ્થાનોની આજુબાજુ સમુદાયના જીવનવ્યવહારના પણ કેન્દ્રો વિકસિત થતાં નજરે પડે છે.

**સમુદાય અને વાહનવ્યવહાર :**

સમુદાય અને વાહનવ્યવહાર વચ્ચેનો સંબંધ અનેક રીતે દર્શાવી શકાય. ઘણી વખત વિવિધ રસ્તાઓનો જ્યાં છેડો આવે છે તેવે સ્થાને સમુદાય વિકસી આવે છે. આવાં સ્થળોમાં સમુદાય માટે ભૌગોલિક, ઔદ્યોગિક, વ્યાપારિક કે એકંદરે આર્થિક લાભો સુંદર રીતે સુમિલિત થાય છે. આ જ કારણે જગતનાં મોટા ભાગનાં શહેરો આવા મહત્ત્વના નદીના મુખ ઉપર, દરિયાકિનારે કે જ્યાં બંદરો માટે કુદરતી રીતે મદદરૂપ થાય એવા સંયોગો છે, અગર પર્વતની તળેટીએ અને મેદાનો જ્યાંથી શરૂ થાય છે એવાં સ્થળોની આસપાસ વિકસી આવતા દેખાય છે. ગુજરાત રાજ્યનાં માંડવી, દ્વારકા, જામનગર, વેરાવળ, જૂનાગઢ, ભાવનગર, જામનગર, અમદાવાદ, ખંભાત, ભરૂચ, સુરત, નવસારી વગેરે સ્થળોનો વિચાર કરીશું તોપણ આ વિધાન સ્પષ્ટપણે સમજાશે.

ઘણી વખત ચારે બાજુ પ્રસરતા રસ્તાઓના મિલનસ્થાનો ઉપર પણ શહેરો વિકસી આવે છે. નડિયાદ, મહેમદાવાદ, ડાકોર, આણંદ, ગોધરા, દાહોદ, વડોદરા, ઇડર, ધોળકા, વીરમગામ વગેરે શહેરો આપણને આ પ્રકારના સમુદાયોનું દૃષ્ટાંત પૂરું પાડે છે.

આમ રસ્તાઓ જ્યાં મળતા હોય અગર જે સ્થળોએ ચારે બાજુથી રસ્તાઓ આવી સમાઈ જતા હોય ત્યાં નગર-સમુદાયો અને, મોટા શહેર-સમુદાયો પણ વિકસી આવતા દેખાય છે. વર્તમાન સમયમાં આગગાડીઓ અગર એરોપ્લેનોનાં જંક્શનો પણ સમુદાય બનવાનાં બહુ જ અનુકૂળ સ્થાનો બને છે. યુરોપમાં અને ખાસ કરીને યુ એસ. એ.માં પણ આવાં જંક્શનોની આજુબાજુ વિશાળ સમુદાયો વિકસતા જાય છે. ભારતમાં પણ રેલવે જંક્શન

કડી, કલોલ, સાબરમતી, સાણંદ, અમદાવાદ, આણંદ, સમલાયા, નડિયાદ, અંકલેશ્વર, મિયાંગામ, કોસંબા, ડભોઈ, સાયણ, બારડોલી, વલસાડ વગેરે ગામો આવા રેલવેની આજુબાજુ વિકસતા સ્ટેશનોમાંથી ઊગી નીકળતા નવા મહત્ત્વના સમુદાયોની ઝાંખી કરાવે છે

આવા વાહનવ્યવહારના તીન, ચાર કે સાત રસ્તાના સંગમસ્થાન ઉપર કે અનેક રસ્તાઓના ખાસ અંતિમ સ્થાન ઉપર વિકસી આવતા સમુદાયોનું કદ અગર જીવન એક જ પ્રકારનુ હોતુ નથી. કોઈ ચાર રસ્તા ઉપર શરૂઆતમાં નિયમિત મેળો ભરાય અને તેમાંથી એકાદ વ્યાપારનું ધામ–ગ્રામ પણ વિકસી આવે. કોઈ રસ્તાઓના સગમસ્થાન ઉપર વળી નાનામોટા ઉદ્યોગો પણ વિકસી આવે અને તેની આજુબાજુ ઔદ્યોગિક નગર અગર શહેર-સમુદાય પણ વિકસી આવે. વળી કોઈ રસ્તાઓના મિલનસ્થાને લશ્કરી અને વહીવટી તંત્ર પણ વિકસી આવે જ્યાં લશ્કરી કેન્દ્ર અગર રાજધાની સમા નગરસમુદાયો પણ ખડા થઈ જાય વળી કોઈક વાર આવા વાહનવ્યવહારના સગમસ્થાન ઉપર કેળવણીધામ, ધર્મસ્થાન કે સંસ્કારધામ પણ વિકસી આવે આમ રાહદારીનાં મહત્ત્વનાં મિલનસ્થાનો ઉપર નાનકડા ગ્રામસમુદાયથી માંડી, નાનાં પુર, નગરો અગર મહાન શહેરો પણ વિકસી આવે એટલુ જ નહિ પણ ઘણી વખત વ્યાપારી, ઔદ્યોગિક, શૈક્ષણિક, રાજકીય, ધાર્મિક કે સાંસ્કારિક કેન્દ્રો વિકસી આવે કયે સ્થળે કેવા પ્રકારનો સમુદાય વિકસી આવશે તેનો આધાર તે તે સ્થળની ભૌગોલિક પરિસ્થિતિ, ત્યાંનો ઔદ્યોગિક વિકાસ, આર્થિક કક્ષા અને સામાન્ય રીતે ત્યાં પ્રવર્તી રહેલી તે સમયની સાસ્કૃતિક આબોહવા ઉપર આધાર રાખે છે.

આવાં સમુદાય-કેન્દ્રો એક રીતે અમુક સમુદાયનાં સંસ્કાર અને સમાજવ્યવહારનાં સગમસ્થાનો હોય છે. એ સમુદાયના સંસ્કાર અને સમાજજીવનના પ્રવાહો ત્યાં કેન્દ્રિત થઈ, તે સમુદાયના જીવનના વિકાસનાં સર્વોચ્ચ અને અંતરસ્થાનો (*Terminal points*) પણ બને છે. એટલું જ નહિ, સંસ્કારના તે નવા પ્રવાહો ત્યાંથી આગળ પ્રસરાવે છે. આવાં કેન્દ્રો તે સમુદાયના સભ્યોમાં અમુક વિશિષ્ટ પ્રકારની લાગણી પણ જન્માવે છે આવા સમુદાયમાં વસતા માનવીને પોતાના જીવન માટે માનસિક અને સ્થાનિક નિવાસસ્થાન મળ્યુ હોય, પોતાના જીવનને જીવવા માટે યોગ્ય ગૃહ મળ્યું હોય એવી ભાવના થાય છે. સમુદાયમાં માનવી પોતાના જીવનનું આશ્રયસ્થાન મેળવે છે.

મહાન નગરો ઘણુંખરું સામાજિક જીવનનાં નવાં વમળો ઉપજાવતાં અને ફેલાવતાં સ્થાનો કરતાં, તે જે પ્રદેશમાં વિકસ્યાં હોય તે પ્રદેશમાં ઊભરાતાં જીવનવમળોનાં સંગમસ્થાનો સમાં વધારે લાગે છે. જીવનના વિવિધ પ્રવાહો આજુબાજુથી ઊભા થઈ આ કેન્દ્રોમાં સંગમ અનુભવી, સ્થિરતા પ્રાપ્ત કરી નવું સ્પષ્ટ સ્વરૂપ ધારણ કરતાં ન હોય એવું લાગે છે. આમ જેવી રીતે વિવિધ પ્રકારના કિરણો એક મધ્યબિંદુમાં—પ્રકાશ-કેન્દ્રમાં, પછી તે દીપક હોય, ચંદ્ર હોય, તારક હોય કે સૂર્ય હોય—કેન્દ્રિત થતાં જોઈએ છીએ તેવી જ રીતે વિવિધ પ્રકારનાં સમાજજીવનનાં કિરણો આજુબાજુથી ધીરે ધીરે એકત્રિત થઈ નગર-સમુદાયમાં કેન્દ્રિત થાય છે. આ જ કારણે નગરો અને શહેરોની આજુબાજુ તેની અસર તળેનાં પ્રદેશ-મંડળો હોય છે. નગર અને શહેરને તે પ્રદેશમંડળો આર્થિક તેમ જ બીજી રીતે પણ પૂરક બને છે. નગર અગર શહેર આ સર્વ પ્રદેશોમાંથી વિકસતા સામાજિક પ્રવાહોનું કેન્દ્ર બની રહે છે. ધીરે ધીરે આજુબાજુના પ્રદેશોના જીવનવ્યવહાર પણ આ નગર અગર શહેર ઉપર નિર્ભર બનતા જાય છે.

સામુદાયિક ભાવના એ બે સમુદાયને બીજા સર્વ જૂથોથી નોખાં પાડતા લક્ષણો.

સમુદાય અને પ્રદેશ વચ્ચે કેવી રીતે સંબંધ વિકસે છે, તેનુ પ્રદેશ ઉપર આટલું બધુ અવલંબન શા માટે છે, અને સમુદાયના પ્રદેશ જોડેના સંબંધો કયા પ્રકારના છે તે સમજવા સમાજશાસ્ત્રીઓ ઠીક ઠીક પ્રયત્ન કરી રહ્યા છે. આપણે આ પ્રયત્નોને સમજવા કોશિશ કરીએ

## ઓકોશાસ્ત્ર અને પ્રાદેશિકતાની દૃષ્ટિએ થયેલા અભ્યાસો (The Ecological and Regional Approaches):

ભૂગોળ અને સમાજજીવનના સંબંધો વિષે આગળ કરેલી ચર્ચામાં આપણને જણાયું કે ભૌગોલિક પરિસ્થિતિ વિવિધ પ્રકારનાં સમાજજીવન માટેની ભૂમિકા બાંધે છે.

સમુદાય માટે તો આપણે એમ પણ કહી શકીએ કે સમુદાયનો વસવાટનો સ્થાનિક ભૂમિપટ તેની ભૌગોલિક વિશિષ્ટતાથી સમુદાય માટે રહેઠાણ ઊભું કરે છે એટલું જ નહિ પરંતુ એક સ્પષ્ટ ઊર્મિ અને કલ્પનાથી ભર્યું ભર્યું વાતાવરણ ઊભું કરે છે. આ વાતાવરણને અનુકૂળ થવાની પ્રવૃત્તિમાંથી સભ્યોમાં સામુદાયિક સહજીવનની, સરખા જીવનની ભાવના ઊભી થતી જાય છે. દા. ત , અમદાવાદનું જીવન સાબરમતી નદીના વાતાવરણથી રંગાય છે. તે નદીની આજુબાજુ, તે નદીને અનુકૂળ થવામાં અને તે નદીને ઉપયોગમાં લેતાં લેતા અમદાવાદી સમુદાયમા એક અવનવી સંસ્કૃતિની ભાવના વિકસે છે વિશ્વામિત્રી વગરનુ વડોદરા, નર્મદા વગરનુ ભરૂચ, ચાણોદ, કરનાળીનું સામુદાયિક જીવન, સૂર્યપુત્રી તાપી વગરનુ સુરતી સંસ્કાર જીવન આપણે કલ્પવા જઈશું તો એક વિચિત્ર ભાવના ઊપજશે મુબઈના સસ્કાર-જીવનમાંથી સાગર દૂર કરો અને મોહમયીના વિકસી આવેલા કામણનાં કેટલાં તત્ત્વો રહેશે? ત્રિવેણી સંગમ વગરનુ પ્રયાગ, ગગામૈયા વગરનુ કાશી, ફલ્ગુ વગરનું ગયા અગર નાચતી-કૂદતી અલકનંદા-મન્દાકિનીના વહન વગરનુ હરદ્વારનુ સંસ્કાર-જીવન કલ્પી જ ન શકાય આમ, સ્થાનિક વસવાટ કરતા સમુદાય માટે તે પ્રદેશની ભૌગોલિક વિશિષ્ટતા એક સુંદર, ઘેરી સાંસ્કૃતિક ઊર્મિની ભાવના જન્માવે છે આ ભૂમિપટ અવનવી ઊર્મિના ભાવો જગવે છે. આ ભૂમિપટ માતૃભૂમિ કે પિતૃભૂમિનુ મૂર્ત સ્વરૂપ ઊભું કરી સામુદાયિક ભાવનાને સુગ્રથિત અને ઘેરી બનાવે છે ગરવી ગુજરાત, સોનાર બંગાળ, ભારતમાતા જેવી પ્રાદેશિકતાના પાયા ઉપર રચાયેલી

સમૂહ ભાવનાઓ જગવી આ પ્રદેશનું તત્ત્વ સમુદાય-જીવનમાં ખૂબ જ મહત્ત્વનો ભાગ ભજવે છે.

ઓકશાસ્ત્ર (Ecology)નું સાહિત્ય આ જ વસ્તુ સમજવા પ્રયત્ન કરે છે. કઈ ભૌગોલિક અને પ્રાદેશિક ખાસિયત કયા પ્રકારના સમુદાય રચવામાં મદદરૂપ થાય છે તેનો તે પદ્ધતિસરનો અભ્યાસ કરે છે. પ્રાદેશિક અભ્યાસ (Regional studies) કરતા વિદ્વાનો પણ ભૂમિપટ અને સમાજજીવન વચ્ચે કઈ ઢબનો સંબંધ છે તે સમજવા પ્રયત્ન કરે છે.

આ બન્ને પ્રકારના અભ્યાસીઓએ સુંદર અને નોંધપાત્ર વિગતો બહાર આણી છે. તેમના અભ્યાસોએ ખૂબ જ વિસ્તારથી દર્શાવ્યું છે કે સ્થાનિક સમાજજીવનને આકાર આપવામાં સ્થાનિક ભૌગોલિક વાતાવરણ ખૂબ જ મોટો ભાગ ભજવે છે.

પરંતુ આનો અર્થ એમ નહિ કે જેમ પ્રાણીજીવન અગર વનસ્પતિજીવનને ભૂગોળ સીધી રીતે ઘડે છે તેમ અતિ સંકુલ માનવજીવનને પણ ભૂગોળ સીધી રીતે ઘડે છે. આ ભૂલ સામે આપણે આગલા પ્રકરણમાં લાલબત્તી ધરી હતી. છઠ્ઠા પ્રકરણમાં આપણે જોયું તેમ વ્યક્તિનું વાતાવરણ બહુવિધ હોય છે. તેના સમગ્ર વાતાવરણમાં ભૌગોલિક વાતાવરણ અને સાંસ્કૃતિક વાતાવરણ એ બન્નેનો સમાવેશ થાય છે. આમ ભૌગોલિક વાતાવરણ એ તો માત્ર સમગ્ર વાતાવરણનું એક અંગ જ છે. દરેક જૂથ પોતાનું નોખું વાતાવરણ સર્જે છે. તેમાં તે જ્યાં વસવાટ કરે છે તે ભૂમિની ખૂબી ઉપરાંત તેનાં ઉત્પાદનસાધનો, તેના આર્થિક સંબંધો, તેના વિવિધ પ્રકારનાં જૂથ-સંબંધો, તેના વિચારો, ઊર્મિ અને કલ્પનાઓ, માન્યતાઓ, શ્રદ્ધાઓ, અને સામાજિક પરંપરાઓનો પણ સમાવેશ થાય છે.

સામાજિક વાતાવરણમાં થતું અનુકૂલન નોખા પ્રકારનું હોય છે. તે ભૌગોલિક વાતાવરણ સાથેના અનુકૂલન કરતાં ઘણી રીતે જુદું હોય છે. માનવી બાહ્ય વાતાવરણ અને આંતરિક વાતાવરણ એમ બન્ને વાતાવરણમાં અનુકૂળ થવાનો પ્રયત્ન કરે છે. માનવજીવનની સંસ્કૃતિની કક્ષા એના એ જ બાહ્ય વાતાવરણ સાથે અનુકૂળ થવાની નવી નવી અને ભિન્ન ભિન્ન પદ્ધતિઓ વિકસાવશે

## પ્રાદેશિક તત્ત્વનું બદલાતું અને મર્યાદિત થતું મહત્ત્વ:

જુદા જુદા પ્રદેશોમાં રહેતા વિવિધ સમુદાયોની ભિન્નતાનું કારણ આમ

પ્રાદેશિક તત્ત્વ નથી. આ ભિન્નતા, આ વૈવિધ્ય અનેક કારણે હોય છે. બદલાતી પરિસ્થિતિમાં વિવિધતાનું આજે એક કારણ હોય તો કાલે બીજું હોય છે. સામાજિક જીવનમાં માત્ર ભૌગોલિક અને પ્રાદેશિક તત્ત્વો જ સમુદાયને સ્વરૂપ આપે છે એવું માનવાની ભૂલ આપણે કરવી જોઈએ નહિ. બધાં જ તત્ત્વોના અમુક પ્રકારના અને અમુક પ્રમાણમાં, અને અમુક સમયે થયેલા સુમેળમાંથી સમુદાય અમુક સ્થાનમાં પોતાનું સંસ્કૃતિનું સ્વરૂપ વિકસાવે છે. કોઈ એક તત્ત્વની અસરને નોખા પાડી તેને જ મુખ્ય કારણ ગણવાની ભૂલ આપણે ન કરવી જોઈએ. કારણ દરેક તત્ત્વ એકબીજા સાથેની અમુક ઢબની પ્રક્રિયા (Process) રૂપે જ વ્યક્ત થાય છે. સમુદાય આ સર્વ તત્ત્વોની વિશિષ્ટ પ્રક્રિયાના પરિણામમાંથી પોતાનું સ્વરૂપ ઘડે છે. આપણે નાના તેમ જ મોટા સમુદાયો, સાદા તેમ જ વિકસિત સમુદાયોનાં દૃષ્ટાંતો દ્વારા આ વિધાન સ્પષ્ટ કરીએ.

આપણે સહુથી નાના સમુદાય-સ્વરૂપથી શરૂ કરીએ. સમુદાયજીવનનું પ્રથમ, સ્વભાનભર્યું અને નાનામાં નાનું સ્વરૂપ તે પડોશ (Neighbourhood). પડોશ એટલે કુટુંબજીવનથી સહેજ વિસ્તૃત, થોડાં કુટુંબોને સમાવતું, અમુક સ્થાનમાં વસતું માનવજૂથ. પ્રાદેશિક સાંનિધ્યનું ઘરથી સહેજ વિસ્તૃત પ્રથમ સમુદાય-સ્વરૂપ. પડોશમાં સ્થાનિકતાની ભાવના પણ છે અને સમુદાય-જીવનની સર્વ હિતો અંગેની લાગણી પણ છે.

ગામડાંમાં આવા પડોશો ફળિયાં, વાડા કે લત્તાના સ્વરૂપે વિકસે છે. ગ્રામજીવનમાં વિકસતા પડોશોને કયાં બળો ઘડે છે તે સમજવા ઘણા અભ્યાસીઓ પ્રયત્ન કરી રહ્યા છે. આ વિદ્વાનોના અભ્યાસોએ પુરવાર કર્યું છે કે આ પડોશોમાં એકતાની ભાવના અનેક બળોને આભારી છે. "ત્યાંનો ભૂમિપ્રદેશ, ત્યાંનાં વનસ્પતિ અને પાક, ત્યાં વસતા લોકોની ધાર્મિક આર્થિક વગેરે પરિસ્થિતિ, તે લોકોએ કયાંથી આવી ત્યાં વસવાટ કર્યો અને કેવી રીતે આવીને વસવાટ કર્યો તે, તે સર્વ એક જ પ્રવાહમાં તણાઈ અહીંયાં એકત્રિત થયા છે કે જુદા જુદા પ્રવાહોનાં પ્રતીકો છે તે—આમ અનેક તત્ત્વો તે સમુદાયની વિશિષ્ટ સામુદાયિક ભાવનાને સર્જવામાં ફાળો આપે છે." આમાંનું એક તત્ત્વ આજે મહત્ત્વ ધારણ કરે તો બીજું તત્ત્વ સમુદાય-જીવનને ઘડવામાં બીજે સમયે મહત્ત્વ ધારણ કરે. આમ પલટાતા સમયમાં સમુદાય-જીવનને ઘડવામાં જુદાં જુદાં તત્ત્વો જુદે જુદે સમયે પ્રાધાન્ય ધરાવે છે. તે જ પ્રમાણે જુદે જુદે સ્થળે પણ જુદાં જુદાં તત્ત્વો મહત્ત્વ ધારણ કરી સમુદાયના વિશિષ્ટ સ્વરૂપને ઘડે છે. કોઈ સમુદાયને

ઘડવામાં કેળવણીનું તત્ત્વ મહત્ત્વ ધારણ કરે, તો કોઈમાં ધર્મ, રાજકારણ, અર્થ કે એવું બીજું તત્ત્વ પ્રાધાન્ય ધગવે. આમ પ્રદેશની સામુદાયિક ભાવના અને સમૂહજીવન માટે વિવિધ સ્થળે અને વિવિધ સમયે જુદાં જુદાં તત્ત્વો મહત્ત્વ ધારણ કરે છે.

કરનાળી, અનસૂયા કે વ્યાસ ગુજરાતમાં ધાર્મિક તત્ત્વને કારણે મહત્ત્વ ધારણ કરવા લાગ્યાં શીનોર અને ભરૂચ તેમના રાજકીય કે આર્થિક તત્ત્વને કારણે પોતાનું વિશિષ્ટ સમુદાય-જીવન વિકસાવી શક્યા. વડોદરા જે પહેલાં રાજધાની તરીકે મહત્ત્વ ધરાવતું હતું તે હવે વિશ્વવિદ્યાલયને કારણે નવું મહત્ત્વ ધારણ કરી રહ્યું છે. આમ વસ્તીના ફેરફાર, વાહનવ્યવહારમાં થતા પલટા, નેતાગીરીમાં થતી ફેરબદલી, આર્થિક તકનો મોકો કે અભાવ, બહારની સંસ્કૃતિઓ સાથેના સંપર્કનો પ્રકાર વગેરે અનેક સામાજિક અને સાંસ્કૃતિક બળો સમુદાય-જીવન વિકસાવવા કે તેને છિન્ન-ભિન્ન કરવા સતત કામ કરતાં જ હોય છે.

નવી પરિસ્થિતિ નાના સમુદાયનાં ઘડતર, વલણો અને સમસ્ત જીવન-દર્શન ઉપર કેવી સીધી અને આડકતરી રીતે અસર કરે છે તેનો તાજો જ દાખલો આપણને ટેનેસી વેલી યોજના નામની વિસ્તૃત અમેરિકન યોજનામાં દેખાય છે. ટેનેસી એ અમેરિકાની તોફાની નદી છે. ખરબચડા પ્રદેશોમાંથી તેનાં પાણી ખળખળ પસાર થતાં પરંતુ તે ન તો ખેતીવાડી માટે કે ન તો વીજળી માટે ઉપયોગમાં લેવાતાં. આ કારણે આ નદીની આજુબાજુનો મોટા ભાગનો પ્રદેશ બહુ વિકસિત નહોતો. બહુ જ નાના નાના સમુદાયો ત્યાં વસતા હતા. ટેનેસી વેલીની યોજના પછી એ નદીને જુદી જુદી જગ્યાએ બંધો બાંધી નિયંત્રિત કરી. પાણીને આજુબાજુના પ્રદેશોમાં યોગ્ય રીતે પ્રસરાવ્યું. વિદ્યુતસર્જનની એક વિશાળ યોજના કરી. વાહનવ્યવહારની પણ એક ભવ્ય યોજના ઘડાઈ, આ સર્વ નિયોજન-માંથી મોટા સહકારી ઉદ્યોગો, કેળવણીનાં ધામો, વિશાળ પાયા ઉપરના સામુદાયિક કાર્યક્રમો — ઉત્પાદનના, વેચાણના અને વિનિમયના — આ પ્રદેશમાં વિકસાવવામાં આવ્યા. આ સર્વના નિયંત્રણ માટે વિસ્તૃત વહીવટી યોજનાઓ પણ ઉપજાવવામાં આવી અને આ યોજનાઓએ યુ.એસ.એ.-નાં અનેક રાજ્યોનાં નકશાઓ અને સમાજજીવનમાં નવા પ્રવાહો શરૂ કર્યા. આમ નવી પરિસ્થિતિએ એક વિશાળ પ્રદેશમાં ક્રાન્તિકારી પલટો આણ્યો. નાના નાના સમુદાયોને એક મહાન સામાજિક બળના આંચકાથી પલટી નાખવામાં આવ્યા.

કડલાનું બંદર, કડલા ડીઆની ટ્રેન, નવી નવી નહેરો અને વીજળીની યોજનાઓ, કોમ્યુનિટી પ્રોજેક્ટ જેવા અખતરાઓ આજે ભારતમાં કેવા પલટાઓ લાવી રહ્યા છે તે આપણે અનુભવીએ છીએ ભાખરા-નંગલ, હીરાકુડ, દામોદર વેલી વગેરે નહેર અને વીજળીની યોજનાઓ આજે ભારતના અનેક ગ્રામસમુદાયોને નવા સ્વરૂપો આપી રહી છે થોડા સમય પહેલાનું અણજાણ્યું નંગલ ગામડું આજે એક મહાન પ્રયોગના પ્રતીક સમું જાત્રાધામ બની ગયું છે એ સર્વ જાણે છે

હવે આપણે મોટા સમુદાયોનો દાખલો લઈએ આપણા રાષ્ટ્ર, ભારત દેશની જ વાત કરીએ. ભારતીય સમુદાય અમુક રીતે તેના જીવનમાં ભૌગોલિક ભૂમિકાનું પ્રતિબિંબ જરૂર પાડે છે ગગનચુંબી નગાધિરાજ હિમાલય, વિસ્તૃત વિંધ્યાચળ, આદિકાળથી શેષ ભગવાનની ફેણા સમા પ્રસ્તાર પામેલા સહ્યાદ્રિ અને પૂર્વ ઘાટના પર્વતો, કલ્યાણદાયી સિંધુ, ગંગા, યમુના, નર્મદા, તાપી, કૃષ્ણા, કાવેરી, તુંગભદ્રા, મહા અને ગોદાવરી જેવી સરિતાઓ તથા વિવિધરંગી ભૂમિપટો અને પૂર્વ, દક્ષિણ અને પશ્ચિમને વીંટી રહેલો સાગરસમ્રાટ ભારતની સંસ્કૃતિને અમુક ઢાળ આપવામાં જરૂર મદદરૂપ થાય છે પરંતુ વર્તમાન ભારત સમુદાયની આર્થિક, રાજકીય, સામાજિક અગર ધાર્મિક સમસ્યાઓને આ ભૌગોલિક બળોને આધારેજ માત્ર સમજાવવાના પ્રયત્નો આજે કોઈ પણ સાચો સમાજશાસ્ત્રી નહિ કરે

વર્તમાન ભારત સમુદાયના ઘડતર માટે આર્થિક, સામાજિક, રાજકીય અને સાંસ્કૃતિક બળો પણ બહુ અંશે જવાબદાર છે એ હવે સર્વ સ્વીકારે છે ભારતના વિવિધ અર્થતંત્રો, પ્રાંતીય સંસ્કૃતિઓ, ધાર્મિક માન્યતાઓ, રાજકીય પરિબળો, જ્ઞાતિવ્યવસ્થા વગેરે અનેક તત્ત્વો વર્તમાન ભારતને ઘડવામાં જવાબદાર છે એનો હવે કોઈ પણ ઇનકાર નહિ કરે આ સર્વ તત્ત્વોનો સાચો અભ્યાસ કર્યા વગર આપણે ભારતીય સમુદાય અને તેનું અર્થતંત્ર, તેનું રાજકારણ, તેના સામાજિક અને ધાર્મિક કાયદાઓ શી રીતે સમજી શકીએ ?

આ સર્વ દૃષ્ટાંતો ભૌગોલિક તત્ત્વોની સમાજજીવનમાં મર્યાદિત અસર સ્પષ્ટપણે દર્શાવે છે સમાજશાસ્ત્રીઓ હવે એવા વિચાર ઉપર આવ્યા છે કે સમુદાયની પ્રાદેશિક લાક્ષણિકતાને સમજવાની જરૂર તો છે જ પરંતુ આ સમજનો અર્થ એમ નહિ કે એ એક તત્ત્વને આધારે જ સમુદાયના જીવનને સમજાવવા પ્રયત્ન કરવો જોઈએ પ્રાદેશિક તત્ત્વ સમુદાય

જીવનનું એક તત્ત્વ છે એ જાણવું જરૂરી છે. એ તત્ત્વની અસર પણ સમજવી જરૂરી છે પરંતુ તેને સંપૂર્ણ કારણ તરીકે ગણવાની ભૂલ કરવી જોઈએ નહિ.

આ ચેતવણીનો સૂર હવે વારંવાર કાઢવાની જરૂર નથી.

## (૧) સમુદાયની બાહ્ય રચના (External Structure of the Community):

સમુદાય એ એક પ્રાદેશિક સમાજવ્યવસ્થા છે એ આપણે જોયું. રાષ્ટ્ર એ એક ભૌગોલિક સ્થાનમાં વસતો માનવ-સમુદાય છે એ ખરું પરંતુ તેનો અર્થ એમ નથી કે રાષ્ટ્ર એટલે શહેરો અને ગામડાંઓનો અમુક પ્રદેશમાં ગમે તેમ વિકાસ. ગામડાં અને શહેરોનો એક પ્રદેશમાં ગમે તેમ શંભુમેળો અગર ઢગલો એટલે રાષ્ટ્ર નહિ. રાષ્ટ્ર એટલે પાટનગરો, ઔદ્યોગિક પ્રદેશો, વિવિધ પ્રકારના કૃષિપ્રદેશો, શહેરો, નાનાં નગરો, વિવિધ પ્રકારનાં ગામડાંઓનું, વાહનવ્યવહાર અને વિનિમયથી સંકળાયેલું, અટપટું સામાજિક સમૂહ ગુંફન છે

આ જ પ્રમાણે આપણે નગરસમુદાય અને ગ્રામસમુદાય માટે પણ કહી શકીએ. શહેર એટલે ગમે તેમ પડેલાં મકાનોનો ઢગલો અને માનવીઓનો રાશિ નહિ પરંતુ વ્યવસ્થિત ઢબે સંકળાયેલા સમૂહોનું એકમ હોય છે. કુટુંબો, ધંધાઓ, કેળવણીધામો, ધાર્મિક, રાજકીય અને સાંસ્કૃતિક સ્થળો વગેરે અમુક સ્થાનમાં અમુક રીતે ગૂંથાય ત્યારે શહેર બને છે. આ જ સત્ય ગ્રામસમુદાયને પણ લાગુ પડે છે. નાનામાં નાના ગામડામાં પણ તેનાં ફળિયાં, વાડા, રસ્તા, લત્તા, ચોતરા, મંદિર અગર પૂજાનાં સ્થળો અમુક વ્યવસ્થિત રીતે પરસ્પર સંકળાયેલાં હોય છે.

આમ સમુદાય — પછી તે નાનો ગ્રામસમુદાય હોય કે વિશાળ રાષ્ટ્ર-સમુદાય હોય — એટલે સમાજજીવનનું અમુક પ્રદેશમાં વ્યવસ્થિત ગૂંથાયેલું સમૂહસ્વરૂપ છે. ભૂમિપટ પણ અમુક ઢબે જ વ્યવસ્થિત થાય છે.

### નિષ્ણાતીકરણ અને સમુદાયના સ્વરૂપમાં થતા ફેરફારો:

આપણે જોયું તેમ નાનામાં નાના ગ્રામસમુદાયને પણ વ્યવસ્થિત સ્વરૂપ હોય છે. તેનાં મંદિર, ચોરા, ચોતરા કે એવા કોઈ મુખ્ય કેન્દ્રની આજુબાજુ તે વિકસે છે. સમુદાયોનાં પ્રાદેશિક સ્વરૂપોના પ્રકાર અગણિત હોય છે. જોકે વર્તમાન સમયમાં મોટર, બસ, રેલવે વગેરે વાહનોએ સમય

ઉપર વિજય મેળવી, વ્યવહારને ઝડપી અને વિશાળ પ્રદેશોમાં પણ શક્ય બનાવી વિવિધ પ્રકારના સમુદાયો ઉપર અને તેમાં પણ ગ્રામસમુદાયો ઉપર ક્રાન્તિકારી અસર ઉપન્નવી છે. રેલવે, બસ જેવાં વાહનોએ અનેક સમુદાયોને સંપર્કમાં લાવી દઈ આર્થિક જીવનની તેમની સ્વયંસંપૂર્ણતાને નષ્ટ કરી છે. વિવિધ સમુદાયોને વિશાળ આર્થિક તંત્રના વિભાગ તરીકે તેમણે સાંકળી દીધા છે. એટલું જ નહિ પરંતુ નાના નાના સમુદાયોના સંયોજને તે સમુદાયોની અનેક સ્થાનિક સંસ્થાઓને બિનજરૂરી અગર ભૂતકાલીન અવશેષ સમી બનાવી દીધી છે. આમ વાહનનાં સાધનોએ નવા વિસ્તૃત સમુદાયો ઊભા કરવા માંડયા છે આ સમુદાયો ધીરે ધીરે નગરસમુદાયનાં લક્ષણો ધરાવતાં જતાં હોઈ ગ્રામઅભિમુખ વૃત્તિઓ ઘટાડતાં જાય છે. આમ વર્તમાન સમયમાં ગ્રામસમુદાયો ધીરે ધીરે નબળા પડતા જાય છે.

ગામડાંમાંથી નગરો અને મોટાં શહેરોનો વિકાસ થતાં ગામડાના એક કેન્દ્રને બદલે શહેર-સમુદાયમાં જુદી જુદી પ્રવૃત્તિઓ માટે જુદાં જુદાં કેન્દ્રો વિકસી આવે છે. શહેર-સમુદાયમાં વિવિધ કેન્દ્રોમાં કેટલાંક વ્યાપારી કેન્દ્રો, કેટલાંક રાજકીય કેન્દ્રો, કેટલાંક કેળવણી-કેન્દ્રો, કેટલાંક હરવાફરવાનાં કેન્દ્રો તો કેટલાંક આનંદપ્રમોદનાં, રંજનનાં કેન્દ્રો તરીકે ખીલી નીકળે છે. આમાંનાં કેટલાંક કેન્દ્રો સ્થિર બની સમુદાયજીવનમાં ઊંડાં મૂળ નાખે છે. કેટલાંક કેન્દ્રો પરિસ્થિતિના ફેરફાર અનુસાર સ્થળફેર પણ કરે છે. વડોદરા, અમદાવાદ કે મુંબઈનાં જ દૃષ્ટાંત લઈએ. અમદાવાદમાં પહેલાં કેળવણીનું કેન્દ્ર મોટે ભાગે ભદ્રમાં પ્રેમાભાઈ હૉલ અને ગુજરાત કૉલેજની આજુબાજુ હતું; અત્યારે તે ગુજરાત યુનિવર્સિટીની આજુબાજુના લત્તામાં વિકસિત થવા માંડયું છે. પહેલાં આનંદપ્રમોદનું સ્થાન એલિસબ્રિજ અને તેની ઉપર આવેલા બગીચાની આસપાસ હતું; હવે કાંકરિયા લોકોને આકર્ષે છે.

મુંબઈમાં પણ આપણે આજની બદલાતી ઘટના વધુ સ્પષ્ટપણે જોઈશું. ફૉર્ટ વ્યાપાર, નાણાકીય અને રાજકીય પ્રવૃત્તિઓનું કેન્દ્ર બનતું જાય છે. જોકે તે સાથે સાથે કેળવણી, આનંદપ્રમોદ, રંજન અને સંસ્કારનું પણ હાર્દ મટયું નથી. ત્યાં એક બાજુ વ્યાપારી પેઢીઓનાં, ઔદ્યોગિક કંપનીઓની ઑફિસોનાં, ઇન્શ્યોરન્સ—વીમા કંપનીઓનાં અને બૅંકો વગેરે વ્યાપાર, ઉદ્યોગ અને વિવિધ આર્થિક-નાણાકીય પ્રવૃત્તિઓનાં પ્રતીક સમાં ,આલીશાન મકાનો છે. રાજકીય પ્રવૃત્તિઓનાં હાર્દ સમાં ભભકદાર સચિવાલયો જેવાં વહીવટી સ્થાનો પણ છે. જ્યારે

ચોપાટી-મરીન ડ્રાઈવ જેવાં સ્થાનોમાં આનંદપ્રમોદનાં કેન્દ્રો ઊભાં થાય છે. વર્લી-લાલબાગ લાંબી ચીમનીઓના ધુમાડા પેદા કરતાં ભૂંગળિયાં ઔદ્યોગિક કેન્દ્ર તરીકે વિકસે છે. દાદર-માટુંગા જેવા મધ્યમવર્ગના જીવનના પ્રતીક સમાં કેન્દ્રો પણ વિકસે છે. ધીરે ધીરે મુંબઈનાં જુદાં જુદાં સબર્બો — પરાંઓ — જુદી જુદી ઢબે સમુદાયજીવનના કેન્દ્રો બનતાં જાય છે. આજે ચેંબુર એક નવું ઔદ્યોગિક અને શૈક્ષણિક કેન્દ્ર બનતું જાય છે. સેંટ્રલ રેલવે ઉપરના પરાંઓ ધીરે ધીરે ઔદ્યોગિક કેન્દ્રો તરીકે વિકસતાં જાય છે જ્યારે પશ્ચિમ રેલવે ઉપરનાં વાંદરાથી બોરીવલી સુધીનાં પરાંઓ વધુ પ્રમાણમા નિવાસસ્થાનો અને કેળવણી સ્થાનો તરીકે ઉપયોગી જીવનનાં કેન્દ્રો તરીકે ખીલતાં જાય છે.

મોટાં શહેરોમાં નિષ્ણાતીકરણ વધતું જાય છે. અમુક લત્તાઓ અમુક જ પ્રવૃત્તિઓનાં કેન્દ્ર બનતાં જાય છે. આમ શહેર-સમુદાય પણ એકથી વધુ કેન્દ્રો ઉપજાવે છે, પરંતુ એટલું ધ્યાનમાં રાખવાનું કે આ બધાં જ કેન્દ્રો વચ્ચે અમુક પ્રકારની — સંબંધની — સાંકળ હોય છે જ. આ સર્વ કેન્દ્રો શહેર-સમુદાયના સકલ જીવન માટે એકબીજાનાં પૂરક બને છે અને એ રીતે સમસ્ત શહેર-સમુદાયને સાંકળી લે છે. સમસ્ત શહેર-સમુદાયનું એકમ તરીકે અસ્તિત્વ ટકાવે છે.

શહેર-સમુદાયો પણ પોતાનાં સ્વરૂપોમાં ફેરફાર અનુભવતાં જ હોય છે. બદલાતા વાહનવ્યવહારો, બદલાતી વ્યાપારી અને ઔદ્યોગિક પરિસ્થિતિ, વસ્તીની વધઘટ, પરદેશ, બહારગામ અગર પાસેના ગ્રામસમુદાયોમાંથી વસવાટ કરવા આવતી પ્રજાઓની હિલચાલ, બદલાતી ફેશનો વગેરે આ શહેર-સમુદાયના પ્રાદેશિક સ્વરૂપમાં પણ ઠીક ઠીક ફેરફારો કરે છે. આજનું કેળવણીકેન્દ્ર તરીકે પ્રખ્યાત થયેલું સ્થળ કાલે બીજાં કેન્દ્રોના વિકાસથી ગૌણ બનશે. આજનું વ્યાપારી કેન્દ્ર કાલે પરિસ્થિતિ બદલાતાં બીજે સ્થળે વિકસેલા વ્યાપારી કેન્દ્ર આગળ ઝાંખું પડશે. આજે ચોપાટી જે આનંદ-પ્રમોદનું કેન્દ્ર ગણાય છે તે કાલે વર્લી આગળના વલ્લભભાઈ પટેલ સ્ટેડિયમની આજુબાજુના વિસ્તારને પહેલું સ્થાન આપે. મુંબઈ, અમદાવાદ, વડોદરા વગેરે શહેરોમાં અને નાનાં નાનાં નગરોમાં પણ આ બદલાતાં પ્રાદેશિક સ્વરૂપોનું અને તેમાં આવેલાં વિવિધ કેન્દ્રોના વારાફેરા આપણે નજરે નિહાળીએ છીએ.

**(૨) સમુદાયનું સ્વરૂપ—એક આપોઆપ વિકસતી ઘટના (Community Structure as a 'Natural' Development):**

માનવીઓ જ્યારે મંડળ ઊભું કરે છે ત્યારે તેઓ મંડળની સ્થાપના કરતા પહેલાં પૂર્વતૈયારી અને નિયોજન કરે છે. તે મંડળનું સભ્યપદ, તેની કાર્યમર્યાદા, તેનાં કાર્યતંત્રો, તેનું બંધારણ, તેના સભ્યોની ફરજો અને હક્કો, તથા તેની ઑફિસ વગેરેનો વિચાર કરી તેનું ઘડતર કરે છે. આમ મંડળનું સ્વરૂપ પૂર્વ-આયોજનને આભારી છે. પરંતુ સમુદાયનું સર્જન આ પ્રમાણે થતું નથી. સમુદાય અમુક સંયોગોના આકસ્મિક સંગમમાંથી આપોઆપ જ વિકસી આવે છે. તેનો ઉદ્‌ભવ નિયોજન-વિહીન જ હોય છે. જ્યાં જ્યાં માનવીઓ પરસ્પર નિકટના સંપર્કમાં આવે છે અને સહજીવન ગાળવાની ભાવના વિકસાવે છે ત્યાં સમુદાય ઊપસી આવે છે. આ નિકટતાભર્યો સંપર્ક હરીફાઈને લીધે હોય, આકર્ષણને લીધે હોય, સત્તાની ચઢસાચઢીને કારણે હોય, આર્થિક પ્રવૃત્તિ માટે સહકાર સાધવા હોય કે પછી ગમે તે કારણથી હોય પરંતુ તે જો સહજીવન ગાળવાની ભાવના વિકસાવે તો તે સમુદાયનું સર્જન કરે છે. માનવી આ ભાવનાથી પ્રેરાઈ ધીરે ધીરે પરસ્પર સંબંધની સાંકળો બાંધે છે, અને વ્યવસ્થિત ઢબે અમુક સ્થાનમાં ગોઠવાતા જઈ સમુદાય વિકસાવે છે. આ સંપર્કનો પ્રકાર, અને માનવીઓની સંબંધની સાંકળ કઈ ઢબે વિકસે છે તેમાંથી નગરસમુદાયનું સ્થાનિક સ્વરૂપ ઘડાય છે. નગરસમુદાયમાં કોઈ સ્થળે મહાન નાણાકીય કેન્દ્રો ઊભા થાય, કોઈ સ્થળે જાજવલ્યમાન રાજદ્વારી કચેરીઓનાં કેન્દ્રો વિકસી આવે, કોઈ સ્થળે આકર્ષક વસ્તુઓને શોભાવતી ઝગઝગતી દુકાનોનું ઝૂમખું ખડું થાય, તો વળી કોઈ સ્થળે ધુમાડા ઉગળતી, ભૂંગળાથી કામનો સાદ દેતી મજૂરોને ભરખી લેતી ઉત્પાદનસ્થાનોની શ્રેણીઓ વિકસી આવે છે. ઘણી વખતે દિવસે ઉજ્જડ લાગતા પરંતુ રાત્રે રોશનીથી ઝબકી ઊઠતાં, નાચરંગથી રણઝણી ઊઠતા અનિચ્છનીય પણ આકર્ષક રંજનધામો પણ વિકસી આવે છે. કોઈક સ્થળે પોતાના દેહને શણગારી, આકર્ષક બની, દેહનાં વેચાણ કરી ભૂખમરો ટાળવા ફાંફાં મારતી સ્ત્રીઓનાં દેહબજાર ખડાં થાય છે જ્યા શહેરી પૈસા આપી જાતીય ભૂખ સંતોષે છે. કોઈક સ્થળે રઈસોનાં મહાલયો વિકસે છે, કોઈ સ્થળે આદર્શ અને વાસ્તવ વચ્ચે ઝોલા ખાતાં ત્રિશંકુ જેવાં મધ્યમવર્ગનાં નાનાં નાનાં મકાનો ઊપસી આવે છે, તો કોઈ સ્થળે ગરીબ મજદૂરોની બસ્તીઓ અને ચાલીઓની કતાર ઊભી થાય છે. અમુક

લત્તાઓ મુસ્લિમ આવાસ, અમુક ખ્રિસ્તી અગર પારસી આવાસ તો અમુક નિર્વાસિતોનાં રહેઠાણો તરીકે ખડાં થાય છે. આમ શહેરસમુદાય વિવિધ પ્રકારની વસાહતો, બજારો, ઉદ્યોગધામો, રેલવે-બસ-ટ્રામ સરખા વાહનવ્યવહારોનાં કેન્દ્રોની પરસ્પર પ્રક્રિયામાંથી વિકસી આવેલો ભૂમિ-સમુદાય છે. આમાં ઘણાં કેન્દ્રો ઇચ્છનીય પણ હોય છે અને ઘણાં અનિચ્છનીય પણ હોય છે. આ સમુદાયને કોઈએ સ્વભાનપૂર્વક સર્જ્યો નથી. તેનું મંડળની માફક પદ્ધતિસર, પૂર્વ-વિચાર દ્વારા નિયોજન કર્યું હોતું નથી. આ સમુદાય અનેક બળોની સંયુક્ત અસર નીચે વિકસી આવે છે. આમ તે અનિયોજિત હોય છે. આપોઆપ વિકસી આવેલો સમુદાય હોય છે. પરંતુ એ યાદ રાખવાનું છે કે આ સમુદાય ગમે તેવો આકસ્મિક રીતે વિકસી આવ્યો હોય પરંતુ તે સ્વરૂપ વગરનો, આકારહીન નથી. એ સમુદાયને આવરી લેતો, તેનું ઐક્ય પ્રસ્થાપિત કરતો એક સર્વાંગી ઘાટ એ સમુદાયને જરૂર હોય છે.

કોઈ પણ નગરસમુદાયનો ઇતિહાસ પછી તે મુંબઈનો હોય, અમદાવાદનો હોય, વડોદરા, સુરત, ભાવનગર, ભરૂચ કે પછી કોઈ નગરનો હોય—આપણને પુરવાર કરી આપશે કે નગરસમુદાય મંડળની માફક યોજનાબદ્ધ નહિ પરંતુ આકસ્મિક રીતે, આપોઆપ જ વિકસી આવે છે. આ સમુદાયોનો આ ઢબનો, પૂર્વનિયોજનના અભાવની ભૂમિકા ઉપરનો વિકાસ હોવાને લીધે જ આપણે તેમને "કુદરતી રીતે વિકસી આવેલા સમુદાય" (Natural Emergence) તરીકે ઓળખીએ છીએ. કુદરતીનો અર્થ કુદરતે સર્જાવેલો એમ નહિ પરંતુ યોજના વિના ઉપસી આવેલો સમુદાય એમ આપણે કહી શકીએ.

## સમુદાયના ભૌતિક સ્વરૂપના નિયોજન અંગે વિચારો (Planning the Physical Structure of the Community):

આ આપોઆપ, કુદરતી રીતે વિકસી આવેલા સમુદાયો અને તેમાં ખાસ કરીને મહાન શહેરસમુદાયોએ, અનેક પ્રશ્નો ઊભા કર્યા છે. આ પ્રકારના વિકાસે ઘણા લત્તાઓને અહિતકર, આરોગ્યની દૃષ્ટિએ અનિષ્ટ એવી અતિ ગીચ અને અતિ ગંદી બસ્તીઓ તરીકે બનાવ્યા છે. શહેરના કેટલાક વિભાગો તો એવા ગમગીન, એવા ગંદા, એવા હવા-પાણી અગર યોગ્ય વાહનવ્યવહાર વિના અને નિસ્તેજ સ્વરૂપે વિકસે છે કે શહેરસમુદાય જાણે બે અલગ દુનિયાનો બનેલો હોય એમ લાગે છે. ઘણા વિદ્વાનો તો

– વર્તમાન મહાનગરોને બે શહેર—ગરીબનુ શહેર અને રઈસનું શહેર એમ બે વિભાગોમાં વહેંચી દે છે. કેટલાક ભાગમાં જમીનનો ઠીક પ્રમાણમાં ભાગ માત્ર ભભકા માટે જ ઉપયોગમાં લેવામાં આવે છે જ્યારે કેટલીક જમીન ઉપર માનવીઓને ઢોરથી ઘણુ વધુ ખરાબ રીતે પૂરી રાખતાં પીંજરાં જેવાં રહેઠાણો ઊભાં કરવામાં આવે છે.

ટૂંકમાં માનવીની જરૂરિયાતો, તેની ખાવાપીવાની, વાહનવ્યવહારની આરોગ્ય-કેળવણીની કે સાંસ્કૃતિક જરૂરિયાતોનું બુદ્ધિપૂર્વક સંયોજન કરી રહેવાસીઓને જીવનસુખ આપવાને બદલે સયોગોને આધીન, અમુક એકતરફી સામાજિક ઘટના ઉપર ભાર મૂકી આ પ્રકારના સમુદાયનો વિકાસ થતો હોવાથી સમુદાયને તે વિકૃત રૂપે ખીલવે છે.

કહેવાતા કુદરતી પરંતુ આકસ્મિક અને એકાએક રીતે વિકસી આવતા સમુદાયોની વિકૃતિઓએ ઘણા અભ્યાસીઓનુ, સમાજનેતાઓનું અને કાર્યકર્તાઓનું ધ્યાન ખેંચ્યુ છે, અને શહેર તથા પ્રદેશ-સમુદાયોને સ્વભાનપૂર્વક અને યોજનાબદ્ધ વિકસાવવાના પ્રયોગો સ્થળે સ્થળે થવા માંડ્યા છે. નગર-નિયોજનની રૂપરેખાઓ અનેક શહેરો માટે તૈયાર થવા માંડી છે. સ્વીડન, નોર્વે, ગ્રેટ બ્રિટન અને રશિયામાં આ નગર અને પ્રદેશ-નિયોજનની પ્રવૃત્તિઓ ઠીક અંશે આગળ વધી છે. અમેરિકામાં પણ એ અંગે હવે ધ્યાન ખેંચાવા માંડયું છે.

આમ ગ્રામ-નિયોજન, નગર-નિયોજન, પ્રદેશ-નિયોજન જેવા પ્રયોગો દ્વારા યોજનાપૂર્વક સમુદાયો રચવાના સામાજિક અખતરાઓ થઈ રહ્યા છે આ અખતરાના મુખ્ય પ્રવાહોનો નિર્દેશ કરી આ ઘટનાને સમજવા પ્રયત્ન કરીએ.

### (૧) સમુદાય-નિયોજનના અખતરાના કેટલાક પ્રકારો :

સમુદાયને અમુક અંશે સ્વભાનપૂર્વક ઘડવાનો પ્રયોગ તો માનવી લગભગ આદિ કાળથી કરતો આવ્યો છે. આદિવાસી કોમોના પ્રયોગો, પ્રાચીન સંસ્કૃત પ્રજાઓના આ દિશામાં અખતરાઓ અગર મધ્યકાલીન સભ્યતાઓ દરમ્યાન થયેલા નગરસમુદાય અંગેના કેટલાક રચનાત્મક પ્રયત્નો વિષે ઇતિહાસમા પણ ઉલ્લેખો વાંચવા મળે છે.

અહીંયા આપણે આ સર્વ પ્રયોગોનાં વર્ણનો કરીશું નહિ. એ અભ્યાસ રસિક છે, પરંતુ આપણા અત્યારના ઉદ્દેશ માટે જરૂરી નથી.

અહીંયાં તો આપણે વર્તમાન સંકુલ સમાજમાં કેટલાક નાગરિકો અને જૂથોએ સમુદાયના પ્રાદેશિક સ્વરૂપને યોજનાપૂર્વક ઘડવાના જે પ્રયત્નો કર્યા છે તેમનો જ ઉલ્લેખ કરી સંતોષ માનીશું.

આ પ્રયત્નો અને અખબરાઓની પ્રેરણા આમ અને ખાસ કરીને મોટા શહેર-સમુદાયોના જીવનના અને ખાસ કરીને કામદાર વર્ગના સભ્યોના લત્તાઓના અને તે ગરીબ વર્ગની જીવનપરિસ્થિતિના પદ્ધતિસરના અભ્યાસમાંથી મળી છે. લંડન, ન્યૂયૉર્ક, ચિકાગો, અને બીજાં આવાં મહાન શહેરોના અભ્યાસે આ નગરસમુદાયને યોજનાબદ્ધ રીતે વિકસાવવાના ખ્યાલો જનમત કર્યાં.

આ અભ્યાસો અને પુનઃરચનાના ખ્યાલોની બુનિયાદ ઓગણીસમી સદીમાં નંખાઈ અને આજે તે અભ્યાસો તેમજ પુનઃરચનાના પ્રયોગો ખૂબ જ વિસ્તૃત હવે અનેક દેશોમાં થઈ રહ્યા છે.

ચાર્લ્સ બૂથે ૧૮૯૨માં બહાર પાડેલો "લાઈફ ઍન્ડ લેબર ઑફ ધ પીપલ ઑફ લંડન" નામનો અભ્યાસ આ ક્ષેત્રમાં એક માર્ગસ્તંભ જેવો છે. ત્યાર બાદ પોલ કેલોગ નામના વિદ્વાનનો પીટસ્બર્ગ સર્વે (૧૯૦૯–૧૯૧૪); હલહાઉસ નામના વિદ્વાનોના ઝૂમખાના આગેવાન જેન ઍડમ્સના મજૂર બસ્તીઓ દૂર કરવાની ઝુંબેશને દૃઢ કરવા કરેલા ચિકાગોના અભ્યાસો; 'ટોઈનબી હોલ' નામના ઇંગ્લૅન્ડના એક વિદ્વાનો અને સુધારકોના મંડળના આગેવાનોના જેમાં જેકોબ રીસ નામના અભ્યાસીનો "હાઉ ધ અધર હાફ લીવ્સ" નામનો અભ્યાસ; આ અને આવા અભ્યાસોએ શહેરસમુદાયનાં આકસ્મિક અને બિનયોજનાથી વિકસેલા જીવનનાં ભયાનક દર્શનો કરાવ્યાં. આ અને આવા ત્યાર પછીના બીજા અભ્યાસો કરનારા વિદ્વાનો અને સુધારકોની પ્રેરણા નીચે સમુદાય-સુધાર, અને સમુદાયના પ્રાદેશિક સ્વરૂપને બદલવાની ચળવળ યુરોપ અને અમેરિકામાં વિકસી આવી. આજે તે વધુ અને વધુ ઝડપથી પ્રસરતી જાય છે.

આ સર્વ સમુદાય-સુધાર અને પ્રાદેશિક નિયોજનની પ્રવૃત્તિઓની શરૂઆત થોડીક વ્યક્તિઓએ જ કરી હતી. આ વ્યક્તિઓમાં પેટ્રિક ગેડીસ નામના વિદ્વાન, સમાજશાસ્ત્રી અને સમાજસુધારકનું નામ ખૂબ જ આગળપડતું છે. પેટ્રિક ગેડીસનું નામ ભારતવાસીઓ અને ખાસ કરીને ગુજરાતીઓને ખૂબ જ મીઠાં સંભારણાં મૂકી જાય છે. ભારતવર્ષમાં સમાજશાસ્ત્રના ઉચ્ચ અભ્યાસનાં મંડાણ મુંબઈ યુનિવર્સિટીએ કર્યાં. પેટ્રિક ગેડીસ તેના પ્રણેતા અને સ્થાપક હતા. ડિપાર્ટમેન્ટ ઑફ સોશિયોલૉજીને નામે

આજે વિશ્વભરમાં પ્રખ્યાત મુંબઈ યુનિવર્સિટી સમાજશાસ્ત્ર વિભાગની સ્થાપના તેમને હાથે થઈ હતી

તેજ પ્રમાણે વડોદરા શહેરના સ્વરૂપને સૌંદર્યથી અંકિત કરતા સુરસાગર તળાવને નગરનિયોજનના હાર્દ તરીકે રાખવાની સૂચના પણ પેટ્રિક ગેડીસની હતી. વિકસતા વડોદરા શહેરમા સુરસાગરને પૂરી દઈ ત્યાં બજાર ઊભું કરવાની યોજના વિચારાતી હતી, પેટ્રિક ગેડીસ આ યોજનાની વિરુદ્ધ પડયા અને સુરસાગરને ન પૂરવાનો આગ્રહ મહારાજાને કર્યો. એટલું જ નહિ પરંતુ તેને નગરના સૌંદર્યકેન્દ્ર તરીકે રાખી આખા શહેરનું પુનર્નિર્માણ કરવાની વિનંતી કરી. તેમના અભિપ્રાયને માન્ય રાખવામાં આવ્યો. વડોદરાના નગર-સમુદાયને સૌંદર્યનાં પાન કરાવતું, વડોદરા શહેરની અજબ મોહિની વધારતુ અને સમસ્ત શહેરનો એક અદ્‌ભુત જાદુ ફેલાવતુ આ નગરના મંગલસૂત્ર સરખું મોહક સુરસાગર હજી પણ પેટ્રિક ગેડીસની સ્થાનિક સમુદાયની પુનરચનાની ધગશ અને પ્રતીક સમુ તેમની યાદ આપતું ગુજરાતીઓ અને ખાસ કરીને વડોદરા-વાસીઓ સમક્ષ ઊભું છે.

પેટ્રિક ગેડીસ ઇંગ્લેંન્ડમાં પણ નગર-પુનઃરચનાના એક પ્રખર હિમાયતી હતા.

સમુદાય-પુનરચનાની યોજનાઓ હવે તો વધુ અને વધુ પ્રમાણમાં વિકસતી જાય છે. એટલુ જ નહિ પરતુ આમાંની કેટલીક યોજનાઓ તો અમલમાં પણ મુકાતી જાય છે. ભારતમાં, અરે ગુજરાતમાં પણ, નગર-પુનઃરચનાના દાખલાઓ આપણને સ્થળે સ્થળે મળે છે.

આ યોજનાઓ અને તેનો અમલ કેવા પ્રકારનો છે તેનાં આપણે દષ્ટાંતો જોઈ આ ઘટના વધુ સ્પષ્ટપણે સમજીએ.

આ યોજનાઓ બે સ્વરૂપ ધારણ કરે છે:

(૧) હયાત સમુદાયોમા સુધારાવધારા કરી તેમને વધુ સુંદર વસાહતો બનાવવાની યોજનાઓ.

(૨) સમુદાયોને પાયામાથી નવા સ્વરૂપે વિકસાવવાની યોજનાઓ

આ બન્ને પ્રકારની યોજનાઓને વિગતમાં સમજીએ.

## (૧) હયાત સમુદાયોમાં સુધારાવધારા કરવાની યોજનાઓ:

ગ્રામ, નગર, અગર મોટા શહેરોમા તેના અનિચ્છનીય વસવાટોને ફરી વસાવવાના પ્રયત્નો ઘણે સ્થળે થઈ રહ્યા છે. તેમાં અતિ ગીચ વસ્તીવાળા

વિભાગોનાં સ્થાનોને, મકાનોને, રસ્તાઓને સુધારવા કાર્યક્રમો હાથ ઉપર લેવાય છે. રસ્તાઓ પહોળા કરવાની, મકાનોમાં હવા અજવાળા માટે મોટી બારીઓ અગર બીજી વ્યવસ્થા કરવાની, આગણાં વધુ વિસ્તૃત કરવાની, કેટલેક સ્થળે મકાનોની રચનામાં, રસ્તાઓની રચનામાં કે તેમની વ્યવસ્થામાં ફેર કરી આખા લત્તાઓને નવું સ્વરૂપ આપવાની, નાના સરખા બગીચાઓ, ક્રીડાંગણો અગર થોડા વૃક્ષારોપણ દ્વારા મહોલ્લાનો સિક્કો બદલી નાખવાની તેમ જ રસ્તાઓની વચ્ચે એક સુંદર હરિયાળી મેંદી અગર બીજા પ્રકારની લતાઓની કેડી કરી આખા વ્યવહારના માર્ગને સૌંદર્ય અર્પવાની, વગેરે યોજનાઓ આજકાલના નગર-સમુદાયમાં સૌષ્ઠવ આણવા માટે અમલમાં મુકાય છે.

આ સર્વ યોજનાઓ પાછળ કુટુંબને રહેવા માટે, અને શહેરના ધાંધળીયા અતિ ગતિમાન જીવન જીવતા શહેરીઓ માટે સહેજ સ્વચ્છ, સહેજ ઉજાસવાળું, સહેજ શાંત, સહેજ આંખને ગમે એવું સગવડભર્યું રહેઠાણ અને રાહત આપતું આજુબાજુનુ વાતાવરણ ઊભું કરવાની ભાવના છે.

'જોકે મોટા ભાગની હાઉસિંગ યોજનાઓ, લત્તા સુધાર અગર રસ્તાઓના વિસ્તારીકરણ અંગેના કાર્યક્રમો હજી કાગળ ઉપરની યોજનાઓ તરીકે જ છે. બહુ જ થોડી યોજનાઓ અમલમાં મુકાઈ છે, પરંતુ જે પણ થોડીઘણી યોજનાઓ યુરોપ અને અમેરિકામાં અમલમાં મુકાઈ છે તે હવે સ્પષ્ટતાથી પુરવાર કરે છે કે નગરરચના કરનાર શિલ્પી, (City Architect), સમાજશાસ્ત્રી અને અર્થશાસ્ત્રી એ ત્રણે સાથે મળી શહેર-સમુદાયનું પુનઃનિર્માણ કરે તો તેનાં કેટલાં સુંદર પરિણામો આવે. આ ત્રિમૂર્તિનું સહકાર્ય આખા સમુદાયના પ્રાદેશિક સ્વરૂપને સૌંદર્ય અને સંવાદભર્યું બનાવી શકે એ હવે ધીરે ધીરે ઘણા વિચારકો માનતા થયા છે.

ઉપર દર્શાવેલી હયાત સમુદાયોને સુધારવાની યોજનાઓ હજી નગરના મધ્યમ અને નીચલા વર્ગના રહેવાસો પૂરતી સીમિત છે. તે યોજનાઓને અમલમાં મૂકવામાં પણ હજી ઘણી મુશ્કેલીઓ નડે છે નિયોજન વિરુદ્ધના પ્રચલિત ખ્યાલો; ગીચ બસ્તીઓનાં રહેઠાણોમાંથી નહિ ઉઠાવનારાઓનો વિરોધ જે આવા નિયોજન અંગેના કાયદાઓને ઘડવામાં અને અમલમાં મૂકવા દેવામાં અનેક અંતરાયો નાખે છે, માલસામાનની અછત; ગૃહરચના તેમ જ નગરરચના અંગે જરૂરિયાત અને સૌંદર્યને આવરી શકે એવા

શિ પવિદ્યાના અભ્યાસીઓની હજી ખોટ, આ અને આવા અનેક અ તરાયો આ સમુદાય નિયોજન અ ગે કરેલા કાગળ ઉપરના નિર્ણયોને પ્રત્યક્ષ સ્વરૂપે વિકસાવવામા વચ્ચે આવે છે, ઘણી વાર આ સુધારાના પ્રયોગો એની ગીચ બસ્તીઓની વચમા કરવામા આ યા હોય છે કે તે બસ્તીઓના સમય વાતાવરણમા દ કાઈ જાય છે એટલુ જ નહિ પર તુ તે જ વાતાવરણના વિભાગ જેવા બની રહે છે

આ સર્વ મર્યાદાઓ છતા પણ હયાત સમુદાયના પ્રાદેશિક સ્વરૂપને સુધારવાના આ અખતરાઓ નિયોજનની જરૂરિયાત અને શકયતાના પ્રતીક તરીકે આપણને ઉત્સાહ આપે છે

આ જ કક્ષાના સમુદાય-સુધારના નિયોજનના બીજા પણ અખતરા થાય છે આમા કેટલાક નવા લત્તાઓની યોજના, સુદર બગીચાઓ, ક્રીડાગણો, કેળવણીધામો, રસ્તાઓ તેમ જ વાહન વ્યવહારની અમુક રજાની સગવડો તેમ જ તેમની સૌ દર્યની દૃષ્ટિએ કેટલીક યોજનાઓનો સમાવેશ થાય છે રસ્તાઓ વિશાળ બનાવવા, જતા આવતા રસ્તાઓની વચમા મેદી અગર કોઈ હરિયાળી લતા અગર છોડની કેડી દ્વારા સુદર, સતત લીલુ આખને ઠડક અર્પતુ બગીચા જેવુ વાતાવરણ ઊભુ કરવુ, ચાર અગર સાત રસ્તાઓની વચમા ફુવારા અગર સરસ પ્રતિમાઓ મૂકી આખને ગમે તેવુ સુશોભન કરવુ, કેટલાક વિભાગોમા વિશ્રાતિસ્થાનો, નાના નાના ઉદ્યાનો, ક્રીડાગણો, બગીચાઓ, સ્ત ભો વગેરેની રચનાઓ દ્વારા સમુદાયનુ સ્થાનિક સૌ દર્ય વધારવાના અખતરાઓ કરવા એ સમુદાયના પદ્ધતિસરના વિકાસ અને નિયોજનમા ખૂબ જ અગત્યનો ભાગ ભજવે છે ઓગણીસમી સદીનો ગમે તેમ વિકસતો નગરસમુદાય હવે વ્યવસ્થિત રીતે ખીલી ઊઠતા નગરસમુદાયનુ સ્વરૂપ ધારણ કરતો જાય છે આપણે મુબઈ, અમદાવાદ, વડોદરા, સુરત અગર બીજા પણ નાના નગરોના વિકાસનો વિચાર કરીશુ તો તેમના વર્તમાન ઘડતરમા આવુ નિયોજન કેટલી સગવડ, કેટલી વ્યવસ્થા અને કેટલુ રૂપ આણે છે તે સ્પષ્ટપણે દેખાશે

## (૨) સમુદાયને પાયામાંથી નવા સ્વરૂપે વિકસાવવાની યોજનાઓ (Planning the Local Community from the Ground up) *

પ્રકરણ સાતમા આપણે આદર્શ સમુદાય સ્થાપવાના કેટલાક અખતરાઓ વિષે વાત કરી ગયા આ આદર્શ સમુદાયો રચવા પાછળ અમુક

મૂલ્યો અનુસાર સમાજજીવન ઘડવાની તાલાવેલી હતી તે આપણે જોયું. એ અખતરાઓની વિસ્તારપૂર્વક ચર્ચા કરી હોત તો આપણને એ પણ સ્પષ્ટ થાત કે આ સમુદાયજીવન ઘડનાં જૂથો પ્રાદેશિક નિયોજન પણ કરતાં હતાં. તેઓ પોતાના આદર્શો — પછી તે જે હોય તે — સિદ્ધ કરવા તેને અનુરૂપ અમુક પ્રકારનાં ઘરો, અમુક પ્રકારનાં સમૂહજીવન માટેનાં સ્થાનો — મેદાનો, ચોતરાઓ, રંજનસ્થાનો વગેરે સર્વનું પણ નિયોજન કરતાં હતાં.

આ અખતરાઓ જેવા જ હાલમાં યુરોપ અને યુ.એસ.એ.માં ચાલી રહેલા મોટા મોટા લત્તાઓ, પરાંઓ અને શહેરો રચવાના અખતરા છે.

ઇંગ્લૅંડમાં શરૂ થયેલી "ઉદ્યાનનગરો" (Garden Cities)ની ચળવળ આ નવા પ્રકારના અખતરાઓનું સહુથી જ્વલંત દૃષ્ટાંત છે. "ઉદ્યાનનગર" સ્થાપવાની કલ્પના વીસમી સદીની શરૂઆતમાં ઇંગ્લૅંડમાં ઉદ્ભવી અને આજે તે ઠીક ઠીક પ્રસાર પામી છે.

"ઉદ્યાનનગર"ની કલ્પના નીચેનાં તત્ત્વો ઉપર રચાઈ છે. તેમાં શહેરોની સગવડ અને બીજાં રોચક તત્ત્વોનો સમાવેશ કરવો અને તેનાં અનિષ્ટ તત્ત્વોને દૂર કરવાં એ એક અને બીજી તરફ આ કલ્પનામાં નગર-રચના એ પ્રમાણે કરવી કે ગ્રામજીવનનું હરિયાળું, કુદરતનું નૈસર્ગિક તત્ત્વ પણ નગરજીવનમાં ભળી શકે. આમ "ઉદ્યાનનગર"-ભાવનામાં શહેરજીવન અને ગ્રામજીવન એમ બન્નેનાં સુંદર અને રોચક તત્ત્વોનો સુમેળ સાધી સમુદાયનું નિયોજન કરવાનો પ્રયત્ન છે.

"ઉદ્યાનનગર"માં અમુક પ્રવૃત્તિઓ માટે અમુક જ લત્તાઓ નિર્ણીત કરવામાં આવે છે. તેમ જ સમસ્ત "નગર"ને વિસ્તૃત પાયા ઉપર સુંદર બગીચાઓ, મેદાનો, વિશાળ વૃક્ષ-સુશોભિત રસ્તાઓ, ફુવારાઓ, વિરામ-સ્થાનો વગેરેથી રમણીય બનાવવાનો પ્રયત્ન છે. એટલું જ નહિ પરંતુ પ્રત્યેક રહેવાસ સાથે પણ નાના નાના બાગની વ્યવસ્થા કરવામાં આવી હોય છે. "ઉદ્યાનનગર"માં મકાનોની રચનામાં, રસ્તાઓના આકારમાં, રમતગમતનાં સ્થાનોની જગ્યાની પસંદગીમાં અને ક્રીડાંગણો, કેળવણીધામો, ઔદ્યોગિક તેમ જ રાજકીય સ્થળોની પણ એવી ઢબે, એવા સ્વરૂપે અને એવા દૃષ્ટિબિન્દુથી વ્યવસ્થા કરવામાં આવી હોય છે કે જેથી જીવનના સર્વાંગમાં સંવાદ રહે.

જમીનો ખાનગી માલિકીની ન હોવાને કારણે નગરસમુદાયનું સ્થાનિક સ્વરૂપ ખાનગી બજારના હિંડોળા ઉપર ઝોલાં ખાતું નથી સમસ્ત સમુદાયની જરૂરિયાત અને સમુદાયના પ્રતિનિધિ સમાન નગર-સુધરાઈના નિશ્ચય મુજબ જ જમીનો, રહેવાસો વગેરેની વહેંચણી થાય છે.

"ઉદ્યાનનગર"-સમુદાયોનું કદ વિવિધ હોય છે. થોડા હજારની વસ્તીથી માંડી એક લાખથી પણ વધુ માણસોનો આ સમુદાય બનેલો હોય છે.

ઉદ્યાનનગરની ભાવના હવે લોકપ્રિય થવા માંડી છે. અમેરિકામાં પણ હવે "ઉદ્યાનનગર" જેવી યોજનાઓ ઘડાવા માંડી છે. "ઉદ્યાન-નગર"ની ભાવનાને ભૂમિકા તરીકે રાખી હવે ભારતમાં પણ નગરસમુદાયનાં નિયોજન થવા માંડયાં છે. હજી સમસ્ત નગરસમુદાય રચવાના અખતરાઓ ઓછા છે. ચંડીગઢ એ એનો જ્વલંત દાખલો છે. પરંતુ નગરના વિકસતા વિભાગો, પરાંઓ વગેરેમાં આવા પ્રયત્નો થઈ રહ્યા છે. નિર્વાસિતોની વસાહતો, કામદાર લત્તાઓ, મધ્યમવર્ગની કેટલીક કોલોનીઓ અને સોસાયટીઓ અને વ્યવસ્થિત રીતે નિયોજાતાં પરાંઓ આ પ્રકારના અખતરાઓનાં દૃષ્ટાંતો પૂરાં પાડે છે. સાબરમતીને પેલે પાર ઝડપથી વિકસી રહેલા અમદાવાદનું દશ્ય અને નિયોજન આનો સુંદર દાખલો આપણી સમક્ષ રજૂ કરે છે.

પ્રાદેશિક નિયોજનની સમૂહજીવન ઉપરની અસર હજી પૂર્ણપણે નોંધાઈ નથી; પરંતુ તેની સમસ્ત સમુદાયના જીવન ઉપર મહત્ત્વની અસર થાય છે. જ્યારે સમુદાયનું પ્રાદેશિક નિયોજન — તેના રસ્તાઓ, મકાનો, બજારો, ક્રીડાંગણો, કેળવણી, ઔદ્યોગિક, રાજકીય અને રંજન ધામો — મૂર્ત સ્વરૂપ લે છે અને પ્રજા તે સ્થાનિક ગુંફનમાં જીવન શરૂ કરે છે ત્યારે આ સ્થાનિક નિયોજનની સમૂહજીવન ઉપર ચમત્કારિક અસર થાય છે જીવનનો રંગ બદલાઈ જાય છે. વ્યવહારનું સ્વરૂપ ફેરવાઈ જાય છે અને આ સર્વ માનવજીવન ઉપર એવી અસર કરે છે કે જેનો પ્રાદેશિક નિયોજકોને પોતાને પણ પૂરતો ખ્યાલ નથી. આ નવજીવન આણનાર નિયોજન સમુદાયના જીવનમાં કેવી રીતે નવો ધબકાર જગાવે છે તે જરા વિસ્તારથી જોઈએ. પરંતુ તે પહેલાં આપણે નિયોજનનો સિદ્ધાંત આજે કેવી રીતે ગ્રામ અને નગરથી વિસ્તરી પ્રાદેશિક સમુદાય સુધી આગળ વધ્યો છે તેનું નિદર્શન કરીએ

### વિસ્તૃત પ્રાદેશિક નિયોજન (Broad Regional Planning):

તેરમા પ્રકરણમાં આ વિષયની વિસ્તારપૂર્વક ચર્ચા કરવામાં આવશે. અહીયાં તો આપણે તેનો આછો ખ્યાલ કરી લઈએ.

પ્રાદેશિક નિયોજનની બે ખાસિયતો હોય છે.

(૧) તે નિયોજનની ભૂમિકા નાના નાના સ્થાનિક સમુદાયોના નિયોજનમાં સીમિત રહેતી નથી. તે નિયોજન અનેક નાના નાના

સમુદાયોના સ્થળોને પોતાનામાં સમાવી લે છે.

(૨) વિસ્તૃત પ્રાદેશિક સમુદાયના નિયોજકની દષ્ટિએ હવે સમુદાયની મર્યાદા અને તેનું એકમ વિસ્તૃત અને મોટું બને છે તેની દષ્ટિએ સમુદાય એટલે પારમ્પરિક સબંધ ધરાવતા વિવિધ નાના સમુદાયોનો પરિવાર આ વિશાળ પ્રાદેશિક સમુદાયના મોટા ભૂમિપટનું નિયોજન આ પ્રદેશમા રહેતા નાના નાના સમુદાયો અને માનવ જૂથોની ભૌગોલિક, સામાજિક અને સાસ્કૃતિક વિવિધતાને ધ્યાનમા રાખીને જ કરવામા આવે છે. ગુજરાતનો દાખલો લઈએ તો આ પ્રાદેશિક સમુદાય થોડા ગામડાં અને શહેરોને સમાવતો મહીકાંઠા, સાબરકાંઠા, રેવાકાંઠા, ભાલ, નળકાંઠા કાનમ કે ચરોતરનો પણ હોય. અગર સૌરાષ્ટ્રનો દાખલો લઈએ તો એમાં ઝાલાવાડ, ગોહિલવાડ, સોરઠ કે મોરવાડ જેવા ભૂમિખંડો પણ હોય. ઘણી વાર આ નિયોજનના એકમો એથી પણ વધુ જિલ્લાઓ, વિભાગો અને પ્રાંતોના બનેલા પણ હોય. દા. ત , તે દક્ષિણ ગુજરાત, મધ્ય ગુજરાત, ઉત્તર ગુજરાત, સૌરાષ્ટ્ર, કચ્છને પણ સમાવતો હોય. અને ઘણી વખત એથી પણ મોટા વિસ્તારોને સમુદાય-નિયોજનની મર્યાદામાં આણી લેવાના પ્રયત્નો થાય છે. ભાખરા નંગલ, હિરાકુંડ, મહા-નદી યોજના, કોસી યોજના વગેરે નહેરોની યોજનાઓ દ્વારા આજે મોટાં રાજ્યો અને એકથી વધુ રાજ્યોને પણ પોતાનામાં સમાવતા એવા વિશાળ ભૂમિખંડોના સામુદાયિક જીવનને એક તાણાવાણામાં વણી લઈ ખૂબ જ વિસ્તૃત પ્રાદેશિક સમુદાયો રચવાની પેરવીઓ ચાલે છે. હવે રાષ્ટ્ર-સમુદાયોના નિયોજનની પણ કલ્પનાઓ થાય છે એટલું જ નહિ પરંતુ પૂર્વ યુરોપ, મધ્ય એશિયા, દૂર પૂર્વનું એશિયા એવા આંતરરાષ્ટ્રીય, લગભગ ખંડોને સમાવતા પ્રાદેશિક એકમોનું નિયોજન કરવાની કલ્પનાઓ અને યોજનાઓ ઘડાય છે.

અહીંયા જગતના આવા પ્રાદેશિક વિભાગોના નિયોજનના અખતરાઓની ચર્ચા કરવાનો આપણો ઉદ્દેશ નથી આપણું ધ્યેય તો હવે નિયોજન અંગેની કેવી કલ્પનાઓ વિકસવા માંડી છે તેનો નિર્દેશ કરી તે કલ્પનાને સ્પષ્ટ કરવાનું છે. આપણે એ ધ્યાનમાં રાખવાનું છે કે અમુક સંયોગોમાં સામાજિક જીવનમાં કેટલાંક ભૌગોલિક, આર્થિક, સામાજિક, રાજકીય અને બીજાં તત્ત્વોનો એવો સુભગ સુમેળ વિકસી આવે છે કે તે પ્રદેશમાં રહેતા માનવસમૂહોના જીવનના સામ્યને સ્પષ્ટ કરે છે. આ સામ્યની સ્પષ્ટતા આખા પ્રદેશના નિયોજન દ્વારા વિશાળ સમુદાયોને વિકસાવવા પ્રાદેશિક નિયોજકોને પ્રેરણા આપે છે.

આ નિયોજન ટેનેસીવેલી નિયોજન જેવું અમેરિકાનાં અનેક રાજ્યોને આવરી લેતુ પ્રાદેશિક નિયોજન પણ બને, અગર વોલ્ગા-નિપિસ્ટ્રોવ જેવું વિશાળ અનેક રાજ્યોને આવરી લેતુ સોવિયેટ રશિયાની નહેરો અને ઇલેક્ટ્રિસિટીનુ ભવ્ય નિયોજન પણ બને ઘણી વખત વિવિધ રાજ્યોની સંમતિ અનુસાર રાજ્યોની સીમાની મર્યાદાનું ઉલ્લંઘન કર્યા વગર પણ તે રાજ્યોને આવરી લેતી યોજના બને. રસ્તાઓ, નહેરો, વીજળી, વાહનવ્યવહાર, પાણીનાં સાધનો, આરોગ્ય અને સ્વચ્છતાના કેટલાક કાર્યક્રમોનું નિયોજન આ રીતે થાય છે. ભારતમાં પણ આ ભૂમિકા ઉપર અનેક યોજનાઓ અમલમાં મુકાવા માંડી છે ભારતની રેલવે, બસ વગેરે વાહનવ્યવહાર, વિદ્યુત, પાણીની આપલે, ભારતની નવી વિકસતી નહેરો, સ્ટીલનાં કારખાનાંઓની યોજનાઓ આવા વિસ્તૃત પ્રાદેશિક નિયોજનની ભાવનાઓ ઉપર જ રચાતી જાય છે.

પ્રાદેશિક નિયોજનની—પછી તે ગમે તે પ્રકાર અગર કદનું હોય—એક જ ખૂબી હોય છે. તે સમસ્ત પ્રદેશને આવરી લેતુ હોવાથી, તે પ્રદેશમાં વસતા નાનાં નાનાં નગર અને ગ્રામ-સમુદાયો ઉપર ખૂબ જ અસર કરી તેમની વચ્ચે નવા, વધુ નિકટના અને આત્મીયતાના સંબંધો વિકસાવે છે.

## (૨) પ્રાદેશિક નિયોજનની જટિલતા અને સમસ્યાઓ :

પ્રાદેશિક સમુદાયનું નિયોજન કેટલું જટિલ છે અને કેવી સમસ્યાઓ ઊભી કરે છે તે હવે સમજાવા માંડયું છે. સમુદાય એટલે એક સ્થાનમાં પોતાનાં લગભગ બધાં જ હિતો માણતો માનવસમૂહ. આમ સમુદાયમાં પ્રાદેશિક તત્ત્વ હોય છે પરંતુ તેનું મહત્ત્વ તો સમુદાયના સભ્યોને જીવન જીવવાનું સ્થાન પૂરું પાડવામાં હોય છે. આપણે જોયું તેમ તે સમુદાયના જીવનને આકાર જરૂર પૂરો પાડે છે પરંતુ સમુદાયજીવન એ માત્ર આકાર નથી. સમુદાયજીવન એ ખૂબ જ ગહન ઘટના છે, એટલુ જ નહિ પરંતુ તેમાં સભ્યોના જીવનસંબંધો ખૂબ જ વિસ્તૃત પાયા ઉપર રચાયા હોય છે. આ જ કારણે પ્રાદેશિક નિયોજન કરનારે તે નિયોજન સમુદાયના સતત જીવન ઉપર, સમુદાયના સભ્યોના, સમુદાયનાં વિવિધ જૂથોના પરસ્પર સંબંધો ઉપર કેવી અસર ઉપજાવશે તેનો પૂર્ણ વિચાર કરવાની જરૂર રહે છે. આ જાતનો વિચાર કર્યા વગરનું નિયોજન, તેના ઉદ્દેશને જ અસફળ બનાવે. નિયોજનનો અર્થ જ પૂર્વયોજના. પૂર્વયોજના એટલે

સમૂહજીવનની જરૂરિયાતોની પહેલેથી કલ્પના કરી સમુદાયના સભ્યોને તે પદ્ધતિસર પૂરી પાડવા માટે વિકસાવેલી સગવડો. દા ત. માનવીને રમત-ગમત માટે ક્રીડાંગણ જોઈએ. સમુદાયનાં ક્રીડાંગણનું નિયોજન એટલે તે અમુક સ્થળે હશે તો સમુદાયના વધુ સભ્યો લાભ લેશે, તેમાં અમુક સાધનો હશે તો સમુદાયને વધુ લાભદાયી બનશે એ અંગે પૂરો વિચાર કરી અમુક સ્થાનમાં રચાયેલી સંસ્થા. પરંતુ આ સંસ્થાની સ્થાપના માટેનું સ્થળ સમુદાયજીવનની કક્ષા, તે જીવનના સંસ્કારમાંથી જન્મતી જરૂરિયાતો, અને એ સમુદાયને જવાઆવવાની સગવડો વગેરેનો ખ્યાલ કર્યા વગર નિયોજવામાં આવે તો તે પ્રાદેશિક નિયોજન અસફળ થવાનો ઘણો જ સંભવ છે.

નિયોજક ક્રીડાંગણ કરે પરંતુ સમુદાયના સભ્યો ત્યાં જઈ શકે જ નહિ તો ક્રીડાંગણનો ઉદ્દેશ અફળ જશે. નિયોજકો ઉદ્યાન રચે પરંતુ ત્યાં જનતા જાય જ નહિ તો તે ઉદ્યાન ઉજ્જડ બનશે. નિયોજકો અમુક સ્થળે અને અમુક ઢબના રસ્તાઓ અને વાહનવ્યવહારનાં સાધનો તૈયાર કરે પરંતુ ત્યાંથી કોઈ અવરજવર જ ન કરે તો તે રસ્તાઓ સૂના પડશે અને ઉપયોગ વગરના વાહનવ્યવહારનાં સાધનો સમુદાયને ભારરૂપ થશે. તે જ પ્રમાણે નિયોજકો પાણીની, બજારની, કેળવણીધામોની, અગર વીજળી કે રહેવાસોની એવી ઢબે રચના કરે કે જેનો કોઈ ઉપભોગ જ ન કરે તો તે સમસ્ત નિયોજન નિષ્ફળ નીવડે એટલું જ નહિ પરંતુ આવું ખોટું નિયોજન કેટલાંક અનિચ્છનીય પરિણામો પણ લાવે. નિયોજકો ઊંચનીચનો ભેદ દૂર કરવા કેટલાંક સાર્વજનિક ખાણાવળો, હોટેલો, છાત્રાલયો વગેરેની સ્થાપના કરે પરંતુ તે રચના પાછળની કેટલીક ભૂલો પ્રચલિત ઊંચનીચની ભાવનાને દૂર કરવાને બદલે વધુ તીવ્ર બનાવે. અને આવી ભાવના આ સર્વ સ્થાનોને ઉપયોગમાં ન આવવા દઈ તમારી કલ્પનામાં ન આવેલા એવા ભાવો જગવી આ પ્રાદેશિક રચનાઓને ખંડેર સમી પણ બનાવી દે.

આમ માત્ર ભૌગોલિક, પ્રાદેશિક નિયોજન સમૂહજીવનને સીધી અસર કરતું નથી. સમુદાયની ભાવનાઓની કલ્પના કર્યા વગરનાં, સમુદાયનાં જૂથો અને સભ્યોની લાગણીઓ, માન્યતાઓ અને રૂઢિરિવાજોનો ખ્યાલ કર્યા વગર કરેલાં પ્રાદેશિક નિયોજનો અસફળ થાય છે એટલું જ નહિ, પણ અનેક અટપટા પ્રશ્નો ઊભા કરે છે. ટૂંકમાં આવાં પ્રાદેશિક નિયોજનો નિયોજકની ધારણા કરતાં ઊંધાં જ અને વિપરીત પરિણામો લાવે છે.

ભારતમાં આઝાદી પછી આવા નિષ્ફળ નિયોજનોના દાખલાઓ મોજૂદ છે. આ ગંભીર વસ્તુ છે. અને પ્રાદેશિક નિયોજનાનાં ભયસ્થાનો સૂચવે છે.

સમુદાય એ માત્ર સ્થાનિક સમૂહ જ નથી, સ્થાનિકતા સમુદાયનું એક વિશિષ્ટ લક્ષણ જરૂર છે પરંતુ સમુદાયનું હાર્દ, તેનુ મૂળ તત્ત્વ તો સમુદાય-ભાવના છે. સમુદાય લાગણી છે. સમુદાય એ આ પ્રકારની લાગણીનો પુંજ છે. તેને સમજ્યા વગર માત્ર ભૌગોલિક નિયોજન જડ, પ્રાણરહિત માળ-ખાનું નિયોજન બની રહેશે

તો સમુદાયનું આ બીજુ લક્ષણ—સમુદાય-ભાવના—સમજવા પ્રયત્ન કરીએ.

## ૨

## સમુદાય ભાવના—તેનું મનોવૈજ્ઞાનિક માળખું
## (COMMUNITY SENTIMENT—ITS PSYCHOLOGICAL CONFIGURATION)

સમુદાય-ભાવના એટલે શું? તે કેવી રીતે ઉદ્ભવે છે? તે કેવા સ્વરૂપે વ્યક્ત થાય છે? તે કયા ફેરફારો પામે છે? આ સર્વ પ્રશ્નો આજે સમાજશાસ્ત્રીઓ ખૂબ જ ઉગ્રતાથી ચર્ચી રહ્યા છે.

આ ભાવનાના સ્વરૂપને સમજવા થોડા તળપદાં દૃષ્ટાંતો લઈએ. માનવી કોઈ સ્થાનમાં લાંબો વખત રહેતો હોય છે ત્યારે તેને તે સ્થાન તરફ પોતાપણાની લાગણી જાગે છે એ ઘટના આપણે સર્વત્ર જોઈએ છીએ. પટ્ટણી, જામનગરી, જૂનાગઢી, ભાવનગરી, અમદાવાદી, નડિયાદી, પેટલાદી, વડોદરિયા, ભરૂચી, સુરતી, મુબઈગરા વગેરે શબ્દો દ્વારા આ ભાવના વ્યક્ત થાય છે. તે જ પ્રમાણે માનવી કોઈ પ્રદેશમાં લાંબો વસવાટ કરતો હોય તો તેને તે પ્રદેશનુ પણ આત્મભાન અને તેને અંગેની આત્મીયતાની લાગણી જન્મે છે. કચ્છી, હાલારી, સોરઠી, ભાલિયા, ચરોતરી, ઉત્તર ગુજરાતી, પાલિયા, દક્ષિણ ગુજરાતી વગેરે શબ્દો આ પ્રાદેશિક ભાવના વ્યક્ત કરે છે. તે જ પ્રમાણે માનવી જે પ્રાંતમાં વસતો હોય તે પ્રાંતની પણ ભાવના તે ખીલવે છે ગરવો ગુજરાતી, વીર મહારાષ્ટ્રી, આમાર સોનાર બાંગ્લા, બિહારી, મારવાડી, મેવાડી, પંજાબી, સિંધી, રાજસ્થાની, આન્ધ્રવાસી, તામિલનાડી, મલયાલી વગેરે શબ્દો દ્વારા આ

સમુદાય-ભાવ વ્યક્ત થાય છે આ ભાવ એથી પણ વિસ્તૃત રાષ્ટ્રીયતાની લાગણી તરીકે પણ વિકસે છે. હિન્દી, બર્મિઝ, ચાઈનીઝ, જાપાનીઝ, ટર્કી, ઈરાની, આઇરિશ, ફ્રેન્ચ, ઈંગ્લિશ, જર્મન, ઇટાલિયન, રશિયન, અમેરિકન, કૅનેડિયન, મૅક્સિકન, ઑસ્ટ્રેલિયન, ઇજિપ્શિયન, મોરોક્કન, અલ્જીરિયન વગેરેની ભાવના આ પ્રકારની છે. હવે તો માનવી રાષ્ટ્રીયતાની ભાવનાથી પણ આગળ વધવા માંડ્યો છે. વિશાળ ખંડો — અનેક રાષ્ટ્રોને આવરી લેતા ભૂમિખંડો — અંગેની પણ આત્મીયતાની ભાવના વિકસાવવા માંડ્યો છે. એશિયનો, આફ્રિકાવાસીઓ, યુરોપિયનો, અમેરિકનો વગેરે શબ્દો દ્વારા આ ભાવના આપણે વિકસતી જોઈએ છીએ.

આ ગ્રામ, નગર, પ્રદેશ, પ્રાંત, રાષ્ટ્ર અને ખંડો તરફની આત્મીયતાની ભાવના માનવીના જીવનને ખૂબ જ ઘેરા રંગથી રંગે છે. એટલું જ નહિ પરંતુ તે માનવીના સામાજિક વ્યવહારને, પ્રવૃત્તિઓને, માન્યતાઓને અને ઊર્મિઓને સ્વરૂપ આપે છે, અને તેમાં ચૈતન્ય પણ રેડે છે.

આ સામુદાયિક ભાવના કેવી રીતે ઉદ્‌ભવ પામે છે, એમાં કયાં તત્ત્વો હાજર હોય છે અને તે કઈ કઈ લાગણીઓમાંથી વિકસી આવે છે તે સમજવા આપણે પ્રયત્ન કરીએ.

### સમુદાય-ભાવના — તેનું સ્વરૂપ અને ભૂમિકા (The Nature and Basis of Community Sentiment):

જ્યારે એક જ સ્થળમાં માનવીઓ એવી રીતે એકત્રિત થયા હોય કે તેમને પરસ્પર સંબંધમાં જ જીવન ગાળવાનું છે એવી ભાવના થાય, અને સાથે સાથે એમ પણ લાગે કે તેમનું જીવન બીજા સ્થળમાં રહેતા માનવીઓના જીવનથી સહેજ નોખું રહેશે ત્યારે આ સહજીવનની જરૂરિયાતમાંથી ઊપજતી એક વિશિષ્ટ આત્મીયતાની ભાવના જન્મતી આપણે જોઈએ છીએ. આ સહજીવનની જરૂરિયાત ફક્ત અમુક હિતો પૂરતી જ મર્યાદિત હોતી નથી, તે જરૂરિયાત ઘણાંખરાં હિતો માટે હોય એમ લાગે છે અને તેમાંથી માનવીમાં તે સ્થાનિક સમૂહ માટે એક પ્રકારની આત્મીયતાની ભાવના જગાડે છે. માનવી તેનું જીવન, તેનું ભાગ્ય, તેનાં સુખદુઃખ તે સ્થાનિક સમુદાય સાથે જ નિકટનાં સંકળાયેલાં છે. ઊર્મિઓ જાગે છે, આ ઊર્મિઓમાંથી તેને તે સમૂહ તરફ એક પ્રકારની આત્મીયતા અને પોતાપણાની લાગણી જન્મે છે. આ આત્મીયતાની લાગણીમાંથી વિકસેલું માનસ આપણને સમુદાયની ભાવનાની ભૂમિકા તરીકે જોવા મળે છે આ

માનસ થોડી ક્ષણ માટે એક સ્થળે એકત્રિત થયેલા સમૂહમાં પણ વિકસી આવતુ જોવા મળે છે અને ચિરકાળ એક જ સ્થાનમાં વસતા સમૂહમાં પણ ખીલી આવતું જોવા મળે છે.

થોડાં દૃષ્ટાંતો આ વિધાન સ્પષ્ટ કરશે.

કેટલાંક દૃષ્ટાંતો :

સામુદાયિક ભાવના જગાવતી અનેક નાની નાની પ્રવૃત્તિઓમાં આપણે હંમેશ ભાગ લઈ જ રહ્યા હોઈએ છીએ. પ્રત્યેક માનવી એક સ્થળે બીજા માનવીઓ સાથે એકઠા થવાને કારણે, એ સ્થળમાં એકત્રિત થયેલા સમૂહ તરફ આત્મીયતાની લાગણીનો અનુભવ રોજ રોજ કરતો હોય છે.

સાદા દાખલાઓ લઈએ. આપણામાંના ઘણા વારંવાર ગાડાં, બસ, ટ્રામ, કે ટ્રેનમાં મુસાફરી કરતાં હોઈએ છીએ. ટ્રેનમાં મુસાફરીનો અનુભવ જરા વિગતમાં જોઈએ. રેલવેમાં મુસાફરી કરનારા તરીકે આપણે સર્વ સારી રીતે જાણીએ છીએ કે એ મુસાફરી દરમ્યાન એક ડબ્બામાં સ્થાન લીધા પછી આપણે તે ડબ્બામાં બેઠેલા સર્વ મુસાફરો તરફનું માનસ બદલીએ છીએ. આપણને આપણું ભવિષ્ય આપણા ડબ્બામાં બેઠેલા સહમુસાફરો સાથે સંકળાયેલું લાગશે. ધીરે ધીરે અનેક પ્રકારની પરસ્પર સંબંધ વધારતી પ્રક્રિયાઓ શરૂ થાય છે. પ્રથમ ડબ્બાવાસીઓ તરફ મૂંગી—પરિચય ન થયો હોય તોપણ—એક પ્રકારની આત્મીયતાની ભાવના જાગે છે. તે વ્યક્ત થાય બે રીતે. બીજા ડબ્બામાં બેઠેલા માનવીઓ કરતાં અગર બહાર ઊભેલા માનવીઓ કરતાં આપણા ડબ્બામાં બેઠેલા માનવીઓ વધારે નિકટના લાગે. બહારનો માણસ અંદર ન ઘૂસે એ માટેની તત્પરતામાં આ આત્મીયતાની શરૂઆત થતી આપણે જોઈએ છીએ. ધીરે ધીરે કેટલાક સાથે સ્મિત, કેટલાક સાથે આછી, છૂટતી વાતો દ્વારા આ નિકટતા વધે. પરસ્પરને સગવડ આપવાની મનોવૃત્તિ પણ એમાંથી જાગે. કોઈ મુસાફરને ચા જોઈતી હોય, નાસ્તો જોઈતો હોય, પાણી મંગાવવું હોય, સ્ટેશને ચડવું-ઊતરવું હોય તો તેમને મદદરૂપ થવાની પણ વૃત્તિઓ જાગ્રત થાય છે. ધીરે ધીરે પત્તાં રમવાની; ગપ્પાં મારવાની અને કોઈક વાર સાથે ગાનાગ્તો કરવાની પણ સહકારી પ્રવૃત્તિઓ શરૂ થાય છે. એટલું જ નહિ પરંતુ મુસાફરો જ્યાં બેઠા હોય ત્યાં એમની બેસી રહેવાની છૂટ અને સૂઈ રહ્યા હોય તો સૂવા દેવાની ઉદારતા પણ

વ્યક્તિઓ કેળવે છે. આમ એક ડબ્બામાં થોડા કલાક સહજીવન ગાળતી વ્યક્તિઓમાં પણ એ સ્થાનિક સમૂહ પ્રત્યે વિકસતી સામુદાયિક ભાવના આપણે રોજ રોજ અનુભવીએ છીએ.

આ પ્રકારનો એક જ સ્થળે એકત્રિત થવાને કારણે આત્મીયતા વિકસાવવાનો અનુભવ પ્રત્યેક વ્યક્તિએ ઘણી વખત કર્યો જ હોય છે. આ ભાવનામાં એક તત્ત્વ ચિરંજીવી હોય છે. પ્રાદેશિક—સ્થાનિક સાંનિધ્યમાંથી વિકસતી વ્યક્તિઓમાં પરસ્પર તરફ આકર્ષણની પ્રક્રિયા. આ સ્થાનિક સાંનિધ્ય ટૂંક સમયનું હોય કે ચિરંજીવી પરંતુ તે આ પ્રકારનું આકર્ષણ વ્યક્તિઓમાં જાગ્રત કરે છે.

બસમાં મુસાફરી કરતાં, ટ્રેનમાં એક ડબ્બામાં જતાં, વહાણ કે સ્ટીમરમાં સાથે નદી કે સમુદ્રગમન કરતાં, ઉજાણીએ જતાં, યાત્રાળુ તરીકે ધર્મશાળા કે મેળામાં એકઠા થતાં, ગ્રીષ્મશિબિરોમાં, સ્કાઉટના કૅમ્પોમાં, અને આવા અનેક સ્થાનિક સહજીવનના અનુભવોમાં સ્થાનિક સાંનિધ્યમાંથી વ્યક્તિઓમાં આ પ્રકારની આત્મીયતાની ભાવના કેવી રીતે વિકસે છે તે આપણે રોજ રોજ જોઈએ છીએ.

સાધુ સંન્યાસીઓના આશ્રમો, ખાખીઓના અખાડાઓ, મહિલાશ્રમો અને જેલખાનાંઓમાં પણ આપણે આવા સ્થળ-સાંનિધ્યને કારણે વિકસતાં પરસ્પર તરફનાં આકર્ષણો, અને સ્થાનિક સમુદાય તરફથી આત્મીયતા વિકસતી જોઈએ છીએ. આ સ્થાનિક સાંનિધ્યમાંથી વિકસતી આત્મીયતા આપણને કૉન્સેન્ટ્રેશન કૅમ્પ જેવા લશ્કરી કેદીઓના નિવાસોમાં પણ વિકસી આવતી દેખાય છે. અહીંયાં આવેલાં માનવીઓના સર્વ હક્ક છીનવી લેવામાં આવેલા હોય છે. યુદ્ધમાં કે રાજકારણમાં સત્તાધારીઓને ભયંકર લાગતા પરસ્પરથી અજાણ્યા માનવીઓને અહીંયાં એક સ્થળે ભંડારવામાં આવ્યા હોય છે. અજાણ્યા, ઘણી વાર દુશ્મનો જેવા, હક્ક વગરના આ માનવીઓમાં સ્થાન-સાંનિધ્યમાથી સહવાસીઓ તરફ એક પ્રકારનું આત્મીયતાનું માનસ આ યાતનાગૃહોમાં પણ જન્મે છે અને તે માનસ બિરાદરી, સાથીત્વ કે સામુદાયિક ભાવનાનાં બીજ રોપે છે.

ઉપલાં થોડાં દૃષ્ટાંતો સ્પષ્ટતાથી બતાવે છે કે સહવસવાટ, સ્થાનિક સાંનિધ્ય—પછી તે ટૂંકજીવી હોય કે દીર્ઘકાલીન—માનવીઓ અને જૂથોમાં એક પ્રકારની સહજીવનમાંથી વિકસતી આત્મીયતાની ભાવના વિકસાવે છે. પરંતુ એનો અર્થ એમ કરવાનો નથી કે આ સ્થાનિક સહજીવન ગાળતા સમૂહો, સમાન છે. એ સમૂહોના સભ્યોમાં અસમાનતા પણ હોય,

વર્ગભેદ પણ હોય, મૂલ્યો અને કેટલાંક હિતોનાં ઘર્ષણો અને વિરોધો પણ હોય; પરંતુ આ સર્વ તત્ત્વો હોવા છતાં પણ તે સર્વમાં, તે બધા ભેદોની ઉપરવટ થઈને, સર્વસામાન્ય હિતોનો, સહજીવનનો, સ્થાનિક સમુદાય તરફ એક બિરાદરીનો ભાવ આ સ્થાન-સાંનિધ્યમાંથી વિકસી આવે છે. સામુદાયિક ભાવનાનાં મૂળ આમ સ્થાનિક સહજીવનની પ્રક્રિયામાંથી વિકસે છે.

## સામુદાયિક ભાવનાનું ઘડતર (Formation of Community Sentiment):

સામુદાયિક ભાવનાને વિકસાવતાં ચિત્તતંત્રોના સર્વ દાખલાઓ હજી સુધી આપણે ટૂંકજીવી સાંનિધ્ય અનુભવતા સમૂહોમાંથી લીધા હતા. વધુ ચિરંજીવી સ્થાયી સમુદાયોમાં પણ આ જ પ્રક્રિયાઓ કામ કરતી હોય છે; પરંતુ ફેર એટલો જ હોય છે કે, સ્થાયી સમુદાયોમાં આ પ્રક્રિયાઓ ઐતિહાસિક પરંપરાના પીઠબળથી વધુ દૃઢ અને ઊંડી બનેલી હોય છે. સ્થાયી સમુદાયોની લાગણીઓ પાછળ પરંપરા, ઐતિહાસિક અનુભવો અને ભૂતકાળમાં એ સ્થાનિક સમુદાયે ભોગવેલા તડકાછાંયડા, સુખદુઃખ, ઉલ્લાસ અને આપત્તિઓનાં સંસ્મરણોની ઘેરી છાયા હોય છે. આ ઐતિહાસિક પરંપરાનાં સંસ્મરણો તેમને વધુ ચિરસ્થાયી આત્મીયતા અને સમચિત્તત્વની ભાવનાથી રંગે છે. આ સંસ્મરણો તેમનાં મૂલ્યોમાં, ઉત્સવોમાં તથા તેમનાં રીતરિવાજોમાં એક પ્રકારનું સામ્ય અને એ સમૂહ પૂરતી વિશિષ્ટતા વિકસાવી ઐક્ય—"અમ-ભાવ" (We-feeling)ને ખૂબ જ ઊંડાં અને તીવ્ર બનાવે છે. આમ તે સમુદાય માટે જે સ્થાનમાં, જે ભૂમિ-ટુકડા ઉપર તે રહે છે તે પ્રદેશ મટી માતૃભૂમિ જેવો જીવંત ઊર્મિપ્રદેશ બને છે. માતૃભૂમિ એટલે નાનાલાલે વર્ણવ્યું છે તેમ "કૃષ્ણચંદ્રથી કૌમુદી ઊજળો પ્રધ પ્રમુએ ય સ્વદેશ. અમારો ગુણિયલ ગુર્જર દેશ" બની સ્થાનિક સમુદાયના હૃદયમાં ઊર્મિઓનાં, કલ્પનાના, પરંપરાના, પ્રતીક જેવું "ગુજરાત મોરી મોરી રે" બની રહે છે. આ માતૃભૂમિની ભાવના સ્થાનિક સમુદાયમાં કદી "સારે જહાંસે અચ્છા હિન્દોસ્તાં હમારા"નું અભિમાન પણ જગવે, "વંદે માતરમ્"ની પૂજ્ય ભાવના પણ વિકસાવે અગર "જનગણમન-અધિનાયક જય હે ભારતભાગ્યવિધાતા" જેવું ઊર્મિસંગીત પણ જગવે.

એક પ્રદેશમાં રહેતા સમૂહની સર્વસામાન્યતાની ભાવના તેમાં

સહજીવન જીવવાની ઉત્કંઠા જગવે છે. ઐતિહાસિક સંસ્મરણો, પરંપરાઓ, રિવાજો અને સંસ્થાઓ સમૂહના સભ્યોના સહજીવનના, સમુદાય જીવનના સ્વરૂપને ઘડે છે. એટલું જ નહિ પરંતુ તે સમુદાયજીવનની મર્યાદા પણ આંકે છે.

સમુદાય માનવી માટે, તેના જીવન માટે આ રીતે કાયમી ભૂમિકા બને છે એટલું જ નહિ પરંતુ તેનામા પોતાના જીવનને સમૂહજીવન જોડે ઓતપ્રોત કરતી ભાવના જગવે છે. આ ભાવ કુટુંબમાં અનુભવાતી લાગણી જેવો ઉત્કટ અગર ઊંડાણભર્યો ન પણ હોય પરંતુ તે બીજી બધી જ આત્મીયતા જગવતી લાગણીઓ કરતાં વધુ વિશાળ, વ્યક્તિજીવનને વધુ રીતે આવરી લેતો ભાવ છે. સામુદાયિક બિરાદરી અનેક તત્ત્વોના અનોખા સુમેળમાંથી વિકસી આવે છે.

સમુદાય-ભાવના સમાજીકરણની પ્રક્રિયાથી જ વિકસે છે. સમાજીકરણની પ્રક્રિયામાં કામ કરતાં વિવિધ તત્ત્વોનો આપણે અભ્યાસ કરી ગયા છીએ. સૂચના, શિક્ષાપદ્ધતિ, અધિકાર, નિષેધ, પસંદગી અને નાપસંદગી વગેરે સમાજીકરણની પ્રક્રિયાનાં તત્ત્વો જ સમુદાય-ભાવના જગાડવા કામ કરતાં હોય છે. આ જ તત્ત્વો સમુદાય તરફ વફાદારી અને શ્રદ્ધા ઉપજાવવામા મદદરૂપ થાય છે. સહજીવનમાંથી એ સમુદાય મૂલ્યો વિકસે છે અને આદતીકરણ દ્વારા માનવી સમુદાય-માનસ દૃઢ કરે છે.

સંપૂર્ણ મૂઢ (Congenital Idiot) વ્યક્તિ સિવાય કોઈ પણ માનવી આ સામાજિક સિદ્ધાંતીકરણ અને આદતીકરણની અસર તળે આવ્યા વગર રહેતો નથી. આ બન્ને પ્રક્રિયાઓ સમુદાય-માનસ પણ વિકસાવે છે. આ સમુદાય-માનસ માનવીના વ્યક્તિત્વને રંગે છે. બાલ્યકાલની કેળવણી બાદ આ સમુદાય-માનસ, માનવીના વ્યક્તિત્વનો વિભાગ બની રહે છે, તેના ચિત્તનું એક અંગ બની રહે છે માનવીનો તે સ્વભાવ બની રહે છે. આમ, સમુદાય-ભાવના માનવી માટે એક બાહ્ય બળ નહિ પરંતુ તેના પોતાના જ વ્યક્તિત્વના આવિષ્કાર સમી બની રહે છે.

કોઈ વ્યક્તિ સમુદાયના એકાદ રિવાજ સામે બળવો પણ ઉઠાવે પરંતુ તેથી તે સમુદાય-ભાવનાથી મુક્ત છે એમ માનવાનું નથી. એ ભાવનાથી પ્રેરાઈને જ તે સમુદાયમાં ઘટતા ફેરફાર કરવા આ બળવા દ્વારા તે પ્રયત્ન કરતી હોય છે. માનવી સહજીવનમાંથી વિકસતાં સામાજિક અને સાંસ્કૃતિક બળોની અસરથી મુક્ત રહી શકતો જ નથી. આમ,

સમુદાય ભાવના માનવીના હૃદયમા ઘર કરે છે અને તેના સમસ્ત જીવનને સામુદાયિક બિરાદરીના ખ્યાલથી રગે છે

## સમુદાય-ભાવનાનુ વિશ્લેષણ (Analysis of Community Sentiment):

સમુદાય ભાવના અગે થોડી ચર્ચા કરી એ ચર્ચામાથી આપણે એમ માનવાની ભૂલ કરવી જોઈએ નહિ કે સમુદાય ભાવના એ હમેશ પરગજુ (altruistic) અગર નિસ્વાર્થી વૃત્તિઓની જ બનેલી હોય છે નિસ્વાર્થી-સ્વાર્થી, પરગજુ આત્મકેન્દ્રી વગેરે શબ્દો સમૂહવલણો માટે વાપરવામા આપણે મોટી ભૂલ કરીએ છીએ સ્વાર્થ અને નિસ્વાર્થ એ વ્યક્તિના હેતુ હોય છે જ્યારે સામુદાયિક ભાવો એ તો સમૂહવલણો હોય છે વ્યક્તિગત હેતુઓ (Individual Motives) અને વલણોને ગૂચવી દેવાની ભૂલ સમાજશાસ્ત્રીઓએ કરવી જોઈએ નહિ, પ્રકરણ બીજામા આ અગે વિસ્તારપૂર્વક ચર્ચા થઈ ગઈ છે

સમુદાય ભાવનાનુ વિશ્લેષણ એટલે વૈયક્તિક મનોવિશ્લેષણ નહિ, પરતુ મહત્ત્વના સમૂહવલણનો વિગતવાર અભ્યાસ

## સમુદાય-ભાવનાનાં મુખ્ય તત્ત્વો (The Elements of Community Sentiment):

સમુદાય ભાવના એ સકુલ ભાવ છે તે અનેક લાગણીના તત્ત્વો અને વિવિધ પ્રકારના ઊર્મિ વલણોનો બનેલો છે સમુદાય ભાવનામા નીચેના ત્રણ તત્ત્વો સ્પષ્ટપણે જુદા તરી આવે છે

**(૧) "અમ-ભાવ" કે સમચિત્તત્વની લાગણી (We feeling),**

**(૨) સ્થાન-ભાવ (Role-feeling),**

**(૩) અવલબન-ભાવ (Dependency feeling)**

આ ત્રણે ભાવ પરસ્પર ખૂબ જ નિકટતાથી સકળાયેલા છે તે વિગતવાર સમજ માગે છે

### (૧) અમ-ભાવ કે સમચિત્તત્વની લાગણી (We-feeling):

સમુદાય જેવા અવિભાજ્ય એકમમા દરેક વ્યક્તિ સમસ્ત સમુદાયના સભ્યો તરફ એક પ્રકારનો "અમ ભાવ"—એક પ્રકારની આત્મીયતાની કહો કે સમચિત્તત્વની લાગણી અનુભવે છે. તેને સમુદાય પોતાનો લાગે છે. સમુદાયનુ કાર્ય તેને પોતાનુ લાગે છે આ "અમ-ભાવ"

સમુદાય-જીવનને પોતાના જ જીવનના અંગ તરીકે ગણવા વ્યક્તિને પ્રેરે છે. આ પ્રેરણા તેનામાં મારા-તારાના ભેદભાવ નહિ પરંતુ "આપણું" જ એવો ભાવ પેદા કરે છે. મારી સ્રોમ, મારો દેશ એમ નહિ પરંતુ આપણી સ્રોમ, આપણો દેશ એવી ભાવના ઉત્પન્ન કરે છે. જ્યાં જ્યાં માનવીઓનાં સામાન્ય હિતો હોય છે ત્યાં ત્યાં આપ્તતાની ભાવના જન્મે છે; પરંતુ આ અમ-ભાવનું સહુથી સ્પષ્ટ અને ઘેરું સ્વરૂપ આપણાં સ્થાનિક સમુદાયનાં હિત આવે છે ત્યારે દેખાય છે. દા. ત. આપણી પોળનું, આપણા ગામ કે નગરનું કે આપણા દેશનું કોઈ વગોણું કરે છે ત્યારે આપણે ઝનૂની બની તે વગોણું કરનારનો સામનો કરવા કટિબદ્ધ થઈએ છીએ એટલું જ નહિ પરંતુ પોળ, ગામ કે નગર, અને પ્રાંત કે રાષ્ટ્રનાં હિત સંરક્ષવા આપણે અંગત હિતોનું બલિદાન દેવા પણ તૈયાર થઈ જઈએ છીએ; પરંતુ આ ઉગ્ર બલિદાનની તૈયારીનો અર્થ એમ નહિ કરવાનો કે માનવી નિ:સ્વાર્થી અગર પરગજુ બને છે. ના, તેને તેના સમુદાયનું હિત પોતાનું અંગત હિત જ લાગે છે. તે હિત તેને પોતાના પ્રાણ સમુ, પોતાના અંગ સમુ લાગે છે. પોતાના વ્યક્તિગત હિતને તેમાં તે ઓતપ્રોત થયેલું જ જુએ છે. આ "અમ-ભાવ" (We-feeling) એ સમુદાય-ભાવનાનું એક મુખ્ય તત્ત્વ છે.

**(૨) સ્થાન-ભાવ (Role-feeling):**

સમુદાયમાં તેનો દરેક સભ્ય એમ જ માને છે કે તેનું સમુદાયમાં અમુક જ સ્થાન છે. તેને એમ પણ લાગ્યા કરે છે કે સમુદાયમાં તેણે અમુક ભાગ ભજવવાનો છે અને તેની બીજા સભ્યો તરફ અમુક ફરજ પણ છે. સમુદાયના સર્વાંગ સ્વરૂપના એક અંગ તરીકે પોતાને ગણવાની લાગણી વ્યક્તિમાં ટેવ, શિસ્ત અને જીવનની રોજિંદી કેળવણીમાંથી વિકસી આવે છે. વ્યક્તિના સમાજીકરણ દરમ્યાન વ્યક્તિ પોતાને એક વિશાળ સમુદાયના વિભાગ તરીકે ગણવાની લાગણી કેળવે છે અને પોતાના વ્યક્તિત્વને એક મહાન સમૂહના અંગ તરીકે ફળીભૂત થયેલ માને છે.

આગળ ઉપર જોઈશું તેમ ઘણી વાર જ્યારે વર્ગ કે કોમી (Ethnic) સમૂહ-લાગણીઓ આ સમુદાય-ભાવનામાં ભળી જાય છે ત્યારે તેઓ સમુદાય-ભાવના સાથે ઘર્ષણમાં પણ આવે છે. વર્ગ તરફની વફાદારી અને ફરજ ઘણી વાર સમુદાય તરફની વફાદારી તથા ફરજ સાથે વિરોધસ્વરૂપે

ઘર્ષણમાં પણ આવે છે. પરંતુ આ સમુદાયમાં પોતાનું સ્થાન છે, પોતાની અમુક ફરજ છે અને તે સમુદાયના એક અંગ છે એ ઢબનો વ્યક્તિમાં વિકસેલો સ્થાન-ભાવ એ સમુદાય-ભાવનાનું બીજું મહત્ત્વનું તત્ત્વ છે.

## (૩) અવલંબન-ભાવ (Dependency-feeling):

સ્થાન-ભાવ સાથે ખૂબ જ નિકટતાથી સંકળાયેલો બીજો ભાવ તે સમુદાય ઉપર અવલંબનનો ભાવ છે. આ ભાવ વ્યક્તિમાં પોતાના જીવન માટે, પોતાના વ્યક્તિવિકાસ માટે સમુદાય ઉપર આધાર રાખવાની વૃત્તિ ખીલવે છે. તેને પોતાની ભૌતિક જરૂરિયાતો માટે પણ સમુદાય આવશ્યક લાગે છે. ઘર, સ્થળ અને આ જીવનની બીજી જરૂરિયાતો સમુદાય પૂરી પાડે છે. તે જ પ્રમાણે માનવીને સમુદાય સંસ્કાર-ઝરણ સમો પણ લાગે છે. સમુદાય તેની ઊર્મિઓ, તેનાં સ્વપ્નાંઓ, તેનાં સંસ્કાર-ઉડ્ડયનોનું કેન્દ્ર બને છે. વર્તમાન જીવનનાં યાંત્રિક એકલતા અને ભયોથી ગૂંગળાતો માનવી સમુદાયમાં એક પ્રકારનો આશ્રય મેળવે છે.

આમ સમુદાય તરફનો અવલંબન-ભાવ એ સમુદાય-ભાવનાનું ત્રીજું મહત્ત્વનું તત્ત્વ છે.

વિવિધ સમુદાયોમાં આ ત્રણે ભાવો જુદા જુદા પ્રમાણમાં અને જુદી જુદી રીતે વ્યક્ત થાય છે. ઘણુંખરું તો તે આપોઆપ જ વિકસી આવે છે. પરંતુ એવાં પણ દષ્ટાંતો મોજૂદ છે જેમાં સમુદાય સ્વભાનપૂર્વક આ ભાવોને પોતાને યોગ્ય લાગે તે કાર્યો માટે જગાડવા અને ઉત્કટ બનાવવા પ્રયત્ન કરતા નજરે પડે છે. યુદ્ધ સમયમાં રાષ્ટ્રસમુદાય પોતાને ખાતર બલિદાન આપવા, પોતાને ખાતર ફના થવા વ્યક્તિઓને કટિબદ્ધ કરવા કેવી રીતે પ્રચાર દ્વારા આ સમુદાય-ભાવનાના ત્રણે ભાવોને સ્વભાનપૂર્વક જાગ્રત કરવા પ્રયત્ન કરે છે એ હવે સર્વવિદિત ઘટના છે.

રાષ્ટ્રસમુદાય અને રાષ્ટ્રભાવના અંગે જ્યારે આગળ ઉપર વિસ્તૃત ચર્ચા કરીશું ત્યારે સમુદાય ભાવોને કેવી રીતે સ્વભાનપૂર્વક જાગ્રત કરી, સતેજ રાખવા પ્રયત્ન થાય છે તે અંગે વિગતવાર અભ્યાસ કરીશું.

### સમુદાય-ભાવના—એક સંકુલ ભાવગુચ્છ:

અત્યાર સુધી આપણે સમુદાય-ભાવનાને સ્થાનિક સમુદાયમાં સર્વ-સામાન્ય હિતો (Common Interests) જગવતી ઊર્મિ તરીકે સમજવા

પ્રયત્ન કર્યો; પરંતુ સર્વસામાન્ય હિતોની લાગણી ઉપજાવતી સમુદાય-ભાવના એ કોઈ નિશ્ચિત ધ્યેય કે વસ્તુ માટે હોતી નથી. સમુદાય-ભાવના વ્યક્તિમાં અને સમુદાયના અંગ જેવાં બીજાં જૂથોમાં સમૂહના સમસ્ત દૈનિક જીવન અને સ્થાનિક સહજીવન ગાળતા સમુદાય તરફ એક પ્રકારની વિશાળ મમતાની ભૂમિકા ઊભી કરે છે. આ સર્વસામાન્ય હિતોની લાગણી એક તરફ વ્યક્તિમાં તે સમુદાયના સામાજિક વારસા જેવા સંસ્કાર-ખજાના તરફ પ્રીતિ જગાડે છે. આપણી ભૂમિ, આપણી વસ્તુઓ, આપણા જાણીતા સારાનરસા અનુભવો તથા આપણા સંસ્કારો જેને આપણે આપણી સામાજિક મોંઘી થાપણ માનીએ છીએ તેના તરફ પ્રેમ જગાડે છે અને સાથે સાથે આ મોંઘો સંસ્કારખજાનો જેને કારણે શક્ય બન્યો છે તે વિશાળ સમુદાય-જીવન તરફ, સામાજિક તંત્ર તરફ, જે સામુદાયિક જૂથ-રચનાના—તેની જવાબદારીઓ, ફરજો, અને નિયંત્રણોના—આપણે વિભાગ છીએ તેના તરફ પણ એટલી મમતા જગાડે છે.

આમ સમુદાય-ભાવના વ્યક્તિ જેને પોતાના ગણે છે એવા સામુદાયિક સંસ્કારભંડારો માટે ઘેરી આત્મીયતાની ઊર્મિ જગાડે છે અને જે સમુદાયે આ સંસ્કારભંડારો વિકસાવ્યા છે તેના તરફ વ્યક્તિમાં ઉત્કટ વફાદારીનું માનસ સર્જે છે.

આ બન્ને તત્ત્વો સમુદાય-ભાવનામાં ખૂબ જ અટપટી રીતે ગૂંથાઈ ગયાં છે. સર્વસામાન્ય હિતો (Common Interests) અને સ્વ-કેન્દ્રિત હિતો (Self-limited Interests) પણ અહીંયાં વિવિધ પ્રમાણમાં ભેળવાઈ ગયાં છે. સમુદાયનાં હિતો અને વ્યક્તિનાં હિતો અહીંયાં એવી રીતે મિશ્રિત થયાં છે કે વ્યક્તિ પોતાનાં હિતો, પોતાના હક્કો, પોતાની પ્રતિષ્ઠા અને પોતાનો ફાયદો-ગેરફાયદો તેમ જ પોતાના સ્થાન વિશે પણ સમુદાયનાં ચશ્માંથી જ જોતી થઈ જાય છે

સર્વસામાન્ય હિતો સમૂહજીવન અને સ્થળ માટેની લાગણીઓના અટપટા મિશ્રણમાંથી વિકસી આવે છે. તેમાં સમૂહ માટેનું પણ મમત્વ હોય છે અને સ્થાનિક પ્રદેશ માટે પણ આસક્તિ હોય છે.

આમ સમુદાય-ભાવના એ સાદો ભાવ નથી. એની વ્યક્તિ ઉપરની પકડ પણ સરળ નથી. વિવિધરૂપે તે વ્યક્તિને પોતાના બંધનમાં લાવે છે. સાદા ગણાતા આદિવાસી સમાજોનો જ દાખલો લઈએ. તે સમાજોમાં પણ એકયની ભાવના માત્ર લોહીના સંબંધ ઉપર જ વિકસી છે એવી જે માન્યતા રાખવામાં આવતી હતી તે હવે સાચી લાગતી નથી. એ

સમાજોમાં પણ વ્યક્તિઓમાં લોહીના સબંધે સંકળાયેલા હોવાના ભાવ સાથે તેઓ એક જ પ્રદેશમા સહજીવન ગાળે છે એ ભાવ પણ છે આમ સ્થાનિકતાની ભાવના પ્રાથમિક સમાજોમા પણ હોઈ સમુદાય-ભાવનાને ખૂબ જ સંકુલ બનાવતી.

માનવશાસ્ત્રીઓએ આજે તેમના અનેક અભ્યાસો દ્વારા એટલુ તો સિદ્ધ કર્યું છે કે પ્રાથમિક—આદિવાસી સમુદાયોમા પણ તેમના સમાજ-ઘડતર, સમાજ નિયંત્રણ, અર્થ-વહેચણી, કાર્યવિભાજન તથા બીજા સમુદાયો સાથે સંબંધો બાધવામા સ્થાનિકતાના તત્ત્વે બહુ જ અગત્યનો ભાગ ભજવ્યો છે આમ પ્રાથમિક સમુદાયોમા પણ લોહીનો સબંધ અને પ્રાદેશિકતાનુ તત્ત્વ એ બન્નેએ સમુદાય ભાવના જગવવામા ભાગ ભજવ્યો છે વર્તમાન સમુદાયમા તો આ પ્રાદેશિકતા અને સમૂહજીવનના તત્ત્વોનુ ગુફન ખૂબ જ અટપટુ બને છે, અને સમુદાય-ભાવના સર્જવામા અને ટકાવી રાખવામા બહુ જ મહત્ત્વનો ભાગ ભજવે છે ટૂંકમા સમુદાય-ભાવના એ સંકુલ ભાગોનો ગુચ્છ છે એ ખાસ યાદ રાખવાની જરૂર છે

## સમુદાય-ભાવને વ્યક્ત કરતી કેટલીક નિશાનીઓ (Indications of Community Sentiment):

સહજીવન અને સ્થાનિક સાનિધ્ય સમુદાયના સભ્યોમા કેટલીક સરખી ખાસિયતો વિકસાવે છે આ સરખી ખાસિયતો સમુદાય ભાવનાને દૃઢ કરવામા મદદરૂપ બને છે આ ખાસિયતોમા બે મુખ્ય છે

(૧) સમુદાય-લોકાચારો (Community Folkways);
(૨) સ્થાનિક જીવનમાં રસ (Interest in Local Life)

આ બે ખાસિયતો સમુદાય ભાવનાને વ્યક્ત પણ કરે છે અને તેને દૃઢ પણ કરે છે તે કેવી રીતે તે આપણે જોઈએ

## સામુદાયિક લોકાચારો (Community Folkways):

સમુદાય જીવનની એકતા અને તેના સહજીવનનો એક પુરાવો તે સમુદાય, તે પ્રદેશમા રહેતા લોકોના એક જ પ્રકારના લોકાચારોમા દેખાય છે સમુદાયના સભ્યોનાં પહેરવેશ, ખાવાપીવાની ઢબ, આદરસત્કારની રીતિ, બોલવાચાલવાની શૈલી, સામાન્ય રીતરિવાજો અને ઉત્સવો વગેરેમા એક પ્રકારનુ સરખાપણું હોય છે ગુજરાતી ઢબ, મહારાષ્ટ્રી ઢબ, મારવાડી ઢબ,

બંગાળી ઢબ, બિહારી ઢબ, મલબારી ઢબ વગેરે શબ્દો પ્રત્યેક સમુદાયની વિશિષ્ટતા અને પ્રત્યેક સમુદાયના બીજા સમુદાયથી નોખા લોકાચારો દર્શાવે છે. ગુજરાતીઓનો પહેરવેશ, આચારવિચાર, ઉત્સવો ઊજવવાની પદ્ધતિ, બોલી અને જીવનશૈલી અમુક અંશે મહારાષ્ટ્ર, બંગાળ, રાજસ્થાન, બિહાર કે પંજાબ, મલબારથી જુદી પડે છે એ આપણે જાણીએ છીએ. એટલું જ નહિ પરંતુ ગુજરાત જેવા વિસ્તૃત પ્રદેશમાં પણ કચ્છી, સૌરાષ્ટ્રી, ઉત્તર ગુજરાતી, ચરોતરી, દક્ષિણ ગુજરાતી જીવનશૈલીમાં પણ ફેર પડે છે એ આપણે જાણીએ છીએ. નગરસમુદાયો પણ આ પ્રકારની પોતાની આગવી જીવનશૈલી વિકસાવે છે. પટ્ટણી, ભાવનગરી, અમદાવાદી, નડિયાદી, વડોદરી, ભરૂચી કે સુરતી છટા પણ કેવી નોખી નોખી હોય છે તે આપણે જાણીએ છીએ. આમ દરેક પ્રાદેશિક સમુદાય—પછી તે નાનો હોય કે મોટો—પોતાની નોખી વિશિષ્ટતા ધરાવે છે જે તેને બીજા પ્રાદેશિક સમુદાયથી જુદો પાડે છે.

"બોલી" (Dialect) આ વિશિષ્ટતાનું ખાસ પ્રતીક બને છે. "બાર ગાઉએ બોલી બદલાય" એ કહેવત આ પ્રાદેશિક સમુદાયની વિશિષ્ટતા સૂચવે છે. બોલી દ્વારા સમૂહ પોતાના વ્યવહાર ચલાવે છે. તેની ખાસિયત, તેની એકતા એ સમુદાય-જીવનનું ઐક્ય સૂચવતી નિશાની છે. દરેક સમુદાય બીજા આવા સ્થાનિક સમુદાયથી પોતાની બોલીથી નોખો પડી આવે છે. ભાષા—બોલી, તેની છટા, તેના શબ્દપ્રયોગ, તેની વાકયરચના, તેના સંદર્ભ, તેના રૂઢિપ્રયોગો, તેનો ધ્વનિ પ્રત્યેક સમુદાયમાં વિભિન્ન હોય છે. બોલી ઉપરથી આપણે તરત પારખી શકીએ કે અમુક માણસ કચ્છી છે, કે ગુજરાતી, અગર તે ભાવનગરી છે, જૂનાગઢી છે, પટ્ટણી છે, અમદાવાદી છે, નડિયાદી છે, વડોદરિયો છે, ભરૂચી છે કે સુરતી.

આમ ભાષા—બોલી—પ્રાદેશિક સમુદાયની બીજા એવા જ સમુદાયથી વિભિન્નતા સ્પષ્ટ રીતે સમજાવે છે. વર્તમાન વાહનવ્યવહારનાં સાધનોના વિકાસથી આ વિભિન્નતા ધીરે ધીરે ઓછી થતી જાય છે એમ અભ્યાસીઓ નોંધી રહ્યા છે. પરંતુ હજી પણ આપણે અનુભવથી એમ કહી શકીએ કે પ્રત્યેક સમુદાયને —પછી તે ગ્રામસમુદાય હોય, નગરસમુદાય હોય, પ્રાદેશિક પ્રાંતસમુદાય હોય કે રાષ્ટ્રસમુદાય હોય— પોતાની આગવી બોલી, પોતાના સ્થાનિક રીતરિવાજ, સ્થાનિક સૌંદર્યધામો કે ઊર્મિ-સ્થાનો, સ્થાનિક લોકકથાઓ અને લોકગીતોનૃત્યોનો આગવો વારસો હોય છે શ્રી ઝવેરચંદ મેઘાણી તેમ જ આપણા અન્ય સાહિત્યકારોએ પોતાના

લોકસાહિત્યના અભ્યાસ દ્વારા જીવંત કરેલો સમૃદ્ધ વારસો આપણને આનો સુંદર ખ્યાલ આપે છે.

આ સ્થાનિક સમુદાયોને વ્યક્ત કરતા લોકાચારો, લોકસાહિત્ય અને લોકનૃત્ય તરફ હવે ગુજરાતના પણ અભ્યાસીઓનું ધ્યાન વધુ અને વધુ ખેંચાવા માંડ્યું છે, તેના અભ્યાસો અને સંગ્રહો પણ થવા માંડ્યા છે. ગુજરાત ફોકલોર સમિતિની સ્થાપના આને માટે જ થઈ છે. તે આજે આ સર્વ તત્ત્વોના પદ્ધતિસરના અભ્યાસો જ આદરી રહી છે.

તેરમા પ્રકરણમાં એક સમુદાયને બીજા સમુદાયથી નોખો પાડતાં ખાસ તત્ત્વોનો વિશેષ અભ્યાસ થશે. અહીંયાં તો એટલું જ ધ્યાન રાખીએ કે સ્થાનિક લોકાચાર વ્યક્તિને પોતાના સમુદાયમા ઓતપ્રોત કરે છે અને સમુદાય-ભાવનાને ટકાવે છે અને સાથે સાથે તેને વ્યક્ત પણ કરે છે.

## (૨) સ્થાનિક જીવનમાં રસ (Interest in Local Life):

સમુદાયના સભ્યો ફક્ત ભૌતિક રીતે જ પરસ્પર નિકટતા અનુભવતા નથી. માનસિક રીતે પણ તેઓ સમુદાય બહારના માનવીઓ કરતાં અંદર અંદર વધારે નિકટતા સેવે છે. આનો એક પુરાવો "ગપ"બાજી (Gossip)માં વ્યક્ત થતા વિષયો પૂરો પાડે છે. "ગપ"બાજી કરવી એ એક મહત્ત્વની સામાજિક પ્રવૃત્તિ છે. ગપ મારતી વખતે ઘણુંખરું માનવી પોતાના જાણીતા, પોતાની નિકટના, પોતાના સમુદાયને લગતા જ વિષયો ઉપર વધુ ધ્યાન આપે છે. ગપનો વિષય માનવીની આજુબાજુના પ્રસંગોનો હોય તો જ વધુ રસમય બને છે. આપણને આપણા પડોશના, આપણી પોળના, આપણા મહોલ્લાના, આપણા ગામના, શહેરના કે પ્રદેશના અગર આપણા દેશના લોકો અગર તેમની પ્રવૃત્તિઓ વિષે વાતો કરવાની વધારે મઝા આવે છે. આપણા લોકોની વાતો અગર ચાલ-ચલગત અગર આપણા લોકોની ઘટનાઓનું આપણને બહારના સમુદાયોની વાતો, ચાલચલગત અગર ઘટનાઓ કરતાં પ્રમાણમાં વધુ મહત્ત્વ લાગે છે. "ગામગપાટા" શબ્દમાં આપણે આ ભાવના સુંદર રીતે વ્યક્ત કરી છે. વ્યવહારનાં સાધનોનો વિકાસ થયા છતાં પણ સ્થાનિક માનવીઓમા આ રસ જુદે સ્વરૂપે વ્યક્ત થતો જાય છે. અક્ષરજ્ઞાન અને વાચન વધતા, પોળ પત્રિકાઓ, સ્થાનિક પત્રો, પ્રાંતીય છાપાંઓ અને છાપાંઓમાં સ્થાનિક સમાચારો અગર વિભાગો આ સ્થાનિક પ્રસંગો તરફ રસ

સંતોષવા વિકસી આવે છે. "અલબેલુ મુંબઈ", "સાબરમતીને કિનારે", "અમદાવાદને પગલે પગલે", "સુરસાગરની મીઠી લહેરોમાં" વગેરે શીર્ષક હેઠળ સ્થાનિક સમાચારો આપી આજનાં છાપાંઓ આ સ્થાનિક જીવનમાં માનવીનો રસ સંતોષવા પ્રયત્ન કરી રહ્યાં છે. જ્યાં જ્યાં સમુદાયનો વિસ્તાર મૌખિક ગપબાજી થઈ શકે એનાથી વધે ત્યારે આવા ખાસ શીર્ષક નીચે ગપબાજી પાળતી જ રસવૃત્તિ સંતોષવા એક નવી લેખનશૈલી વિકસી આવે છે.

સ્થાનિક વસ્તુઓ અને પદ્ધતિઓ તરફનો પ્રેમ અને આગ્રહ એ પણ આ જ સમુદાય ભાવનાને વ્યક્ત કરતું પ્રતીક છે. અમુક ઢબે ધોતિયુ, પહેરણ અને લાંબો કોટ પહેરવાની અમદાવાદીઓની હઠ અને આગ્રહ, સોલાપુરી ચેવડા માટેનું વડોદરા-વાસીઓનુ અભિમાન, ઘારી, ભૂસા કે વિનોદી સહેલાણીપણાનું સુરતીનુ મમત્વ આ સ્થાનિક ભાવના અને સમુદાય-મમત્વનું દૃષ્ટાંત પૂરું પાડે છે.

સ્થાનિક વસ્તુઓ અગર ઘટનાઓમાં રસ એનો અર્થ એમ નથી કે સમુદાયના બધા જ સબંધોમાં ફક્ત સહકાર અને સ્નેહની ભાવના જ હોય છે. "ગપ"માં ફક્ત વખાણુ નહિ ટીકા પણ હોય છે. ગામગપાટામાં ઘણી વાર કોઈ કોઈ ઘટના, વ્યક્તિઓ અગર જૂથની એવી તો ઝાટકણી કાઢવામાં આવે છે કે તેમાં સહકારનું નામમાત્ર પણ નજરે ચઢતુ નથી. ઘણી વખત ગપાટા ભરી ભરી ટીકાને કારણે જ રસપ્રદ બને છે. આમ સ્થાનિક જીવનમાં રસ એટલે માત્ર સહકાર વૃત્તિ નહિ; સ્થાનિક જીવનમાં રસ એટલે સ્થાનિક જીવનમાં, સમુદાયની ઘટનાઓમાં વધારે ધ્યાન. આ રસ સમુદાય તરફ માનવીના ચિત્તને દોડાવે. માનવીને પોતાના સમુદાયના વધારે વિચારો કરાવે સમુદાયની ઘટનાઓ તરફ વધારે આકર્ષણ ઊભું કરે. સ્થાનિક જીવનમાં વધુ રસ એટલે સમૂહજીવનમા અમુક પ્રકારનું વિશિષ્ટ આકર્ષણ અને ખેંચાણ સમુદાય-જીવનમાં વધુ આકર્ષણ અને ખેંચાણ સબંધોમાં પરસ્પરના જીવન, વર્તન અને વિચારો તરફ વધુ કુતૂહલવૃત્તિ જાગ્રત કરે આ કુતૂહલ વૃત્તિ તે અંગે વધારે જાણવાની જિજ્ઞાસા પણ જગાડે અને તે અંગે સજાગતા પણ વધારે. આ સ્થાનિક રસમા સહકાર અને સંઘર્ષ, આકર્ષણ અને ધિક્કાર બન્ને વધુ તીવ્રતાપૂર્વક અનુભવાય.

આમ સમુદાય-ભાવનો સામુદાયિક લોકાચારો, સ્થાનિક જીવનમાં વધુ રસ વગેરે લક્ષણોથી પારખી શકાય છે. એ લક્ષણો સમુદાય-ભાવનાને વ્યક્ત પણ કરે છે અને તે ભાવનાને દૃઢીભૂત પણ કરે છે.

## વર્તમાન જગતમાં બદલાતી જતી સમુદાય-ભાવના (The Changing Character of Community Sentiment in the Modern World):

વર્તમાન વિસ્તૃત સમાજ અનેક પ્રકારના અને અનેક કક્ષાના સમુદાયોનો બનેલો છે માનવી પણ ફક્ત એક જ સમુદાયનો સભ્ય હોતો નથી પરંતુ એકી સાથે વધુ ઓછા પ્રમાણમા તે અનેક સમુદાયોનો સાથે જ સભ્ય હોય છે તે વસો, આણંદ, નડિયાદ, સુરત વડોદરા, ભાવનગર, કે અમદાવાદ સમુદાયનો પણ સભ્ય હોય, તે સાથે સાથે ચરોતરનો, કે ગોહિલ વાડનો પણ સભ્ય હોઈ શકે સાથે સાથે તે ગુજરાતી સમુદાયનો પણ સભ્ય હોય ભારતીય સમુદાયનો પણ સભ્ય હોય અને એશિયન સમુદાયનો પણ-સભ્ય હોય આપણે આપણા સર્વનો વિચાર કરીશુ તો તરત જ જણાશે કે આપણે એકી સાથે અમુક ગ્રામસમુદાય, અગર અમુક નગરસમુદાય, અમુક પ્રદેશ અને પ્રાંતસમુદાય, અને અમુક રાષ્ટ્રસમુદાયના સાથે સાથે-સભ્યો હોઈએ છીએ, એ સર્વ અંગે એકી સાથે જ ઓછાવત્તા પ્રમાણમા પણ સમુદાયભાવના સેવતા હોઈએ છીએ

## બહુ-જૂથ સમાજની સમુદાયભાવના ઉપર અસર (The Impact of Multi-group Society):

વર્તમાન સમાજ એ બહુમંડળ અને બહુસંસ્થ 'સમાજ' છે, દશમા પ્રકરણમા આપણે જોયુ તે પ્રમાણે વ્યક્તિ આ વિસ્તૃત સમાજમા અનેક મંડળો અને સમૂહોનુ સભ્યપદ ભોગવે છે આ કારણને લીધે વ્યક્તિનો સામાજિક રસ પણ આ મંડળોના સભ્ય તરીકે 'આ મંડળો મારફત" ખૂબ જ ચોક્કસ અને અમુક માર્ગી બને છે. પહેલાના સમયમા વ્યક્તિનો રસ જે પોતાના સમુદાયમા મર્યાદિત રહેતો તે હવે આ ખાસ હિતો માટે જ ઊભા થયેલા મંડળોમા કેન્દ્રિત થાય છે વાહનવ્યવહાર અને વિનિમયના વિસ્તૃત સાધનો માનવીના કાર્ય અને વિચારને એક સમુદાય પૂરતા જ મર્યાદિત રહેવા દેતા નથી માનવીનાં કાર્ય અને વિચારનું ક્ષેત્ર વિશાળ બને છે. તે અનેક સમુદાયોને આવરી લે છે આમ નાના નાના સમુદાયોની એકતા અને સુગ્રથિતતા અમુક રીતે ઓછી થતી જાય છે મોટા શહેરોમાં આ ઘટના બહુ જ સ્પષ્ટપણે દેખાય છે નવો માણસ શહેરમા વસવાટ-કરવા આવે ત્યારે તે-શરૂઆતમા પોતાના સગા, પોતાના જ્ઞાતિના, પોતાનો જ ધંધો કરતા, પોતાના પ્રાંતના કે ધર્મના માણસો સાથે સંપર્ક

સાધે છે, પરંતુ ધીરે ધીરે તેનો રસ પોતાનાં ખાસ હિતો સંતોષતાં મંડળો તરફ જાગ્રત થાય છે. તે કોઈ કામદાર સંઘનો સભ્ય બને, કોઈ રાજકીય પક્ષનો સભ્ય બને, કોઈ પોતાને ગમતી કલબનો સભ્ય બને અગર કોઈ નિશ્ચિત સંસ્કાર, રંજન કે વ્યાયામ સંઘનો સભ્ય બને. આ સર્વ મંડળો અને સંઘો તે જે સ્થાનમાં રહેતો હોય ત્યાં જ હોય એવુ હોતુ નથી તે મંડળોનું સભ્યપદ તેને સ્થાનિક પડોશ-સમુદાયનું વાતાવરણ આપતું નથી. તેને પોતાના સ્થાનિક જીવનમાં, ચાલ, અગર પોળ કે લત્તાના જીવનમાં રસ ન પણ રહે આમ સ્થાનિક પડોશ તેને માટે સમુદાયનુ વાતાવરણ પૂરું ન પણ પાડે. માનવીને પોતે જે સ્થળમાં રહેતો હોય એ સ્થળના જીવન જોડે કશો સંબંધ ન પણ હોય એવુ બની શકે. આપણે ઘણી વાર મોટાં શહેરોમાં એવું જોઈએ છીએ કે વર્ષોથી એકજ ચાલ, કે લત્તા અને પોળમાં રહેતા લોકો એક-બીજાને ઓળખતા પણ હોતા નથી. મોટાં શહેરોમાં માનવીનો રસ પોતાના રહેઠાણના સ્થાનિક જીવન કરતાં બીજાં મંડળો અને સમૂહોના જીવનમાં વધુ વિકસતો જાય છે. માનવી કામદાર સંઘમાં રસ લેતો હોય, વ્યાયામ સંઘમાં રસ લેતો હોય, રાજકીય પક્ષમાં રસ લેતો હોય અગર કલાકેન્દ્રમાં પણ રસ લેતો હોય પરંતુ પોતાના લત્તાના અગર પડોશના જીવનથી તે સ્પર્શાયો પણ ન હોય. આમ બહુ-જૂથ વિસ્તૃત સમાજમાં નાના નાના સ્થાનિક સમુદાયોમાંથી સમુદાય ભાવના ઓસરવા માંડી છે. એ ભાવના ધીરે ધીરે કોઈ વિશાળ સમુદાયની ભાવના તરીકે નવો પલટો ખાવા મથી રહી હોય છે. આમ નાના નાના સમુદાયોમાં અને તેને ટકાવી રાખતી સમુદાય-ભાવનામાં પરિવર્તનો થઈ રહ્યાં છે.

## નાના સમુદાયોમાં થઈ રહેલાં પરિવર્તનો :

સ્થાનિક સમુદાય ભાવનાની તીવ્રતા અને સુગ્રથિતતામાં આવતો ઓટ આપણે બીજી રીતે પણ અનુભવીએ છીએ. તે અનુભવ આપણને ઝડપથી પલટાતા ગ્રામ-સમુદાયોનાં સ્વરૂપ અને આત્મામાં જણાય છે. મોટર, બસ, કે ટ્રેન જેવા ઝડપી વાહનવ્યવહારનાં સાધનો; વિકસતી જતી રેલ, રસ્તાઓની ગૂંથણી, વિસ્તૃત આર્થિક અને નાણાકીય વ્યવહારોનો ગ્રામ-સમુદાયોમાં ધસારો, રાજકીય તંત્રની આવરી લેતી યોજનાઓ, તેમ જ રેડિયો, પ્રેસ, સિનેમા વગેરે જેવાં વિચાર અને સંસ્કાર પ્રસારનાં સાધનોના વિકાસે આજે ગામડાંઓને શહેરોનાં જીવન અને વિચારોની અસર તળે આણી દીધાં છે. ગ્રામ-સમુદાય ધીરે ધીરે વસ્તુઓ, ચીજો, માલ

અને સગવડનાં સાધનો માટે શહેર ઉપર વધુ અવલંબન રાખતો જાય છે. આમ ગ્રામ-સમુદાયનું ધ્યાન ધીરે ધીરે સ્થાનિક વસ્તુઓ અને ઘટનાઓમાંથી ઓછું થઈ શહેર પ્રચારિત વસ્તુઓ અને ઘટનાઓ તરફ વધુ ખેંચાય છે. ઉપર વર્ણવેલાં સાધનોનો પ્રચાર ગામડાંને જીવનનાં કેન્દ્ર બનવાને બદલે શહેર પર વધુ નિર્ભર બનાવે છે. આ અવલંબન વધતું જાય છે અને ધીરે ધીરે ગામડાંને શહેર સાથે વધુ અને વધુ કડીઓથી સાંકળતું જાય છે. આ વિકસતો સંબંધ ગામડાના સમુદાયના જીવનને, તેનાં હિતોને, તેના પ્રશ્નોને અને તેનાં મૂલ્યોને શહેરનાં જીવન, હિતો, પ્રશ્નો અને મૂલ્યો ઉપર આધાર રાખતાં કરી દે છે. આમ ગ્રામજીવનની સ્થાનિક મૌલિકતા ઓછી થતી જાય છે. એટલું જ નહિ પરંતુ ગ્રામજીવનનો વ્યવહાર હવે વિસ્તૃત પ્રાદેશિક ભૂમિકા ઉપર થતો હોઈ ગ્રામજીવનનું કેન્દ્રિતપણું પણ ઓછું થતું જાય છે. સમુદાય-ભાવના પણ આ કારણે આ ગ્રામ-સમુદાયોમાં ઓછી થતી જાય છે. સમુદાય-ભાવના હવે નાના ગ્રામ-સમુદાય પૂરતી સીમિત ન રહેતાં કોઈ વિસ્તૃત ભૂમિકામાં ભળી જવા મથન કરે છે.

સમુદાય-ભાવના માનવીના સામાજિક જીવનમાં ખૂબ જ રૂઢ થયેલી ઘટના છે. તે એક કેન્દ્ર ખોતાં બીજા કેન્દ્રને શોધી કાઢે છે. વર્તમાન વિસ્તૃત સમાજમાં નાના નાના સમુદાયોની ભૂમિકા આમ ઓછી થતી જાય છે એ ખરું પરંતુ તેમાં સમુદાય-ભાવના વિશાળ સ્થળ-સમુદાય સ્વરૂપે વ્યક્ત થાય છે. આ મોટો સમુદાય તે રાષ્ટ્રસમુદાય. રાષ્ટ્રીયતાની ભાવના એ સમુદાય-ભાવનાનું વર્તમાન સમાજમાં વ્યક્ત થતુ સ્વરૂપ છે. રાષ્ટ્ર-ભાવના આજે માનવજીવનમાં ખૂબ જ મહત્ત્વનો ભાગ ભજવે છે. તેનું મહત્ત્વ એટલું બધું છે કે આપણે તેની વિસ્તારપૂર્વક ચર્ચા કરીએ.

## ૩

## રાષ્ટ્ર—એક સમુદાય-પ્રકાર

### રાષ્ટ્ર—તેની સામુદાયિક ભૂમિકા (The Community Basis of the Nation):

વર્તમાન સંસ્કૃતિમાં રાષ્ટ્ર એ સહુથી વિશાળ અને અસરકારક સમુદાય છે. ગ્રામ-ભાવ, સ્થાન ભાવ અને અવલંબન-ભાવ ઉપર રચાયેલી

સમુદાય-ભાવનાવાળો સહુથી વિસ્તૃત સમુદાય તે રાષ્ટ્ર કેટલીક સમૂહ-ભાવનાઓ આજે રાષ્ટ્રની મર્યાદાથી પણ બહાર ફેલાવા પ્રયત્ન કરે છે અને રાષ્ટ્રથી પણ વધુ વિશાળ જૂથો રચવા પ્રયત્નો કરે છે કેટલાક સમૂહોએ આંતરરાષ્ટ્રીય સ્વરૂપ પણ ધારણ કર્યું છે. યુનાઈટેડ નેશન્સ, આંતરરાષ્ટ્રીય મજદૂર સંઘો વગેરે જેવાં અનેક મંડળો છે કે જે પોતાની ભૂમિકા આંતરરાષ્ટ્રીયતાના પાયા ઉપર રચે છે અને અનેક રાષ્ટ્રોને આવરી લે એ પ્રકારની વ્યવસ્થાઓ પણ ઊભી કરે છે. પરંતુ આ આંતરરાષ્ટ્રીય મંડળો અને વ્યવસ્થાઓનાં મૂળ જીવનમાં હજી ઊંડાં ગયાં નથી. તેઓએ સમુદાય બનવા જેટલી સ્થાનિક એકતા અગર સમુદાય-ભાવના વિકસાવી નથી.

આમ રાષ્ટ્ર જ આજે તો સહુથી મહત્ત્વનો સમુદાય છે. રાષ્ટ્ર સમુદાયનાં સર્વ લક્ષણો વ્યક્ત કરે છે અને સમુદાયભાવનાનાં સર્વ તત્ત્વોને ખૂબ જ સ્પષ્ટતાથી ખીલવે છે. બીજા સર્વ સમુદાયોની માફક રાષ્ટ્રની ભૂમિકા પણ પ્રાદેશિક સહવસવાટ અને સમુદાય ભાવના ઉપર રચાઈ છે.

રાષ્ટ્રસમુદાયની એક ખાસ વિશિષ્ટતા હજી સુધી જોવા મળે છે. તે સમુદાય-કાં તો સ્વતંત્ર રાજકીય એકમ તરીકે હોય છે અગર આ પ્રકારના એકમ તરીકે વિકસવાનો આદર્શ સેવતો હોય છે. આમ રાષ્ટ્રને રાષ્ટ્ર-રાજ્ય જોઈએ છે.

દરેક રાષ્ટ્રને પોતાની અમુક ભૌગોલિક મર્યાદા હોય છે. જોકે ઘણી વખત આ ભૌગોલિક સ્થળ નિશ્ચિત કરવું અને તેની સીમાઓ દોરવી એ ઘણું જટિલ કાર્ય બની જાય છે તેનાં અનેક કારણો હોય છે. ઘણી વખત ઐતિહાસિક કારણોને લીધે એકથી વધુ રાષ્ટ્રો એક જ રાજતંત્રના વિભાગ બને છે. તેમને દરેકને સ્વતંત્ર રાજ્યતંત્ર વિકસાવતી વખતે ભૂમિ-મર્યાદાની મૂંઝવણ અનુભવવી પડે છે. ઘણી વખત સંસ્થાન તરીકે વિકસેલો દેશ, શાહીવાદથી મુક્ત થતાં પોતાના પ્રદેશની મર્યાદા આંકવામાં અનેક અડચણો અનુભવે છે, ઘણી વાર ઐતિહાસિક વિકાસમાં કેટલીક એવી સંસ્કૃતિઓ વિકસે છે કે જ્યાં ભૂમિપ્રદેશ ખૂબ જ વિશાળ હોય. ત્યાં વિવિધ પ્રજાઓ એ સંસ્કૃતિની મૂળભૂત ભૂમિકામાં રહી પોતાની વિશિષ્ટતાઓ વિકસાવે છે. એક તરફ એ સંસ્કૃતિના સમસ્ત ભૂમિપટમાં અને સમાજમાં પણ ભૌગોલિક ભાવના વિકસે, એક તંત્રના ખ્યાલ વિકસે અને બીજી તરફ તે જ સંસ્કૃતિમાં વિકસેલી વિવિધ પ્રજાઓ, જે ઘણી વખત

રાષ્ટ્ર જેવી બહોળી હોય છે, તેઓમાં પણ સ્થાનિક ભાવ અને સમુદાય-ભાવ વિકસે છે. આમાંથી પણ રાષ્ટ્ર કોને કહેવું ? બહુરાષ્ટ્રીય-રાષ્ટ્ર-સમુદાય હોઈ શકે કે નહિ ? અને મોટા રાષ્ટ્ર અને તેની અંદર સમાયેલા —આપણે જેને શબ્દોના અભાવે પેટા-રાષ્ટ્રો કહીએ તેમને માટે સ્થાનિક સીમાડાના પ્રશ્નોના ગૂંચવાડા પડે. ઑસ્ટ્રિયા-હંગેરી બે રાષ્ટ્રો એક વખત ઑસ્ટ્રો-હંગેરિયન સામ્રાજ્યના વિભાગ હતા. તેમાંથી ઑસ્ટ્રિયા અને હંગેરી એમ બે સ્વતંત્ર રાષ્ટ્રો—રાજ્યતંત્રો તરીકે વિકસી આવ્યાં. વિશ્વયુદ્ધ પછી સામ્રાજ્યની નીચે વિકસેલાં ઘણાં સંસ્થાનોને મુક્તિ મળી હતી. એ સ્વતંત્ર થયેલાં રાષ્ટ્રોને બીજા રાષ્ટ્રથી પોતાની પ્રાદેશિક મર્યાદા ક્યાં રચવી તેની ઘણી મૂંઝવણ અનુભવવી પડી. આઝાદી પહેલાં ભારત સમસ્તને આપણે રાષ્ટ્ર તરીકે કલ્પ્યો હતો. "પંજાબ, સિંધ, ગુજરાત, મરાઠા, દ્રાવિડ, ઉત્કલ, બંગ" એ સર્વનો એમાં સમાવેશ હતો. આ અખંડ હિન્દુસ્તાનને જો આપણે રાષ્ટ્ર તરીકે ગણ્યો તો આજના સિંધ, અડધા પંજાબ, અડધા બંગાળ વગરના ભારત અને સરહદ પ્રાંત, પશ્ચિમ પંજાબ, સિંધ અને પૂર્વ બંગાળના બનેલા પાકિસ્તાનને રાષ્ટ્ર ગણીશું ? અને તે નવા રાજ્ય-એકમો જેમાં એ રાષ્ટ્રો વિકસ્યાં છે તેના સીમાડા હજી કેવા ઉત્કટ પ્રશ્નો ઊભા કરે છે તે પણ આપણા ધ્યાનમાં છે. તે જ પ્રમાણે ભારતીય સંસ્કૃતિની સર્વસામાન્ય ભૂમિકામાં વિકસી આવેલી પંજાબી, ગુજરાતી, સિંધી, મહારાષ્ટ્રી, કન્નડ, તામિલ, આંધ્ર, તેલુગુ, ઉત્કલ, વંગ-(બંગાળી) પ્રજાઓ અને સમસ્ત ભારતની પ્રજા એ બન્નેમાં સાથે જ સમુદાયભાવના વિકસી આવતી દેખાય છે. ભારતની સીમા અને સાથે સાથે ઉપર વર્ણવેલી વિવિધ ભાષાઓ બોલતી પ્રજાઓના પ્રદેશોની સીમાં જે તેમને એકબીજાથી ભિન્ન સ્થાનિક મર્યાદાઓ બાંધી આપે એ કેવી રીતે દોરવી એ પણ એક અતિકૂટ પ્રશ્ન બન્યો છે આજે ભારતમાં તેણે એક ઉગ્ર આંદોલન જગવ્યું છે. આપણે સર્વ તે અનુભવી રહ્યા છીએ.

ગુજરાતી ભાષામાં પણ એક જ સંસ્કૃતિમાં વિકસેલી વિવિધ પ્રજાઓ માટે, તેમ જ સમસ્ત સંસ્કૃતિને આવરતા સ્થાનિક સમૂહ માટે રાષ્ટ્ર, દેશ, માતૃભૂમિ, પ્રજા વગેરે શબ્દો વપરાય છે. હિન્દને રાષ્ટ્રભૂમિ, હિન્દી પ્રજા, "માતરમ્" કે હિન્દ દેશ આપણે કહીએ છીએ તે જ પ્રમાણે ગુજરાતને પણ રાષ્ટ્ર,- માતૃભૂમિ, દેશ કે પ્રજા શબ્દે ઓળખીએ છીએ. કવિ નર્મદાશંકરથી આ રાષ્ટ્રભાવના—અગર મુનશીજીના શબ્દોમાં વર્ણવીએ તો આ પ્રજાકીય અસ્મિતાની ભાવના—વ્યક્ત થવા માંડી છે

ગરવી ગુજરાત, ગુણિયલ ગુર્જર દેશ, ગુજરાતની અસ્મિતા, ગુર્જર પ્રજા, ગુર્જર રાષ્ટ્ર વગેરે શબ્દોમાં આ ભાવના વ્યક્ત કરીએ છીએ.

મૂળ વિષય ઉપર આવતાં આપણે ઉપલાં દૃષ્ટાંતોથી એક જ વસ્તુ સિદ્ધ કરીએ છીએ કે રાષ્ટ્રસમુદાયની પ્રાદેશિક મર્યાદા બાંધવાની પ્રવૃત્તિ મૂંઝવણભરી અને મુશ્કેલ છે. તે ઘણી વખત ઉગ્ર આંદોલનો જગાવે છે. આજે આંતરરાષ્ટ્રીય પાર્શ્વભૂમિ ઉપર પણ રાષ્ટ્રોની સ્થળ-મર્યાદાઓ દોરવાનો પ્રશ્ન ખૂબ જ અટપટો થઈ ગયો છે.

અમુક અંશે આ પ્રશ્નની મૂંઝવણનાં કારણો નીચે પ્રમાણે છે:

(૧) સત્તાધારી મહારાજ્યોનાં હિતોનાં ઘર્ષણ,

(૨) રાષ્ટ્રોમાં તેમના આંતરિક પ્રશ્નોની જટિલતા.

આમ રાષ્ટ્રીય ભાવનાને અનુરૂપ રાષ્ટ્રીય પ્રદેશની મર્યાદા ઘડવાનો પ્રશ્ન આજે ખૂબ જ મહત્ત્વ ધારણ કરી રહ્યો છે.

પરંતુ રાષ્ટ્રીય ભાવના એટલે શું? તે કયાં તત્ત્વોની બનેલી છે? તે કેવી રીતે વ્યક્ત થાય છે? આ ઘટના સમજવા આપણે પ્રયત્ન કરીએ.

### રાષ્ટ્રીય ભાવનાનાં ખાસ લક્ષણો:

રાષ્ટ્ર એ સમુદાય છે તેની ખાતરી કરવા આપણે રાષ્ટ્રીય ભાવનાનું અન્વેષણ કરીશું. એ અન્વેષણથી સ્પષ્ટ થશે કે રાષ્ટ્ર સમુદાયનાં બધાં જ લક્ષણો ધરાવે છે.

### રાષ્ટ્રીય ભાવના—તેનું પ્રજાકીય તત્ત્વ (National Sentiment—Its Democratic Nature):

સમુદાયભાવનાની માફક રાષ્ટ્રીય ભાવના પ્રજાકીય છે. રાષ્ટ્રીય ભાવના આમ વર્ગભાન અને જાતિભાનથી ભિન્ન પડે છે. રાષ્ટ્રીય ભાવના ન તો દરજ્જાથી મર્યાદિત છે કે ન તો ઊંચનીચના ભેદની ભૂમિકા ઉપર રચાયેલી છે. તે ગરીબને પણ આવરે છે અને તવંગરને પણ અપનાવે છે. તે સ્ત્રીને પણ સુલભ છે અને પુરુષને પણ સુલભ છે. તે ભાવના બુદ્ધિવાદીને પણ સમાવે છે અને અણઘડને પણ સમાવે છે. વિદ્વાન અને મૂર્ખ પણ રાષ્ટ્રીયતાની ભાવનાથી રંગાય છે. રાષ્ટ્રીયતાની ભાવના પ્રત્યાઘાતીને કે પ્રગતિવાદીને, સંરક્ષકવાદીને કે ક્રાન્તિકારીને એમ સર્વને પોતાનામાં સમાવે છે. રાષ્ટ્રીય ભાવનામાં ભલે પછી કોઈ જૂથના હિત વધુ સચવાતા હોય, અગર રાષ્ટ્રમાં કોઈ જૂથ પ્રભુત્વ ધરાવતું હોય, પરંતુ

રાષ્ટ્રીયતાની એક ખાસિયત એ છે કે રાષ્ટ્રનું દરેક જૂથ દેશાભિમાનની ભાવના નીચે જ પોતાની યોજનાઓ અને પોતાના કાર્યક્રમો વિસ્તારે છે. રાષ્ટ્રીયતાનું આ સર્વવ્યાપી લાગણી તરીકેનું તત્ત્વ જ આપણને રાષ્ટ્રીય ભાવનાની વિશાળ ભૂમિકા અને તેના આકર્ષણને સમજાવે છે.

રાષ્ટ્રીય ભાવના આમ કોઈ ચોક્કસ હિતો અગર કોઈ ખાસ એકાદ તત્ત્વ ઉપર રચાતી નથી. રાષ્ટ્રીય ભાવના ન તો માત્ર ભાષા—બોલી—ઉપર આધાર રાખે છે. તે જ પ્રમાણે તે માત્ર કોઈ નિશ્ચિત આર્થિક હિત ઉપર, અગર એકલા ધર્મ ઉપર અવલંબન રાખતી નથી. વર્ણભેદ, જાતિભેદ, લિંગભેદ, અમુક સંસ્કારિતાનાં તત્ત્વ કે અમુક જ ઐતિહાસિક પરંપરા ઉપર પણ તે આધાર રાખતી નથી. રાષ્ટ્રીય ભાવનામાં આ સર્વ તત્ત્વો સુમીલિત થતાં હોય; પરંતુ તે તેમના ઉપર જ આધાર રાખતી નથી. ન તો તે આમાંના એક જ તત્ત્વથી સ્થાપ છે. દા. ત., સ્વિટ્ઝર્લૅન્ડ એક રાષ્ટ્ર છે પરંતુ તેની પ્રજા ત્રણ ભાષાઓ બોલતા માનવસમૂહોની બનેલી છે. સોવિયેટ રશિયાના નાગરિક અનેકભાષી અને વિવિધ સાંસ્કૃતિક પરંપરાઓ ધરાવે છે, છતાં પણ "રશિયન પિતૃદેશ" ("Russian Fatherland") માટેની અનોખી સમુદાય-ભાવના અનુભવે છે.

ઇંગ્લૅન્ડ, ફ્રાન્સ અને ખાસ કરીને યુ.એસ.એ. જેવા રાષ્ટ્રમાં અનેક આર્થિક હિતો અને વિવિધ સંપ્રદાયોનો સમાવેશ થાય છે. વર્ણ અગર જાતિની (Racial) એકતા અગર શારીરિક સરખાપણું એ કોઈ પણ રાષ્ટ્રની પ્રજાને ઘડતું ખાસ તત્ત્વ નથી. યુ.એસ.એ. અગર રશિયા જેવાં રાષ્ટ્રો માટે તો એકલોહિયાપણાની લાગણી પણ રાષ્ટ્રીયતા માટે જરૂરી નથી. એટલું જ નહિ, પણ આ પ્રકારની લાગણીની હાજરી રાષ્ટ્રીયતાની ભાવના માટે અહિતકર અને ખતરનાક નીવડે છે. એક લેખકે સાચું જ કહ્યું છે કે રાષ્ટ્રીયતાને ઘડવામાં અને સુગ્રથિત કરવામાં લોહીનો પોકાર નહિ પરંતુ આદર્શનું આહ્‌વાન જ મદદરૂપ થાય છે.

તો રાષ્ટ્રીય ભાવનાનાં વિશિષ્ટ તત્ત્વો કયાં? પ્રાથમિક ટોળી, ગ્રામ, નગર કે પ્રાદેશિક સમુદાયથી રાષ્ટ્રસમુદાય કયાં જુદો પડે છે? રાષ્ટ્રીય ભાવનાને નોખા પાડતાં તત્ત્વોને આપણે કઈ રીતે ઓળખીશું?

## રાષ્ટ્રીયતાની કસોટીઓ :

રાષ્ટ્રીયતાને સારી રીતે સમજવા માટે આપણે પહેલાં રાષ્ટ્ર અને

રાજ્ય વચ્ચેનો સબધ સમજવો પડશે

વર્તમાન રાજ્યો રાષ્ટ્રોના વિકસતા ઇતિહાસ સાથે સકળાયેલા છે આ કારણે એ બે વચ્ચેનો સબધ આપણને રાષ્ટ્ર એટલે શુ અને રાષ્ટ્રીયતા એટલે શુ તે સમજવામા મદદરૂપ થશે રાષ્ટ્રોના બહુજ વિદ્વાન અભ્યાસી હાન્સ કોહાન્સના મત-યોથી આપણે શરૂ કરીએ. તે રાષ્ટ્ર અને રાજ્યના સબધો વિષે નીચે પ્રમાણે જણાવે છે

રાષ્ટ્રના માળખાનુ સૌથી મહત્ત્વનું બાહ્ય પ્રતીક તે રાજ્ય રાજ્કીય સીમાઓ રાષ્ટ્રને નિર્ણીત કરવામા મદદરૂપ થાય છે એક સ્થાનિક સરકારના વહીવટ નીચેની નાગરિકતાની ભાવના એ રાષ્ટ્રભાવનાની ભૂમિકા બને છે આ દષ્ટિએ એક રાષ્ટ્ર, એક સરકાર એ રાષ્ટ્રીય જીવનનુ મહત્ત્વનુ તત્ત્વ બની રહે છે રાષ્ટ્રની ઉત્પત્તિ વખતે તેના રાજ્યનુ ત્યા અસ્તિત્વ ન પણ હોય પરતુ ભૂતકાળના પોતાના રાજ્યનું સસ્મરણ અગર ભવિષ્યમા પોતાના રાજ્યને રચવાનુ સ્વપ્ન અને તે સસ્મરણમા રાચવવાનું અને સ્વપ્નને સિદ્ધ કરવાની તમન્ના ખીલવવાનુ રાષ્ટ્રવાદના યુગમા રાષ્ટ્રીય ભાવનાનું ધ્યેય હોય છે

આ દષ્ટિએ એવા ઘણા સમુદાયો છે કે જે સ્વશાસન કરતા નથી પરતુ આપણે તેમને રાષ્ટ્ર કહીએ છીએ આનુ કારણ એ છે કે આ સમુદાયો સ્વશાસન ઝખે છે સ્વશાસનની ઝખના, રાજકીય આત્મ નિયત્રણની ઇચ્છા એ રાષ્ટ્રીયતાનુ મુખ્ય લક્ષણ છે આ જ લક્ષણ રાષ્ટ્ર સમુદાયને બીજા સમુદાયોથી જુદો પાડે છે

ઉપરની ચર્ચા ઉપરથી આપણે રાષ્ટ્રીયતાની, રાષ્ટ્ર ભાવનાની વ્યાખ્યા બાધી શકીએ રાષ્ટ્રીય ભાવના એક વિશિષ્ટ પ્રકારની સમુદાયભાવના છે, માનવસમૂહોમાં જ્યારે અમુક ઐતિહાસિક સયોગો અને સમૂહ મનોવલણોનો વિકાસ એવી કક્ષાએ અને એટલી તીવ્રતાએ પહોચે કે એ સમૂહો પોતાનુ જ આગવુ સ્વશાસન માગે, રાજ્ય માગે ત્યારે તે સામુદાયિક ભાવનાને આપણે રાષ્ટ્રીય ભાવના કહી શકીએ અહીયા આપણે ધ્યાન રાખવુ જોઈએ કે રાષ્ટ્રની વ્યાખ્યા, સમૂહની લાગણી જેવા તત્ત્વ ઉપર બાધી છે આ લાગણીના તત્ત્વમા પણ રાષ્ટ્ર બીજા સમુદાયો જેવા જ ગુણ ધરાવે છે

સર્વસામાન્ય ભૂમિપ્રદેશ, અને સમૂહજીવન એ બે તત્ત્વો દરેક સમુદાયમા વણાયેલા હોય છે, પરતુ સમુદાયજીવનનુ પ્રમાણ કેટલુ હોવુ જોઈએ અને

સ્થાનિક પ્રદેશની મર્યાદા કેટલી હોવી જોઈએ એ માટે આપણે કોઈ ચોક્કસ ધોરણો સમુદાય માટે નક્કી કર્યાં નથી આ જ પ્રમાણે રાષ્ટ્રીય ભાવના માટે પણ કેટલુ સમૂહજીવન, કેટલો ભૂમિટુકડો અને કેવા પ્રકારના સ્વશાસનની ઉત્કંઠા એનો ગાણિતિક આકડો આપણે કાઢતા નથી

ભૂમિ વિસ્તારનો અંદાજ, સમૂહજીવનની તીવ્રતા અગર કક્ષા, કે સ્વશાસનની ઝંખનાના પ્રમાણ બાંધવાં એ મુશ્કેલ કાર્ય છે આપણે એને અંગે એક જ વસ્તુ કહી શકીએ રાષ્ટ્રોનો જન્મ એક ચોક્કસ પળે થતો નથી ઐતિહાસિક પરિબળોના આધારે વર્તમાન રાષ્ટ્રો ધીરે ધીરે વિકસે છે રાષ્ટ્રને વિકસાવતા બળો અને સામાજિક સંબંધો ખૂબ જ અટપટાં, અનેક તત્ત્વોના બનેલા અને ઘણા ગહન હોય છે તેમા અનેક પ્રકારના સામૂહિક આંતર સંબંધો સમાયેલા હોય છે જુદા જુદા રાષ્ટ્રોના વિકાસની ભૂમિકા અને વાતાવરણ પણ જુદા જુદા હોય છે ઘણી વખત એક રાષ્ટ્રની જાગૃતિ બીજી પ્રજાઓમા રાષ્ટ્રીયતાની ભાવના જગવવા સમર્થ બને છે, ઘણી વખત પરદેશીઓ સામેની લડત પણ કોઈ દેશોમા રાષ્ટ્રીયતાની ભાવનાને વિકસાવે છે, તો ઘણી વખત રાષ્ટ્રીયતાનો વિકાસ, તે પ્રજાના આતરિક બળોની પરસ્પર પ્રક્રિયામાથી પણ થાય છે મધ્ય એશિયા, દૂરપૂર્વ એશિયા (Far East Asia), સિલોન, બર્મા, ભારત, આફ્રિકન દેશો તેમ જ મધ્ય અને દક્ષિણ પૂર્વ યુરોપનો રાષ્ટ્રવાદ તથા દક્ષિણ અમેરિકાના વિવિધ દેશોમા વિકસી આવેલો રાષ્ટ્રવાદ આપણા ઉપના વિધાનના દૃષ્ટાંત પૂરા પાડે છે

આ જ કારણથી રાષ્ટ્રીયતાના વિકાસ માટે કોઈ એકમાત્ર કારણ જૂ કરી શકીએ નહિ, આપણે એટલુ જ વિધાન કરી શકીએ કે, જ્યારે અમુક પ્રદેશમાં રહેતા માનવસમૂહો સ્વશાસનની ઝંખના કરે અને પોતાની આગવી રાજસત્તા સ્થાપવા ઇચ્છા કરે ત્યારે તે સ્થાનિક માનવ સમૂહ રાષ્ટ્રસમુદાય બને છે તે સમૂહમા રાષ્ટ્રીય અસ્મિતા જાગી છે એમ પણ આપણે વર્ણવી શકીએ એક અભ્યાસીએ કહ્યુ છે તેમ કોઈ પણ સ્થાનિક સમુદાય જ્યારે પોતાને રાષ્ટ્ર તરીકે ગણે ત્યારે તે સમુદાય રાષ્ટ્ર બને છે

માનવસમૂહો બાહ્ય પ્રતીકોથી સમુદાય બનતા નથી મનોવલણો, ભાવનાઓથી તેઓ સમુદાય બને છે સમુદાયની સાચી મર્યાદા સમુદાય ભાવનાની મર્યાદામા છે માનવજાતને રાષ્ટ્રસમુદાયમાથી જગતસમુદાય

બનવામાં રાષ્ટ્રીય ભાવનાના માનસિક સીમાડાઓ વિઘ્ન નાખે છે આજ વાહનવ્યવહાર, ઉત્પાદન, જ્ઞાન અને વિનિમય આંતરરાષ્ટ્રીય છે. આ સર્વ જગતની સમસ્ત માનવજાતને સાંકળી રહ્યા છે પરંતુ રાષ્ટ્રીય માનસ આ ભૌતિક વાસ્તવને જગતસમુદાયની ભાવના તરીકે વિકસવા દેતું નથી આ સંકુચિત રાષ્ટ્રીયતાના પડદા તૂટશે ત્યારે જ વસુધૈવ કુટુંબકમ્‌ની ભાવના જન્મશે અને આ ભાવના જન્મશે ત્યારે જ માનવી રાષ્ટ્રીય સમુદાયના બધનો ફગાવી માનવસમુદાય, જગતસમુદાય તરીકે વિકસી આવશે.

## રાષ્ટ્રીય ભાવના પાછળની ભૂમિકા:

દેશ જેવા વિશાળ ભૂમિપટ ઉપર રહેતા નાગરિકો—જેમાં ઊચ-નીચ, ગરીબ તવગર, પુરુષ સ્ત્રી, ભિન્ન ભિન્ન જ્ઞાતિ જાતિ અને રંગભેદ અને સંસ્કૃતિભેદ, તેમ જ વિવિધ પ્રકાર, વિવિધ કક્ષા અને ઘણી વખત વિરોધી વલણોવાળા પણ હોય છે—તેમની આવી રાષ્ટ્રીય ભાવના શી રીતે વિકસે છે એ જટિલ અને રસભરી ઘટના છે એ સમજવા આપણે પ્રયત્ન કરવો જ જોઈએ. રાષ્ટ્રીય ભાવના જેવી સમુદાય-ભાવના આવાં વિવિધ અને વિરોધી તત્ત્વોમાથી પણ સામુદાયિક સર્વસામાન્ય લાગણીઓ અને વલણો કેવી રીતે ઊભા કરે છે તે ઝીણવટભરી તપાસ માગે છે. રાષ્ટ્રભાવના જેવાં સમગ્ર રાષ્ટ્રસમૂહમાં પ્રસરેલાં વિશાળ પાયા ઉપરનાં સમાન વલણો શોધવાં એ કઠિન કામ છે. રાષ્ટ્રીય સહજીવનની સામહિક ભાવના જગવતા એ તત્ત્વોનું અન્વેષણ કરવા પ્રયત્ન કરીએ

## રાષ્ટ્રીય સરખાપણું અને રાષ્ટ્રીય લક્ષણચિત્રો (National Likeness and National Stereotypes):

રાષ્ટ્રીય ભાવના એટલે એક પ્રકારની "અમજૂથ"ની ભાવના. આ પોતાપણાની ભાવના રાષ્ટ્રની કેટલીક ખાસિયતો, પરપરાઓ અને સિદ્ધિમાથી વિકસી આવે છે, પરંતુ એનો અર્થ એમ નથી કે રાષ્ટ્રના સભ્યોમા સરખાપણું અગર સામ્ય હોય છે. આ પ્રકારની વિચારસરણી સમુદાય-ભાવનાનાં તત્ત્વો સમજવામાં રહેલી મુશ્કેલીને વિસ્તૃત ભૂમિકા ઉપર મૂકી દે છે. સમુદાયભાવનાના બીજ સરખાપણા (Likeness)માં નહિ પરંતુ સર્વસામાન્યતા (Commonness)માં, આત્મીયતા, અને ઐકતાની લાગણીમાં રોપાયાં છે. સમુદાય-ભાવનામાં બધાનાં વલણો અને હિતો

સરખાં (Like) નહિ પરંતુ સર્વસામાન્ય (Common) હોવાં જોઈએ. એ ભાવનામાં સર્વને બધુ સામુદાયિક લાગવું જોઈએ.

દરેક રાષ્ટ્રની પોતાની એક અનોખી જીવનશૈલી હોય છે. તે જીવનશૈલી રાષ્ટ્રના સાહિત્યમાં, કલામાં, લોકકથામાં અને તેના ઐતિહાસિક પ્રસંગોમાં વ્યક્ત થાય છે. પરંતુ આ શૈલી ખૂબ જ સૂક્ષ્મ અને બદલાતી હોય છે. તે સ્પષ્ટ રીતે ઓળખી શકાતી નથી, ન તો તેને ઝડપથી પકડી શકાય છે.

ઘણા અભ્યાસીઓ અગર રાષ્ટ્રવાદીઓ પોતાના રાષ્ટ્રના કેટલાક સંસ્કારોને તેમની વિશિષ્ટતા તરીકે ખપાવી, તેને બીજાં રાષ્ટ્રોથી નોખુ પાડવા પ્રયત્ન કરે છે. એટલું જ નહિ પરંતુ બીજાં રાષ્ટ્રોને ઉતારી પાડવા પણ પ્રયત્ન કરે છે. આમાથી રાષ્ટ્રની સાચી વિશિષ્ટતા નહિ પરંતુ પોતાને ગમતી લાક્ષણિકતાને રાષ્ટ્રીય શૈલી તરીકે ગણાવવા યત્ન થાય છે. આમાંથી રાષ્ટ્રીયતા અંગેનો ખોટો "અહં" વિકસી આવે છે. યુરોપનાં રાષ્ટ્રો જડવાદી છે, પૂર્વનાં રાષ્ટ્રો આધ્યાત્મિક છે એવાં સૂચનો આ જ પ્રકારની ભૂલભરેલી માન્યતા વ્યક્ત કરે છે.

આ પ્રકારની રાષ્ટ્રીય ખાસિયતો વર્ણવતુ વિપુલ સાહિત્ય ઊભું થયુ છે નવલકથાઓ, વાર્તાઓ, નાટકો, ગીતો અને કાવ્યો, પત્રકારિત્વ, તેમ જ અભ્યાસો અને સંશોધનો દ્વારા તેમજ શિલ્પ, સ્થાપત્ય અને બીજાં સાંસ્કૃતિક તત્ત્વો દ્વારા આ ખાસિયતો વ્યક્ત કરવા અને ચીતરવાના પ્રયત્નો આજે સારા પ્રમાણમાં થઈ રહ્યા છે અમેરિકન રાષ્ટ્રીય શૈલી, ચાઈનીઝ શૈલી, રશિયાની વિશિષ્ટતા, ભારતીય ખૂબીઓ વગેરે વિવિધ રાષ્ટ્રોની શૈલીઓ સમજાવવા પ્રયત્ન કરતુ બહોળું સાહિત્ય તૈયાર થાય છે.

ટૉકવેલ, સિજ્ફ્રિડ, બ્રૉગાન્ જેવા અભ્યાસીઓ અમેરિકન રાષ્ટ્રીય સસ્કૃતિના સ્વરૂપને સમજવા પ્રયત્ન કરે છે. અરવિંદ ઘોષ, ટાગોર, એની બીસંટ, રાધાકુમુદ મુકરજી, હોલ્વેલ, કુમારસ્વામી વગેરે ભારતીય સંસ્કૃતિની ખૂબી-ખામીઓ સાથેના પરતુ ભારતના રાષ્ટ્રીય સ્વરૂપને અને તેની વિશિષ્ટતાને વિકસાવવા પ્રયત્ન કરે છે તેજ પ્રમાણે વિવિધ રાષ્ટ્રોના અભ્યાસો થઈ રહ્યા છે. આ સર્વ પ્રયત્નો સમસ્ત સમુદાયને એક સૂત્રથી બાધતી રાષ્ટ્રીય ભાવનાને સમજવા માટેના છે. એમાંના ઘણા પ્રયત્નો, ખોટા રાષ્ટ્ર-અહં અગર સ્વકેન્દ્રી માનસથી પણ રંગાયેલા હોય છે એ ભૂલવુ જોઈએ નહિ

રાષ્ટ્રીયતાની ખાસિયતો ઘણી વખત કોઈ લક્ષણચિત્ર (Stereo-

type) દ્વારા પણ વ્યક્ત થાય છે. અમેરિકા એટલે "અંકલ સેમ", ગ્રેટ બ્રિટન એટલે "જોનબુલ", રશિયા એટલે "મોટું રીંછ" એવાં પ્રતીકો દ્વારા વિવિધ રાષ્ટ્રોનું વ્યક્તિત્વ સમજવા પ્રયત્ન થાય છે. ઘણી વખત કેટલાંક રાષ્ટ્રો સાથે કેટલાક ગુણ-અવગુણો પણ જોડવામાં આવે છે. ઇટાલિયન એટલે ચંચળ, અસ્થિર, અંગ્રેજ એટલે એકલપેટો, જડ, સ્થિર, લાગણી વગરનો, પરંતુ રમતગમતનો શોખીન, સંરક્ષક માનસવાળો; જર્મન એટલે ભારેખમ, શિસ્તબદ્ધ અને પદ્ધતિસર, પૌરસ્ત્ય એટલે અગમ્યવાદી, સ્પર્શીલ, અમેરિકન એટલે તદ્દન યંત્રવત્, એક બીબામાં ઢળેલો, ડૉલરની શોધમાં જીવન વિતાવતો માનવી–વગેરે વર્ણનો દ્વારા રાષ્ટ્રની ખાસિયતો દેખાડવાના પ્રયત્ન થાય છે. "આરંભશૂરો ગુજરાતી" એ વર્ણન આપણે ત્યાં ઠીક પ્રચલિત છે.

જોકે વધુ વિચાર કરતાં આ પ્રકારની લોકકલ્પનાઓ કેટલી ભૂલભરેલી છે તે તરતજ જણાઈ આવે છે આ વર્ણનો દ્વારા જે ખાસિયતો રાષ્ટ્રની ગણવામા આવે છે તે કેટલે અંશે ખોટી હોય છે અને અપવાદોથી ભરપૂર હોય છે તેની ચર્ચા આપણે અહીંયાં કરીશું નહિ અહીંમાં આપણે એટલુંજ સમજવાનું છે કે રાષ્ટ્રીયભાવનાને વ્યક્ત કરવા, તેના સ્વરૂપને સમજવાના પ્રયત્નો થાય છે તેમાંથી રાષ્ટ્ર-વિશિષ્ટતાઓનાં ચિત્રો પણ ઊભાં થાય છે. અને એ લક્ષણચિત્રો દ્વારા એ રાષ્ટ્રના સમસ્ત સમૂહમાં એક પ્રકારની સર્વસામાન્યતાની ભાવના જાગે છે અને તે સમૂહને બીજાથી નોખા પાડવાની વૃત્તિ પણ જન્મે છે.

### રાષ્ટ્રભાવના વ્યક્ત કરતાં પ્રતીકોનો ઉપયોગ અને ટોળાં-માનસ (Manipulating Nationality Symbols and Crowd Mentality):

રાષ્ટ્રીય ભાવનાને વ્યક્ત કરતાં પ્રતીકો રાષ્ટ્રની સમસ્ત—આર્થિક, રાજકીય, સામાજિક અને સાંસ્કૃતિક—પ્રવૃત્તિઓને આવરી લેવા પ્રયત્ન કરે છે, પરંતુ આ જ કારણથી આ પ્રતીક કોઈ ખાસ પ્રવૃત્તિને કે રાષ્ટ્રઘટનાને વ્યક્ત કરતું નથી આથી ઘણીવાર આ પ્રતીક પરંપરા અને દિવ્ય—અગમ્યની લાગણીથી રંગાય છે. રાષ્ટ્રગીત, રાષ્ટ્રધ્વજ અને આ પ્રકારનાં બીજાં પ્રતીકો રાષ્ટ્ર તરફ અંધશ્રદ્ધા અને ભક્તિભર્યું માનસ સર્જે છે રાષ્ટ્ર-કલ્પના સામાન્ય માનવી માટે મુશ્કેલ કલ્પના છે. એટલે જ માતૃભૂમિ, પિતૃભૂમિ, જનની, સ્વદેશ જેવા શબ્દો દ્વારા પ્રાથમિક—નિકટવર્તી

સમૂહમા સમજાય એવા, કૌટુબિક નિકટતા, એકનાડીની નિકટતા વ્યક્ત કરતા શબ્દો દ્વારા લાગણીઓ ઊભી કરવામા આવે છે બાલ્યકાલથીજ સમાજીકરણના પ્રયોગોમાથીજ આ પ્રકારની મમતા રાષ્ટ્રના સભ્યોમા રાષ્ટ્રસમુદાય વિકસાવે છે નાનપણથીજ રાષ્ટ્રગીત, રાષ્ટ્રનિશાન, રાષ્ટ્રધ્વજ તરફ પ્રીતિ જગાડવાના પ્રયત્નો થાય છે આ ગળથૂથીમાથી પીનવેલી ભાવના જ રાષ્ટ્રની કટોકટીના સમયમા રાષ્ટ્ર માટે કુરબાની કરવા માનવીને તત્પર બનાવે છે એટલુ જ નહિ પરતુ રાષ્ટ્ર માટે ભોગ આપવાના પ્રચારની અસર તળે આવવા તેને તૈયાર કરે છે

આ જ કારણથી કટોકટી અને યુદ્ધના સમયમા બુદ્ધિમાન અને તટસ્થ માણસો, ભણેલા, ગણેલા અને અનુભવી માણસો પણ રાષ્ટ્રવાદની ઊર્મિમા તણાઈ પોતાની તટસ્થતા ગુમાવી દે છે એટલુ જ નહિ પરતુ સાચુ જોવાની વિવેકદૃષ્ટિ પણ ગુમાવે છે બીજા દેશો માટે વિકૃત કલ્પનાઓ સેવે છે અને સાચો અગર ખોટો પણ મારો જ દેશ એ પ્રકારનુ મિથ્યાભિમાની માનસ કેળવે છે સમગ્ર જીવનને આવરી લેવા યત્ન કરતા સરળ રાષ્ટ્ર પ્રતીકોમા એક ભય રહેલો હોય છે પ્રચારકો આ રાષ્ટ્ર પ્રતીકોમાથી ગમે તે અર્થ ઘટાવવાના પ્રયત્નો કરે છે જે પ્રતીક આજે મિત્રતા સૂચવતુ હોય તે કાલે દુશ્મન ચિહ્ન બને આમ આજનો મિત્ર કાલનો દુશ્મન બને છે ઉદાર અકલ સેમ, લોભી, શોષણખોર અને પાજી અકલ સેમ બને છે દૃઢતાને દાખવતુ રશિયન રીછનુ પ્રતીક હવે ખધુ નાગે છે ભારતમા રાજ્ય પુનરચના વખતે ધિક્કાર વ્યક્ત કરતા વિકસી આવેલા પ્રતીકો હજી આપણા મગજમા તાજા છે બીજા વિશ્વયુદ્ધના સાથીદારો અમેરિકા, ઇંગ્લેન્ડ, રશિયા અને ચીન તે વખતે પરસ્પર માટે કેવા સહૃદ પ્રતીકો ખડા કરતા હતા અને યુદ્ધ બાદ એકબીજા માટે એ જ પ્રતીકોના કેવા ઊંધા અર્થ કરી તેમાંથી ધિક્કારની ભાવના વિકસાવવા પ્રયત્ન કરે છે તે કોનાથી અજાણ્યુ છે?

રાષ્ટ્ર ભાવનાને તેના પ્રતીકો દ્વારા ગમેતેમ રમાડી શકાય એવી પરિસ્થિતિ, તેને "ટોળામાનસ" (Crowd Mentality)ની કેટલીક લાક્ષણિકતાથી રંગી દે છે કટોકટીમા આ ભાવના ઊર્મિપ્રધાન અને આવેશમય બને છે રાષ્ટ્ર અગેના "આત્મ અહં" ને તે ખૂબ જ ફુલાવે છે રાષ્ટ્ર માટે વ્યક્તિમાં વિવેક વગરના ઝનૂની પ્રેમ અને ધિક્કાર જગાવે છે વ્યક્તિત્વને ભૂસી નાખતી એક પ્રકારની અનિર્વચનીય સમૂહવૃત્તિ જગાડે છે, સાથે સાથે સામાન્ય ધ્યેય માટેનો અસ્પષ્ટ ઝનૂની ચમત્કાર જગાવે છે

આ પ્રકારનુ માનસ એ ટોળાવૃત્તિ માનસ છે આ માનસનો અભ્યાસ આપણે સોળમા પ્રકરણુમા કરીશુ

રાષ્ટ્રીય ભાવનામા સમાયેલા આ સર્વ ટોળાવૃત્તિના લક્ષણો તે ભાવનાના કેટલાક તીવ્ર સ્વરૂપોમા સ્પષ્ટ રીતે વિકસી આવે છે આ તીવ્ર સ્વરૂપો તે દેશાભિમાન (Patriotism) અને રાષ્ટ્રવાદ (Nationalism) આપણે આ બે સ્વરૂપોને સમજવા પ્રયત્ન કરીએ

## રાષ્ટ્રીય ભાવનાનાં સ્વરૂપો અને તે સ્વરૂપોનાં વિવિધ પરિણામો :

રાષ્ટ્રીય ભાવના જ્યા જ્યા વિકસતી જોવામા આવે છે ત્યા ત્યા તેની ભૂમિકા અમુક પ્રકારના સહજીવનના અનુભવો અને સર્વસામાન્ય મૂલ્યોમા હોય છે, એ આપણે જોયુ તદુપરાત આપણે એ પણ જોયુ કે રાષ્ટ્રીય ભાવના કેટલાક સાદા પ્રતીકો અને લક્ષણો દ્વારા વ્યક્ત થાય છે

આ રાષ્ટ્રીય ભાવના વિવિધ સ્વરૂપો ધારણ કરે છે હવે આપણે એ વિવિધ સ્વરૂપો સમજવા યત્ન કરીએ આ સ્વરૂપોમા બે સ્વરૂપ મૂળભૂત છે, જેને વિચારકો સ્વદેશાભિમાન (Patriotism) અને રાષ્ટ્રવાદ (Nationalism)ને નામે ઓળખાવવા પ્રયત્ન કરે છે *

## (૧) સ્વદેશાભિમાન (Patriotism) :

રાષ્ટ્ર-ભાવનાનું એક સ્વરૂપ માતૃભૂમિ, પિતૃભૂમિ અગર સ્વદેશની કલ્પનાની આજુબાજુ વિકાસ પામે છે જ્યારે આ કલ્પના નિ:સ્વાર્થ, પરગજુપણાની, વફાદારીની અને રાષ્ટ્ર તરફ ભક્તિની ભાવના ઉપજાવે છે ત્યારે તેને સ્વદેશાભિમાન (Patriotism) કહેવામા આવે છે.

સ્વદેશાભિમાનના બહાના નીચે વર્ગહિતો, વ્યક્તિના સ્વાર્થ અગર પરરાષ્ટ્ર તરફના ધિક્કારની ભાવના કામ કરી જાય પણ ખરી, પરતુ દેશાભિમાન ભાવના તરીકે એક સમુદાયભાવના છે, તે માનવીને મહાન, સ્વાર્થત્યાગના અને કુરબાનીના કાર્યો કરવા પ્રેરી શકે છે આ ભાવના

---

* ગુજરાતી ભાષામા Nationality Sentiment, Patriotism અને Nationalism માટે સ્પષ્ટ સર્વસ્વીકૃત અને આ સર્વ કલ્પનાઓને નોખી પાડી શકે એવા શબ્દો નથી Nationality Sentiment રાષ્ટ્રભાવના, Patriotism-સ્વદેશાભિમાન Nationalism-રાષ્ટ્રવાદ એમ શબ્દો અહીયા આ ત્રણ ઘટના માટે વાપર્યા છે

ફક્ત યુદ્ધના સમયમાં જ કામ આવતી નથી, આ ભાવના શાંતિના સમયમાં પણ ભવ્ય, સર્જનાત્મક, સામુદાયિક કાર્યો પ્રેરે છે. તદુપરાંત સ્વદેશભક્તિ એક જ રીતે વ્યક્ત થતી નથી, તે ઊર્મિ જુદા જુદા પ્રકારનાં કાર્યો કરવા પણ પ્રેરે છે. આ જ કારણે અમુક વ્યક્તિ અમુક વિચાર ધરાવે અને અમુક જ કાર્ય કરે તો જ તે વધારે સારી અને સાચી દેશભક્ત છે એમ આપણે કહી શકીએ નહિ દા. ત. કોંગ્રેસમાં કામ કરતો માણસ જ વધારે સાચો દેશભક્ત છે અને બીજા રાજકીય પક્ષમાં કામ કરતો માણસ ઓછો દેશભક્ત છે એમ કહી શકાય નહિ. દેશભક્તિ ઉગ્ર, ચમકી ઊઠે, અને પ્રજામાં જાહેરાત થાય એવાં કાર્યો દ્વારા પણ વ્યક્ત થાય અગર તે શાંત, બિલકુલ જ બહાર ન જણાય, પરંતુ દૃઢતાથી ચાલી રહેલી કાર્યકરણીમાં પણ વ્યક્ત થાય. ગાંધીજી મોટા દેશભક્ત કે ગોખલે? જવાહર અને સુભાષ મોટા દેશભક્ત કે ભગતસિંહ અને જયપ્રકાશ? ગોપાલન મોટા દેશભક્ત કે કરપાત્રી અગર સાવરકર? મોરારજીભાઈ મોટા દેશભક્ત કે સંતબાલજી, રવિશંકર મહારાજ, ઠક્કરબાપા? આ પ્રશ્નોનો ઉત્તર આપવો અશક્ય નહિ તો પણ ખૂબ જ કઠિન છે, દેશદાઝની ભાવના કયે સ્વરૂપે વ્યક્ત થાય છે એ આપણે દેશભક્તિમાં જોવાનું નથી. અહીયાં મુખ્ય સવાલ તો એક જ છે કે દેશભક્તિની ભાવના છે કે નહિ?

આ જ કારણથી રાષ્ટ્રમાં કયું જૂથ વધુ દેશભક્તિની ભાવના ધરાવે છે એવો પ્રશ્ન કરવો એ જ ખોટું છે. દેશદાઝ છે કે નહિ એ જ મહત્ત્વનો પ્રશ્ન છે. દેશદાઝ કેવી રીતે વ્યક્ત થાય છે તેના પ્રકારો ઉપરથી આપણે તેની તુલના કરી શકીએ નહિ. આપણે તો ભક્તિની તીવ્રતા એ ભાવનામાં જોવાની, એ ભક્તિમાંથી નિષ્પન્ન થતી પ્રવૃત્તિઓમાં નહિ.

## (૨) રાષ્ટ્રવાદ (Nationalism):

રાષ્ટ્રીય ભાવનાનું બીજું સ્વરૂપ તે રાષ્ટ્રવાદ. આ રાષ્ટ્રવાદનું સામુદાયિક લક્ષણ આજે માનવીના જીવનમાં ખૂબ જ મહત્ત્વનો ભાગ ભજવે છે. રાષ્ટ્રવાદ એક એવા પ્રકારની મનોવૃત્તિ સર્જવા પ્રયત્ન કરે છે કે માનવી પોતાના રાષ્ટ્ર તરફ એકતાની ભાવના સેવે એટલું જ નહિ પરંતુ રાષ્ટ્રને જ સહુથી મહત્ત્વનું મૂલ્ય (Value) સમજી તેને માટે તન મન અને ધનથી કુરબાની કરવાની તૈયારી કેળવે.

આ કુરબાની માગતો ઉત્કટ રાષ્ટ્રવાદ અઢારમી સદીથી પશ્ચિમમાં વિકસતો આવ્યો છે. અને હવે તે પૂર્વમાં પણ પ્રસરતો જાય છે. ઐતિહાસિક દૃષ્ટિએ જોઈએ તો આ રાષ્ટ્રવાદે હજી સુધી રાષ્ટ્રમાં એકતા અને સહૃદતા લાવવા પ્રયત્ન કર્યો છે. તેણે રાજકીય સ્વશાસનની ભાવના જગાડી છે અને રાષ્ટ્રમાં પરદેશી શાસનમાંથી મુક્તિ અપાવવાના ભવ્ય પ્રવાહો વહેતા કર્યા છે. એટલું જ નહિ પરંતુ મધ્યયુગની સામંતશાહીને ઉખાડી પ્રાદેશિક રાષ્ટ્ર-રાજ્યોને વિકસાવવાનું મહત્ત્વનું કાર્ય કર્યું છે. રાષ્ટ્રવાદે હજી સુધી લોકશાસનને પણ ઠીક ઠીક પ્રેરણા આપી છે. રાષ્ટ્રના આત્મનિર્ણય (Self-determination of Nation)ની ઘોષણામાંથી રાષ્ટ્રમાં પણ નાગરિકોના સ્વશાસનની પ્રજાકીય માગ ઊઠી અને તેમાંથી પ્રજાસત્તાક રાજ્યોની પણ સ્થાપના થઈ. દરજ્જાની અસમાનતા ઉપર રચાયેલા સામંતશાહી સમાજ અને રાજ્યને ધરમૂળથી ઉઠાવી દઈ, નવા પ્રજાકીય, સમાનતાની ભૂમિકા ઉપર રચાયેલા પ્રજાકીય રાજ્યશાસનની પણ પ્રણાલિકા રાષ્ટ્રવાદે ઊભી કરી.

આમ રાષ્ટ્રવાદની ભાવનાએ રાજ્યની, શાસનની સમુદાય-ભૂમિકાને વિસ્તારી દીધી. પરંતુ દરેક પ્રકારની સમુદાય-ભાવનાની માફક રાષ્ટ્રવાદ પણ આ પ્રગતિશીલ કાર્ય પૂરું થતાં હવે સ્વકેન્દ્રિત સંકુચિતતા સર્જવા માંડે છે. તે એક રાષ્ટ્રના રહેવાસીમાં બીજા રાષ્ટ્રોના સભ્યોથી અલગ રહેવાની ભાવના સર્જે છે. આ વલણમાંથી જ રાષ્ટ્રવાદનો મોટો ભય ઉત્પન્ન થયો છે. રાષ્ટ્ર હવે પોતાનું અળગાપણું અને પોતાની રાજ્યસત્તાને શસ્ત્રના બળથી ટકાવી રાખવા માગે છે. આ સ્વકેન્દ્રિત રાષ્ટ્રવાદનાં ભયંકર પરિણામો આપણે અનેક યુદ્ધો અને ખાસ કરીને બે વિશ્વયુદ્ધોમાં સ્પષ્ટપણે જોઈ શકયા છીએ. રાષ્ટ્રવાદ જ્યાં સુધી રાષ્ટ્રની અંદરનાં વિવિધ હિતોમાં સંવાદિતાનો પ્રયત્ન કરે છે ત્યાં સુધી તે પ્રગતિશીલ બળ તરીકે રહે છે; પરંતુ જ્યારે રાષ્ટ્રવાદ એક રાષ્ટ્ર અને બીજા રાષ્ટ્રનાં હિતોમાં સુમેળ લાવવામાં વિઘ્નરૂપ બને છે ત્યારે તે રાષ્ટ્રહિતનો પણ વિરોધી બને છે.

આ પ્રકારનો રાષ્ટ્રવાદ આત્મઘાતી, અસહિષ્ણુ, રાષ્ટ્ર-ઘમંડમાં પરિણમે છે. તે ધિક્કારની ભૂમિકા ઉપર રચાયેલો તુમાખીભર્યો, કરડતો રાષ્ટ્ર-ઘમંડ (Chauvinism) બની રહે છે અગર શાહીવાદના સ્વરૂપે બીજા રાષ્ટ્રોનું આર્થિક અને રાજકીય શોષણ કરવા પ્રવૃત્ત થાય છે

રાષ્ટ્રીય ભાવના જ્યાં સુધી સર્વસામાન્ય હિતો સાધવા પ્રયત્ન કરે છે

ત્યાં સુધી પ્રગતિશીલ રહે છે; પરંતુ જ્યારે તે એક રાષ્ટ્ર અને બીજા રાષ્ટ્ર વચ્ચે વિખવાદ ઊભો કરે છે ત્યારે તે પ્રત્યાઘાતી બને છે અને રાષ્ટ્રની પોતાની અને બીજાં રાષ્ટ્રોની સાચા વિકાસની ભાવનાઓને રૂંધે છે.

## રાષ્ટ્રીય ભાવનાની સારી અને નરસી બાજુઓ:

રાષ્ટ્રીય ભાવના એક તરફ માનવીની એકતાનો, સ્વશાસનનો અને પ્રજાકીયતાનો સુંદર આદર્શ પણ રજૂ કરે છે અને બીજી તરફ તે માનવી-માનવીને, સમૂહ-સમૂહને વિચ્છિન્ન કરતા બળ તરીકે પણ દેખા દે છે. આ જ કારણથી કેટલાક વિચારકોએ રાષ્ટ્રીય ભાવનાની મુક્ત પ્રશંસા કરી છે જ્યારે કેટલાક ચિન્તકોએ તેની સખત ઝાટકણી પણ કાઢી છે.

મેઝિની જેવા રાષ્ટ્રવાદી વિચારકોએ રાષ્ટ્રીયતાને એક ભવ્ય સિદ્ધાંત તરીકે બિરદાવી છે ત્યારે ટોલ્સ્ટોય જેવા કેટલાક વિચારકોએ દેશાભિમાનને માનવી-માનવીને વિખૂટા પાડતા સંકુચિત સામાજિક શાપ તરીકે પણ ગણ્યું છે. રાષ્ટ્રભાવનાનાં સર્જનાત્મક અને વિઘાતાત્મક કાર્યોમાંથી દરેક મતવાળો પોતાને જરૂરી ઉદાહરણો ટાંકી શકે છે.

જ્યાં સુધી રાષ્ટ્રસમુદાયનું ઘડતર થાય છે એટલે કે જ્યાં સુધી એક સમુદાય રાષ્ટ્રની કક્ષાએ પહોંચે છે, ત્યાં સુધી રાષ્ટ્રવાદ પ્રગતિશીલ હોય છે. રાષ્ટ્રના જન્મ વખતે પણ આ રાષ્ટ્રવાદ વિસ્તૃત માનવસંકલનનું પ્રતીક રહે છે; પરંતુ રાષ્ટ્રનું સર્જન થયા પછી આ ભાવનામાં બીજાં રાષ્ટ્રો માટેનો ભય અને તિરસ્કાર દાખલ થાય છે. બીજાં રાષ્ટ્રો પ્રત્યેના તિરસ્કાર અને ધિક્કારની ભાવના ઉપર તેનો અહં પોષાય છે. એટલું જ નહિ પરંતુ એ રાષ્ટ્રના સંચાલકો માટે પરરાષ્ટ્રોને ગુલામ બનાવવા અને આર્થિક શોષણ અને રાજકીય આક્રમણ માટે આ ભાવના હથિયાર રૂપ બને છે. આ આક્રમક, શોષક અને પરરાષ્ટ્રોને ગુલામ બનાવવાની મનોવૃત્તિવાળો રાષ્ટ્રવાદ, વર્તમાન પ્રચારનાં સાધનોના ઉપયોગ દ્વારા ટોળાના ખોટા અહં અને મિથ્યાભિમાનને સંતોષતો સ્વાર્થી, વિકૃત રાષ્ટ્રવાદ બને છે.

વર્તમાન સમયમાં સમુદાયની મર્યાદા તરીકે રાષ્ટ્રવાદ ખૂબ જ ખતરનાક છે. રાષ્ટ્રવાદનાં સર્જક તત્ત્વો વિકસ્યાં યુરોપમાં; પરંતુ એ જ રાષ્ટ્રવાદનાં વિઘાતક અને વિકૃત સ્વરૂપો પણ આજ યુરોપના દેશો જ પૂરાં પાડે છે. યુરોપીય રાષ્ટ્રવાદે વિશાળ આંતરરાષ્ટ્રીય—સમસ્ત જનતાથી સામુદાયિક રીતે ભોગવી શકાય એવાં આર્થિક હિતોને છિન્નભિન્ન કરી નાખ્યાં છે. એટલું જ નહિ પરંતુ રાષ્ટ્રોમાં અંદર અંદર એવો અવિશ્વાસ પેદા કર્યો

છે કે જે વિઘાતક યુદ્ધોમાં પરિણમે છે. આ જ પ્રકારનો વિકૃત અને આક્રમક રાષ્ટ્રવાદ જાપાન, જર્મની અને ઈટલીમાં પણ વિકસી આવ્યો હતો, જેને પરિણામે એક પ્રકારનું આક્રમક નાઝી, ફેસિસ્ટ કે સમુરાઈ આપખુદ રાજ્યતંત્ર મજબૂત બન્યું અને સમસ્ત માનવજાતને યાદવાસ્થળીના, સંપૂર્ણ સંહારની પરિસ્થિતિના મુખમાં બીજા વિશ્વયુદ્ધ દ્વારા ખેંચી ગયું.

આ જ પ્રકારનો રાષ્ટ્રવાદ કોરિયા, પાકિસ્તાન, ઇઝરાઈલ કે ફિલિપાઈન્સ સરખાં નવાં રાષ્ટ્રોમાં પણ વિકસતો જાય છે આ પ્રકારની ભાવના એક રાષ્ટ્ર અને બીજા રાષ્ટ્ર વચ્ચેની સમજૂતી બહુ જ અઘરી બનાવે છે. એટલું જ નહિ પરંતુ આજે જે સહુથી જરૂરી છે એવા આંતરરાષ્ટ્રીય સહકારને પણ અશક્ય બનાવે છે.

આજનો રાષ્ટ્રવાદ દેશ–દેશ–વચ્ચે ઝેરની ભાવના, અને પ્રજા પ્રજા વચ્ચે શંકા, ધિક્કાર અને ઘર્ષણ ઊભાં કરી રહ્યો છે. તેણે આખી માનવજાતને કરોડરજ્જુથી અસ્થિરતામાં લાવી યુદ્ધના, સંહારના ઓળા નીચે જીવન ઘસડવામાં રત રાખી છે. રાષ્ટ્રવાદનાં આ પરિણામોએ એક નવો પ્રશ્ન વિચારકો સમક્ષ અને માનવજાત સમક્ષ ખડો કર્યો છે. રાષ્ટ્રસમુદાયની મર્યાદા ઓળંગી માનવજાત શું આંતરરાષ્ટ્રીય સમુદાય વિકસાવશે નહિ? આવો આંતરરાષ્ટ્રીય સમુદાય શક્ય છે ખરો?

## શું આંતરરાષ્ટ્રીય સમુદાય શક્ય છે?

આંતરરાષ્ટ્રીય સમુદાય શક્ય છે કે નહિ? આ પ્રશ્ન ખૂબ જ ગંભીર છે; કૂટ અને અટપટો પણ છે. સમુદાય અંગે લગભગ ટૂંકી નોંધ જેવા આ વિવેચનમાં એ પ્રશ્ન પૂછવો એ એક રીતે ઠીક પણ ન કહેવાય. અને છતાં માનવજીવન આજે એવા તબક્કામાંથી પસાર થઈ રહ્યું છે કે તેના ભવિષ્ય માટે આ વિચાર કરવો એ અનિવાર્ય બન્યું છે.

આપણે ક્યાં જઈ રહ્યા છીએ? માનવજાત આજનાં સંકુચિત, હરીફ અને ઝઘડાખોર અહંભર્યા રાષ્ટ્રીય સ્વરૂપોમાંથી મુક્ત થશે કે યુદ્ધ અને સંહારોની યાતનાઓ જ સહન કર્યા કરશે? માનવજાત કદી શાંતિ અનુભવશે કે નહિ? આ સર્વ પ્રશ્નોનો ઉત્તર આંતરરાષ્ટ્રીય સમુદાય રચી શકાય કે નહિ, તેને માટે ભૂમિકા છે કે નહિ તેના ઉત્તર ઉપર આધાર રાખે છે.

આપણે આગળ જોયું તેમ દરેક સમુદાય—પછી તે પડોશ હોય, ગામ

હોય, સકુલ શહેર હોય, પ્રદેશ અગર પ્રાંત હોય કે પછી રાષ્ટ્ર હોય—પ્રાદેશિક સાનિધ્ય અને સમુદાય-ભાવનાના પાયા ઉપર જ રચાયેલો છે. આંતરરાષ્ટ્રીય સમુદાયની શક્યતા આ બે કસોટીની દષ્ટિએ તપાસીએ તો આપણને સાચો ઉત્તર મળવા સંભવ રહેશે.

**આંતરરાષ્ટ્રીય સમુદાય તેની પ્રાદેશિક ભૂમિકા:**

વાહનવ્યવહારનાં અને વિનિમયનાં વર્તમાન સંશોધનોએ વિશાળ સમૂહો વચ્ચેના ભૌતિક સીમાડાઓ ઘણે અંશે ઓછા કરી નાખ્યા છે. આ ઘટના દીવા જેવી સ્પષ્ટ છે. તેનું વધુ પીંજણ જરૂરી નથી.

ભૌગોલિક દૃષ્ટિએ માનવી છેલ્લાં પચાસ વર્ષમાં દસકે દસકે ફાળ ભરી રહ્યો છે. ગયા દસકા સાથે આપણું આજનુ જીવન સરખાવીએ રેડિયો, હવાઈ મુસાફરી, ટેલિપ્રિન્ટરી તેમ જ વિચારવહનનાં અનેક સાધનોએ વિવિધ સ્થાનોમાં વહેતા માનવજીવનને ખૂબ જ નિકટ આણી દીધુ છે. જગતના કોઈ પણ ખૂણામાં બનતો પ્રસગ આખી માનવજાતને વિદ્યુતની માફક ઝમકાવી જાય છે. અણુશક્તિના વિકાસે આ ભૌતિક નિકટતા અને સાનિધ્યની પરાકાષ્ઠા આણી દીધી છે.

આ યાત્રિક અને વૈજ્ઞાનિક શોધોએ આંતરરાષ્ટ્રીય સમુદાય માટે સમસ્ત પૃથ્વીને સ્થાનિક ભૂમિકા બનાવી દીધી છે આ યાત્રિક, વૈજ્ઞાનિક અને ઔદ્યોગિક વિકાસની શક્તિથી આજે આપણે જેમ વિશાળ રાષ્ટ્રોની અંદર સમાયેલા ભૂમિપ્રદેશોને એક કરી શકીએ છીએ તેની જ રીતે આપણે જગતના વિવિધ ભૂમિવિભાગોને પણ સાંકળી લઈ ઐક્ય આણી શકીએ એમ છીએ. કલાકના સેંકડો માઈલની ઝડપે ચાલતાં વિમાનો, હજારો માઈલોમાં પ્રસરેલા પ્રદેશોને પોતાના તાણાવાણામાં વણી લેતી વિદ્યુત શક્તિ; રેલવે, મોટર, તાર, ટેલિફોન અને ક્ષણમાં આખા જગતમા વિચાર વહેતા મૂકી દેતી ટેલિપ્રિન્ટરીની વ્યવસ્થા, તથા બીજાં અનેક સાધનોએ આજે જગતસમુદાય માટે ભૌગોલિક ઐક્ય શક્ય બનાવ્યુ છે એટલુ જ નહિ પરંતુ માનવજાતે જીવવું હોય તો તેને માટે તે ઐક્ય આવશ્યક પણ બનાવ્યુ છે.

આમ સ્થાનિક સાનિધ્યની કસોટીએ આપણે એમ કહી શકીએ કે આંતરરાષ્ટ્રીય સમુદાય માટે ભૂમિકા તૈયાર થઈ ગઈ છે. પરંતુ આપણે જાણીએ છીએ કે સમુદાય એટલે માત્ર ભૂમિટુકડો જ માત્ર નથી. સમુદાય એટલે ભાવના પણ છે. સમુદાયજીવન ગાળતી માનવજાતનાં સ્વપ્નો,

સામાન્ય ધ્યેયો અને આદર્શોની પણ ભાવનાસૃષ્ટિ હોવી જોઈએ

**આંતરરાષ્ટ્રીય સમુદાયભાવના :**

આતરરાષ્ટ્રીય વહીવટી તેમ જ વિનિમયની સસ્થાઓ ઉપજાવવાની ઉત્કટા હવે ઠીક ઠીક જાગવા માડી છે એ તો આપણે વિવિધ આતરરાષ્ટ્રીય મડળો અને સસ્થાઓના ઉદ્‌ભવથી જોઈ શકીએ છીએ લીગ ઑફ નેશન્સ અને યુનાઈટેડ નેશન્સ જેવી સસ્થાઓ માનવજીવનને એક તત્રમા લાવવાની ઇચ્છા પણ વ્યક્ત કરે છે આ સસ્થાઓ અને મડળો મહત્ત્વના છે, આતરરાષ્ટ્રીય અભ્યાસોમા મદદરૂપ પણ થાય છે, રાષ્ટ્ર રાષ્ટ્ર વચ્ચેના ઝઘડાઓ દૂર કરવા આછીપાતળી ઢબે પ્રયત્ન પણ કરે છે, પરતુ હજી આ સસ્થાઓમા માનવીની આતરરાષ્ટ્રીય સમુદાય સ્થાપવાની સ્પષ્ટ અને તીવ્ર ઇચ્છા વ્યક્ત થતી નથી

આજે પૃથ્વી ઉપર ઘણા વિદ્વાનો અને શાણા પુરુષો સમસ્ત જગત ઉપર એક રાજ્ય અગર સમસ્ત જગત ઉપર વિવિધ રાજ્યોને સમાવતુ એક સમવાય તત્ર (Federation) શાસન ઇચ્છી રહ્યા છે તે અગે તેઓ પુસ્તકો પણ લખે છે અને પ્રચાર પણ કરે છે પરતુ હજી આ આતરરાષ્ટ્રીય સમુદાય-ભાવનાએ જનતાના હૃદયમા પ્રવેશ કર્યો નથી જગતમા વસતા બસો કરોડ માનવીઓનો મોટો ભાગ હજી વધુમા વધુ રાષ્ટ્રીય માનસ સુધી સમુદાયની કલ્પના વિકસાવી શક્યો છે વખતે આતરરાષ્ટ્રીયતાની ભાવના જેવો આભાસ મનમા હશે તો તે પણ અસ્પષ્ટ, ખૂબ જ ઝાખો, લગભગ નહિવત જ વિકસ્યો છે અને અજાયબી જેવુ એ છે કે તે ભાવના પણ ઘણુખરુ નબળા અને નાના રાષ્ટ્રોના સભ્યોમા જ વધારે — જોકે સહેજ જ વધારે — પ્રમાણમા જોવામા આવે છે

વિશાળ, સ્થિર, સાધનસપન્ન અને સત્તાધારી રાષ્ટ્રો હજી પણ ઓગણીસમી સદીની ખેચાખેચી કરી રહ્યા છે અને પોતાના હિતોની અને હરીફાઈની દૃષ્ટિથી જ પોતાની પ્રવૃત્તિઓ કર્યે જાય છે આ રાષ્ટ્રો હજી પણ પોતાની પ્રવૃત્તિઓ સમસ્ત માનવસમુદાયના દૃષ્ટિબિન્દુથી આદરતા નથી

આમ આજે એક વિચિત્ર પરિસ્થિતિ ઊભી થઈ છે સ્થાનિક સાનિધ્યની દૃષ્ટિએ જગતસમુદાય માટે ભૂમિકા બધાઈ ગઈ છે પરતુ માનસિક સીમાડા હજી દૂર થયા નથી આ માનસિક સીમાડા તૂટતા પ્રાદેશિક તત્ત્વ અને ભાવનાના તત્ત્વ વચ્ચે જે અતર પડ્યુ છે તે તૂટી જશે આ અતર

તૂટવાની જરૂર છે, ખૂબ જ ઝડપી રીતે તૂટવાની જરૂર છે; કારણ આ અંતર નહિ તૂટે તો વર્તમાન વિનાશક સાધનો જગત પર માનવીને રહેવા દેશે કે નહિ તે પ્રશ્ન ઊભો થાય છે માનવજીવનના વિકાસ માટે જ નહિ પરંતુ માનવીના માનવી તરીકેના અસ્તિત્વ માટે પણ આંતરરાષ્ટ્રીય સમુદાય હવે જરૂરી બન્યો છે.

## રાષ્ટ્રીયતા અને આંતરરાષ્ટ્રીય વ્યવસ્થા (Nationality and International Order):

અતિ ઉગ્ર રાષ્ટ્રવાદ આંતરરાષ્ટ્રીયતા માટે ખરેખર જ વિઘ્નરૂપ છે; પરંતુ સાથે સાથે એ પણ હકીકત છે કે આંતરરાષ્ટ્રીયતા તેના સાચા સ્વરૂપે તો રાષ્ટ્રીય ખાસિયતોના સુમેળમાંથી જ વિકસે.

રાષ્ટ્રીયતાના વિકાસે એક શ્રદ્ધા ઉત્પન્ન કરી છે કે રાષ્ટ્ર એ જ સાચો સમુદાય છે. રાષ્ટ્રવાદ એમ પણ માને છે કે પ્રત્યેક રાષ્ટ્ર એ જ પોતાની વિશિષ્ટ ઢબે યોગ્ય સમુદાય છે. આ શ્રદ્ધાના જોરે હજી પણ નવા નવા રાષ્ટ્રસમુદાયો વિકસતા જાય છે. નવાં નવાં સ્વ-શાસન કરતાં રાષ્ટ્રો સર્જાતાં જાય છે. આ રાષ્ટ્રીયતાની ભાવનાનો વિકાસ હિંદ અને ચીન જેવા દેશોમાં મોટા રમખાણ અને અસ્થિરતાનાં આંદોલનો જન્માવે છે. આવા દેશોની જૂની સમતુલા નાશ પામી છે. નવી સમતુલા આવતાં ઘણા મંથનો અને ઘર્ષણો અનુભવવાં પડશે આમ આ અસ્થિરતા પ્રગતિ માટે મુશ્કેલીઓ ઊભી કરે છે; પરંતુ આજે માનવજાત માટે આ પ્રક્રિયામાંથી ઉદ્‌ભવતી મુશ્કેલીઓ કરતા જગતશાંતિની જરૂરિયાત ઘણી વધારે છે

યાંત્રિક શોધો અને ભૌતિક વિજ્ઞાને જગતને એક બનાવ્યુ છે. જો માનવીની ભાવનાઓ આ પરિસ્થિતિને અનુકૂળ થઈ રાષ્ટ્રીય મર્યાદા તોડી આંતરરાષ્ટ્રીય માનસ ઝડપથી નહિ ખીલવે તો માનવજાતે કદી નહિ દીઠેલુ એવુ સંહારનુ તાંડવ તે અનુભવશે

આ આંતરરાષ્ટ્રીય ભાવનાના વિકાસને અવરોધવા ઘણાં બળો કામ કરે છે. તીવ્ર લાગણીના પૂર્વગ્રહો જે સમસ્ત માનવ વાતાવરણને કલુષિત કરે છે તેને આપણે પહેલો નંબર આપીએ. આ ઉત્કટ ઊર્મિનો પૂર્વગ્રહ ઉગ્ર રાષ્ટ્રવાદ અને આર્થિક અને રાજકીય જૂથોના સંકુચિત હિતસાધુ સ્વાર્થી માનસમાંથી જન્મે છે.

અણુબોમ્બના અનુભવ પછી પણ હજી મોટાં રાષ્ટ્રોના સુકાનીઓમાં

માનવજાત તરફની પોતાની જવાબદારીનું ભાન જાગ્રત થયું નથી; ન તો તેમની કલ્પના વર્તમાન યંત્રોએ વિકસાવેલી પરિસ્થિતિનાં અનિવાર્ય પરિણામો સેવી શકે છે.

સંસ્કૃતિનો — યંત્રોનો, ભૌતિક વિજ્ઞાનનો આમ અવિરત રીતે વિસ્તાર થતો જ જાય છે. પછી તે સમાજવાદના નારા નીચે હોય કે મૂડીવાદના; પરંતુ માનવીની જરૂરિયાતો જોઈ શકે, માનવજીવનની ખૂબી-ખામીઓ પારખી શકે અને સાચું માર્ગદર્શન બતાવી શકે એવી સમાજ-વૈજ્ઞાનિક નેતાગીરીની આજે ભયાનક ખોટ છે. એટલું જ નહિ પરંતુ રાજધુરાઓ હાથમાં રાખનાર નેતાઓએ સમાજશાસ્ત્રના અભ્યાસી બનવાની આવશ્યકતા રહેશે. સમાજશાસ્ત્ર માણસના ધ્યેય અને તેને સિદ્ધ કરવાનાં સાધનોની ચાવી આપે છે. પરંતુ રાજકર્તાઓમાં જ સમાજશાસ્ત્રનું જ્ઞાન આવા મહાન કાર્ય માટે બસ થશે નહિ. અહીંયાં સમાજશાસ્ત્રની ભૌતિકશાસ્ત્રથી એક અનોખી વિશિષ્ટતા છે. ભૌતિકશાસ્ત્રોથી ઊલટું સમાજશાસ્ત્રનું જ્ઞાન માનવીના નીચલા થરોમાં પ્રસરશે, જનતાના ખૂબ જ વિશાળ સમુદાયોમાં પ્રસરશે ત્યારે જ તેનાં ફળ માનવી ભોગવી શકશે.

## ૪

## સમુદાય અને સમુદાયની અંદરના તફાવતો
## (COMMUNITY AND INTRA-COMMUNAL DIFFERENCES)

### સમુદાયના સભ્યોમાં રહેલી વિભિન્નતાના પ્રકારો — તેની સમુદાય-જીવન ઉપર અસર (Types of Intra-Communal Differences and their Roles):

આપણે જોયું તેમ દરેક સમુદાયમાં તેના સભ્યો એક પ્રકારની એકતા, સહકાર અને બિરાદરીની ભાવના અનુભવે છે; પરંતુ આ ઐક્યનો અર્થ એમ નથી કે સમુદાયના સભ્યોમાં, કે સમુદાયના વિવિધ વિભાગોમાં તફાવત નથી તફાવતો, ભિન્નતા તો નાનામાં નાના સમુદાયના સભ્યોમાં પણ હોય અને મોટા સમુદાયમાં પણ હોય; પરંતુ આ તફાવતો બે પ્રકારના હોય છે. એક પ્રકારનો તફાવત, ભેદ સમુદાયની એકતાને વધુ દૃઢ બનાવે

છે અને સમુદાય-ભાવનાને મદદરૂપ પણ બને છે. જ્યારે બીજા પ્રકારના તફાવતો અને ભેદ સમુદાયને નબળો બનાવે છે એટલું જ નહિ પરંતુ ઘણી વાર સમુદાયની એકતાને સતત ભયમાં રાખી તેનો વિનાશપણ કરે છે.

આપણે આ બન્ને પ્રકારના તફાવતોને સમજવા પ્રયત્ન કરીએ.

પ્રથમ તો આપણે આ તફાવતો કેવાં સ્વરૂપ ધારણ કરે છે તે જોઈએ.

**(૧) સમુદાય-એકતાને સહાયરૂપ થતા સમુદાયની અંદરના તફાવતો:**

(અ) કાર્યવિભાજનના તફાવતો (Functional Differences);
(બ) સ્થિરવર્ગ અને જ્ઞાતિના ભેદ (Stable Class and Caste);
(ક) મુક્ત રાજકીય મતભેદો (Free Political Differences).

**(૨) સમુદાય-એકતાને છિન્નભિન્ન કરતા સમુદાયની અંદરના તફાવતો:**

(અ) ખૂબ જ તીવ્ર બનેલા આર્થિક ભેદ અને વર્ગયુદ્ધ (Accentuated Economic Differences and Class-War);
(બ) જાતિઅભિમાન અને ખ્યાલ (Race Consciousness);
(ક) ધાર્મિક ભેદો (Religious Differences).

આ છયે પ્રકારને વિગતમાં સમજવા પ્રયત્ન કરીએ.

## (૧) સમુદાયની એકતાને સહાયરૂપ થતા સમુદાયના અંદરના તફાવતો:

ઉપરના વર્ગીકરણે એટલું સ્પષ્ટ કર્યું કે સમુદાયની અંદરના અનેક ભેદોમાં ત્રણ પ્રકારના ભેદો સમુદાયની એકતાને તોડતા નથી એટલું જ નહિ પરંતુ તે એકતાને મજબૂત બનાવવામાં મદદરૂપ થાય છે. તે કેવી રીતે તે આપણે જોઈએ.

માનવજાત તરફની પોતાની જવાબદારીનું ભાન જાગ્રત થયું નથી; ન તો તેમની કલ્પના વર્તમાન યંત્રોએ વિકસાવેલી પરિસ્થિતિનાં અનિવાર્ય પરિણામો સેવી શકે છે

સંસ્કૃતિનો — યંત્રોનો, ભૌતિક વિજ્ઞાનનો આમ અવિરત રીતે વિસ્તાર થતો જ જાય છે. પછી તે સમાજવાદના નારા નીચે હોય કે મૂડીવાદના; પરંતુ માનવીની જરૂરિયાતો જોઈ શકે, માનવજીવનની ખૂબી-ખામીઓ પારખી શકે અને સાચુ માર્ગદર્શન બતાવી શકે એવી સમાજ-વૈજ્ઞાનિક નેતાગીરીની આજે ભયાનક ખોટ છે એટલુ જ નહિ પરંતુ રાજધુરાઓ હાથમાં રાખનાર નેતાઓએ સમાજશાસ્ત્રના અભ્યાસી બનવાની આવશ્યકતા રહેશે. સમાજશાસ્ત્ર માણસના ધ્યેય અને તેને સિદ્ધ કરવાનાં સાધનોની ચાવી આપે છે. પરંતુ રાજકર્તાઓમાં જ સમાજશાસ્ત્રનુ જ્ઞાન આવા મહાન કાર્ય માટે બસ થશે નહિ અહીંયાં સમાજશાસ્ત્રની ભૌતિકશાસ્ત્રથી એક અનોખી વિશિષ્ટતા છે ભૌતિકશાસ્ત્રોથી ઊલટુ સમાજશાસ્ત્રનુ જ્ઞાન માનવીના નીચલા થરોમાં પ્રસરશે, જનતાના ખૂબ જ વિશાળ સમુદાયોમાં પ્રસરશે ત્યારે જ તેનાં ફળ માનવી ભોગવી શકશે.

## ૪

# સમુદાય અને સમુદાયની અંદરના તફાવતો

## (COMMUNITY AND INTRA-COMMUNAL DIFFERENCES)

### સમુદાયના સભ્યોમાં રહેલી વિભિન્નતાના પ્રકારો — તેની સમુદાય-જીવન ઉપર અસર (Types of Intra-Communal Differences and their Roles):

આપણે જોયુ તેમ દરેક સમુદાયમાં તેના સભ્યો એક પ્રકારની એકતા, સહકાર અને બિરાદરીની ભાવના અનુભવે છે; પરંતુ આ ઐક્યનો અર્થ એમ નથી કે સમુદાયના સભ્યોમાં, કે સમુદાયના વિવિધ વિભાગોમાં તફાવત નથી તફાવતો, ભિન્નતા તો નાનામાં નાના સમુદાયના સભ્યોમાં પણ હોય અને મોટા સમુદાયમાં પણ હોય, પરંતુ આ તફાવતો બે પ્રકારના હોય છે. એક પ્રકારનો તફાવત, ભેદ સમુદાયની એકતાને વધુ દૃઢ બનાવે

છે અને સમુદાય-ભાવનાને મદદરૂપ પણ બને છે. જ્યારે બીજા પ્રકારના તફાવતો અને ભેદ સમુદાયને નબળો બનાવે છે એટલું જ નહિ પરંતુ ઘણી વાર સમુદાયની એકતાને સતત ભયમાં રાખી તેનો વિનાશપણ કરે છે.

આપણે આ બન્ને પ્રકારના તફાવતોને સમજવા પ્રયત્ન કરીએ પ્રથમ તો આપણે આ તફાવતો કેવાં સ્વરૂપ ધારણ કરે છે તે જોઈએ.

**(૧) સમુદાય-એકતાને સહાયરૂપ થતા સમુદાયની અંદરના તફાવતો :**

- (અ) કાર્યવિભાજનના તફાવતો (Functional Differences);
- (બ) સ્થિરવર્ગ અને જ્ઞાતિના ભેદ (Stable Class and Caste);
- (ક) મુક્ત રાજકીય મતભેદો (Free Political Differences)

**(૨) સમુદાય-એકતાને છિન્નભિન્ન કરતા સમુદાયની અંદરના તફાવતો :**

- (અ) ખૂબજ તીવ્ર બનેલા આર્થિક ભેદ અને વર્ગયુદ્ધ (Accentuated Economic Differences and Class-War);
- (બ) જાતિઅભિમાન અને ખ્યાલ (Race Consciousness);
- (ક) ધાર્મિક ભેદો (Religious Differences).

આ છયે પ્રકારને વિગતમાં સમજવા પ્રયત્ન કરીએ.

**(૧) સમુદાયની એકતાને સહાયરૂપ થતા સમુદાયના અંદરના તફાવતો:**

ઉપરના વર્ગીકરણે એટલું સ્પષ્ટ કર્યું કે સમુદાયની અંદરના અનેક ભેદોમાં ત્રણ પ્રકારના ભેદો સમુદાયની એકતાને તોડતા નથી એટલું જ નહિ પરંતુ તે એકતાને મજબૂત બનાવવામાં મદદરૂપ થાય છે. તે કેવી રીતે તે આપણે જોઈએ.

કાર્યવિભાજનના તફાવતો :

દરેક સમુદાયમા—પછી તે તદ્દન નાનો અને સાદો સમુદાય હોય તોપણ—એક પ્રકારનુ શ્રમવિભાજન આવશ્યક બને છે આ શ્રમવિભાજન અને કાર્ય-તફાવતો દરેક સમુદાયમાં જોવામાં આવે છે પ્રાથમિક અને સાદા સમુદાયોમાં આ કાર્યના તફાવતો અને શ્રમવિભાજન લોહીના સબધો, ઉંમર અને જાતિ (Sex)ના પાયા ઉપર થયા હોય ; જ્યારે વર્તમાન સકુલ સમુદાયમા તે હજારો નિશ્ચિત ધધાઓમા વ્યક્ત થાય , આ શ્રમવિભાજન અને કાર્યભેદમાથી વિકસતા સમુદાયના - બધોના

તફાવતો સમુદાયની એકતાને વિઘ્નરૂપ થતા નથી. બલકે આ ભૂમિકા ઉપર વિકસેલા સભ્યોના તફાવતો દરેક સભ્યને સમુદાયના તંત્રમાં નિશ્ચિત સ્થાન અને કાર્ય સોંપી સમુદાયમાં તેને એકસૂત્ર બનાવી સમુદાયની એકતાને વધુ દૃઢ કરે છે. એટલું જ નહિ આ શ્રમવિભાજન સમુદાયના વ્યવહારને વધુ કુશળ અને ઓછો ખર્ચાળ બનાવવામાં મદદરૂપ થાય છે. માનવીને પોતાનું સ્થાન સમુદાયમાં નિશ્ચિત કરવામાં પણ આ કાર્યવિભાજન મદદરૂપ થાય છે અને એ રીતે સમુદાય-ભાવનામાં રહેલી સ્થાનની લાગણી (Role-feeling) જેવી મહત્ત્વની લાગણીને દૃઢ બનાવે છે.

## સ્થિર વર્ગ અને જ્ઞાતિ:

અમુક પ્રકારના વર્ગ-ભેદ અને જ્ઞાતિ-ભેદ જે સત્તાની એક ઢબની માન્યતા ઉપર રચાયેલા હોય છે અને જે સર્વને—બધા જ વર્ગો અને જ્ઞાતિઓને—મંજૂર હોય છે તે પણ કોમી એકતાને સુગ્રથિત કરે છે.

સામંતશાહી યુગમાં આપણે આ પ્રકારની સ્થિર વર્ગ-રચના અને ભેદનો અનુભવ કરીએ છીએ. હિંદમાં જ્ઞાતિવ્યવસ્થાએ પણ કંઈક સદીઓ સુધી આ જ ભાગ ભજવ્યો હતો. જ્ઞાતિવ્યવસ્થા પ્રત્યેક વ્યક્તિ અને જૂથને સામાજિક પ્રવૃત્તિઓમાં સંપૂર્ણ રીતે ભાગ લેતાં અટકાવે છે. પરંતુ જો એ બંધન સર્વને માન્ય હોય, સર્વને યોગ્ય લાગતુ હોય, અને વાજબી અને અનિવાર્ય પણ દીસતુ હોય એટલું જ નહિ પરંતુ એ વ્યવસ્થા અને ભેદ વાજબી છે એવી ભાવના ઊંચ-નીચ બધી જ જ્ઞાતિઓમાં પ્રચલિત હોય તો તે વ્યવસ્થા સમુદાય-એકતાને ટકાવી રાખવામાં ખૂબ જ મદદરૂપ થાય છે. ભારતીય સમાજમાં બ્રાહ્મણને પૂજ્ય ગણવો, તેને ઉચ્ચ ગણવો એ માન્યતા નીચલા વર્ણોમાં પણ એટલી જ રૂઢ હતી. આ જ માન્યતાએ ભારતીય સમાજમાં એક પ્રકારની સ્થિરતા આણવામાં મદદ કરી હતી. આ સ્થળે આપણે અત્યારની ચંચળ ઝડપી ગતિવાળી વર્ગરચના અને ગોરાકાળાના રંગભેદ ઉપર રચાયેલી વર્ણવ્યવસ્થાને આ સહાયક તફાવતમાં ગણતા નથી. એ અંગે વિસ્તૃત ચર્ચા ચૌદમા પ્રકરણમાં કરવામાં આવશે.

## મુક્ત રાજકીય મતભેદો (Free Political Differences):

વર્તમાન ગતિશીલ સમાજમાં વિવિધ રાજકીય પક્ષો વચ્ચેના મતભેદ સમુદાય-એકતાને વધુ મજબૂત બનાવે છે; પરંતુ આ રાજકીય મતભેદો માટેના પ્રશ્નો મુક્તપણે ચર્ચાવા જોઈએ અને એ મતભેદો વ્યક્ત કરવા

માટે, તેના ઉપર નિર્ણય કરવા માટે મતદાનની પ્રથા હોવી જોઈએ આ મતદાન અને તેમાંથી નીપજતા નિર્ણયો સ્વીકારવાની તૈયારી પાછળ એક ખૂબ જ મોટો સિદ્ધાંત કામ કરે છે. સમુદાયનો દરેક સભ્ય બહુમતને માન્ય રાખી તેના આદેશોનુ પાલન કરશે આ વધુ મતને માન આપવાનો સિદ્ધાંત સમુદાયએકતાને ખૂબ જ ઘેરી બનાવે છે એટલુ જ નહિ, પરંતુ તે સભ્યોમા એક ઊંડી વફાદારીની ભાવના સર્જે છે આ પ્રથા સ્વતંત્ર રીતે, મુક્તપણે વ્યક્ત થયેલા મતભેદોને અવકાશ આપે છે, પરંતુ આ પ્રથાની .પણ મર્યાદા હોય છે. આ મતભેદો સમુદાયની મૂળભૂત એકતાની ભૂમિકાને સ્વીકારે, એ સમુદાયનાં ધ્યેયોને મંજૂર રાખે અને આ સર્વસામાન્ય ધ્યેયોને સમજવા અને સાધ્ય કરવા જ આ તફાવતોને મતભેદો ને સાધનો નક્કી કરવાનાં શસ્ત્રો તરીકે અપનાવી બહુમતને માન આપી વર્તનમાં તેનું પાલન કરે તો જ આ મુક્ત રાજકીય મતભેદો સમુદાય સંગઠનને મદદરૂપ બને વર્ણ અગર જ્ઞાતિ વ્યવસ્થામાં તથા વર્તમાન એક રાજકીય પક્ષની સરમુખત્યારીમા આ તત્ત્વનો સંપૂર્ણ અભાવ હોય છે.

જ્યાં બહુમતીના અભિપ્રાયને માન આપવાનો સિદ્ધાંત, વિવિધ રાજકીય પક્ષો દ્વારા આ મતભેદો વ્યક્ત કરવાની પદ્ધતિ અને મતદાન દ્વારા જ નિર્ણય કરવાની કાર્યપદ્ધતિ હોય, ત્યાં જ મુક્ત રાજકીય મતભેદો શક્ય બને છે. એમ મુખ્ય માન્યતાઓનો સ્વીકાર એ ખાસ ભૂમિકા છે. ગૌણ મતભેદોને સંપૂર્ણ તક મળે છે એટલુ જ નહિ પરંતુ આ મતભેદો દ્વારા રાજકીય વાતાવરણ જાગ્રત, સ્વચ્છ અને મુક્ત રહેવાથી સમુદાયમાં એક પ્રકારની એકતાની ભાવના વધુ તીવ્રતાથી વિકસી આવે છે આપમેળે સ્વીકારેલો બહુમતીનો નિર્ણય બંધનકર્તા લાગતો નથી પરંતુ વ્યક્તિત્વને યોગ્ય રીતે પોતાની વિશિષ્ટતા વિકસાવવાના સાધન જેવો લાગે છે આત્મસંતોષ સાથે ખીલતું સમુદાય-માનસ વધુ ઘેરું બને છે.

સમુદાય-એકતાને મદદરૂપ થતા ત્રણ તફાવતોનો આપણે અભ્યાસ કર્યો હવે સમુદાય એકતાને વિચ્છિન્ન કરતા જે તફાવતો ઉપર નોંધ્યા છે તેમને સમજવા પ્રયત્ન કરીએ.

### (૨) સમુદાયની એકતાને વિચ્છિન્ન કરતા તફાવતો (Disruptive Differences):

સમુદાયની એકતાને વિચ્છિન્ન કરતા ત્રણ પ્રકારના તફાવતો ઉપર આપણું ધ્યાન ખેંચાયુ હતું

**તીવ્ર આર્થિક અસમાનતા અને વર્ગ-યુદ્ધ (Accentuated Economic Differences and Class war):**

જૂના ગ્રીસ નગરરાજ્યો માટે કહેવાતું કે દરેક નગરરાજ્ય બે લગ્ના નગરોનુ બનેલુ હતું ગરીબોનું નગર અને રઈસોનુ નગર આ ઘટના આપણે લગભગ બધા જ સમુદાયને લાગુ પાડી શકીએ

સમુદાયમા જ્યારે આર્થિક અસમાનતા ખૂબ જ તીવ્ર બને, એ અસમાનતા જ્યારે ગરીબવર્ગને અસહ્ય લાગે અને તે અસમાનતા અમુક વર્ગ સાથે જ સકળાય ત્યારે તે સમુદાયની એકતા માટે ખૂબ જ વિઘાતક ઘટના બને છે આ અસમાનતાના વિકાસથી વર્ગભેદ વધે છે, વર્ગભાન વધુ સતેજ બને છે અને વર્ગવિરોધ તીવ્ર બને છે આ પ્રકારનુ તગ માનસ નીચેની પરિસ્થિતિ ઊભી થાય ત્યારે જ ઊભુ થાય છે નીચગ વર્ગોને એમ લાગે કે સમુદાયમા તેમની સ્થિતિ સુધરી શકે એમ છે, પરતુ તે સ્થિતિ ન સુધરવાનુ કારણ આ આર્થિક અસમાનતા જ છે અને તે અસમાનતા માટે ઉપલો વર્ગ જવાબદાર છે સમાજમા જ્યારે ઝડપી ફેરફારો થતા હોય છે અને એને લીધે સયોગો એક પ્રકારનુ અસ્થિર માનસ સર્જે છે ત્યારે જ આ પ્રકારની ભાવના તીવ્રતાથી વિકસી આવે છે

યુદ્ધ અને તેમાથી નીપજતી પરિસ્થિતિ ઘણી વખત આવા વર્ગ યુદ્ધો ઊભા કરે છે યુદ્ધ સમુદાય ઉપર બે પ્રકારની અસર ઉપજાવે છે શરૂઆતમા તે વિરોધી રાષ્ટ્ર સામે ધિક્કાર જાગ્રત કરી સમુદાયના સભ્યોમા ઐક્યની ભાવના અને સગઠન પેદા કરે છે આખુ રાષ્ટ્ર અગર સમુદાય દુશ્મન સામે એકત્રિત થાય છે પોતાના આતરિક પ્રશ્નો અને તફાવતોને ભૂલી જાય છે પરતુ યુદ્ધ પૂરુ થતા, યુદ્ધની હવા, યુદ્ધ દ્વારા વિકસેલી નવી સ્ફૂર્તિ અને યુદ્ધ દરમ્યાન સર્જાયેલુ ઉગ્ર માનસ હવે બાહ્ય પ્રતીકને બદલે આતરિક પ્રશ્નો ઉપર કેન્દ્રિત થાય છે આ માનસ આતરિક તફાવતો, સમુદાયમા રહેલી અસમાનતા અને વર્ગભેદો તરફ જુદી દૃષ્ટિથી જુએ છે પરિણામે તેમાથી ભયાનક વર્ગવિગ્રહો ઊભા થાય છે આખુ સમુદાય જીવન યુદ્ધભૂમિ જેવુ બની જાય છે જૂના તફાવતો વધુ તીવ્ર બને છે નવા તફાવતો વિકસી આવે છે

પ્રાચીન કાળથી આપણે જોતા આવીએ છીએ કે યુદ્ધને અતે ઘણી વખત પ્રચડ વર્ગવિગ્રહો ઊપડી આવે છે પ્રથમ વિશ્વયુદ્ધે (૧૯૧૪-૧૯૧૮)

પણ આ વિધાનના જ્વલંત પુરાવાઓ આપણી સમક્ષ ધર્યા. યુદ્ધ પૂરું થતાં જ રશિયા, જર્મની, હંગેરી, સ્પેન, ઇટલી જેવા અનેક દેશોએ ભીષણ વર્ગવિગ્રહો અનુભવ્યા. આ વર્ગવિગ્રહોના પરિણામે આ દેશોમાં એક અગર બીજા વર્ગનો નાશ કરવા પ્રયત્ન થયો.

આ જ ઘટના આપણે બીજા વિશ્વયુદ્ધ પછી પણ જોઈએ છીએ. અનેક દેશોમાં મોટા પાયા ઉપરના વર્ગ સંઘર્ષો ખેલાઈ ગયા. લગભગ પ્રત્યેક દેશમાં અસ્થિરતા વ્યાપી રહી છે અને વર્ગયુદ્ધની નોબતો ગાજી રહી છે. આંતરરાષ્ટ્રીય ઠંડા યુદ્ધ (Cold War) પાછળ પણ આ જ વર્ગસંઘર્ષોની ભૂમિકા કામ કરી રહી છે. વિશ્વયુદ્ધ સમયના મિત્રો આજે દુશ્મનો તરીકે મહાયુદ્ધ માટેની તૈયારી કરી આખા માનવજીવનને અસ્થિર બનાવી રહ્યા છે તેની પાછળ પણ આ જ ભૂમિકા કામ કરે છે.

## જાતિ-ભાન (Race-consciousness):

સમુદાયના વિવિધ સમૂહોનું જાતિ-ભાનથી રંગાયેલું માનસ સમુદાયની એકતા માટે ખૂબ જ ખતરનાક છે. તે પ્રતિક્ષણે સમુદાયને ઘર્ષણમાં હડસેલી દેવાની ભૂમિકા તૈયાર રાખે છે. કોઈ પણ સમુદાયમાં એવા જૂથો હોય કે જેનું માનસ જ જાતિ-ભેદથી રંગાયુ હોય અને એ ભેદ-ભાવનાથી તેઓ સમુદાયના જ જુદા જુદા વિભાગોમાં "અમ-તૂમ"ના તફાવતો સ્વભાનપૂર્વક જાગ્રત રાખે તો તે જૂથો કોઈ પણ પળે ઉશ્કેરાઈ જઈ, ઘમંડી બની, આંતરકલહ જગાવી આખા સમુદાયની એકતાને ભયમાં મૂકી દે છે.

પૅલેસ્ટાઈનમાં આરબ અને યહૂદીનાં ઘર્ષણ, અન્ય દેશોમા યહૂદી અને ખ્રિસ્તીઓનાં ઘર્ષણ, આ પ્રકારના તફાવતોમાંથી વિકસતાં ઘર્ષણોનાં દૃષ્ટાંત પૂરાં પાડે છે. ગુજરાતમા પણ કાળીપરજ અને ઉજળિયાત લોકો વચ્ચેનાં વધતાં જતાં ઘર્ષણો આ જ ઘટના વ્યક્ત કરે છે. ઘણી વાર આ જાતિ ભાન અમુક બાહ્ય શારીરિક ખાસિયતોને લીધે પણ બહુ જ તીવ્રરૂપે સતત જાગ્રત રહે છે. રંગભેદ—વર્ણભેદ—એ આ પ્રકારના જાતિભેદનું બહુ જ સ્પષ્ટ બાહ્ય-લક્ષણ હોય છે. યુ એસ એ. અને દક્ષિણ આફ્રિકાના ગોરા-કાળાના ભેદ આખાય સમુદાયના બધા જ જીવનવ્યવહારોમાં ઘર્ષણ સર્જે છે, અને રંગભેદની ભાવના ઉપર ભયાનક ઝઘડાઓ ઊભા કરે છે. આજે આ રંગભેદના ભાન ઉપર રચાયેલું જાતિ ભાન સમુદાયમા સંઘર્ષો

સર્જી સમુદાય-એકતાને નબળી અગર વિચ્છિન્ન કેમ કરે છે તેનાં અનેક દષ્ટાંતો રોજ જોઈએ છીએ.

પરંતુ આ સ્થળે આપણે એક બાબત ખાસ ધ્યાન રાખવી જોઈએ. સામાજિક ભેદો અને જાતિભેદો (Race-difference) વચ્ચે કોઈ પણ કાર્યકારણનો સંબંધ નથી. રંગભેદ, અગર શારીરિક તફાવતો (Racial Traits)ને કારણે વિકસતો જાતિભેદ (Race-differences) સામાજિક તફાવતો માટે જવાબદાર છે એ માન્યતા ખોટી છે. એ વાસ્તવ નથી. જાતિ અને સામાજિક તફાવતોને કોઈ પણ સીધો સંબંધ નથી. આ બે વચ્ચે કાર્યકારણનો સંબંધ છે એવી ભૂલભરેલી, પૂર્વગ્રહોથી રંગાયેલી માન્યતામાંથી ઘર્ષણ વિકસે છે. આમ આ ઘર્ષણો જાતિ-ભાવના પૂર્વગ્રહમાંથી વિકસે છે. ઘર્ષણ અટકાવવા આ વલણ બદલવાની જરૂર છે. સામાજિક તફાવતો, ઘર્ષણ અને જાતિને કાંઈ જ સંબંધ નથી સામાજિક તફાવતોમાથી ઊપજતા ઘર્ષણને ટાળવા રંગભેદ, રંગ-ફેર, કે જાતિ-ફેર કરવાની જરૂર નથી; રંગભેદ, જાતિભેદ ઉપર રચાયેલાં પૂર્વગ્રહો અને વલણોને દૂર કરવાની જરૂર છે.

### ધાર્મિક ભેદો (Religious Differences):

સમુદાયના સંગઠન માટે ત્રીજું મહાન ભયસ્થાન અસહિષ્ણુ અને આગ્રહી—જિદ્દી (Dogmatic) ધાર્મિક સંપ્રદાયોના અનુયાયીઓના અસ્તિત્વ અને પરસ્પર વ્યવહારમાં પણ છે. જે સમુદાયમાં તેમના સભ્યો વિવિધ સંપ્રદાયોના અનુયાયીઓ હોય, અને એ સંપ્રદાયો એવા પ્રકારના હોય કે જે પોતાના અનુયાયીઓ પાસે પોતાની માન્યતા અને કર્મકાંડને દઢપૂર્વક વળગી રહેવાનો આગ્રહ સેવે એટલું જ નહિ પરંતુ એ સંપ્રદાયોની ભૂમિકા અસહિષ્ણુતા, અને બીજાને પણ પોતાના પંથનું પાલન કરાવવાની આક્રમક વૃત્તિ ઉપર રચાઈ હોય, તે સમુદાયમાં ધાર્મિક તફાવતો સતત ઘર્ષણ જગાવતા હોય છે. અને સમુદાયના સભ્યોમાં સ્થિરતા, સુગ્રથિતતા અને બિરાદરીની ભાવના વિકસવા દેતા નથી.

યહૂદી, ખ્રિસ્તી અને ઇસ્લામ આ પ્રકારની અસહિષ્ણુતા અને હિંસાની ઘટનાઓથી ખૂબ જ ભરપૂર છે. પશ્ચિમનો ઇતિહાસ આનાં ઘણાં ઉદાહરણો આપે છે. વર્તમાન ભારત સમુદાયે પણ આ ધાર્મિક મતભેદોમાંથી

કેવાં ભયંકર પરિણામો આવે છે તેનો અનુભવ હિન્દુ-મુસ્લિમ હત્યાકાંડોમાં અનુભવ્યો છે. તેમાં પણ જ્યાં ધાર્મિક ભેદભાવની સાથે આર્થિક તત્ત્વો અને જાતિભાન અમુક રીતે ભળે છે ત્યાં આવાં ઘર્ષણો ખૂબ જ તીવ્ર સ્વરૂપ ધારણ કરે છે. પૅલેસ્ટાઈન આનો જ્વલંત દાખલો છે ઍન્ટી-સેમિટિઝમ (યહૂદી-વિરોધીભાવના) જ્યાં જ્યાં પ્રચલિત છે તે દેશોમાં પણ સમુદાયની એકતાને અવરોધતાં આ બળો આપણે જોઈએ છીએ

આર્થિક અસમાનતા, જાતિભેદની ભાવના, અને ધાર્મિક અસહિષ્ણુતાનાં તત્ત્વોએ આગવી રીતે અગર એકબીજામાં અમુક અંશે ભળી જઈને ઈતિહાસમા મોટા મોટા આંતર વિગ્રહો અને ક્રાન્તિઓ ઉપજાવી છે. આવા ઉત્પાતો જૂજ હોય છે પરંતુ આ તફાવતો સમુદાયની એકતાને અવરોધે છે અગર તેને સંપૂર્ણ રીતે વિકસવા દેતા નથી.

આ ત્રણ તત્ત્વોમાં આર્થિક અસમાનતા સહુથી વ્યાપક ઘર્ષણ ઉપજાવનાર તત્ત્વ છે. ગરીબ અને ધનિક, સાધનહીન અને સાધનસંપન્ન વચ્ચે ભારેલાં અગર વ્યક્ત ઘર્ષણો ચાલ્યાં જ કરે છે. સોવિયેટ રશિયામાં આ પ્રકારનાં ઘર્ષણોનાં ઓછાં ચિહ્નો દેખાય છે. પરંતુ ત્યાં પણ આર્થિક અસમાનતા વધતી જાય છે અને સંઘર્ષની શક્યતાઓ વધતી જાય છે; પરંતુ બીજા દેશોમાં તો આ આર્થિક સંઘર્ષ સહુથી મોખરે દેખાય છે. અને આ સંઘર્ષ અદશ્ય થશે એવાં કોઈ ચિહ્ન પણ દેખાતાં નથી. આર્થિક સંઘર્ષોનાં બીજ ક્રૂર શોષણ અને ભયાનક ગરીબીમાં છે. વર્ગ-વિગ્રહનાં હોનારતભર્યાં પરિણામો અટકાવવાં હશે તો તે વિગ્રહના મૂળમાં રહેલાં આર્થિક કારણો નાબૂદ કરવાની પહેલી જરૂર પડશે

## સમુદાય-એકતા અને સાંસ્કારિક તફાવતો (Communal Solidarity and Cultural Differences):

રાષ્ટ્ર-સમુદાયનો અભ્યાસ કરતાં આપણે જોયુ કે સાંસ્કારિક મતભેદ હોવા છતાં પણ રાષ્ટ્ર-સમુદાયનાં વિવિધ જૂથો અને વ્યક્તિઓ સમુદાય-એકતાની ભાવના રાખી શકે છે. સાંસ્કારિક વિભિન્નતા સમુદાયની એકતાને ભયમાં મૂકતી નથી એટલું જ નહિ, પરંતુ ઘણી વખત એ એકતામાં એકતાનતાને બદલે વૈવિધ્ય આણે છે. પરંતુ એવા પ્રકારના સાંસ્કારિક ભેદોનાં દૃષ્ટાંતો જોવા મળે છે, જેમાં ઉપલું વિધાન સાબિત પણ થાય અને છતાં સાંસ્કારિક ભેદભાવોમાંથી શક્ય ઘર્ષણો તરફ પણ આંગળી ચીંધી શકાય.

## બહારથી વસવાટ કરવા આવનાર જૂથો અને સમુદાય-એકતા (Immigrant Groups and Communal Solidarity):

છઠ્ઠા પ્રકરણમા આપણે નવા વસાહતીઓને નવા પ્રદેશમા અનુકૂળ થવા માટે કેવી મુશ્કેલીઓ અને મૂંઝવણો અનુભવવી પડે છે તે જોયુ છે. બહારથી આવી નવા પ્રદેશમા અનુકૂળ થઈ, બીજા સાસ્કારિક જૂથો સાથે સપર્કમા આવી, આવનાર જૂથે સમુદાય-ભાવના કેમ વિકસાવવી તે વિષે અમેરિકા મહાન પ્રયોગશાળા સમો અનુભવ કરાવે છે

આપણે તે પ્રકરણમા જોયુ તેમ આવનાર વસાહતીઓ નવા સામાજિક વાતાવરણમા પહેલા તો પોતાના મડળો, છાપાઓ, શાળાઓ, સસ્થાઓ અને બીજા વિનિમયના સાધનો વિકસાવી એ પરદેશી વાતાવરણમા પોતાની સ્થિરતા સ્થાપવા પ્રયત્ન કરે છે અને સાથે સાથે પોતાના આગવા મૂલ્યો અને પરપરાઓ સભાળી રાખવા યત્ન કરે છે આ યોજના દ્વારા તેઓ તદ્દન જ અજાણ્યા વાતાવરણના અણધાર્યા ધક્કાથી સ્હેજ બચવા સાધન ઊભુ કરે છે ત્યાર બાદ ધીરે ધીરે તેઓ નવા વાતાવરણથી પરિચિત થઈ, અનુકૂળ થઈ પોતાની ઢબે તેમા ભળી જાય છે આમા વિઘ્ન ત્યારે જ આવે છે કે જ્યારે આવા આવનાર વસાહતી અને સમુદાયના મૂળ સમૂહો વચ્ચે આર્થિક, ધાર્મિક કે સાસ્કારિક પૂર્વગ્રહો અને ઘર્ષણો હોય

અમેરિકાનો આ અનુભવ સ્પષ્ટપણે પુરવાર કરે છે કે સાસ્કારિક ભેદભાવો જાતે સમુદાયની એકતાને નબળી પાડતા નથી નવા વાતાવરણમા ભળી જવાની ક્રિયા એકમાર્ગી નથી, અને સાસ્કારિક તફાવતોને ભૂસી નાખવાની પણ કાઈ જરૂર નથી ઘણી વખત આ બહુવિધ સસ્કારિતા જ રાષ્ટ્ર-સમુદાયની કે મહાન શહેરસમુદાયની સમૃદ્ધ અને ઓજસ્વી એકતાનું પ્રતીક બની રહે છે

કોઈ પણ સમૂહ ઉપર સસ્કાર જોરજુલમથી લાદી શકાય નહિ સમુદાય ઐક્ય પણ એ ઢબે ઉપજાવી શકાય નહિ સાસ્કારિક ભેદભાવોને જોરજુલમથી ભૂસી નાખવાના પ્રયત્નો કેવા નિષ્ફળ નીવડયા છે તેના હજારો દૃષ્ટાતો ઇતિહાસ રજૂ કરે છે યહૂદીઓનો ઇતિહાસ આનો જ્વલત પુરાવો છે સાસ્કારિક તફાવત ધરાવતા જૂથો વિભિન્નતાને મિટાવવા કરતાં, તફાવતોને સમજપૂર્વક સમજી શકે અને વિભિન્ન સસ્કારોને જીવવા માટે અનુકૂળ હવામાન પેદા કરી એકબીજા સાથે હળીમળી રહી શકે તો તેમા સમુદાય સાચી એકતા વિકસાવી શકે

ઐક્ય એટલે એકરંગી-પણું કે એકધારિતા નહિ પરંતુ વિવિધતાનો સુમેળ, સુરાગ

## સંસ્કારોના ઘર્ષણમાંથી પરિણમતો કેટલાક સમુદાયોનો વિનાશ (Disintegration of Community through the Clash of Cultures):

વર્તમાન સમયમાં આપણે એક નવો અનુભવ કરી રહ્યા છીએ. બે તદ્દન જ જુદી કક્ષાના સમુદાયો એક સ્થળે અથડાય છે ત્યારે તેમાંથી વિચિત્ર પ્રકારનુ ઘર્ષણ ઊભું થાય છે. નબળો સમુદાય આ ઘર્ષણમાં લુપ્ત થઈ જાય છે. આ સંસ્કાર-ઘર્ષણમાંથી ઊપજતી કરુણ પરિસ્થિતિ, વર્તમાનકાળમાં આપણે આદિવાસી જાતિઓની સમુદાય-ભાવનાના થઈ રહેલા સર્વત્ર વિનાશમા જોઈ રહ્યા છીએ.

પરદેશી, વધુ બળવાન સંસ્કૃતિઓના આક્રમણથી આજે આફ્રિકા, એશિયા, અરે યુરોપ, અમેરિકા અને ઑસ્ટ્રેલિયા એમ સર્વ સ્થળે આદિવાસી પ્રજાઓ વિનાશ પામી રહી છે. એટલુ જ નહિ પરંતુ જે શેષ પ્રજાઓ હજી પણ ટકી રહી છે તેમનુ સમુદાય જીવન, તેમની એકતા, અને તેમની સમુદાય-ભાવના-છિન્નભિન્ન થઈ રહ્યાં છે. પાશ્ચાત્ય વિજેતાઓએ આ સરલ, સાદી, નાની પ્રાથમિક અવસ્થામા જીવન ગાળતી આદિવાસી પ્રજાઓ ઉપર પોતાના કાયદા, પોતાનાં અર્થતંત્ર, પોતાનાં નૈતિક મૂલ્યો, અને પોતાના સસ્થાના ખ્યાલો ઠોકી બેસાડયા છે. પરિણામે પાશ્ચાત્ય સંસ્કૃતિ સાથે સકળાયેલા દુર્ગુણો, રોગો અને અસ્થિરતાના તત્ત્વો પણ આ પ્રજાઓમાં દાખલ કરી આ સરળ પ્રજાઓના સુરાગ અને સ્થિરતા છીનવી લીધાં છે.

આ પ્રવૃત્તિઓ ઘણી વાર અતિ ઝનૂની પાદરીઓની પરિવર્તનની ધગશમાંથી વિકસે છે અને ઘણી વખત વિજેતા સમૂહના લોભ અને આર્થિક શોષણ કરવાની મનોવૃત્તિમાંથી જન્મે છે

આ ઘર્ષણને પરિણામે થોડા જ સમયમાં ટાસ્મિનિયન્સ, આન્દામાનની આદિવાસી પ્રજાઓ, દક્ષિણ અમેરિકાના પ્રાચીન સમુદાયો તેમ જ બીજી અનેક પ્રજાઓ લુપ્ત થઈ ગઈ છે. તદુપરાંત ફીજી, હવાઇયન અને અનેક અમેરિકન ઇન્ડિયન સમુદાયો લગભગ નહિવત્ બની ગયા છે. આફ્રિકા, એશિયા અને પાસિફિક ટાપુઓમાં પણ આ જ કરુણ કથા ચાલી રહી છે. કોઈ સ્થળે આ પ્રક્રિયા સહેજ ઓછી ક્રૂર રીતે, તો કોઈ સ્થળે તદ્દન જ

નિર્દય રીતે હજી પણ ચાલ્યા કરે છે. પશ્ચિમની ગોરી પ્રજાઓના તુમાખી અને તિરસ્કારભર્યાં માનસ અને તેમની આર્થિક અને લશ્કરી શ્રેષ્ઠતાએ પરાજિત સાદા સમુદાયો માટે અનુકૂલન અશક્ય બનાવ્યું છે.

આમ વિજેતા સમુદાય અને પરાજિત પ્રજાઓનું સમુદાયજીવન લગભગ અશક્ય બની ગયું છે. બન્ને વચ્ચેના આર્થિક, રાજકીય, સત્તાના અને સાંસ્કારિક તફાવત એટલા તીવ્ર છે અને સત્તાધારી વિજયી પશ્ચિમી સત્તાઓની અલગ રહેવાની વૃત્તિ એટલી ઉગ્ર છે કે એક જ પ્રદેશમાં સહજીવન ગાળતા આ બે સમૂહો વચ્ચે અનુકૂલન, તેમની અંદર પરસ્પરને આવકારતું, શાંત અને સુમેળભર્યું જીવન અશક્ય છે એટલું જ નહિ પરંતુ સહજીવનની સમુદાય-ભાવના પણ સ્વપ્નવત્ બને છે.

આ જ પ્રકારની કરુણ ઘટના બીજી ઐતિહાસિક ઘટનામાં પણ દેખાય છે. જ્યારે બે સંસ્કૃતિઓ સંપર્કમાં આવે, પરંતુ એક સંસ્કૃતિ પોતાને સંસ્કારમાં ઊંચી માને અને બીજી સંસ્કૃતિ તેના ઉપર રાજકીય પ્રભુત્વ ભોગવે ત્યારે આ ઘટના ઊભી થાય છે. ભારત અને અંગ્રેજના સંપર્કમાં, તેમના પરસ્પર સંબંધમાં, અને તેનાંથી ઉપજતા સંઘર્ષ અને આપસેની પ્રતિક્રિયામાં આ ઘટના બહુ જ સ્પષ્ટપણે જણાઈ આવે છે. તે જ પ્રમાણે ચીન અને પાશ્ચાત્ય દેશોના સાંસ્કારિક સંપર્કમાં પણ બન્યું હતું.

બ્રિટને હિંદ ઉપર પોતાની સત્તા જમાવતી વખતે હિંદના સામાજિક અને ધાર્મિક સંસ્કારોને સ્પર્શ કર્યો ન હતો. ઘણી વાર તો બ્રિટને તેમને ટકાવી રાખી હિંદની જનતા ઉપર પ્રભુત્વ સાચવી રાખ્યું હતું; પરંતુ ધીરે ધીરે રાષ્ટ્રવાદની જાગૃતિ સાથે ભારતની જનતાએ સ્વશાસનનો પોકાર કર્યો. રાષ્ટ્રવાદ સ્વશાસન માગે, સમાજને નવા સ્વરૂપે રચવા તે પ્રયત્ન કરે. પરાધીનતાને જ તે સાંસ્કારિક હીનતા તરીકે ગણવા માંડે. તેને એ શરમ તરીકે ગણે. આ જાગૃતિનો વિકાસ થતાં પરદેશી હકૂમત માટે ટકી રહેવું અઘરું બને છે. સંસ્કાર-સંપર્ક રહે, પરંતુ શાહીવાદી શાસન તો અદશ્ય થવું જોઈએ, એવી ભાવના જાગ્રત થાય. આમ સંસ્કારભેદ પ્રચંડ શાહીવાદી વિરોધી ચળવળો વિકસાવે. મધ્ય એશિયા, દૂર-એશિયા, હિન્દ, ચીન, જાવા, બાલી, સુમાત્રા, મલાયા, ઇન્ડોચાઈના, બર્મા વગેરેની સ્વ-શાસનની મોટી ચળવળો આ જ સત્ય સમજાવે છે.

એક નાના પ્રકરણમાં આ ખૂબ જ ગંભીર પ્રશ્નની વિસ્તારપૂર્વક ચર્ચા શક્ય નથી. ઉપર કરેલી સાધારણ ચર્ચામાંથી આપણે બેત્રણ અનુમાનો

બાંધી શકીએ.

(૧) સમુદાયની એકતા સમુદાયમાં રહેલી વિભિન્નતાને કારણે તૂટતી નથી; પરંતુ સાંસ્કારિક વિભિન્નતાને વ્યક્ત થતી અટકાવતાં કેટલાંક તત્ત્વોની હયાતીને લીધે નબળી પડે છે. આ અવરોધક બળો બે ગણી શકાય.

**(અ) સમુદાયમાં એક સમૂહનો બીજા સમૂહ ઉપરનો બળ-પ્રયોગ:**

આ બળ-પ્રયોગ, આ દબાણ ફક્ત શારીરિક જ હોય એમ માનવાનું નથી. તે દબાણ આર્થિક અને રાજકીય સ્વરૂપ પણ ધારણ કરે. આર્થિક સ્વરૂપમાં તે એક જૂથના બીજા જૂથથી થતા શોષણ તરીકે દેખા દે. રાજકીય સ્વરૂપમાં તે એક જૂથની બીજા જૂથના હકો છીનવી લેવાની પ્રક્રિયા તરીકે દેખાય. આ બળ-પ્રયોગ સામાજિક સ્વરૂપે પણ વ્યક્ત થાય. એક જૂથનાં બીજા જૂથે ધાર્મિક અને સાંસ્કારિક તત્ત્વોને કચરી નાખવાના અખતરામાં પણ એ વ્યક્ત થાય છે. આ સર્વ વિવિધ પ્રકારના બળ-પ્રયોગો જ છે. જો સમુદાયમાં સમૂહના, વખતે તે લઘુમતી સમૂહો પણ હોય, આવા હકો છીનવી લેવામાં આવે તો તે લઘુમતી સમૂહોનું અસ્તિત્વ પણ સમુદાયની એકતા માટે ખૂબ જ ભયજનક છે.

**(બ) સાંસ્કૃતિક અને ભૌતિક અતડાપણુને તોડવા માટે જરૂરી મુક્ત સંપર્કનો અભાવ (Lack of free contacts which mitigate both cultural and physical aloofness):**

સાંસ્કારિક અતડાપણું એક સમૂહના બીજા સમૂહ માટેના તિરસ્કારમાં વ્યક્ત થાય છે. તિરસ્કાર બીજાની પરિસ્થિતિને સહાનુભૂતિપૂર્વક સમજવામાં વિઘ્નરૂપ બને છે

ભૌતિક અળગાપણું સમુદાય-ભાવનાનો પ્રાદેશિક વિસ્તાર અને સંપર્કને લીધે થતો પ્રસાર અટકાવે છે.

આગળ વર્ણવેલા ઘણા નાના આદર્શ-સમુદાયો જેઓ પોતાનું આગવું અળગું જીવન ગાળવા પ્રયત્ન કરે છે તેઓનું આંતરિક જીવન ખૂબ ઘેરું હોય છે; પરંતુ વિશાળ માનવ-સમુદાય સાથે તેમનો જરા પણ સંપર્ક ન હોવાને લીધે તે ઘણું સંકુચિત અને અસ્થિર રહે છે.

**ગ્રામ, નગર અને પ્રાદેશિક સમુદાય:**

આ પ્રકરણમાં વર્ગ, જાતિ, જ્ઞાતિ વગેરે જૂથોનો ઉલ્લેખ કર્યો.

સમુદાય આ સામાજિક જૂથો માટે પાર્શ્વભૂમિ પૂરી પાડે છે. તે ભૂમિકામાં રહી આ વિશિષ્ટ જૂથો સમાજજીવન વહાવી રહ્યાં છે. આ જ કારણથી સમાજ અને મંડળો વચ્ચેની આ સમુદાય-રચનાની આપણે ચર્ચા કરી; પરંતુ સમુદાયની ચર્ચા આટલેથી પૂરી થાય નહિ. સમસ્ત પુસ્તકમાં વિવિધ જૂથો માટે ભૂમિકા તરીકે કામ કરતી આ સમુદાય-રચના અંગે ઉલ્લેખ જુદી જુદી રીતે આવ્યા જ કરશે, કારણ જ્યાં જ્યાં માનવી બીજા માનવીઓ સાથે અમુક સ્થળમાં સહજીવન ગાળવા તૈયાર થાય છે ત્યાં ત્યાં સમુદાયની ભૂમિકા ખડી થઈ જાય છે. પરંતુ સમુદાય-જીવનની કક્ષા ભિન્ન ભિન્ન હોય છે. સમુદાયજીવન ગ્રામથી શહેરમાં ભિન્ન હોય છે; એક પ્રદેશથી તે બીજા પ્રદેશમાં નોખું હોય છે.

આ ગ્રામ, નગર અને પ્રાદેશિક સમુદાય જૂથ-જીવન ગાળવા માનવી માટે કેવી રીતે ભિન્ન ભિન્ન વાતાવરણ ઊભાં કરે છે તેની ચર્ચા આવતા પ્રકરણમાં કરીએ.

# પ્રકરણ ૧૩

## શહેર, ગ્રામ અને પ્રદેશ
## (CITY, COUNTRY AND REGION)

### ૧

### શહેર અને ગ્રામ—તુલના

**"બે જીવનશૈલી"—સરખામણીનો પ્રશ્ન:**

અભ્યાસીઓને હજી સુધી લાગતુ જ રહ્યું છે કે ગ્રામજીવન અને શહેરજીવન એ બે ખૂબ જ વિરોધી પ્રકારની જીવનશૈલી છે. આ બે જીવનશૈલીનાં વિરોધ અને ભિન્નતા બે પ્રકારનાં સામાજિક વાતાવરણને જ આભારી છે. આ બે પ્રકારનાં સામાજિક વાતાવરણો બે તદ્દન જ નોખા પ્રકારના સમુદાય-જીવનનો આપણને પરિચય કરાવે છે.

શહેર એ અનોખા પ્રકારનું સામાજિક વાતાવરણ છે. તેમાં સમુદાય-જીવન જીવવા માટે કુદરતી વાતાવરણને એટલું પલટી નાખવામાં આવ્યું છે કે તે લગભગ ગૌણ બની જાય છે. એટલું જ નહિ પરંતુ શહેર ઘણી વાર કુદરતી વાતાવરણને તદ્દન નહિવત્ પણ કરી નાખે છે.

શહેરમાં માનવી ઘણી વખત દિવસોના દિવસો સુધી સૂર્યનો સીધો, પૂર્ણ ઝળહળાટ કરતો પ્રકાશ, રંગભર્યો અરુણોદય કે સાથિયા પૂરતી સંધ્યા નિહાળી શકતો નથી. હર દિન નવી નવી કલા કરતો અમીવર્ષણ રસરાજ ચંદ્ર કે આભલાની કોરને દીપાવતાં તારક ઝૂમખાંઓ આ શહેરીજનો

માટે સ્વપ્ન સમા કલ્પનામાં વિહરે છે. આ શહેરી ઘણી વાર પુષ્પો, લતાઓ, વૃક્ષો અગર કિલકિલાટ કરતાં પક્ષીઓ તથા બીજાં કુદરતી તત્ત્વો સાથે સંપર્ક પણ ધરાવી શકતો નથી આમ શહેરીના જીવનમાં કુદરત ગૌણ બને છે અગર લગભગ સ્વપ્નવત્, નહિવત્ બની જાય છે.

આ જ કારણથી ગ્રામવાતાવરણમા વિકસેલા સામાજિક વલણો અને સસ્થાઓ શહેર-વાતાવરણમા વિકસેલાં વલણો અને સસ્થાઓથી ખૂબ જ ભિન્ન પ્રકારના લાગે છે

## વાતાવરણની અસર—એક ચેતવણી:

છઠ્ઠા પ્રકરણમાં માનવીના સમગ્ર વાતાવરણ વિષે ચર્ચા થઈ. તેમાં એ પણ જોયું કે માનવી પોતે અને તેનાં સંસ્કાર-સર્જનો સમગ્ર વાતાવરણનો એક મહત્ત્વનો વિભાગ બને છે.

આ પ્રકરણમાં વાતાવરણની જીવન ઉપર થતી અસર વિષે પાછી ચર્ચા કરીશું, પરંતુ તે ગ્રામ અને શહેરના વાતાવરણની તુલનાની રીતે. ગ્રામ અને શહેરની તુલના, તે બે વાતાવરણોની સરખામણી, ઘણાની દૃષ્ટિએ સરળ અને સ્પષ્ટ છે અને તે માટે વધુ વિચારની આવશ્યકતા નથી. પરંતુ અભ્યાસીઓને જણાવા માંડ્યું છે કે આ તુલના જેટલી લાગે છે તેટલી સરળ નથી આ બે પ્રકારનાં વાતાવરણો કેવી રીતે ઉદ્‌ભવ્યાં, તે બે વાતાવરણના વિકાસનાં કારણો શોધવાં અને તેમાંથી કેટલાક વિધાનો બાંધવાં એ એથી પણ મુશ્કેલ છે.

માનવી જ્યારે કારણોની શોધમાં પડે છે ત્યારે મોટે ભાગે તે અધીરો બને છે. તે ઘણુંખરું ઝડપી, ઉતાવળો થઈ કાં તો એકાદ કારણ દ્વારા આખી વસ્તુને સમજી લેવાની વૃત્તિ કેળવે છે અગર ખોટાં કારણો ઉપર ભાર મૂકી એ પરથી સિદ્ધાંતો તારવવા તત્પર બને છે. આ પ્રકારની બૌદ્ધિક સરળતા અને ભૂલ માનવી કેવી રીતે કરે છે તેના અગણિત દાખલા આપણે આગલાં પ્રકરણોમાં જોયા છે.

ગ્રામ-જીવન અને શહેરી જીવન, ગ્રામ-વાતાવરણ અને શહેરી વાતાવરણ અંગેની ખૂબીઓ ખામીઓ તથા તેનાં તત્ત્વોની તુલના અને તેમના પારસ્પરિક સંબંધોની સરખામણી કરતી વખતે આપણે પણ આવાં સરલ કારણો આપવાની ભૂલ ન કરીએ એ ખાસ ધ્યાન રાખવાનું છે.

આ ચેતવણીની ખાસ જરૂર છે, કારણ, આપણા સાહિત્યમાં, આપણા અભ્યાસોમાં અને આપણાં અનુમાનોમાં ઘણી વાર આવું એકમાર્ગીપણું

આવે છે. ગામડાનું જીવન એટલે સરળ, શાંત, નિર્દોષ, કુદરતી જીવન અને શહેરી જીવન એટલે ખટપટી, દંભી, કૃત્રિમ અને માનવીને ભરખી લેતું જીવન એવાં પણ ચિત્રો રજૂ થાય છે અને આથી ઊલટું, શહેરી જીવન એટલે ચબરાક, બુદ્ધિમય, સંસ્કારી અને સભ્ય જીવન અને ગ્રામ-જીવન એટલે માનવ અસંસ્કારિતા અને મંદતાના અખાડા સમું વિકૃત જીવન એમ ચીતરવાના પણ પ્રયત્નો થાય છે.

આપણે ગ્રામજીવન અને શહેરી જીવનની તુલના કરતી વખતે આ પૂર્વગ્રહોથી દૂર રહેવા પ્રયત્ન કરીશું. આ બે અટપટાં વાતાવરણ પાછળ કામ કરી રહેલાં સામાજિક બળોને પદ્ધતિસર, પૂર્વગ્રહ વગર સમજવા યત્ન કરીશું તો જ આ સામાજિક ઘટનાનો સાચો ખ્યાલ આવશે.

કેટલાક એકમાર્ગી વિચારોને આપણે સમજી લઈએ, જેથી એ પ્રકારની ભૂલ કરતાં આપણે બચીએ. હજી ઘણા અભ્યાસીઓ કોઈ સમૂહ કે વ્યક્તિની ખાસિયતો એક કારણને લીધે છે એમ માને છે. કેટલાક આનુવંશિક તત્ત્વમાં કારણ જુએ છે, કેટલાક તે સમૂહ અગર વ્યક્તિના ધંધામાં કારણ જુએ છે, કેટલાક વિશિષ્ટ ભૌગોલિક લક્ષણોમાં કારણ જુએ છે, તો કોઈ આ ખાસિયતો માટે તેમના પ્રાદેશિક વાતાવરણને જવાબદાર ગણે છે.

આ પ્રકારના અભ્યાસીઓ અમદાવાદીને સુરતી સાથે, કે ભાવનગરી, જામનગરી કે પટ્ટણી સાથે સરખાવે છે, ચરોતરિયાને હાલારી કે સોરઠી સાથે સરખાવે, ગુજરાતીને મહારાષ્ટ્રી કે બંગાળી સાથે સરખાવે છે, દક્ષિણ ભારતીને ઉત્તર ભારતી સાથે સરખાવે છે. એટલુ જ નહિ પરંતુ વૈષ્ણવને શૈવ સાથે. હિન્દુને મુસ્લિમ, ખ્રિસ્તી કે પારસી સાથે અને હિન્દીને ચીની કે અમેરિકન સાથે સરખાવી તેનાં કારણો આપવા પ્રયત્ન કરે છે.

સરખામણી ઉપરાંત તે સરખાવેલા એકમોની વિશિષ્ટતાને એકાદ કારણથી સમજાવી દેવા પ્રયત્ન કરે છે. અમદાવાદી વ્યાપારી અને ગણતરી-બાજ, કાઠિયાવાડી ખટપટી અને તેની પાઘડીના વળ જેટલા પેંતરા કરતો મુત્સદ્દી, સુરતી વિનોદી અને આળસુ, ચરોતરી બડતલ અને આખાબોલો, મહારાષ્ટ્રી બુદ્ધિશાળી, પરંતુ ક્લિષ્ટ અને પેંતરાબાજ, મારવાડી મીંઢો, બંગાળી ઊર્મિલ, કલારસિક પરંતુ ઘમંડી અને આત્મરત વગેરે ગુણદોષોનું આરોપણ કરે છે. એટલું જ નહિ આ ગુણદોષો ભૌગોલિક વિશિષ્ટતાને લીધે, જન્મદત્ત ધંધાને લીધે કે ધર્મને લીધે છે એવાં કારણો આપી સમ-જાવવાના પ્રયત્નો પણ કરે છે. આ જ પ્રમાણે ગ્રામજીવન અને શહેરી

જીવનના તફાવતો માટે પણ જાણે ગ્રામ અગર શહેરની હવામાં કે ભોમમાં જ તેમનાં લક્ષણો અને ગુણદોષોના તફાવતનાં કારણો હોય એમ માનવા-મનાવવા યત્ન કરે છે આ પ્રકારના સમજાવવાના પ્રયત્નો એ ગંભીર ભૂલ છે. તે વિજ્ઞાન વિરોધી છે. વાસ્તવની સાચી સમજ તે અશકય બનાવે છે.

ગ્રામવાતાવરણ અને શહેરના વાતાવરણની તુલના કરતી વખતે આ સરળ પદ્ધતિથી બચવા આપણે પ્રયત્ન કરીશું. તે માટે આપણે પહેલાં જે ઐતિહાસિક બળોએ આ બે પ્રકારનાં વાતાવરણ ઊભાં કર્યાં છે તેમને સમજવા પ્રયત્ન કરીશું. ત્યાર બાદ આ બન્ને વાતાવરણમાં સમાયેલાં અટપટાં તત્ત્વોને સમજવા યત્ન કરીશું. ગ્રામ-વાતાવરણ અને શહેરી વાતાવરણ એ ઘણાં તત્ત્વોનાં બનેલાં વાતાવરણ છે. એ બે વાતાવરણો કેવી રીતે વિકસ્યાં છે, તે બન્નેની વિશિષ્ટતાઓ કઈ કઈ છે, તે બન્ને વચ્ચે કેવા પ્રકારના સંબંધ છે અને ગ્રામ-વાતાવરણ કયાં પૂરું થાય છે અને શહેરી વાતાવરણ કયાં શરૂ થાય છે એ સર્વેનો પદ્ધતિસર અભ્યાસ કરવા પ્રયત્ન કરીશું.

આ દૃષ્ટિએ આ પ્રકરણને ચાર વિભાગમાં વહેંચીશું. પહેલા ત્રણ વિભાગમાં ગ્રામ-વાતાવરણ અને શહેરી વાતાવરણની સરખામણી કરવાનો યત્ન કરી તેમની વચ્ચેના પરસ્પર સંબંધની ચર્ચા કરીશું. છેલ્લા વિભાગમાં ગ્રામ અને શહેર બન્નેને આવરી લેતા એવા વિશાળ પ્રદેશ સમુદાયની શકયતા, ખાસિયત અને વિકાસના પ્રશ્નોની ચર્ચા કરીશું.

**ગ્રામ અને શહેરના વાતાવરણને સરખાવવામાં રહેલી મુશ્કેલીઓ:**

સમાજશાસ્ત્રની એક પ્રાદેશિક-મત ધરાવતી શાખા (Regional Sociology)નો આપણે પહેલાં ઉલ્લેખ કરી ગયા છીએ. એ સમાજ-શાસ્ત્રની શાખા ગ્રામ-વાતાવરણ અને શહેરી વાતાવરણ વચ્ચે કેવી રીતે સુમેળ સધાય તે અંગે અભ્યાસ અને ચર્ચા કરી રહી છે. આ શાખાના અભ્યાસોને વિગતમાં સમજીએ તે પહેલાં ગ્રામ-વાતાવરણ અને શહેરી વાતાવરણ વચ્ચે શો વિરોધ છે તે જાણવા પ્રયત્ન કરીએ. આ બે વાતા-વરણોને સંપૂર્ણ રીતે નોખાં પાડવાં અને તે બેની તુલના કરવી એ દેખાય છે તે કરતાં વધુ કપરું કામ છે. એનાં અનેક કારણો છે.

**(૧) શહેરી વાતાવરણ અને ગ્રામવાતાવરણની કક્ષાનો સવાલ:**

ગ્રામ અને શહેર એ સૈકાઓથી સ્વીકારાયેલા બે પ્રકારના વસવાટો

છે પરંતુ ગ્રામ-વસવાટ ક્યાં પૂરો થાય છે એ વિષે કોઈ નિશ્ચિત નિયમ નથી. છૂટાંછવાયાં ઝૂંપડાંના વસવાટો નાનાં નાનાં ગામડાંઓમાં પરિણમે છે. નાનાં નાનાં ગામડાંઓ મોટાં ગામ અને તેમાંથી કસબામાં પરિણમે છે. તેમાંથી તાલુકા, નગર તથા મોટાં નગરો અને શહેરોમાં વસવાટો પરિવર્તિત થાય છે. ઘણી વખત ગ્રામ-પ્રદેશમાં એકાદ મોટો મહેલ કે કોઈ અગર મોટી હોટલ આખા વાતાવરણને શહેરી રંગ ચઢાવે છે. આમ ગ્રામ અને શહેર સમુદાય બે જુદા પ્રકારના સમુદાયો છે પરંતુ તેઓ માત્ર ભૌગોલિક મર્યાદાથી જુદા પાડી શકાય એમ નથી.

શહેર અને ગ્રામને જુદા પાડવા અભ્યાસી, રાજ્યકર્તાઓ અને વસ્તી-ગણતરીના અધિકારીઓ જુદી જુદી કસોટીઓ અપનાવે છે

વસ્તીગણતરીની સગવડ ખાતર જુદા જુદા દેશોના વસ્તીગણતરીના અધિકારીઓ ભૂમિના અમુક ક્ષેત્રફળમાં અમુક પ્રમાણમાં ગીચ વસ્તી હોય તો તેને શહેરી વાતાવરણ ગણે છે. દા. ત ફ્રાંસમાં કોઈ પણ વસાહતમાં ૨૦૦૦ માણસની વસ્તી હોય, યુ.એસ એ.માં ૨૫૦૦ માણસની વસ્તી હોય, જાપાનમાં ૩૦૦૦૦ માણસની વસ્તી હોય, તેવી વસાહતોને નગર અગર શહેર વસવાટ કહેવામાં આવે છે. ભારતમાં પણ ૫૦૦૦ માણસથી વધુ વસ્તીવાળા વસવાટોને નગરસમુદાય કહેવામાં આવે છે

આ ઉપરાંત નગર અગર શહેર કોને કહેવું એ અંગે જુદી જુદી કસોટી પણ લગાડવામાં આવી છે, જેને લઈને ગૂંચવણો પણ ઊભી થાય છે વસ્તીનું પ્રમાણ, જમીનના દર ચોરસ માઈલે વસ્તીની ગીચતા, કાયદાએ અમુક સમુદાયને ગ્રામ કે શહેર ગણ્યું છે તે, તથા વસાહતનું મુખ્ય ઉત્પાદન કયા પ્રકારનું છે વગેરે જુદી જુદી કસોટીઓથી નગર અને ગ્રામ વચ્ચેના તફાવત પાડવામાં આવે છે. ઘણી વખત નગર અને ગ્રામ વચ્ચે ભેદ પાડનારા અભ્યાસીઓ ઉપર જણાવેલી એક અગર એકથી વધુ કસોટી-ઓને એકત્રિત કરીને પણ તેમનું વિભાગીકરણ કરે છે. આમ નગર અને ગ્રામ-સમુદાયને નોખા પાડવામાં અત્યંત મુશ્કેલીઓ ઊભી થાય છે. આપણે યુનાઈટેડ સ્ટેટ્સનો જ દાખલો લઈએ. ઉપર જણાવ્યા મુજબ જો ૨૫૦૦ થી નીચેની સંખ્યાની વસાહતોને આપણે ગ્રામસમુદાય કહીશું તો યુ.એસ એ.ની વસ્તીનો ૪૩ ટકા ભાગ ગ્રામ-સમુદાયોમાં વસે છે એમ કહેવું પડશે. પરંતુ અમેરિકન વસાહતોનો વધુ ઝીણવટભર્યો અભ્યાસ અને માત્ર સંખ્યાની જ કસોટી નહિ પરંતુ પ્રવૃત્તિની કસોટીએ આપણે

યુ.એસ.એ.ની વસ્તીનું વિભાગીકરણ કરીશું તો ત્યાંની ૨૫ ટકા કરતાં પણ ઓછી વસ્તી ગ્રામ-વાતાવરણમાં જીવન ગાળે છે એમ કહી શકીશું.

તે જ પ્રમાણે નાનાં નગરો, મોટાં નગરો, શહેરો અને વિશાળ પાટનગરો અગર ઔદ્યોગિક શહેરોનાં વાતાવરણમાં પણ ખૂબ જ ફેર હોય છે દા. ત. ૨૫૦૦ માણસોની વસ્તીવાળાં નાનાં નગરો અને લાખો માણસોને સમાવતાં મહા-શહેરોના સામાજિક જીવનની શૈલીમાં પણ ખૂબ જ ફેર હોય છે.

ગ્રામજીવન અને શહેરી જીવનના તફાવત આમ વિવિધ કક્ષાના તફાવતોની શ્રેણીમાં ફેરવાઈ જાય છે. અર્ધચંદ્ર રેખા કલ્પીએ તો તેને એક છેડે નાનું ઝૂંપડાંઓના ઝૂમખા જેવુ ગામડું આવે છે જ્યારે બીજે છેડે વિશાળ શહેર આવે છે. એ બે વચ્ચે વિવિધ કક્ષાનાં નાનાં ગામડાથી વિશાળ શહેર સુધી વિકસતાં ગ્રામ, કસબા, નગર, મહાનગર, શહેર અને મહાશહેર સુધીની જુદી જુદી એક એકથી વિકસિત એવી સમુદાયશ્રેણી વિક્રમે છે. આ ઘટનામાં આપણને વિવિધ કક્ષાનુ શહેરીકરણ જોવા મળે છે. સમાજશાસ્ત્રીઓએ આ વિવિધ કક્ષાના સમુદાયોનાં ચિત્રો આલેખવાના યત્ન કર્યા છે. એક તરફ "સ્મૉલ-ટાઉન સ્ટડી", "પ્લેઈનવિલ" વગેરે નાના સમુદાયોનો અભ્યાસ, બીજી તરફ ૧૭૦૦૦ની વસ્તીવાળા "યાન્કી સિટી" અને ૫૦૦૦૦ની વસ્તીવાળા "મિડલ ટાઉન" શહેરનો અભ્યાસ, અને સેંટ લુઈ, ચિકાગો અને ડેટ્રોઇટ જેવાં લાખોની વસ્તીવાળાં શહેરોના અભ્યાસો આપણને આ શહેરીકરણની જુદી જુદી કક્ષાનો ઠીક ખ્યાલ આપવા પ્રયત્ન કરે છે.

અભ્યાસીઓ એમ પણ માને છે કે મહાશહેરોનાં વાતાવરણમાં પણ ઠીક ઠીક ફેર હોય છે. ૧૯૪૦માં એકલા યુનાઈટેડ સ્ટેટ્સમાં જ ૧૪૦ શહેરી વિસ્તારો (Metropolitan Districts) હતા. આ દરેક શહેરી-વિસ્તાર ૫૦ હજારથી વધુ વસ્તીવાળાં એકથી વધુ શહેર અને તેમની અસર નીચેના પડોશના પ્રદેશોનો બનેલો હતો.

અભ્યાસીઓએ એ પણ નોંધ્યુ છે કે દરેક દેશમા એકાદ બે એવાં મહાશહેરો વિકસી આવે છે કે જેમની વસ્તી તે દેશનાં બીજાં શહેરો કરતાં બમણી કે ત્રણ ગણી પણ હોય. તે તેમના કદથી નોખાં પડે છે એટલું જ નહિ, પરંતુ પોતાની સાંસ્કારિક અસરો માટે પણ તે તેમના દેશોમાં અનોખું સ્થાન ધરાવતાં હોય છે. લંડન, ન્યૂયોર્ક, પારિસ, બર્લિન, વિયેના, મૉસ્કો, કોપનહેગન, હેલસિન્કી, બ્યુએનિસ એરિસ, રોમ, ટોકિયો,

પેકિંગ, સિંગાપોર, રંગૂન, મુંબઈ, કલકત્તા વગેરે આવાં મહાશહેરોના નમૂના છે.

## શહેરમાં જ વિવિધ પ્રકારનું વાતાવરણ:

શહેર અને ગ્રામની તુલના એક બીજી મુશ્કેલીને લીધે પણ અધરી બને છે. શહેર—ખાસ કરીને મહાશહેર—ત્યાંના રહેવાસી માટે એક સમુદાય તરીકેનું જ વાતાવરણ નથી બનતું પરંતુ શહેરીઓનાં વિવિધ જૂથો માટે જુદાં જુદાં, ઘણી વખત ખૂબ જ ભિન્ન સામાજિક વાતાવરણો પૂરાં પાડે છે. ગ્રામ-સમુદાયો એકબીજાથી ઘણી વખત ભિન્ન હોય છે, પરંતુ પ્રત્યેક સમુદાય પોતાના સભ્યો માટે, શહેર કરતાં સર્વસામાન્ય અને એકસરખું વાતાવરણ વધારે પ્રમાણમાં પૂરું પાડે છે. શહેરમાં જીવનધોરણો અનેક પ્રકારનાં હોય છે. તે માનવસર્જિત વાતાવરણ વ્યક્તિઓ માટે અનેક પ્રકારની વિવિધ સગવડો અને તકો ઊભી કરે છે શહેરમાં કુદરતની ઋતુઓ અગર હવામાનની વિચિત્રતાઓ ઉપર સર્વસામાન્ય અને એક પ્રકારનું વલણ હોતું વથી. શહેરમાં જુદાં જુદાં જૂથો તેમનાં વિવિધ પ્રકારનાં સગવડનાં સાધનો, રહેવાસો, લત્તાઓ અને વિભાગોને લીધે કુદરત સાથે જુદી જુદી રીતે સંબંધમાં આવે છે. શહેરીઓ માટે એક જ પ્રકારની સર્વસામાન્ય ભૂમિની ભાવના, સર્વસામાન્ય હિતોની ભાવના કે સર્વસામાન્ય ભાવિ અગર તકદીરની ભાવના સ્પષ્ટ સ્વરૂપે વિકસી આવતી નથી શહેરમાં એવા કોઈક જ—જૂજ બનાવો બનતા હોય છે જેમાં સમસ્ત શહેરીઓ, પોતાને એક માની એ બનાવો તરફ એકસરખું વલણ ધરાવે; અને એ બનાવો અંગેનાં વલણોમાંથી સમસ્ત શહેરના ભાવિને પોતાના ભાવિ સાથે જોડી શહેર સમુદાયના સમસ્ત સભ્યોમાં એકતાની ભાવના, સહજીવનની ભાવના તીવ્રતાથી જગાવે.

ગામડાંમાં વર્ષા, શિશિર, વસંત કે ગ્રીષ્મ બધા જ સભ્યો માટે સામુદાયિક પ્રશ્ન બને છે. કુદરતનો ઉલ્લાસ કે કોપ, પ્રફુલ્લિત સર્જન કે ઝંઝાવાતી વિનાશ સમસ્ત સમુદાય માટે એક ઐક્યની લાગણી જગવતો પ્રસંગ બની રહે છે. શહેરમાં વિવિધ જૂથો માટે કામ અને આગમના પ્રકાર અને સમય પણ જુદા હોઈ, તેમને માટે સમય—દિન-રાત પણ એક-સરખાં અને એકસાથે હોતાં નથી. કોઈ વ્યક્તિ અગર જૂથ રાતપાળી કરતું હોય તો કોઈ દિનપાળી; કોઈ સવારે નવ વાગ્યે નોકરીએ ચડતુ હોય તો કોઈ સાંજરે સાત વાગ્યે; કોઈને ગુરુવારે રજા હોય તો કોઈને રવિવારે

શહેરમાં એક જ કુટુંબમાં કામ કરનાર વ્યક્તિઓના પણ ઘણી વાર કામના કલાક જુદા હોય છે. પતિ સવારે કામે ચડતો હોય, પત્ની બપોરે, તો પુત્ર રાત્રે પણ કામે જતો હોય. આમ શહેરમાં સર્વ શહેરીઓ માટે કામના કલાક પણ એકસાથે હોતા નથી.

તે જ પ્રમાણે શહેરમાં આનંદપ્રમોદનો સમય પણ બધા માટે એક હોતો નથી એટલું જ નહિ, પરંતુ શહેરમા અંગત ગપગોષ્ઠી કરવા અગર જાહેર ચર્ચા કરવા માટે મળવાનાં સ્થાન પણ એક હોતાં નથી કે તેને માટે એક જ સમય પણ શક્ય બનતો નથી. ગામડાંમાં ઓટલો, ચોકઠું, ચોરો કે મંદિર જેવાં સ્થળો હોય છે જ્યાં ગામલોક એકઠા મળે છે, ગામગપાટા મારે છે, કથાવાર્તાઓ કે ભજનો કરે છે, કે ગ્રામ-ઉત્સવો પણ ઊજવે છે. શહેરમાં સમસ્ત સમુદાય માટે આવું અશક્ય બને છે.

શહેરમાં સમસ્ત નાગરિકોને આવરી લેતા, તેમનામાં સમસ્ત શહેર-સમુદાય માટેની તીવ્ર ભાવના જગાવવાની શક્તિ ધરાવતા પ્રસંગો બહુ જ જૂજ હોય છે. કોઈક બહુ જ મોટી આફત કે કોઈ બહુ જ વિશિષ્ટ પ્રસંગો જ આવી ભાવના સમસ્ત શહેરીઓમાં જગાવવા સમર્થ બને છે.

આમ શહેરી જીવનમાં વૈવિધ્ય અને વિભિન્નતા બહુ જ મોટા પ્રમાણમાં હોય.

શહેરમાં એક જ માળામાં કે એક જ લત્તામાં રહેતા લોકો પણ ઘણી વખત એકબીજાને ઓળખતા નથી હોતા. માનવ જીવનના કેટલાક મહત્ત્વના પ્રસંગો, જન્મ, માંદગી કે મૃત્યુ, તેના દર પણ વિવિધ જૂથો અને વિવિધ લત્તાઓમાં જુદા જુદા હોય છે. લંડન, ન્યૂયોર્ક, મુંબઈ કે અમદાવાદ જેવાં મોટાં શહેરોનો જ દાખલો લઈએ. ત્યાં તંદુરસ્તી અને બીમારીની કક્ષા લત્તે લત્તે જુદી હોય છે. ત્યા ગરીબ તથા તવંગરના તફાવતો અને વિરોધો એટલા પ્રમાણમાં વિકસેલા દેખાશે કે જેનો જોટો તે શહેરની આજુબાજુના પ્રદેશોના સમગ્ર વિસ્તારમાં નહિ મળે. ત્યાં જીવન-ધોરણના વિરોધો, આનંદપ્રમોદના વિરોધો, સંસ્કારના વિરોધો, ફૅશનના વિરોધો વગેરે અનેકવિધ તીવ્ર તફાવતો દેખાઈ આવશે એટલું જ નહિ, પરંતુ કેટલાક એમ પણ માને છે કે શહેર એ તો વિરોધોનું ધામ છે. વળી કેટલાક તો એમ પણ કહે છે કે શહેર-સમુદાય ખરી રીતે બે શહેરોનો બનેલો છે, તવંગર શહેર અને ગરીબ શહેર.

આ જ કારણે શહેર અને ગ્રામની સરખામણી તેમનાં તત્ત્વોની સરેરાશના આંકડાઓ દ્વારા કરવી એ બહુ ભૂલભરેલો પ્રયત્ન થશે. તે જ

પ્રમાણે સરખામણી માટે આ બે સમુદાયોમાંથી એકને વધુ સંગઠિત (Homogeneous) અને બીજાને ઓછો સંગઠિત ગણવો એ પણ વાસ્તવથી સહેજ આઘું છે. અભ્યાસીઓ આ સર્વ સરખામણીની મુશ્કેલીઓ દૂર કરવા વધુ સૂક્ષ્મ ગણિત-પદ્ધતિઓ વિકસાવી રહ્યા છે.

**શહેર અને ગ્રામ-સમુદાયનાં સ્વરૂપોમાં થતા ફેરફારો :**

શહેર અને ગ્રામની તુલના કરવામાં ઉપર જણાવેલી બે મુશ્કેલીઓ ઉપરાંત એક ત્રીજી પણ મુશ્કેલી ઊભી થાય છે. જે ગ્રામ અને શહેરની તુલના કરવાના પ્રયત્નો થાય છે તે પોતે જ પોતાનાં સ્વરૂપો ઝડપથી બદલતાં જાય છે. એક તરફ ગામડાંઓ ઝડપથી શહેરીકરણની અસર નીચે આવતાં જાય છે. તે કારણે તેઓ ઘણાં શહેરી તત્ત્વોથી રંગાય છે. બીજી તરફ નગરો અને શહેરો ગામડાંને ભોગે વિકસતાં જાય છે એટલું જ નહિ, પરંતુ શહેરની વસ્તી પણ ગામડેથી આવતા માણસોથી વધતી જાય છે. આ બન્ને પ્રક્રિયાઓ વર્તમાન સંસ્કૃતિને રંગી રહી છે. બીજી પ્રક્રિયામાં શહેરો ગામડેથી આવતા માનવીઓથી ઊભરાય છે, જ્યારે ગામડાંમાં શહેરીઓનો વસવાટ પ્રમાણમાં ઓછો થતો જાય છે.

આ પ્રક્રિયાઓનાં પરિણામોનો વિચાર કરતાં આપણે બે તત્ત્વોને ખાસ ધ્યાનમાં રાખવાં પડશે.

(૧) ગ્રામજનતાનો પ્રજનનનો દર મૃત્યુ દર કરતાં ઠીક ઠીક વધારે હોય છે. ૧૯૪૦માં યુ.એસ.એ.માં જોવામાં આવ્યું હતું કે ગ્રામપ્રજા દર વર્ષે, દર સેંકડે ૬૬ વધુ માણસો પેદા કરતી હતી. આમ જન્મપ્રમાણ અને મૃત્યુપ્રમાણનો તાળો મેળવતાં સરવાળે ૬૬ માણસો ગામડામાં વધતાં જ્યારે શહેરમાં એથી ઊંધું બનતું. ત્યાં દર વર્ષે, દર સેંકડે ૨૭ માણસો ઓછા થતા. આમ ગામડામાં જન્મદર, મૃત્યુદર કરતાં વધારે હોઈ ત્યાં દર વર્ષે પ્રજનન દ્વારા વસ્તી વધતી હતી, જ્યારે શહેરમાં જન્મદર મૃત્યુદર કરતાં ઓછો હોઈ ત્યાં વસ્તી ઘટતી જતી હતી. એનો અર્થ એ જ કે શહેરની વસ્તી વધારવી હોય, શહેર-સમુદાયની સંખ્યામાં ઉમેરો કરવો હોય તો ગામડામાંથી શહેરમાં માણસોની ભરતી થયા જ કરવી જોઈએ. શહેરનું ગામડા ઉપરનું અવલંબન આમ સ્પષ્ટપણે જણાય છે.

(૨) બીજું તત્ત્વ તે યાંત્રિક અને આર્થિક પરિસ્થિતિમાં પરિવર્તન. આજે શહેરો ગ્રામજનો માટે પણ નિર્વાહનાં સાધનો પૂરાં પાડે છે. શહેરના

અર્થતંત્ર ઉપર ગ્રામજનોનુ આર્થિક અવલંબન વધતુ જાય છે. આ જ કારણે ગામડાની પ્રજા શહેર તરફ રોજી માટે, કામધંધા માટે આકર્ષાય છે, અને ગામડાં છોડી શહેરમાં વસવાટ કરવા નીકળી પડે છે.

આમ પ્રજનનના દરમાં ફેરફાર અને શહેરોમાં આજીવિકા માટે ગ્રામજનોનું ધસી આવવું એ બન્ને ઘટનાઓને પરિણામે શહેર-સમુદાય અને ગ્રામ-સમુદાય વચ્ચે સતત અને ગાઢ સંપર્ક સધાય છે અને બન્ને સમુદાયોનાં સ્વરૂપોમાં અનેક પ્રકારના ફેરફારો થયે જ જાય છે. નવા નવા વાતાવરણને અનુકૂળ થવાની બહુ જ કઠિન પ્રક્રિયામાથી અનેક પ્રકારની અસ્થિરતા અને મુશ્કેલીઓ ઊભી થાય છે.

આ પ્રક્રિયાઓમાંથી એક પરિસ્થિતિ ઊભી થાય છે. આપણે ઘણા સામાજિક પ્રવાહોને શહેરી પ્રવાહો તરીકે ઓળખીએ છીએ, પરંતુ એ પ્રવાહો શહેરી જીવનનાં પોતાનાં જ અંગ કરતાં, શહેરમાં આવતા ગ્રામજનોના નવા વાતાવરણને અનુકૂળ થવાની પ્રક્રિયામાંથી વિકસતા પ્રવાહો છે. એ ઘટનાઓને શહેરીકરણ કહેવા કરતાં, શહેરમાં હજી સ્થિરતા ન પામેલા ગ્રામસંસ્કારોથી ટેવાયેલા નવા આવેલા માનવીઓની શહેરી જીવન જીવવાની મથામણના પરિણામરૂપ પ્રવાહો છે એમ કહેવું વધુ વાજબી છે.

ઘણી વખત ગામડેથી શહેરમાં નવા આવનારને શહેર મિત્રહીન અને પોતાને માટે એકાંતમય લાગે છે અને ખાવા ધાતી હોય એવી ઝડપમાં હડસેલ્યા કરતુ હોય એવો ભાવ પેદા કરે છે; પરંતુ આવી લાગણી ઘણુંખરું, આ નવા આવનારને પોતાના જૂના વાતાવરણમાંથી નવા વાતાવરણમાં અનુકૂળ થવાની આદત પાડવાની પ્રક્રિયામાંથી જન્મે છે. ગામડાના ધીમા જીવનમાંથી આવેલો ગામડિયો શહેરની ઝડપથી ગભરાય છે. કલાક, મિનિટ અને સેકંડની થતી સમયની ઝીણવટભરી ગણતરીથી ગૂંગળાય છે. જીવન લગભગ યંત્રવત્ બનતુ જાય છે એમ લાગવાથી કંટાળી જાય છે. તેને ખાવાનું, પીવાનું, રહેવાનું, ફરવાનું એ બધુ જ નવી ઢબે કરવું પડે છે. તેને હવે ચોરે બેસી ગામગપાટા માટે ન તો સ્થળ મળે છે કે સમય. તેને ગૃહજીવન પણ જુદી ઢબનું કરવું પડે છે. જીવનને પ્રત્યેક ક્ષણે છાઈ દેતી કુદરત, ખેતરો, વૃક્ષો, આકાશ, વાદળાં, ચંદ્ર તારકના ચમકારા, કે સૂરજદાદાના નિયમિત પ્રતિક્ષણે અનુભવાતા જીવંત અસ્તિત્વથી તેને વિમુખ થવું પડે છે. પશુ-પક્ષીના જીવંત ધબકાર અને તેમના કલરવમાંથી વિકસતા એક ધીમા સ્વર જગતથી હવે દૂર થવું પડે છે.

ગ્રામજીવનથી ટેવાયેલા, તેના તાલે પોતાનું જીવન ધબકાવતા માનવીને

નવા શહેરી જીવન, નવી શહેરી લઢણનાં આંદોલનો સાથે તાલ મિલાવતાં ગભરાટ થાય છે. શહેરી જીવનના ખોખામાં ગોઠવાતાં ખૂબ જ યાતનાઓ અનુભવવી પડે છે; પરંતુ આમાં શહેરીકરણને દોષ દેવા કરતાં, ગ્રામ-જીવનથી શહેરી જીવનમાં પરિવર્તન કરવાની સંક્રાંતિકાળની પ્રક્રિયાને જવાબદાર ગણવી એ વધુ વાજબી ગણાય માનવી ઘણી વખત શારીરિક ટેવો બદલી શકે છે. શરીરને યંત્રવત્ બનાવે છે, પરંતુ તે નવા વાતાવરણને માટે માનસિક વલણોમાં ઝડપથી અનુકૂળતા પ્રાપ્ત કરી શકતો નથી. તે ટાઈમ-સર કામે ચઢી શકે છે, ટ્રેન પકડી શકે છે, ઘડિયાળને ટકોરે બસ, ટ્રામ કે કારખાને દોડી જઈ શકે છે પરંતુ અંદરથી, માનસિક રીતે, વલણોમાં, લાગણીઓમાં આ નવા જીવનચક્ર સાથે તાલબદ્ધતા સાધી શકતો નથી. નવા વાતાવરણને અનુકૂળ થતાં માનવીને કેવા માનસિક ધક્કા અને કેટલી સાંસ્કારિક યાતનાઓ ભોગવવી પડે છે તે અંગે આપણે પહેલાં ઘણી વાર ઉલ્લેખ કરી ગયા છીએ.

આજે ગ્રામ અને શહેર વચ્ચે એક ખૂબ જ નિકટનો, પરસ્પરને આવરી લેતો, એકબીજાનાં સ્વરૂપોને બદલતો સંપર્ક ચાલી રહ્યો છે આ ઘટના પણ ગ્રામ-સમુદાય અને શહેર-સમુદાયની તુલનાને બહુ જ મુશ્કેલ બનાવે છે.

આ તુલના કરવા જતાં આપણે વર્તમાન સમયમાં માનવ ઇતિહાસમાં ચાલી રહેલી એક ખૂબ જ મહત્ત્વની સામાજિક ઘટનાનો પણ વિચાર કરવો પડશે. વર્તમાન સમયમાં માનવ ઇતિહાસમાં કદી ન અનુભવેલો એવો શહેરોનો ઝડપી વિકાસ આપણે અનુભવી રહ્યા છીએ. આ શહેરોનો આટલો ઝડપી વિકાસ શા કારણે થઈ રહ્યો છે અને તેનું સામાજિક પરિણામ શું આવશે એ સમજવું જરૂરી છે. અત્યારે તો એ સમજ શહેર-સમુદાય અને ગ્રામ-સમુદાય વચ્ચેના સંબંધમાં શા ફેરફારો લાવે છે તેનો ખ્યાલ આણવા માટે આવશ્યક છે. આપણે ગ્રામ-સમુદાય અને શહેર-સમુદાયની તુલના કરતાં પહેલાં, આ વર્તમાન ઘટના — શહેરોના વિકાસની ઘટના — ને સમજવા પ્રયત્ન કરીએ.

### શહેરોના વિકાસનાં કારણો :

સંસ્કૃતિની ઉત્પત્તિ થઈ ત્યારથી ગામડાંમાંથી શહેરો તરફનો માનવ-પ્રવાહ અને શહેરોનો વિકાસ આપણે જોઈ રહ્યા છીએ.

સંસ્કૃતિ–સભ્યતા–નાગરિકતાનો મૂળ અર્થ જ શહેરીકરણ, નાગરીકરણ

અર્થતંત્ર ઉપર ગ્રામજનોનુ આર્થિક અવલંબન વધતુ જાય છે. આ જ કારણે ગામડાની પ્રજા શહેર તરફ રોજી માટે, કામધંધા માટે આકર્ષાય છે, અને ગામડાં છોડી શહેરમા વસવાટ કરવા નીકળી પડે છે.

આમ પ્રજનનના દરમા ફેરફાર અને શહેરોમા આજીવિકા માટે ગ્રામજનોનુ ધસી આવવુ એ બન્ને ઘટનાઓને પરિણામે શહેર-સમુદાય અને ગ્રામ-સમુદાય વચ્ચે સતત અને ગાઢ સંપર્ક સધાય છે અને બન્ને સમુદાયોનાં સ્વરૂપોમા અનેક પ્રકારના ફેરફારો થયે જ જાય છે. નવા નવા વાતાવરણને અનુકૂળ થવાની બહુ જ કઠિન પ્રક્રિયામાથી અનેક પ્રકારની અસ્થિરતા અને મુશ્કેલીઓ ઊભી થાય છે

આ પ્રક્રિયાઓમાંથી એક પરિસ્થિતિ ઊભી થાય છે. આપણે ઘણા સામાજિક પ્રવાહોને શહેરી પ્રવાહો તરીકે ઓળખીએ છીએ, પરંતુ એ પ્રવાહો શહેરી જીવનનાં પોતાના જ અંગ કરતાં, શહેરમાં આવતા ગ્રામજનોના નવા વાતાવરણને અનુકૂળ થવાની પ્રક્રિયામાંથી વિકસતા પ્રવાહો છે એ ઘટનાઓને શહેરીકરણ કહેવા કરતાં, શહેરમાં હજી સ્થિરતા ન પામેલા ગ્રામસંસ્કારોથી રેવાયેલા નવા આવેલા માનવીઓની શહેરી જીવન જીવવાની મથામણના પરિણામરૂપ પ્રવાહો છે એમ કહેવું વધુ વાજબી છે

ઘણી વખત ગામડેથી શહેરમાં નવા આવનારને શહેર મિત્રહીન અને પોતાને માટે એકાંતમય લાગે છે અને ખાવા ધાતી હોય એવી ઝડપમાં હડસેલ્યા કરતુ હોય એવો ભાવ પેદા કરે છે, પરંતુ આવી લાગણી ઘણુંખરુ, આ નવા આવનારને પોતાના જૂના વાતાવરણમાથી નવા વાતાવરણમાં અનુકૂળ થવાની આદત પાડવાની પ્રક્રિયામાંથી જન્મે છે ગામડાના ધીમા જીવનમાંથી આવેલો ગામડિયો શહેરની ઝડપથી ગભરાય છે. કલાક, મિનિટ અને સેકંડની થતી સમયની ઝીણવટભરી ગણતરીથી ગૂંગળાય છે જીવન લગભગ યંત્રવત્ બનતું જાય છે એમ લાગવાથી કંટાળી જાય છે. તેને ખાવાનુ, પીવાનું, રહેવાનું, ફરવાનું એ બધુ જ નવી ઢબે કરવુ પડે છે તેને હવે ચોરે બેસી ગામગપાટા માટે ન તો સ્થળ મળે છે કે સમય. તેને ગૃહજીવન પણ જુદી ઢબનુ કરવું પડે છે જીવનને પ્રત્યેક ક્ષણે છાઈ દેતી કુદરત, ખેતરો, વૃક્ષો, આકાશ, વાદળાં, ચંદ્ર તારકના ચમકારા, કે સરજનહારના નિયમિત પ્રતિક્ષણે અનુભવાતા જીવંત અસ્તિત્વથી તેને વિમુખ થવુ પડે છે. પશુ-પક્ષીના જીવંત ધડકાર અને તેમના કલરવમાથી વિકસતા એક ધીમા સ્વર જગતથી હવે દૂર થવુ પડે છે.

ગ્રામજીવનથી રેવાયેલા, તેના તાલે પોતાનુ જીવન ધબકાવતા માનવીને

નવા શહેરી જીવન, નવી શહેરી લઢણનાં આંદોલનો સાથે તાલ મિલાવતાં ગભરાટ થાય છે. શહેરી જીવનના ખોખામાં ગોઠવાતાં ખૂબ જ યાતનાઓ અનુભવવી પડે છે; પરંતુ આમાં શહેરીકરણને દોષ દેવા કરતાં, ગ્રામ-જીવનથી શહેરી જીવનમાં પરિવર્તન કરવાની સંક્રાંતિકાળની પ્રક્રિયાને જવાબદાર ગણવી એ વધુ વાજબી ગણાય. માનવી ઘણી વખત શારીરિક ટેવો બદલી શકે છે. શરીરને યંત્રવત્ બનાવે છે, પરંતુ તે નવા વાતાવરણને માટે માનસિક વલણોમાં ઝડપથી અનુકૂળતા પ્રાપ્ત કરી શકતો નથી. તે ટાઈમ-સર કામે ચઢી શકે છે, ટ્રેન પકડી શકે છે, ઘડિયાળને ટકોરે બસ, ટ્રામ કે કારખાને દોડી જઈ શકે છે પરતુ અંદરથી, માનસિક રીતે, વલણોમાં, લાગણીઓમાં આ નવા જીવનચક્ર સાથે તાલબદ્ધતા સાધી શકતો નથી. નવા વાતાવરણને અનુકૂળ થતાં માનવીને કેવા માનસિક ધક્કા અને કેટલી સાંસ્કારિક યાતનાઓ ભોગવવી પડે છે તે અંગે આપણે પહેલાં ઘણી વાર ઉલ્લેખ કરી ગયા છીએ.

આજે ગ્રામ અને શહેર વચ્ચે એક ખૂબ જ નિકટનો, પરસ્પરને આવરી લેતો, એકબીજાનાં સ્વરૂપોને બદલતો સંપર્ક ચાલી રહ્યો છે આ ઘટના પણ ગ્રામ-સમુદાય અને શહેર-સમુદાયની તુલનાને બહુ જ મુશ્કેલ બનાવે છે.

આ તુલના કરવા જતાં આપણે વર્તમાન સમયમાં માનવ ઇતિહાસમાં ચાલી રહેલી એક ખૂબ જ મહત્ત્વની સામાજિક ઘટનાનો પણ વિચાર કરવો પડશે. વર્તમાન સમયમાં માનવ ઇતિહાસમાં કદી ન અનુભવેલો એવો શહેરોનો ઝડપી વિકાસ આપણે અનુભવી રહ્યા છીએ. આ શહેરોનો આટલો ઝડપી વિકાસ શા કારણે થઈ રહ્યો છે અને તેનું સામાજિક પરિણામ શું આવશે એ સમજવું જરૂરી છે. અત્યારે તો એ સમજ શહેર-સમુદાય અને ગ્રામ-સમુદાય વચ્ચેના સંબંધમાં શા ફેરફારો લાવે છે તેનો ખ્યાલ આણવા માટે આવશ્યક છે. આપણે ગ્રામ-સમુદાય અને શહેર-સમુદાયની તુલના કરતાં પહેલાં, આ વર્તમાન ઘટના — શહેરોના વિકાસની ઘટના — ને સમજવા પ્રયત્ન કરીએ.

### શહેરોના વિકાસનાં કારણો :

સંસ્કૃતિની ઉત્પત્તિ થઈ ત્યારથી ગામડાંમાંથી શહેરો તરફનો માનવ-પ્રવાહ અને શહેરોનો વિકાસ આપણે જોઈ રહ્યા છીએ.

સંસ્કૃતિ-સભ્યતા-નાગરિકતાનો મૂળ અર્થ જ શહેરીકરણ, નાગરીકરણ

અર્થતંત્ર ઉપર ગ્રામજનોનું આર્થિક અવલંબન વધતુ જાય છે. આ જ કારણે ગામડાની પ્રજા શહેર તરફ રોજી માટે, કામધંધા માટે આકર્ષાય છે, અને ગામડાં છોડી શહેરમાં વસવાટ કરવા નીકળી પડે છે.

આમ પ્રજનનના દરમાં ફેરફાર અને શહેરોમાં આજીવિકા માટે ગ્રામજનોનું ધસી આવવુ એ બન્ને ઘટનાઓને પરિણામે શહેર-સમુદાય અને ગ્રામ-સમુદાય વચ્ચે સતત અને ગાઢ સંપર્ક સધાય છે અને બન્ને સમુદાયોનાં સ્વરૂપોમાં અનેક પ્રકારના ફેરફારો થયે જ જાય છે. નવા નવા વાતાવરણને અનુકૂળ થવાની બહુ જ કઠિન પ્રક્રિયામાંથી અનેક પ્રકારની અસ્થિરતા અને મુશ્કેલીઓ ઊભી થાય છે

આ પ્રક્રિયાઓમાંથી એક પરિસ્થિતિ ઊભી થાય છે. આપણે ઘણા સામાજિક પ્રવાહોને શહેરી પ્રવાહો તરીકે ઓળખીએ છીએ, પરંતુ એ પ્રવાહો શહેરી જીવનનાં પોતાનાં જ અંગ કરતાં, શહેરમાં આવતા ગ્રામજનોના નવા વાતાવરણને અનુકૂળ થવાની પ્રક્રિયામાંથી વિકસતા પ્રવાહો છે. એ ઘટનાઓને શહેરીકરણ કહેવા કરતાં, શહેરમાં હજી સ્થિરતા ન પામેલા ગ્રામસંસ્કારોથી રેવાયેલા નવા આવેલા માનવીઓની શહેરી જીવન જીવવાની મથામણના પરિણામરૂપ પ્રવાહો છે એમ કહેવું વધુ વાજબી છે.

ઘણી વખત ગામડેથી શહેરમાં નવા આવનારને શહેર મિત્રહીન અને પોતાને માટે એકાંતમય લાગે છે અને ખાવા ધાતી હોય એવી ઝડપમાં હડસેલ્યા કરતુ હોય એવો ભાવ પેદા કરે છે; પરંતુ આવી લાગણી ઘણુંખરું, આ નવા આવનારને પોતાના જૂના વાતાવરણમાંથી નવા વાતાવરણમાં અનુકૂળ થવાની આદત પાડવાની પ્રક્રિયામાંથી જન્મે છે. ગામડાના ધીમા જીવનમાંથી આવેલો ગામડિયો શહેરની ઝડપથી ગભરાય છે. કલાક, મિનિટ અને સેકંડની થતી સમયની ઝીણવટભરી ગણતરીથી ગૂંગળાય છે. જીવન લગભગ યંત્રવત્ બનતું જાય છે એમ લાગવાથી કંટાળી જાય છે. તેને ખાવાનું, પીવાનું, રહેવાનું, ફરવાનું એ બધુ જ નવી ઢબે કરવું પડે છે. તેને હવે ચોરે બેસી ગામગપાટા માટે ન તો સ્થળ મળે છે કે સમય. તેને ગૃહજીવન પણ જુદી ઢબનું કરવું પડે છે. જીવનને પ્રત્યેક ક્ષણે છાઈ દેતી કુદરત, ખેતરો, વૃક્ષો, આકાશ, વાદળાં, ચંદ્ર તારકના ચમકારા, કે સરજદાદાના નિયમિત પ્રતિક્ષણે અનુભવાતા જીવંત અસ્તિત્વથી તેને વિમુખ થવું પડે છે. પશુ-પક્ષીના જીવંત ધડકાર અને તેમના કલરવમાંથી વિકસતા એક ધીમા સ્વર જગતથી હવે દૂર થવુ પડે છે.

ગ્રામજીવનથી રેવાયેલા, તેના તાલે પોતાનું જીવન ધબકાવતા માનવીને

નવા શહેરી જીવન, નવી શહેરી લઢણનાં આંદોલનો સાથે તાલ મિલાવતાં ગભરાટ થાય છે. શહેરી જીવનના ખોખામાં ગોઠવાતાં ખૂબ જ યાતનાઓ અનુભવવી પડે છે; પરંતુ આમાં શહેરીકરણને દોષ દેવા કરતાં, ગ્રામ-જીવનથી શહેરી જીવનમાં પરિવર્તન કરવાની સંક્રાંતિકાળની પ્રક્રિયાને જવાબદાર ગણવી એ વધુ વાજબી ગણાય માનવી ઘણી વખત શારીરિક ટેવો બદલી શકે છે. શરીરને યંત્રવત્ બનાવે છે, પરંતુ તે નવા વાતાવરણને માટે માનસિક વલણોમાં ઝડપથી અનુકૂળતા પ્રાપ્ત કરી શકતો નથી. તે ટાઈમ-સર કામે ચઢી શકે છે, ટ્રેન પકડી શકે છે, ઘડિયાળને ટકોરે બસ, ટ્રામ કે કારખાને દોડી જઈ શકે છે પરંતુ અંદરથી, માનસિક રીતે, વલણોમાં, લાગણીઓમાં આ નવા જીવનપટ સાથે તાલબદ્ધતા સાધી શકતો નથી. નવા વાતાવરણને અનુકૂળ થતાં માનવીને કેવા માનસિક ધક્કા અને કેટલી સાંસ્કારિક યાતનાઓ ભોગવવી પડે છે તે અંગે આપણે પહેલાં ઘણી વાર ઉલ્લેખ કરી ગયા છીએ.

આજે ગ્રામ અને શહેર વચ્ચે એક ખૂબ જ નિકટનો, પરસ્પરને આવરી લેતો, એકબીજાનાં સ્વરૂપોને બદલતો સંપર્ક ચાલી રહ્યો છે આ ઘટના પણ ગ્રામ-સમુદાય અને શહેર-સમુદાયની તુલનાને બહુ જ મુશ્કેલ બનાવે છે.

આ તુલના કરવા જતાં આપણે વર્તમાન સમયમાં માનવ ઇતિહાસમાં ચાલી રહેલી એક ખૂબ જ મહત્ત્વની સામાજિક ઘટનાનો પણ વિચાર કરવો પડશે. વર્તમાન સમયમાં માનવ ઇતિહાસમાં કદી ન અનુભવેલો એવો શહેરોનો ઝડપી વિકાસ આપણે અનુભવી રહ્યા છીએ. આ શહેરોનો આટલો ઝડપી વિકાસ શા કારણે થઈ રહ્યો છે અને તેનું સામાજિક પરિણામ શું આવશે એ સમજવું જરૂરી છે. અત્યારે તો એ સમજ શહેર-સમુદાય અને ગ્રામ-સમુદાય વચ્ચેના સંબંધમાં શા ફેરફારો લાવે છે તેનો ખ્યાલ આપવા માટે આવશ્યક છે. આપણે ગ્રામ-સમુદાય અને શહેર-સમુદાયની તુલના કરતાં પહેલાં, આ વર્તમાન ઘટના — શહેરોના વિકાસની ઘટના — ને સમજવા પ્રયત્ન કરીએ.

## શહેરોના વિકાસનાં કારણો :

સંસ્કૃતિની ઉત્પત્તિ થઈ ત્યારથી ગામડાંમાંથી શહેરો તરફનો માનવ-પ્રવાહ અને શહેરોનો વિકાસ આપણે જોઈ રહ્યા છીએ.

સંસ્કૃતિ–સભ્યતા–નાગરિકતાનો મૂળ અર્થ જ શહેરીકરણ, નાગરીકરણ

કહેવાય છે. મેસોપોટેમિયા, ઇજિપ્ત, ક્રીટ, ગ્રીસ કે રોમન સંસ્કૃતિઓનો વિકાસ અને તેમની જાહોજલાલી તેમનાં શહેરોના વિકાસ અને જાહોજલાલી ઉપર આધાર રાખતાં હતા. સંસ્કૃતિની ચડતીપડતી પણ તેનાં શહેરોની ચડતીપડતી ઉપર જ આધાર રાખતી, એટલુ જ નહિ, સંસ્કૃતિની ચડતી-પડતીનાં માપ પણ તેના શહેરોના ઉદયઅસ્તનાં માપથી અંકાતાં.

શહેરોની પડતી કેમ થાય છે તે પ્રશ્ન આપણે અહીંયાં ચર્ચીશું નહિ; પરંતુ શહેરોના વિકાસ માટે કઈ પરિસ્થિતિ જવાબદાર હોય છે તે વિષે આપણે થોડો વિચાર કરીએ. શહેરના વિકાસ માટે અભ્યાસીએ નીચેનાં ત્રણ તત્ત્વોને જવાબદાર ગણે છે:

(૧) **માત્ર જીવનનિર્વાહની જરૂરિયાતથી વધુ સાધનોનો વિકાસ (Surplus Resources as the Fundamental Factor);**
(૨) **ઉદ્યોગીકરણ અને વ્યાપારીકરણ (Industrialization and Commercialization);**
(૩) **શહેરોનું આર્થિક ખેંચાણ (Economic pull of the City)**

શહેરોના વિકાસ માટે જવાબદાર ઉપલા ત્રણ તત્ત્વોને આપણે જરા વિગતમાં સમજીએ.

## (૧) માત્ર જીવનનિર્વાહ માટે જરૂર કરતાં વધુ સાધનો (Surplus Resources):

જ્યાં જ્યાં માનવજૂથો કે સમાજ પોતાની માત્ર નિર્વાહ માટેની જરૂરિયાત કરતાં વધુ સાધનો ઉપજાવે છે ત્યાં શહેરો વિકસી આવે છે. પ્રાચીન સંસ્કૃતિઓમાં આ સાધનો માનવીનાં બીજા માનવીઓ ઉપરનાં પ્રભુત્વ અને કાબૂમાંથી વિકસતા હતાં. શહેરોનું જીવન ગુલામોની પ્રથા, ફરજિયાત મજૂરી, પરદેશોને જીતી તેમને લૂંટી અગર તે દેશો પાસે ખંડણી ઉઘરાવી લેવાની પદ્ધતિ ઉપર આધાર રાખતું હતુ. હજી પણ ચીન, હિન્દ અને બીજા ઘણા ઉદ્યોગીકરણમાં પછાત દેશોમા શહેરોનું જીવન શોષણનાં તત્ત્વો ઉપર જ નિર્ભર રહે છે.

વર્તમાન સમયમાં હવે શહેરોના વિકાસની ભૂમિકા બદલાઈ છે. હવે શહેરી જીવનના પાયા વધુ સ્થિર તત્ત્વો ઉપર આધાર રાખે છે તે માનવીના શોષણ ઉપર નહિ પરંતુ યંત્રો દ્વારા કુદરતના પ્રભુત્વ ઉપર આધાર રાખે છે. કુદરત ઉપરનુ પ્રભુત્વ દિવસે દિવસે ખૂબ જ વધતુ જાય છે. તેમાં પણ ખાસ કરીને છેલ્લા બસો વર્ષમાં પાશ્ચાત્ય દેશોમાં વિજ્ઞાને પ્રાપ્ત કરેલા

કુદરત ઉપરના પ્રભુત્વની કથા તો અદ્‌ભુત રોમાંચક નવલકથા જેવી છે એટલું જ નહિ, પરંતુ વિજ્ઞાનનો વિકાસ એટલો બધો અને એટલી ઝડપથી અવિરતપણે થતો જાય છે કે માનવીના કુદરત ઉપરના પ્રભુત્વની, કુદરતી શક્તિઓને નિયંત્રણ કરવાની, કુદરતમાંથી માનવ ઉપયોગી સાધનો વિકસાવવાની તેની વિકસતી તાકાતને કોઈ સીમા જ દેખાતી નથી વિશ્વમાં નવા ચક્રો વિકસાવી હવે પૃથ્વીથી પણ પર અગાધ વિશ્વમાં નવા વિક્રમો નોંધાવવાના અખતરાઓ પણ શરૂ થયા છે.

આ મહાન સિદ્ધિએ માનવી સમક્ષ સાધનોનો વિપુલ ભંડાર ખુલ્લો મૂકી દીધો છે સમૃદ્ધિ માટે નવાં નવાં દ્વાર ખોલી નાખ્યાં છે. હવે માનવજાત માટે માત્ર નિર્વાહનો પ્રશ્ન એ ભૂતકાળના ભયંકર પડછાયા જેવો બની ગયો છે. હજી પણ માત્ર જીવનનિર્વાહ માટે કરોડો લોકો ફાંફાં મારતા હોય તો તે સાધનોના અભાવને લીધે નહિ પરંતુ સમાજરચના—જે આ સાધનોનો ઉપયોગ કરવા દેતી નથી—ની વિકૃતિને લીધે છે આ વિપુલ સમૃદ્ધિનો અને સાધનોનો વિકાસ વર્તમાન શહેરોના ઉદ્‌ગમ અને ઝડપી વિકાસ માટે જવાબદાર છે માનવવસ્તીમાં શહેરીઓનુ પ્રમાણ—ખાસ કરીને પાશ્ચાત્ય દેશોમાં—આ જ કારણે દિનપ્રતિદિન વધતુ જાય છે

આ ઉત્પાદનનાં સાધનોના વિકાસ સાથે ખેતીના ઉત્પાદનમાં પણ ક્રાન્તિકારી પલટો આવ્યો છે "શક્તિદાયી પાકની ચીજો (Energy Crops)—બટાટા, મકાઈ વગેરે—હવે વિપુલ પ્રમાણમાં પેદા કરવામાં આવે છે. કૃષિ ઉત્પાદનનુ નિષ્ણાતીકરણ (Specialization) પણ થવા માંડ્યું છે કેટલાક પ્રદેશો અમુક જ પ્રકારનાં ધાન, અમુક જ પ્રકારનાં ફળફૂલ અગર અમુક જ પ્રકારની કપાસ, તેલીબિયાં, ચા વગેરે ચીજોનુ ઉત્પાદન કરવામાં નિપુણતા મેળવે છે. પરંતુ આ નિષ્ણાતીકરણ આટલેથી અટકતુ નથી તે નિષ્ણાતીકરણ હવે રાષ્ટ્રીય ભૂમિકા ઉપર પણ થઈ રહ્યુ છે એટલું જ નહિ, પરંતુ આંતરરાષ્ટ્રીય નિષ્ણાતીકરણ પણ વિકસતુ આપણે જોઈએ છીએ. આજે ઇગ્લેંડ જેવા દેશોમાં ૯૦ ટકા વસ્તી ખેતી સિવાયના ઉદ્યોગો અને વ્યવસાયોમાં જીવનનિર્વાહ કરતી આપણે જોઈએ છીએ.

ખેતીની ક્રાન્તિ આટલેથી જ અટકી નથી. આજે તેની સીમા પણ દેખાતી નથી ખેતીના ઉત્પાદનનાં, પાકના સંરક્ષણનાં અને સંવર્ધનનાં, પશુપાલન અને પશુધનને વધુ તંદુરસ્ત અને પૌષ્ટિક બનાવવાનાં સાધનોમાં

આજે એવા તો ચમત્કારિક ફેરફારો થયા છે કે આજ ખેતીનાં ઉત્પાદન અને તે ઉત્પાદનની જાતમાં પણ અનેકગણો સુધારોવધારો થયો છે.

કૃષિ-જીવશાસ્ત્ર (Agro-biology)ના વિકાસે અન્નના ઉત્પાદન, સંરક્ષણ અને તેના વિનિમયની પદ્ધતિઓમાં ઉત્કર્ષ સાધ્યો છે. કૃષિશાસ્ત્રે હવે એવી તો ક્રાન્તિકારી પરિસ્થિતિ આણી છે કે માનવીને ભૂખે મરવું પડે તો તેમાં વાંક અન્ન-ઉત્પાદનની શક્તિનો નથી, પરંતુ તે ઉત્પાદનની શક્તિનો પૂરો ઉપયોગ ન કરનાર અગર તેની યોગ્ય વહેંચણી ન કરનાર સમાજરચનાના સંચાલકોનો છે એમ જ કહી શકાય. ટૂંકમાં, ખેતીમાં આવેલી આ ક્રાન્તિએ એક નવી શક્યતા ઊભી કરી છે. હવે વધુ માણસોને ખેતીમાં રોકાઈ રહેવાની જરૂરમાંથી મુક્ત કર્યા છે. એનો અર્થ એ જ કે કુદરત અને ખેતી ઉપર આધાર રાખતી અને તેના ઉપર નિર્ભર રહેતી ગ્રામ વસ્તીમાં આટલી મોટી સંખ્યાની જરૂર નથી. ખેતીથી મુક્તિ એટલે ગ્રામજીવનથી શહેરી જીવન તરફની પ્રવૃત્તિ.

આમ વર્તમાન જીવનમાં માનવી પાસે માત્ર નિર્વાહ કરવાનાં સાધનો કરતાં વિપુલ સર્જન સાધનો એકત્રિત થયાં છે. આ પરિસ્થિતિને લીધે શહેરીકરણ ખૂબ જ વધતું જાય છે.

### (૨) ઉદ્યોગીકરણ અને વ્યાપારીકરણ (Inductrialization and Commercialization):

વિપુલ સાધનો એ શહેરીકરણ માટે મુખ્ય ભૂમિકા છે એ આપણે જોયું. પરંતુ એ વિપુલ સાધનોની શક્યતા ઔદ્યોગિક ક્રાન્તિએ આણેલા ઉત્પાદનનાં સાધનોમાં થયેલા પરિવર્તનને ખૂબ જ આભારી છે. વરાળ યંત્રની શોધે સ્થગિત ગ્રામ-સમૂહોને તેમની સંકુચિત મર્યાદામાંથી ઉખાડી નાખ્યા. ઉદ્યોગધંધામાં પ્રચંડ ક્રાંતિ આણી. ખેતી અને ગૃહઉદ્યોગની આસપાસ જીવન વિતાવતા સમૂહોને આ શોધે મોટાં કારખાનાંઓ અને ઉદ્યોગોનાં ધામોમાં ખેંચવા માંડ્યા. આમ ઉદ્યોગોની આસપાસ વસ્તી વધવા માંડી. કોલસા અને લોખંડની ખાણોની આજુબાજુ વસ્તીઓ વધવા માંડી. કારખાનાંઓની આજુબાજુ સમુદાયો વિકસવા માંડ્યા. કાપડની મિલોની આજુબાજુનાં શહેરો, ખાણોની આજુબાજુનાં શહેરો તથા ઔદ્યોગિક કેન્દ્રોની આજુબાજુનાં શહેરો ઊભાં થવા લાગ્યાં. ઇંગ્લૅંડ, યુરોપ અને અમેરિકામાં આ ઢબનાં સેંકડો શહેરો વિકસી આવ્યાં.

ભારતમાં પણ મુંબઈ, કલકત્તા, મદ્રાસ, અમદાવાદ, કાનપુર, જમશેદપુર વગેરે શહેરોના વિકાસનાં મૂળ આ ઉદ્યોગીકરણની ઘટનામાં જ છે. ખાસ કરીને પોલાદનું શહેર જમશેદપુર તો ઉદ્યોગીકરણમાંથી જન્મેલા શહેર-સમુદાયનું જ્વલંત પ્રતીક છે.

ઉદ્યોગીકરણ એ વર્તમાન ઘટના છે પરંતુ વ્યાપાર અને વાણિજ્ય એ તો શહેરો ઉપસાવવાનાં ઘણાં જ જૂનાં બળો છે. માલની જ્યાં લેવડ-દેવડ થાય ત્યાં મંડીઓ ભરાય. મંડીઓમાંથી હાટ ઊભાં થાય, હાટમાથી સ્થાયી બજારો વિકસે. આ સ્થાયી બજારોની આજુબાજુ તે બજારને મદદરૂપ નાના નાના ઉદ્યોગો ઊભા થાય. માલની લેવડદેવડ પૈસાની આપલે, નાણાંધીરો, હૂંડિયામણ, વાહનવ્યવહાર અને વિનિમયનાં બીજાં સાધનો ખીલી ઊઠે, આ સર્વની આજુબાજુ વસ્તી વધે. વિવિધ પ્રકારની, વિવિધ ધંધાઓ અને પ્રવૃત્તિઓ કરતી પ્રજાઓ વિકસે આમ એક સ્થાયી વ્યાપારી કેન્દ્ર અગર નગર-સમુદાય ઊભો થાય. પ્રાચીન સંસ્કૃતિઓમાં અને ખાસ કરીને ગ્રીસ અને રોમન સંસ્કૃતિમાં આવાં વ્યાપારી સ્થળોમાં જ મોટાં મોટાં નગરો વિકસી આવતાં. આ શહેરોમાં વિશાળ રસ્તાઓ ચારે બાજુથી આવી મળતા. આ રસ્તાઓ અને તેના ઉપરના વ્યવહારને ટકાવવા, સંરક્ષવા નાકાબંધીઓ અગર ચોકીઓ રચાતી ઘણી વાર આવાં સ્થાનોને સંરક્ષવા કોટ કિલ્લાથી આવરી લેવામાં આવતાં. આ સર્વ પ્રવૃત્તિઓ વ્યાપારી નગરોને ઘણી વાર રાજકીય શહેરો, રાજદ્વારી પાટનગરોમાં પણ ફેરવી નાખતી.

વર્તમાન સમયમાં વ્યાપાર, વાણિજ્ય અને વાહન અને વિનિમય-વ્યવહારે એક નવું જ અટપટું સ્વરૂપ લીધું છે. વ્યાપારસંધાની અટપટી પદ્ધતિઓ, બૅન્કો, વીમા કંપનીઓ અને શરાફોની એક વિસ્તૃત નાણાં-વિનિમયની જાળ, વાહનવ્યવહાર અને વિનિમયના એક આશ્ચર્યજનક વિકાસે, ઉદ્યોગીકરણ સાથે સુમિલિત થઈ નાનામોટા શહેર-સમુદાયો સર્જવામાં ખૂબ જ મોટો ફાળો આપ્યો છે.

વર્તમાન વિસ્તૃત સમાજમાં એક મોટા ભાગની વસ્તી આ વાણિજ્યના વ્યવસાયમાં આ કાગળી કારભાર (Paper work)માં જ રોકાયેલી છે એ જ આ વધતા જતા શહેરીકરણને પ્રતિબિમ્બિત કરે છે.

### (૩) શહેરનું આર્થિક ખેંચાણ (Economic Pull of the City):

વિપુલ સાધનોની શોધ, ઉદ્યોગીકરણ અને વ્યાપારીકરણ વગેરેને

કારણે એકબીજે બીજી મહત્ત્વની ઘટનાઓ ઉપસ્થિત થઈ છે. માનવ-વસ્તીમાં ખૂબ જ વધારો થયેલો આપણે જોઈએ છીએ. જીવનનું ધોરણ પણ ઠીક ઠીક ઊંચું આવ્યું છે અને ઊંચા જીવનધોરણમાંથી તે જીવન-ધોરણ ટકાવી રાખવા નવી નવી વિચારધારાઓ, અને સામાજિક પ્રણાલિકાઓ પણ ઊભી થતી જાય છે. ઊંચા જીવનધોરણે સ્વભાનપૂર્વક વસ્તીના વધારામાં પણ નિયમન આણ્યું છે અને એની અસર જીવન-ધોરણને વધુ ઊંચું આણવામાં થઈ છે. જેમ જેમ જીવનધોરણ ઊંચું આવે છે તેમ તેમ માનવી, જૂથો અને સમુદાયો, માત્ર નિર્વાહનાં સાધનો ઉપરાંત બીજી વસ્તુઓ અને સગવડોની માગ વધારે છે. આ સર્વ જરૂરિયાતોનાં સાધનો શહેરી ઉદ્યોગો પૂરાં પાડે છે. આમ શહેરોમાં ઉદ્યોગો અને ધંધાઓમાં વૈવિધ્ય વધતું જાય છે. આને લીધે શહેરોમાં કમાણીની તકો અને તે અંગેના વ્યવસાયો વધતા જ જાય છે. વધુ અને વધુ લોકો રોજી માટે શહેર તરફ ખેંચાય છે.

આમ શહેરની વસ્તીમાં થતો વધુ અને વધુ ઉમેરો એ માનવીની ઇચ્છા અગર મરજીને આધીન હોતો નથી. તે આર્થિક જરૂરિયાતમાંથી નિર્ણીત થાય છે. કયા પ્રકારના શહેરમાં કેવા પ્રકારની વસ્તી વિકસશે તે પણ આ જ બળ નક્કી કરશે. દા. ત. ન્યૂયૉર્ક, વૉશિંગ્ટન કે બીજાં એવાં શહેરો કે જ્યાં હલકા ઉદ્યોગો (Light Industries) વિકસ્યા હોય છે ત્યાં પુરુષો કરતાં સ્ત્રીઓ વધુ સંખ્યામાં આવે છે તેનું કારણ પણ આ જ આર્થિક જરૂરિયાત છે. રાષ્ટ્રમાં પણ પ્રજાની હિલચાલ અને વસવાટ-ફેર, જો રાજકીય બંધનો ન હોય તો, આંતરરાષ્ટ્રીય હિલચાલની અને વસવાટ-ફેરની માફક જ આવાં કારણોને આભારી છે. આમ ગામડામાંથી શહેર તરફની હિલચાલ શહેરમાં મળતી વધુ આર્થિક તકોને જ આભારી છે. ગામડાંઓ ધીરે ધીરે ઉજ્જડ થાય છે. શહેર તરફ માનવધસારો વધતો જ જાય છે. આ બન્ને ઘટનાઓ આ અતિ મહત્ત્વનાં આર્થિક કારણોને લીધે જ હોય છે.

શહેરો કેમ વિકસે છે તેનાં ત્રણ બળો વિષે આપણે ૮ંકમાં ચર્ચા કરી. ગ્રામસમુદાય અને શહેરસમુદાયની તુલના અંગે કેટલીક પૂર્વભૂમિકા પણ આપણે બાંધવા પ્રયત્નો કર્યા. હવે એ સર્વ ધ્યાનમાં રાખી ગ્રામ-જીવન અને શહેરજીવન વચ્ચે શા તફાવતો છે તેની તુલના કરીએ.

## ૨

# શહેરી જીવન અને ગ્રામજીવન—તુલના

**ગ્રામજીવનનાં વિશિષ્ટ સામાજિક લક્ષણો:**

ગ્રામજીવનના વિશિષ્ટ સામાજિક લક્ષણો સમજવા માટે આપણે ખૂબ જ શહેરીકરણ પામેલા યુ. એસ એ. ના ખેડૂતજીવનને નમૂના તરીકે લઈશું નહિ. આપણે યુરોપ, એશિયા, આફ્રિકા અને દૂર પૂર્વના કરોડો ખેડૂતો જે જીવન ગાળી રહ્યા છે તેને ગ્રામ જીવનના પ્રતીક તરીકે સ્વીકારીશું આ કરોડો ગ્રામજનોમાં ખૂબ જ વિવિધતા છે. તેમનામાં સ્થળના ભેદ છે, રંગભેદ છે, આર્થિક સ્થિતિ અને સંસ્કારમા પણ ખૂબ મહત્ત્વના તફાવતો છે, પરંતુ આ સર્વ ભેદભાવો અને તફાવતોને વટાવીને પણ આ ગ્રામ-સમુદાયોમાં ગ્રામજીવનને શહેરી જીવનથી તદન જ જુદું પાડી દેતુ એક પ્રકારનું સામ્ય જણાય છે આ સામ્ય જ પુરવાર કરે છે કે ગ્રામજીવનનાં કેટલાંક લક્ષણો શહેરી જીવનથી બધે જ નોખા પડી આવે છે.

આપણે આ તત્ત્વોનો અભ્યાસ કરીએ. પરંતુ અભ્યાસ કરતી વખતે આપણે એ ધ્યાનમાં રાખવાનુ કે આ લાક્ષણિકતા ધરાવતા ગ્રામ-સમુદાયો આપણે એવા કલ્પ્યા છે કે જેઓ શહેરીકરણની અસરથી બહુ જ ઓછા રંગાયા છે. આ ગ્રામજીવનની સામાજિક લાક્ષણિકતા સમજવા હવે પ્રયત્ન કરીએ.

**(૧) કુટુંબ સ્વકેન્દ્રિત અને પ્રમાણમાં અળગું અને પ્રાથમિક સંબંધોની પ્રધાનતા (Semi-isolation of Family and Predominance of Primary Relations):**

ગ્રામજીવનનું મુખ્ય લક્ષણ તે તેના રહેવાસીઓનુ એક પ્રકારનુ સ્વ-કેન્દ્રિત—અને પ્રમાણમા અળગું જીવન પરંતુ અહીયા સભ્યો એટલે વ્યક્તિઓ નહિ પરતુ કુટુંબો. કુટુબોના સમૂહોનુ અળગાપણું હોય છે. ગામડામાં કુટુંબ જ સમાજનુ એકમ હોય છે. કુટુંબ જ પોતાના સભ્યોની મોટા ભાગની જરૂરિયાતો—આર્થિક અને સામાજિક પૂરી પાડે છે. સહ-મજૂરી, સહ-રહેવાસ અને પરસ્પર સેવાઓ કુટુબના સભ્યોમા સબંધોને ખૂબ જ ઘનિષ્ઠ બનાવે છે. આમ પ્રત્યેક કુટુબની એકતા અને તે કુટુબની

બીજા કુટુંબથી નોખી પડતી રીતી, પ્રત્યેક કુટુંબના ઘરથારની બીજા ઘરથારથી સ્પષ્ટ રીતે ભિન્ન ભૌગોલિક રચનામાં વ્યક્ત થાય છે. ઘણી વખત છૂટાછવાયા ઘરથારોમાં કુટુંબ-કુટુંબ વચ્ચે ખૂબ જ તીવ્ર ઝઘડાઓ પણ જોવામાં આવે છે. કુટુંબ પ્રત્યેની વફાદારી, કુળાભિમાન, કુટુંબ માટે મરી ફીટવાની તૈયારી અને કુટુંબની સામૂહિક રીતે બીજા કુટુંબ માટેની વેરભાવના કુટુંબના આ સગપનને સૂચવે છે. ગ્રામજનતાનાં વલણો અને નીતિ-મૂલ્યો મોટે ભાગે કૌટુમ્બિક પ્રેમની ભૂમિકા ઉપર રચાયેલાં હોય છે. ગ્રામજીવન કુટુંબને સ્વ-કેન્દ્રિત (Self-centred) અને માનસિક રીતે ઘણે અંશે સ્વયંસંપૂર્ણ બનાવે છે

ગ્રામજીવનમાં ગતિશીલતા ઓછી હોવાને લીધે ત્યાં નવાં બળો અને નવા સંબંધોના સ્પર્શમાં માનવી બહુ આવતા નથી. આમ અહીંનું જીવન શહેરી જીવનથી જુદું, બંધિયાર છે. આ કારણે કૌટુંબિક રિવાજો ગ્રામ-જીવનમાં ખૂબ જ ઊંડાં મૂળ નાખે છે. બાહ્ય જગત અને સમાજ-જીવન સાથે ત્યાંની જનતાને બહુ જ ઓછો સંપર્ક હોવાને લીધે આ ગ્રામવાસીના હૃદયમાં પોતાની કૌટુંબિક જીવનની રીતો અને મૂલ્યો ખૂબ જ રૂઢ થાય છે. પોતાના અને બીજાના જીવનઢબના તફાવતો તેમને વધુ તીવ્રતાથી ધ્યાનમાં આવે છે અને પોતાની જ રહેણીકરણી યોગ્ય છે એ પ્રકારની લાગણી દૃઢ થતી જાય છે. આ કારણે ગ્રામવાસીઓનું માનસ સંકુચિત અને સ્વ-મર્યાદિત બને છે. ગ્રામજનતાને બહોળું અને વિશાળ માનસ કેળવવાની તક પણ મળતી નથી. તેને તેના નિત્ય જીવનમાંથી નવું નવું જોવાની, જાણવાની ઉત્સુકતા પણ જાગતી નથી. રિવાજ, રૂઢિ, પ્રણાલિકા તેના જીવન ઉપર રાજ્ય કરે છે. તેને ફેશનની બહુ જ ઓછી જરૂર લાગે છે. તેના જીવનના માર્ગ નિશ્ચિત અને એક ઢબના બની જાય છે. તેના જીવનના તડકાછાંયડાઓનાં સંભારણાં પણ ઋતુઓની કુદરતી ઘટના સાથે અને ગ્રામજીવનના—પોતાનાં નિશ્ચિત વયકાળ (Stages of his life span) સાથે જોડાયેલાં હોય છે.

ગ્રામજનોના બહારના માનવીઓ અગર જૂથો સાથે સંપર્ક ઓછા અને બિનઅંગત હોય છે. પરંતુ તેના આપ્તજનો સાથેના—તેના કુટુંબીજનો સાથેના, પડોશીઓ સાથેના અગર પોતાના જ ગ્રામ-નિવાસીઓ સાથેના સંબંધો ખૂબ જ ઘનિષ્ઠ અને અંગત હોય છે. શહેરની માફક ગ્રામજનોના સંબંધો ઉપરછલ્લા અને કામપૂરતા જ હોતા નથી. ગ્રામવાસીનું સામાજિક જીવન મોટે ભાગે મોઢામોઢ (face to-face)ના સબંધો ઉપર રચાયેલુ

હોય છે. ગ્રામવાસીઓનાં સહકાર અને ઘર્ષણ પણ ગીધાં, ધબકતાં અને જીવંત હોય છે. ગ્રામનિવાસીઓ માટે તેનો ગ્રામ સમુદાય પોતે જ લગભગ પ્રાથમિક જૂથ સમો, નિકટવર્તી સમૂહ સમો બની જાય છે. આનું કારણ એ છે કે ત્યાંનો રહેવાસી ગામડાના લગભગ બધા જ માણસોને અંગત રીતે ઓળખતો હોય છે.

## (૨) મુખ્ય ધંધાની જીવન ઉપર અસર (The Impact of Predominant Mode of Occupation):

બહુ જ પ્રાથમિક સમાજોમાં ગ્રામજનોનો મુખ્ય ધંધો શિકાર કરવાનો અગર માછલી પકડવાનો હોય છે પરંતુ હવે મોટા ભાગના ગ્રામજનોનો ધંધો ખેતી જ હોય છે. જેમાં ધાન પકવવું અને ઢોર ઉછેરવાં એ મુખ્ય પ્રવૃત્તિ હોય છે આ ત્રણ ધંધામાથી કોઈ પણ ધંધો મુખ્ય હોય પરંતુ ગ્રામ-સમુદાય પોતાના મુખ્ય ધંધાને અનુકૂળ પ્રાદેશિક સ્થળ પસંદ કરે છે શિકાર એ મુખ્ય ધંધો હોય તો તે ધંધો કરતો સમુદાય જ્યા શિકાર થઈ શકે એવા જંગલોમા વસવાટ કરે છે. માછલી પકડી નિર્વાહ કરવાનો મુખ્ય ધંધો હોય તો નદી, નાળા, તળાવ કે દરિયાકિનારાને પસંદ કરી તે સમૂહ ત્યા પોતાનો સમુદાય વિકસાવે છે ગુજરાતના સમસ્ત દરિયાકિનારે આવા માછીમારોના અસંખ્ય સમુદાયો આપણને જોવા મળે છે અને જ્યાં સમૂહખેતી ઉપર સમૂહ આધાર રાખતો હોય ત્યા ખેતી માટે જે જમીન અને પ્રદેશ સુગમ પડે ત્યાં તે પોતાનો સમુદાય ખીલવે છે

આમ ગ્રામજનને—પછી તે શિકારી હોય, માછીમાર હોય કે ખેડૂત હોય—કુદરતના સીધા સંપર્કમાં જીવન ગાળવું પડે છે. તે કુદરતને કલાકારની માફક તટસ્થ રસનિષ્પત્તિના સાધન તરીકે નિહાળતો નથી. ન તો તેનું કુદરત તરફનું વલણ વૈજ્ઞાનિકની માફક કુદરતની શક્તિઓ, તેની શક્યતા અગર વૈવિધ્ય સમજવાની વૃત્તિવાળું હોય છે. તેને માટે તો કુદરત એ નિર્વાહનું સાધન છે આ ઉપયોગિતાનું તત્ત્વ તેના કુદરત તરફના વલણને રંગે છે. તે કુદરતને મિત્ર તરીકે જુએ છે અને દુશ્મન તરીકે પણ જુએ છે. તે ઘણી વાર કુદરતને ધનધાન્ય, પશુ કે માછલીના ભંડાર વિકસાવતા કલ્યાણ તત્ત્વ, મંગલ તત્ત્વ તરીકે જુએ છે, તો કોઈ વખત કુદરતને પૂર, ઝંઝાવાત, ધરતીકંપો, દુકાળ, ભૂખમરો કે વિનાશના તાંડવ ખેલતા એક ભયાનક સંહારક તત્ત્વ તરીકે પણ ગણે છે તે કુદરત સાથે શ્રમસંબંધો

બાંધી પોતાનું જીવન ટકાવે છે અને કુદરતના કોપ ને તેનાં ન સમજાય એવાં વિનાશક તત્ત્વો સામે પરાજિત થઈ તે તત્ત્વોને સ્વીકારી લેવાની પણ મનોવૃત્તિ કેળવે છે કુદરતનાં વનસ્પતિ અને પ્રાણીજીવન જેવાં જીવન-તત્ત્વોનાં પુનઃસર્જન અને ફળદુપતાના લક્ષણો ઉપર તેના જીવનનો આધાર રહેલો છે એટલુ જ નહિ પરતુ આ તત્ત્વો સાથેની પ્રક્રિયા તરફ જ તેમનુ ધ્યાન કેન્દ્રિત પણ થયેલુ હોય છે આમ ગ્રામવાસી કુદરતને માત્ર ભૌતિક પદાર્થ અગર માત્ર વાતાવરણના એક તત્ત્વ — નિર્જીવ તત્ત્વ — તરીકે ગણતો નથી. તેને માટે આખી કુદરત એ ધબકતો, જીવંત સસાર છે. આખી કુદરત તેને માટે જીવતીજાગતી સૃષ્ટિ છે. કુદરતના બળો, જેની સાથે તેને રોજ સપર્કમાં આવવુ પડે છે, જેની સાથે એના જીવનને બહુ જ ગાઢ સંબધ છે અને જેની સાથે તેને અવિરત શ્રમસંબધથી સંકળાયેલા રહેવુ પડે છે, તે કુદરતની લીલા તેને માટે અણઉકલ્યો કોયડો રહે છે. તેની ઘટનાઓ, તેનાં પરિવર્તનો, તેનાં બદલાતા સ્વરૂપો અને તેના રૌદ્ર અને સૌમ્ય, તાંડવી અને મંગલદાયી પાસાંઓ તેને સમજ બહારનાં, ચમત્કાર સમાં લાગે છે.

આ તત્ત્વો તરફ ગ્રામજન વિવિધ પ્રકારના ભાવો અનુભવે છે તે એક પ્રકારનો ભય પણ અનુભવે છે અને સાથે સાથે અચબો પણ અનુભવે છે. આ લાગણીઓમાથી કુદરત માટે એક દૈવી તત્ત્વની ભાવના જાગે છે. આ ભાવનામાથી ધાર્મિક વલણો, વહેમો અને કલ્પિત ભયોવાળી મનોવૃત્તિ જાગે છે. આમ ગ્રામજન માટે કુદરત એ તો જીવતુંજાગતુ, હસાવતુ અને રડાવતું, એક પોતાના જીવનનું જ આપ્ત તત્ત્વ છે.

ખેતી ઉપર જીવન ગાળતા ગ્રામજન ઉપર કુદરતનાં તત્ત્વો બીજી રીતે પણ અસર કરે છે, અને તેના માનસને અને સામાજિક જીવનને રંગે છે. ખેડૂત અને શહેરમા કામ કરતા કામદાર વચ્ચે ધંધાની કક્ષામાં પણ ફેર હોય છે. કામદાર જે માલિકને ત્યા મજૂરી કરતો હોય તેની દેખરેખ નીચે અમુક નિશ્ચિત સમયમાં અને માલિકે નિશ્ચિત કર્યું હોય તે જ કામ કરે છે તેનુ કાર્યક્ષેત્ર, કાર્યની પદ્ધતિ, કાર્યનુ સ્થળ અને કાર્ય કરવાનો સમય તેને કામે રોકનાર માલિકની મરજી અને સગવડ ઉપર આધાર રાખે છે પરંતુ ખેડૂતની સ્થિતિ જુદી હોય છે. ખેડૂત — પછી તે સ્વતંત્ર હોય, કોઈ જમીનદારને ત્યા રોકેલો કિસાન હોય, ખેતમજૂર હોય કે ગુલામ હોય — ગમે તે સ્થિતિનો હોય પરતુ તેના કાર્યનો સમય, તેના આરામનો સમય, માલિક નહિ પરતુ કુદરત નક્કી કરે છે. ક્યારે હળ

જોડી ખેડાણ કરવું, ક્યારે બી રોપવાં, ક્યારે વાવેતરને લણવું અને ક્યારે ધાન્યને પાકયું માનવું એ ખેડૂતની કે તેના માલિકની મરજી ઉપર આધાર રાખતું નથી, કુદરત અને ઋતુઓ ઉપર આધાર રાખે છે. "માલી ગીંચે સો ઘડા, ઋતુ આવે ફળ હોય" એ ઉક્તિમાં ખેડૂતના કુદરત ઉપરના અવલંબનનુ સ્પષ્ટ દર્શન થાય છે

આ જ કારણથી ગ્રામજન જમીનને, સૌથી મોંઘું ધન અને સામાજિક વારસો ગણે છે ગ્રામજન માટે જમીન એ સર્વ મિલકતનુ જન્મસ્થાન છે જ્યારે ખેડૂતની જમીન છીનવાઈ ગઈ હોય છે અગર જુલમી કરવેરા અગર ધારાઓ દ્વારા તે છીનવી લેવામાં આવે છે, ત્યારે તે શાંત ખેડૂત ઉદ્દામવાદી અગર ક્રાન્તિકારી ચળવળોમા જોડાય છે જે આંદોલન, જે રાજકીય પક્ષ, તેને તેના સહુથી મોઘા ધન—જમીનની સ્થિરતા અને માલિકી અપાવે, તે જ તેને માટે ઇષ્ટ બને છે, તેના તરફ તે આકર્ષાય છે.

જમીનની ભૂખ અને જમીનની માલિકી માટેની ઝંખનામાથી ચાલીસ વર્ષ ઉપર કિસાનોએ રશિયન ક્રાન્તિને અપનાવી, તેમાં ઝંપલાવ્યુ હતુ આ જ જમીનની ભૂખે કિસાનોને ચીનની ક્રાંતિમા પણ ભાગ લેતા કર્યા હતા આ જ જમીનની ભૂખ આજે સર્વ કૃષિ પ્રધાન દેશોમાં કિસાન કાર્યક્રમો, કિસાન આંદોલનો, કિસાન લડતો અને કિસાનની ક્રાન્તિકારી પ્રવૃત્તિઓ પાછળ કામ કરી રહી છે.

કિસાન પાસે થોડી પણ માલિકીની જમીન હશે, તથા તેને એ જમીનમાં શાંતિથી ઉત્પાદન કરવા દેવામા આવશે તો કિસાન મિલકત સસ્થાનો સંરક્ષક બની રહેશે અને પ્રસ્થાપિત સમાજવ્યવસ્થાને બહુ જ દઢતાથી ટકાવી રાખવાની માન્યતાવાળો સંરક્ષકવાદી બનશે. કિસાન પાસે જમીન હોય તો તે સમાજવ્યવસ્થાને સ્થિર અને અફર માને છે અને પરિવર્તનો, સામાજિક ફેરફારોનો વિરોધી હોય છે. આ સ્થિતિનો કિસાન એક પ્રકારના સરક્ષક, રૂઢિવાદી, પરિવર્તન વિરોધી માનસથી રંગાયેલો હોય છે. આ સરક્ષક માનસ, મૂડીવાદીઓના સંરક્ષક માનસ જેવું અસ્થિર અગર વ્યગ્ર હોતુ નથી તેનુ કારણ એ છે કે તેનુ માનસ મજૂરોની માલિકી ઉપર નહિ પરતુ સ્થિર જમીનની માલિકી ઉપર ઘડાયુ હોય છે.

## (૨) ગ્રામજનના કાર્યની વિવિધતા (The Variety of Rural Tasks):

આપણે જોયું તેમ ગ્રામજનનો મુખ્ય ઉદ્યોગ તો એક જ હોય છે,

પરંતુ આ ઉદ્યોગ અનેક પ્રકારનાં વિવિધ પેટાકાર્યો માગે છે. શહેરોમાં કામનું નિષ્ણાતીકરણ (specialization) હોય છે. કામ — ઉદ્યોગ — ઘણાં, પરંતુ દરેક કાર્ય અગર તેનુ પેટાકાર્ય એકજ માણસ કરે કોઈ રૂપિયા જ ગણે, કોઈ આંકડા જ લખે, કોઈ યંત્રમા તેલ જ સચાર્યા કરે, કોઈ પટા જ બદલે, કોઈ કાત્યા જ કરે, કોઈ વણ્યા જ કરે, કોઈ બસ ચલાવ્યા કરે, કોઈ ટિકિટો આપ્યા કરે આ પ્રકારની ઔદ્યોગિક પ્રવૃત્તિમા કાર્યવિભાજન અને નિષ્ણાતીકરણ ખૂબ જ વિકસી આવે છે. ચાર્લી ચેપ્લીને એના જગવિખ્યાત "મૉડર્ન ટાઈમ્સ" અને "મોન્સ્યોર વર્ડુ" નામનાં ચલચિત્રોમાં શહેરોની આ નિષ્ણાતીકરણ અને ઝીણવટભર્યા કાર્યવિભાજનની એની લાક્ષણિક કટાક્ષમય ઢબે સુંદર આલોચના કરી છે.

ખેડૂતનું કાર્ય આવા ઝીણવટભર્યા નિષ્ણાતીકરણ અને વિભાજીકરણ-વાળું નથી.

ખેતી એટલેજ અનેક પ્રકારનાં કાર્યોનો સમુચ્ચય. ખેડૂતે જમીનનો પ્રકાર પણ સમજવો જોઈએ અને હળ ચલાવતાં પણ શીખવું જોઈએ. તેને બળદ જોતરતાં મૂંઝવણ થવી જોઈએ નહિ; તેને મોસમનો પણ ખ્યાલ હોવો જોઈએ. તેણે વાવતાં અને લણતાં પણ જાણવું જોઈએ એટલુંજ નહિ, પરંતુ પશુઓનો સ્વભાવ પણ જાણવો જોઈએ અને ખેતી કરતાં કરતાં અચાનક હળ તૂટવા સરખી કોઈ મુશ્કેલી આવે તો તે પણ ટાળતાં શીખવું જોઈએ. તેણે ગાડું ચલાવતાં પણ જાણવુ જોઈએ. આમ ખેડૂતને સુથાર, કડિયાગ, ઢોરોના ડૉક્ટર, રથી, હવામાનનુ જ્ઞાન, તથા ખેતી અંગેનાં વિવિધ પેટા કાર્યોનું થોડુંક પણ ભાન હોવુંજ જોઈએ. તેને 'સબ બંદરકા વેપારી' બનવું પડે છે. ખેડૂત સ્ત્રીની પણ દૈનિક કાર્યપ્રવૃત્તિ ખેડૂત સરખીજ વિવિધ હોય છે. તેને ખેતીના કામમાં પણ મદદરૂપ થવું પડે છે. નાની નાની ક્યારીઓ બનાવવામાં પણ મદદ કરવી પડે છે. દાણાને ઝૂડવાલણવામાં પણ સાથ આપવો પડે છે. તેને ઢોરોને નવડાવવા-ધોવડાવવા, તેમને ખવડાવવા-પિવડાવવાનુ પણ કાર્ય કરવુ પડે છે. ઢોરોને દોવાનું, દૂધમાથી દહીં બનાવી તેને વલોણાં દ્વારા માખણ, છાશ, ઘી વગેરે સ્વરૂપે વિકસાવવાનુ કામ પણ તેને માથે હોય છે ઘરકામ, સાફસૂફી, રસોઈપાણી, વાસણ માંજવાં, દાણાદૂણી સાફ કરવાં, પથારીઓ કરવી, છાણાં વગેરે બનાવવાનું, તેમ જ પ્રજનન અને બાળઉછેરનુ વિવિધ કાર્ય તેને કરવાનુ હોય છે. "છલકાતુ આવે બેડલુ", કે "ઘંટી મારી ઘમ્મર ઘૂમે" કે "ભાથું લઈ ખેતરે જતી" ગ્રામસુંદરીનાં વર્ણનો પાછળ એક અથાગ અને અવિરત કાર્ય કરતી

ગ્રામ-સ્ત્રીની વાસ્તવિકતા વિચારવા જેવી છે. વર્તમાન શહેરી કાર્યવિભાજનની ભાષામાં કહીએ તો ગ્રામસ્ત્રીને ખેડૂતનું, રસોઇયાનું, ધોબણનું, દરજીનું, ભિસ્તીનું, ભાડભૂંજાનું, ભરવાડનું, ઘરઘાટીનું અને તે ઉપરાંત પ્રજનન, સંતતિસર્જન અને બાળઉછેર અને તેને અંગે દાયણનું વગેરે અનેકવિધ કાર્યો કરવાં પડે છે.

ખેડૂત અને ખેડૂતની સ્ત્રીનાં ઘણાં કાર્યો વર્તમાન વાહનવ્યવહાર અને ઉત્પાદનનાં સાધનોએ આજકાલ હળવાં બનાવ્યાં છે. પશ્ચિમના દેશોમાં અને ખાસ કરીને યુ.એસ.એ.માં તૈયાર માલ ગામડે ગામડે પેસવા માંડ્યો છે તે છતાં ખેડૂત અને કામદારના, ગ્રામજીવન અને શહેરી જીવનના ઉપર જણાવેલા ભેદો ત્યાં પણ હજી જોવા મળે છે. ગ્રામજીવન અમુક પ્રકારની વિવિધતાભરી મજૂરી માગે છે. અમુક ટબનો, બહુવિધ કાર્યભાર ખેડૂતને બધે જ હોય છે અને તેને કરવાની ઢબ પણ અમુક હોય છે જ. આ કાર્યપદ્ધતિ તેનાં સામાજિક વલણો, નૈતિક મૂલ્યો અને જીવનદર્શનને રંગે છે. ખેડૂતને જ્યાં સુધી ખેતી ઉપર જ નિર્ભર રહેવાનું છે ત્યાં સુધી શહેરના કામદારોની માફક ધંધાની ફેરબદલી, સ્થિતિમાં સુધારો, અગર પ્રમોશન વગેરેની આશા રહેતી નથી. તેનું જીવન એક જ ચીલે ચાલ્યા કરે છે તેનું સામાજિક જીવન પણ એકધારું અને ઓછું ચંચળ હોય છે અને તે કારણે તેનું વર્તન, વિચાર અને સ્વપ્નાં પણ લગભગ મર્યાદિત બની રહે છે.

### (૪) ગ્રામજીવન—સાદું અને કરકસરવાળું (Simplicity and Frugality of Living):

સામાન્ય રીતે નાના જમીનના ટુકડા ઉપર ખેતી કરી જીવનનિર્વાહ કરતા ખેડૂતનું ઉત્પાદન ભાગ્યે જ વિપુલ હોય છે. આ ઉત્પાદનમાં પણ એક પ્રકારનું સટ્ટાનું તત્ત્વ જરૂર હોય છે. પરંતુ આ સટ્ટો શૅરબજાર ઉપર નહિ પરંતુ કુદરત ઉપર આધાર રાખે છે અને તે રમતને પણ મર્યાદા હોય છે. તે મર્યાદા અતિ લાભ અને અતિ નુકસાન વચ્ચે નહિ પરંતુ ભૂખમરો અને પોતાનો નિર્વાહ થાય એટલા ઉત્પાદન વચ્ચે ઝોલાં ખાય છે. ઉત્પાદન થાય તો તેનો નિર્વાહ ચાલે. કોઈ પણ કારણથી ઉત્પાદન ન થયું તો એને માટે ભૂખમરો જ નસીબમાં આવી પડે છે. ખરાબ મોસમમાં તેને દેવું કરવું પડે છે. સારી મોસમમાં બહુ બહુ તો તે નિર્વાહ ઉપરાંત આ દેવું ભરી દેવાની શક્તિ મેળવે છે. તે જમીનનો માલિક હોવા છતાં પણ તેને

મજૂરી કરવી પડે છે. તેની આવક મજૂર તરીકે ઘણી વખત મજૂર કરતાં પણ ઓછી હોય છે. તેને માલિકને આધારે ભાગ્યે જ કાંઈ મળે છે. આમ તેની આમદાની માલિકવર્ગ કરતાં મજદૂરવર્ગની કક્ષાની હોય છે. યુનાઇટેડ સ્ટેટ્સ જેવા સમૃદ્ધ દેશમાં સહુથી સારાં ખેતીનાં વર્ષોમાં પણ સામાન્ય ખેડૂતની સરેરાશ આવક સારા કામદારની આવકથી વધુ નથી હોતી.

આમ સાદાઈ, નિર્વાહનું પ્રમાણમાં નીચું ધોરણ અને કરકસરભરી જિંદગી એ ખેડૂતજીવનનું મુખ્ય લક્ષણ છે.

ગ્રામજીવન સાદું અને કરકસરભર્યું છે એટલું જ નહિ, પરંતુ વર્તમાન શહેરીકરણની જ્યાં ઘેરી અસર નથી ત્યાં તે હરીફાઈના પાયા ઉપર પણ રચાયું હોતું નથી. ગ્રામવાસીમાં કપડાંની, બુદ્ધિની, ચબરાકીની, ધનની, સત્તાની હરીફાઈ કરવાની, તે સર્વને દેખાડી દેવાની અને તે સર્વથી આંજી દેવાની તમન્ના ઓછી હોય છે. આનાં અનેક કારણો હોય છે. (૧) ગામડામાં ધનની અસમાનતા ઓછી હોય છે. (૨) ગ્રામજીવનમાં પરસ્પર તેમ જ બાહ્ય સંપર્ક પણ પ્રમાણમાં ઓછો હોય છે. (૩) જીવન મોટે ભાગે કુટુંબકબીલામાં જિવાતું હોઈ હરીફાઈનો પ્રશ્ન ગૌણ બને છે.

આમ સામાજિક સાંનિધ્ય, સામાજિક તીવ્ર વિરોધો અને સામાજિક ગતિની અસરથી ઊપજતા ચંચલ, જાગ્રત, તુલનાત્મક અને હરીફાઈભર્યા માનસથી ખેડૂત રંગાતો નથી. પ્રાચીન સંસ્કૃતિઓ અગર ખેતીપ્રધાન દેશો જેમાં સ્થિર વર્ગવ્યવસ્થા અગર અક્કડ જ્ઞાતિપ્રથા પ્રવર્તે છે ત્યાં તો પ્રસ્થાપિત દરજ્જાપદ્ધતિ હરીફાઈને તદ્દન જ ઓછી કરી નાખે છે અને વ્યક્તિમાં પોતાની સ્થિતિને દૈવવશાત્ ગણવાની મનોવૃત્તિ કેળવે છે. ગ્રામજન, આમ, પોતાની સ્થિતિને ભાગ્યાધીન માની એક પ્રકારનું રૂઢિચુસ્ત માનસ કેળવે છે. પોતાની સ્થિતિ દૈવાધીન કલ્પી તેને સ્વીકારી એક પ્રકારનો સંતોષ કેળવે છે. વ્યક્તિવિકાસ, વ્યક્તિની પ્રગતિ, વ્યક્તિનાં હિત તથા તેને સિદ્ધ કરવા બીજી વ્યક્તિઓ સાથે હરીફાઈનું માનસ જે શહેરી જીવન અને ખાસ કરીને વર્તમાન ઔદ્યોગિક સંસ્કૃતિનું માનસ છે, તેનો ગ્રામજીવનમાં અને ખાસ કરીને એ ગ્રામજીવનમાં કે જ્યાં આ સંસ્કૃતિના પડછાયા પડ્યા નથી ત્યાં બહુ જ ઓછા પ્રમાણમાં જોવામાં આવે છે.

આમ ગ્રામજીવન સાદું અને કરકસરભર્યું હોય છે એટલું જ નહિ, પરંતુ શહેરી જીવન જેવું ચંચળ, હરીફાઈથી રંગાયેલું અને વ્યક્તિવાદી માનસથી પણ ઓપતું નથી.

ઉપર જણાવ્યા મુજબ ગ્રામજીવન અને શહેરી જીવન વચ્ચે કેટલાક મૂળભૂત તફાવત હોય છે. ઉપર દર્શાવેલાં જુદાં પાડતાં લક્ષણોને કારણે ગ્રામસમુદાય અને નગરસમુદાયનાં વાતાવરણ એવાં ભિન્ન બને છે કે તેની અસર નીચે સમસ્ત ગ્રામજીવન અને શહેરી જીવન જુદાં જુદાં સ્વરૂપો ધારણ કરે છે. આ તફાવતો ગ્રામજીવનની અને શહેરી જીવનની બે નોખી જ જીવનશૈલી સર્જે છે.

ગ્રામજીવનની શૈલીથી શહેરી જીવનની શૈલી નીચેનાં લક્ષણોમાં વિભિન્નતા દાખવે છે :

(૧) માનવી-માનવી વચ્ચે ગ્રામ કરતાં શહેરમાં વધુ સંપર્ક જોવામાં આવે છે,

(૨) કુટુંબ અને પડોશનાં કાર્યો અપનાવી લેતાં અનેક મંડળો શહેરોમાં વિકસી આવે છે;

(૩) પ્રાથમિક, મોઢામોઢના સીધા સંબંધોને બદલે ધંધા અંગેના, બિનઅંગત, આડકતરી રીતે માનવીઓને સાંકળતા સંબંધોનો શહેરોમા ખૂબ જ વિકાસ હોય છે;

(૪) કુદરત સાથેના સંપર્કનો ઘટાડો અને માનવ અને માનવસર્જિત વસ્તુઓ ઉપર શહેરમાં વધુ અવલંબન હોય છે;

(૫) કાર્યનું ઝીણવટભર્યું વિભાજન, દરેક વ્યક્તિ માટે મર્યાદિત કાર્યક્ષેત્ર પરંતુ તે ક્ષેત્રમાં ખૂબ જ નિષ્ણાતીકરણ—શહેરમાં વધુ—વિકસે છે;

(૬) શહેરમાં અવિરત ગતિશીલતા અને ચંચળ વાતાવરણ હોય છે;

(૭) શહેરમાં આર્થિક અસમાનતાનો ખૂબ જ વિકાસ અને તીવ્ર વર્ગભિન્નતા દેખા દે છે;

(૮) વ્યક્તિ માટે અનેકવિધ અને વિવિધ પદ્ધતિની તકો અને સમૃદ્ધ થવાની શક્યતાઓ શહેરમાં મળે છે.

આ અને આવાં બીજાં લક્ષણો શહેરી જીવનને અટપટું, ચંચળ અને હરીફાઈના તાણાવાણાથી ગૂંથાયેલું બનાવી દે છે. પરંપરાની છાયામાં ચાલી રહેલા એકમાર્ગી ગ્રામજીવનથી આ શહેરી વાતાવરણ તદ્દન ભિન્ન છે એટલું જ નહિ, પરંતુ તેનાથી વિરોધી છે એમ પણ કહીએ તો ચાલે.

ઉપર દર્શાવેલી ગ્રામજીવન અને શહેરી જીવનની વિભિન્નતા આપણે નીચે દર્શાવીશું તે સામાજિક તફાવતો અને જીવનનાં બીજાં વિરોધી લક્ષણો માટે ભૂમિકા બાંધે છે. આપણે એ તફાવતો અને લક્ષણોને વિગતમાં સમજવા પ્રયત્ન કરીએ.

## સામાજિક નિયંત્રણ અને કૌટુંબિક સંગઠનની બાબતમાં તફાવતો (The Contrasts in terms of Social Control and Family Solidarity):

પરંપરાથી ચાલતી આવેલી લોકનીતિ અને કુટુંબના સંબંધોની ઘનિષ્ઠતા ગ્રામજીવનમા વધુ જોવા મળે છે. આનુ સામાજિક મહત્ત્વ સમજીએ.

### (૧) ગ્રામસમુદાય:

ગ્રામજીવનમાં કુટુંબ સ્વકેન્દ્રિત હોય છે તદુપરાંત, ત્યાં વ્યક્તિ કરતાં કુટુંબ ઉપર સામાજિક જવાબદારીનો ભાર વધારે હોય છે. આ બન્ને લક્ષણો જોકે શહેરોના ઝડપી વિકાસ અને શહેરીકરણના વધતા જતા પ્રસારને લીધે હવે ગ્રામજીવનમાંથી ધીરે ધીરે ઘસાતાં જાય છે એટલું જ નહિ, પણ તે અદશ્ય પણ થતાં જાય છે એમ કહીએ તો ચાલે.

ગ્રામજીવનમાં બીજાં મંડળોના વિકાસના અભાવે વ્યક્તિના જીવન ઉપર પિતૃસત્તાક કુટુંબની ખૂબ ભારે અસર—લગભગ પ્રભુત્વ—હોય છે. સમાજમાં વ્યક્તિનુ સ્થાન, તેનો મોભો, તેનો દરજ્જો, કુટુંબનાં સ્થાન, મોભા અને દરજ્જાને આધારે નિશ્ચિત થાય છે. મિલકત પણ વ્યક્તિની નહિ પરંતુ કુટુબની ગણાય છે કુટુંબનો અભિપ્રાય વ્યક્તિના અભિપ્રાયને રગે છે એટલુ જ નહિ, પરંતુ કુટુબનો અભિપ્રાય તે જ વ્યક્તિનો અભિપ્રાય પણ બની રહે છે. લગ્ન પણ વ્યક્તિની નહિ પરંતુ કુટુબની જવાબદારી અને પ્રતિષ્ઠાનો સવાલ બને છે. લગ્ન એટલે કુટુંબનો મોભો, મિલકત અને પ્રતિષ્ઠા જાળવવા માટે બીજા યોગ્ય કુટુંબ સાથે સંબંધ બાંધવાની પ્રક્રિયા. એ પ્રક્રિયા પણ વ્યક્તિ નહિ પરંતુ કુટુબ જ નક્કી કરે છે

ગ્રામસમુદાયમાં વ્યક્તિ માટે માત્ર લગ્ન જ નહિ, પરંતુ ધર્મ, ધંધો, જીવનની ઢબ, ઉત્સવો અને રાજકારણ પણ કુટુબ જ નક્કી કરે છે. ગ્રામજીવનનાં નીતિમૂલ્યો પણ મોટે ભાગે કુટુંબને સદ્ધર રાખતાં નીતિમૂલ્યો હોય છે. જાતીય સંબંધો અને બીજા નીતિના સંબંધોમાથી સ્ખલન ગ્રામજીવનમાં ઓછુ બરદાસ્ત કરી લેવામાં આવે છે. કારણ આ પ્રકારનું સ્ખલન વ્યક્તિ કરતાં આખા કુટુંબ માટે નામોશીભર્યું ગણાય છે.

પ્રતિબંધ કરેલા જાતીય સબધો ગ્રામજીવનમા વિકસતા જ નથી એમ

નહિ પરંતુ તે શહેરી જીવનમાં દેખાતા પ્રણય (Romantic Love)ના સ્વરૂપે વિકસતા નથી. લગ્નવિચ્છેદ પણ ગામડામાં હોય છે પરંતુ તે શહેરો કરતાં ઓછા અને તેની ભૂમિકા પણ જુદી હોય છે. વ્યક્તિ અને તેમાં પણ ખાસ કરીને સ્ત્રીના જીવનનુ એવું એક પણ પાસું હોતુ નથી કે જે કુટુંબના વર્તુળની મર્યાદા બહાર જઈ વ્યક્ત થઈ શકે કુટુંબજીવનમાં વ્યક્તિઓના વિશિષ્ટ પ્રશ્નો અગર વ્યક્તિઓના બળવાઓ ઓછા પ્રમાણમાં સ્ફુટ થાય છે.

આમ કુટુંબનું વ્યક્તિ ઉપરનુ પ્રભુત્વ એ ગ્રામજીવનની ખાસિયત છે. આ જ કારણથી ગ્રામજીવનમાં સામાજિક નિયંત્રણ ખૂબ જ બિન-ઔપચારિક (Minimum of Formality), સત્તાવાહી (authoritarian) અને રૂઢિ સ્વરૂપે દેખા દે છે. સમૂહનીતિ—લોકનીતિ (Mores) જે સમસ્ત સમાજનાં મૂલ્યોનુ પ્રતિબિમ્બ પાડે છે તે એક રીતે ખૂબ જ અસરકારક લોકનિયંત્રણ બને છે. નિયંત્રણ માટે સ્વતંત્ર મંડળો કે ખાસ અને જુદી સંસ્થાઓની ગામડાંમાં જરૂર રહેતી નથી. ગપ અને ટીકા જ માનવીને નિયંત્રણમાં રાખવા માટે મોટે ભાગે બસ થાય છે. લોકલાજ એ નિયંત્રણનું અમોઘ શસ્ત્ર બને છે. લોકનીતિનું ઉલ્લંઘન અગર કોઈ વ્યક્તિ અગર સમૂહ સામે કરેલા ગુનાની શિક્ષા તે જ સમૂહ, કુટુંબ કે વ્યક્તિ કરી લે છે. કુટુંબના ઝઘડા, વેર, બદલો વગેરે ગ્રામરિવાજોની ઘટના છે અને આ કારણે કુટુંબ, જ્ઞાતિ કે ગ્રામપંચાયત જ શિક્ષા કરે છે.

**(૨) નગરસમુદાય :**

નગરસમુદાય અને તે પણ જ્યારે વર્તમાન વિસ્તૃત શહેરસમુદાયનું સ્વરૂપ ધારણ કરે છે ત્યારે તે નિયંત્રણની એક નોખી જ ઢબ વિકસાવે છે. આ નિયંત્રણપદ્ધતિની ભૂમિકા જ જુદી હોય છે. અનેકવિધ સામાજિક સંબંધો, જુદાં જુદાં જૂથોનાં સામાજિક ધોરણોની વિભિન્નતા, પ્રાથમિક, સીધા અને મોઢામોઢના સંબંધોને બદલે ઔપયોગિક, ઔપચારિક અને હિતલક્ષી સંબંધોનું પ્રાધાન્ય વગેરે તત્ત્વો ઉપર નગરસમુદાયના સંકુલ સંબંધો રચાય છે અને તે ભૂમિકા લોકનિયંત્રણ માટે હોય છે. સામાજિક નિયંત્રણની કાર્યવાહી તેને અંગેનાં ખાસ મંડળો અને જૂથો જ ઉપાડી લે છે આ મંડળો અને જૂથો બિનઅંગત કાયદા (Impersonal Law)નાં પ્રતીક હોય છે. કુટુંબ અને કુટુંબીજન જે નિયંત્રણ ગ્રામસમુદાયમાં કરતાં હતાં તે હવે પોલિસ, અદાલત, શિક્ષક કે સમાજસેવક હસ્તગત કરે

છે. કોઈ શહેરીના હક છિનવાયા હોય, કોઈ બાળક ગુનાહિત માનસ વ્યક્ત કરતું હોય અને કાઈ ગુનો કરતું હોય તો તેનો નિર્ણય અને શિક્ષા અદાલત કરે છે, કુટુંબ નહિ, તે જ રીતે વ્યક્તિનાં જાતીય સ્ખલનો તેમ જ બીજા અનીતિમય આચારો જે ગામડામાં આંખે ચડતા, અને ટીકા, ગપ અગર કુટુંબની નજરની બીકથી કાબૂમાં રહેતા તે શહેરમાં બિનઅંગત સંબંધોવાળા જીવનમાં ઢંકાયેલા પણ રહે છે.

શહેરનું કુટુંબ, ગ્રામકુટુંબ કરતા પોતાના સભ્યોની ઓછી બાજુઓને સ્પર્શે છે. શહેરીકરણ કુટુંબને ઘણા આર્થિક કાર્યોથી મુક્ત કરે છે. કામધંધા માટે માનવી કુટુંબની બહાર વિવિધ મંડળો અને સંસ્થાઓ સાથે સંપર્કમાં આવે છે. વ્યક્તિ પોતાની કેળવણી અને સ્વભાવ અનુસાર કામની પસંદગી પણ કરી શકે છે. આમ નગરજીવનમાં વ્યક્તિની પોતાની પસંદગી તેના જીવનમાં મોટો ભાગ ભજવે છે.

પરંતુ સમાજશાસ્ત્રી તરીકે આપણે એક સામાન્ય રીતે ઊભી થતી માન્યતા સામે તકેદારી રાખવાની છે. વ્યક્તિની પસંદગીના તત્ત્વનો વધારો અને કુટુંબના કાર્યો અગર કુટુંબની વ્યક્તિ ઉપરની સર્વાંગી અસરમાં ઘટાડો શહેરસમુદાયમાં થતા માંડે છે તેનો અર્થ એમ નથી કે માનવી ઓછો સામાજિક, વધુ સ્વાર્થી કે વધુ કૃત્રિમ બને છે. ઘણી વાર નગરસમુદાય અને ગ્રામસમુદાયની તુલના કરનારાઓ આવી ભૂલભરેલી દૃષ્ટિ વિકસાવે છે.

નગરસમુદાયમા જીવન ગુજારતો માનવી પણ ગ્રામસમુદાય અને કુટુંબની છત્રછાયા નીચે જીવતા ગ્રામજન જેવો જ સામાજિક છે એટલું જ નહિ, પરંતુ નગરસમુદાયમાં જીવન વિતાવતો માનવી વધુ સામાજિક તાણાવાણામાં ગૂંથાયેલો હોય છે. આ સામાજિક સંબંધો એટલા પ્રકારના, એટલા અટપટા, અને એટલા વિસ્તૃત હોય છે કે તેમાં માનવી બીજા માનવીઓ તરફ અનેક કક્ષાની ઘનિષ્ઠતા કેળવે છે. નગરસમુદાયમાં માનવી-માનવી વચ્ચે એક તરફ ખૂબ જ ઉપરછલ્લા સંબંધોની પરિપાટી પણ હોય છે જ્યારે બીજી તરફ ખૂબ જ નિકટના સંબંધો, સ્વભાનપૂર્વકના આત્મીય સંબંધોનું પણ ગુંફન હોય છે.

ગ્રામજીવનમાં સામાજિક સંબંધો કુટુંબ અને પ્રાથમિક સમૂહોની છાપથી ઘેરા રંગાયેલા હોઈ અમુક પ્રકારની સ્પષ્ટતા ધારણ કરતા લાગે છે. પરંતુ એનો અર્થ એમ નથી કે શહેરી જીવનમાં એનો અભાવ છે શહેરી જીવનમાં માનવી-માનવીના સંબંધોમાં એક પ્રકારની વ્યક્તિની પસંદગીની છાપ સ્પષ્ટ દેખાય છે. આ વ્યક્તિના સ્વભાનની છાપ તે સંબંધોને અનેરો

રંગ અને સ્પષ્ટતાની મહોર મારે છે.

તેજ પ્રમાણે ગ્રામવાસી મૂર્ખ કે બુધ્ધુ છે અને શહેરી ચબરાક પણ છીછરો અને ઉપરછલ્લો છે એવી લોકવાયકામાં પણ કશું જ તથ્ય નથી.

શહેરી વાતાવરણ સામાજિક સંબંધો અને પ્રવૃત્તિઓની પસંદગીનો ભાર વ્યક્તિ ઉપર છોડે છે એનો અર્થ એમ નથી કે શહેરી ઓછો સામાજિક છે. શહેરી પણ ગ્રામજન જેવો જ સામાજિક છે. તેનું વ્યક્તિત્વ પણ ઘેરા સમાજીકરણથી ઘડાયું છે. તેની પસંદગીમાં પણ તેને ઘડનાર સામાજિક બળો જ મોટો ભાગ ભજવે છે.

ગ્રામજીવન કુદરતી છે અને શહેરી જીવન કૃત્રિમ અગર બનાવટી છે એવા ખોટા ખ્યાલો પણ દૂર કરવાની બહુ જ જરૂર છે. ગ્રામજીવન પણ એક પ્રકારનું સમાજજીવન છે; શહેરજીવન પણ એક પ્રકારનું સમાજજીવન છે. આ બન્ને જીવનશૈલીઓ સમાજજીવનનાં જ પાસાં છે. બન્ને સમાજના જ ભિન્ન સમુદાયો છે, અને બન્ને ભિન્ન સામાજિક વાતાવરણો ઊભાં કરે છે. શહેરસમુદાય વધુ વિસ્તૃત, વધુ અટપટો, વધુ વિકસેલો અને સમાજજીવનનાં અનેકવિધ પાસાંઓનો બનેલો છે. તે અનેક પ્રકારના જૂથજીવનના વૈધધ્યતુષ્ય જેવો છે. આ વિવિધતાભર્યા વાતાવરણમાં જીવન જીવવા મથતી વ્યક્તિ, ગ્રામજીવનના પ્રમાણમાં સાદા, એકધારા વાતાવરણમાં જીવન જીવવા મથતી વ્યક્તિ કરતાં જુદી લાગે છે. કેટલાક એમાંથી શહેરી જીવનને અકુદરતી અને બનાવટી કહે છે અને ગ્રામજીવનને કુદરતી અને નૈસર્ગિક કહે છે. આ માન્યતા અત્યંત ભૂલભરેલી છે

શહેરી જીવન એ પાશ્ચાત્ય સમાજનો પ્રધાન જીવનપ્રકાર છે. તે ભારતમાં પણ ધીરે ધીરે વધુ અને વધુ મહત્ત્વ ધારણ કરતો જાય છે; એટલે આપણે આ શહેરીજીવનના કેટલાંક લક્ષણોને વધુ વિગતમાં તપાસીએ.

## નિષ્ણાતીકરણ અને શહેર-સમાજનું માળખું (Specialization and the Urban Social Structure):

ગ્રામસમાજ અને નગરસમાજના ઘડતર વચ્ચેના કેટલાક તફાવતો વિષે આગળ ઉલ્લેખ થયો છે. આ તફાવતોમાં સહુથી મહત્ત્વનો તફાવત આ બે સમાજના ઉદ્યોગધંધાના પ્રકારનો હોય છે ઉદ્યોગધંધા અને કાર્યવિભાજનનું ખૂબ જ બારીક નિષ્ણાતીકરણ એ નગરસમુદાયની એક અગત્યની ખાસિયત છે અને તેમાંથી જ નગરસમુદાયની અનેકવિધ પેટા ખાસિયતો ઉદ્ભવે છે.

## (૧) ઉદ્યોગધંધાનું નિષ્ણાતીકરણ અને હરીફાઈ ઉપર ભાર (Occupational Specialization and the Competitive Emphasis):

ઔદ્યોગિક તેમ જ કામધંધાનું નિષ્ણાતીકરણ ત્યારે જ શક્ય બને કે જ્યારે ઝીણવટભર્યા કાર્ય-વિભાજન ઉપર રચાયેલા વિવિધ ધંધા અને ભિન્ન ભિન્ન ઉદ્યોગો માટે એક વિસ્તૃત બજાર હોય. વિસ્તૃત અને બહોળો નગર-સમુદાય આ પ્રકારનું વિશાળ અને મોટા પાયા ઉપરનું બજાર પૂરું પાડે છે.

આપણે જોયું તેમ ગ્રામસમુદાય નિષ્ણાત કરતાં બધી વસ્તુઓનું થોડુંક પણ જ્ઞાન ધરાવતા માણસો માગે છે. પરંતુ શહેર વિવિધ કક્ષાના નિષ્ણાતો માગે છે. તેને અણઘડ, આછો તાલીમ પામેલો પણ એકધારું કામ કરતો કામદાર પણ જોઈએ; તેને ઇજનેર પણ જોઈએ; ટેકનિશિયન પણ જોઈએ; તેને કાગળપત્રો લખી, સંભાળી શકે, આવતા પત્રોની ફાઈલો કરી શકે એવો કારકુન—જેને "White Collar" (આપણે ત્યાં સફેદ પાટલૂન, સફેદ ખમીસ અગર બુશકોટ પહેરેલો કહે છે તે)—પણ જોઈએ. શહેરસમુદાયને કાયદાની પટાબાજી ખેલતો વકીલ પણ જોઈએ, અને શરીર તેમ જ દરદો સાથે સાહસ કરતો ડૉક્ટર પણ જોઈએ. તેને અમલદાર વર્ગની એક આખી શ્રેણીની આવશ્યકતા રહે છે. સાથે સાથે શહેરને સ્વતંત્ર ધંધાદારી, વ્યાપારી, ઉદ્યોગપતિ, નાણાં સાથે ખેલ કરનાર શરાફ, તથા મનોરંજન કરનાર કલાકારો વગેરે અનેક પ્રકારના કાર્યકરોની જરૂર રહે છે. કોઈ પણ શહેરના ઉદ્યોગધંધાની યાદી આપતી ડિરેક્ટરી ઉઘાડીશું કે તરત જ આપણી સમક્ષ આ અટપટું કાર્યવિભાજન અને ભિન્ન ભિન્ન ધંધાઉદ્યોગો ઉપર નિર્ભર શહેરની દુનિયાનું ચિત્ર ખડું થઈ જશે. કહેવાતા બિનકેળવાયેલા સામાન્ય કામદારનું કાર્ય પણ શહેરમાં તેના એકધારા-પણાને લીધે નિષ્ણાતીકરણ પામે છે.

શહેરી જીવનનું ઔદ્યોગિક વલણ અમુક ઢબની કુનેહ ધરાવતા અને તાલીમ પામેલા કારીગરો માગે છે. દરેક કાર્ય—પછી તે તદ્દન જ સાદું હોય તો પણ—અમુક પ્રકારની થોડીક પણ કેળવણી અને તાલીમની અપેક્ષા રાખે છે.

ઔદ્યોગિક અને કાર્યવિભાજનમાંથી અમુક પ્રકારના આર્થિક તફાવતો શહેર-સમુદાયમાં તેનાં સામાજિક જૂથોમાં ભેદભાવ પાડે છે. આમાંથી એક ઊભી અને આડી (vertical and horizontal) શ્રેણી સમૂહોના દરજ્જામાં વિકસી આવે છે; પરંતુ શહેરના સમૂહોનાં વિભાગીકરણ પ્રાચીન

અગર મધ્યકાલીન અગર ગ્રામ-જીવનમાં મળતા જડ, અફર, સ્થિર અને ગતિહીન દરજ્જાના વિભાગીકરણથી તદ્દનજ જુદાં છે એ ઘટના ખાસ ધ્યાનમાં રાખવા જેવી છે.

શહેરી જીવન એટલેજ ચંચળતા અને ગતિભર્યું જીવન. પ્રવૃત્તિ, ચંચળતા, ફેરફાર એ તો તેનો આત્મા છે. આ ચંચળતા, ગતિ, હલનચલન અને ફેરફાર હરીફાઈના સ્વરૂપે વ્યક્ત થાય છે. આમ વર્તમાન શહેરી જીવનનો પ્રાણુજ હરીફાઈ છે. આ હરીફાઈ વિવિધ પ્રકારની હોય છે. તે આર્થિક સ્વરૂપે વિકસે છે, રાજકીય સ્વાંગ ધારણ કરે છે, સામાજિક મોભાના લેબાસમાં પણ તરી આવે છે તો સાંસ્કૃતિક અને વ્યક્તિત્વની સરાસરીનું રૂપ પણ ધારણ કરે છે. આ અવિરત હરીફાઈમાં કેટલીક વ્યક્તિઓ અને સમૂહો ઉપલે દરજ્જે ચઢે છે, તો કેટલીક વ્યક્તિઓ અને સમૂહો શક્તિ અને તકના અભાવે નીચે પણ ઊતરતી જાય છે. આ નીચેઊંચે ચઢઊતર કરાવતી દરજ્જાની નિસરણી, તેમજ એકજ રેખા ઉપર અવિરત હલનચલન એ વર્તમાન શહેરી જીવનનું ખાસ લક્ષણ છે. એક ધંધામાંથી બીજા ધંધામાં, એક પ્રકારના કામમાંથી બીજા પ્રકારના કામમાં, એમ પલટા ખાધા કરવા એ શહેરી જીવનનો પ્રાણ બની રહે છે. કારકુનમાંથી અવલકારકુન, અવલકારકુનમાથી અમલદાર, અમલદારમાંથી વડા અધિકારી, વડા અધિકારીમાથી વખતે માલિક અને ભાગીદાર. આમ કામના, ધંધાના, ઉદ્યોગોના અને શ્રમના વિભાજનના પલટા અને ફેરફાર શહેરી સમાજ-રચનાને ચંચળતાથી ભરી દે છે.

ખૂબજ નિષ્ણાતીકરણનું એક પરિણામ હરીફાઈ છે. નિષ્ણાતીકરણ વ્યક્તિ સમક્ષ પસંદગીના તત્ત્વને વધુ નાજુક બનાવે છે. એમાથી હરીફાઈ જન્મે છે શહેરમાં અમુક વસ્તુના નિષ્ણાતને પોતાના વિકાસ માટે તથા તે જ વિભાગમાં ઊંચો હોદ્દો મેળવવા માટે વધુ તક મળે છે. ધંધો, પસંદગીના બહુજ બારીક તત્ત્વ ઉપર રચાયો છે. હરીફાઈ તેમાં જાગૃતિ અને ચંચળતા લાવે છે માણસોની પસંદગી પણ આ જ હરીફાઈ અને અમુક કાર્યને વધુ સફળતાથી અને હરીફાઈમાં ટકી રહે એ ધ્યેયથી કરવામાં આવે છે. કાર્યની દક્ષતા, કાર્યની સફળતા એજ શહેરમાં જીવનનું ધ્યેય બની રહે છે. કારીગર તરફ, કાર્ય કરવા માટે ઉપસ્થિત થયેલા નોકરતંત્ર તરફ— જેને હવે નોકરશાહી તરીકે પણ ઓળખવામાં આવે છે—પણ નિષ્ઠુર કાર્યદક્ષતાના માપદંડનુંજ વલણ રાખવામાં આવે છે. નોકરિયાત વર્ગની પસંદગી, તેમના કામની ચકાસણી, તેમને ભાડે રાખવાની અને તેમને

કાઢી મૂકવાની પદ્ધતિમાં એક તીવ્ર હરીફાઈભરી અને ઉપયોગિતાના રંગથી રંગાયેલી દષ્ટિ જ રાખવામાં આવે છે. આમ શહેરી જીવનમાં કાર્યવિભાજનમાં, લાગણી કરતાં ગણતરી અને બિનઅંગત ઉપયોગિતાનું તત્ત્વ માનવ પસંદગી માટે વધુ પ્રમાણમા રાખવામાં આવે છે.

આમાં શક્તિશાળીને પોતાની શક્તિ દાખવવાની અને પોતાના સમોવડિયા સાથે હરીફાઈમાં ઊતરવાની તક મળતા તેમનાં વ્યક્તિત્વ અને આવડતને વ્યક્ત થવાની તક મળે છે.

ચંચળ શહેરી સમુદાય વ્યક્તિનાં લેખાં તેની સિદ્ધિ ઉપર કરે છે ગ્રામ-જીવનમાં વ્યક્તિનુ મૂલ્ય તેની વ્યક્તિગત સિદ્ધિઓ ઉપર આધાર રાખતુ નથી.

સમુદાયની આર્થિક અને સાંસ્કૃતિક કક્ષાની મર્યાદામાં શહેર પોતાના સભ્યોને જુદી જુદી રીતે તારવે છે, નોખા પાડે છે અને તેમને નિશ્ચિત સ્થાને ગોઠવે છે.

આપણે કેળવણીના ક્ષેત્રનો દાખલો લઈએ.

શહેર-સમુદાય કેટલા પ્રકારની કેળવણી અને કેળવણી સંસ્થાઓ વિકસાવે છે?

શહેર એક તરફ તવંગર, મધ્યમવર્ગ અને ગરીબ એમ ત્રણ આર્થિક વર્ગો માટે જુદી જુદી શિક્ષણસસ્થાઓ પૂરી પાડે છે એટલુ જ નહિ, પરંતુ શહેરસમુદાય જુદી જુદી કક્ષાની કેળવણી માટે પણ જુદાં જુદાં મંડળો અને સંસ્થાઓ ઊભાં કરે છે. પ્રાથમિક, માધ્યમિક અને ઉચ્ચ શિક્ષણ, બાળશિક્ષણ અને પ્રૌઢશિક્ષણ, પુરુષો માટે અને સ્ત્રીઓ માટે શિક્ષણ, સામાન્ય શિક્ષણ અને સમાજશિક્ષણ, હુન્નરઉદ્યોગ અને ધંધાઓનુ શિક્ષણ અને કલા, સાહિત્ય અને નૃત્ય જેવુ સંસ્કારશિક્ષણ, આમ કેળવણીના વિવિધ પ્રકારો અને કક્ષાઓની એક અટપટી, ખૂબ જ નિષ્ણાતીકરણ પામેલી, તેમ જ સમાજના વિવિધ થરોને પહોચી વળવા માટે સંસ્થાઓની શ્રેણી શહેરસમુદાયમાં વિકસી આવે છે એટલુ જ નહિ, પરંતુ હવે તો કેળવણીધામોનુ ધ્યેય પણ બુદ્ધિની જુદી જુદી કક્ષાને પહોચી વળવા તેમ જ વિવિધ પ્રકારની શારીરિક અને માનસિક ખોડખાંપણો અગર જરૂરિયાતવાળાં માનવીઓ અને જૂથોને અનુકૂળ થાય તેવી શિક્ષણ-પદ્ધતિઓ અને શિક્ષણસંસ્થાઓ પણ વિકસાવવાનું બન્યું છે આમ અંધ માટે અંધશાળા, અપગ માટે અમુક શાળા, બહેરામૂગા માટે અમુક શાળા, નોકરિયાત માટે રાત્રિશાળા, એમ વિવિધ પ્રકારનાં શિક્ષણકેન્દ્રો

અને વિવિધ પ્રકારની શિક્ષણપદ્ધતિઓની સંકુલ શિક્ષણજાળ અને ખૂબ જ ઝીણવટભર્યા નિષ્ણાતીકરણની ભૂમિકા ઉપર વિકસી આવેલી શિક્ષણ-સંસ્થાઓની સંકુલ યોજના શહેરોમાં જોઈએ છીએ.

ગ્રામજીવનમા કેળવણીનું આવું નિષ્ણાતીકરણ આપણે જોતા નથી.

શહેરોમાં વિકસતું આ નિષ્ણાતીકરણ અને કાર્યોનું વૈવિધ્ય વ્યક્તિ સમક્ષ તકો વધારી દે છે. અને એ તકો વ્યક્તિ માટે પસંદગીનું ક્ષેત્ર પણ ખૂબ જ વધારી દે છે એટલું જ નહિ, પરંતુ તકના અભાવે ગ્રામજીવનમાં જે વ્યક્તિ માટે સંકુચિતતાનું અને હરીફાઈ દ્વારા પોતાને વ્યક્ત ન થવા દેતું બંધિયાર વાતાવરણ હતુ તે પણ શહેરમાં દૂર થાય છે.

નિષ્ણાતીકરણ વ્યક્તિ સમક્ષ તકો ઊભી કરે છે, તે તક સાધવામાં વિવિધ પ્રકારની તાલીમની પણ ભૂમિકા બાંધે છે. વિવિધ તકમાંથી કઈ પસંદ કરવી તે નક્કી કરવા પસંદગીનું એક વિસ્તૃત ક્ષેત્ર ખુલ્લું મૂકે છે, અને આ રીતે વ્યક્તિ-વ્યક્તિ વચ્ચે શક્તિઓની તુલના કરવાનું, તેનો મુકાબલો કરવાનું એક મેદાન તૈયાર કરે છે.

### (૨) સામાજિક ગતિશીલતા અને અકસ્માત્ ઊભી થતી તકોનું શહેરસમુદાયમાં પ્રાધાન્ય (Social Mobility and Chance Mobility):

શહેરી જીવનમાં નિષ્ણાતીકરણ અને તીવ્ર હરીફાઈનું એક વિશિષ્ટ પરિણામ આવે છે. અકસ્માત્ ઊભી થતી તકોને ઝડપી લેવાની ઘડીઓ બહુ જ મહત્ત્વ ધારણ કરે છે. શહેરમાં અનેક પ્રકારનાં આકર્ષણો હોય છે. પસંદગી માટે વિવિધ પ્રલોભનો હોય છે. કયાં રહેવું, કયા પ્રકારની નોકરી અગર ધંધો કરવો. કેવા પ્રકારના મિત્રો બનાવવા, ક્યાં અને કેવાં મંડળોમાં જોડાવું, કેવા પ્રકારની આનંદપ્રમોદની પ્રવૃત્તિઓમાં ભાગ લેવો વગેરે વગેરે જીવન જીવવાની પ્રવૃત્તિઓ માટે વિવિધ પ્રકારનાં બળો વ્યક્તિને ખેંચતાં હોય છે. આમાંથી પસંદગી કરવા જતાં માનવીને અકસ્માત્ અસર કરતાં તત્ત્વો જ વધારે ઘડે છે. કોઈ અણધાર્યું ઓળખાણ, કોઈ અકસ્માત્ પરિચય, કોઈ નવી ફેશન અગર રિવાજનું ઊપજી આવવું, કોઈ આવી ચડેલી તકને ઝડપી લેવાની શક્તિ કેળવવી કે ખોઈ નાખવી, કોઈ શેરસટ્ટાના અણધાર્યા ભાવના પલટા, કોઈ નવી શૈલી, નવી યોજના, નવું સંશોધન, નવો અખતરો કે કોઈ ઝંઝાવાત જેવો રાજકીય કે આર્થિક બનાવ કે ભવિષ્યનો વર્તારો, કોઈ અમુક વિચારના પત્રનો સંપર્ક વ્યક્તિના જીવનમાં ઘેરી અસર કરે

છે આવા અકસ્માત વ્યક્તિના જીવનમા અણધારી તકો ઊભી કરે છે અગર એવી જ અણધારી તકો ખોવડાવે છે અને એ રીતે માનવીના આખા જીવનને અમુક બીબામા ઢાળી દે છે શહેરમા વ્યક્તિનુ જીવન પોતાના બાહ્ય, અટપટા, સામાજિક સયોગોના પ્રવાહોમા અને વમળોમા ઝોલા ખાય છે શહેરી વાતાવરણ વ્યક્તિની જિદગીને એક જુગાર જેવી અનિશ્ચિત બનાવી દે છે

ગ્રામજીવનમા માનવીનો ધધો, પ્રવૃત્તિઓ અને જીવનની લઢણ અમુક અશે નિશ્ચિત ધરેડમા જ મર્યાદિત હોય છે ગ્રામજીવન જીવતો માનવી પોતાની સમસ્ત રહેણીકરણી અને જીવનની ઢબ લગભગ સ્પષ્ટપણે એક બીબામા ઢળાયેલી જોઈ શકે છે શહેરી જીવન વ્યક્તિની પ્રવૃત્તિઓને, તેના ધંધાની પસદગીને, તેના સામાજિક જીવનને તથા તેના સાસ્કારિક ધોરણને આવા નિશ્ચિત ગાળામા પરોવી દેતુ નથી એકાદ અકસ્માત તેના જીવનમા ક્રાન્તિકારી પલટો લાવી દે છે અકસ્માત—અણધાર્યા બનેલા મિત્ર દ્વારા અચાનક વિકસી આવેલી તક દ્વારા કે અકસ્માત્ થયેલા રાજકીય કે આર્થિક ઘટનાના ફેરફારને કારણે—વ્યક્તિના આખા જીવનમા, તેની સામાજિક રહેણીકરણીની શૈલીમા ક્રાન્તિકારી ફેરફારો લાવે છે

આમ હરીફાઈવાળા, નિષ્ણાતીકરણ પર ભાર મૂકતા અને ચચળ ગતિશીલ શહેરના વાતાવરણમા વ્યક્તિના જીવનમા અકસ્માતના તત્ત્વને ખૂબ જ મહત્ત્વ પ્રાપ્ત થાય છે

આ અકસ્માતનું તત્ત્વ એક પ્રકારનુ હળવુ માનસ ઊભુ કરી હરી ફાઈની તગદિલી સહ્ય બનાવે છે એટલુ જ નહિ, પરતુ અકસ્માતનુ તત્ત્વ પરિણામને પણ ઘડે છે તે સટ્ટા જેવુ અનિશ્ચિતતાનુ વાતાવરણ ખડુ કરી એક પ્રકારનું જુગારી માનસ પણ વ્યક્તિમા ઉપજાવે છે અને ભવિષ્યકથન માટેની ઝખના પણ વધારે છે

### (૩) નિષ્ણાતીકરણથી વિકસેલા શહેરના વિશિષ્ટ ભૌગોલિક લત્તાઓ (Areas of Specialization in the City):

શહેરસમુદાયની બીજી પણ ખાસિયત છે શહેરમા લત્તાઓનુ પણ નિષ્ણાતીકરણ થઈ જાય છે

કેટલાક ઉદ્યોગ અને ધંધાના જ લત્તાઓ હોય છે તે લત્તાઓ દિવસે ખૂબ જ જાગ્રત પણ રાત્રે સૂમસામ બની રહે છે ત્યા બાળકોનું પણ પ્રમાણ નહિવત્ હોય છે જ્યારે કેટલાક લત્તાઓ રહેઠાણના હોય છે તેમા ઘણા

બસ્તીઓ, ચાલીઓ અને મધ્યમવર્ગીય લત્તાઓ તો એવા પણ હોય છે કે જ્યાં બાળકોનાં ટોળેટોળાં કીડિયારાં સરખાં ઊભરાતાં હોય છે એટલું જ નહિ, પરંતુ શહેરમાં લત્તાઓનું નિષ્ણાતીકરણ આથી પણ ગ્રીણવટભર્યું બને છે. કેટલાક લત્તાઓમાં વેપારધંધો જ ચાલે. કેટલાક લત્તાઓ ઔદ્યોગિક કારખાનાઓના જ ધુમાડા કાઢ્યે જાય. કેટલાક લત્તાઓમાં કેળવણીનાં કેન્દ્રો જ વિકસી આવે, કેટલાક લત્તાઓમાં આનંદપ્રમોદનાં જ ધામો હોય. કેટલાક વાસમાં માત્ર ગણિકાઓ જ નિવાસ કરતી હોય અને જ્યાં રાત્રિમાં જ જીવન ઝમક્યા કરે. કેટલાક લત્તાઓમાં તવંગરનાં રહેઠાણો હોય, તો કેટલાક મધ્યમ વર્ગના રહેવાસો બને છે કેટલાક મજૂરોના મહોલ્લાઓ અને લત્તાઓ બને છે. કેટલાક લત્તાઓમાં છૂટાછેડાનું પ્રમાણ વધારે હોય છે. કેટલાક ગુનાઓના અને ગુનેગારોની તાલીમના અડ્ડા બને છે કેટલાક લત્તાઓમાં આપઘાતનો દર મોટો હોય છે તો કેટલાકમાં આપઘાતનું તત્ત્વ બિલકુલ હોતુ જ નથી

પશ્ચિમમાં શહેરોનું આ પ્રકારનું લત્તાવાર નિષ્ણાતીકરણ બહુ જ સ્પષ્ટપણે વિકસી આવ્યું છે. ઓકાશાસ્ત્રીઓ (Ecologists)એ શહેરોના સ્થાનિક નિષ્ણાતીકરણનું સુંદર સાહિત્ય રજૂ કર્યું છે. એમના અભ્યાસોએ સાબિત કર્યું છે કે શહેરની ભૂગોળ આવા સામાજિક જીવનનાં નિષ્ણાતીકરણ અને વિભાગીકરણને સ્થાનિક લત્તાઓ સાથે સાંકળી લે છે.

શહેરને તમે ઔદ્યોગિક, વ્યાપારી, રાજકીય, ઉચ્ચ વર્ગનાં રહેઠાણ, મધ્યમ વર્ગનાં રહેવાસ, મજૂર લત્તાઓ તથા કોમવાર, જ્ઞાતિવાર કે ધર્મવાર વહેંચાયેલા લત્તાઓમાં વહેંચી શકો.

આ પ્રાદેશિક વિભાગીકરણ આપણને સામાન્ય લોકવાયકામાં વ્યક્ત થતા લત્તાઓ અંગેના અભિપ્રાયો તેમ જ સામાન્ય રીતે પ્રસરેલી લત્તાઓની ખ્યાતિ અને ત્યાં ભાડાના દર વગેરેમાં વ્યક્ત થતુ દેખાય છે.

વિવિધ શહેરોના સમુદાયજીવનનું લત્તાવાર સ્થાનિક અને પ્રાદેશિક વિભાગીકરણ, તે સમુદાયોના ઐતિહાસિક સંયોગો, તે સ્થાનની ભૌગોલિક પરિસ્થિતિ ને તેના વિશિષ્ટ પ્રકારના વિકાસની શકયતા ઉપર આધાર રાખે છે.

મુંબઈ, દિલ્હી, બનારસ, લખનૌ, કાનપુર, અલાહાબાદ, ગયા, પટના, જમશેદપુર, કલકત્તા, જગન્નાથપુરી, નાગપુર, જબલપુર, પૂના, હૈદરાબાદ, માઇસોર કોચીન, ત્રિવેન્દ્રમ, મદ્રાસ, પોંડીચેરી, કે ગુજરાતનાં અમદાવાદ, સુરત, વડોદરા, ભરૂચ, નડિયાદ, ભાવનગર, જામનગર, વેરાવળ કે જૂનાગઢ વગેરે શહેરોનો આ ઢબે કરેલો અભ્યાસ આપણને ત્યાં લત્તાઓનું નિષ્ણાતીકરણ

કઈ રીતે થયુ છે તેનો સુદર ખ્યાલ આપશે તેમાથી શહેરજીવનના વિકાસ અને સામાજિક જીવનના પણ ઘણા સૂચક દર્શન થશે.

અભ્યાસીઓએ શહેરોના પ્રાદેશિક વિભાગીકરણ અને નિષ્ણાતીકરણ અંગે ત્રણ પ્રકારના વિધાનો કર્યા છે તે આપણે આ સાથેના તકતામા રજૂ કરવા પ્રયત્ન કરીએ

## (૪) શહેર-સમુદાય અને સ્ત્રી-પુરુષનો સામાજિક દરજ્જો (The City and the Social position of the Sexes):

શહેર સમુદાયનું અને તેમા પણ ઉદ્યોગીકરણ પછીના વર્તમાન શહેર-સમુદાયનુ બીજુ લક્ષણ પણ નોંધપાત્ર છે આ લક્ષણ તે પુરુષ અને સ્ત્રીના સામાજિક દરજ્જામા થયેલો ફેરફાર વર્તમાન શહેર સમુદાયમા સ્ત્રીઓનો દરજ્જો ખૂબ જ સુધરેલો જણાય છે તેઓ હવે લગભગ સમાન છે કેટલાક અભ્યાસીઓનુ તો માનવુ છે કે વર્તમાન શહેર સમુદાયનુ જીવન એટલે સમાજનુ વધુ અને વધુ સ્ત્રૈણીકરણ (increasing feminization)

આ માન્યતા પુરવાર કરવા વર્તમાન શહેરજીવન ઘણી સાબિતીઓ આપે છે

### (અ) વસ્તીમાં વધતું જતું સ્ત્રીનું પ્રમાણ:

ઈ સ ૧૯૪૦મા શિકાગોમા દર ૯૮ પુરુષે ૧૦૦ સ્ત્રીઓ હતી. ન્યૂયોર્કમા દર ૯૭ ૩ પુરુષે ૧૦૦ સ્ત્રીઓ હતી ફિલાડેલ્ફિયા, સેંટ લુઈસ અને કાન્સાસ્ શહેરમા અનુક્રમે દર ૧૦૦ સ્ત્રીઓએ ૯૫·૩, ૮૨ ૪ અને ૯૧ કરતા પણ ઓછા પુરુષો હતા

આ પુરુષ અને સ્ત્રીના પ્રમાણ સ્પષ્ટ કરે છે કે વર્તમાન શહેરોમા સ્ત્રીઓને વધુ તક મળતા તે ત્યા આકર્ષાવા લાગી છે

### (આ) સ્ત્રીપુરુષના પ્રમાણ ઉપરાંત અપરિણીત સ્ત્રીઓનુ વધુ પ્રમાણ:

શહેરીજીવનની એક બીજી પણ ખાસિયત નોંધવામા આવી છે ત્યા અપરિણીત સ્ત્રીઓ અને અપરિણીત પુરુષોનુ પ્રમાણ વધારે જોવામાં આવે છે આનો અર્થ એ જ કે શહેરસમુદાય કૌટુંબિક જીવનથી બહારની પણ પ્રવૃત્તિઓ વધુ અને વધુ વિકસાવે છે વ્યક્તિ કુટુબ જેવા પ્રાથમિક-નિકટવર્તી સમૂહથી અને નિકટના પ્રાથમિક સબધોથી ધીરે ધીરે વિમુખ થઈ શકે છે એનુ એક વધારે પરિણામ આવે છે. વ્યક્તિ સમાજજીવનમા રહેવા છતા, એક પ્રકારની એકલતા અનુભવે છે.

શહેરી વાતાવરણની સ્ત્રીના જીવન અને વલણ ઉપર શી અસર થાય છે તે અંગેના ચોક્કસ, પદ્ધતિસર અને વિસ્તૃત અભ્યાસો થવા બાકી છે. પરંતુ શહેરી વાતાવરણની કેટલીક અસરો સ્પષ્ટ રીતે દેખાઈ આવે છે.

શહેરમાં કુટુંબનાં કાર્યો બદલાતાં જાય છે. આની અસર સ્ત્રી ઉપર — માતા તરીકે, પત્ની તરીકે, ગૃહિણી તરીકે અને આર્થિક ઉત્પાદક તરીકે — બહુ જ જુદી થાય છે. તેનાં ઘરકામો ખૂબ જ મર્યાદિત થતાં જાય છે. તેને ઘરકામમાંથી વધુ અને વધુ મુક્તિ મળતી જાય છે. પરંતુ આ મુક્તિ સાથે હજી કુટુંબમાં જૂનાં પિતૃસત્તાક મૂલ્યો એકદમ અદશ્ય થતાં નથી. આ વિરોધ સ્ત્રીને ખૂબ જ વિચિત્ર સ્થિતિમાં મૂકી દે છે.

આ બાબતમાં જૂનાં શહેરો અને વર્તમાન ઉદ્યોગીકરણ પછીનાં શહેરોમાં ખૂબ જ તફાવત હોય છે જૂનાં શહેરોમાં સ્ત્રીની સ્થિતિમાં બહુ જ આછો ફેર પડ્યો હતો. તે પિતૃસત્તાક કુટુંબવ્યવસ્થામાં ગુલામી પરિસ્થિતિ અનુભવતી હતી. કેટલીક શ્રીમંત વર્ગની સ્ત્રીઓને બાદ કરતાં — અને તે શ્રીમંત વર્ગની સ્ત્રીઓ માટે પણ કેટલીક જ સંસ્કૃતિઓમાં — સ્ત્રીનું સ્થાન પ્રાચીન અને મધ્યકાલીન શહેરોમાં ચાર દીવાલની વચમાં જ સમાયેલું રહેતું ઘરકામથી સ્વતંત્ર — બહારનો ધંધો વેશ્યા સિવાય કોઈને માટે ખુલ્લો ન હતો.

વર્તમાન શહેરોમાં આ પરિસ્થિતિમાં ક્રાન્તિકારી પલટો આવી ગયો છે. વ્યાપારિક અને ઔદ્યોગિક ક્રાન્તિએ શહેરોમાં સ્ત્રીઓ માટે કેવી રીતે ધંધાની નવી તક ઊભી કરી આપી છે તે અંગે અગિયારમા પ્રકરણમાં ચર્ચા કરી છે. તદુપરાત આપણે એ પ્રકરણમાં સ્ત્રીના દરજ્જામાં થતા પરિવર્તન અંગે બીજી પણ ઘટનાઓની ઠીકઠીક ચર્ચાઓ કરી હતી ધંધાની નવી તકોએ સ્ત્રી અને પુરુષને સામાજિક સમાનતાની ભૂમિકા પર મૂક્યાં છે. સ્ત્રીના મિલકતહક્કોમાં પણ ફેરફાર થયા છે. તેની ઉત્પાદક અને ખરીદનાર તરીકે પણ સ્થિતિ ફેરવાઈ ગઈ છે. તેનું વ્યક્તિત્વ વિકસાવવા અને તેનું સમાજમાં નવું સરખાપણાનુ સ્થાન ખડું કરવામાં આ બધા બળોએ કેવી મદદ કરી છે એ અંગે પણ આપણે નિદર્શન કરી ગયા. વર્તમાન સમાજમાં સ્ત્રી એ પુરુષનું ફક્ત જાતીય ભૂખ સંતોષવાનું રમકડું નહિ પરંતુ તે પુરુષ સમોવડી વ્યક્તિ છે એ ભાવના હવે વર્તમાન શહેરોમાં સ્પષ્ટ થતી જાય છે. સ્ત્રીની સમાનતા, તેના વ્યક્તિત્વનો વિકાસ, તેની આર્થિક અને સામાજિક ઉન્નતિ હજી શરૂ થયાં છે. તે હજી વધનાં જ જશે આ નવી વિકસતી ભૂમિકા ઉપર રચાતા સ્ત્રી અને પુરુષના સંબંધો સામાજિક ઇમારતમાં મહાન પરિવર્તન લાવશે.

વર્તમાન શહેરી સમુદાયનું આ લક્ષણ પણ ખૂબ જ નોંધપાત્ર છે.

**શહેરસમુદાય અને ગ્રામસમુદાય — તેમનાં સામાજિક અને માનસિક જીવનના વિરોધો (Social-Psychological Contrasts between City and Country):**

ગ્રામસમુદાય અને શહેરસમુદાય વચ્ચેના કેટલાક વિશિષ્ટ તફાવતોનો આપણે અભ્યાસ કર્યો. આ તફાવતો બન્ને સમુદાયમાં સામાજિક વલણો અને વર્તનની આગવી ઢબો વિકસાવે છે. આ સામાજિક અને માનસિક વ્યવહારની આગવી શૈલીઓનુ આપણે વિગતમાં વર્ણન કરીએ.

**(૧) મંડળોઝંખતો શહેરનો વ્યક્તિવાદ અને પરંપરા — રૂઢિમય જીવન ટકાવવા મથતું ગ્રામજીવનનું માનસ (Associative Individulism *vs.* Persistent Traditionalism):**

શહેરીકરણને ઉપજાવતાં વિવિધ બળોની સામટી અસર શહેરમાં મંડળો માગતો વ્યક્તિવાદ વિકસાવે છે. વ્યક્તિને શહેરમાં વિસ્તૃત માનવ-સમૂહમાં જીવન ગાળવાનું હોય છે. વ્યક્તિની વિવિધ જરૂરિયાતો જુદી જુદી સંસ્થાઓ અને મંડળો દ્વારા પૂરી પડતી હોવાથી શહેરના નાગરિકને આ વિસ્તૃત સમુદાયમાં કયા સમૂહો સાથે કેવો સંબંધ બાંધવો, કેટલો સંબંધ બાંધવો, તેમ જ કયાં મંડળો સાથે સંબંધ બાંધી પોતાની વિવિધ જરૂરિયાતો પૂરી પાડવી, અને પોતાનાં વ્યક્તિગત હિતોને કઈ સંસ્થાઓ દ્વારા સંતોષવાં એ જાતે નિશ્ચિત કરવાનું હોય છે. આમ વ્યક્તિ માટે પસંદગીનો પ્રશ્ન શહેરમાં મહત્ત્વનો બને છે. આ પસંદગીનું તત્ત્વ વ્યક્તિત્વનો વિકાસ કરે છે. વ્યક્તિની જરૂરિયાત એ શહેરમાં માપદંડ તરીકે સ્વીકારાય છે અને વ્યક્તિ પોતાની વિવિધ જરૂરિયાતો સંતોષવા અને વિવિધ હિતો સાધવા જુદાં જુદાં મંડળો સાથે સંપર્કમાં આવવાની મનોવૃત્તિ કેળવે છે. આમ મંડળો ઝંખતો વ્યક્તિવાદ શહેરમાં વિકસી આવે છે.

શહેરમાં વ્યક્તિનું જીવન માત્ર કુટુંબ અને પાડોશના જ વાતા-વરણમાં જ મર્યાદિત રહી શકતુ નથી. વ્યક્તિનું જીવન અનેક મંડળો સાથે સંકળાય છે. શહેરમાં રહેતા માનવી સમક્ષ એક જુદા પ્રકારનો કોયડો મહત્ત્વ ધારણ કરે છે. વિવિધ, ભિન્ન અને કદીકદી વિરોધી લાગતાં અનેક મંડળો સાથેના તેણે સાધવા પડતા સંપર્કમાં સુરાગ અને સંવાદ કેમ આણવો આ પ્રશ્ન શહેરીના જીવનમાં અતિ મહત્ત્વ ધારણ કરે છે. આ

પ્રશ્ન હલ કરવામાં તેને સફળતા પણ મળે અને નિષ્ફળતા પણ મળે; પરંતુ એ સફળતા અગર નિષ્ફળતા માટે તેની પસંદગીનું તત્ત્વ વધુ મહત્ત્વનો ભાગ ભજવે છે. આમ શહેર-સમુદાયના સભ્યે, ગ્રામવાસી કરતાં સમુદાયનાં વિવિધ અંગો સાથે વધુ સ્વભાનપૂર્વક અને વધુ ચોકસાઈથી સંબંધ બાંધવા પડે છે.

સાથે સાથે બીજી ઘટના પણ આ અંગે નોંધવા જેવી છે. શહેરમાં રહેતા નાગરિકનો શહેરનાં બધાં જ સામાજિક પ્રવાહો અને ઘટનાઓ સાથે સંબંધ રહેતો નથી. તેના સંબંધો મર્યાદિત હોય છે. શહેરના અગણિત પ્રવાહોમાંથી કેટલાકને જ તે સ્પર્શે છે. આમાંથી બેત્રણ ઘટનાઓ બને છે. પોતાનાં હિતોને ન સ્પર્શતી એવી ઘણી સામાજિક ઘટનાઓ તરફ વ્યક્તિ ઉદાસીનતા અને તટસ્થ વૃત્તિ વિકસાવે છે. પોતાનાં હિતો કયાં પ્રવાહો અને મંડળો સાધી શકશે અને કયાં પ્રવાહો અને મંડળો તેને માટે બિનજરૂરી છે એ શોધવાની વ્યવહારુ વિવેકદષ્ટિ તે કેળવે છે. આમાંથી શહેરી-શહેરી વચ્ચેના સંબંધોની ભૂમિકા બદલાઈ જાય છે. ગણતરીભરી, વ્યવહારુ, ઉપયોગિતાના માપદંડ પર રચાયેલી સંબંધોની પરંપરા શહેરી જીવનમાં પ્રાધાન્ય મેળવે છે. ગ્રામજીવનમાં કુટુંબ, પડોશ સરખા નિકટવર્તી પ્રાથમિક સમૂહોમાંથી વિકસતા નિકટ, મીઠા, ઊર્મિભર્યા પ્રાથમિક સંબંધો શહેરમાં ઓછા અને ઓછા થતા જાય છે.

શહેરી જીવનમાં આ કારણે વ્યક્તિને ખૂબ જ સભાન અને સજાગ રહેવું પડે છે. સામાજિક સંબંધોમાં અકાર સજાગતા અત્યંત મહત્ત્વ ધારણ કરે છે. આ સભાનતા અને સજાગતાની ઉપર રચાયેલા સંબંધો વ્યક્તિ પાસે જુદા જ પ્રકારના ગુણો અને શક્તિઓની અપેક્ષા રાખે છે. આ ગુણો અને શક્તિઓ ગ્રામજીવન ગાળતી વ્યક્તિઓ કરતાં જુદા પ્રકારનાં હોય છે. ગ્રામજીવનમાં રૂઢિને વળગી રહેવાની, જૂની ઢબને સફળતાપૂર્વક અપનાવવાની ચીવટ જોઈએ અને તે ચીવટમાં વફાદારી અને પરંપરાવાદી માનસ જોઈએ. શહેરમાં માનવીમાં ચપરાકી જોઈએ, સ્ફૂર્તિ જોઈએ, બદલાતી પરિસ્થિતિને પહોંચી વળવા માટે એક પ્રકારની ચંચળતા, ઝડપ અને સજાગતા જોઈએ. ઘણી વખત શહેરી જીવનનાં અગણિત સામાજિક મોજાંઓ તરફ ઉદાસીનતા કેમ કેળવવી એની પણ આવડત જોઈએ. અને સાથે સાથે પોતાના જીવનને સ્પર્શી જતી અનેક અને કદી અણધારી ઊભી થતી પરિસ્થિતિમાં વિવિધ કક્ષાનો રસ કેમ કેળવવો એની પણ

આવડત જોઈએ. શહેરી જીવનમાં વ્યક્તિને સ્પર્શતા ઘણા સામાજિક પ્રવાહો માત્ર તેને સ્પર્શ જ કરી જાય છે. આ સર્વ સંબંધો તરફ તીવ્ર લાગણી ન જ કેળવાય. આવી પરિસ્થિતિમાં ઉપરછલો, દેખાવનો રસ કેળવવાની પણ આવડત શહેરી સમુદાયના માનવીને કેળવવી પડે છે. આ ઉપરછલ્લું, ઔપચારિક વલણ નૈતિક વ્યવહારમાં બહુ જ સ્પષ્ટપણે દેખાય છે. તદુપરાંત મોટા ભાગના ઔપચારિક સંબંધોમા વિકસાવેલી દેખાવનાં રસભર્યાં વલણોની પરંપરા શહેરી જીવનમાં વિકસી આવે છે. વિવેક, પ્રણામ, ખોટા હાસ્ય, વાર્તાલાપમા રસ વગરની પરંતુ ઉપછલ્લો ઉત્સાહ દાખવતી મનોવૃત્તિ, વિવિધતા તરફ ઉદાસીનતા અગર સહિષ્ણુતા વગેરેથી અંકિત એક અટપટી, ઉપરછલ્લા સંબંધો અને પ્રશંસાની ચતુરાઈની પરંપરા વિકસી આવે છે.

શહેરમાં આમ સંબંધો અને વ્યક્તિમાં તટસ્થતા, દેખાવ પૂરતો રસ, વિવિધ પ્રકારનાં વર્તનો અને વલણોને સમજવા જેટલી વિવેકબુદ્ધિ, સમભાવ અને નવીનતાને અપનાવવાની મનોવૃત્તિ ખીલવવાં પડે છે. શહેર-સમુદાયમાં પ્રવર્તતાં જુદાં જુદાં નૈતિક મૂલ્યો અને સંબંધોનાં ઘર્ષણ અને મિશ્રણને સમજવાની, તેમાં સાચાજૂઠને ઓળખવાની એક તુલનાત્મક દૃષ્ટિ કેળવવી પડે છે; વ્યક્તિનાં પોતાનાં મૂલ્યો, વલણો, આચરણો કે સંબંધપ્રણાલિકાથી પ્રવર્તતાં વિભિન્ન મૂલ્યો, વલણો આચરણો કે સંબંધ-પ્રણાલિકા તરફ એક પ્રકારનો સમભાવ, સહનશીલતા અને સમજવાની વૃત્તિ કેળવવી પડે છે.

આ સર્વ આવશ્યકતાઓ શહેરીમાં એક પ્રકારની દક્ષતા, ચબરાકી, વિવેક અને નાગરી ચતુરાઈ અને શિષ્ટાચાર સર્જે છે એટલું જ નહિ, પરંતુ તેનામાં ઝીણવટભરી રસવૃત્તિ અને નજાકતભરી ઔપચારિક શિષ્ટાચારની કલા વિકસાવે છે. 'આવો', 'બેસો', 'મળીને ખૂબ જ આનંદ થયો', 'કેમ છો?', 'આ પીશો?', વગેરે ઉદ્‌ગારો તથા એવાં અનેક આહ્‌વાનોની એક ચાતુરીભરી સંબંધ-પ્રણાલિકા વિકસી આવે છે. તે પ્રણાલિકામાં ઊંડા, ઊર્મિભર્યા, પોતીકા સંબંધોનાં ઊંડાણ નથી હોતાં પરંતુ અજાણ્યાને પણ સહજતાનું ભાન કરાવતી, તેને સ્વસ્થ બનાવી દેતી આત્મીયતાનો આભાસ ઊભું કરવાની શક્તિ તો જરૂર છે.

ગ્રામજીવનમાં આટલી વિવિધ અને વિભિન્ન માન્યતાઓ અને જુદી જુદી વર્તન-પ્રણાલિકાઓની હરીફાઈ હોતી નથી. આથી ગ્રામજન પોતાની માન્યતા કે વર્તન-પ્રણાલિકાને તુલનાત્મક દૃષ્ટિએ જોઈ શકતો નથી. તે

પોતાનાં મૂલ્યો, માન્યતાઓ અને વર્તન-પ્રણાલિકાઓ સાચાં છે, અફર છે એવું ચુસ્ત, સંરક્ષક માનસ ખીલવે છે. ગ્રામજન આર્થિક મૂલ્યો, રાજકીય મૂલ્યો, સામાજિક અને નૈતિક મૂલ્યો તેમ જ વર્તન-પરંપરામાં એક પ્રકારનું ચુસ્ત પ્રણાલિકાવાદી માનસ કેળવે છે. ગ્રામજીવનમાં આ કારણે સ્વીકૃત મૂલ્યોનું કે પ્રચલિત વર્તનનું ઉલ્લંઘન ગ્રામજનમાં બહુ જ રોષ ઉપજાવે છે. ગ્રામવાસીનુ માનસ આમ અસહિષ્ણુ બને છે અને અમુક જ ઢબના રૂઢિપાલન માટે સખ્તાઈભર્યો આગ્રહ દાખવે છે.

પરંતુ સાથે સાથે ગ્રામજીવનમાં વ્યક્તિ એક પ્રકારની સ્થિરતા પણ અનુભવે છે. શહેરી જીવનમાં વ્યક્તિ માટે જરૂરી વિભિન્ન બળોની અથડામણમાં સતત સજાગતા અને મૂલ્યો અને વર્તનની વિવિધ લઢણોમાંથી અમુક જ પસંદ કરવાની ચાલુ મૂંઝવણમાંથી ગ્રામજન બચી જાય છે. પ્રણાલિકાવાદી, એકધારા જીવનમાં તે સ્થિરતા અનુભવે છે.

ગ્રામજીવન, આ રીતે, એકમાર્ગી પણ સ્થિર હોય છે. તે રૂઢિવાદી અને અસહિષ્ણુ માનસ પેદા કરે છે, જ્યારે શહેરી જીવન સજાગતા, સહિષ્ણુતા, વ્યક્તિના પોતાના વિકાસ માટે જરૂરી વિવેકબુદ્ધિ ખીલવે છે. સાથે સાથે શહેરનાં જટિલ સમાજજીવનના અગણિત પ્રવાહોમાંથી વિકસી આવતાં વમળોમાં વ્યક્તિને ધકેલી તેનામાં એક પ્રકારની ગૂંગળાવતી ઘૂમરીઓ ખવડાવતી અસ્થિરતા ઉપજાવે છે. વ્યક્તિની નબળીપોચી શ્રદ્ધાઓને અને માન્યતાઓને આ શહેરી વાતાવરણ ઉખાડી નાખે છે, તેને ઘણી વખત નિશ્ચિત મૂલ્યોના શ્રદ્ધામય જીવનથી વિમુખ બનાવી એક મૂલ્યહીન તરફડિયા મારતા તણખલા સરખો પણ બનાવી દે છે.

### (૨) શહેર-સમુદાય અને ગ્રામ-સમુદાય—તેમાં સમુદાય-ભાવનાની તીવ્રતા (The Intensity of Community Sentiment in City and Country):

શહેર-સમુદાયમાં સમુદાય-ભાવનાનાં તત્ત્વો ગ્રામ-સમુદાયમાં સમુદાય-ભાવનાનાં તત્ત્વો કરતાં જુદા પ્રકારનાં હોય છે. બન્નેમાં સ્થાનિક પ્રાદેશિકતા માટેનો ભાવ પણ જુદા પ્રકારનો હોય છે અને સમુદાય માટેની તીવ્રતાની ભાવના પણ જુદા જુદા સ્વરૂપે વિકસે છે.

સમુદાય-ભાવનાનાં ત્રણ તત્ત્વો—સમચિત્તત્વ અગર અમ-ભાવ (we-feeling), સ્થાન-ભાવ (Role-feeling) અને અવલંબન-ભાવ (Dependency feeling) શહેર-સમુદાય અને ગ્રામ-સમુદાયમાં કેવી રીતે વ્યક્ત

થાય છે તેની તુલના શહેર-સમુદાય અને ગ્રામ-સમુદાયમાં આ ભાવનામાં શા તફાવત છે તે સમજવામા મદદરૂપ થશે.

સમચિત્તત્વની લાગણી અગર અમ-ભાવ શહેરમાં નબળો પડે છે તેનાં કારણો અનેક છે. શહેરનુ સામાજિક જીવન વિસ્તૃત અને અટપટું હોય છે શહેરમા શ્રમ અને કાર્યનુ વિભાગીકરણ અને નિષ્ણાતીકરણ પણ ખૂબ જ ઝીણવટભર્યું અને જટિલ બને છે. શહેરમાં વ્યક્તિની આત્મીયતા માગતા અને વ્યક્તિ પાસે વફાદારી સ્વીકારાવવા પ્રયત્ન કરતાં અનેક હરીફ સમૂહો અને મંડળો હોય છે. શહેરમા વ્યક્તિ માટે એક જ મુખ્ય ધધા અગર ઉદ્યોગનો અભાવ અને એક પ્રકારની બિનઅંગત જીવન-પદ્ધતિ શહેર-સમુદાયના સભ્ય માટે જીવનને સંકુચિત અને પમંદગીના તત્ત્વ ઉપર રચાયેલા થોડાં ક્ષેત્રો પૂરતુ જ મર્યાદિત કરે છે. આ સર્વ ઘટનાઓ સમસ્ત નગર-સમુદાય તરફ વ્યક્તિમાં આત્મીયતા, સમચિત્તત્વ જગાવવવામાં મુશ્કેલીઓ ઊભી કરે છે. સમગ્ર શહેર સમુદાય વ્યક્તિની પકડમાં આવતો ન હોવાથી તે અંગે સર્વાંગી આત્મીયતા પણ તેનામાં વિકસતી નથી.

તે જ પ્રમાણે શહેર સમુદાયમાં વ્યક્તિમાં સ્થાન-ભાવ પણ ઓછો વિકસે છે. સમસ્ત સમુદાયમાં પોતાનુ સ્થાન કયુ છે, પોતાનું કાર્ય કયુ છે અને બીજાઓ પણ કયુ કાર્ય અને કયુ સ્થાન ભોગવે છે તેનુ વ્યક્તિને સ્પષ્ટપણે ભાન આવી શકતુ નથી. આ જ પ્રમાણે સમસ્ત સમુદાયના કાર્ય તથા વિવિધ જૂથો અને વ્યક્તિઓનાં કાર્ય અને સ્થાન અને તેમાં પોતાનાં પણ સ્થાનનો સ્પષ્ટ ચિતાર વ્યક્તિના મનોપટ ઉપર ઊપસી આવતો નથી. આ સ્થાન અને પરસ્પરનાં કાર્ય વિષેની અસ્પષ્ટતા વ્યક્તિઓમાં સ્વભાન-પૂર્વકની પરસ્પર અવલંબનની લાગણીની તીવ્રતા પણ ઓછી કરી નાખે છે એક નાનકડા ક્ષેત્રમાં કાર્ય કરી રહેલી વ્યક્તિ, પોતાનુ જીવન સમસ્ત શહેર સમુદાય ઉપર કેવા પ્રકારનું અવલંબન ધરાવે છે તે અંગે ભાગ્યે જ સાચો ખ્યાલ મેળવી શકે છે.

શહેરમા વ્યક્તિ એક લત્તામાંથી બીજા લત્તામાં, અગર એક સમૂહ-માંથી બીજા સમૂહમાં બહુ જ ઝડપથી પોતાના જીવનને ફેરવી શકે છે. આ પરિવર્તનોને લઈને વ્યક્તિમાં અમુક નિશ્ચિત સ્થળ કે સમૂહ માટે ઘેરી ઊંડી ઊર્મિ વિકસતી નથી તે સ્થાન અગર સમૂહને બહુ જ ઓછા આઘાત સાથે છોડી શકે છે, જ્યારે ગ્રામજનને પોતાના વાતાવરણમાંથી વિખૂટા પડતાં અનહદ માનસિક અને ઊર્મિની યાતનાઓ સહન કરવી પડે છે.

શહેર-સમુદાય અને ગ્રામ-સમુદાયની વ્યક્તિની સામાજિક અને માનસિક વૃત્તિઓને જુદે જુદે સ્વરૂપે ઘડવાની શક્તિ, આપણને પાછા વ્યક્તિ અને સમાજના પરસ્પર સંબંધના સમાજશાસ્ત્રના મૂળભૂત પ્રશ્ન તરફ ખેંચી જાય છે.

શહેરી જીવન અને ગ્રામજીવનનો તફાવત, બે જુદાં વાતાવરણો વ્યક્તિના ઘડતરમાં કેવો તફાવત પેદા કરે છે તે બહુ જ સરસ રીતે સમજાવે છે સાથે સાથે આ બે વાતાવરણની ભિન્ન ભિન્ન અસરો સમાજ અને વ્યક્તિના પરસ્પર સંબંધોની ઝીણવટભરી ગૂંથણી અને પરસ્પર અવલંબનની ઘટના સ્પષ્ટ કરે છે.

## શહેર-સમુદાય અને ગ્રામ-સમુદાય—સાંસ્કારિક તફાવતો :

શહેર-સમુદાય અને ગ્રામ-સમુદાય વચ્ચે કેટલાક મૂળભૂત સાંસ્કારિક તફાવતો પણ છે આ તફાવતો બે સમુદાયોના જીવનની લઢણને પણ નોખી પાડી નાખે છે

કેટલાક વિચારકોનું એમ માનવું છે કે સાંસ્કારિક તફાવતો શહેર-સમુદાય અને ગ્રામ સમુદાયને અમુક અંશે તેમની વિશિષ્ટતા આપે છે પરંતુ આ વિચારકો એમ પણ જણાવે છે કે આ તફાવતો પેદા કરનાર જ તે સમુદાયોની જીવનઢબ છે એટલું જ નહિ, પરંતુ કેટલાક વિચારકો તો એવું પણ વિધાન કરે છે કે શહેર સમુદાય અને ગ્રામ સમુદાયના સંસ્કારો પરસ્પરને ખૂબ જ ઊંડી રીતે અસર કરે છે. દા. ત, કેટલાક સંસ્કાર-અભ્યાસીઓ તો એમ જ વિધાન કરે છે કે જગતની ભૂતકાળની લગભગ બધી જ મહાન સંસ્કૃતિઓમા સંસ્કારો, વિચારધારાઓ અને કલ્પનાનાં ઉડ્ડયનો, રસ અને ભાવના ફુવારાઓ, સર્જક દર્શનો અને વિશ્વદષ્ટિનાં મૂળ ગ્રામજીવનમાં હોય છે શહેરો આ સર્વને અપનાવી પછી વિસ્તૃત કરે છે, ખીલવે છે અને તેને શણગારી ઓપિત કરે છે.

જુદા જુદા વિચારકોનું જે વિધાન હોય તે ખરું, પરંતુ આપણે પણ એટલું તો કબૂલ કર્યા વગર ચાલે એમ નથી કે શહેરી સંસ્કાર જીવન ભલે ગ્રામજીવનથી ભિન્ન હોય, પરંતુ તે તેનાથી અસ્પૃશ્ય તો નથી જ. શહેરી સંસ્કાર-જીવન જો ગ્રામજીવનથી તદ્દન જ અળગું થઈ જાય, શહેરી સસ્કારનાં મૂળ ઝરણો ગ્રામજીવનથી વિખૂટાં પડી જાય અને ગ્રામજીવનના સંસ્કારના સંપર્કથી અલગ પડી જાય તો તે વિકૃત, અસ્થિર અને શુષ્ક બની જશે અને શહેરી સસ્કાર જીવનમાં સર્જકતા કુંઠિત થશે

ગ્રામજીવન વિશ્વના સ્થિર અને ચિરંજીવી તત્ત્વોના દર્શન કરાવે છે, માનવીને માત્ર પોતાનામય ન બનવા દેતા અગાધ અને અદ્ભુત કુદરતની ભૂમિકાનું ભાન કરાવે છે, તેને વિશ્વરૂપ દર્શન કરાવે છે, "વિરાટને હિંડોળે ઝાકમઝોળ" કરાવે છે, આકાશગંગાઓ, નિહારિકાઓ, સૂર્ય, ચંદ્ર અને તારનાઓની અવનવી વિશાળ સૃષ્ટિનો પરિચય કરાવે છે, વર્ષા, શિશિર અને ગ્રીષ્મ જેવી ઋતુસંહાર મહાલવાનો મોકો આપે છે ઉત્તુંગ પર્વતો, સદૈવ નાચતી નદીઓ, આખી કુદરતને ચૈતન્ય બક્ષતી પ્રાણીઓ અને વનસ્પતિની હજી ન સમજાય એવી પણ રોમાંચક ચૈતન્યસૃષ્ટિ સાથે સીધા સંપર્કમા માનવીને ગ્રામસમુદાય મૂકી દે છે આ સંપર્ક માનવીને પોતે કેટલી મહાન, અગાધ અને લગભગ જાદુઈ પાર્શ્વભૂમિ ઉપર પોતાની ટૂંકી અને મર્યાદિત જીવનરમત ખેલે છે તેનું સજાગ ભાન કરાવે છે

માનવીનુ જીવન ગમે તે સંસ્કાર કક્ષાએ હોય, ગમે તેટલા કુદરતના પ્રભુત્વ પર રચાયુ હોય તો પણ આખરે તો ભવ્ય, અનંત અને અગાધ અગપકી વિશ્વની ઘટમાળના એક નાનકડા બિન્દુ સમુ જ છે ગ્રામજીવન વ્યક્તિને આ મૂળભૂત ઘટનાનુ ભાન સતત કરાવ્યા કરે છે વિરાટનો ઝગમગ થતો અગમ્ય દરબાર, વિશ્વનુ ઘેરુ ગંભીર નૃત્ય, સૃષ્ટિના અદ્ભુત અને વૈવિધ્યભર્યા અનેકવિધ સુરતાલભર્યા સંગીતની રસછોળ અને પ્રકૃતિના અચંબો પમાડતા, અવનવા રંગોથી ઓપિત અનંત સ્વરૂપોનુ ભાન ગ્રામજીવન માનવીને કુદરત સાથે સીધા સંપર્કમા રાખી જીવંત અને વિવિધ રીતે કરાવે છે માનવી કુદરતનુ બાળક છે કુદરતની મર્યાદામા રહીને જ પોતાની જીવનરમત રમે છે કુદરતથી, પ્રકૃતિના અનંત અને અકલ્પ્ય પાસાઓથી તે કદી પણ અલગ થઈ શકતો નથી આ જીવનનું મહાસત્ય ગ્રામજીવન માનવીના હૃદયમા સદા જીવંત રાખે છે આ મહાસત્યનુ ભાન જ ભવ્ય કલા અને ઉચ્ચ સંસ્કારના સર્જન માટે પ્રેરણાનુ ઝરણુ બને છે આ ભાન જ ભવ્ય કલા અને ઉચ્ચ સંસ્કારને પોષણ પણ આપે છે

આ દૃષ્ટિથી જોતા માનવીના આર્થિક અને સાંસ્કારિક જીવન માટેના મૂળ સાધનો (raw material) ગ્રામજીવન જ હમેશા પૂરા પાડે છે

ગ્રામજીવનમા સાંસ્કારિક તત્ત્વો, લોકગીતો, લોકનૃત્યો, લોકકથાઓ વગેરે જેવા સાદા અને સરળ સ્વરૂપો ધારણ કરે છે શહેરી જીવનમા આ તત્ત્વોને શણગારી, ચમકાવી, જુદી જુદી જરૂરિયાતો માટે સફાઈભરી રીતે મઠારી રજૂ કરવામા આવે છે શહેરી જીવન, આપણે જોયુ તેમ,

ચંચળ અને વિવિધ પાસાંઓનું બનેલું છે. શહેરી જીવન જ નાગરિકો માટે નવીન અને ઉત્તેજક તત્ત્વોની જરૂરિયાત ઊભી કરે છે. શહેરમાં સંસ્કારને નાગરિક ઢબે સુશોભિત કરવામાં આવે છે અને સતત પલટાતા જીવનને અનુરૂપ નવાં નવાં સ્વરૂપોના તાણાવાણામાં ગૂંથી લેવામાં આવે છે. આ અખતરાઓમાંથી ઘણી વખત એક અનોખી, ખૂબ જ ભરી ભરી અને બારીક સંસ્કારશૈલી શહેરમાં વિકસી આવે છે.

વર્તમાન શહેરી જીવનમાં વિકસતી સંગીત, નૃત્ય વગેરેની શૈલીઓ ઘણી વાર લોકસંગીત અને લોકનૃત્યના તત્ત્વોમાંથી વિકસાવવામાં આવી હોય છે; પરંતુ શહેરીકરણ દરમ્યાન તેમાં ફેરફાર થાય છે. તે શહેરમાં જુદા જ સ્વરૂપે, વિશિષ્ટ નવા ઉચ્ચ સ્વાંગમાં વ્યક્ત થાય છે. યુરોપનું બીથોવનનું શિષ્ટ સંગીત અગર વર્તમાન ઝાઝ સંગીત આવા જ ગ્રામસંગીતનાં તત્ત્વોમાંથી વિકસ્યું હોવા છતાં એક નવી જ શૈલી ધારણ કરે છે. મુંબઈ, અમદાવાદ, વડોદરા વગેરે શહેરોમાં વિકસતી વર્તમાન સંસ્કારશૈલીઓ આ જ પ્રક્રિયાનાં દૃષ્ટાંતો રજૂ કરે છે.

શહેર-સમુદાય અને ગ્રામ-સમુદાયના બીજા અનેક ઝીણવટભર્યા તફાવતો છે. ગ્રામજીવન અને શહેરજીવનના અનેક અભ્યાસો આ તફાવતો સ્પષ્ટપણે દર્શાવે છે. આપણા સાહિત્યકારો પણ પોતાના સર્જનોમાં આ ઝીણવટભર્યા તફાવતોનું સુંદર નિદર્શન કરે છે. શ્રી. પન્નાલાલ પટેલ, શ્રી. ઈશ્વર પેટલીકર વગેરે આપણી સમક્ષ ગ્રામજીવનની વિવિધતા અને શહેરી જીવનથી નોખી પડી આવતી તેની સાંસ્કારિક અને સામાજિક લાક્ષણિકતા સ્પષ્ટ કરે છે. શ્રી. ગુલાબદાસ બ્રોકર અને શ્રી. ચુનીલાલ મડિયા જેવા લેખકો શહેરી જીવનના કેટલાક આર્થિક, સામાજિક અને સાંસ્કારિક પ્રશ્નોની વિશિષ્ટતા દાખવે છે.

શહેરી સંસ્કાર શહેરી જીવન સરખો જ સંકુલ અને અટપટો છે. તેમાં વિવિધતા પણ ખૂબ જ હોય છે અને તીવ્ર વિરોધો પણ હોય છે. ત્યાં ચંચળતા, ચબરાકી, સફાઈ, તીવ્રતા અને દક્ષતાનાં તત્ત્વો ખૂબ જ વિકસેલાં હોય છે. શહેરી જીવન અને ગ્રામજીવનના ભેદો આખરે તો બે જીવનપદ્ધતિઓ અને વાતાવરણની ભિન્નતાને જ આભારી હોય છે. બન્ને જીવનમાં સામાજિક ઘડતર, સામાજિક નિયંત્રણ, સામાજિક સંબંધો અને સામાજિક પ્રક્રિયાઓ વિભિન્ન પ્રકારનાં હોય છે. વ્યક્તિઓ શહેર અને ગ્રામમાં બે જુદાં જ વાતાવરણથી રંગાય છે અને તે જ કારણે તેમનાં જીવન અને સંસ્કારમાં પણ ફેર હોય છે.

## ૩

# શહેર અને ગ્રામ વચ્ચે પ્રક્રિયા અને શહેરનું પ્રભુત્વ
## (INTERACTION AND DOMINATION)

આપણે અત્યાર સુધી શહેર-સમુદાય અને ગ્રામ-સમુદાય વચ્ચેના તફાવતોનો ઉલ્લેખ કર્યો, પરંતુ આ ચર્ચા કરતાં પહેલાં જ આપણે આ અંગેની કેટલીક મર્યાદાઓ સ્વીકારી હતી (૧) આ તફાવતો સામાન્ય અનુભવના પાયા ઉપરથી આલેખવામાં આવ્યા હતા. (૨) આ પ્રકારના તફાવતો અને વિરોધો પાછળ એ ભૂમિકા સ્વીકારી હતી કે ગ્રામ સમુદાય અને શહેર સમુદાય નોખા છે. તેઓ પરસ્પર સંપર્કમાં ન હોય તો તે કેવા લાગે અને કેવાં લક્ષણો ધરાવે તે દર્શાવવા પ્રયત્ન હતો.

પરંતુ વાસ્તવમાં, અને ખાસ કરીને છેલ્લાં દોઢસો-બસો વર્ષના ઔદ્યોગિક ક્રાન્તિ પછીના વાસ્તવમાં, શહેર-સમુદાયો અને ગ્રામ-સમુદાયો વચ્ચે ખૂબ જ ગાઢ સંપર્ક વિકસ્યો છે એટલું જ નહિ, પરંતુ એકબીજા ઉપરનું અવલંબન પણ અનેક રીતે વધી ગયુ છે સાથે સાથે શહેરોનું પ્રાધાન્ય પણ વધતું જાય છે અને શહેરી જીવનનું ગ્રામજીવન ઉપરનું પ્રભુત્વ પણ વધતું જાય છે. ટૂંકમા. શહેરીકરણનો પ્રવાહ વધુ બળવાન બનતો જાય છે

આ ઘટનાનાં કારણો પણ બહુ જ સ્પષ્ટ છે. વર્તમાન શહેર એટલે સત્તા, ધન, નિષ્ણાતજ્ઞાન અને પ્રતિષ્ઠાનું કેન્દ્ર. શહેર પાસે ધનની ચાવી છે. શહેર એ ગ્રામજનતા માટે વેચવા-ખરીદવાનું વિપુલ બજાર બને છે એટલુ જ નહિ, પરંતુ શહેર એ ગ્રામસમુદાય માટે વધુ અને વધુ પ્રમાણમાં રોજીનું સાધન પણ બને છે. શહેરીઓ વિસ્તૃત સામાજિક પાસાઓના સંપર્કમાં આવ્યા હોઈ, ગ્રામજનતાની સરખામણીમાં વધુ ચબરાક, વધુ વાચાળ અને પોતાની વસ્તુઓ વધુ સરસ રીતે વ્યક્ત કરવાની શક્તિવાળા અને તેનો વધુ પ્રસાર કરી શકે એવી કુનેહ ધરાવતા હોય છે. ગ્રામ અને શહેરીની આપલેમાં શહેરી વસ્તુઓ અને સાધનોમાં એક પ્રકારની વિશિષ્ટ નાગરી છાપ હોય છે એટલું જ નહિ, પરંતુ શહેરી માલ અને સાધનગા એક અનોખી નાગરી સરકારશૈલીની મહોર લાગેલી હોય છે. આ જ કારણથી શહેર ગામડાં ઉપર પ્રભુત્વ જમાવે છે.

ભૂતકાળની દરેક સંસ્કૃતિમાં ગ્રામજનતાના સંસ્કારો ઉપર શહેરી સંસ્કારોએ હમેશાં પ્રભુત્વ જમાવ્યું છે. વર્તમાન સંસ્કૃતિમાં તો શહેરી સંસ્કારોનું પ્રભુત્વ અનેકગણું વધ્યું છે. તેનાં બે કારણો છે: (૧) પ્રાચીન સંસ્કૃતિઓ કરતાં વર્તમાન સંસ્કૃતિમાં શહેર અને ગામડાંઓ વચ્ચે પરસ્પર સંબંધ અને સંપર્ક અનેકગણો વધી ગયો છે. (૨) ગ્રામ-વસ્તીના પ્રમાણમાં શહેર-સમુદાયની જનસંખ્યા અનેકગણી વધી રહી છે. આમ શહેરવાસી અને ગ્રામવાસીઓનાં પ્રમાણ સંખ્યાની દૃષ્ટિએ બહુ જ ઝડપથી બદલાતાં જાય છે. જ્યાં જ્યાં ઉદ્યોગીકરણ વધી રહ્યું છે ત્યાં ત્યાં કુલ વસ્તીનો મોટો ભાગ હવે શહેરવાસીઓનો બનતો જાય છે. પાશ્ચાત્ય દેશોમાં કુલ વસ્તીનો મોટો ભાગ શહેરમાં વસે છે અને ગ્રામ-સમુદાયમાં વસ્તી ઓછી થતી જાય છે.

આમ શહેરોનો ઝડપી વિકાસ, શહેરી-સમુદાયની વસ્તીનું ઝડપથી વધતું પ્રમાણ અને શહેર ઉપર ગ્રામ-સમુદાયનું વધતું જતું અવલંબન શહેરનું ગ્રામજીવન ઉપરનું પ્રભુત્વ સાબિત કરે છે.

## વર્તમાન સમયમાં શહેરોનો ઝડપી વિકાસ:

શહેરજીવન અને ગ્રામજીવનનું નિકટ અને અનેકવિધ અવલંબન અને શહેરી વસ્તીનો ગ્રામવસ્તીના પ્રમાણમાં ખૂબ જ વધારો એ બન્ને છેલ્લાં દોઢસો વર્ષની જ ઘટના છે.

શહેરોનો ઝડપી અને વિસ્તૃત વિકાસ સમસ્ત વર્તમાન સામાજિક રચનાને સ્વરૂપ આપે છે.

### (૧) શહેરોનો વિકાસ—તેની અસર:

અઢારમી સદીના અંતથી શહેરોનો ઝડપી વિકાસ સ્પષ્ટ રીતે જણાય છે. ઔદ્યોગિક ક્રાન્તિના માતૃસ્થાન સમા ઇંગ્લૅંડમાં તે સહુથી પહેલો નજરે પડે છે. તે સમયમાં ઇંગ્લૅંડની કુલ વસ્તીમાંથી ૨૧ ટકા જેટલા લોકો દસ હજાર અને તેથી વધુ વસ્તીવાળાં શહેરોમાં વસવાટ કરવા લાગ્યા હતા, જ્યારે તે અરસામાં ફ્રાન્સમાં કુલ વસ્તીમાંથી દસ ટકા, પ્રશિયામાં સાત ટકા અને રશિયા અને અમેરિકામાં ફક્ત ચાર ટકા જ લોકો શહેરનિવાસ કરતા હતા. પરંતુ ત્યાર બાદ લગભગ બધા જ મહત્ત્વના દેશોમાં પરિસ્થિતિ પલટો પામે છે. કુલ વસ્તીમાંથી ગામડાંમાં રહેતી વસ્તી ઓછી અને ઓછી થતી જાય છે જ્યારે શહેરની વસ્તી કૂદકે અને ભૂસકે વધતી જાય છે.

આ સાથેના તકતામાં આ ઘટના સ્પષ્ટ થશે.

યુ.એસ.એ. આ ઘટનાનો બહુ જ રસભર્યો દાખલો પૂરો પાડે છે આપણે જોયું તેમ, અઢારમી સદીની આખરમાં યુ.એસ.એ.ની કુલ વસ્તીમાંથી માત્ર ચાર ટકા લોકો શહેરોમા નિવાસ કરતા હતા. ત્યાર બાદ ઓગણીસમી સદીમાં અને ખાસ કરીને વીસમી સદીમાં તો શહેરોને વિકાસ અને શહેરીઓની વસ્તીનુ પ્રમાણ વીજળીવેગે વધવા માંડ્યું.

ઈ. સ. ૧૯૧૦ અને ૧૯૨૦ની વચ્ચે શહેરની વસ્તી ગામડાની વસ્તીને સંખ્યામાં વટાવી ગઈ. ઈ. સ. ૧૯૨૦માં ગામડાની વસ્તી અડતાલીસ ટકા અને શહેરની વસ્તી કુલ વસ્તીમાં બાવન ટકા થઈ ગઈ. ઈ. સ ૧૯૩૦માં ત્યાં ગામડાની વસ્તી અડતાલીસ ટકાથી ઘટી લગભગ તેંતાલીસ ટકા જેટલી થઈ ગઈ.

ઈ. સ. ૧૯૪૬ના અભ્યાસો તો વધુ ચમકાવનારા છે. તે અભ્યાસે એમ બતાવે છે કે અમેરિકન પ્રજાની કુલ વસ્તીમાંથી સાઠ ટકા જેટલી વસ્તી હવે શહેરોમાં વસવા લાગી હતી. અને કહેવાતી ચાલીસ ટકા ગ્રામવસ્તીમાંથી પણ વીસ ટકા જેટલી વસ્તી શહેરી, અગ્રામ ધંધામ રોકાઈ શહેરી જ બની ગઈ હતી. આમ અમેરિકામા ગ્રામીણ ખેતીજીવન ગાળતી વસ્તીનું પ્રમાણ કુલ વસ્તીમાં લગભગ વીસ ટકા જેટલું જ થઈ ગયુ છે આમ અઢારમી સદીના અંતમાં કુલ વસ્તીમાંથી છન્નુ ટકા જેટલી વસ્તી ગ્રામજીવન ગાળતી હતી તેમાંથી દોઢસો વર્ષમાં માત્ર વીસપચીસ ટકા જેટલી જ વસ્તી હવે ખરેખરું ગ્રામજીવન ગાળતી કહી શકાય.

## (૨) મોટાં શહેરોનો વિકાસ (The Metropolis):

મોટાં શહેરોનો ઝડપી વધારો એ વર્તમાન શહેરીકરણનું બીજું લક્ષણ કહી શકાય. વર્તમાન સમયમાં મોટાં શહેરો ઝડપથી વિકસતાં જાય છે અને શહેરો તેમ જ શહેરોના પ્રકાર પણ બદલાતા જાય છે. યુ.એસ.એ.નો જ દાખલો લઈએ ત્યાં ઈ સ ૧૮૫૦માં એક લાખથી વધુ વસ્તીવાળાં શહેરોની વસ્તીનું પ્રમાણ પાંચ ટકા જ હતું. તે શહેરોની વસ્તીનુ પ્રમાણ ઈ. સ. ૧૯૪૦માં વધીને ઓગણત્રીસ ટકા જેટલુ થઈ ગયું. પરંતુ પાંચ લાખથી વધુ વસ્તીવાળાં શહેરોની સંખ્યા અને ત્યાં રહેતી વસ્તીનું પ્રમાણ દેશની કુલ વસ્તીના પ્રમાણમા ઈ. સ ૧૯૩૦થી ઈ. સ. ૧૯૪૦માં વધ્યું હોય એમ લાગતુ નથી.

શહેરોના વિકાસની એક બીજી પણ ખાસિયત છે. અમુક પ્રકારમાં

## કોષ્ટક

### ૨૦,૦૦૦ અને વધુ વસ્તીવાળા વિવિધ દેશોના શહેરી પ્રદેશોમા કુલ વસ્તીમાં સંખ્યાનુ પ્રમાણ

| વર્ષ | યુનાઈટેડ સ્ટેટ્સ | ઇગ્લૅન્ડ અને વેલ્સ | ફ્રાન્સ | જર્મની |
|---|---|---|---|---|
| ૧૮૦૦ | — | ૨૦ ૦ | — | — |
| ૧૮૬૦ | — | ૫૪ ૬ | ૨૮ ૯ | — |
| ૧૮૯૦ | ૩૫ ૪ | ૭૨ ૦ | ૩૭ ૪ | ૪૭ ૦ |
| ૧૯૩૦ | ૫૬ ૨ | ૮૦ ૦ | ૪૯ ૧ | ૬૭ ૧ |

## કોષ્ટક

### યુનાઈટેડ સ્ટેટ્સમાં સમુદાયના કદ પ્રમાણે વસ્તીની વહેંચણી (૧૮૫૦–૧૯૪૦)

| | ૧૮૫૦ | | ૧૯૦૦ | | ૧૯૪૦ | |
|---|---|---|---|---|---|---|
| | સ્થાનોની સંખ્યા | ટકા | સ્થાનોની સંખ્યા | ટકા | સ્થાનોની સંખ્યા | ટકા |
| શહેરી | ૨૩૬ | ૧૫ ૩ | ૧,૭૩૭ | ૩૯ ૭ | ૩ ૪૬૪ | ૫૬ ૫ |
| ૧૦૦,૦૦ અને વધુ | ૬ | ૫ ૦ | ૩૮ | ૧૮ ૮ | ૯૨ | ૨૮ ૮ |
| ૨૫ ૦૦૦–૧ ૦૦ ૦૦૦ | ૨૦ | ૩ ૮ | ૧૨૨ | ૭ ૩ | ૩૨૦ | ૧૧ ૨ |
| ૧૦,૦૦૦– ૨૫ ૦૦૦ | ૩૬ | ૨ ૪ | ૨૮૦ | ૫ ૭ | ૬૬૫ | ૭ ૬ |
| ૨ ૫૦૦– ૧૦ ૦૦૦ | ૧૭૪ | ૪ ૦ | ૧,૨૯૭ | ૮ ૦ | ૨ ૩૮૭ | ૮ ૯ |
| ગ્રામ | — | ૮૪ ૭ | — | ૬૦ ૩ | — | ૪૩ ૫ |

શહેરો ઝડપથી વિકસતાં જાય છે, જ્યારે કેટલાંક બીજા પ્રકારનાં શહેરો કાં તો સ્થગિત થાય છે અગર તેમની વસ્તીમાં દિનપ્રતિદિન ઘટાડો થતો જાય છે. દા. ત, યુ.એસ.એ.માં લૉસઍન્જેલૉસ અને વૉશિંગ્ટન જેવાં શહેરો ઝડપથી વિસ્તાર પામી રહ્યાં છે, જ્યારે ફિલાડેલ્ફિયા, બૉસ્ટન કે ક્લીવલૅન્ડ જેવાં શહેરોની વસ્તી ઘટતી જ જાય છે.

વર્તમાન શહેરોના વિકાસમાં એક ત્રીજી પણ ખાસિયત જોઈ શકાય છે. પ્રત્યેક દેશમાં સત્તા, સમૃદ્ધિ અને વસ્તીની દૃષ્ટિએ બીજાં શહેરોથી ખૂબ જ નોખાં પડી આવતાં અને તે સર્વ શહેરો ઉપર એક પ્રકારનું પ્રભુત્વ જમાવતાં એકાદ બે ખૂબ જ મોટાં શહેરો વિકસી આવે છે. દા. ત., ઇંગ્લૅંડમાં લંડન, ફ્રાંસમાં પારિસ, જર્મનીમાં બર્લિન, રશિયામાં મૉસ્કો, ઇટલીમાં રોમ, ઇજિપ્તમાં કેરો અગર અલેકઝેન્ડ્રિયા, જાપાનમાં ટોકિયો, ચીનમાં પેકિંગ, યુ.એસ.એ.માં ન્યૂયૉર્ક કે વૉશિંગ્ટન, ભારતમાં કલકત્તા, મુંબઈ કે દિલ્હી, એમ એકબે પ્રધાન શહેરો વિકસી આવે છે. પરંતુ તેનો અર્થ એમ નથી કે તે દેશોમાં બીજાં શહેરો વિકસતાં નથી. દરેક દેશમાં આ પ્રધાન શહેરોની સાથે સાથે બીજાં પણ શહેરો પોતાની આગવી વિશિષ્ટતા સાથે વિકાસ પામે છે. દા. ત, યુ.એસ.એ માં શિકાગો, ફિલાડેલ્ફિયાથી જુદું પડે છે. ફિલાડેલ્ફિયા ડેટ્રાઇટથી અને ડેટ્રાઇટ લૉસઍન્જેલૉસથી નોખું પડે છે. ભારતમાં પણ આપણે એ ઘટના જોઈએ છીએ. દિલ્હીથી કાનપુર, કાનપુરથી લખનૌ, અલાહાબાદ કે બનારસ, બનારસથી પટના કે રાંચી, રાંચીથી જમશેદપુર, જમશેદપુરથી જબલપુર, નાગપુર, ઇન્દોર કે ભોપાલ, વળી તે સર્વથી હૈદરાબાદ, માઇસોર, બૅંગલોર, ત્રિવેન્દ્રમ કે મદ્રાસ, જુદાં પડી આવે છે. મુંબઈ રાજ્યનો દાખલો લઈએ તો મુંબઈ ઉપરાંત એક તરફ પૂના, સતારા, નાસિક કે વલસાડ, સુરત, વડોદરા, આણંદ, અમદાવાદ, ભાવનગર કે જામનગર અને કંડલા જેવાં એકબીજાથી જુદી ધાટીનાં અને વિવિધતાભર્યાં શહેરો વિકસી રહ્યાં છે.

આમ ગ્રામ સમુદાય અને પ્રધાન મોટાં શહેરો વચ્ચે વિવિધ પ્રકારની નગર અને શહેરશ્રેણીઓ ઊભી થઈ રહી છે.

તદુપરાંત આજે શહેરોના વિકાસની એક બીજી પણ લાક્ષણિકતા ખીલી રહી છે. કેટલાંક શહેરો લગભગ જગત-શહેરો બની રહ્યાં છે અને તેમની અસર ખંડેખંડમાં પ્રસરી રહી છે. ન્યૂયૉર્ક, લંડન, મૉસ્કો, પારિસ, શાંગહાઈ, ટોકિયો, બ્યુએનોસએરીસ, બર્લિન, વિયેના કે રોમ, પેકિંગ,

કલકત્તા અને મુંબઈ જેવાં મહાશહેરો પોતાની સત્તા અને પ્રતિભા માત્ર પોતાના દેશોમાં જ નહિ પરંતુ સમસ્ત જગત ઉપર પ્રસરાવી રહ્યાં છે.

## શહેરી પ્રભુત્વનાં યાંત્રિક અને સામાજિક પાસાંઓ :

વર્તમાન ઔદ્યોગિક સંસ્કૃતિ પહેલાંની સર્વ સંસ્કૃતિઓમાં પણ નગરોનું ગ્રામજીવન ઉપર પ્રભુત્વ હતું, પરંતુ એ સંસ્કૃતિઓમાં નગરો ગ્રામ-સમુદાયના આંતરિક જીવન ઉપર ઊંડી અસર કરતાં નહિ. નગરો પોતાના નિર્વાહ અગર મોજશોખ માટે ગ્રામ-સમુદાય ઉપર કર નાખતાં. ઘણી વખત નગર-સમુદાયો પરસ્પરના યુદ્ધમાં ગ્રામ-સમુદાયને હોનારત પહોંચાડતા; પરંતુ એકંદરે નગરો ગ્રામ-સમુદાયના સામાજિક ઘડતર, તે સમુદાયની નિત્ય પ્રવૃત્તિઓ અગર તેની જીવનશૈલીમાં બહુ ફેરફાર કરતાં નહિ. સ્પેંગ્લર નામના વિદ્વાનનું તો એવું પણ મંતવ્ય છે કે ગ્રામજીવન નગરોમાં રચાતી અને ઇતિહાસને નામે ખ્યાત થયેલી ઘટનાઓથી પર રહેતું.' રાજ્યોના ઇતિહાસ શહેરો રચતાં; પરંતુ ગામડું તો સદીઓ સુધી રાજ્યોની ચડતીપડતીના અનેક ઝંઝાવાતો આવે છતાં એ જ પરંપરાગત જીવન ગુજારતું.

ઔદ્યોગિક ક્રાન્તિએ આ પરિસ્થિતિમાં પલટો આણી દીધો. ઔદ્યોગિક ક્રાન્તિની અસર નીચે વિકસતા વર્તમાન શહેરીકરણે સમસ્ત ગ્રામજીવનમાં એક મૂળભૂત ક્રાંતિ આણી છે. આ મૂળભૂત પરિવર્તનનાં બે કારણો કહી શકાય : (૧) વૈજ્ઞાનિક સંશોધનો અને ઔદ્યોગિક સાધનોનો વિકાસ; અને (૨) શહેરી ઢબનાં સામાજિક સંસ્થાઓ, મંડળો અને વ્યવસ્થાઓનો ગામડાંમાં સ્વીકાર. આ બે ઘટનાઓ દ્વારા ગ્રામજીવનમાં ઊપજતાં પરિણામોને આપણે વધુ વિગતથી તપાસીએ.

### (૧) ઔદ્યોગિક વિકાસની અસર :

વર્તમાન સમયનાં વૈજ્ઞાનિક સંશોધનો અને ઔદ્યોગિક બળોએ માત્ર શહેરો ઉપર જ અસર કરી નથી; શહેરોની વસ્તી વધારવા ઉપરાંત તે બળો ગ્રામજીવનને, સમસ્ત દેશને અને જગતને સ્પર્શે છે. થોડાં દૃષ્ટાંતોથી આ વિધાન સ્પષ્ટ કરવા પ્રયત્ન કરીએ:

વાહનવ્યવહારનાં વર્તમાન સાધનોએ સ્થળના, અંતરના ભેદ હવે ઘણે અંશે મિટાવી દીધા છે. વિવિધ પ્રદેશો આજે એકબીજા સાથે બહુ જ

નિકટતાથી સંકળાઈ ગયા છે. આ પ્રાદેશિક અને ભૌગોલિક સાંનિધ્યથી વિવિધ પ્રજાઓ સંપર્કમાં આવે છે, એકબીજાના આચારવિચાર અને મૂલ્યોની અસર તળે આવે છે એટલુ જ નહિ, પરંતુ આ સાધનો બધાંને એક સળંગ પ્રક્રિયામાં વણી લે છે. ગ્રામજીવનનાં અનેક લક્ષણોમાંનું એક તેનું સાંસ્કૃતિક સંકુચિતપણું અને ભૌગોલિક દૃષ્ટિએ સીમિત સમાજજીવન હતુ. ગ્રામ-જીવન પોતાના વાડા પૂરતુ જ મર્યાદિત હતુ. સંસ્કારની દૃષ્ટિએ તે સ્વયંસંપૂર્ણ અને આત્મરત હતું. આ મર્યાદિત-પણું, આ અળગાપણું, આ કૂપમંડૂક જેવી સીમિત જિંદગી વર્તમાન વૈજ્ઞાનિક સંશોધનો અને વાહનવ્યવહારનાં સાધનોની અસર નીચે દૂર થવા માંડયાં છે. ગામડું આજે જુદી જુદી રીતે શહેરી સંસ્કારોથી રંગાય છે.

આપણે સર્વ જાણીએ છીએ કે સંપત્તિ, સત્તા અને પ્રતિષ્ઠા જ્યાં કેન્દ્રિત થાય છે ત્યાંથી સામાજિક અસર આજુબાજુ પ્રસરે છે. વર્તમાન વાહનવ્યવહારનાં સાધનોએ આ અસરને અનેકગણી વધારી દીધી છે. રેલવે, તાર, ટપાલ, બસ, મોટર, એરોપ્લેન, ટેલિફોન, લાઉડસ્પીકર, રેડિયો, સિનેમા, પ્રેસ વગેરે સાધનો આજે દૂરદૂરનાં ગામડાંઓને શહેરી જીવનની અસર તળે લાવી દે છે. આ સાધનોની આજુબાજુ અનેક સામાજિક વ્યવસ્થાઓ વિકસી આવે છે. રેલવે હોય તો સ્ટેશન સ્થપાય. સ્ટેશન એટલે ઑફિસો, ટિકિટબારીઓ, સામાનની હેરફેર, મુસાફરોની ચડ-ઊતર વગેરે રેલવે માટે પાટાઓ બંધાય, એંજિનો બનાવવા, તેમને સુધારવા, રેલવેના ડબ્બાઓ બનાવવા, મરામત કરાવવા મોટાં કારખાનાં અને વર્કશોપો ઊભાં થાય આ સર્વ માટે માનવીઓના સંબંધની અનેક પ્રકારની વ્યવસ્થાઓ વિકસાવવી પડે. ગામડાંમાં રેલવે આવે એટલે તે આ સર્વ પ્રક્રિયાઓ અને વ્યવસ્થાઓની જાળમાં ગૂંથાય. આમ ગ્રામ-જીવન શહેરીકરણની અસર નીચે આવે છે. પ્રેસ, રેડિયો, સિનેમા, ફરતી પ્રચાર-મોટરો વગેરે આજે સંસ્કૃતિના ફેલાવા માટેનાં મહાન સાધનો બન્યાં છે. આ સર્વ સાધનો આજે સંસ્કારનો ઝડપી પ્રસાર કરે છે. આ સંસ્કાર-માંના કેટલાક સારા સંસ્કારો પણ હોય અને કેટલાક નરસા પણ હોય, પરંતુ આપણે અહીંયાં તો એક જ વાત ધ્યાનમાં રાખવાની છે. આ સર્વ સારા કે નરસા સંસ્કારો શહેરમાં જન્મી ગામડામાં પ્રસરે છે. આમ શહેરજીવન ગ્રામજીવનને રંગવામાં મહત્ત્વનો ભાગ ભજવે છે.

## (૨) શહેરી ઢબનાં મંડળો અને સંસ્થાઓનો ગામડામાં પ્રસાર:

વૈજ્ઞાનિક સંશોધનો, યાંત્રિક ઉદ્યોગીકરણ તથા સામાજિક પ્રતિષ્ઠાનાં તત્ત્વો ઉપરાંત શહેરનું પ્રભુત્વ વધારવામાં એક બીજું પણ તત્ત્વ કામ કરે છે. સંસ્કૃતિના વિકાસ સાથે મંડળો સ્થાપવાની વૃત્તિ વધતી જાય છે એ આપણે આગળ જોયું. સંસ્કૃતિના વિકાસ સાથે માનવીનાં હિતો વિવિધ બનતાં જાય છે. તે હિતો સાધવા કાર્યમાં નિષ્ણાતીકરણ અને વિભાજીકરણ ખૂબ જ આવશ્યક બને છે. આ નિષ્ણાતીકરણ અને વિભાજીકરણ, વિવિધ હિતો સાધવા ખાસ જૂથો, મંડળો માગે છે. વિવિધ પ્રકારનાં જૂથો અને મંડળો વ્યક્તિની અને જૂથોની જરૂરિયાતો વ્યક્ત પણ કરે છે અને પૂર્ણ પણ કરે છે. દા. ત., કલામંડળો, નાટ્યમંડળો, સંગીતમંડળો, શિલ્પમંડળો વગેરે વિવિધ પ્રકારની કલારસિકતાને વ્યક્ત કરે છે અને તેને સંતોષવા પણ પ્રયત્ન કરે છે.

સંકુચિત અને એકમાર્ગી ગ્રામસમાજ વ્યક્તિ અને સમૂહોની આ સર્વ ઝીણવટભરી માગણીઓને સ્ફુટ થવા દેતો નથી. ગ્રામ-સમુદાયનું જીવન અને રસવૃત્તિ તેણે વિકસાવેલાં ચોતરા, હાટ, મંદિર, ભજનો, કથાવાર્તાઓ કે સભાઓ જેવાં કેટલાંક મર્યાદિત સંસ્થા સ્વરૂપોમાં વ્યક્ત થાય છે અને તે દ્વારા સંતોષાય છે. થોડી વિગતો અને તપાસ આપણને ગ્રામજનોમાંથી કોણ કઈ પ્રવૃત્તિમાં રસ લે છે અને શેમાં ભાગ લેશે' તે, સમજવામાં મદદ કરશે.

ગામડાનાં ઉત્સવો, મેળાઓ, લગ્નમરણની ક્રિયાઓ, રમતગમત, અગર કથાવાર્તાઓ એવા પ્રકારની હોય છે કે જેમાં સામુદાયિક તત્ત્વ વધારે હોય છે. આ સર્વમાં પ્રત્યેક વ્યક્તિનાં ઝીણવટભર્યાં હિતો, શક્તિઓ કે ઇચ્છાઓને વ્યક્ત કરવાની તાકાત હોતી નથી. તેમાં વ્યક્તિને પોતાની શક્તિ, ઇચ્છા કે ઝીણવટભર્યાં હિતોને સાધવાની તક પણ મળતી નથી. ટૂંકમાં, ગ્રામજીવનમાં વિભાગીકરણ એટલું ઝીણવટભર્યું હોતું નથી કે જેથી તેની પ્રત્યેક જરૂરિયાતને સંતોષવા મંડળો વિકસ્યાં હોય. સ્થાનિકતા, પ્રદેશ તરફની ભાવના વધુ ઊંડી હોઈ, હિતોની ભાવના એટલી બારીકપણે વિકસતી નથી. આનો અર્થ એ કે ગ્રામ-સમુદાયના વડવાઓ અગર પ્રતિષ્ઠિત અને લાગવગવાળા સભ્યોની ઇચ્છા વિરુદ્ધ, તેમણે કલ્પેલાં સારાંનરસાં હિતો વિરુદ્ધ પ્રત્યેક વ્યક્તિનાં હિતોને વ્યક્ત કરવાના સામાજિક યંત્રો, સામાજિક રચનાઓ અગર જૂથોના વિકાસનો સખત વિરોધ કરવામાં આવે છે. પરંપરા,

કે અને ચાલી રહેલી પ્રણાલિકામાં નવીનતા ઉમેરવા તરફની અસહિષ્ણુતા એ ગ્રામજીવનનાં સંસ્કારલક્ષણો કહી શકાય.

પરંતુ વાહનવ્યવહાર તેમ જ વિચારવિનિમયનાં સાધનોના વિકાસથી આ પરિસ્થિતિ બદલાવા માંડી છે. આ સર્વ સાધનો ગ્રામજીવનની સ્થાનિક સંકુચિતતાને તોડી; ત્યાંનાં સ્થાનિક તત્ત્વોને વિશાળ સામાજિક સંબંધોની જાળમાં ગૂંથી લે છે; આથી સ્થાનિકતા ગૌણ બની હિતોનો વિકાસ વધુ અને વધુ મહત્ત્વ ધારણ કરે છે. ગ્રામજીવન ધીરે ધીરે શહેરજીવનનાં લક્ષણો અપનાવે છે. અર્થતંત્ર, રાજકારણ, કેળવણી, રમતગમત, હરવાફરવાનું તેમ જ ઉત્સવો અને પર્વો અને વિચાર-ઊર્મિના પ્રવાહો હવે ગામડામાં નવા સ્વરૂપે વિકસે છે. આ સર્વ સાધવા ગ્રામ-સમુદાયમાં હવે જુદી જુદી જાતનાં મંડળો પણ વિકસી આવે છે. કુટુંબ, જ્ઞાતિ કે સ્વયંપૂરક ગ્રામ-સમુદાયની પંચાયત જેવી, ત્રણ મહત્ત્વની સંસ્થાઓથી ગ્રામ-સમુદાયના પલટાતા જીવનની બધી જ પ્રવૃત્તિઓ હાથ ઉપર લઈ શકાતી નથી. એ

ઉમ્મર, બાળહત્યા, લગ્નવિચ્છેદ, આત્મઘાત, સાંપ્રદાયિકતા વગેરે અને સામાજિક ઘટનાઓમાં ગ્રામજીવનનાં પ્રમાણ શહેરી જીવનનાં પ્રમાણની ખૂબ જ નજદીક આવતાં જાય છે. શહેર-સમુદાયમાં પ્રચલિત હરીફાઈ અનેકવિધ કાયદાઓ, તેમ જ કાયદા પાછળની ઓછી ડકડ મનોવૃત્તિ બુદ્ધિ અને વિવેકવિચારનું માનસ અને નિષ્ણાતીકરણ જેવાં તત્ત્વે ગ્રામજીવનમાં ધીરે ધીરે પ્રસરવા માંડ્યા છે. આમ ન હોત તો ઉપ જણાવ્યા તે સર્વ ફેરફારો શક્ય જ ન બનત.

## શહેરનો વિકાસ, વસ્તીનો વધારો અને ગામડામાંથી શહેરમ સ્થળાંતર કરતાં માનવીઓના પ્રકાર:

આપણે આગળ જોયું તેમ સમાજની વસ્તીનો મોટો ભાગ ધીરે ધીરે શહેરોમાં વસવા માંડ્યો છે. ખાસ કરીને સમૃદ્ધ, પાશ્ચાત્ય ઔદ્યોગિક દેશોમાં તો આ ઘટના હવે સ્પષ્ટપણે દેખાય છે શહેરોની વસ્તીનો આ વધારો બે રીતે થાય છે: (૧) શહેરની વસ્તીમાં કુદરતી વધારો, અને (૨) ગ્રામસમુદાયમાંથી શહેરોમાં વસ્તીની ભરતી.

શહેરની વસ્તીના વધારા માટે હજી પણ બીજી ઢબ વધારે મહત્ત્વ ધારણ કરે છે. પરંતુ ગ્રામજનોની શહેરોમા ભરતી સમાજજીવન અં અનેક પ્રશ્નો ઊભા કરે છે. થોડાં દૃષ્ટાંતોથી એ ઘટના સમજીએ

ઘટના ઉપર સુંદર પ્રકાશ પાડે છે. આ અભ્યાસો દ્વારા કેવા માણસો શહેરમાં સમાઈ શકશે તે અંગેનાં અનુમાન થવા માંડ્યાં છે.

રેવેન્સ્ટીન નામના વિદ્વાને, "સ્થળાંતરના સિદ્ધાંતો" (Laws of Migration) નામનો એક વિદ્વતાભર્યો ગ્રંથ ઈ સ. ૧૮૮૫માં લખ્યો હતો. ગ્રેટબ્રિટનમાં કરેલા આ વિષયનાં સંશોધનોના પરિપાકરૂપ આ ગ્રંથ હતો. લોકો એક સમુદાયમાંથી બીજા સમુદાયમાં સ્થળાંતર કઈ ઢબે કરે છે અને તે કયા સિદ્ધાંતો અનુસાર, તે અંગેનાં કેટલાંક વિધાનો આ અભ્યાસગ્રંથમાં સમાવિષ્ટ છે.

રેવેસ્ટીનનાં સ્થળાંતર અંગેનાં કેટલાંક અનુમાન સમજવા જેવાં છે. પહેલું અનુમાન એ છે કે કોઈ પણ સમુદાયના લોકો શક્ય હોય ત્યાં સુધી સ્થળાંતર બહુ જ પાસેના મુલકોમાં કરશે. તેઓ એકદમ દૂર જવા તૈયાર નહિ થાય. શહેર તરફનું ગમન નિસરણીના એક પછી એક પગથિયે ચઢતા હોઈએ એવું હોય છે. પાસેનાં ગામડાંમાંથી લોકો શહેરમાં આવે છે. આ કારણે એક બીજી પણ પ્રક્રિયા શરૂ થાય છે. પોતાનાં ગામડાં પાસે હોવાથી શહેરમાંથી ગામડાં તરફની સ્થળાંતરની સામી દિશાની પ્રવૃત્તિ પણ ચાલ્યા જ કરે છે. આમ શહેરો ગામડાંના લોકોને સમાવે છે અને સાથે સાથે શહેરી લોકોને ગામડાંમાં મોકલી ત્યાં પણ શહેરીકરણના પ્રવાહો વહેતા મૂકે છે.

રેવેન્સ્ટીનનું બીજું અનુમાન આ પ્રમાણે છેઃ શહેર અગર પ્રદેશમાં ઔદ્યોગિક કે વ્યાપારિક વિકાસ ખૂબ થયો હોય અને રોજીનાં સાધનો ઊભાં થયાં હોય તો જ દૂર દૂરથી ગ્રામવાસીઓ ત્યાં સ્થળાંતર કરશે. મુંબઈની વસ્તી આપણા આ અનુમાનને ઘણે અંશે સ્પષ્ટ કરશે. ઉત્તર પ્રદેશ, પંજાબ, સિંધ, રાજપૂતાના, કેરાલા, આન્ધ્ર પ્રદેશ, મદ્રાસ વગેરે અનેક સ્થળેથી લોકો રોજી માટે આવે છે. મુંબઈની વસ્તી એક પ્રકારનો પચરંગી લેબાસ ધારણ કરે છે.

રેવેન્સ્ટીનનુ ત્રીજું અનુમાન એમ હતુ કે ગામડાં કરતાં નાનાં શહેરોના લોકો ઓછું સ્થળાંતર કરે છે. તેમનું ચોથું અનુમાન એમ હતું કે અમુક પ્રકારની પરિસ્થિતિમાં પુરુષો કરતાં સ્ત્રીઓ વધારે સ્થળાંતર કરી શહેરોને ભરે છે.

રેવેન્સ્ટીનનાં આ ચારે અનુમાનોને હવે મોટા ભાગના વિદ્વાનો થોડા ફેરફાર સાથે સ્વીકારે છે. આ અનુમાનો ઉપરાંત આ વિષયના ત્યાર બાદના અભ્યાસીઓએ સ્થળાંતર અંગે કેટલાંક બીજાં પણ વિધાનો કર્યાં છે

અમેરિકામા થઈ રહેલા સ્થળાંતર અંગે ત્યાના અભ્યાસીઓએ નીચેની હકીકતો નોંધી છે :

(૧) હબસીઓ દક્ષિણ વિભાગમાથી ઉત્તર વિભાગમા મોટા પ્રમાણમા સ્થળાંતર કરી રહ્યા છે

(૨) તરુણ લોકો વધુ પ્રમાણમા સ્થળાંતર કરે છે સ્થળાંતર કરનાર માનવીઓમાથી લગભગ ત્રીજા ભાગના માનવીઓ પંદરથી પચીસ વર્ષની વચ્ચેની ઉમરના હતા

(૩) એમ પણ જોવા મળ્યુ છે કે શહેરો તરુણ પુરુષો કરતા તરુણ સ્ત્રીઓને વધુ આકર્ષે છે ગ્રામજીવન સ્ત્રીઓને આર્થિક તકો બહુ ઓછી આપતુ હોવાથી આમ બને છે

સ્થળાંતરની ઉપર નોંધેલી ખાસિયતોએ શહેર સમુદાયના ઘડતર અને રચનામા ઘણો ફેરફાર કર્યો છે શહેરમાં, અને ખાસ કરીને કેટલાક પાશ્ચાત્ય દેશોના ઔદ્યોગિક શહેરોમા, સ્ત્રીઓનુ પ્રમાણ વધી ગયુ છે આથી સમાજજીવનમાં જાતીય સમતુલા ઘટી ગઈ છે તરુણોનુ પ્રમાણ બાળકો અને વૃદ્ધો કરતા ઘણુ વધારે હોય છે આને કારણે સમુદાયના મંડળો, સંસ્થાઓ અને પ્રવૃત્તિઓના પ્રકારો અને ઢબમા પણ ખૂબ જ ફેર પડી જવા માડયો છે ગામડામાથી તરુણો ઓછા થવાથી ત્યા પણ અનેક પ્રકારના સામાજિક વહેણો શરૂ થાય છે

શહેરનુ આકર્ષણ બીજા પણ અનેક કારણોને લીધે હોય છે ગ્રામ સમુદાયમા નિર્વાહ ન મેળવી શકવાને કારણે રોજી મેળવવા કેટલાક શહેર તરફ આકર્ષાય છે કેટલાકને ગ્રામજીવન ઘણુ જ સંકુચિત, રૂઢિચુસ્ત અને ગૂંગળાવતુ લાગે છે, અને વ્યક્તિવિકાસ અને મુક્ત હવા માણવા તેઓ શહેર તરફ ખેંચાય છે શહેરોમા સારી કેળવણી, વિકાસ માટેની સારી સગવડોથી આકર્ષાઈ ગ્રામજીવન છોડી શહેર સમુદાય તરફ ધસી આવે છે

શહેરોના વિકાસ અંગેના યુનાઇટેડ સ્ટેટ્સના અભ્યાસો એમ દાખવે છે કે પરદેશી વસાહતી સમૂહો અને ગામડામા રહેતા હબસીઓના દરોડાથી છેલ્લા સો વર્ષમા યુ એસ એ ના શહેરો વિકસ્યા છે આ ધસારાનું મુખ્ય કારણ મોટામોટા શહેરોમા સામાજિક અને આર્થિક તકોની શકયતા છે

શહેરનુ આકર્ષણ કેટલાક ગૌણ કારણોથી પણ થાય છે શહેર એટલે ચંચળતા, ચમરાકી, ઝાકઝમાળ, આનંદપ્રમોદના ચમકાર, રૂઢિવિરોધી માનસ અને લાખો માનવીઓની હિલચાલનો હિંડોળ આ લક્ષણો પણ ઘણાને શહર તરફ અજબ મોહિની જગાવે છે શોષણ, ગુનાહિત પણ

જરા ઉત્તેજક કાર્યો માટે પણ શહેર ઠીક આકર્ષણ ઊભું કરે છે. આમ મહાન, ચતુર, કલાકસબની ખૂબીઓથી માંડી ઉપરછલ્લા, ઝગમગતા જીવન માટે પણ શહેર વાતાવરણ ઊભું કરે છે. સંસ્કૃતિના સર્જકો અને સંસ્કૃતિના શોષકો એમ બધા જ માટે શહેર સગવડભર્યું વાતાવરણ પૂરું પાડે છે.

ગ્રામ-વાતાવરણ અગર નાનાં નાનાં નગરોનાં વાતાવરણ કરતાં મોટાં શહેરો આ પ્રવૃત્તિઓ માટે ખૂબ જ અનુકૂળ ભૂમિકા પૂરી પાડે છે.

શહેર આમ વિવિધ પ્રકારની તકો અને સાહસનું ધામ બને છે. તેનું આ જાતનું આકર્ષણ તેને ગ્રામજીવન ઉપર પ્રભુત્વ મેળવવામાં મદદરૂપ થાય છે. શહેર આવી તકોના આકર્ષણ દ્વારા માનવીઓની પસંદગી કરી તેમને પોતા તરફ ખેંચે છે. પરંતુ એનો અર્થ એમ નથી કે બધા જ આકર્ષાયેલા માનવીઓ કે સમૂહો હમેશાં સારા જ હોય છે. આ આકર્ષાયેલા માનવીઓમાં ઘણા સારા પણ હોય અને ઘણા નરસા પણ હોય.

## શહેર શું ગામડામાંથી માનવીના સારા જ પ્રકારોને આકર્ષે છે?

શહેર શું ગામડામાંથી તેની સારી જાતોને જ ખેંચી લે છે? શું શહેર આ પ્રક્રિયા દ્વારા ગામડાને નિર્બળ, નીચી કોટીના માણસોનું જ નિવાસસ્થાન તો બનાવતું નથી ને? આ પ્રશ્ન ગંભીરતાપૂર્વક ચર્ચાઈ રહ્યો છે અને અનેક અભ્યાસીઓ આનો પદ્ધતિસર અભ્યાસ કરી રહ્યા છે.

આ અભ્યાસો અનેક પ્રકારના છે. પરંતુ આ સર્વ અભ્યાસોમાંથી કાંઈ નિશ્ચિત અનુમાન બાંધી શકાયું નથી. દા. ત., શારીરિક બાંધા, રોગ અને માંદગીમાં ઝડપાઈ જવાની શકયતા, લાગણીની સ્થિરતા અને અસ્થિરતા, બુદ્ધિની તીવ્રતા વગેરે લક્ષણોની દૃષ્ટિએ આજ તુલનાત્મક અભ્યાસો થઈ રહ્યા છે. પરંતુ આ અભ્યાસોએ હજી એમ સાબિત કર્યું નથી કે શહેર ગામડાંમાંથી સારા ગુણવાળા અગર જાતવાન માનવીઓને જ ખેંચી જાય છે.

હજી આ અભ્યાસોની પદ્ધતિઓમાં પણ ઘણી ભૂલો છે. દા. ત., હજી આપણે એ નિર્ણય ઉપર પણ આવ્યા નથી કે ઉપર દર્શાવેલાં ઘણાં લક્ષણો આનુવંશિકતાને આભારી છે કે વાતાવરણને. આપણે હજી એ પણ સ્પષ્ટપણે સાબિત કર્યું નથી કે અમુક લક્ષણો ગ્રામ-વાતાવરણને અને અમુક લક્ષણો શહેરી-વાતાવરણને આભારી છે. તદુપરાંત ઘણી વાર અભ્યાસોની ભૂમિકા જ શહેરી માનસથી રંગાયેલી છે એટલું જ નહિ,

પરંતુ માપન-પદ્ધતિનો એક જ શહેરનાં મૂલ્યો તરફ હોય છે.

આમ આ અભ્યાસો હજી આપણને ચોક્કસપણે કાંઈ જ પુરવાર કરવામાં મદદરૂપ થતા નથી એટલું જ નહિ, પણ શહેર-સમુદાયમાં જ કેટલાં ભિન્ન અને વિરોધી વાતાવરણો હોય છે? આ સર્વ જુદાં જુદાં વાતાવરણો પણ પોતાની ઢબે અમુક પ્રકારના માનવીઓને આકર્ષે છે. શહેરના ગરીબ લત્તાઓ, મજૂર લત્તાઓ, ગીચ વસ્તીવાળા બસ્તી વિભાગો અમુક કક્ષાના માણસોને ખેંચે છે. જ્યારે શહેરના સમૃદ્ધ, ભભકભર્યા અને આરામી લત્તાઓ અમુક પ્રકારના માનવીઓને આકર્ષે છે. પરતુ આમાં તો સામાજિક પસંદગી (Social selection)નો પ્રશ્ન ઊભો થાય છે, કુદરતી પસંદગી (Natural selection)નો નહિ. સામાજિક પસંદગી માનવીના દૈહિક કે માનસિક નૈસર્ગિક સ્વભાવ અગર બંધારણની ઊંચાનીચી કક્ષા અગર પ્રકારની પસંદગી કરતી નથી. હજી સામાજિક પસંદગી અને આનુવંશિક–આજન્મ માનવ-લક્ષણો વચ્ચેનો સીધો સંબંધ પણ શોધાયો નથી.

સામાજિક પસંદગીના સિદ્ધાંતો ખૂબ જ અટપટા છે. તે માનવીની પસંદગી બહુ જ જુદી જુદી રીતે કરે છે. આ સિદ્ધાંતો વિષે આપણે આ પુસ્તકના છેલ્લા વિભાગમા વિસ્તૃત ચર્ચા કરીશું. આ સ્થળે આપણે એટલું જ વિધાન કરીએ કે શહેરનું પસંદગીનું તત્ત્વ એવા સમૂહ અને વ્યક્તિના પ્રકારોને ખેંચે છે અને એવા સમૂહ અને વ્યક્તિનાં લક્ષણોને ખીલવે છે કે જે શહેરના સામાજિક અને સાંસ્કૃતિક પ્રભુત્વને વધારવામાં મદદરૂપ થાય.

## શહેરી પ્રભુત્વ અંગે કેટલાંક નિરાશાવાદી અનુમાનો :

શહેરી સમુદાયનુ આ વધતુ જતું પ્રભુત્વ ઇચ્છનીય છે? આ પ્રશ્ન આજ ઘણા સમાજશાસ્ત્રીઓ પૂછી રહ્યા છે. તે અંગે સમાજજીવનના અભ્યાસીઓ વિવિધ મત પણ ધરાવે છે.

કેટલાક અભ્યાસીઓ તો શહેરના આ વધતા જતા પ્રભુત્વને સાંસ્કૃતિક વિકાસના ચિહ્ન તરીકે નહિ, પરંતુ અમુક રીતે એને સંસ્કૃતિની પડતીના ચિહ્ન તરીકે ગણે છે. જોકે આ અભ્યાસીઓમાંથી પ્રત્યેક પોતાનો નિરાશાવાદી સૂર જુદી જુદી ઢબે કાઢે છે.

ઓસ્વાલ્ડ સ્પેંગ્લર (Oswald Spengler), વેરનર સોમ્બાર્ટ (Werner Sombart), પી. એ. સોરોકિન (P. A. Sorokin), આલ્ફ્રેડ જે. ટોયનબી (Alfred J. Toynbee), પેટ્રિક ગેડીસ

(Patric Geddes) અને લુઈ મમ્ફર્ડ (Lewis Mumford) જેવા જગવિખ્યાત ઐતિહાસિક સમાજશાસ્ત્રીઓ પણ શહેરના આ પ્રભુત્વને નિરાશાવાદી દષ્ટિએ જુએ છે. ઓસ્વાલ્ડ સ્પેન્ગલર અને લુઈ મમ્ફર્ડ આ નિરાશાવાદી માનસને બહુ જ સ્પષ્ટ રીતે વ્યક્ત કરતા હોઈ આપણે તેમના વિધાનોને સમજવા યત્ન કરીએ.

## (૧) "શહેરીકરણ એટલે સામાજિક પડતી" એ વિધાનનાં કેટલાંક દૃષ્ટાંતો:

શહેરીકરણ, શહેરનું પ્રભુત્વ એટલે સામાજિક પડતી એ વિધાન ઓસ્વાલ્ડ સ્પેન્ગ્લર "શહેરનો આત્મા" (Soul of the City) વર્ણવી બહુ જ ચિત્રાત્મક રીતે પુરવાર કરવા જાય છે.

તેના મત પ્રમાણે મહાન-મોટાં નગર-કેન્દ્રો (Cosmopolitan Centres)નો વિકાસ દરેક મહત્ત્વની સંસ્કૃતિના ઇતિહાસમાં પડતીની ભૂમિકા રચે છે એટલું જ નહિ, પરંતુ એ વિકાસ સંસ્કૃતિના વિનાશ માટે પાર્શ્વભૂમિ રચે છે.

આ મોટા નગરો ગ્રામજીવનને ચૂસી લઈ તેની શક્તિ હણી લે છે ગ્રામજીવનને શોષવું એટલે જીવનના મૂળ ઝરણુંને સૂકવી નાખવું એટલું જ નહિ, પરંતુ ઓસ્વાલ્ડ સ્પેન્ગ્લર તો એમ પણ માને છે કે શહેર માત્ર બૌદ્ધિક જીવનનો લગાતાર વિકાસ કરાવી માનવજીવનનાં નૈસર્ગિક ઊર્મિ અને ઇન્દ્રિયજીવનને પણ સૂકવી નાખે છે આમ મોટા શહેરો અગર "શહેરોનો આત્મા" માનવજીવનને લૂખા એકમાર્ગી બુદ્ધિવાદના ચીલે ચડાવી, ગ્રામજીવનમાંથી મળતાં તાઝગીનાં તત્ત્વોથી વિમુખ બનાવે છે. સંસ્કૃતિ માટે આવશ્યક ઇન્દ્રિયજીવન, ઊર્મિજીવન અને બુદ્ધિજીવનનાં ત્રિવેણીઝરણુંના પ્રવાહોમાંથી પહેલાં બેને શોષવી નાખી સમગ્ર સંસ્કાર-જીવનની સમતુલાને છિન્નભિન્ન કરી નાખે છે અને વિકાસના સર્વાંગીપણાને તોડી સંસ્કૃતિને લૂલી બનાવી પડતીને માર્ગે ખેંચી જાય છે.

ઓસ્વાલ્ડ સ્પેન્ગ્લરના મત અનુસાર, શહેર માનવજીવનનાં કુદરતી વલણોને કચરી નાખે છે તે કૃત્રિમતાનું વાતાવરણ ઊભું કરી ગ્રામ-જીવનની નિર્મળ સાદાઈ અને સરળતાનો નાશ કરે છે તે કુટુંબની, કણીબાની, લોહીની, રાષ્ટ્રની, માતૃભૂમિ તરીકેની એકતા અને સહકારને છિન્નભિન્ન કરે છે અને વ્યક્તિવાદ, સમાજવાદ, બુદ્ધિવાદ, વિશ્વવાદ

(Cosmopolitanism) જેવા વિનાશક અને હરીફાઈના માનસથી રંગાયેલા વાદો જન્માવી સંસ્કૃતિને વિનાશને પંથે પગરણ મંડાવે છે. આ સર્વ વાદો પાછળનાં વલણો સમૂહજીવનની ભાવનાને નબળી બનાવે છે અને તેમાંથી પ્રજા ક્ષીણ થતી જઈ છેવટે સંસ્કૃતિનો નાશ થાય છે. ઑસ્વાલ્ડ સ્પેન્ગ્લરના શબ્દોમાં કહીએ તો "માનવજીવનનું ભાગ્યચક્ર તેના અંત તરફ ફર્યે જાય છે અને શહેરોનો વિકાસ માનવજીવનને તેના મૃત્યુ તરફ લઈ જાય છે".

સ્પેંગ્લર અને બીજા નિરાશાવાદી વિચારકોની ભૂમિકામાં એક મૂળભૂત તફાવત છે. સ્પેન્ગ્લર શહેરીકરણને જ, મહાન શહેરોના વિકાસને જ સંસ્કૃતિની પડતીનું કારણ ગણે છે. સંસ્કૃતિના વિકાસને તે વ્યક્તિના જીવનવિકાસ સાથે સરખાવે છે. શહેરીકરણ એટલે સંસ્કૃતિનું વૃદ્ધત્વ એમ તે માને છે. બીજા વિચારકો શહેર સમુદાય અંગે આ પ્રકારના વિચારો ધરાવતા નથી. સ્પેન્ગ્લર સંસ્કૃતિને માનવદેહ સાથે સરખાવી તેને પણ જન્મ, યૌવન, વૃદ્ધત્વ અને મૃત્યુના વારાફેરા છે એમ ઘટાવે છે. શહેરોના વિકાસના યુગને તે સંસ્કૃતિના વૃદ્ધત્વ તરીકે ગણે છે.

લુઈ મમ્ફર્ડ ઑસ્વાલ્ડ સ્પેન્ગ્લરના સિદ્ધાંતોની ખૂબ જ સખત રીતે ઝાટકણી કાઢે છે. પરંતુ તે પણ શહેરના વિકસતા પ્રભુત્વને નિરાશાવાદી દૃષ્ટિએ જુએ છે. શહેરના પ્રભુત્વને, તે પણ સંસ્કૃતિની પડતીના ચિહ્ન તરીકે ગણે છે. પરંતુ તેના વિધાન પાછળ ભૂમિકા બીજી છે.

લુઈ મમ્ફર્ડ તેની ભૂમિકા તેના પુરોગામી પેટ્રિક ગેડિસ જેવા અભ્યાસીઓનાં મંતવ્યોમાંથી વિકસાવે છે. શહેરીકરણની પ્રક્રિયાને તે ચક્ર જેવી ગોળ ઘૂમતી સામાજિક ઘટના ગણે છે. અને આ ચક્રગતિને તે સતયુગ, દ્વાપરયુગ, ત્રેતાયુગ અને કલિયુગ જેવા કાલક્રમોમાં વહેંચે છે. શહેરીકરણનો વિકાસ તે નીચેના યુગોમાં વહેંચે છે:

(૧) ઇયોપોલિસ યુગ (Eopolis)—નગરપૂર્વેની સમાજવ્યવસ્થા;
(૨) પોલિસ યુગ (Polis)—નગરસર્જનનો યુગ;
(૩) મેટ્રોપોલિસ યુગ (Metropolis)—મહાનગરો કે પાટનગરોની સ્થાપનાનો યુગ;
(૪) મેગાપોલિસ યુગ (Megapolis)—ખૂબ મોટાં શહેરોનો યુગ.
(૫) ટિરેનો પોલિસ નેક્રોપોલિસ યુગ (Tyrano Polis Necropolis)—જાલીમ અને જંગી શહેરોનો યુગ.

શહેરીકરણના વિકાસના આ પાંચ યુગો અંગેના મમ્ફર્ડના વિચારોને વધારે સ્પષ્ટતાથી સમજીએ:

**(૧) ઇયોપોલિસ (Eopolis) યુગ.**—આ યુગ એટલે નગરરચનાની પહેલાંની સમાજવ્યવસ્થાનો યુગ ગ્રામસમુદાયની કક્ષાનો યુગ. આ વ્યવસ્થા દરેક સંસ્કૃતિમાં ભૂમિકા તરીકે કાયમ જ હોય છે. હજી પ્રત્યેક સંસ્કૃતિમાં ગ્રામજીવનની ભૂમિકા ચાલુ જ રહી છે.

**(૨) પોલિસ (Polis) યુગ અગર નગરરચનાનો કાળ.**—આ કાળમાં નાના નાના ગ્રામસમુદાયો એકત્રિત થાય છે. કાર્યવિભાજન વધે છે અને એ કાર્યવિભાજનને વ્યક્ત કરતો નગરસમુદાય વિકસે છે.

**(૩) મેટ્રોપોલિસ (Metropolis) યુગ.**—આ યુગ એટલે મહાનગરો, મોટાં પાટનગરોની સ્થાપનાનો યુગ. આ યુગ વેપાર, ઉદ્યોગ અને ખેતીના વિસ્તૃત વિકાસને આભારી હોય છે. આ યુગમાં સમાજ વર્ગોમાં વહેંચાય છે અને આ યુગમાં સમાજ તરફ વિવેકભર્યું આલોચનાત્મક માનસ જન્મે છે. કવિ ડાન્ટેનું ફ્લૉરેન્સ, નાટ્યકાર શેક્સપિયરનું લંડન કે ચિંતક ઇમર્સનનું બૉસ્ટન એ આ કક્ષાના શહેરીકરણના વિકાસનાં દ્રષ્ટાંતો છે એમ મમ્ફર્ડ જાહેર કરે છે. આ કક્ષાના શહેરીકરણના વિકાસ સુધી સંસ્કૃતિ પ્રગતિ કરી રહી છે એમ મમ્ફર્ડનું માનવું છે.

**(૪) મેગાપોલિસ (Megapolis) યુગ.**—આ યુગના મહાન ખૂબ જ મોટાં શહેરોનું વિકસવું એટલે શહેરોના કદનો અનહદ વધારો થવો અને તે શહેરોનો મૂડીવાદી સત્તાનાં કેન્દ્ર તરીકેનો તેમનો વિકાસ. આ લક્ષણો સંસ્કૃતિની પડતીની શરૂઆત સૂચવે છે. આ યુગમાં નફાનો હેતુ, દેખાવ, સટ્ટો, "જડ યંત્રવાદનો વિજય" મોટા ભાગના માનવજીવનમાં એક અંધ, વસ્તુનો વગર વિચારે, સ્વીકાર કરી લેવાનું, ચિંતનવિહીન માનસ અને મોટાં શહેરોનું નાનાં શહેરો ઉપરનું સામ્રાજ્ય, (Profit Motive, Display, Speculation, Triumph of mechanisation", Passivity and predominance of large cities over small) એ સમાજજીવનનાં મુખ્ય લક્ષણો બની જાય છે. ઈ. સ પૂર્વે ત્રીજી સદીનું એલેક્ઝેન્ડ્રિયા, ઈસવી સનની અઢારમી

સદીનું પારિસ અને વીસમી સદીનું ન્યૂયૉર્ક શહેર આ પ્રકારના શહેરીકરણનાં પ્રતીકો છે.

**(૫) ટિરેનો પોલિસ (Tyrano Polis) અગર નેક્રોપોલિસ (Necropolis) યુગ—જાલીમ અને જંગી શહેરોનો યુગ.**—મમ્ફર્ડના મત અનુસાર આ યુગમાં શહેરી સંસ્કૃતિનો વિનાશ થાય છે. સરમુખત્યારી નિયંત્રણ, કલા અને વિજ્ઞાનનો વિનાશ, યુદ્ધ, દુષ્કાળ અને રોગોનો ફેલાવો એ આ યુગનાં લક્ષણો છે.

મમ્ફર્ડની શહેરીકરણના આ પાંચ યુગની વિચારસરણી સ્પેન્ગલરના જન્મ, યૌવન, જરા અને મૃત્યુના યુગવિભાગની વિચારસરણી સાથે ઘણું સામ્ય ધરાવે છે પરંતુ મમ્ફર્ડના આ યુગો અફર, કાળનિર્ણીત અગર અનિવાર્ય નથી. તેના મત અનુસાર આ પાંચ યુગો શહેરીકરણના પાંચ તબક્કાઓ છે અને એ તબક્કાઓ કયાં સુધીના શહેરીકરણની સર્જક શક્યતાઓ ધરાવે છે અને કયાંથી તે પ્રત્યાઘાતી અને વિનાશક શક્તિઓ બહાર લાવે છે તેનું દર્શન કરાવે છે.

મમ્ફર્ડના મત અનુસાર માનવી જો ધારે તો—જો તે નિશ્ચય કરી શહેરીકરણને પોતાના નિયોજન પ્રમાણે ઘાટ આપે તો—શહેરીકરણની સર્જક શક્તિઓનો સદુપયોગ કરી શકે અને એ શક્તિઓના સદુપયોગમાંથી એક ભવ્ય સંસ્કૃતિનો વિકાસ પણ કરી શકે. પરંતુ માનવી એમ ધારશે ખરો? તેનામાં આ જાતનો નિશ્ચય કરવાની શક્તિ રહેશે ખરી? મમ્ફર્ડ આ સંબંધે નિરાશા સેવે છે. તેને આ પ્રકારનો નિશ્ચય કરવાની માનવીની શક્તિમાં શ્રદ્ધા નથી. તેનો નિરાશાવાદ આમ માનવ-અશક્તિ અંગેના તેના ખ્યાલમાંથી વિકસે છે.

પરંતુ શહેરીકરણના પ્રભુત્વથી નિરાશાવાદ સેવવાની મનોદૃષ્ટિ જ વાજબી છે ખરી?

## નિરાશાવાદ વાજબી છે?

શહેરીકરણની કેટલીક માઠી અસરો છે. પરંતુ તે સમજવા માટે આપણે નિરાશાવાદી સ્પેન્ગલર કે ઉદાસ મનવાળા મમ્ફર્ડને વાંચવાની અગર માનવાની જરૂર નથી. આપણે સર્વ આ અનિષ્ટ તત્ત્વોને એમને એમ પણ સમજી શકીએ છીએ. પરંતુ કેટલાંક અનિષ્ટ તત્ત્વો જણાય તેથી એમ તારવવું કે શહેરીકરણ બધી જ મહાન સંસ્કૃતિઓની વસ્તીને

ચૂસી લઈ, ઘટાડી નાખી સંસ્કૃતિઓને વિનાશને માર્ગે જ ઘસડી જાય છે એ ભૂલભરેલું છે.

શહેરીકરણનાં ઘણાં શુભ લક્ષણો છે. તે આ નિરાશાવાદી વિચારકો જોવાનું ભૂલી ગયા છે આપણે તે શુભ લક્ષણો તરફ ધ્યાન આપીએ.

## (૧) વધુ તંદુરસ્ત જીવન માટે શહેરનું વાતાવરણ:

તંદુરસ્ત જીવન માટે માનવી શહેરના વાતાવરણમાં ઘટતો ફેરફાર કરી રહ્યો છે અને હવે શહેરીજીવન માનવીની જિંદગી માટે વધુ અને વધુ અનુકૂળ બનતું જાય છે. હવે તો પરિસ્થિતિ એવી થતી જાય છે કે શહેરોના સારા લત્તાઓમાં માનવીના જીવનની આયુષ્યમર્યાદા ગ્રામ સમુદાયમાં રહેતા માનવીના જીવનની આયુષ્યમર્યાદાથી પણ વધવા માંડી છે. બાળમૃત્યુનું પ્રમાણ પણ શહેરમાં ગામડા કરતાં ઓછું થવા માંડયું છે.

કૉલ્બ અને બ્રુનર નામના જાણીતા ગ્રામ-સમાજશાસ્ત્રીઓનું આ ઘટના ઉપરનું વિધાન વિચારવા જેવું છે. તેઓ જણાવે છે કે:

"એક સમય એવો હતો કે જ્યારે ગ્રામનેતાઓ અભિમાનથી કહી શકતા કે ગ્રામજીવનના કેટલાક કુદરતી ફાયદાઓ છે, જે તેમને શહેરથી વધુ સારા જીવન-વાતાવરણ તરીકે ગણાવી શકે. ખુલ્લી તાજી હવા, સૂર્યનો તાજગીભર્યો પ્રફુલ્લિત પ્રકાશ, તાજો ખોરાક અને સ્ફૂર્તિભરી ગ્રામઘટનાઓ ગ્રામજીવનમાં જ શક્ય હતાં આ ગ્રામનેતાઓ આ ઉપરાંત એમ પણ સાબિત કરતાં કે ગામડામાં મૃત્યુનો દર ઓછો અને રોગચાળો પણ ઓછો હોય છે એટલું જ નહિ, પરંતુ ગામડામાં માનવીનું આયુષ્ય પણ લાંબું હોય છે અને ચેપી રોગો થવાનો પણ ભય ઓછો હોય છે.

"પરંતુ થોડા સમયથી આ વલણો બદલાવા માંડયાં છે. મૃત્યુનો દર શહેર અને ગામડાં એમ બન્નેમાં ઓછો થતો જાય છે પરંતુ શહેરોમાં હવે મૃત્યુનો દર ગામડાના પ્રમાણમાં વધુ ઝડપથી ઓછો થતો જાય છે. ઈ. સ. ૧૯૦૦માં ગ્રામસમુદાયમાં મૃત્યુનો દર શહેરસમુદાયના મૃત્યુદર કરતાં ૫૦ ટકા ઓછો હતો. ઈ. સ ૧૯૪૦માં તે દર માત્ર દસ જ ટકા ઓછો રહ્યો છે, પરંતુ એથી પણ ચમકાવનારી ઘટના તો એ છે કે અટકાવી શકાય એવા રોગોનું પ્રમાણ ગામડામાં શહેરો કરતાં વધારે છે.

"વધુ નિષ્ણાત સ્વચ્છતા અને આરોગ્યની વ્યવસ્થાને કારણે શહેરોમાં તંદુરસ્તી વધુ સચવાય છે એટલું જ નહિ, પરંતુ સ્વચ્છતા અને

આરોગ્યની વ્યવસ્થામાં હજી પણ ઘણાં વધુ પગલાં શક્ય છે અને તે લેવાવા માંડ્યાં છે. અત્યારની વ્યવસ્થા આમ ઠીકઠીક વિકાસ પામી હોવા છતાં પણ તે પૂરતી નથી એ વિષે પણ શહેરમાં સજાગતા છે. શહેરોની ગિરદી ત્યાંની બસ્તીઓ, ગરીબ, મજ્દૂર લત્તાઓમાં ધુમાડાના ગોટેગોટા અને સ્વચ્છ હવાઉજાસનો અભાવ, શહેરોના અનિયંત્રિત શોષણ માટે થતા વિકાસને લીધે ઊભાં થતાં અનિષ્ટો અને આ સર્વમાંથી થતી શહેરી જીવનમાં માનવીને હોનારત તરફ અભ્યાસીઓ અને સમાજના ઘડવૈયાઓનું હવે સારા પ્રમાણમાં ધ્યાન ખેંચાયું છે.

"પરંતુ શહેરમાં પ્રચલિત આ અનિષ્ટ પરિસ્થિતિના જ્ઞાનથી નિરાશા ઉપજાવવાની જરૂર નથી, અને આ સમજને કારણે શહેરોને તિરસ્કારવાની વૃત્તિ ઊભી કરવાની પણ આવશ્યકતા ઊભી થતી નથી. આગલા પ્રકરણમાં જોયું તેમ, આ ભાન એક જ વાત સ્પષ્ટ કરે છે કે શહેર-નિયોજન, નગર-પુનર્રચનાનું કાર્ય એ ખૂબ જ મહત્ત્વની વસ્તુ છે. અમુક પ્રકારના રસ્તાઓ અને લત્તાઓના નિયોજનમાં જ તે સમાઈ જતું નથી. શહેર-સમુદાયના પુનર્નિર્માણની યોજના બહુ જ ઊંડો અને સર્વાંગી વિચાર માગે છે એટલું જ નહિ, પરંતુ શહેરીકરણની માનવીના જીવન ઉપર શી અસર થાય છે તેનો પણ મૂળભૂત અભ્યાસ માગે છે."

શહેરી વાતાવરણ ગ્રામવાતાવરણ કરતાં માનવીની તંદુરસ્તી, સ્વાસ્થ્ય અને આયુષ્ય માટે ઊતરતું છે અને તેથી શહેરીકરણનું પ્રભુત્વ માનવી માટે નિરાશા ઉપજાવતી ઘટના છે એમ કહેવું એ ભૂલભરેલું છે એટલું જ નહિ, પરંતુ ઊંડો વિચાર કરતાં આપણે હવે એમ કહી શકીએ કે શહેરી વાતાવરણ, આ સર્વ માટે, ગ્રામવાતાવરણ કરતાં ચઢિયાતું થતું જાય છે.

પરંતુ ઘણા વિચારકો શહેરીકરણના વિકાસ અંગેની તેમની નિરાશા માટે બીજી દલીલો કરે છે. શહેરની વસ્તીનું પ્રમાણ કેમ ટકાવી રાખવું એ પ્રશ્ન કેટલાકના મત અનુસાર ઘણો મહત્ત્વનો છે. તેમના મત અનુસાર કેટલાંક શહેરોના અપવાદ બાદ કરતાં વસ્તીના વધારાનું પ્રમાણ શહેરમાં ઓછું થતું જાય છે એટલું જ નહિ, પરંતુ શહેરોની સ્થાનિક વસ્તીનું જન્મપ્રમાણ અને અમુક અંશે વધારાનું પ્રમાણ પણ ઓછું થતું જાય છે. શહેરોની વસ્તીનું પ્રમાણ જો ટકાવી રાખવું હશે તો ગ્રામ-સમુદાયોમાંથી શહેરોમાં માણસોની ભરતી ચાલુ જ રાખવી પડશે. પરંતુ શહેરીકરણના બહુ જ ઝડપી પ્રસારથી ગામડાંઓનો નાશ થતો હોઈ અને ગામડાંઓ

ધોવાતા જતા હોઈ આ ભરતી શક્ય બનશે નહિ આને કારણે વસ્તીમા ઘટાડો થતો જઈ શહેરીકરણમા નવા સ્વરૂપો આવશે અને તે સસ્કૃતિને અવગતિને માર્ગે ઘસડી જશે

વસ્તીના ઘટાડાનુ પ્રમાણ શહેરી વાતાવરણને લીધે છે એવી સ્પેન્ગ્લર વગેરેની માન્યતા જ ભૂલભરેલી છે ઘટતા જતા પ્રજનનના દરને શહેરીજીવન સાથે સીધો સબધ છે એમ માનવાની કશી જ જરૂર નથી યહૂદીઓ બહુ જ પુરાણા કાળથી શહેરીજીવન ગાળી રહ્યા છે છતા પણ તેમણે જન્મપ્રમાણ કે પ્રજનનપ્રમાણ ઘટવા દીધુ નથી એટલુ જ નહિ, પરતુ તેમા વધારો પણ કર્યો છે યહૂદીઓનો જ દાખલો લઈએ તો આપણે એમ પણ તારવી શકીએ કે પ્રજનન અને વસ્તીના પ્રમાણમા ઘટાડો શહેરમા એવા જૂથો અનુભવે છે કે જેઓ શહેરી જીવનથી પાવરધા થયા નથી

વસ્તીની સખ્યાનો જ વિચાર કરનારાઓ ઘણી વખત વસ્તીના ગુણ અગર શક્તિ (Quality) અને તેના પ્રકાર અગે વિચાર કરવાનુ જ ભૂલી જાય છે

વિચારકોએ રજૂ કરેલા નિરાશાત્મક વિધાનો પુરવાર થઈ શકતા નથી શહેરની વસ્તીનો આધાર ગ્રામસમુદાયથી શહેરમા થતી માણસોની ભરતી ઉપર આધાર રાખે છે એ વિધાન જ ચર્ચાસ્પદ છે, છતા પણ આપણે એમ સ્વીકારીએ કે શહેરની વસ્તીનો આધાર ગ્રામસમુદાયમાથી શહેરમા થયેલી ભરતી ઉપર હોય છે તો પણ આપણે શહેરીકરણ અગે એટલુ જરૂર કહી શકીએ કે શહેરીકરણની સારી અસરથી ગ્રામ સમુદાયની ગરીબી દૂર કરી શકાય ગ્રામજીવનમા સ્વાસ્થ્ય અને આરોગ્યમા પણ અનુકૂળ અને ફાયદાકારક સુધારા કરી શકાય અને એ રીતે શહેરી સવલતો દ્વારા ગ્રામજીવનનુ પુનર્જીવન કરી શકાય ગ્રામજીવનમાં સાચી તાજગી લાવવા માટે તેની સદીઓ જૂની ગરીબી દૂર કરવી પડશે અને આ ગરીબી શહેરી સગવડો અને સાધનો વગર દૂર કરવી અશક્ય છે

ઔદ્યોગિક ક્રાન્તિ પછી શહેરજીવન અને ગ્રામજીવન ખૂબ જ નિકટ સબધમાં આવતા જાય છે એટલુ જ નહિ, પરતુ પરસ્પર ઓતપ્રોત થતા જાય છે આ ઘટના સમાજજીવનમા નવા પ્રશ્નો ઊભા કરે છે આપણે હવે તેમનો અભ્યાસ કરીએ

# ૪

# પ્રદેશ અને પ્રાદેશિકતાવાદ

# (REGION AND REGIONALISM)

**શહેર-સમુદાય અને ગ્રામ-સમુદાયને નોખા પાડી નાખવાની વિચારસરણીમાં થતો ફેરફાર:**

વર્તમાન સંસ્કૃતિમાં શહેરનું પ્રભુત્વ ચાલુ જ છે અને તે દિનપ્રતિદિન વધતું જ જાય છે. પરંતુ પહેલાં જેમ મનાતું હતુ કે શહેર-સમુદાય અને ગ્રામ-સમુદાય પરસ્પરથી અલગ છે, સ્વતંત્ર છે તેમ જ એકબીજાના વિરોધી છે એમ હવે મનાતું નથી.

આ બન્ને પ્રકારનાં વાતાવરણો અને સમુદાયો એકબીજામાં ધીરે ધીરે ઓતપ્રોત થતાં જાય છે. એક સમાજશાસ્ત્રીએ તો એમ પણ કહ્યું છે કે વર્તમાન સંસ્કૃતિમાં નગર-સમુદાય અને ગ્રામ-સમુદાય એટલી હદ સુધી ઓતપ્રોત થવા માંડ્યા છે કે આજે એક નવો જ વિસ્તૃત સમુદાય અને નવું જ વિસ્તૃત વાતાવરણ ઊભું થાય છે. અને આ નવા વાતાવરણમાં ગ્રામ-સમુદાય અને નગર-સમુદાયનાં સારાં તત્ત્વો મળી જાય છે અને અનિષ્ટ તત્ત્વો દૂર થતાં જાય છે. જોકે આ વલણ હજી થોડાક જ પ્રદેશોમાં અને કોઈ કોઈ દેશોમાં જ શરૂ થયું છે. પરંતુ આ વલણનો વિકાસ અનિવાર્ય છે અને તેના પરિણામે એક નવા જ પ્રકારનું સાંસ્કારિક-સામાજિક વાતાવરણ ઊભું થશે.

આ ગ્રામ-શહેરીકરણ (Rurbanisation)ની પ્રક્રિયા નીચેની બે પ્રકારની સામાજિક ઘટનાઓમાં વ્યક્ત થતી દેખાય છે:

(૧) ગામડાંમાં ધીરે ધીરે શહેરી જીવનનાં તત્ત્વો દાખલ થઈ ગ્રામ-જીવનને શહેરી રંગે ચીતરે છે.

(૨) શહેરોની રચના હવે એવી ઢબે થવા માંડી છે કે જેમાં શહેરી-સમુદાયના સભ્યને ગ્રામ-જીવનનાં કેટલાંક તત્ત્વો પણ શહેરમાં જ મળી રહે.

વાહનવ્યવહારના વિકાસ સાથે હવે લોકો માટે ગામડામાં રહી શહેરમાં રોજ કામકાજ માટે આવવાનું શકય બન્યું છે. મુંબઈ, અમદાવાદ,

પૂના વગેરે શહેરો પણ આજે આ ઘટનાનાં સુંદર દૃષ્ટાંતો પૂરાં પાડે છે. તે જ રીતે ઘણા લોકો અઠવાડિયું શહેરમાં રહી શનિ-રવિ ગ્રામ-સમુદાયમાં પણ ગાળી શકે છે. આજે ઘણા શહેરવાસીઓ આ પ્રમાણે કરે છે પણ ખરા.

બીજી તરફ શહેરની આજુબાજુ અગર શહેરના જ વિકસતા વિભાગ સમાં પરાંઓ (Suburbs) પણ ધીરે ધીરે દૂર અને દૂર લાગતા ગ્રામ-સમુદાયોને પોતાનામાં અપનાવી લઈ શહેરના વિભાગ બનાવી દે છે. વિદ્યુતશક્તિનો વિકાસ ઉદ્યોગોનું વિકેન્દ્રીકરણ શક્ય બનાવે છે. આ શક્યતાને લીધે એક સ્થળે ખડકાયેલા ઉદ્યોગો, કારખાનાંઓ અગર ફેક્ટરીઓને યોગ્ય રીતે જુદે જુદે સ્થળે પ્રસરાવી શહેરનું ધુમાડિયું અને અતિગીચ વાતાવરણ દૂર કરવાની શક્યતા ઊભી થઈ છે. અણુશક્તિનો વિકાસ શહેરી જીવન અને ગ્રામજીવન તો શું પરંતુ સમસ્ત માનવજીવનમાં અણકલ્પ્યો ફેરફાર શક્ય બનાવે છે.

ટૂંકમાં, ધીરે ધીરે શહેરો પોતાની આજુબાજુ મોટા ભૂમિપ્રદેશોની પાર્શ્વભૂમિ (Hinterlands) ઊભી કરે છે અને શહેર અને તેની આજુબાજુ તેને જ સંકળાયેલો એક પ્રાદેશિક વિસ્તાર ખડો કરે છે.

શહેર અને ગ્રામ-સમુદાયો એમ બન્નેને સમાવતા ભૂમિવિસ્તારો હવે પ્રદેશો (Regions)ને નામે ઓળખાય છે. આ પ્રાદેશિક સમુદાયોનું મહત્ત્વ સમજવા હવે પ્રયત્ન કરીએ.

## સમુદાય-અભ્યાસ—પ્રાદેશિક દૃષ્ટિએ (Regional Approach to Community Study):

પ્રાદેશિક દૃષ્ટિબિન્દુ અંગે આપણે આગલાં પ્રકરણોમાં ઉલ્લેખ કરી ગયા છીએ. શુદ્ધ ઓકાશાસ્ત્ર અને નવા પ્રાદેશિકતાવાદ નામની બે અભ્યાસશાખાઓ આજે આ ઘટનાનો કેવી રીતે અભ્યાસ કરી રહી છે તે અંગે પણ આપણે ચર્ચા કરી છે. અહીંયાં આપણે શુદ્ધ ઓકાશાસ્ત્ર (Ecology)ની દૃષ્ટિએ પ્રાદેશિકતાનો અભ્યાસ કરવા માગતા નથી. પ્રાદેશિક દૃષ્ટિબિન્દુ સમુદાયરૂપી જૂથરચનાને સમજવામાં કેટલા પ્રમાણમાં મદદરૂપ થાય છે તે જ ધ્યાન ઉપર લાવવાનો અહીં પ્રયાસ છે.

## (૧) પ્રાદેશિકતાવાદનો વિકાસ (Development of Regionalism):

યુરોપ અને અમેરિકન સમાજશાસ્ત્રીઓ છેલ્લી એક સદીથી પ્રદેશ

અને સમાજજીવન વચ્ચેનો સંબંધ સમજવા અભ્યાસ કરી રહ્યા છે. પરંતુ "નવા પ્રકારના પ્રાદેશિકતાવાદ"નો અભ્યાસ નૉર્થ કેરોલીનાની યુનિવર્સિટીના પ્રૉફેસર ઑડમ (Prof. Odum) અને તેના સહાધ્યાયીઓ પદ્ધતિસર વિકસાવી રહ્યા છે. તદુપરાંત અમેરિકામાં વિકસતા વિવિધ પ્રકારના પ્રાદેશિક જીવનને સમજવા અને તેને અંગે ઊભા થતા પ્રશ્નોને હલ કરવા પ્રયત્ન કરતી કેટલી સહકારી સંસ્થાઓ પણ આ પ્રકારના અભ્યાસો વિકસાવી રહી છે. યુ.એસ એ.ના દક્ષિણ વિભાગના ગ્રામ સમુદાયો ગ્રામસંસ્કારો અને ગ્રામજીવનની વિશિષ્ટતાઓના અભ્યાસમાંથી આ "નવા પ્રકારના પ્રાદેશિકતાવાદ"નો વિકાસ થયો છે.

"નવા પ્રકારના પ્રાદેશિકતાવાદ"ના અનુયાયીઓનો મૂળ હેતુ ગ્રામ-સમુદાયની વિશિષ્ટતાઓ અને તેની શહેરી જીવન ઉપર શી અસર થાય છે તે સમજવાનો હતો. આ અભ્યાસ કરવા માટે કઈ સંશોધનપદ્ધતિઓ યોગ્ય નીવડશે તે નક્કી કરવા પણ તેમને ઠીક ઠીક મહેનત કરવી પડી. આમા કેટલીક બીજી પણ સમસ્યાઓ તેમને હલ કરવી પડતી. દા. ત., ગ્રામજીવન અને ગ્રામસંસ્કાર કોને કહેવા અને તેને શહેરી જીવન અને શહેરી સંસ્કારથી કેવી રીતે નોખા પાડવા એ એક પ્રશ્ન ઊભો થયો. બીજો પ્રશ્ન આ જીવન અને સંસ્કારોને સ્થાનિકતા સાથે કઈ ઢબે સાંકળવાં એ થયો. ત્રીજો પ્રશ્ન શહેર અને ગ્રામ-સમુદાયને સમાવતા પ્રદેશોને સંસ્કાર સાથે કેવી રીતે સાંકળી તેમાંથી સાંસ્કારિક પ્રદેશોનું વિભાગીકરણ કરવું એ થયો. વળી આ રીતે વિવિધ પ્રદેશોને જુદા પાડયા પછી તે સર્વની વિશિષ્ટતાઓ કયાં છે અને તેને અને સંસ્કારજીવનને કઈ રીતે સંબંધ છે એ પણ બતાવવાનો ચોથો પ્રશ્ન ઊભો થયો. તદુપરાંત આ વિસ્તૃત પ્રાદેશિક એકમોમાં કેટલા ગ્રામ સમુદાયો અને શહેર-સમુદાયોનો સમાવેશ કરવો જોઈએ અને તે કઈ કસોટીએ, તે પણ પાંચમો પ્રશ્ન ઊભો થયો. આમ "નવા પ્રાદેશિકતાવાદ"ના અનુયાયીઓ સમક્ષ તેમના અભ્યાસ અંગે અનેક પ્રશ્નો ઊભા થયા.

આ સર્વ પ્રશ્નોનો ઉકેલ લાવવા તેમણે અભ્યાસ-પદ્ધતિઓ ખીલવી, અને આખી ઘટનાને સારી રીતે સમજવાના અભ્યાસો પણ આ વિદ્વાનોએ કર્યા. આ અભ્યાસોમાંથી સમાજજીવનનાં વિવિધ પાસાંઓને સારી રીતે સમજવા માટે વિપુલ અને સુંદર સાધન તેમણે ખડું કર્યું એટલું જ નહિ, પરંતુ સમસ્ત રાષ્ટ્રસમુદાયના જીવનમાં સંવાદ લાવવા માટે તે

સમુદાયના જુદા જુદા ભૌગોલિક વિભાગોને તેના સામાજિક અને સાંસ્કારિક જીવન સાથે સાંકળી કેવી રીતે સમૃદ્ધ અને યોગ્ય સાંસ્કારિક પ્રાંત-પ્રદેશોની રચના કરવી તે અંગેના નિયોજન માટે ચાવીઓ પણ શોધવા માંડી.

આ "નવા પ્રાદેશિકતાવાદ"ને તેના સર્જકો ત્રણ રીતે સફળ થતો જુએ છે. અમેરિકન સમાજની અંદર પ્રાદેશિક સીમાઓ (American Frontier) નિશ્ચિત કરવામાં તે મદદરૂપ થતો જાય છે એ તેની પહેલી ઉપયોગિતા; રાજ્યકર્તાઓને યોગ્ય વહીવટી વિભાગો પાડવામાં તે મદદરૂપ થાય છે તે તેની બીજી ઉપયોગિતા; અને સુમેળ અને સુરાગભર્યા પ્રાદેશિક સંસ્કાર-પ્રદેશો વિકસાવી સમાજમાં પ્રગતિ લાવવામાં મદદરૂપ થવાનું ધ્યેય ખડું કરવું એ તેની ત્રીજી ઉપયોગિતા.

આ ત્રણે ઉપયોગિતા માટે પ્રાદેશિકતાવાદના અભ્યાસીઓ વૈજ્ઞાનિક પદ્ધતિથી અભ્યાસ કરતા હોવાથી તેઓ આ "નવા પ્રાદેશિકતાવાદ"ને શાસ્ત્ર પણ કહે છે. આ અભ્યાસોમાં માનવીના જીવનની ભૌગોલિક, ઐતિહાસિક અને સામાજિક ઘટનાઓની વિગતો પદ્ધતિસર એકઠી કરી તેમાંથી માનવી અને માનવસમાજ અંગેનું વાસ્તવિક જ્ઞાન વધારવાનો પ્રયત્ન થાય છે.

"સીમા" નિર્ણયના અભ્યાસ તરીકે આ શાસ્ત્ર પ્રત્યેક પ્રદેશમાં સામાજિક જરૂરિયાત માટે કયાં ભૌગોલિક તત્ત્વોને સાચવી રાખવાં, કયાં તત્ત્વોને દૂર કરવાં અને કયાં તત્ત્વોને વિકસાવવાં એ અંગેનો અભ્યાસ કરી સૂચનો કરે છે.

"રાજ્યસત્તાને વહીવટી વિભાગો પાડવાના સાધન" તરીકે આ શાસ્ત્ર પ્રાંતિક સંસ્કૃતિઓને તેમના પ્રદેશો સાથે યોગ્ય રીતે સાંકળી તેમાંથી અમેરિકાનું સમૃદ્ધ, વૈવિધ્યભર્યું સંસ્કાર-જીવન તેની સ્થાનિક પાર્શ્વભૂમિ ઉપર કેમ રચવું તે અંગે સૂચનો કરે છે. આમ રાષ્ટ્રની સરકારને પ્રાદેશિકતાનું જ્ઞાન નિયોજનના સાધન તરીકે પણ ખૂબ જ અગત્યનું બની રહે છે.

"સંવાદભર્યો સુભગ સમાજ રચવાના આદર્શ" ઘડવા માટે આ શાસ્ત્ર સ્થળ અને સમુદાયની સંસ્કૃતિ વચ્ચેનો સાચો સંબંધ સમજવામાં મદદરૂપ થાય છે. આ પ્રાદેશિકતાવાદના અભ્યાસો અને તેમાંથી તારવેલાં વિધાનો નવી, પ્રાદેશિક તત્ત્વો સાથે યોગ્ય રીતે સંકળાયેલી સમૃદ્ધ અને સંવાદભરી સંસ્કૃતિ વિકસાવવા માટે એક સુંદર સ્વપ્ન અને આદર્શ પણ રજૂ કરે છે.

અને સમાજજીવન વચ્ચેનો સંબંધ સમજવા અભ્યાસ કરી રહ્યા છે. પરંતુ "નવા પ્રકારના પ્રાદેશિકતાવાદ"નો અભ્યાસ નૉર્થ કૅરોલીનાની યુનિવર્સિટીના પ્રોફેસર ઑડમ (Prof. Odum) અને તેના સહાધ્યાયીઓ પદ્ધતિસર વિકસાવી રહ્યા છે. તદુપરાંત અમેરિકામાં વિકસતા વિવિધ પ્રકારના પ્રાદેશિક જીવનને સમજવા અને તેને અંગે ઊભા થતા પ્રશ્નોને હલ કરવા પ્રયત્ન કરતી કેટલી સહકારી સંસ્થાઓ પણ આ પ્રકારના અભ્યાસો વિકસાવી રહી છે. યુ.એસ.એ.ના દક્ષિણ વિભાગના ગ્રામ સમુદાયો ગ્રામસંસ્કારો અને ગ્રામજીવનની વિશિષ્ટતાઓના અભ્યાસમાંથી આ "નવા પ્રકારના પ્રાદેશિકતાવાદ"નો વિકાસ થયો છે.

"નવા પ્રકારના પ્રાદેશિકતાવાદ"ના અનુયાયીઓનો મૂળ હેતુ ગ્રામ-સમુદાયની વિશિષ્ટતાઓ અને તેની શહેરી જીવન ઉપર શી અસર થાય છે તે સમજવાનો હતો. આ અભ્યાસ કરવા માટે કઈ સંશોધનપદ્ધતિઓ યોગ્ય નીવડશે તે નક્કી કરવા પણ તેમને ઠીક ઠીક મહેનત કરવી પડી. આમાં કેટલીક બીજી પણ સમસ્યાઓ તેમને હલ કરવી પડતી. દા. ત., ગ્રામજીવન અને ગ્રામસંસ્કાર કોને કહેવા અને તેને શહેરી જીવન અને શહેરી સંસ્કારથી કેવી રીતે નોખા પાડવા એ એક પ્રશ્ન ઊભો થયો. બીજો પ્રશ્ન આ જીવન અને સંસ્કારોને સ્થાનિકતા સાથે કઈ ઢબે સાંકળવાં એ થયો. ત્રીજો પ્રશ્ન શહેર અને ગ્રામ-સમુદાયને સમાવતા પ્રદેશોને સંસ્કાર સાથે કેવી રીતે સાંકળી તેમાંથી સાંસ્કારિક પ્રદેશોનું વિભાગીકરણ કરવું એ થયો. વળી આ રીતે વિવિધ પ્રદેશોને જુદા પાડયા પછી તે સર્વની વિશિષ્ટતાઓ ક્યાં છે અને તેને અને સંસ્કારજીવનને કઈ રીતે સંબંધ છે એ પણ બતાવવાનો ચોથો પ્રશ્ન ઊભો થયો. તદુપરાંત આ વિસ્તૃત પ્રાદેશિક એકમોમાં કેટલા ગ્રામ સમુદાયો અને શહેર-સમુદાયોનો સમાવેશ કરવો જોઈએ અને તે કઈ કસોટીએ, તે પણ પાંચમો પ્રશ્ન ઊભો થયો. આમ "નવા પ્રાદેશિકતાવાદ"ના અનુયાયીઓ સમક્ષ તેમના અભ્યાસ અંગે અનેક પ્રશ્નો ઊભા થયા.

આ સર્વ પ્રશ્નોનો ઉકેલ લાવવા તેમણે અભ્યાસ-પદ્ધતિઓ ખીલવી, અને આખી ઘટનાને સારી રીતે સમજવાના અભ્યાસો પણ આ વિદ્વાનોએ કર્યા. આ અભ્યાસોમાંથી સમાજજીવનનાં વિવિધ પાસાંઓને સારી રીતે સમજવા માટે વિપુલ અને સુંદર સાધન તેમણે ખડું કર્યું એટલું જ નહિ, પરંતુ સમસ્ત રાષ્ટ્રસમુદાયના જીવનમાં સંવાદ લાવવા માટે તે

સમુદાયના જુદા જુદા ભૌગોલિક વિભાગોને તેના સામાજિક અને સાંસ્કારિક જીવન સાથે સાંકળી કેવી રીતે સમૃદ્ધ અને યોગ્ય સાંસ્કારિક પ્રાંત-પ્રદેશોની રચના કરવી તે અંગેના નિયોજન માટે ચાવીઓ પણ શોધવા માંડી.

આ "નવા પ્રાદેશિકતાવાદ"ને તેના સર્જકો ત્રણ રીતે સફળ થતો જુએ છે. અમેરિકન સમાજની અંદર પ્રાદેશિક સીમાઓ (American Frontier) નિશ્ચિત કરવામાં તે મદદરૂપ થતો જાય છે એ તેની પહેલી ઉપયોગિતા; રાજ્યકર્તાઓને યોગ્ય વહીવટી વિભાગો પાડવામાં તે મદદરૂપ થાય છે તે તેની બીજી ઉપયોગિતા; અને સુમેળ અને સુરાગભર્યા પ્રાદેશિક સંસ્કાર-પ્રદેશો વિકસાવી સમાજમાં પ્રગતિ લાવવામાં મદદરૂપ થવાનું ધ્યેય ખડું કરવું એ તેની ત્રીજી ઉપયોગિતા.

આ ત્રણે ઉપયોગિતા માટે પ્રાદેશિકતાવાદના અભ્યાસીઓ વૈજ્ઞાનિક પદ્ધતિથી અભ્યાસ કરતા હોવાથી તેઓ આ "નવા પ્રાદેશિકતાવાદ"ને શાસ્ત્ર પણ કહે છે. આ અભ્યાસોમાં માનવીના જીવનની ભૌગોલિક, ઐતિહાસિક અને સામાજિક ઘટનાઓની વિગતો પદ્ધતિસર એકઠી કરી તેમાંથી માનવી અને માનવસમાજ અંગેનું વાસ્તવિક જ્ઞાન વધારવાનો પ્રયત્ન થાય છે.

"સીમા" નિર્ણયના અભ્યાસ તરીકે આ શાસ્ત્ર પ્રત્યેક પ્રદેશમાં સામાજિક જરૂરિયાત માટે કયાં ભૌગોલિક તત્ત્વોને સાચવી રાખવાં, કયાં તત્ત્વોને દૂર કરવાં અને કયા તત્ત્વોને વિકસાવવાં એ અંગેનો અભ્યાસ કરી સૂચનો કરે છે.

"રાજ્યસત્તાને વહીવટી વિભાગો પાડવાના સાધન" તરીકે આ શાસ્ત્ર પ્રાંતિક સંસ્કૃતિઓને તેમના પ્રદેશો સાથે યોગ્ય રીતે સાંકળી તેમાંથી અમેરિકાનું સમૃદ્ધ, વૈવિધ્યભર્યું સંસ્કારજીવન તેની સ્થાનિક પાર્શ્વભૂમિ ઉપર કેમ રચવું તે અંગે સૂચનો કરે છે. આમ રાષ્ટ્રની સરકારને પ્રાદેશિકતાનું જ્ઞાન નિયોજનના સાધન તરીકે પણ ખૂબ જ અગત્યનું બની રહે છે.

"સંવાદભર્યો સુભગ સમાજ રચવાના આદર્શ" ઘડવા માટે આ શાસ્ત્ર સ્થળ અને સમુદાયની સંસ્કૃતિ વચ્ચેનો સાચો સંબંધ સમજવામાં મદદરૂપ થાય છે આ પ્રાદેશિકતાવાદના અભ્યાસો અને તેમાંથી તારવેલાં વિધાનો નવી, પ્રાદેશિક તત્ત્વો સાથે યોગ્ય રીતે સંકળાયેલી સમૃદ્ધ અને સંવાદભરી સંસ્કૃતિ વિકસાવવા માટે એક સુંદર સ્વપ્ન અને આદર્શ પણ રજૂ કરે છે.

આમ આ "નવા પ્રાદેશિકતાવાદ"ને માનનારાઓ પોતે બહુ જ જવાબદારીભર્યું સમાજદર્શન અને સમાજ-નિયોજન માટે ભૂમિકાનું કાર્ય કરે છે એમ માને છે. આ ગંભીર માન્યતા નીચે કામ કરી રહેલા આ "નવા પ્રાદેશિકતાવાદ"ને માનનારા વિદ્વાનો આજે સમાજશાસ્ત્રની એક વિસ્તૃત શાખા (Regional Sociology) વિકસાવી રહ્યા છે.

## (૨) નવો વિસ્તૃત સુમેળભર્યો પ્રદેશ-સમુદાય અને વિકેન્દ્રીકરણ (The Integrated Region and Decentralisation):

"નવા પ્રાદેશિકતાવાદ"નું ધ્યેય પરંપરાગત ચાલતા આવેલા ગ્રામ-સમુદાયો અને વર્તમાન શહેરી સંસ્કૃતિનો યોગ્ય સુમેળ સાધવાનું છે

આપણે જોયું તેમ, ગ્રામ-વાતાવરણ માનવીમાં એક પ્રકારની સ્થિરતા, સાતત્ય તથા પોતાના સાથીદારો અને વાતાવરણ સાથે તાદાત્મ્યની ભાવના જગવે છે. તે માનવીમાં જે ભૂમિપટ પર તે રહેતો હોય તેના તરફ માતૃભૂમિ અગર જનની જેવી હૂંફાળી નિકટતાની લાગણી ઉપજાવે છે. જ્યારે વર્તમાન શહેરી વાતાવરણ, પોતાના યાંત્રિક સંશોધનો, વિકસેલા ઉદ્યોગો અને કુદરતનાં અનેક બળોને પોતાની જરૂરિયાત માટે ઉપયોગમાં લેવાની શક્તિ સાથે, તેમ જ સાંસ્કૃતિક વૈવિધ્ય દ્વારા એક ખૂબ જ સમૃદ્ધ સામાજિક વારસો માનવી સમક્ષ ધરે છે. માનવીના જીવનને સુંદર, વિવિધતાભર્યું અને સમૃદ્ધ બનાવવાની શક્તિ અને સાધનો વર્તમાન ઔદ્યોગિક શહેરી જીવન જ શક્ય બનાવી શકે છે.

પરંતુ હજી આપણે શહેરી જીવન અને ગ્રામજીવનના વાતાવરણમાં સુમેળ સાંધી શક્યા નથી. બંનેનાં સારાં તત્ત્વોમાંથી બંને સમુદાયોને આવરી લેતું એક સર્વાંગી સંસ્કારજીવન પણ વિકસાવી શક્યા નથી. "નવા પ્રાદેશિકતાવાદ"ના અનુયાયીઓ આ ન સધાયેલું ભગીરથ કાર્ય કરવા કટિબદ્ધ થયા છે. એક તરફ ગામડાંની આર્થિક અને સાંસ્કૃતિક ગરીબી અને સંકુચિતતા દૂર કરી તેમાં સમૃદ્ધિ અને વૈવિધ્ય લાવવા તેઓ પ્રયત્ન કરે છે જ્યારે બીજી તરફ શહેરીજીવનની મારકણી ચંચળતા, હૃદય કોરી ખાતી વ્યગ્રતા, અતિવસ્તી, અસ્થિરતા અને એક પ્રકારની ગૂંગળાવતી બિનઅંગતતા જે આજે શહેર-સમુદાયના સભ્યને એક સંતોષહીન, રઘવાયું, યંત્રવત્, ગણતરીભર્યું અને ઔપચારિક જીવન ગાળવા પ્રેરે છે તે પણ દૂર કરવા યત્ન કરે છે.

"નવા પ્રાદેશિકતાવાદ"ના અનુયાયીઓનું એક જ ધ્યેય છે. તેમને

એક એવો વિસ્તૃત સુમેળભર્યો પ્રાદેશિક સમુદાય વિકસાવવો છે કે જેમાં શહેર-સમુદાય અને ગ્રામ-સમુદાયને યોગ્ય સ્થાન મળે અને બન્ને પોતાનાં સારાં લક્ષણો દ્વારા આ વિસ્તૃત સમુદાયને સક્રિય ફાળો આપી શકે.

ઉપલી ચર્ચા આપણી સમક્ષ એક મહત્ત્વનો પ્રશ્ન ઊભો કરે છે. "નવા પ્રાદેશિકતાવાદ"ના હિમાયતીઓની દૃષ્ટિએ શહેર અને ગ્રામ-સમુદાયને આવરી લેતો આ પ્રાદેશિક સમુદાય કેવાં લક્ષણો ધરાવતો હોવો જોઈએ અને તે એક તરફ રાષ્ટ્ર-સમુદાયથી કઈ રીતે જુદો પડે છે અને બીજી તરફ ગ્રામ-સમુદાય અને શહેર-સમુદાયથી કયો તફાવત રાખે છે એ જાણવું જરૂરી છે. ટૂંકમાં, આ વાદના વિદ્વાનોએ કલ્પેલા પ્રાદેશિક સમુદાયનાં વિશિષ્ટ લક્ષણો કયાં હોઈ શકે તે સમજવા આપણે પ્રયત્ન કરવો જોઈએ.

"નવા પ્રાદેશિકતાવાદ"ના અનુયાયીઓનાં પોતાનાં જ વિધાનો આપણે સમજવા પ્રયત્ન કરીએ. પ્રત્યેક સમુદાય, સ્થાનિકત્વ અને સમુદાય-ભાવના ઉપર રચાયેલો છે એ હવે આપણે વારંવાર સ્પષ્ટ કરી ગયા છીએ. આ નવા પ્રાદેશિક સમુદાયને આ બે તત્ત્વોની કસોટીથી સમજવા પ્રયત્ન કરીએ.

નવા પ્રાદેશિક સમુદાયનું પહેલું વિશિષ્ટ લક્ષણ તેની બીજા સમુદાયો કરતાં જુદા પ્રકારની સ્થાનિકતાના તત્ત્વમાં છે. પ્રાદેશિક સમુદાયની સ્થાનિક લાક્ષણિકતા એ છે કે તેમાં સમાતો પ્રદેશ એક પ્રકારની ભૌગોલિક વિશિષ્ટતા ધરાવે છે. તે સ્થાનની જમીન, તેનો ભૂમિપ્રકાર, તેની આબોહવા, વનસ્પતિ, ખેતી અને ઉત્પાદન એક પ્રકારનું સામ્ય ધરાવે છે. પશ્ચિમ યુરોપનો લો-લૅન્ડ્સ (Low-lands), દક્ષિણ-પૂર્વ એશિયા, ચીનનો નદી-ખીણોનો વિસ્તાર, ગંગા-યમુનાનો પ્રદેશ અને યુનાઇટેડ સ્ટેટ્સના ડીપ સાઉથ, નૉર્થ-વેસ્ટ અને ન્યૂ ઇંગ્લૅન્ડ જેવા રાજ્યના ભૂમિપટો આવા પ્રાદેશિક એકમોનો ખ્યાલ આપે છે.

ભારતમાં સમસ્ત દેશને પાંચ મુખ્ય પ્રાદેશિક વિભાગોમાં વહેંચી તેની ભૂમિકા ઉપર સમાજજીવન અને સંસ્કાર ઘડવાના જે પ્રયત્નો થઈ રહ્યા છે તે સુવિદિત છે. આમાં આ નવા પ્રાદેશિક સમુદાયનું પહેલું લક્ષણ એ કે તેને એક સુસંગત ભૌગોલિક પ્રદેશની ભૂમિકા હોય છે. આ વિશિષ્ટ ભૌગોલિક વાતાવરણ તે સમુદાયના સમાજ અને સંસ્કાર ઉપર પોતાની વિશિષ્ટ અને નોખી છાપ પાડી, સમુદાય-જીવનને અમુક ઢબનો ઢાળ આપવામાં મદદરૂપ થાય છે.

આ પ્રદેશ-સમુદાયનું બીજું લક્ષણ નીચે પ્રમાણે છે. પ્રદેશ એક વિસ્તૃત વિભાગ હોઈ તે તેના સામાજિક અને સાંસ્કારિક જીવનમાં એક પ્રકારની ગત્યાત્મક સમતુલા (Dynamic Equilibrium) જાળવે છે. અને સાથે સાથે તે સમુદાયનાં વિવિધ પાસાંઓમાં એક પ્રકારનો સુરાગ પણ પેદા કરે છે.

આ ગત્યાત્મક સમતુલા સમુદાયમાં અમુક જાતની ભૂમિકા માગે છે. દા. ત., એ પ્રદેશ-સમુદાયના કોઈ પણ વિભાગમાં થયેલો યાંત્રિક અગર સામાજિક ફેરફાર સમસ્ત પ્રદેશને સ્પર્શવો જોઈએ અને એ રીતે તે સમસ્ત પ્રદેશમાં તરત જ પ્રસરી જવો જોઈએ. ટૂંકમાં, પ્રાદેશિક-સમુદાયના એક વિભાગમાં થયેલા ફેરફારો સમસ્ત સમુદાયમાં સીધી અગર આડકતરી રીતે અસર કરે છે. એનો અર્થ જ એ કે આ પ્રદેશ-સમુદાય એટલો વિસ્તૃત હોવો જોઈએ કે તેમાં નગર અને ગ્રામ-સમુદાયોનો સમાવેશ થવો જોઈએ અને આ સર્વ સમુદાયોનાં વિવિધ પ્રકારનાં હિતો અને પ્રવૃત્તિઓનો પણ એમાં સમાવેશ થવો જોઈએ. તદુપરાંત ત્યાં સ્વયંસંપૂર્ણતા (Self-sufficiency) તો નહિ પરંતુ સમતુલા તો સચવાવી જ જોઈએ. આમ પ્રદેશ-સમુદાયમાં આર્થિક અને રાજકીય સ્વયંસંપૂર્ણતા આવશ્યક નથી, પરંતુ સમુદાયનાં જીવન, પ્રવૃત્તિઓ અને હિતોમાં એક પ્રકારની સર્વ-સ્પર્શી સમતુલા તો હોવી જોઈએ. આ સર્વસ્પર્શી સમતુલા છે કે નહિ તે એક રીતે નક્કી કરી શકાએ, આ પ્રાદેશિક સમુદાયની પ્રત્યેક વ્યક્તિ સમુદાયની પ્રવૃત્તિઓ અને હિતો વિષે સભાન છે કે નહિ અને સભાનતા દ્વારા સામૂહિક કાર્યપ્રણાલિકા ઊભી કરી શકે છે કે નહિ. પ્રદેશ-સમુદાયની ક્ષેત્રમર્યાદા આટલી તો હોવી જોઈએ.

પ્રાદેશિક સમુદાયની એક ત્રીજી પણ લાક્ષણિકતા છે. પ્રાદેશિક સમુદાય અને રાજકીય પ્રાંત-સીમા એક જ નથી હોતાં. ઘણી વખત રાજકીય પ્રાંતની મર્યાદા પ્રાદેશિક સમુદાયના સંપૂર્ણ વિકાસને અવરોધે છે. રાજકીય પ્રાંતમાં ઘણી વખત પ્રાદેશિક સમુદાયની કુદરતી સ્થાનિક મર્યાદા ન ગણકારી, બીજા પ્રાદેશિક સમુદાય સાથે જકડી લઈ રાજ્ય તેનાં વિકાસને રૂંધે છે. ભાષાવાર પ્રાંતરચના અને રાજકીય પ્રાંતો વચ્ચેના બીજપણ ઝંઝાવાતે ઊભા કરેલા પ્રશ્નો આ ઘટનાની સાબિતી આપે છે. મહારાષ્ટ્ર અને ગુજરાત એ પ્રાદેશિક સમુદાયો છે જ્યારે મુંબઈ રાજ્ય એ દ્વિભાષી રાજકીય એકમ છે.

પરંતુ આનો અર્થ એમ નથી કે પ્રાદેશિક સમુદાય અળગો અને

અતડો જ સમુદાય છે પ્રાદેશિક સમુદાય પણ બીજા પ્રાદેશિક સમુદાય સાથે સબંધમા આવે છે અને વિશાળ, પરસ્પરાવલબી પોતાનાથી પણ વિસ્તૃત સમુદાય સર્જવામા મદદરૂપ બને છે

આમ આ પ્રાદેશિક સમુદાયના ત્રણ વિશિષ્ટ લક્ષણો છે

આ નવા, સમતુલ અને યોગ્ય રીતે સુમેળ સાધતા પ્રાદેશિક સમુદાયની ભાવના વિકસાવવા પાછળ એક બીજુ પણ બળ કામ કરી રહ્યુ છે વર્તમાન, અતિકેન્દ્રિત શહેરી સમાજનાં અનિષ્ટતત્ત્વોને રોકવાનો આ ભાવના પાછળ ઉદ્દેશ છે

શહેરોની સસ્કૃતિ દિનપ્રતિદિન અતિકેન્દ્રિત થતી જાય છે આના અનેક અનિષ્ટ પરિણામો આવે છે શહેરી જીવનને અમુક અશે વિકેન્દ્રિત કરવુ બહુ જ આવશ્યક બનતુ જાય છે શહેરના ઉદ્યોગો, તેના રહેવાસના લત્તાઓ અને તેની નિયત્રણની પદ્ધતિઓનુ એવી ઢબે વિકેન્દ્રીકરણ થવુ જોઈએ કે જેમાંથી શહેરી પ્રજાને વધુ સારી રીતે અને રસપૂર્વક જીવન જીવવાની તક મળે એટલુ જ નહિ, પરતુ શહેરોની પ્રવૃત્તિઓને મોટા વિસ્તારમા અને અમુક ઢબથી પ્રસારવાથી શહેર અને ગ્રામસમુદાયના સારા તત્ત્વોનો સુમેળ થાય અને બન્નેનો સપર્ક વધતા બન્ને સમુદાયોનુ જીવન સમૃદ્ધ પણ થાય આમ પ્રાદેશિક સમુદાય વિકસે તો નગરસમુદાય અને ગ્રામસમુદાય એમ બન્નેમા નવી સમતુલા અને એકરાગ સધાય આ ખ્યાલ નવા પ્રાદેશિકતાવાદની પાછળ કામ કરી રહ્યો છે

આ વાદમા માનનારા કેટલાક અભ્યાસીઓ એમ પણ માને છે કે શહેરી જીવનના આ પ્રકારના વિકેન્દ્રીકરણ અને વિસ્તૃત પ્રાદેશિક સમુદાયોનો વિકાસ વર્તમાન ઔદ્યોગિક સમાજજીવનના ઘણા અનિષ્ટો દૂર કરશે આ પ્રકારનો વિકાસ નાના નાના, વધુ નિકટતા ધરાવતા સમુદાયો પણ સાથે સાથે જ ખીલવશે અને એ રીતે જીવન વધુ અગત અને રસભર્યું બનાવશે આર્થિક અને રાજકીય પ્રવૃત્તિઓ માટે પણ આ ઘટના વધુ અસરકારક એકમો ઉપજાવશે અને સમૃદ્ધ વિવિધતાભર્યા સસ્કારજીવન માટે ભૂમિકા ઊભી કરશે એટલુ જ નહિ, પરતુ આવા પ્રાદેશિક સમુદાયો વિકેન્દ્રીકરણને ઉત્તેજન આપી સર્વાંગી આપખુદ સત્તા (Totalitarian)ના વિકાસને અવરોધશે તે વધતા જતા કટાળાભર્યા ધોરણીકરણ (Standardization and Monotony)ને અટકાવશે અને તે આજની વધતી જતી ધોરણીકરણ પામતી સામૂહિક સસ્કૃતિમા એક

પ્રકારની નવીનતા, રંગ અને ઉચ્ચ કક્ષા પણ લાવશે. પ્રાદેશિક સમુદાયની આ નવી ભાવના વિકેન્દ્રીકરણ દ્વારા વર્તમાન સંસ્કૃતિમાં નવો રંગ અને નવી સમતુલા લાવવા પ્રયત્ન કરે છે.

## યુનાઇટેડ સ્ટેટ્સમાં વિકસી આવતા પ્રાદેશિક સમુદાયો (The Emergence of Regions in the United States):

"નવા પ્રાદેશિકતાવાદ"ના હિમાયતીઓએ કરેલાં વિધાનો કેટલા પ્રમાણમાં વધારે પડતાં છે તે અંગે આપણે અહીં ચર્ચા કરવાની જરૂર નથી. આપણે તો એમના અભ્યાસીઓએ દાખવેલું એક સત્ય સ્વીકારીએ. વર્તમાન સંસ્કૃતિમાં રાષ્ટ્રના વિકાસમાં અને આંતરરાષ્ટ્રીય ઘડતરમાં પ્રદેશ-સમુદાયનું મહત્ત્વ ખૂબ જ છે. યોગ્ય પ્રદેશ-સમુદાય એ માનવવિકાસમાં ખૂબ જ મહત્ત્વનો છે એ ભૂમિકાને ધ્યાનમાં રાખીશું તો સમાજજીવનને સમજવામાં તેમ જ તેનું નવસર્જન કરવામાં આપણને વધુ સુગમતા પડશે.

યુનાઇટેડ સ્ટેટ્સના પ્રાદેશિક વિભાગોનો વિકાસ અને તે અંગેના અભ્યાસો આપણને આ મહત્ત્વ સમજવામાં ઉપયોગી થઈ પડશે.

### (૧) પ્રાદેશિક વિભાગીકરણ કરવાના વિવિધ સિદ્ધાંતો:

યુ.એસ.એ.ના રાજકીય વિભાગો બાદ કરતાં પણ તેના અનેક પદ્ધતિએ પ્રાદેશિક વિભાગો પાડવાના પ્રયત્નો અભ્યાસીઓ કરી રહ્યા છે. કેટલાક વિદ્વાનોએ યુનાઇટેડ સ્ટેટ્સના ઇતિહાસને ઉત્તર અને દક્ષિણ, પૂર્વ અને પશ્ચિમ વિભાગોનાં ઘર્ષણ તરીકે ઓળખાવ્યો છે. કેટલાક વિદ્વાનોએ યુનાઇટેડ સ્ટેટ્સના ઇતિહાસના વધુ વિગતભર્યા અભ્યાસ માટે આ ચાર પ્રાદેશિક વિભાગોને પણ પેટાવિભાગોમાં વહેંચી નાખવા યત્ન કર્યો છે. પરંતુ ઘણા અભ્યાસીઓના મનથી વ્યાપાર અને ઉદ્યોગપ્રધાન પૂર્વ, કૃષિપ્રધાન પશ્ચિમ અને ગુલામોથી ભર્યું ભર્યું દક્ષિણ આ ત્રણ મુખ્ય વિભાગો દેશના ઇતિહાસ સમજવા ઠીક નિદર્શનરૂપ લાગે છે.

અત્યારે યુ.એસ.એ.ને પ્રાદેશિક દૃષ્ટિએ જુદી જુદી રીતે વહેંચવા વિદ્વાનો પ્રયત્ન કરે છે. કેટલાક વિદ્વાનો યુ.એસ.એ.ના કુદરતી વિભાગો પાડવા પ્રયત્ન કરે છે. આબોહવા, જમીનના પ્રકાર, નદી, સરોવરો તેમ જ બીજાં અનેક ભૌગોલિક તત્ત્વોને ધ્યાનમાં રાખી સમસ્ત યુનાઇટેડ સ્ટેટ્સના એકબીજાથી જુદા પડી આવતા કુદરતી પ્રદેશોમાં એને વહેંચી નાખવાનો આમાં પ્રયાસ છે. આ કુદરતી વિભાગોમાં એક બીજી વિશિષ્ટતા જોવામાં

તખ્તો ૧૩ યુનાઇટેડ સ્ટેટ્સમાં પ્રાદેશિક વિભાગો.

વૉશિંગ્ટન
ઑરેગૉન
કૅલિફૉર્નિયા
મૉન્ટાના
ઇડાહો
નેવાડા
વાયોમિન્ગ
ઉટાહ
કૉલોરેડો
ઍરિઝોના
ન્યૂ મૅક્સિકો
નૉર્થ ડાકોટા
સાઉથ ડાકોટા
નેબ્રાસ્કા
કૅન્સાસ
ઑક્લાહોમા
ટૅક્સાસ
મિનેસોટા
આયોવા
મિસૂરી
આર્કન્સાસ
લુસિયાના
વિસ્કોન્સિન
મિશિગન
ઇલિનોઇસ
ઇન્ડિયાના
ઓહિયો
કેન્ટકી
ટેનેસી
મિસિસિપી
અલાબામા
જ્યૉર્જિયા
ફ્લૉરિડા
સાઉથ કૅરોલિના
નૉર્થ કૅરોલિના
વર્જિનિયા
વેસ્ટ વર્જિ.
પેન્સિલ્વાનિયા
ન્યૂ યૉર્ક
મૅસાચ્યુસેટ્સ
કનેક્ટિકટ
મેઇન

આવે છે અને તે સ્થાનાં મુખ્ય ઉત્પાદનની. કેટલાક પ્રદેશો ધાનના પટાઓ (Corn Belts) કે દૂધ-માખણના ડેરી પ્રદેશો (Dairy Belts), કેટલાક કપાસ પ્રદેશો (Cotton Belts) વગેરે ઉત્પાદનના પ્રદેશોમાં આખા દેશને વહેંચવામાં આવ્યો છે.

કેટલાક વિદ્વાનો વિવિધ સ્થળોનાં લોકસંસ્કાર અને લોકસાહિત્યની વિશિષ્ટતાને ધ્યાનમાં રાખી આખા દેશને સાંસ્કૃતિક પ્રદેશોમાં વહેંચી નાખવા યત્ન કરે છે, તો વળી કેટલાક વિદ્વાનો હુન્નરઉદ્યોગ અને સરકારી વહીવટીતંત્રની જરૂરિયાતને ધોરણ તરીકે સ્વીકારી યુનાઇટેડ સ્ટેટ્સનું પ્રદેશોમાં વિભાગીકરણ કરે છે.

આ ત્રણે પ્રકારે યુ.એસ.એ.ના પ્રાદેશિક વિભાગીકરણનું તેમ જ એ ત્રણ સિદ્ધાંતોના પાયા ઉપર થઈ રહેલા એથી પણ વધુ ઝીણવટભર્યા પેટાવિભાગોનું એક વિપુલ સાહિત્ય વિદ્વાનો વિકસાવી રહ્યા છે. યુનાઇટેડ સ્ટેટ્સની પ્રાદેશિક વિશિષ્ટતાઓને સમજવા માટે ભૂગોળવેત્તાઓ, અર્થશાસ્ત્રીઓ, રાજ્યશાસ્ત્રીઓ, સમાજશાસ્ત્રીઓ અને સાહિત્ય અને કલાના આ પ્રકારના અભ્યાસીઓએ આપણને ઠીકઠીક મદદ કરી છે.

આ સર્વ પ્રકારના પ્રાદેશિક વિભાગીકરણના પ્રયોગો અને અભ્યાસોએ સામાજિક પ્રદેશોના પ્રકારોની એક સુંદર શ્રેણી ખડી કરી છે. આ દરેક સામાજિક વિભાગ પ્રાદેશિક વિશિષ્ટતા અને આર્થિક, સામાજિક અને સાંસ્કૃતિક મૌલિકતા દાખવે છે. તે તેને અન્ય પ્રાદેશિક સમુદાયથી નોખો પાડે છે. આ પ્રાદેશિક સમુદાયો સમુદાય જૂથરચનાની બંને કસોટીઓ—

સમુદાયો અને રાજકીય સીમાઓના પ્રશ્નો ઊભા કરી રહી છે. અને પ્રચલિત રાજસીમાઓને યોગ્ય પ્રદેશ-સમુદાયના વિકાસને રૂંધી નાખતું તત્ત્વ બનાવી રહી છે.

જ્યારે આ નવા પ્રાદેશિકતાવાદના સિદ્ધાંત અનુસાર જગતના મોટા પ્રાદેશિક સમુદાયો રચવાનો પ્રયત્ન થાય છે ત્યારે રાજકીય સીમાઓનાં બંધન વધુ તીવ્રતાથી સમજાય છે. સાઉથ ઈસ્ટ યુરોપ (બાલ્કન દેશો), સાઉથ-ઈસ્ટ એશિયા, લેટિન અમેરિકા, મધ્ય-પૂર્વ એશિયા અને બીજા એવા વિસ્તૃત પ્રદેશો કે જ્યાં ભૌગોલિક, આર્થિક તેમ જ સાંસ્કારિક તત્ત્વોના સુમેળમાંથી એક પ્રકારની એકતા દેખાય છે ત્યાં પ્રચલિત રાજકીય મર્યાદાઓ ખૂબ જ બંધનકર્તા લાગે છે. આ પ્રત્યેક પ્રદેશ પ્રાદેશિક સમુદાય તરીકે ખીલવી શકાય એવી શકયતા ધરાવે છે. પરંતુ ઐતિહાસિક અને રાજકીય પરિબળોએ તેમ જ રાષ્ટ્રવાદના વિકાસે આ પ્રદેશોને નાનાં નાનાં રાજ્યોમાં વહેંચી નાખ્યા છે. આ રાજકીય સીમાઓ વિશાળ પ્રાદેશિક સમુદાયોને વિકસાવવામાં ખૂબ જ મુશ્કેલીઓ ઊભી કરે છે.

જગતમાં યોગ્ય પ્રાદેશિક સમુદાયો વિકસાવવામાં આજે રાષ્ટ્રીય રાજકીય સીમાઓ સહુથી વધુ મુશ્કેલીઓ ઊભી કરે છે મુશ્કેલીઓ ગમે તેટલી હોય પરંતુ તેનો સામનો કર્યે જ છૂટકો; કારણ જગતનું અને રાષ્ટ્રનુ યોગ્ય પ્રાદેશિક સમુદાયોમાં વિભાગીકરણ કરવું એ માનવજાત માટે હિતકર અને આવશ્યક છે એ પ્રકારના નવા પ્રાદેશિકતાવાદના હિમાયતીઓના સિદ્ધાંત સાથે સહમત થવુ જ પડશે. પ્રદેશ અને સમાજ-જીવન વચ્ચેના સંબંધો ઉપરનો તેમનો ભાર અમુક રીતે યોગ્ય જ છે. ભલે આપણે તેમણે આપેલા એ સંબંધો અંગેનાં કારણો ન સ્વીકારીએ તો પણ પ્રદેશને અનુલક્ષીને થતુ સમુદાયનું નિયોજન અને તેમાંથી સુંદર, ઉચ્ચ કક્ષાનુ જીવન વિકસાવવાનું ધ્યેય તો ખરે જ બહુ જ આવકારદાયક છે.

## સમુદાય અંગેની ચર્ચા—અંત:

સમુદાય એટલે શું, તેનાં મૂળભૂત લક્ષણો, સમુદાયના પ્રકારો તેમ જ તેનાં વિવિધ સ્વરૂપો તથા તેમાંથી ઊપજતા પ્રશ્નોનો આપણે અભ્યાસ કર્યો. સમાજરચનાના આ જૂથ પ્રકારનો અભ્યાસ માનવજીવનની વાસ્તવ-વાદી સમજ અને નિયોજન માટે બહુ જ આવશ્યક છે. સમુદાયનો

પ્રશ્નો પણ છે. દરેક પ્રદેશની ભૌગોલિક વિશિષ્ટતા છે, તેના નગરજીવન અને ગ્રામજીવનમાં એક પ્રકારના સુમેળ અને પૂરકતાની શક્યતા છે, તેમ જ દરેક પ્રદેશમાં જીવનનાં વિવિધ અંગોમાં સમતુલા વિકસાવી શકાય એવો પણ સંભવ છે. આમ દરેક પ્રાદેશિક વિભાગ સમુદાયજીવન માટે સુંદર એકમ બની રહે છે. જોકે એક પણ પ્રદેશ સ્વયંસંપૂર્ણ અગર સ્વયંપૂરક તો નથી જ, પરંતુ રાષ્ટ્રમાં અને આંતરરાષ્ટ્રીય સમાજમાં તો તે પોતાની આગવી સમતુલા ઠીક પ્રમાણમાં જાળવી રાખે છે.

વિવિધ સિદ્ધાંતો પ્રમાણે ભારતના પણ પ્રાદેશિક વિભાગો પાડવાના પ્રયત્નો અભ્યાસીઓ કરી રહ્યા છે. ઉત્તર ભારત અને દક્ષિણ ભારતરૂપી વિભાગો તો ખૂબ જ જાણીતા છે. ઈ. સ. ૧૯૫૧ના સેન્સસે સ્વીકારેલા ભારતના પાંચ મુખ્ય પ્રાદેશિક વિભાગો અને પંદર પેટાવિભાગો તો ખૂબ જ જાણીતા છે. તે જ પ્રમાણે ભાષાવાર અને સંસ્કૃતિવાર પ્રાદેશિક વિભાગો પાડવાના પ્રયત્નોથી પણ આપણે ઠીકઠીક પરિચિત છીએ. ગુજરાત, મહારાષ્ટ્ર, કન્નડ, આન્ધ્ર, બંગાળ, બિહાર, ઓરિસા, આસામ, કેરાલા વગેરે વિભાગો આ જ પ્રકારના પ્રાદેશિકતાના સિદ્ધાંતો અનુસાર પાડવામાં આવી રહ્યા છે. આજે વિવિધ તત્ત્વોને ધ્યાનમાં રાખી, ભારતને પ્રાદેશિક સમુદાયોમાં વહેંચવાનાં થઈ રહેલાં આવાં અધ્યયનો ભારતીય સંસ્કૃતિ, તેનો ઇતિહાસ અને તેની વિવિધતાને સમજવામાં ખૂબ જ મદદરૂપ થઈ રહ્યાં છે.

આ પ્રાદેશિક સમુદાયો અને જૂની રાજકીય સીમા વચ્ચેનો વિરોધ કેવાં ઘર્ષણો ઊભાં કરે છે તે પણ આપણે ભાષાવાર પ્રાંતરચના દરમ્યાનની ચળવળોમાં અનુભવ્યું હતું.

આજે જગતભરમાં—પછી તે યુ.એસ.એ.માં હોય કે ભારતમાં હોય—રાષ્ટ્રનું આ પ્રાદેશિકતાના સિદ્ધાંત અનુસાર વિભાગીકરણ કરવામાં જૂની રાજકીય સીમાઓ જ સહુથી મોટો અવરોધ ઊભો કરે છે, રાજ્યની એ સીમાઓ આ પ્રાદેશિકતાવાદીઓની દૃષ્ટિએ વ્યર્થ, હાનિકારક અને સમુદાયના સાચા વિકાસમાં વિઘ્નકર્તા છે. અમેરિકામાં ટેનેસીવેલીની યોજનાએ આ પ્રશ્ન ઊભો કર્યો હતો અને આ યોજનાના અમલ માટે વિવિધ રાજ્યોના ઘર્ષણને હલ કરી સમજૂતી કરવાની જરૂર પડી હતી. ભાખરાનંગલ, દામોદરવેલીની યોજના, હીરાકુડની યોજના વગેરે અનેક નહેરો તથા ઉદ્યોગોની યોજનાઓ ભારતમાં પણ પ્રાદેશિક

સમુદાયો અને રાજકીય સીમાઓના પ્રશ્નો ઊભા કરી રહી છે. અને પ્રચલિત રાજસીમાઓને યોગ્ય પ્રદેશ-સમુદાયના વિકાસને રૂંધી નાખતું તત્ત્વ બનાવી રહી છે.

જ્યારે આ નવા પ્રાદેશિકતાવાદના સિદ્ધાંત અનુસાર જગતના મોટા પ્રાદેશિક સમુદાયો રચવાનો પ્રયત્ન થાય છે ત્યારે રાજકીય સીમાઓનાં બંધન વધુ તીવ્રતાથી સમજાય છે. સાઉથ-ઈસ્ટ યુરોપ (બાલ્કન દેશો), સાઉથ-ઈસ્ટ એશિયા, લેટિન અમેરિકા, મધ્ય-પૂર્વ એશિયા અને બીજા એવા વિસ્તૃત પ્રદેશો કે જ્યાં ભૌગોલિક, આર્થિક તેમ જ સાંસ્કારિક તત્ત્વોના સુમેળમાંથી એક પ્રકારની એકતા દેખાય છે ત્યાં પ્રચલિત રાજકીય મર્યાદાઓ ખૂબ જ બંધનકર્તા લાગે છે. આ પ્રત્યેક પ્રદેશ પ્રાદેશિક સમુદાય તરીકે ખીલવી શકાય એવી શક્યતા ધરાવે છે. પરંતુ ઐતિહાસિક અને રાજકીય પરિબળોએ તેમ જ રાષ્ટ્રવાદના વિકાસે આ પ્રદેશોને નાનાં નાનાં રાજ્યોમાં વહેંચી નાખ્યાં છે. આ રાજકીય સીમાઓ વિશાળ પ્રાદેશિક સમુદાયોને વિકસાવવામાં ખૂબ જ મુશ્કેલીઓ ઊભી કરે છે.

જગતમાં યોગ્ય પ્રાદેશિક સમુદાયો વિકસાવવામાં આજે રાષ્ટ્રીય રાજકીય સીમાઓ સહુથી વધુ મુશ્કેલીઓ ઊભી કરે છે. મુશ્કેલીઓ ગમે તેટલી હોય પરંતુ તેનો સામનો કર્યે જ છૂટકો; કારણ જગતનું અને રાષ્ટ્રનું યોગ્ય પ્રાદેશિક સમુદાયોમાં વિભાગીકરણ કરવું એ માનવજાત માટે હિતકર અને આવશ્યક છે એ પ્રકારના નવા પ્રાદેશિકતાવાદના હિમાયતીઓના સિદ્ધાંત સાથે સહમત થવું જ પડશે. પ્રદેશ અને સમાજ-જીવન વચ્ચેના સંબંધો ઉપરનો તેમનો ભાર અમુક રીતે યોગ્ય જ છે. ભલે આપણે તેમણે આપેલા એ સંબંધો અંગેનાં કારણો ન સ્વીકારીએ તો પણ પ્રદેશને અનુલક્ષીને થતું સમુદાયનું નિયોજન અને તેમાંથી સુંદર, ઉચ્ચ કક્ષાનું જીવન વિકસાવવાનું ધ્યેય તો ખરેજ બહુ જ આવકારદાયક છે.

## સમુદાય અંગેની ચર્ચા—અંત:

સમુદાય એટલે શું, તેનાં મૂળભૂત લક્ષણો, સમુદાયના પ્રકારો તેમ જ તેનાં વિવિધ સ્વરૂપો તથા તેમાંથી ઊપજતા પ્રશ્નોનો આપણે અભ્યાસ કર્યો. સમાજરચનાના આ જૂથ-પ્રકારનો અભ્યાસ માનવજીવનની વાસ્તવ-વાદી સમજ અને નિયોજન માટે બહુ જ આવશ્યક છે. સમુદાયનો

અભ્યાસ આપણને સમાજની ઇમારતના મૂળભૂત માળખાનો ખ્યાલ આપે છે. આ માળખામાં વિકસી આવતાં અને તેનાં અંગ જેવાં વિવિધ પ્રકારનાં જૂથોનો હવે અભ્યાસ કરવા પ્રયત્ન કરીએ. સમુદાયને સમૂહોમાં વહેંચતા, સમુદાયના સભ્યોમાં અંતર ઉપજાવતા વર્ગ (Class), જ્ઞાતિ (Caste) અને જાતિ (Race) જૂથ-પ્રકારો સમુદાયજીવન સમજવા માટે બહુ જ મહત્વના છે. ચૌદમા અને પંદરમા પ્રકરણોમાં આપણે આ ત્રણ જૂથરચનાઓને વિગતમાં સમજીએ.

# પ્રકરણ ૧૪

## સામાજિક વર્ગ અને જ્ઞાતિ
## (SOCIAL CLASS AND CASTE)

### ૧

### વર્ગ અને જ્ઞાતિના સિદ્ધાંતો
### (PRINCIPLES OF CLASS AND CASTE)

**સામાજિક વર્ગ—તેનો અર્થ :**

સમાજનું વર્ગીકરણ અનેક રીતે થાય છે. દા. ત, પુરુષ અને સ્ત્રી તરીકેનું સમાજના સભ્યોનુ વર્ગીકરણ સામાજિક દૃષ્ટિએ અતિ મહત્ત્વનુ છે એ આપણે આગળ જોયુ. તેજ પ્રમાણે ઉમ્મરની ભૂમિકા ઉપરનુ વર્ગીકરણ આદિસમાજોમાં સમસ્ત સામાજિક બંધારણ માટે માળખા જેવું મહત્ત્વ ધારણ કરતું હોય છે.

વિકસેલી સંસ્કૃતિઓમા સમાજનું સામાજિક વર્ગોના પાયા ઉપર કરેલુ વિભાગીકરણ તેને સમજવા સહુથી મહત્ત્વનુ બની રહે છે. સામાજિક વર્ગો પણ સમુદાયની માફક આપોઆપ વિકસી આવે છે અને સામાજિક વલણોના વ્યક્ત સ્વરૂપ તરીકે આખા સમાજજીવનને રંગે છે.

સામાજિક વર્ગોને મંડળો અગર રાજકીય વર્ગો (Political classes) સાથે ભેળવી દેવાની ભૂલથી આપણે બચવુ જોઈએ. સામાજિક વર્ગો મંડળો અને રાજકીય વર્ગોથી ભિન્ન પ્રકારની જૂથરચનાઓ છે મંડળો અને

રાજકીય વર્ગો અમુક નિશ્ચિત હિતો સાધ્ય કરવાનાં સાધનો જેવાં જૂથો છે, જ્યારે સામાજિક વર્ગો સમસ્ત સામાજિક જીવન અને સામાજિક વિચારધારાઓના આવિષ્કાર જેવા હોય છે એટલું જ નહિ, પરંતુ તેઓ સમસ્ત સમુદાયના જીવન ઉપર અસર કરે છે.

## 'વર્ગ' શબ્દના વિવિધ અર્થો—સ્પષ્ટતાની જરૂર:

સામાન્ય રીતે આપણે જ્યારે કોઈ પણ ઘટનાનુ મહત્ત્વનુ વિભાગીકરણ કરીએ છીએ ત્યારે તે ઘટનાના પાડેલા વિભાગોને વર્ગો કહીએ છીએ. દા. ત, વસ્તીના અમુક કસોટીએ પાડેલા વિભાગોને આપણે વર્ગની સંજ્ઞાથી ઓળખીએ છીએ. વસ્તીના લિંગભેદ પરના વિભાગીકરણમાં આપણે પુરુષવર્ગ, સ્ત્રીવર્ગ વગેરે શબ્દોનો ઉપયોગ કરીએ છીએ અગર લગ્નની કસોટીએ પાડેલાં વિભાગીકરણનો આપણે કુંવારાઓનો વર્ગ, પરણેલાઓનો વર્ગ, વગેરે શબ્દો વાપરીએ છીએ તે જ પ્રમાણે આપણે હુન્નરઉદ્યોગ અગર આજીવિકાની પદ્ધતિ અગર કેળવણી કે બીજી કોઈ કસોટીથી વસ્તીનું વિભાગીકરણ કરીએ છીએ ત્યારે પણ આપણે ડૉકટરવર્ગ, વકીલવર્ગ, ખેડૂતવર્ગ, સમાજસુધારકોનો વર્ગ, નવલકથા-વાચકોનો વર્ગ, કલાકારોનો વર્ગ, એમ નામો આપી અમુક પ્રકારની પ્રવૃત્તિઓમા સંકળાયેલી વ્યક્તિઓને જુદી પાડવા માટે તેમને વર્ગ તરીકે ઓળખીએ છીએ અને આપણી સમજ સ્પષ્ટ કરવા માટે વર્ગીકરણ કરીએ છીએ. ગણિતિકશાસ્ત્ર (Statistics) તો આ વિભાગીકરણ અને વર્ગીકરણ (Classification)ના સિદ્ધાંત ઉપર જ વિકસ્યુ છે.

પરંતુ વર્ગ શબ્દનો આ ઢબનો ઉપયોગ બે દૃષ્ટિથી થાય છે. એક તો અમુક કક્ષાના કે અમુક સરખું કાર્ય કરતા કે લક્ષણ ધરાવતા માનવીઓને, બીજી કક્ષાના અગર બીજુ કાર્ય કરતા અગર લક્ષણ ધરાવતા માનવીઓથી જુદા પાડવા માટે, અને બીજી દૃષ્ટિ ગણિતિક શાસ્ત્રની વર્ગીકરણની પદ્ધતિને અનુસરવા માટે. આ પ્રકારના વર્ગીકરણમાં આવતી વ્યક્તિઓ સાચા અર્થમાં સામાજિક જૂથો નથી. તેઓ, આપણે આગળ વર્ણવી ગયા તેમ, ગણિતિક જૂથો છે. સામાજિક જૂથોમાં વ્યક્તિઓ વચ્ચે પરસ્પર સંબંધો અને પ્રક્રિયાઓ આવશ્યક છે. સામાજિક જૂથની એક ખાસિયત વ્યક્તિઓના પરસ્પરના સંબંધો અને પ્રક્રિયાઓ છે જ્યારે ગણિતિક જૂથ અગર વર્ગ અભ્યાસીએ પોતાની સગવડ માટે પાડેલું વ્યક્તિઓનું વર્ગીકરણ છે. એ

વર્ગમાં આવતી વ્યક્તિઓમા અંદરઅંદર સંબધ અને પ્રક્રિયાઓ હોવી જોઈએ એવુ કાંઈ જ નથી. દા. ત, જ્યારે વિદ્વાનો પોતાના અભ્યાસ માટે સમુદાયને પુરુષવર્ગ કે સ્ત્રીવર્ગમાં વહેચે છે ત્યારે સમસ્ત સમુદાયના પુરુષવર્ગના સર્વ સભ્યોમા અગર સમસ્ત સમુદાયના સ્ત્રીવર્ગમાં સમાતી સર્વ બહેનોમાં પરસ્પર સામાજિક સબધો અગર પ્રક્રિયા હોતી નથી. આ વર્ગો ગાણિતિક વર્ગો છે, સામાજિક જૂથો કે વર્ગો નથી. તેજ પ્રમાણે બાળકોનો વર્ગ, યુવાનોનો વર્ગ, ડૉકટરોનો વર્ગ, વકીલવર્ગ, વિદ્યાર્થીવર્ગ વગેરે શબ્દો દ્વારા જ્યારે આપણે અમુક કક્ષાના, અમુક લક્ષણો ધરાવતા કે અમુક ધધા કરતા માનવીઓનુ વર્ગીકરણ કરીએ છીએ ત્યારે તે ગાણિતિક જૂથોનાં, ગાણિતિક વર્ગોનાં દષ્ટાંતો બને છે. બાળકવર્ગના દરેક સભ્યમાં, યુવાનવર્ગના દરેક સભ્યમાં કે ડૉક્ટર, વકીલ કે વિદ્યાથીવર્ગના બધા સભ્યો વચ્ચે કોઈ સામાજિક સંબધ કે સામાજિક પ્રક્રિયા અગર સર્વ સભ્યો વચ્ચે સામાજિક સંબધોની ગાંઠ હોતી નથી.

આ સ્થળે વર્ગ શબ્દનો ઉપયોગ અભ્યાસ માટે વર્ગીકરણના સિદ્ધાંત અનુસાર ઉપજાવેલા ગાણિતિક વિભાગો કે સમૂહો એમ થાય છે. તેઓ સામાજિક જૂથોનાં લક્ષણો ધરાવતાં નથી, ન તો તેઓને સામાજિક વર્ગ સાથે કાંઈ પણ સંબધ હોય છે. આમ વર્ગીકરણની સરળતા માટે ઉપજાવેલા અભ્યાસોમાંના વર્ગો અને સામાજિક વર્ગો વચ્ચેનો તફાવત બહુ જ સ્પષ્ટપણે સમજવાની જરૂર છે. આ સ્પષ્ટતા ન રાખવાને કારણે ઘણા અભ્યાસીઓએ અનેક ગૂંચવાડા અને ગેરસમજૂતીઓ ઊભાં કર્યાં છે. સમાજશાસ્ત્રના અભ્યાસીએ એક જ શબ્દના વિવિધ ઢબે થતા અર્થોને સ્પષ્ટપણે સમજી પોતે અમુક ઘટના વ્યક્ત કરતા શબ્દનો નિશ્ચિત અર્થ ધ્યાનમાં રાખવો બહુ જ જરૂરી છે.

સામાજિક વર્ગ એક પ્રકારનો વિશિષ્ટ સામાજિક જૂથ-પ્રકાર છે તે નિશ્ચિત લક્ષણો ધરાવે છે આપણે તેની ખાસિયતો અને લક્ષણો સમજવા પ્રયત્ન કરીએ.

### (૧) દરજ્જો—સામાજિક વર્ગની એક લાક્ષણિકતા (Status as a Criterion of Social Class):

જ્યારે અમુક સમુદાયમાં તેના વિવિધ વિભાગોમાં પરસ્પર સામાજિક વ્યવહાર 'મોભા' કે 'દરજ્જા'ની ભૂમિકા ઉપર રચાય તેમ જ 'દરજ્જા'ની

ભાવનાને લીધે તે વ્યવહારમાં અમુક પ્રકારની મર્યાદા આવે તથા તેના પરિણામરૂપે સમુદાયમાં ઊંચ અને નીચની ભાવના આ જૂથોને રંગે ત્યારે સમુદાયનાં આવાં જૂથોને સામાજિક વર્ગો તરીકે આપણે ઓળખી શકીએ.

આમ 'મોભા' કે 'દરજ્જા (Status)'નો ખ્યાલ અને ઊંચનીચની ભાવના એ સામાજિક વર્ગની મુખ્ય લાક્ષણિકતા છે. આ દૃષ્ટિએ સામાજિક વર્ગની વ્યાખ્યા આપણે નીચે પ્રમાણે આપી શકીએ:

સમુદાયનો એક વિભાગ જે દરજ્જાની ભાવનાથી પ્રેરાઈ પોતાને બીજા વિભાગોથી વિભિન્ન માને છે તેને આપણે સામાજિક વર્ગ કહી શકીએ.

આ દૃષ્ટિબિન્દુથી સામાજિક વર્ગોથી વહેંચાયેલા સમાજની ખાસિયતો નીચે પ્રમાણે ગણી શકાય:

(૧) દરજ્જાની ભૂમિકા ઉપર રચાયેલાં જૂથો.

(૨) ઊંચનીચની ભાવનાથી રંગાયેલી તેમની મનોભૂમિનો ઊંચ નીચની ભૂમિકાનો સ્વીકાર.

(૩) દરજ્જાની ભૂમિકા અને ઊંચનીચની ભાવના ઉપર સમાજ-જીવનનું લગભગ કાયમી બંધારણ.†

આમ આપણે જોઈ શકીએ છીએ કે સમાજશાસ્ત્રની પરિભાષામાં વર્ગ શબ્દ આપણે બહુ જ જુદી રીતે વાપરીએ છીએ. સામાજિક વર્ગ એક વિશિષ્ટ પ્રકારના સામાજિક વાસ્તવને સમજવા માટે વપરાતો શબ્દ છે. સામાજિક વર્ગ એટલે દરજ્જાના પાયા ઉપર રચાયેલું એક વિશિષ્ટ પ્રકારનું સામાજિક જૂથ.

દરજ્જાની ભૂમિકારૂપી લક્ષણ વર્ગની કલ્પનાને એક પ્રકારની સ્પષ્ટતા આપે છે એટલું જ નહિ, પરંતુ જ્યાં જ્યાં સમાજ વર્ગોમાં વહેંચાયો છે ત્યાં ત્યાં આ લક્ષણ—દરજ્જાની ભૂમિકા—આપણને આ ભેદ અને પ્રક્રિયાને સમજવા માટે સુંદર સાધન આપે છે. દરજ્જો 'સામાજિક વર્ગોનો આત્મા છે. ભાષા, પ્રદેશ, ધંધો અગર નિષ્ણાતીકરણથી પડતા સામાજિક વિભાગોને દરજ્જા સાથે સાંકળી લેવામાં આવે ત્યારે જ વર્ગ-ઘટના તરીકે તેઓ સમજાય છે.

વર્ગનું આત્મલક્ષી તત્ત્વ (Subjective factor) સમૂહમાનસ અને

† "A system or structure of social classes involves first, a hierarchy of status groups, second, the recognition of the superior-inferior stratification, and finally, some degree of permanency of the structure."

વલણ હમેશાં સમાજનાં આવકની કક્ષા, ધંધાનો તફાવત, જન્મ, જાતિ, કેળવણી કે એવા કોઈ વસ્તુલક્ષી તત્ત્વ (Objective factor)ના તફાવત સાથે નિકટ રીતે સંકળાયેલું હોય છે. પરંતુ આ સર્વ વસ્તુલક્ષી તત્ત્વોના તફાવતો, આત્મલક્ષી તત્ત્વ—ઉચ્ચનીચના ભેદની ભાવના, દરજ્જાની ભાવના—ની હાજરી વગર વ્યવસ્થિત વર્ગના સ્વરૂપે સમૂહોને વહેંચી શકતા નથી.

દરજ્જાનું, વર્ગનું, ઉચ્ચ-નીચપણાનું ભાન એ વર્ગ માટે અનિવાર્ય તત્ત્વ છે. આ વર્ગભાન જ્યારે આર્થિક, રાજકીય કે સાંપ્રદાયિક સત્તા અને તેને આનુષંગિક વિશિષ્ટ રહેણીકરણી અને સંસ્કારનું પીઠબળ પામે છે ત્યારે તે સમાજના એક વર્ગને બીજા વર્ગથી નોખો પાડે છે, દરેક વર્ગને સુગ્રથિત કરે છે અને સમસ્ત સમાજને વિવિધ વર્ગોમાં વહેંચી વ્યવસ્થિત રીતે દરજ્જાના પાયા ઉપર ગોઠવે છે.

### (૨) સામાજિક વર્ગ—આર્થિક વિભાગીકરણ તરીકે (Class as an economic division):

સામાજિક વર્ગની વ્યાખ્યા આપણે માત્ર આર્થિક ઘટનાના પાયા ઉપર બાંધી નથી એ તો હવે સ્પષ્ટ સમજાશે. પરંતુ સમાજશાસ્ત્રના કેટલાક વિદ્વાનો આર્થિક તત્ત્વને સામાજિક વર્ગની મુખ્ય ભૂમિકા તરીકે ગણે છે. આ સમાજશાસ્ત્રીઓમાં માર્ક્સવાદી વિદ્વાનો ખાસ આગળ પડતા છે. આર્થિક તત્ત્વને સામાજિક વર્ગની મુખ્ય ભૂમિકા તરીકે ગણનારા વિચારકો એમ માને છે કે સામાજિક વર્ગ એ હમેશાં આર્થિક તફાવતોનો આવિષ્કાર છે.

આર્થિક તફાવત સામાન્ય રીતે તો દરજ્જાના તફાવત સાથે સંકળાયેલો હોય છે ખરો, પરંતુ સામાજિક વર્ગને આર્થિક તફાવતના જ પાયા ઉપર રચાયેલો ગણવામાં સમાજશાસ્ત્રની દૃષ્ટિએ આપણે બે પ્રકારની ભૂલ કરીએ છીએ.

(૧) સામાજિક વર્ગને માત્ર આર્થિક તત્ત્વ અને આર્થિક ભેદ સાથે સાંકળી લેવામાં આપણે સામાજિક વર્ગના ખ્યાલને ખૂબ જ મર્યાદિત કરી દઈએ છીએ.

કેટલાક દરજ્જા અગર વર્ગ તફાવતો એવા હોય છે કે જે હમેશાં આર્થિક તફાવતો સાથે સીધો સંબંધ ધરાવતા નથી. ભારતની જ્ઞાતિ-

વ્યક્તિની પોતાની શક્તિ અગર સેવા ઉપર આધાર રાખતાં નથી; ન તો તે તેના ધંધા ઉપર જ આધાર રાખે છે. તે શક્તિઓ તો તેના દરજ્જાને આભારી હોય છે. દા. ત., બ્રાહ્મણ પોતાના દરજ્જાને લીધે શરૂઆતથી જ સમાજમાં અમુક પ્રતિષ્ઠા, માન, સત્તા અને અસરકારકતા પ્રાપ્ત કરે છે—પછી તે ભલે નીચી જ્ઞાતિના માણસ કરતાં પણ ઓછો બુદ્ધિવાળો, ઓછો પૈસાવાળો કે નીચી કક્ષાનો ધંધો કરતો હોય.

આનો અર્થ એમ પણ નથી કે સામાજિક દરજ્જાને અને ધંધાને કાંઈ સંબંધ જ નથી. ઐતિહાસિક દૃષ્ટિએ જોતાં આપણને જણાશે કે અમુક પ્રકારના ધંધાઓ અને સામાજિક વર્ગો વચ્ચે ખૂબ જ નિકટનો સંબંધ હોય છે. પરંતુ અમુક ધંધો કરતા સમૂહો અને સામાજિક વર્ગો બન્ને એક જ છે અને વર્ગ ધંધા ઉપર જ રચાયો છે એમ માનવું એ ભૂલભરેલું છે.

દરજ્જો એ સામાજિક વર્ગનું મુખ્ય લક્ષણ છે; ધંધો એ સામાજિક વર્ગને ઘડતાં અનેક તત્ત્વોમાંનું એક જ તત્ત્વ છે. સામાજિક વર્ગો અને ધંધાના પાયામાં વર્ગીકરણ કરેલા સમૂહો વચ્ચે એક પ્રકારનો સંબંધ અને સાંકળ જરૂર જોઈ શકાશે પરંતુ સામાજિક વર્ગો અને ધંધા ઉપર રચાયેલાં જૂથો એક જ નથી એ બિના સમજી લેવી જરૂરી છે.

### (૧) ધંધાદારી વિભાગો ને સામાજિક વર્ગ વિભાગો (Functional *vs.* Class Divisions) :

અમેરિકાના વસ્તીપત્રકમાં આપેલા સામાજિક-આર્થિક સમૂહોનું વર્ગીકરણ આપણને દરજ્જા ઉપર રચાયેલા સામાજિક વર્ગ અને ધંધા ઉપર રચાયેલા વર્ગોનો તફાવત સુંદર રીતે સમજાવે છે

યુનાઇટેડ સ્ટેટ્સના સેન્સસ બ્યૂરોએ કામ કરતી વસ્તીના પાડેલા ૭ મુખ્ય વિભાગો આજે ઘણા અભ્યાસીઓ સામાજિક વર્ગરચના તરીકે સ્વીકારવા તત્પર થાય છે.

આ સાથેનો તકતો એ મુખ્ય વિભાગોને દર્શાવે છે.

આપણે આ તકતાને સમજવા પ્રયત્ન કરીએ. એક દૃષ્ટિએ જોઈએ તો આ તકતામાં પાડેલા ૭ મુખ્ય વિભાગો દરજ્જાની કસોટીમાંથી પણ પસાર થઈ સામાજિક વર્ગો તરીકે પણ ગણી શકાય; પરંતુ આ વિભાગોને વર્ગ તરીકે ગણતાં પહેલાં તેની અંદર રહેલી મર્યાદાઓને

સમજી લઈએ.

પહેલા વિભાગ અને બીજા વિભાગ વચ્ચે અગર બીજા અને ત્યાર પછીના વિભાગો વચ્ચે દરજ્જો જુદો છે એમ આપણે સ્પષ્ટપણે કહી શકીએ; પરંતુ બીજાના પેટાવિભાગો વચ્ચે અને પહેલા અને બીજા વિભાગો વચ્ચે તફાવત માત્ર ધંધાના તફાવતમાંથી ઊપજતો નથી એ પણ નોંધવું રહ્યું. ધંધાના તફાવત અને દરજ્જાના ભેદ પાછળ બીજાં તત્ત્વો પણ કામ કરે છે. આમ ધંધાદારી વિભાગીકરણમાંથી ઊભા થતા વર્ગો અને દરજ્જાના પાયા ઉપર રચાયેલા સામાજિક વર્ગોના વિભાગીકરણને એકરૂપ ગણી શકાય નહિ.

દરજ્જો અને ધંધો એકબીજાથી એક મુખ્ય બાબતમાં જુદા પડે છે. દરજ્જાની ભૂમિકા આત્મલક્ષી માનસિક વલણ ઉપર આધાર રાખે છે જ્યારે ધંધો વસ્તુલક્ષી છે. આ જ કારણથી સામાજિક વર્ગોને ધંધાદારી વર્ગીકરણ તરીકે ગણીએ તો તે સમાજશાસ્ત્રની દૃષ્ટિએ મોટી ભૂલ કર્યા બરાબર જ ગણી શકાય.

## (૨) વર્તમાન સમાજમાં ધંધો—સામાજિક વર્ગનું એક સૂચક લક્ષણ (Occupation as an Index of Class in Modern Society):

વર્તમાન સમાજમાં દરજ્જો અનેક તત્ત્વો મળીને નક્કી થાય છે. ભૌતિક સંપત્તિ (material possessions), સિદ્ધિ (achievement), વંશ (lineage), સામાજિક સંબંધો (social affiliations), અધિકાર (authority), સત્તા (power) અને કાર્ય (function) વગેરે સર્વ તત્ત્વો દરજ્જો નિશ્ચિત કરવામાં પોતાનો ફાળો આપે છે. આ સર્વ તત્ત્વો કેવા પ્રકારનો અને કેવી રીતે પોતાનો ફાળો આપે છે તેની વિગતવાર ચર્ચા આગળ ઉપર થશે. અહીંયાં આપણે એટલું જ નોંધીએ કે ધંધોરોજગાર દરજ્જો નક્કી કરવા સહુથી મુખ્ય તો નહિ, પરંતુ મહત્ત્વનો ભાગ ભજવે છે. સંપત્તિ, જીવન જીવવાની પદ્ધતિ, સામાજિક સંબંધો અને આંતર-લગ્નો જેવાં તત્ત્વો સાથે અનેક રીતે સંકળાઈ જઈ ધંધો સામાજિક વર્ગરચના ખડી કરે છે.

અમેરિકન સમાજના ઉપર કરેલા વિભાગીકરણમાંથી જ બેત્રણ દૃષ્ટાંતો લઈ આ વિધાન સમજવા પ્રયત્ન કરીએ. બીજા વિભાગમાં મૂકેલા ખેડૂતવર્ગને તેમાં એક તરફ બુદ્ધિજીવી વર્ગો (Professional classes)

અને બીજી તરફ કારકુનવર્ગની વચમાં દરજ્જો આપ્યો છે.

પહેલાંના સમયમાં જમીન ઉપર ગુજરાન કરનાર બે જ મુખ્ય વર્ગો હતા: જમીનદાર અને ખેતી કરતો કિસાન. પરંતુ વર્તમાન ઔદ્યોગિક સમાજમાં કે જ્યાં નાણાનું ચલણ સમસ્ત અર્થતંત્ર — ખેતી સુદ્ધાં — ને આવરી લે છે ત્યાં એક નવા પ્રકારનો ખેડૂત ઊભો થાય છે. આ માલિક ખેડૂત (ચરોતરના ધનિક પાટીદાર ખેડૂતોમાં આ વર્ગનું આપણને દૃષ્ટાંત મળી શકે છે) જૂના ખેડૂત-કિસાનથી નોખી પરિસ્થિતિ અનુભવે છે. આ નવો ખેડૂત જૂના કિસાનની માફક જમીનદારના ભારણ નીચે હોતો નથી. તદુપરાંત આ ખેડૂત માટે જમીન અને ખેતી એ જીવનનિર્વાહનાં સાધનો નહિ પરંતુ મૂડીના રોકાણ માટેનો એક ધંધો છે. આ જ કારણે ઘણી વાર આ કક્ષાના ખેતી કરનારા વર્ગમાં સ્વતંત્ર ખેડૂત અને ગણોત પર ખેતી કરનાર ખેડૂત વચ્ચે બહુ તફાવત રહેતો નથી. બન્ને માટે ખેતી એ મૂડી રોકી નફો મેળવવાનું સાધન છે. આ પરિસ્થિતિ અને સરખા ઉદ્દેશને લીધે વર્તમાન સમાજમાં સ્વતંત્ર ખેડૂત અને ગણોતિયા ખેડૂતો મળી એક નવા પ્રકારનો ખેડૂતવર્ગ ઊભો થયો છે. તેમના ખેતી અંગેના પ્રશ્નો સરખા હોય છે; તેમનું જીવનધોરણ અને પદ્ધતિ પણ સરખાં હોય છે. આ સરખાપણાને લીધે આ બન્ને કક્ષાના ખેડૂતોનું સમૂહભાન જાગે છે, જે આ નવા પ્રકારના ખેડૂતવર્ગમાં — પછી તે સ્વતંત્ર ખેડૂત હોય કે ગણોતિયો — પણ લગભગ એક સરખું જ હોય છે.

નવા ખેડૂતવર્ગના બન્ને વિભાગો લગભગ સરખા વાતાવરણમાં જીવન ગુજારી રહ્યા હોઈ તેમ જ સરખી મૂંઝવણો અનુભવતા હોઈ તેમ જ સરખા જ પ્રકારના પ્રશ્નોનો સામનો કરતા હોઈ, એક પ્રકારની સમાન દરજ્જાની ભાવના અનુભવે છે. આમ, તે બન્ને વિભાગો એક સામાજિક વર્ગ બને છે.

પરંતુ ધંધાના આટલા સામ્યમાંથી ઊપજતાં સામાન્ય લક્ષણો પણ વર્તમાન સાંસ્કૃતિક બળોના પ્રભાવ નીચે એક ધંધો કરતા વર્ગમાં પણ ભિન્ન ભિન્ન સ્તરો ઊભા કરી વિવિધ કક્ષાની દરજ્જાની વર્ગભાવનામાં પણ વિવિધ કક્ષાઓ વિકસાવે છે. એક જ ધંધાદારી વર્ગ હોય તો પણ શહેરીકરણની અસર તેના સભ્યો અને પેટાવિભાગોમાં નવા દરજ્જાઓની ભાવનાઓ ઉપજાવે છે. ગામડે રહેતો ખેડૂત અને શહેરમાં રહેતો ખેડૂત પોતાને અલગ અલગ દરજ્જાનો માને છે એટલું જ નહિ, પણ ઘણી

વખત શહેરનું કારકુની કામ ખેતી કરતાં ઉચ્ચ છે એવો પણ ખ્યાલ વિકસી આવે છે.

શહેરીકરણ ઉપરાંત ધર્મ, પ્રાંતીયતા અગર વિવિધ ભાષાવાદી પ્રાંતોનાં તત્ત્વો આ દરજ્જાની શ્રેણીઓ પાડવામાં ભળે તો સામાજિક વર્ગરચના અટપટી બને. આ જ કારણથી એક વિદ્વાને તો એમ પણ કહ્યું છે કે વર્તમાન સમયમાં સામાજિક વર્ગોનું ઘડતર ખૂબ જ અટપટું છે અને આ વર્ગભેદના પાયા ઉપર સમાજને વર્ણવવો એ અતિ મુશ્કેલ કાર્ય છે.

## વર્ગભેદની સૂચક કસોટીઓ (The Criteria of class distinctions):

સામાન્ય વાતચીતમાં ગરીબ અને તવંગર, અમીર અને સામાન્ય જનતા, શાસક અને શાસિત, ભણેલા અને અભણ, સંસ્કારી અને અણઘડ, બુદ્ધિવાન અને બોટ વગેરે શબ્દો વર્ગભેદ સૂચવવા વપરાય છે. ઉપલો વર્ગ, મધ્યમ વર્ગ અને નીચલો વર્ગ એવાં ઉપનામો પણ વર્ગભેદ સૂચવવા વારંવાર થાય છે.

આ સર્વ શબ્દોનો ઉપયોગ એક મહત્ત્વનો પ્રશ્ન ઊભો કરે છે: સામાજિક વર્ગોના વિભાગીકરણ માટે કયાં તત્ત્વોનો માપદંડ તરીકે સ્વીકાર થાય છે તેમ જ જુદાં જુદાં તત્ત્વો ઉપરનો આગ્રહ સામાજિક ઘડતરના સ્વરૂપને કઈ રીતે અસર કરે છે? એ અંગે થોડી વિગતવાર ચર્ચા જરૂરી છે.

### (૧) દરજ્જાની ભૂમિકા (The basic of status):

દરજ્જાની ભૂમિકા સમાજે સમાજે જુદી હોય છે એટલું જ નહિ, પરંતુ ઘણી વખત એક સમાજમાં પણ વિવિધ યુગોમાં તે બદલાય છે. કેટલાક સમાજમાં અંગત શૌર્ય અને સિદ્ધિ દરજ્જાની કસોટી તરીકે મનાય છે. કોઈ સમાજ વિદ્યાને કસોટી તરીકેનું મહત્ત્વ આપે છે. કોઈ સમાજ વળી કુળ અને લોહીને દરજ્જાની ભૂમિકા માને છે. કોઈ સમાજ જન્મને દરજ્જાની ભૂમિકા માને છે તો કોઈ સમાજ ધન, સત્તા અગર જમીનની માલિકીને દરજ્જા માટે કસોટી ગણે છે. આમ દરજ્જાનો તફાવત, જન્મ, સંપત્તિ, ધંધો, રાજકીય સત્તા, જાતિ, કુળ અગર પરંપરાગત પ્રાચીન ચીનની માફક જ્ઞાનના તફાવત ઉપર નિશ્ચિત થાય છે. દરજ્જો નક્કી કરવામાં આમ વિવિધ તત્ત્વો કામ કરતાં હોય છે.

પરંતુ જ્યારે અમુક સમાજમાં આ સર્વ તત્ત્વોમાંથી અમુક તત્ત્વો દરજ્જાના તફાવત માટે સમાજ દ્વારા સ્વીકાર પામે છે અને તેમને પેઢી-દર-પેઢી દરજ્જાના ચિહ્ન તરીકે ગણવામાં આવે છે ત્યારે તે તત્ત્વો સમાજની અમુક ઢબની સામાજિક વર્ગવ્યવસ્થાને વિકસાવે છે. આવી સમાજસ્વીકૃત વર્ગ-પદ્ધતિઓ વિવિધ પ્રકારની હોય છે. પરંતુ જ્યારે દરજ્જો વિવિધ સામાજિક તત્ત્વોમાંથી કોઈ એકાદ તત્ત્વ ઉપર અમુક સમાજમાં વધુ આધાર રાખે છે ત્યારે તે સમાજનુ વર્ગઘડતર આપણને બહુ જ સ્પષ્ટપણે જણાઈ આવે છે. આ દરજ્જાના તત્ત્વની આજુબાજુ બીજાં તત્ત્વો ગોઠવાઈ જાય છે અને વર્ગવ્યવસ્થાને સ્પષ્ટ સ્વરૂપે વિકસાવે છે.

આપણે જન્મ અને મિલકતને મહત્ત્વ આપતી બે વર્ગવ્યવસ્થાઓની તુલના કરી ઉપલા વિધાનને સ્પષ્ટપણે સમજવા પ્રયત્ન કરીશું.

## (૨) "જન્મ" અને "સંપત્તિ"ના દરજ્જાની કસોટીઓ (The Criteria of Birth and Wealth):

હિન્દુ જ્ઞાતિવ્યવસ્થા અગર પરંપરાગત સામંતશાહી સમાજ જેવા સમુદાયોમાં દરજ્જો જન્મથી નક્કી કરવામાં આવે છે. ત્યાં વર્ગવ્યવસ્થા ખૂબ જ સુગ્રથિત, જડ અને ઘેરા સ્તરીકરણવાળી બને છે. વર્ગરચનામાં થોડા ફેરફાર થાય છે ખરા, પરંતુ તે ઘણા જ ધીમા, સબ્યોથી લગભગ ન સમજી કે ન પરખી શકાય એવી સૂક્ષ્મ રીતે થયા કરે છે. પરંતુ એકંદરે સ્થગિત, ગતિહીન વર્ગવ્યવસ્થાવાળો સમાજ ત્યાં ઊભો થાય છે.

મધ્યકાલીન સામંતશાહી યુગમાં દરજ્જો જન્મથી જ નક્કી થતો એટલું જ નહિ, પરંતુ સમાજનાં લોકનીતિ અને મૂલ્યો પણ એ જ ભાવનાને મજબૂત બનાવતાં ધર્મ પણ સામંતશાહી વર્ગરચનાને અનુમોદન આપતો અને તેનો પ્રચાર પણ એ જ વ્યવસ્થા ટકાવવા થતો.

એ મૂલ્યો અનુસાર સમાજમા સામંત, શ્રેષ્ઠી-વ્યાપારી અને સામંત સાથે સંકળાયેલો કિસાન એ જ ત્રણ મુખ્ય વર્ગો હતા. સત્તા અને ધન આ સમાજમાં જમીન ઉપરની માલિકી અને કાબૂ સાથે સંકળાયેલાં હતાં અને આ ત્રણે વારસાગત ઊતરતાં. આમ આ યુગમાં સત્તા, ધન અને પ્રતિષ્ઠા ત્રણે જન્મ સાથે સંકળાયેલાં હતાં. મધ્યકાલીન સમાજરચના આ પાયા ઉપર જ રચાયેલી હતી.

પરંતુ ધીરે ધીરે નવાં સામાજિક અને આર્થિક પરિવર્તનોએ આ રચનામાં ભંગાણ પાડ્યું. જ્યાં સુધી દરજ્જો જન્મથી નક્કી થતો ત્યાં

સુધી ઊર્ધ્વ-ઊભી ગતિશીલતા (Vertical mobility) સર્વ માટે શક્ય જ ન હતી. થોડાક કુશળ સૈનિકો કે પાદરીઓ સિવાય કોઈને માટે સમાજમાં ઊંચો દરજ્જો પ્રાપ્ત કરવો એ અશક્ય હતું. થોડી ગતિશીલતા મધ્યમવર્ગ, વ્યાપારીવર્ગ અને કારીગરવર્ગ પૂરતી મર્યાદિત હતી.

આ છેલ્લા ત્રણ સ્તરો, જેને ઇતિહાસમાં મધ્યમવર્ગ તરીકે ગણવામાં આવે છે તેમણે ધીરે ધીરે સામંતશાહીને નબળી પાડી એટલું જ નહિ, પરંતુ પ્રથમ ઇટલી, પછી પશ્ચિમ યુરોપ અને ત્યાર બાદ અમેરિકામાં મૂડીવાદી ક્રાન્તિ જગાવી સમસ્ત સમાજરચનામાં પરિવર્તન આણ્યું, દરજ્જાની વ્યાખ્યા અને ભૂમિકા પણ બદલી નાખી, જન્મ અને જમીનની માલિકીને ભૂમિકા તરીકે વિદાયગીરી આપી ચંચળ લક્ષ્મી, સંપત્તિ અગર મૂડીને દરજ્જાની ભૂમિકા તરીકે પ્રસ્થાપિત કરી. આ ભવ્ય "મૂડીવાદી ક્રાન્તિઓ"ના રસભર્યા ઇતિહાસની વિગતમાં ઊતરવાની જરૂર નથી. પશ્ચિમ સમાજની વર્ગરચનામાં તેમણે કરેલા બે મૂળભૂત ફેરફારોની જ ફક્ત નોંધ લઈએ.

## (૧) મિલકતની વ્યાખ્યામાં પરિવર્તન (The Re-definition of Wealth):

સામંતશાહી યુગમા જમીન એ મુખ્ય મિલકત ગણાતી. સામંતશાહી સમાજરચના આ જમીનના કબજાની અમુક ઢબની વ્યવસ્થાની આજુબાજુ જ ગૂંથાઈ હતી.

ઉપર વર્ણવેલી ક્રાન્તિ દરમ્યાન વ્યાપાર, ઉદ્યોગ અને ચલણી નાણાંરૂપી ચંચળ સંપત્તિની આજુબાજુ મંડળો અને સંસ્થાઓનો વિકાસ થયો. નાણાં અને ચંચળ લક્ષ્મીના રૂપમાં વિકસેલી મિલકતના પ્રમાણમાં જમીનની સંપત્તિ પ્રમાણમાં ગૌણ ગણાવા લાગી. આમ મૂડીની માલિકીએ જમીનની માલિકી ઉપર પ્રાધાન્ય મેળવ્યું. આ એક બહુ જ મહત્ત્વનું પરિવર્તન હતું, કારણ કે મિલકત હવે સામંતશાહી વ્યવસ્થાના માળખામાંથી મુક્ત બની. જન્મ, જમીન ઉપરનું પ્રભુત્વ અને તેમાંથી વિકસી આવતી દરજ્જાની ભૂમિકાથી હવે સમાજરચના મુક્ત થઈ. આ નવા પ્રકારની મિલકતના-ધનના સ્વતંત્ર સામાજિક મૂલ્ય તરીકેના વિકાસે જન્મ સાથે સંકળાયેલા દરજ્જાની ભાવનાને નબળી પાડી અને જૂની વર્ગરચનાને તોડી પાડી એટલું જ નહિ, પરંતુ એક નવો પૂંજીવાદી વર્ગ — જે જન્મે ગમે તે હોય — ઊભો કરી, તેને સત્તા ઉપર બેસાડી આ ક્રાન્તિએ નવી વર્ગવ્યવસ્થાનાં

મંડાણુ કર્યાં. આ નવી પરિસ્થિતિમાંથી "નવું મિલકતશાસ્ત્ર" અગર તો વર્તમાન અર્થશાસ્ત્ર પણ વિકસી આવ્યું. વિકસતા મૂડીવાદે ધનને ધીરે ધીરે આ જન્મ-સંબંધથી વધુ અને વધુ મુક્ત કર્યું, સંપત્તિ વધુ ચંચળ બની, વધુ હાથફેર થવા માંડી. આમાંથી સામાજિક ગતિશીલતામાં અનહદ વધારો થયો.

## (૨) ઊર્ધ્વ-ઊભી ગતિશીલતામાં વધારો (The Rise of Vertical Mobility):

જેમ જેમ નાણાકીય સંપત્તિ દરજ્જાની ભૂમિકા તરીકે સ્થાન લેવા માંડી, અને જેમ જેમ જન્મ અને પરંપરાગત જમીનની માલિકીની પ્રતિષ્ઠા અને સત્તા દરજ્જાની ભૂમિકા તરીકે ઓછું મહત્ત્વ પામવા માંડી, તેમ તેમ નવી, વધુ મુક્ત, ખુલ્લી (open) વર્ગવ્યવસ્થા વિકસવા માંડી.

"રિવાજની રોટી" (Cake of Custom)નું પ્રભુત્વ તૂટ્યું. હવે વર્ગવ્યવસ્થાએ એવું નવું સ્વરૂપ વિકસાવવા માંડ્યું કે જેમાં અમુક અંશે વ્યક્તિઓને પોતાના અંગત સાહસના આધારે સમાજમાં ઊંચેનીચે જવાની તક મળે. જૂનો અમીરવર્ગ નવા શ્રીમંતવર્ગમાં લગ્ન દ્વારા અને વ્યાપારધંધા જેવી તેમની દૃષ્ટિએ નીચી ગણાતી પ્રવૃત્તિઓમાં શરૂઆતમાં છાનેછપને તેમની સાથે જોડાઈ વિલીન થવા માંડ્યો. આમ નવા મૂડીવાદી યુગમાં જૂની જડ વર્ગરચના અને જૂના લગભગ આજન્મ વર્ગવિભાગો નબળા પડ્યા. કેટલાક જૂના વર્ગો ગૌણ, મહત્ત્વ વગરના પણ બની ગયા.

સામંતશાહી યુગમાં વર્ગવ્યવસ્થા ઊંચનીચના સ્પષ્ટ સ્તરોમાં વહેંચાયેલી હતી. દરેક વર્ગની જીવનશૈલી, આનંદપ્રમોદ, પોશાક, વિવેક-વિચાર, ભાષા, સામાજિક આચાર અને વ્યવહારની પદ્ધતિ વગેરે સર્વ નોખાં અને બીજા વર્ગોથી તેમને સ્પષ્ટ રીતે જુદાં પાડે એવાં હતાં.

આ બંધ વર્ગવ્યવસ્થા (Closed class system) વર્તમાન, યુગની પ્રમાણમાં ખુલ્લી વર્ગવ્યવસ્થા (Open class system)થી અનેક રીતે વિરોધી હતી.

ઉપર દર્શાવેલી બંધ, વર્ગોનાં પગથિયાંભરી અને પ્રત્યેક વર્ગની નોખી જીવનશૈલીવાળી સમાજરચનાને બદલે નવી વર્ગરચના જોકે હજી પણ મિલકતના પાયા ઉપર ઊંચનીચના દરજ્જા વિકસાવતી હોવા છતાં પ્રત્યેક વર્ગની જુદી જુદી જીવનશૈલીને બદલે લગભગ બધા જ વર્ગોમાં એક પ્રકારની જીવનશૈલી વિકસાવે છે. આ વર્ગવ્યવસ્થામાં લગભગ બધા જ

વર્ગો એક જ પ્રકારની ફેશન, એક જ પ્રકારનાં આનંદપ્રમોદ અને મોજ અને એક જ પ્રકારનાં મૂલ્યોનું સેવન કરતા હોય છે.

શ્રીમંત પણ પાટલૂન, ખમીસ અગર બુશકોટ પહેરે; મધ્યમ વર્ગનો માણસ પણ એ જ ઢબનાં કપડાં પહેરે; અને મજદૂર પણ પાટલૂન, ખમીસ અને બુશકોટ પહેરતો આપણે જોઈએ છીએ. આમ શૈલી તો એક, પરંતુ કાપડના પ્રકાર અને સિલાઈ, ધોલાઈની છટામાં ફેર પડે. તેજ પ્રમાણે સિનેમા, નાટકો, હોટલનાં ખાણાપીણાં વગેરેમાં લગભગ બધા જ વર્ગો માટે પ્રકાર એક હોય છે, માત્ર ભોગ્ય વસ્તુની કક્ષામાં ફેર હોય. આમ નવી ખુલ્લી વર્ગરચનામા વર્ગોની જીવનશૈલીમા એક પ્રકારનુ સામ્ય આવવા માંડયું. આ ઉઘાડી—ખુલ્લી વર્ગરચનામાં ગરીબ અને તવંગર બન્ને અમુક આદર્શને સિદ્ધ કરવા એક પ્રકારની સ્પર્ધામાં ઊતરે છે. સ્પર્ધા ગતિશીલતા વધારે છે

## (૩) દરજ્જા માટેની ભૂમિકા માટે હરીફાઈ કરતાં તત્ત્વો (Competing Criteria of Status):

વર્તમાન મૂડીવાદી સમાજમાં મૂડી જીવનમાં સહુથી મહત્ત્વનો ભાગ ભજવે છે. મૂડી અમુક અંશે જીવન-પદ્ધતિ નક્કી કરે છે. તે સાસ્કારિક તકો પણ નિશ્ચિત કરે છે. મૂડી નોકરીધધા માટેની ફાયદાકારક પરિસ્થિતિ અને રાજકીય સત્તા સાથે ખૂબ જ ઘનિષ્ટ રીતે સંકળાયેલી છે અને છતાં પણ મૂડીને આ સર્વ તત્ત્વોથી જુદી પાડી શકાય છે એટલું જ નહિ, પરંતુ તેને અને સાંસ્કારિક સિદ્ધિ અગર વ્યક્તિત્વથી અમુક અંશે નોખી પણ પાડી શકાય છે. ખાસ કરીને પ્રજાતત્રવાળા સમાજોમાં દરજ્જા માટેનાં બીજાં સર્વ તત્ત્વોનું મહત્ત્વ ઘટી ગયુ છે અને નવી વર્ગરચનાનું માળખું મૂડીની ક્રિયા ઉપર જ ટકી રહે છે.

આમ હોવા છતાં પણ દરજ્જો અપાવતાં કેટલાંક જૂનાં તત્ત્વો, દરજ્જાની ભૂમિકા બનતી મૂડીને અમુક રીતે મર્યાદિત પણ કરે છે અને ઘણી વાર દરજ્જા માટે નવી કસોટીઓ ઊભી કરી મૂડી સાથે દરજ્જાની ભૂમિકા માટે સ્પર્ધામા પણ ઊતરે છે.

અમેરિકા જેવા ખૂબ જ વિકસેલા મૂડીવાદી દેશમાં પણ કેટલાક ભાગોમાં આપણે દરજ્જાની ભૂમિકા માટે બીજાં તત્ત્વો ઉપર આગ્રહ રખાતો જોઈએ છીએ. કેટલાંક સ્થળોમાં કુળ, કેટલાંક સ્થળોમાં ધર્મ,

કેટલાંક સ્થળોમાં કયા પ્રદેશ અને રાષ્ટ્રોમાંથી વસાહતીઓ આવ્યા છે તે—અને ખાસ કરીને રંગભેદ, ગોરા-કાળા (હબસી)ના રંગભેદ—મૂડી ઉપરાંત સામાજિક વર્ગોમાં દરજ્જાનું ભાન ઊભું કરવા સ્પર્ધા કરે છે.

આમ વંશ, કુળ, રાષ્ટ્રીય મૂળ, ધર્મ અને રંગ આ તત્ત્વો પણ મૂડીની સાથે વર્ગવ્યવસ્થામાં દરજ્જાની ભૂમિકા બનવા માટે સ્પર્ધા કરે છે. આ સર્વમાં ગોરા-કાળાનો રંગભેદ સહુથી ઉગ્ર રીતે વર્ગભાન જાગૃત કરે છે. પરંતુ વધુ બારીકાઈથી તપાસ કરતાં આપણને જણાશે કે આ તત્ત્વો દરજ્જાની ભૂમિકા બનવા માટે ગૌણ સ્થાન ભોગવે છે. આપણે સામાજિક વર્ગની જે વ્યાખ્યા કરી હતી તે અનુસાર સામાજિક વર્ગો ઊભા થતા નથી. વર્તમાન સમાજમાં સમસ્ત સમાજરચનાના એકેએક પાસામાં તેમ જ આખી મૂલ્યાંકન-પદ્ધતિમાં વર્ગ વિભાગીકરણનું કોઈ પણ એક તત્ત્વ હોય તો તે મૂડી—નાણાકીય ધનરૂપી તત્ત્વ—છે. મૂડી વર્તમાન સમાજમાં વર્ગભેદ માટે સર્વસામાન્ય ભૂમિકા પૂરી પાડે છે.

સંબધમાં ખૂબ જ આગ્રહ રાખે છે. આંતરજ્ઞાતીય લગ્ન દ્વારા વિકસતી વર્ણસંકરતા સામે જ્ઞાતિનો ઉગ્ર વિરોધ હોય છે. ઘણી વખત સમાજ-રચનામાં અમુક જ્ઞાતિઓના—સમસ્ત જ્ઞાતિ તરીકે—દરજ્જાની દૃષ્ટિએ ઊંચા અગર નીચા સ્થાનમાં ફેર થાય પરંતુ વ્યક્તિનું જીવન અને દરજ્જો તો તેની જ્ઞાતિ જ નક્કી કરે છે. જ્ઞાતિવ્યવસ્થામાં જ્ઞાતિ બહાર વ્યક્તિની સામાજિક ગતિશીલતા લગભગ બંધ જ હોય છે. જ્ઞાતિવ્યવસ્થા એટલે જ સમાજનું કાયમી અને સંપૂર્ણ સ્તરીકરણ. જ્ઞાતિવ્યવસ્થાનું આ લક્ષણ તેના હાર્દ સમુ છે. દરેક સ્તરને સ્વયંસંપૂર્ણ સામાજિક અને સંસ્કારજીવનનું બીબું હોય છે. તે બીબામાં જ તેનાં જીવન અને સંસ્કાર વ્યક્ત થાય છે. તદુપરાંત દરેક સ્તર—જ્ઞાતિ—ની બીજા સ્તર—જ્ઞાતિ—સાથેના (પછી તે તેનાથી ઊંચો દરજ્જો ભોગવતી હોય કે નીચો દરજ્જો) સંબંધોની એક ખૂબ જ ઝીણવટભરી, વ્યવસ્થિત અધિકાર–ફરજ ઉપર રચાયેલી ગૂંથણી હોય છે. એક જ્ઞાતિ અને બીજી જ્ઞાતિના સભ્યો વચ્ચે લગ્ન ઉપર પ્રતિબંધ હોય છે. નીચલી જ્ઞાતિઓ માટે ફરજોની એક અટપટી પરંપરા હોય છે. આ વ્યવસ્થામાં માન, પ્રતિષ્ઠા અને સત્તા અર્પતા ધંધા અને નોકરીઓ ઉપલી ઊંચ વર્ણની જ્ઞાતિઓ માટે અને હીન, અપ્રતિષ્ઠિત અને આજ્ઞાની તાબેદારી ઉઠાવવાના નીચી કક્ષાનાં સ્થાન, ધંધા અને નોકરીઓ નીચી જ્ઞાતિઓ માટે નિર્ણીત થયેલાં હોય છે.

અગણિત જ્ઞાતિઓના અટપટા ગુંફન જેવી હિન્દુ સમાજવ્યવસ્થામાં બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય જ્ઞાતિઓ, શૂદ્રો કરતાં જુદી જ માટીની છે એમ પણ માનવામાં આવે છે. અને એ દર્શાવવા બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્યોને દ્વિજ અને શૂદ્રોને શૂદ્ર એમ બે જુદાં નામો પણ આપવામાં આવ્યાં છે. દ્વિજ એ બે વાર જન્મેલા: કુદરતી જન્મ અને સંસ્કાર જન્મ. શૂદ્રને સંસ્કારજન્મ હોતો નથી. શૂદ્રોની નીચે પણ હિન્દુ વ્યવસ્થામાં એક હલકી શ્રેણી ઊભી થઈ છે, જેને અસ્પૃશ્યો તરીકે ઓળખાવવામાં આવે છે. અસ્પૃશ્યો સમસ્ત સમાજને અપવિત્ર કરી અભડાવશે એમ જ માનવામાં આવે છે. અસ્પૃશ્યોથી અડકાય નહિ, એક જ કૂવામાંથી પાણી ભરાય નહિ, ઊંચા વર્ણોનાં મંદિરોમાં દેવદર્શન કરાય નહિ, બીજા વર્ણોની સાથે એક લત્તામાં રહેવાય નહિ એટલું જ નહિ, પરંતુ અનેક સ્થળે તો તેમનો પડછાયો પણ ન પડવો જોઈએ એવું નિયંત્રણ રાખવામાં આવે છે.

જ્ઞાતિવ્યવસ્થામા આભડછેટ (Pollution)ની ભાવના સમસ્ત સામાજિક સબધોને રગે છે એટલુ જ નહિ, પરતુ જ્ઞાતિ-વ્યવસ્થા ઉપર રચાયેલા સમાજમા પ્રત્યેક જ્ઞાતિ મુક્તપણે સમૂહજીવનમા પોતાનો ફાળો પણ આપી શકતી નથી

જ્ઞાતિવ્યવસ્થાના કેટલાક અતિ જડ બધનો હવે હળવા થવા માડ્યા છે પરતુ હિન્દુ સમાજમા જ્ઞાતિબધનોની ચૂડ તોડવી હશે તો કા તો ઝડપી પ્રચડ ધરતીકપ જેવી સામાજિક ક્રાન્તિની જરૂર પડશે કે કા તો ધીરા પણ પાયાના ઔદ્યોગિક અને સાસ્કૃતિક ફેરફારોની જરૂર પડશે ભારતમા જન્મથી દરજ્જો નક્કી કરતી જ્ઞાતિવ્યવસ્થા તૂટતા તે કેવા સામાજિક પરિબળો અને ઝઝાવાતો ઊભા કરશે તેનો આપણી પેઢી અનુભવ કરી રહી છે

## (૨) જ્ઞાતિ, ધધો અને દરજ્જો (Caste, Occupation and Status):

ઘણા વિચારકો એમ માને છે કે હિન્દુ જ્ઞાતિવ્યવસ્થા એ ચોક્કસ ધધાઓની ઉપરથી નીચે ઊતરતી નિશ્ચિત શ્રેણીની ઇમારત છે

પુરુષસૂક્તમા પણ જ્ઞાતિ વિષે આ જ ખ્યાલ હોય એમ કેટલાકનુ માનવુ છે બ્રાહ્મણ પ્રભુના મુખમાથી, ક્ષત્રિય તેના બાહુમાથી, વૈશ્ય તેના સાથળમાથી અને શૂદ્ર તેના પગમાથી વિકસ્યા એવી કલ્પના પાછળ દરેક જ્ઞાતિને તેમને યોગ્ય નિશ્ચિત અને ભિન્ન ભિન્ન કાર્યો, ધધા અને ફરજો છે એમ પણ ઘણા માને છે વાસ્તવમા જોઈશુ તો આપણને એમ પણ લાગશે કે ઘણી નીચલી કોટીની જ્ઞાતિઓ, પેટા જ્ઞાતિઓ તથા અસ્પૃશ્ય જાતિઓના ધધા નીચી કોટીના હોય છે અને તે પણ નિશ્ચિત હોય છે પરતુ એટલા ઉપરથી એમ તારવવુ કે જ્ઞાતિ ધધાના પાયા ઉપર રચાઈ છે એ વાજબી નથી ઘણી વખત જુદી જુદી જ્ઞાતિઓ એક જ ધધો કરતી પણ દેખાય છે તેમ જ એક જ જ્ઞાતિ અગર પેટાજ્ઞાતિ જુદે જુદે સ્થળે જુદા જુદા ધધા કરતી પણ દેખાય છે ખેતી અને વ્યાપાર જેવી મહત્ત્વની આર્થિક પ્રવૃત્તિઓ અનેક જ્ઞાતિઓ ઉપાડી લેતી દેખાય છે ઘણી વખત કોઈ સશોધન અગર સામાજિક પરિવર્તન જ્ઞાતિઓના ધધામા પણ ફેરફાર આણે છે પરતુ આ પરિવર્તન કે ધધામા ફેરફારી

સમગ્ર જ્ઞાતિવ્યવસ્થાને ધા મારતી નથી. આમ જ્ઞાતિ ધંધા ઉપર રચાઈ નથી. જ્ઞાતિ, ધંધો અને દરજ્જો એ કાંઈ અનિવાર્ય રીતે સંકળાયેલાં નથી.

બ્રિટિશ રાજ્યે દાખલ કરેલા અનેક ઔદ્યોગિક અને સામાજિક ફેરફારોએ પરંપરાગત ચાલતા આવેલા અમુક જ્ઞાતિઓના અમુક જ ધંધામાં ઠીકઠીક પલટાઓ આણ્યા છે. આઝાદ ભારતના ઉદ્યોગીકરણના અખતરાઓ જ્ઞાતિ અને ધંધા વચ્ચેના હાલના સંબંધોમાં મોટા ફેરફારો લાવશે. ભારતની જ્ઞાતિવ્યવસ્થા આજ અનોખા સંક્રાંતિકાળમાંથી પસાર થઈ રહી છે.

ભારતની ખૂબ જ જડ બનેલી જ્ઞાતિવ્યવસ્થા દરજ્જાની ઝીણવટભરી અને ઊંચનીચની એક વિસ્તૃત શ્રેણી વિકસાવે છે. આવું સ્તરીકરણ (Horizontal stratification) પ્રત્યેક સ્તરના અધિકારો, ફરજો વગેરે નક્કી કરી સમાજજીવનના એકેએક પાસાને રંગે છે. તે પ્રત્યેક જ્ઞાતિની કાર્યપદ્ધતિને નિર્ણીત કરે છે. તે અમુક અંશે ધંધા પણ મુકરર કરે છે, તે ખાવાપીવા, પહેરવાઓઢવાની ઢબ પણ પ્રત્યેક જ્ઞાતિ માટે ઠેરવે છે. તે આનંદ, ઉત્સવો પણ જ્ઞાતિ દીઠ નક્કી કરે છે એટલું જ નહિ, પરંતુ પ્રત્યેક જ્ઞાતિ માટે નીતિનિયમો, પૂજા, ભક્તિ અને ધાર્મિક પ્રવૃત્તિઓ, લગ્ન અને મૃત્યુ અંગેના રિવાજો પણ ઘડી આપે છે. આમ હિન્દુ સમાજમાં જ્ઞાતિવ્યવસ્થામાં આવું સ્તરીકરણ પ્રત્યેક જ્ઞાતિ માટે ભિન્નભિન્ન સામાજિક સંબંધો, પ્રવૃત્તિઓ અને નીતિનિયમો ઘડી તેમને એકબીજાથી જુદાં પાડે છે. જ્ઞાતિવ્યવસ્થાવાળો સમાજ, એક વિવિધ જ્ઞાતિઓના નોખા પણ અટપટા પરસ્પર સંકળાયેલા સંબંધોની જાળ બને છે.

પરંતુ આનો અર્થ એમ નથી કે પ્રત્યેક જ્ઞાતિના સર્વ સભ્યો સમાન છે. વાસ્તવમાં તો પ્રત્યેક જ્ઞાતિમાં પણ તેના સભ્યો વચ્ચે વિભાગીકરણ અને ઊંચનીચના દરજ્જાઓ હોય છે. દરેક જ્ઞાતિમાં અમુક કુટુંબો પ્રતિષ્ઠિત અને ઊંચાં ગણાય છે તેમ જ વ્યક્તિ-વ્યક્તિ વચ્ચે પણ એક જ જ્ઞાતિમાં તફાવત હોય છે. તે ધનના તફાવતને લીધે હોય, ધંધામાં મેળવેલી કુશળતાના તફાવતને લીધે હોય, શારીરિક અને બૌદ્ધિક સિદ્ધિઓમાં રહેલી અસમાનતાને લીધે પણ હોય, જ્ઞાતિએ મર્યાદિત કરેલા વિવિધ ધંધાઓમાંથી કયો ધંધો વ્યક્તિ પસંદ કરે છે તેને લીધે હોય, રાજકીય અધિકાર ભોગવવાના તફાવતમાં હોય કે પછી કેટલા તાંતણાની જનોઈ પહેરવી અગર કેટલા વેદોનું પઠન કરવું તેના તફાવતમાં પણ હોય. ટૂંકમાં, એક

જ્ઞાતિમાં પણ વિવિધ દરજ્જો ભોગવતા સામાજિક વર્ગો ઊપસી આવે છે. હબમી-ગોરાની લગભગ જ્ઞાતિ જેવી સંબંધોની રચનાના અભ્યાસ સમયે આપણે આ ઘટનાની વધુ ચર્ચા કરીશું.

## (3) જ્ઞાતિવ્યવસ્થા—તેને ધાર્મિક પીઠબળ (The Religious Reinforcement of Caste):

જ્ઞાતિવ્યવસ્થા અંગે એક વાત ખાસ ધ્યાનમાં રાખવા જેવી છે. ઊંચનીચની ભૂમિકા ઉપર રચાયેલી આ દરજ્જાની લોખંડી રચના ધાર્મિક પીઠબળ વગર વિકસી પણ ન હોત કે ટકી પણ ન હોત. જ્ઞાતિવ્યવસ્થા દિવ્ય તત્ત્વોએ સર્જી છે એમ ધર્મે ઠરાવ્યું. જ્ઞાતિવ્યવસ્થાને ઈશ્વરદત્ત સંસ્થા તરીકે ખપાવી ધર્મે તેને ખૂબ જ મજબૂત બનાવી. પવિત્ર-અપવિત્રના ખ્યાલ, પાપપુણ્યના ખ્યાલ તેમ જ કર્મ અને ફળના ખ્યાલથી તેને ઓપિત કરી ધર્મે જ્ઞાતિવ્યવસ્થા તરફ એક પૂજ્યભાવના વિકસાવી. જ્ઞાતિવ્યવસ્થાના નિયમોનું ઉલ્લંઘન એટલે પાપ કરવા બરોબર છે એવી કલ્પના ઊભી કરી, પ્રભુકોપની બીક સભ્યોમાં વિકસાવી. આ સર્વ વલણો વિકસાવી ધર્મે જ્ઞાતિવ્યવસ્થાને દઢીભૂત કરવામાં ખૂબ જ મદદ કરી.

જ્ઞાતિવ્યવસ્થાની ઉત્પત્તિ એક જાતિના બીજી જાતિ ઉપરના વિજય અને પરાજિત જાતિને ગુલામ બનાવવાની વૃત્તિમાં હોય કે પછી આંતરવર્તુલ લગ્નપ્રથા (Endogamy)માં માનતા એક સમૂહના એવી પ્રથામાં માનતા બીજા સમૂહના વિજયમાં હોય; પરંતુ આ વિજયમાંથી વિકસેલી પ્રતિષ્ઠા, સત્તા અગર વિજેતાની જાતિ અગર રંગ અભિમાન જ જ્ઞાતિવ્યવસ્થાને ટકાવી રાખવા સમર્થ ન બનત. ધર્મે આ સર્વને એક અનોખી, સર્વમાન્ય, દિવ્ય તત્ત્વોથી વિકસેલી ઘટના તરીકે ખપાવવા પ્રયત્ન કર્યો અને અસમાનતા તેમ જ સમાજસ્વીકૃત મૂલ્યોમાં જડી દીધી. ધર્મે આમ જ્ઞાતિવ્યવસ્થાના વિવિધ દરજ્જાને, જ્ઞાતિભેદોને અને અસમાનતાને પ્રભુદત્ત ઠેરવી એક જોરદાર પીઠબળ આપ્યું. આ પીઠબળ વગર આ વ્યવસ્થાનું અસ્તિત્વ મુશ્કેલ બનત અને તે નીચલી જ્ઞાતિઓમાં સ્વીકાર પણ ભાગ્યે જ થાત.

કેટલાકના મત અનુસાર જ્ઞાતિ એટલે જ ધર્મના સિદ્ધાંતથી કે જાદુઈ તત્ત્વથી સંરક્ષિત સામાજિક અંતર (Social distance)ની વ્યવસ્થિત

રચના. હિન્દુ ધર્મ વ્યક્તિ માટે જ્ઞાતિફેરની શક્યતા સ્વીકારે છે, પરંતુ તે આ જન્મમાં નહિ, પણ આવતા જન્મમાં, પુનર્જન્મમાં. આ ધાર્મિક તત્ત્વે અપવિત્રતા અને આભડછેટની ભાવનાને એટલા તીવ્ર સ્વરૂપે વિકસાવી કે જેમાં અછૂતોનો સ્પર્શ અને પડછાયો પણ પાપમય મનાયા એટલું જ નહિ, પરંતુ પ્રભુનાં ધામો, દેવમંદિરો પણ તેમની હાજરીથી અપવિત્ર બને એવી માન્યતા વિકસાવવામાં આવી. અછૂતોની હાજરીથી, પડછાયાથી પ્રભુ પણ અપવિત્ર બને એવી માન્યતા પણ ઘર કરી બેઠી. આમ ભગવાનને પણ અપવિત્ર બનાવે એવી નીચી કક્ષાની માનવશ્રેણી જ્ઞાતિ-વ્યવસ્થાએ ઊભી કરી.

### ખુલ્લા વર્ગ-સમાજમાં જ્ઞાતિ (Caste in an open-class Society):

જગતની મોટા ભાગની વસ્તીમાં હજી પણ જ્ઞાતિવ્યવસ્થા એક અગર બીજે સ્વરૂપે પ્રચલિત છે. આ કારણને લીધે તેનો અભ્યાસ કરવો જરૂરી છે. પરંતુ જ્ઞાતિવ્યવસ્થાનો અભ્યાસ બીજા કારણસર પણ અગત્યનો બને છે.

જ્ઞાતિવ્યવસ્થાના મૂળમાં અમુક સિદ્ધાંતો છે. તેમાં દરજ્જો જન્મથી નક્કી થાય છે. તેમાં આંતર-વર્તુલ લગ્ન (Endogamy)નો આગ્રહ રખાય છે. તેમાં વિવિધ સમૂહ-સ્તરો વચ્ચેના સામાજિક સંબંધો માટે ચોક્કસ અને ખૂબ જ મર્યાદાભરી નિયમાવલીઓ હોય છે. તેમાં પ્રત્યેક જ્ઞાતિ માટે ધંધાની પસંદગીની પણ અમુક નિશ્ચિત મર્યાદા હોય છે. આ સર્વ તત્ત્વો થોડેઘણે અંશે દરેક સમાજમાં જોવામાં આવે છે. સમાન અને લોકશાહીના પાયા ઉપર કહેવાતા રચાયેલા વર્તમાન પાશ્ચાત્ય સમાજો અને લોકશાહીની દૃષ્ટિએ સહુથી વધુ વિકસેલા યુ.એસ.એ.નો સમાજ પણ આ તત્ત્વોની અસરથી મુક્ત નથી.

જ્યાં જ્યાં દરજ્જો જન્મથી નક્કી થાય છે, જ્યાં જ્યાં રંગ, જાતિ, ધર્મ કે કુળનું નામ વિશિષ્ટ પ્રતિષ્ઠા, સત્તા, હોદ્દો કે સામાજિક મર્યાદાઓ આપોઆપ જ વિકસાવે છે, ત્યાં ત્યાં આ જ્ઞાતિનો સિદ્ધાંત કામ કરતો હોય છે. ઘણી વખત ખુલ્લા વર્ગનો સિદ્ધાંત અને બંધ-જ્ઞાતિનો સિદ્ધાંત એક સાથે જ કામ કરતા હોય છે એટલું જ નહિ, પરંતુ એક જ સમાજમાં પણ તે સાથે કામ કરતા દેખાય છે.

પંદરમા પ્રકરણમાં આ અંગે આપણે વિસ્તૃત ચર્ચા કરીશું.

૨

# વર્ગવલણો અને વર્ગભાન
# (CLASS ATTITUDES AND CLASS CONSCIOUSNESS)

**વર્ગ-ભાવના—સ્વભાવ અને સ્વરૂપો (The nature and types of class sentiments):**

વર્ગવ્યવસ્થાના કેટલાંક લક્ષણો આપણે તપાસ્યાં હવે આપણે તે વ્યવસ્થાનો સામાજિક-માનસિક (Socio-Psychological) બાજુથી અભ્યાસ કરીએ. વર્ગ અને વર્ગ વચ્ચે પરસ્પર લાગણી કેવા પ્રકારની હોય છે અને તે કેવી વર્ગભાવના ઉપર રચાઈ છે તે સમજવા હવે પ્રયત્ન કરીએ.

એક સામાજિક વર્ગનાં માનવી પોતાના જ વર્ગના બીજા સભ્યો તરફ શી ભાવના અને શાં વલણ રાખે છે તે અને એક સામાજિક વર્ગનો માનવી, બીજા સામાજિક વર્ગના માનવીઓ તરફ કયા પ્રકારની લાગણીઓ, વલણો અને ભાવનાઓ કેળવે છે તે મહત્ત્વના પ્રશ્નો છે.

જેને સમાજશાસ્ત્રીઓ ખૂબ જ મહત્ત્વ આપે છે તે "સામાજિક અંતર" (Social distance)ની ઘટનાને આ પ્રશ્ન, સ્પષ્ટ સ્વરૂપે આપણી સમક્ષ રજૂ કરે છે. "સામાજિક અંતર" એ વર્ગ અને વર્ગ વચ્ચે વિકસેલા ભાવનાના અંતર ઉપર નિર્ણીત થાય છે. "સામાજિક અંતર"માં એક સમૂહ પોતાને બીજા સમૂહથી કેટલો દૂર માને છે તે જોવા મળે છે. તે ઘટનામાં રહેલા વલણો અને ભાવનાઓને કોઈ વ્યક્તિના બીજી વ્યક્તિ તરફના ગમા અગર અણગમાના વલણ સાથે ગૂંચવી દેવાની ભૂલ આપણે કરવાની નથી. કોઈ વ્યક્તિને બીજી કોઈ વ્યક્તિ તરફ ગમો કે અણગમો ઊપજે, તેને આપણે સામાજિક અંતર કહેતા નથી. તે વ્યક્તિગત લાગણી છે, પરંતુ સામાજિક અંતર, સામાજિક દરજ્જામાંથી, ઊંચનીચના સમૂહ-સમૂહના ભેદમાંથી વિવિધ વર્ગોમાં અને તેમના સભ્યોમાં જે મર્યાદિત વ્યવહાર વિકસે છે અને તેમાથી સમૂહ-સમૂહ વચ્ચે અંતર વિકસે છે તેમાંથી ઉપસ્થિત થાય છે.

**(૧) વર્ગ-વલણો અને સમુદાય-ભાવના—વિરોધ (Class attitudes contrasted with community sentiment):**

વર્ગ-વલણો અને સમુદાય-ભાવના બે વિરોધી માનસ-પ્રક્રિયાઓ છે. આ અંગે બારમા પ્રકરણમાં આપણે થોડી ચર્ચા કરી. સમુદાય-ભાવના ઊંચનીચના ભેદ ઉપર રચાયેલી નથી, જ્યારે વર્ગ-ભાવના, વર્ગવલણોનાં મૂળ જ દરજ્જાએ વિકસાવેલા ઊંચનીચના ભાનમાં છે. વર્ગ-ભાવના એક વર્ગના સભ્યોમાં એકતાની લાગણી જરૂર કેળવે, પરંતુ તે વર્ગ અંગેની એકતા, બીજા વર્ગોથી તે વિભિન્ન છે તે ભૂમિકા ઉપર રચાયેલી છે. તદુપરાંત, આ વર્ગભાવના ઉપલા દરજ્જાના વર્ગને નીચલા દરજ્જાના સામાજિક વર્ગની વિરુદ્ધમાં એકત્ર કરે છે. વર્ગ-ભાવના જ ખરી કે ખોટી શ્રેષ્ઠતા, ઉચ્ચતાની લાગણી ઉપર રચાઈ છે. આ જ કારણથી સામાજિક વર્ગવ્યવસ્થામાં અસમાનતાનું તત્ત્વ મૂળભૂત હોય છે. વર્ગવ્યવસ્થા ઉચ્ચ વર્ગોએ નીચલા વર્ગો ઉપર ઠોકી બેસાડી હોય છે. અસમાનતા અને ઊંચ-નીચની ભૂમિકા ઉપર રચાયેલા વર્ગોમાં વિકસેલી વર્ગ-ભાવના આમ સમુદાય ભાવના કરતાં જુદાં જ, લગભગ વિરોધી તત્ત્વોની જ બનેલી હોય છે. વર્ગ-વલણો અસમાનતા અને ઊંચનીચની ભાવનાથી રંગાયેલી લાગણીઓની પરંપરા હોય છે. વર્ગભાન જ સમાનતા વિરોધી છે.

છતાં પણ જે સમાજમાં હજી રૂઢિ અને પરંપરાનું પ્રભુત્વ હોય છે ત્યાં નીચલા વર્ગોનું વલણ ઉપલા વર્ગો તરફ માન અને અદબનું હોય. છે. ઉપલા વર્ગો નીચલા વર્ગો તરફ એક કૃપાભર્યું વલણ રાખે છે અને મધ્યમ વર્ગનું વલણ, એ વર્ગની સ્થિતિ જેવું ત્રિશંકુ અવસ્થામાં હોય છે. એક તરફ તે ઉચ્ચતાનું વલણ સેવે છે, જ્યારે બીજી તરફ તે પળશી કરતું, "હાજી"ભર્યું અગર ખુશામતિયું માનસ કેળવે છે.

પરંતુ જ્યાં સમાજમાં ગતિશીલતા વધે છે અને રૂઢિનો પ્રભાવ ઘટતો જાય છે ત્યાં વર્ગભાન વર્ગવિગ્રહનું સ્વરૂપ લે છે. ઉપલા વર્ગોનો દરજ્જો અને પ્રસ્થાપિત પરિસ્થિતિ હવે ગતિશીલતાના વમળમાં હાલમડોલ થાય છે. ઉપલા વર્ગો પોતાના પ્રસ્થાપિત સ્થાનને ટકાવી રાખવા હવે નવું વલણ જગવે છે. કૃપાભર્યું અને મહેરબાનીભર્યું વલણ હવે સજાગ બચાવનું તથા નીચલા વર્ગો તરફ શંકાભર્યું અને સતત દુશ્મનાવટભર્યું બની જાય છે નીચલા વર્ગો હવે ઉપલા વર્ગો તરફ માન અને અદબનું વલણ નથી રાખતા. તે પ્રસ્થાપિત વર્ગરચના, જે તેમના ભોગે રચાયેલી છે તેને તોડી પાડવા કટિબદ્ધ થાય છે. આમ સમાજના બે વર્ગો હવે

પરસ્પર ઘર્ષણમા આવે છે એ વર્ગોનુ ઘર્ષણ સમસ્ત સમાજરચનાને એક યુદ્ધના મેદાનમા ફેરવી નાખે છે આમ ગતિશીલ સમાજમા બે વર્ગોનાં પરસ્પર વલણો એકબીજાને પૂરક બનવાને બદલે પરસ્પર વિનાશનાં તત્ત્વો બની રહે છે

વર્ગવલણોમા સમુદાય ભાવના જેવી સમસ્ત સમાજને આવરી લેતી સર્વસામાન્ય માનસભૂમિકા હોતી નથી વર્ગ ભાવનાનુ બીજુ પણ લક્ષણ છે તે સમુદાય ભાવનાને મર્યાદિત કરે છે સમુદાય ભાવના સમૂહોને એકત્રિત કરવા માગે છે વર્ગ ભાવના સમૂહોમા અ તર જગાવે છે. વર્તમાનયુગ પહેલાના રૂઢિચુસ્ત અને ઓછા ગતિશીલ સમાજોમા સમુદાય-ભાવનાના પીઠબળ જેવા પર પરા, ધર્મ અને રિવાજ વર્ગભાવનાની સમાજના વિવિધ સ્તરોમા અ તર અને ઘર્ષણ ઉપજાવવાની શક્તિને ખૂબ જ કાબૂમા રાખી સમુદાય ભાવનાની પકડ મજબૂત રાખતા. પર તુ વર્તમાન ગતિશીલ સમાજમા વર્ગભાવના ઉપર આવો કોઈ કાબૂ રહેતો નથી. અને તે કારણે વર્ગ ભાવના અને સમુદાયભાવના વચ્ચેના ઘર્ષણો સ્પષ્ટપણે આગળ તરી આવે છે.

હવે આપણે વર્ગભાવનાના વિવિધ સ્વરૂપોને સમજીએ તે આમ તો અનેક સ્વરૂપે વ્યક્ત થાય છે, પરતુ તેમને આપણે બે મુખ્ય પ્રકારોમા વહેચી શકીએ

## વર્ગભાન—બે મુખ્ય પ્રકાર (Two main types of class-consciousness):

વર્ગભાન થોડેઘણે અ શે તો સમસ્ત માનવસમાજમા હોય જ છે. વર્ગવિહીન સમાજરચના ઘડવાનુ સ્વપ્ન સેવતા સોવિયેટ રશિયામા પણ સામાજિક ભાન અદશ્ય થયુ નથી ત્યા પણ અમુક ધધાઓ, કોમ્યુનિસ્ટ પાર્ટીનું સભ્યપદ અને વહીવટીત ત્રમા અમુક સ્થાન કે અધિકાર પ્રતિષ્ઠા આપે છે અને દરજ્જાની ભાવના ઊભી કરે છે કચડાયેલી હબસી જાતિમાં પણ ગોરાઓ જેવુ જ વર્ગભાન હોય છે એક રીતે કહીએ તો પ્રત્યેક સમૂહમા—પછી તે જેલખાનામા વસતા કેદીઓનો સમૂહ હોય, આદર્શ સમુદાયો રચવાનો યત્ન કરતા માનવીઓનો સમૂહ હોય કે થોડુ ક પણ જુદી જાતનુ કામ કરનારાઓનો સમૂહ હોય—એક પ્રકારની દરજ્જાની ભાવના વિકસી જ આવી હોય છે આપણને આમથી તેમ લઈ જતી બસમા પણ જોઈશુ તો બસ ડ્રાઇવર અને ટિકિટ આપનાર બસ ક ડક્ટર

વચ્ચે પણ એક પ્રકારની દરજ્જાની ભાવના હોય છે.

વર્ગભાન આમ ખૂબ જ વિસ્તારથી પ્રસરેલી લાગણી છે. પરંતુ આ વર્ગભાનનો પ્રકાર, તેની તીવ્રતા અને તેનાં નોખાં નોખાં તત્ત્વો જુદાં જુદાં સામાજિક પરિણામો ઉપજાવે છે. જુદી જુદી પરિસ્થિતિમાં વર્ગભાન જુદા જુદા સામાજિક પ્રવાહો વહેતા મૂકે છે. આપણે આ સર્વને સમજવા પ્રયત્ન કરીએ.

સમાજશાસ્ત્રીઓ વર્ગભાનના બે મુખ્ય પ્રકારો ગણે છે:

(૧) સુગ્રથિત સર્વતોમુખી વર્ગભાન (Corporate class-consciousness);

(૨) હરીફાઈના તત્ત્વવાળી વર્ગ-લાગણી (Competitive class-feeling).

સરખો જ દરજ્જો ભોગવતા સમૂહને એક કરતી વર્ગભાવનાને આપણે સુગ્રથિત, સર્વતોમુખી વર્ગ-ભાન કહી શકીએ, પરંતુ વર્ગભાન વ્યક્તિગત અને વધુ અંગત લાગણીનુ સ્વરૂપ પણ ધારણ કરે છે તેમાં વ્યક્તિનું બીજી વ્યક્તિ તરફનું વલણ હરીફાઈભર્યું હોય છે. એ વલણમાં વર્ગ-ભાવના, દરજ્જાની ભાવના પાર્શ્વભૂમિ તરીકે કામ કરતી જ હોય છે પરંતુ એ વ્યક્તિગત હરીફ લાગણી અને તેમાંથી ઊપજતા વલણમાં બીજી વ્યક્તિના આખા વર્ગને અપનાવવાનો કે અપમાનવાનો ઉદ્દેશ કે લાગણી સ્વભાનપૂર્વક તેનામાં હોતી નથી. આ પ્રકારના વર્ગભાનમાં વ્યક્તિગત સ્વરૂપે તે વિકસી આવે છે. એમાં વર્ગ વર્ગની પરસ્પર સ્પર્ધા ભૂમિકા તરીકે તો કામ કરતી જ હોય છે પરંતુ તે વ્યક્તિના જાગૃત સ્વભાન-જીવનમાં હોતી નથી. તેને પોતાને લાગતું નથી કે તે વર્ગના પ્રતિનિધિ તરીકે બીજી વ્યક્તિ તરફ વલણ ધરાવે છે. તેનું બીજી વ્યક્તિ તરફનું વર્તન તો વ્યક્તિ તરીકેનું જ હોય છે. દા. ત., કોઈ શ્રીયુત "અ" કોઈ બીજા શ્રીયુત "બ"ને અમુક અંશોમાંથી બાકાત કરે. આનો અર્થ એમ નથી થતો કે શ્રીયુત "અ"એ શ્રીયુત "બ"ના વર્ગ તરફ પોતાના વર્ગનું સંરક્ષણ કરવા માટે જ આ પગલું ભર્યું છે.

આ બન્ને પ્રકારની વર્ગભાવનાના તત્ત્વો જ જુદાં છે. હરીફાઈભરી વર્ગલાગણી વર્તમાન હરીફાઈની ભૂમિકા ઉપર રચાયેલા મૂડીવાદી સમાજમાં ઠીકઠીક વિકસી આવી છે.

સુગ્રથિત સર્વતોમુખી વર્ગભાન જે બંધ વર્ગ-સમાજ કે જ્ઞાતિ-

વ્યવસ્થાની ખાસિયત છે તે વર્તમાન મૂડીવાદી સમાજમાં પણ દેખા દે છે પરંતુ તે સમાજના બે છેડે દેખાય છે. તે એક તરફ દેખાય છે સમાજના સહુથી ઉપલા વર્ગમાં અને બીજી તરફ સમાજના સહુથી કચડાયેલા દલિત, રોજી કમાતા કામદાર વર્ગમાં આ પ્રકારનું વર્ગભાન જ્યાં આર્થિક વિભાગીકરણ ખૂબ જ તીવ્ર સ્વરૂપે વિકસ્યું છે ત્યા સ્પષ્ટપણે દેખાય છે †

(૩) બે પ્રકારની વર્ગભાવનાઓ—તેમનાં સામાજિક પરિણામો :

વર્ગભાવનામાં જેટલા પ્રમાણમા જ્ઞાતિતત્ત્વ સચવાઈ રહ્યું હોય તેટલા પ્રમાણમા તે વિવિધ સ્વરૂપો અને વિવિધ અંશો વિકસાવે છે. કોઈ પણ માનવીનુ જીવન જો તેના જન્મ-સમયની પરિસ્થિતિ જ નક્કી કરવાની હોય, તો તે પરિસ્થિતિ તે માનવીને પોતાના સમસ્ત વર્ગ સાથે તદ્રુપ બનાવશે. જ્યાં ધર્મ પણ તેને તે પરિસ્થિતિ સ્વીકારી, નમીબને અધીન રહી જીવન વિતાવવાનું અને સંતોષ કેળવવાનું કહેતો હોય ત્યાં વર્ગભાન સંસ્થાપિત હિતોને અનુકૂળ અને જૂનવાણીને મદદરૂપ થાય એવુ જ બનશે અને તે વ્યક્તિને પોતાના સમસ્ત વર્ગ સાથે એકરૂપ થવા પ્રેરશે આ પ્રકારનું વર્ગભાન સામાજિક વ્યવસ્થાનું સંરક્ષક તત્ત્વ બને છે, જોકે તે સામાજિક વ્યવસ્થા જૂની પરંપરાવાદી ભાવના ઉપર સ્થિર હશે.

પરંતુ જો જૂની પરંપરા અગર જૂની લોકનીતિ ઉદ્યોગીકરણથી અને

† "But while class sentiment is so pervasive, its range, character and social implications are very different under different conditions In particular, a distinction should be drawn between *corporate class consciousness* and *competitive class feeling*. Corporate class consciousness is a sentiment uniting a whole group showing a similar social status But there is a more personal form of class sentiment that frequently determines the conduct of individuals towards one another without involving on their part any express recognition of the whole groups to which they respectively belong Class feeling in this sense is one thing, the Corporate consciousness of class solidarity is quite another. When Mr. *A*—blackballs Mr. *B* from membership in his club, he does not necessarily think of himself as thereby upholding the standards or interests of a whole class of Mr. *A*'s, when Mrs. *A* patronizes

શહેરીકરણના આઘાતથી તૂટતી જાય તો તે પરિસ્થિતિમાં વિકસતું વર્ગભાન સામાજિક પરિવર્તન માટેનું એક અમોઘ શસ્ત્ર બની રહે છે.

જોકે કોઈ પણ પરિસ્થિતિમાં વર્ગભાન હમેશાં વર્ગભેદના તીવ્ર ખ્યાલ ઉપર જ રચાયું હોય છે અને એ વર્ગભેદ સાંકળી ન શકાય એવી ભાવના પણ વર્ગભાન પાછળ કામ કરતી જ હોય છે.

પરંતુ જ્યારે સમાજમાં ઊર્ધ્વ–ઊભી ગતિશીલતા (Vertical mobility) વધે છે, ત્યારે પરિસ્થિતિમાં પલટો આવે છે. જોકે થોડાક જ માનવીઓ ઊભી ગતિશીલતા કરી શકયા હોય તો પણ તેમના દૃષ્ટાંતથી આખા વાતાવરણમાં એવી હવા પેદા થાય છે કે જેમાં વ્યક્તિ એવી આશા ધરાવતો બને છે કે તે વ્યક્તિગત રીતે ઊંચો દરજ્જો પામી શકશે અગર તો પોતાનો કાલનો નીચલો દરજ્જો પલટી શકશે આ જાતની આશા અગર વ્યક્તિ માટે ઊંચો દરજ્જો પ્રાપ્ત કરવાની શક્યતાનો આભાસ, તેને વ્યક્તિગત રીતે દરજ્જો સુધારવા તરફ પ્રેરે છે અને આ રીતે કચડાયેલા, દલિત વર્ગોનું વર્ગસંગઠન અને વર્ગ-બિરાદરી નબળાં પાડે છે.

યુનાઈટેડ સ્ટેટ્સ જેવા ખૂબ જ ઉદ્યોગીકરણ અને શહેરીકરણની અસર નીચે આવેલા દેશોમાં મજૂરો સમક્ષ એવા થોડા દાખલા બને છે કે જેમાં એના જેવી સ્થિતિમાંથી કેટલાક માણસો સામાજિક સત્તા, આર્થિક શ્રીમંતાઈ અને પ્રતિષ્ઠા પામી પોતાનો દરજ્જો સુધારી શક્યા હોય છે. આ ઊર્ધ્વ ગતિશીલતાનાં થોડાં દૃષ્ટાંતો ઘણા કામદારોમાં એવો

---

Mrs. *B* or refuses to call on her, she does not on that account necessarily feel her solidarity with a whole order of the "Superiors" of Mrs *B* Here the response is immediate, specific, personalized, an expression of *competitive class feeling*

This type of class sentiment is characteristic of the competitive system that developed in modern western society. Corporate class consciousness, an obvious feature of closed or caste-divided *structure has developed in modern society chiefly under the spur* of strong economic incentives, and has gained most strength at the extreme ends of the economic scale, in the struggle to maintain or destroy a predetermined status. 'Society" on the one *hand, and low-paid wage-earning groups on the other, most* clearly exhibit Corporate class consciousness" (pp 359-360)

વ્યવસ્થાની ખાસિયત છે તે વર્તમાન મૂડીવાદી સમાજમાં પણ દેખા દે છે પરંતુ તે સમાજના બે છેડે દેખાય છે. તે એક તરફ દેખાય છે સમાજના સહુથી ઉપલા વર્ગમાં અને બીજી તરફ સમાજના સહુથી કચડાયેલા દલિત, રોજી કમાતા કામદાર વર્ગમાં. આ પ્રકારનું વર્ગભાન જ્યાં આર્થિક વિભાગીકરણ ખૂબ જ તીવ્ર સ્વરૂપે વિકસ્યું છે ત્યાં સ્પષ્ટપણે દેખાય છે†

## (૩) બે પ્રકારની વર્ગભાવનાઓ—તેમનાં સામાજિક પરિણામો :

વર્ગભાવનામાં જેટલા પ્રમાણમાં જ્ઞાતિતત્ત્વ સચવાઈ રહ્યું હોય તેટલા પ્રમાણમા તે વિવિધ સ્વરૂપો અને વિવિધ અંશો વિકસાવે છે. કોઈ પણ માનવીનું જીવન જો તેના જન્મ-સમયની પરિસ્થિતિ જ નક્કી કરવાની હોય, તો તે પરિસ્થિતિ તે માનવીને પોતાના સમસ્ત વર્ગ સાથે તદ્રુપ બનાવશે. જ્યાં ધર્મ પણ તેને તે પરિસ્થિતિ સ્વીકારી, નસીબને અધીન રહી જીવન વિતાવવાનું અને સંતોષ કેળવવાનું કહેતો હોય ત્યાં વર્ગભાન સંસ્થાપિત હિતોને અનુકૂળ અને જૂનવાણીને મદદરૂપ થાય એવું જ બનશે અને તે વ્યક્તિને પોતાના સમસ્ત વર્ગ સાથે એકરૂપ થવા પ્રેરશે. આ પ્રકારનું વર્ગભાન સામાજિક વ્યવસ્થાનું સંરક્ષક તત્ત્વ બને છે, જોકે તે સામાજિક વ્યવસ્થા જૂની પરંપરાવાદી ભાવના ઉપર સ્થિર હશે.

પરંતુ જો જૂની પરંપરા અગર જૂની લોકનીતિ ઉદ્યોગીકરણથી અને

---

† "But while class sentiment is so pervasive, its range, character and social implications are very different under different conditions. In particular, a distinction should be drawn between *corporate class consciousness* and *competitive class feeling*. Corporate class consciousness is a sentiment uniting a whole group showing a similar social status But there is a more personal form of class sentiment that frequently determines the conduct of individuals towards one another without involving on their part any express recognition of the whole groups to which they respectively belong Class feeling in this sense is one thing, the Corporate consciousness of class solidarity is quite another. When Mr. *A* blackballs Mr. *B* from membership in his club, he does not necessarily think of himself as thereby upholding the standards or interests of a whole class of Mr. *A*'s, when Mrs. *A* patronizes

શહેરીકરણના આઘાતથી તૂટતી જાય તો તે પરિસ્થિતિમાં વિકસતું વર્ગભાન સામાજિક પરિવર્તન માટેનું એક અમોઘ શસ્ત્ર બની રહે છે.

જોકે કોઈ પણ પરિસ્થિતિમાં વર્ગભાન હમેશાં વર્ગભેદના તીવ્ર ખ્યાલ ઉપર જ રચાયું હોય છે અને એ વર્ગભેદ સાંકળી ન શકાય એવી ભાવના પણ વર્ગભાન પાછળ કામ કરતી જ હોય છે.

પરંતુ જ્યારે સમાજમાં ઊર્ધ્વ–ઊભી ગતિશીલતા (Vertical mobility) વધે છે, ત્યારે પરિસ્થિતિમાં પલટો આવે છે. જોકે થોડાક જ માનવીઓ ઊભી ગતિશીલતા કરી શક્યા હોય તો પણ તેમના દૃષ્ટાંતથી આખા વાતાવરણમાં એવી હવા પેદા થાય છે કે જેમાં વ્યક્તિ એવી આશા ધરાવતો બને છે કે તે વ્યક્તિગત રીતે ઊંચો દરજ્જો પામી શકશે અગર તો પોતાનો કાલનો નીચલો દરજ્જો પલટી શકશે. આ જાતની આશા અગર વ્યક્તિ માટે ઊંચો દરજ્જો પ્રાપ્ત કરવાની શક્યતાનો આભાસ, તેને વ્યક્તિગત રીતે દરજ્જો સુધારવા તરફ પ્રેરે છે અને આ રીતે કચડાયેલા, દલિત વર્ગોનું વર્ગસંગઠન અને વર્ગ-બિરાદરી નબળાં પાડે છે.

યુનાઇટેડ સ્ટેટ્સ જેવા ખૂબ જ ઉદ્યોગીકરણ અને શહેરીકરણની અસર નીચે આવેલા દેશોમાં મજૂરો સમક્ષ એવા થોડા દાખલા બને છે કે જેમાં એના જેવી સ્થિતિમાંથી કેટલાક માણસો સામાજિક સત્તા, આર્થિક શ્રીમંતાઈ અને પ્રતિષ્ઠા પામી પોતાનો દરજ્જો સુધારી શક્યા હોય છે. આ ઊર્ધ્વ ગતિશીલતાનાં થોડાં દૃષ્ટાંતો ઘણા કામદારોમાં એવો

---

Mrs. *B* or refuses to call on her, she does not on that account necessarily feel her solidarity with a whole order of the "Superiors" of Mrs. *B*. Here the response is immediate, specific, personalized, an expression of competitive class feeling.

This type of class sentiment is characteristic of the competitive system that developed in modern western society. Corporate class consciousness, an obvious feature of closed or caste-divided *structure has developed in modern society chiefly* under the spur of strong economic incentives, and has gained most strength at the extreme ends of the economic scale, in the struggle to maintain or destroy a predetermined status. "Society", on the one hand, and low-paid wage-earning groups on the other, most clearly exhibit Corporate class consciousness." (pp. 359-360)

ઉત્સાહ પેદા કરે છે કે તેઓ પણ આમ ઉપલો દરજ્જો પ્રાપ્ત કરી શકશે. તેઓ આવા સ્વપ્નની પાંખે ઊડે છે. તે કામદારો આ આશામાં સમસ્ત કામદારવર્ગનો નીચલો દરજ્જો દૂર કરવાનું ભૂલી જાય છે. આમ ઊભી ગતિશીલતા વ્યક્તિઓ માટે ઉપર ચઢવાની આશા પેદા કરી દલિત વર્ગોમાં સંગઠન અને બિરાદરીની ભાવનાને નબળી પાડે છે. વ્યક્તિને પોતાનો નીચો દરજ્જો ફેરવી શકાય એવી આશા જન્મવાને લીધે એમ ભ્રમણા પેદા થાય છે કે કામદારવર્ગની નીચલી દરજ્જાની સ્થિતિ એ કાયમી નથી. વ્યક્તિગત ઊર્ધ્વ ગતિને તે સમસ્ત કામદારવર્ગની ઊર્ધ્વ ગતિ તરીકે માની લઈ, તે સમસ્ત વર્ગના દરજ્જાને ફેરવવા પ્રયત્ન કરતો અટકી જાય છે. વ્યક્તિગત રીતે સ્થિતિ સુધારવા તરફ તે પોતાની શક્તિઓ વાપરે છે.

ગતિશીલ સમાજમાં, મધ્યકાલીન યુગના ખૂબ જ જડ અને ચુસ્ત દરજ્જાવાળા સમાજ કરતાં વ્યક્તિઓમાં વર્ગભાવના ઘણી વખત વધુ તીવ્રપણે જાગૃત થાય છે. પરંતુ તે વર્ગભાવના, ઉપર જોયું તેમ, સ્થાનિક અંગત રીતે ઊંચે જવાની મનોદશાવાળી અને સ્પર્ધાના માનસથી રંગાયેલી હોય છે. તે સર્વતોમુખી સુગ્રથિત વર્ગભાવના હોતી નથી પરંતુ હરીફાઈના માનસવાળી વર્ગભાવના હોય છે.

ગતિશીલ સમાજમાં વર્ગવ્યવસ્થામાં એક વર્ગ અને બીજા વર્ગ વચ્ચે સ્તરીકરણ નિસરણીના પગથિયા જેવું સ્પષ્ટ આકારનું રહેતુ નથી. પરંતુ બાળકોને રમવાના લપસવાના પાટિયા જેવું તે એક સળંગ લપસણું ચઢાણ બને છે. હવે વર્ગવિગ્રહ જુદું સ્વરૂપ લે છે. તે વ્યક્તિઓ અને કુટુંબો માટે પોતાનો દરજ્જો જાળવી રાખવા કે કાં તો પોતાનો દરજ્જો વધારવાની તીવ્ર સ્પર્ધાનું સ્વરૂપ લે છે.

ચોક્કસ સ્તરીકરણનાં પગથિયાં અદશ્ય થતાં હવે વર્ગનું સ્થાન તેના બાહ્ય દેખાવથી, તેનાં બાહ્ય લક્ષણોથી વ્યક્ત થાય છે. આમ, બાહ્ય દેખાવ દરજ્જો વ્યક્ત કરવામાં મહત્ત્વનો ભાગ ભજવે છે. ઉપલા વર્ગની વ્યક્તિઓ અને સમૂહોનાં જીવનધોરણ અને રહેણીકરણીનું અનુકરણ નીચલા વર્ગના લોકો કરે છે. પ્રતિષ્ઠિત વર્ગ હોટેલોમાં પાર્ટીઓ આપે તો નીચલા વર્ગનાં કુટુંબો પણ તેમ કરવા પ્રેરાય. ઉપલા વર્ગનાં કુટુંબોનાં ઘરોમાં રહેવાનાં, પોશાકનાં, ખાવાપીવાનાં, આનંદપ્રમોદનાં તથા સંસ્કારનાં અમુક પ્રકારનાં ધોરણો હોય તો નીચલા વર્ગનાં કુટુંબો પણ એ જ ઢબનું અનુકરણ કરી પોતાનો દરજ્જો ઊંચે લાવવા પ્રયત્ન કરે. આમ એક પ્રકારના સ્પર્ધા-

રંગ્યાં મૂલ્યો આ ગતિશીલ સમાજની વર્ગવ્યવસ્થાના વિવિધ વર્ગોની વર્ગભાવનાને રંગે છે.

"દેખાદેખી, સ્પર્ધા, બાહ્ય દેખાવ અને એ દેખાવ માટે જરૂરી ઉપભોગ પ્રવૃત્તિઓ (conspicuous consumption)" આ સર્વ તત્ત્વો, વેબ્લેન કહે છે તેમ, મૂડી અને ધનના સિદ્ધાંત ઉપર રચાયેલા વર્ગ-સમાજમાં પ્રાધાન્ય મેળવે છે.

કેટલાક આદિસમાજોમાં પણ આ પ્રકારની હરીફાઈ જોવામાં આવે છે; પરંતુ વર્તમાન "ખાનગી ઉદ્યોગ"ની ભૂમિકા ઉપર રચાયેલા યુ.એસ.એ.ના સમાજમાં, વેબ્લેને વર્ણવેલા ઉપરનાં ચાર તત્ત્વોવાળી વર્ગભાવના ખૂબ જ વિસ્તૃત પ્રમાણમાં વિકસી આવી છે.

## વર્ગભાવના અંગે માર્ક્સવાદી વિચારધારા અને તેની મર્યાદાઓ (The Marxist view of class consciousness and its limitations):

સ્પર્ધાભરી, અંગત રીતે વ્યક્ત થતી વર્ગભાવના અને સુગ્રથિત, સર્વતોમુખી વર્ગભાવના એ બન્ને જુદાં તત્ત્વોની બનેલી છે એટલુ જ નહિ, પરંતુ તે ખરી રીતે વિરોધી લક્ષણો ધરાવે છે. પહેલી વર્ગભાવના વ્યક્તિગત, સ્વકેન્દ્રિત હિતોને વ્યક્ત કરે છે, જ્યારે બીજા પ્રકારની વર્ગ-ભાવના સમસ્ત વર્ગનાં સર્વસામાન્ય હિતો ઉપર ભાર મૂકી તેમને વ્યક્ત કરવા યત્ન કરે છે.

આ બે પ્રકારની વર્ગભાવના વચ્ચેનો તફાવત અને વિરોધ, માર્ક્સ અને તેના અનુયાયીઓએ કરેલા વર્ગભાન જગવવાના પ્રયત્નોને સમજવાથી સ્પષ્ટ સમજાશે. મજૂરોમાં પોતાના વર્ગભાન વિકસાવવાના આ વાદના અનુયાયીઓના અખતરાઓના અન્વેષણમાંથી આ બે પ્રકારના વર્ગભાન વચ્ચેનો તફાવત સ્પષ્ટ થશે.

### (૧) માર્ક્સવાદી વિચારધારા:

માર્ક્સવાદીઓનુ અંતિમ ધ્યેય વર્ગવ્યવસ્થાને નાબૂદ કરી એક વર્ગવિહીન સમાજવ્યવસ્થા વિકસાવવાનું છે. આ અંતિમ ધ્યેય સાધ્ય કરવા તેમના મત પ્રમાણે નીચેનો માર્ગ ગ્રહણ કરવો પડશે. મૂડીરહિત, શ્રમજીવીઓને એકત્રિત કરી, તેમનામાં સમસ્ત વર્ગ અંગે વર્ગભાન તીવ્ર બનાવવું એ પ્રથમ પગથિયું. આ તીવ્ર વર્ગભાન વિકસાવ્યા બાદ તેમને

વર્ગ તરીકે વ્યવસ્થિત કરી વર્ગયુદ્ધ ખેલવા કટિબદ્ધ કરવા એ બીજું પગથિયું. અને આ યુદ્ધમાં ઉપલા વર્ગની સત્તા તોડી, તેની ઉત્પાદન-સાધનોની ખાનગી માલિકી દૂર કરી, તે વર્ગનો વિધ્વંસ કરવો એ ત્રીજું પગથિયું. અને ત્યાર બાદ મિલકત સામુદાયિક બનાવી, સત્તા મજ્જૂરવર્ગના હાથમાં લઈ વર્ગવ્યવસ્થાનો નાશ કરી વર્ગવિહીન સમાજરચના વિકસાવવી એ તેમનું ચોથું અને અંતિમ ધ્યેય.

આ ધ્યેય સિદ્ધ કરવાનાં દર્શાવેલાં પગથિયાંમાં તેમણે બે વાસ્તવને અવગણ્યાં છે: (૧) વિવિધ વર્ગો વચ્ચે સુમેળ સાધતી અને તેમને એક કરતી સમાજમાં પ્રચલિત ભાવનાઓ અને લાગણીઓનો અસ્વીકાર.

માર્ક્સવાદી સિદ્ધાંતમાં એમ જ કલ્પના કરવામાં આવી છે કે શ્રમજીવીઓનાં બધાં જ હિતો સર્વસામાન્ય (common) છે. બધા જ શ્રમજીવીઓની પરિસ્થિતિ લગભગ એકસરખી હોઈ આ હિતોની સર્વ-સામાન્યતા શક્ય બને છે એમ તેઓ માને છે. તેમના મત અનુસાર શ્રમજીવીઓનું આર્થિક, સામાજિક અને સાંસ્કૃતિક જીવનનું સ્વરૂપ પૂંજી-પતિના જીવનસ્વરૂપથી તદ્દન જ જુદું હોઈ, બન્ને વર્ગો તીવ્ર વર્ગભાવના સ્પષ્ટપણે ખીલવી શકે છે. માર્ક્સવાદીઓના મત અનુસાર રોટી રળતો સમસ્ત શ્રમજીવી વર્ગ એક જ સ્તરનો છે. શ્રમજીવી વર્ગ કદી મિલકતનો માલિક ન હોવાથી હમેશાં એક જ ભૂમિકા અને એક જ વાતાવરણમાં હોય છે એટલું જ નહિ, પરંતુ શ્રમજીવી વર્ગના વિવિધ સમૂહોમાં વિવિધ દરજ્જાઓ અગર વર્ગીકરણ હોય તો પણ તે બહુ જ ગૌણ હોય છે અને આ કારણથી શ્રમજીવી વર્ગમાં સુગ્રથિત સર્વતોમુખી વર્ગભાવના જગાવવી સહેલી છે.

સમાજમાં મજ્જૂર અને પૂંજીપતિ એ બે જ મુખ્ય વર્ગો છે એમ માર્ક્સવાદીઓનું ચોક્કસ માનવું છે. આ માન્યતા હોઈ માર્ક્સવાદીઓ શ્રમજીવીઓની અંદર અંદરની દરજ્જા માટેની હરીફાઈ અને મોભા માટેની સ્પર્ધા કરતી અંદરઅંદરની વર્ગભાવના, ઉપર વર્ણવેલી સર્વતોમુખી વર્ગભાવનાની વિરોધી છે એટલું જ નહિ, પરંતુ એ સાચી વર્ગભાવનાને વિકસાવવામાં અવરોધ મૂકે છે એમ પણ માને છે. આથી સામાન્ય હિતો માટે જરૂરી બિરાદરી અને સંઘમાનસનો વિકાસ આ હરીફાઈ અટકાવી દે છે એમ પણ તેઓ ચોક્કસ માને છે.

માર્ક્સવાદીઓના મત પ્રમાણે શ્રમજીવીઓને એકત્રિત કરતી સર્વતો-મુખી વર્ગભાવનાને જાગૃત કરી ખીલવી એ વર્ગનો બીજા વર્ગ સામે

વિગ્રહ જગાવવો એ જ ઐતિહાસિક દૃષ્ટિએ વાજબી છે. "દુનિયાના મજદૂર એક થઈ જાઓ"નું સૂત્ર કોમ્યુનિસ્ટ મેનિફેસ્ટોમાં આ જ કારણે પોકારવામાં આવ્યું હતુ.

(૨) માર્ક્સવાદી વિચારસરણી ભૌતિકવાદમાં માનતી હોવાથી તેમ જ આર્થિક બળો ઉપર જ ભાર મૂકતી હોઈ, તે વર્ગભાવનાઓ અને વર્ગ-વલણોનાં મૂળ કારણ આર્થિક પરિસ્થિતિમાં જ જુએ છે. આ જ કારણ આ વિચારસરણી ધરાવનારાઓમાં એક માન્યતા ઉપજાવે છે. દરેક વર્ગમાં, તેમના મત પ્રમાણે, સમસ્ત વર્ગને આવરી લેતું સર્વતોમુખી વર્ગભાન દરેક આર્થિક વર્ગમાં અનિવાર્ય રીતે આવી જ જાય છે.

જોકે એટલુ કબૂલવું જોઈએ કે વર્ગભાનનું મૂળ આ રીતે જોવા છતાં માર્ક્સવાદીઓ એમ માનતા નથી કે વર્ગભાવના દરેક વર્ગમાં આપોઆપ જ વિકસી આવે છે. તેમનું માનવું છે કે આ વર્ગભાવનાની શકયતા પૂરેપૂરી છે પરંતુ તેને જાગૃત કરવાની જરૂર છે, એ વર્ગભાવનાનો વ્યવસ્થિત રીતે પ્રચાર કરી તેનો ફેલાવો કરવાની પણ આવશ્યકતા છે.

માર્ક્સે પોતાના સમયમાં પણ મજદૂરોની વર્ગ-જાગૃતિનો અભ્યાસ કરતાં નીચેનાં મંતવ્યો રજૂ કર્યાં છે.

મજદૂરની વર્ગ-જાગૃતિ બે તબક્કામાંથી પસાર થાય છે શરૂઆતમાં જોકે મજદૂર શ્રમજીવી વર્ગનો જ સભ્ય હોય છે પરંતુ તેનામાં પરસ્પર હરીફાઈની, અંદરઅંદર સ્પર્ધાની ભાવના હોય છે. તે પોતાને માટે હજી લડત કરે છે, વર્ગ માટે નહિ. હજી તેનામાં એવી જાગૃતિ આવી નથી કે તે વર્ગના પ્રતિનિધિ તરીકે સભાન જીવન ગાળે. આમ માર્ક્સવાદી વિચારસરણીમાં મજદૂરવર્ગના જીવનના બે યુગો હોય છે. પહેલા તબક્કામાં વર્ગભાન હજી સાચા સ્વરૂપમાં વિકસ્યું નથી. તેનું માનસ અંદરઅંદરની હરીફાઈથી રંગાયેલું રહે છે. બીજા તબક્કામાં, સમય જતાં, તેનું માનસ અંદરઅંદરની સ્પર્ધાથી પર થઈ સમસ્ત વર્ગનું સ્વભાન કેળવે છે અને એ રીતે સમગ્ર વર્ગ માટેની બિરાદરી અને એકતાનું ભાન કેળવે છે.

માર્ક્સવાદીઓની વર્ગભાનની આ પ્રકારની જાગૃતિ અંગેની આગાહી પશ્ચિમની સંસ્કૃતિના કેટલાક દેશોમાં ખરી પડી છે; પરંતુ એ આગાહી અંગેનું એમનું અન્વેષણ સાચું લાગતું નથી. આ જાગૃતિનાં કારણો માર્ક્સવાદીઓ આપે છે તેટલાં સરળ અને સીધાં નથી આખી જાગૃતિની ઘટના જ ખૂબ જ જટિલ અને સંકુલ છે.

**(૨) પ્રશ્નની સંકુલતા (Complexity of the problem):**

માર્ક્સવાદીઓ માને છે તેટલો આ વર્ગભાનની જાગૃતિનો પ્રશ્ન સાદો નથી તેનાં અનેક કારણો છે. આપણે એમાંનાં થોડાં તપાસીએ.

(૧) પાશ્ચાત્ય સંસ્કૃતિના દેશોના સમાજને મૂડીવાદી અને કામદાર જેવા બે જ વિભાગોમાં વહેંચી નાખવો એ વાસ્તવની વિરુદ્ધ છે. આવું તીવ્ર વિભાગીકરણ મધ્યકાલીન સામંતશાહી માટે કરવામાં આવે તો તે વધુ યોગ્ય કહી શકાય. ઑક્ટોબરની ક્રાન્તિ પહેલાંના ઝારશાહી રશિયન સમાજ માટે આવું વિભાગીકરણ યોગ્ય હતુ, પરંતુ આ બે વર્ગની વ્યાખ્યા ઔદ્યોગિક સમાજોને લાગુ પડી શકે નહિ. માર્ક્સવાદી વિચારસરણી જાતે જ એક મહાન સામાજિક બળ બની રહી છે. પરંતુ તેનું પણ એક કારણ છે. એક તરફ તે શોષાયેલી, મિલકત વગરની શ્રમજીવી જનતાને આદર્શ અને સ્વપ્ન દેખાડે છે અને બીજી તરફ સત્તા-ભૂખ્યાં જૂથોને સત્તા મેળવવાની કૂંચી પણ દેખાડે છે.

ઝારશાહી રશિયા ઉદ્યોગીકરણમાં પછાત હતું. ત્યાં ઉદ્યોગીકરણ અને શહેરીકરણથી ઓપિત વર્તમાન સમાજમાં દેખાતો "મધ્યમવર્ગ" ન હતો. ત્યાં એક તરફ તદ્દન જ આપખુદ, લાંચિયો, સડેલો અને અણ-આવડતભર્યો જર્જરિત ઉમરાવવર્ગ હતો; જ્યારે બીજી તરફ ગરીબી, શોષણ સહન કરતી અને અંધાધૂંધી, સીતમ અને શોષણથી ત્રાસી ઊઠેલી વ્યગ્ર જનતા હતી. પહેલા વિશ્વયુદ્ધે આ પરિસ્થિતિને વધુ ઉગ્ર બનાવી. લેનિન અને તેના સાથીદારો જેવા કુશળ અને કુનેહબાજ માનવીઓએ આ પરિસ્થિતિનો લાભ લીધો. તેમણે ક્રાન્તિ કરી આખા રશિયન સમાજનું

માર્ક્સ સામાજિક વર્ગો અંગેની કલ્પના આર્થિક વર્ગોની ભૂમિકા ઉપર કરે છે. દરજ્જાની ભૂમિકાને લીધે તે બધાં જ સામાજિક જૂથોને બે વિરોધી વર્ગોમાં જ વહેંચી નાખવા યત્ન કરે છે. એ વર્તમાન સંકુલ સમાજ માટે તો ખાસ જ ભૂલભરેલી કલ્પના છે.

વર્તમાન સંકુલ સમાજોમાં બે જ વર્ગો અને તે પણ સામસામા યુદ્ધે ચઢેલા વિકસી આવતા નથી; પરંતુ વિવિધ વર્ગ-સ્તરો ઊભા થાય છે અને આ કારણે વર્ગભાવનાનું પણ અનેકરંગી મેઘધનુષ્ય વિકસી આવે છે.

(૨) સામાજિક વર્ગમાં સામ્ય પણ જુદા જુદા યુગમાં જુદા જુદા પ્રમાણમાં હોય છે. જ્ઞાતિવ્યવસ્થાનો જ અભ્યાસ કરતાં આપણે જોયું હતુ કે આવી સ્પષ્ટ, દરજ્જાની નિશ્ચિત શ્રેણીઓ ઉપર રચાયેલી બંધ વર્ગવ્યવસ્થામાં પણ એક પ્રકારની સર્વ વર્ગોને આવરી લેતી સર્વસામાન્ય સંસ્કાર-ભૂમિકા હતી. એ સર્વસામાન્ય સંસ્કારભૂમિકા તે સમાજની સર્વ જ્ઞાતિઓમાં સુમેળ રખાવી શકતી. દા. ત., સામંતશાહી યુગમાં ખ્રિસ્તી ધર્મની લગ્ન અને કુટુંબભાવના બધા જ વર્ગોમાં માન્ય હોઈ, તે સર્વમાં એક પ્રકારનું સામ્ય વિકસાવતી હતી.

વર્તમાન સમયમાં વ્યવહાર અને વિનિમયનાં સાધનો ખૂબ જ વિકાસ પામ્યાં છે. આ વાહનવ્યવહાર અને વિચાર અને ઊર્મિના વિનિમયનાં સાધનોએ બધા જ વર્ગોમાં સંસ્કારની સમાનતા લાવવામાં ઠીકઠીક મદદ કરી છે. કેટલાંક સંસ્કારતત્ત્વો પ્રથમ ઉપલા વર્ગમા ઉદ્દભવી વિકાસ પામે છે. પરંતુ થોડા સમયમાં તે નીચલા થરોમાં પ્રવેશે છે, સ્વીકાર પામે છે અને વખત જતા રૂઢ થાય છે. સંતતિનિયમન જેવી ઘટના પહેલાં પ્રતિષ્ઠિત જૂથોમાં દાખલ થઈ, પછી સમસ્ત જનતાએ તેને અપનાવી લીધી. પોશાકની ઢબ, રહેવાની પદ્ધતિ, રીતરિવાજોની અદબ અને જીવન-શૈલીનાં કેટલાંક પાસાંઓ ઉપલા વર્ગમા સર્જન પામી સમસ્ત સમાજમાં પ્રસરી જાય છે, અને આ રીતે વિવિધ વર્ગોમાં સામ્ય લાવે છે.

માર્ક્સવાદીઓ સંસ્કાર-પરંપરાને પણ મૂડીવાદી અને કામદાર-પરંપરાના બે બીબાંમાં ગોઠવવાની મહેનત કરે છે એ અવાસ્તવિક છે. સંગીત, રૂપપ્રદ કલાઓ, ચિત્ર, શિલ્પ અને સ્થાપત્ય; સાહિત્ય — કાવ્ય, નાટક અને નવલકથા — તેમ જ વિજ્ઞાન અને વિચારસરણીને પણ વર્ગરંગે રંગવાની મથામણ માર્ક્સવાદી માટે સુંદર પ્રચારશસ્ત્ર જરૂર બને, પરંતુ તે સમાજના સંસ્કારજીવનના વાસ્તવચિત્ર તરીકે ગણી શકાય નહિ.

જીવન અને સંસ્કારનાં કેટલાંક તત્ત્વો, જે સમસ્ત સમાજને આવરી લે છે અને બધા વર્ગો માટે સરખાં છે તેમને અવગણવામાં માર્ક્સવાદી વિચારસરણી શાસ્ત્રીય દૃષ્ટિએ મોટી ભૂલ કરે છે.

## (૩) ખાસ પ્રશ્ન—મધ્યમવર્ગો :

માર્ક્સવાદી વિચારસરણીમાં વળી બીજી પણ એક મર્યાદા છે. આ વિચારસરણી મધ્યમવર્ગને મહત્ત્વ જ આપતી નથી. એક રીતે કહીએ તો, તેઓ મધ્યમવર્ગને વર્ગ તરીકે જ સ્વીકારવા તૈયાર નથી. મધ્યમવર્ગોની-વર્ગભાવના, તેમના પ્રશ્નો, તેમનું સામાજિક મહત્ત્વ અને તેમની વિશિષ્ટ વિચારસરણીને તેઓ લગભગ નકારે છે માર્ક્સવાદીઓના મત અનુસાર મધ્યમવર્ગ એ સાચા રૂપમા વર્ગ છે જ નહિ, પરંતુ સંક્રાંતિકાળની એક જૂથરચના છે મૂડીવાદના વિકાસ અને અંતિમ-યુગમાં તે જૂથરચના કામદારવર્ગમા વિલીન થઈ જશે. માર્ક્સવાદીઓની આ વિચારધારામાં એક સત્ય છે. મૂડીવાદના વિકાસ સાથે જૂના પ્રકારનો મધ્યમવર્ગ—નાના વેપારીઓ, કસબી કારીગરો અને કામ કરતા ખેડૂતોનો વર્ગ—ધીરેધીરે અદૃશ્ય થઈ, મજદૂરવર્ગમા વિલીન થાય છે પરંતુ માર્ક્સવાદી વિચારધારા મૂડીવાદી સમાજમાં જે નવા મધ્યમવર્ગ વિકસી આવે છે તેના અસ્તિત્વને જ

નાના ઉદ્યોગોમાંથી, સ્વતંત્ર ધંધામાંથી કે નોકરીઓ દ્વારા પગારોમાંથી આવક મેળવતા વર્ગોને આપણે મજદૂર તો નક્કી શકીએ, પરંતુ સાથેસાથે તે બધાને જ મૂડીવાદીઓના ખાંધિયા કહીએ તેમાં વાસ્તવનું અપમાન જ થાય છે. ઊંચા હોદ્દાના અમલદારોને, કલાકારોને, બુદ્ધિજીવીઓને કે કેટલાક નાના ધંધા કરતા સમૂહોને મજૂર ગણી નાખવા એ ભૂલ જ છે. આ બધા સમૂહોનાં સામાજિક સ્થાન મજદૂર કે મૂડીવાદી કરતાં જુદાં હોય છે. તેમનાં સ્વપ્નાં અને આદર્શો પણ જુદાં હોય છે. તેમનાં આર્થિક હિતો ભિન્ન અને ઘણી વાર વિરોધી પણ હોય છે.

આપણે આગળ જોયું તેમ, માર્ક્સે પોતાની વિચારધારા સામાજિક વર્ગને આર્થિક વર્ગ તરીકે ગણી વિકસાવી હતી. તેણે બધાં જ સામાજિક જૂથોને બે વિરોધી વર્ગોમાં જ વહેંચી નાખવા પ્રયત્ન કર્યો. આ વિચારધારામાં તેણે વચગાળાની ઘણી માનવશ્રેણીઓને — જે અમુક અંશે બન્ને વર્ગોનાં કેટલાંક તત્ત્વોને ઓછાવત્તા પ્રમાણમાં સમાવેશ કરે છે — સામાજિક વર્ગો તરીકે ગણવાની જ અવાસ્તવિક રીતે ના પાડી. સમાજશાસ્ત્રની દૃષ્ટિએ માર્ક્સવાદની આ એક બહુ જ મોટી ભૂલ છે.

માર્ક્સ પોતાના વિખ્યાત "મૂડીના સંવર્ધીકરણના સિદ્ધાંત (Law of Accumulation of Capital)" પ્રમાણે એમ જ માનતો કે વર્તમાન સમાજમાં મોટા ભાગની વસ્તીનું મજદૂરીકરણ જ થશે. મધ્યમ-વર્ગ તો માત્ર સંક્રાંતિકાળનો જ સમૂહ છે. એક રીતે તે બે વર્ગરચનામાં થોડીક ક્ષણ માટે વિઘ્નરૂપ બનતો સ્તર છે એટલું જ નહિ, પરંતુ મજદૂર વર્ગને ક્રાન્તિ દ્વારા સત્તા પ્રાપ્ત કરવામાં આડખીલીરૂપ તત્ત્વ છે.

"મૂડીનું સંવર્ધીકરણ અને એકત્રીકરણ માર્ક્સની ધારણા અનુસાર જ થયું છે. પરંતુ તેનું સમાજ અંગેનું વિધાન કે તે ધીરે ધીરે ફક્ત બે જ એકબીજાના વિરોધી અને વર્ગજાગૃત સામાજિક વિભાગોમાં વહેંચાઈ જશે, તે ઘણે અંશે ખોટું પડ્યું છે. ઇતિહાસ, ગઈ સદીનો ઇતિહાસ, આપણા સમક્ષ જુદું જ વાસ્તવ રજૂ કરે છે.

માર્ક્સે સૂચવેલા બે વર્ગો ઉપરાંત એક ખૂબ જ મહત્ત્વનો મધ્યમ-સ્વર્ગીય ભાવનાઓ ધરાવતો સમૂહ વર્તમાન સમાજમાં વિકસી આવ્યો છે. આ સમૂહમાં સ્પર્ધાનું માનસ છે. તે પોતાને પૂંજીવાદીવર્ગ કે મજદૂરવર્ગ સાથે એકરૂપ થયેલો માનતો નથી એટલું જ નહિ, પરંતુ પોતાના સ્વતંત્ર કે આગવા અસ્તિત્વનું ભાન ધરાવે છે. આ મધ્યમવર્ગમાં સમાતા વિવિધ સમૂહોનું સમાજમાં અસરકારક અને મહત્ત્વનું સ્થાન છે.

આ વર્ગનું મહત્ત્વ કેટલું છે તે આપણને યુ.એસ એ.ની સામાજિક પરિસ્થિતિમાંથી જોવા મળે છે. આપણે તેનો જરા વિગતવાર અભ્યાસ કરીએ.

## ૩

## અમેરિકામાં સામાજિક વર્ગવ્યવસ્થા
## (CLASS IN THE UNITED STATES)

વર્તમાન સમયમાં પ્રત્યેક સંસ્કૃત અને સંકુલ સમાજ કોઈક પણ પ્રકારની સામાજિક વર્ગવ્યવસ્થા ઉપર જ રચાયો હોય છે. આ વિધાન જૂના બંધ-વર્ગવ્યવસ્થાવાળા સમાજો માટે જ નહિ, પરંતુ અબંધ-ખુલ્લા-વર્ગવ્યવસ્થાવાળા પાશ્ચાત્ય સમાજોને પણ લાગુ પડે છે. યુ.એસ.એ. પણ એમાથી બાકાત નથી. ઘણા વિદ્વાનો યુ.એસ.એ.માં વર્ગવ્યવસ્થા છે, ઊંચનીચના ભેદો છે તે સ્વીકારતા ન હતા. પરંતુ વૉર્ડ, સુમ્નેર અને કુલી જેવા સમાજશાસ્ત્રીઓએ અમેરિકન સમાજના વર્ગભેદોની પહેલાંથી જ નોંધ લીધી હતી. અમેરિકન સમાજમાં વર્ગો છે એવું સ્વીકારવા છતાં પણ બહુ લાંબા સમય સુધી મોટા ભાગના સમાજશાસ્ત્રીઓએ આ ઘટનાઓનો અભ્યાસ જ કર્યો ન હતો. એ સંબંધી અભ્યાસો થોડા સમયથી જ શરૂ થયા છે; પરંતુ ધીરે ધીરે એ અભ્યાસ વધતો જાય છે અને હવે અમેરિકન વર્ગવ્યવસ્થાને અનુલક્ષતું અને તેનાં વિવિધ અંગો અને લક્ષણોને તપાસતું વિપુલ સાહિત્ય એકત્રિત થયું છે.

અમેરિકન સમાજની વર્ગવ્યવસ્થાના અભ્યાસો વિવિધ દૃષ્ટિબિંદુથી કરવામાં આવ્યા છે. દા. ત., કેટલાક અભ્યાસો અમેરિકન સામાજિક વર્ગોનું આર્થિક વિભાગીકરણ કઈ રીતે થયું છે તેની તપાસ કરે છે. કેટલાક અભ્યાસો અમેરિકન વર્ગ-વ્યવસ્થાવાળા સમાજમાં એક વર્ગથી બીજા વર્ગમાં જવાની કેટલી શક્યતા છે તેનો અભ્યાસ કરે છે. કેટલાક અભ્યાસો અમેરિકન વર્ગવ્યવસ્થાવાળા સમાજમાં ઊર્ધ્વ ગતિશીલતા અને આડી ગતિશીલતા (vertical mobility and horizontal mobility) કેટલી છે તે સમજવા પ્રયત્ન કરે છે. કેટલાક અભ્યાસો વર્ગ-ભાવનાની વિશિષ્ટતાઓને સમજવા પ્રયત્ન કરે છે, કેટલાક અભ્યાસો

વર્ગભાવનાની વિશિષ્ટતાઓને સમજવા પ્રયત્ન કરે છે; તો કેટલાક અભ્યાસો ખાસ કરીને સ્થાનિક સમુદાયો (local communities)માં જ્ઞાતિ જેવું દરજ્જાનું જડ સ્વરૂપ કેટલે અંશે વિકસ્યું છે તે અંગે વિગતો એકઠી કરે છે.

આમ, અભ્યાસીઓએ અમેરિકન વર્ગ-વ્યવસ્થા ઉપર ઠીકઠીક સાહિત્ય ઊભું કર્યું છે. આપણે આ સાહિત્યમાંથી અમેરિકન સમાજના સામાજિક વર્ગો અંગે ઊપસતા ચિત્રનું આછું દર્શન કરીએ. આપણે અમેરિકન સમાજના આર્થિક વિભાગોથી શરૂ કરીએ.

## (૧) આર્થિક વિભાગીકરણની રેખાઓ (Lines of Economic Division):

યુ.એસ.એ.માં આર્થિક વિભાગીકરણ અને સામાજિક વર્ગો એક જ નથી એ ખાસ ધ્યાન રાખવું જોઈએ.

યુરોપ જેવી સામંતશાહી પ્રથા અમેરિકામાં ન હતી. તેમાં મૂડીવાદને વિકસવાની સંપૂર્ણ તક મળી હતી. આથી મૂડીવાદી અર્થતંત્રમાં આર્થિક બદલો, મિલકતનું એકત્રીકરણ અને સંપત્તિની ભૂમિકા ઉપર દરજ્જાની ગણતરી એ ત્રણે તત્ત્વોને વિકસવાનો પૂર્ણ અવકાશ હતો. આર્થિક તક પ્રત્યેક વ્યક્તિને મુક્ત રીતે મળે છે એવી ભાવના પણ ત્યાં રૂઢ થયેલી છે. તદુપરાંત આર્થિક તંત્રનાં સ્વરૂપો બહુ જ ઝડપથી બદલાતાં હોઈ, ત્યાંના સમાજમાં આપણને સામાજિક વર્ગવ્યવસ્થાનાં મહત્ત્વનાં પાસાંઓનો સુંદર ખ્યાલ આવી શકે છે.

અમેરિકન સમાજનું આર્થિક વિભાગીકરણ વિવિધ રીતે થાય છે. આ વિવિધ પ્રકારનાં વિભાગીકરણો આપણને ત્યાંનાં સરકારી અને વસ્તી-ગણતરીની કચેરીઓના પ્રકાશનોમાંથી જોવા મળે છે. દા. ત., આ સર્વ પ્રકાશનોમાંથી અમેરિકન સમાજનું આર્થિક વિભાગીકરણ આવકની કસોટીએ, ધંધાના પ્રકારની કસોટીએ, ખર્ચની પદ્ધતિની કસોટીએ, વિવિધ પ્રકારની મિલકત-માલિકીની કસોટીએ થયેલું જોવા મળે છે એટલું જ નહિ, પરંતુ તે વિભાગીકરણ રાષ્ટ્રીય આવક, વ્યાજ, નફો, ભાડું અને વેતનમાં કેવી રીતે વહેંચાય છે તે કસોટીથી પણ કરવામાં આવે છે. આર્થિક વિભાગી-કરણ સમજવા માટે આ સર્વ કસોટીઓ કામ લાગે એવી છે. તે સર્વ કસોટીઓ પરસ્પર સંકળાયેલી પણ છે. આપણે તેમાંની ત્રણચાર કસોટીઓ લઈ અમેરિકન સમાજની વર્ગવ્યવસ્થાનો અભ્યાસ કરીએ.

(૧) આવકની વહેંચણીની કસોટી (Income distribution):

આવકની દૃષ્ટિએ અમેરિકન સમાજનું ત્રણ વર્ગોમાં વિભાગીકરણ થઈ શકે : ખૂબજ આવકવાળો એક નાનો ઉપલો પૈસાદાર વર્ગ, સામાન્ય રીતે સમૃદ્ધ એવો બહોળો મધ્યમવર્ગ, અને લગભગ આવક વગરનો ગરીબવર્ગ. આ ત્રીજો વર્ગ પહેલા વર્ગના પ્રમાણમા મોટો છે પરંતુ બીજા વર્ગની તુલનામાં સખ્યામા નાનો છે.

ઈ. સ. ૧૯૪૫ની વસ્તીગણતરીમા આવકની દૃષ્ટિએ નીચેની વિગતો બહાર આવી હતી :

પ્રભુત્વ ધરાવે છે. તેમણે એ પણ બતાવ્યું છે કે ઉદ્યોગો હવે વ્યક્તિગત અને બહુ માણસોની ખાનગી મિલકત ન રહેતાં વિશાળ, સર્વવ્યાપી, એકહથ્થુ ઇજારાઓ જેવા બની રહ્યા છે. આ ઇજારાપદ્ધતિ સમસ્ત ઉત્પાદનને થોડાં કુટુંબોની માલિકી અગર સંચાલન નીચે મૂકી દે છે. આમ, અમેરિકન સમાજમાં થોડી વ્યક્તિઓ અનહદ આર્થિક સત્તા ભોગવે છે.

બર્લ અને મીન્સના અભ્યાસો ઉપરાંત બીજા અભ્યાસો પણ આ જ વલણ દર્શાવે છે. થોડી વ્યક્તિઓના હાથમાં કેન્દ્રિત થતી આર્થિક સત્તા ઉપર તે સર્વ પણ ધ્યાન ખેંચે છે. નાનીનાની પેઢીઓની હરીફાઈમાંથી મોટી ઇજારાવાળી પેઢીઓની ગળાકાપ સ્પર્ધા, ઉત્પાદન અને સંચાલનનાં કાર્યોમાં થતું જુદાપણું, માલિકી અને વ્યવસ્થાનું અલગ થવું અને આર્થિક સત્તાનું થોડી વ્યક્તિઓમાં થતુ કેન્દ્રીકરણ ધીરે ધીરે સાબિત કરે છે કે યુ.એસ.એ.માં પણ સમસ્ત આર્થિક તંત્રની ટોચે એક નાનો સરખો આર્થિક સત્તા ધરાવતો અને આવકની દૃષ્ટિએ પણ ખૂબ મિલકતવાળો નાનકડો આર્થિક વર્ગ ઊપજતો જાય છે.

આમ આવકના તફાવતના અભ્યાસની માફક, આર્થિક સત્તાની વહેંચણીનો અભ્યાસ પણ અમેરિકન સમાજમાં અસમાનતા અને વર્ગ-વ્યવસ્થા દર્શાવે છે.

## (૩) ધંધાની કસોટીએ સમાજનું વર્ગીકરણ:

ધંધાની દૃષ્ટિએ યુ.એસ.એ.ના સમાજનું વર્ગીકરણ અટપટું છે. આ વર્ગીકરણ સામાજિક વર્ગોને યોગ્ય રીતે સમજવામાં અમુક અંશે વધુ મદદરૂપ થાય છે. ધંધાની દૃષ્ટિએ કરેલા વિભાગીકરણ અને આર્થિક સત્તાની ભૂમિકા ઉપર વિભાગીકરણ કરેલા વિવિધ સમૂહો વચ્ચે તફાવત એ બે વચ્ચેની તુલના આપણને સામાજિક વર્ગરચનાની સાચી પરિસ્થિતિ સમજવામાં મદદરૂપ થાય છે.

દસમા તકતામાં આપણે ધંધાની દૃષ્ટિએ કરાયેલું મુખ્ય વિભાગીકરણ જોયું. આ સાથેના અગિયારમા તકતામાં વિવિધ કક્ષાનાં ધંધાદારી જૂથોમાં છેલ્લા થોડા દસકામાં શા ફેરફાર થયા છે તે જાણવા મળે છે.

આ તકતો કેટલીક વિચાર કરવા લાયક વિગતો રજૂ કરે છે:

(૧) બીજી શ્રેણી, જેમાં આર્થિક સત્તા વધુ કેન્દ્રિત છે તેના સભ્યોની સંખ્યા ઘટતી જાય છે. આમ આર્થિક સત્તા થોડા અને થોડા માણસોના હાથમાં કેન્દ્રિત થતી જાય છે.

## (૧) આવકની વહેંચણીની કસોટી (Income distribution):

આવકની દષ્ટિએ અમેરિકન સમાજનુ ત્રણ વર્ગોમા વિભાગીકરણ થઈ શકે: ખૂબ જ આવકવાળો એક નાનો ઉપલો પૈસાદાર વર્ગ, સામાન્ય રીતે સમૃદ્ધ એવો બહોળો મધ્યમવર્ગ, અને લગભગ આવક વગરનો ગરીબવર્ગ. આ ત્રીજો વર્ગ પહેલા વર્ગના પ્રમાણમા મોટો છે પરંતુ બીજા વર્ગની તુલનામા સખ્યામા નાનો છે

ઈ. સ. ૧૯૪૫ની વસ્તીગણતરીમા આવકની દષ્ટિએ નીચેની વિગતો બહાર આવી હતી:

લગભગ ૨૩ ટકા જેટલી વ્યક્તિઓ અને કુટુંબોને ૭,૫૦૦ અગર તેથી વધારે ડૉલરની આવક હતી. ૨૭ ટકા જેટલી વ્યક્તિઓ અને કુટુંબોને ૩,૦૦૦થી ૭,૫૦૦ ડૉલરની આવક હતી. લગભગ ૨૨ ટકા જેટલા કુટુંબો ૨,૦૦૦થી ૩,૦૦૦ ડૉલર કમાતાં હતા. ૨૭ ટકા કુટુંબો ૧,૦૦૦થી ૨,૦૦૦ ડૉલરો મેળવતાં હતાં જ્યારે લગભગ ૨૦ ટકા જેટલા કુટુંબોને ૧,૦૦૦ ડૉલરથી ઓછી આમદાની હતી

ઉપરની વિગતો એક મૂંઝવણ ઊભી કરે છે આ વિવિધ આવકવાળાઓને ઉપલા, મધ્યમ અને નીચલા વર્ગમા મૂકવાનો યત્ન કૃત્રિમ બની જશે એટલું જ નહિ, પરંતુ એ વર્ગીકરણમાં ગામડાના અને શહેરના લોકોની આવકના તફાવત, પ્રદેશ–પ્રદેશ અને જુદા જુદા જાતિસમૂહો વચ્ચેની આવકના તફાવત જોવાનું જતુ કરવુ પડશે

તે છતા પણ આપણે એટલુ કબૂલ કરવુ પડશે કે આર્થિક આવકના ઉપર જણાવેલા આંકડાઓ એક વસ્તુ સ્પષ્ટ કરે છે કે અમેરિકન સમાજમાં હજી પણ અસમાનતા ઘણી છે.

## (૨) આર્થિક સત્તાની વહેંચણી (Distribution of economic power):

આવકની વહેંચણીના અભ્યાસ કરતાં પણ આર્થિક સત્તાની વહેંચણીનો અભ્યાસ આપણને અમેરિકન સમાજમા આર્થિક અસમાનતાનુ વધુ સચોટપણે દર્શન કરાવે છે.

એ. એ. બર્લ (A. A. Berle) તેમ જ જી. સી મીન્સ (G. C. Means) નામના અભ્યાસીઓએ આ આર્થિક સત્તાના કેન્દ્રીકરણ ઉપર સુંદર પ્રકાશ પાડ્યો છે. તેમણે બતાવ્યું છે કે અમેરિકામાં અર્ધા ઉપરાંત ઉદ્યોગો ઉપર માત્ર સો જેટલા માણસો

પ્રભુત્વ ધરાવે છે તેમણે એ પણ બતાવ્યુ છે કે ઉદ્યોગો હવે વ્યક્તિગત અને બહુ માણસોની ખાનગી મિલકત ન રહેતાં વિશાળ, સર્વવ્યાપી, એકહથ્થુ ઇજારાઓ જેવા બની રહ્યા છે આ ઇજારાપદ્ધતિ સમસ્ત ઉત્પાદનને થોડા કુટુબોની માલિકી અગર સચાલન નીચે મૂકી દે છે આમ, અમેરિકન સમાજમા થોડી વ્યક્તિઓ અનહદ આર્થિક સત્તા ભોગવે છે

બર્લ અને મીન્સના અભ્યાસો ઉપરાત બીજા અભ્યાસો પણ આજ વલણ દર્શાવે છે થોડી વ્યક્તિઓના હાથમા કેન્દ્રિત થતી આર્થિક સત્તા ઉપર તે સર્વ પણ ધ્યાન ખેચે છે નાનીનાની પેઢીઓની હરીફાઈમાથી મોટી ઇજારાવાળી પેઢીઓની ગળાકાપ સ્પર્ધા, ઉત્પાદન અને સચાલનના કાર્યોમાં થતુ જુદાપણ, માલિકી અને વ્યવસ્થાનુ અલગ થવુ અને આર્થિક સત્તાનુ થોડી વ્યક્તિઓમા થતુ કેન્દ્રીકરણ ધીરે ધીરે સાબિત કરે છે કે યુએસએમા પણ સમસ્ત આર્થિક તત્રની ટોચે એક નાનો સરખો આર્થિક સત્તા ધરાવતો અને આવકની દૃષ્ટિએ પણ ખૂબ મિલકતવાળો નાનકડો આર્થિક વર્ગ ઊપજતો જાય છે

આમ આવકના તફાવતના અભ્યાસની માફક, આર્થિક સત્તાની વહેચણીનો અભ્યાસ પણ અમેરિકન સમાજમા અસમાનતા અને વર્ગ-વ્યવસ્થા દર્શાવે છે

### (૩) ધંધાની કસોટીએ સમાજનુ વર્ગીકરણ:

ધધાની દૃષ્ટિએ યુએસએના સમાજનુ વર્ગીકરણ અટપટુ છે આ વર્ગીકરણ સામાજિક વર્ગોને યોગ્ય રીતે સમજવામા અમુક અશે વધુ મદદરૂપ થાય છે ધધાની દૃષ્ટિએ કરેલા વિભાગીકરણ અને આર્થિક સત્તાની ભૂમિકા ઉપર વિભાગીકરણ કરેના વિવિધ સમૂહો વચ્ચે તફાવત એ બે વચ્ચેની તુલના આપણને સામાજિક વર્ગરચનાની સાચી પરિસ્થિતિ સમજવામા મદદરૂપ થાય છે

દસમા તકતામા આપણે ધધાની દૃષ્ટિએ કરાયેલુ મુખ્ય વિભાગીકરણ જોયુ. આ સાથેના અગિયારમા તકતામા વિવિધ કક્ષાના ધધાદારી જૂથોમા છેલ્લા થોડા દસકામા શા ફેરફાર થયા છે તે જાણવા મળે છે

આ તકતો કેટલીક વિચાર કરવા લાયક વિગતો રજૂ કરે છે

(૧) બીજી શ્રેણી, જેમા આર્થિક સત્તા વધુ કેન્દ્રિત છે તેના સભ્યોની સખ્યા ઘટતી જાય છે આમ આર્થિક સત્તા થોડા અને થોડા માણસોના હાથમા કેન્દ્રિત થતી જાય છે

(૨) પહેલી શ્રેણીમાં માનવીઓની સંખ્યા પહેલા કરતાં વધતી જાય છે.

(૩) ત્રીજી અને ચોથી શ્રેણીમા માણસોની સખ્યામા ખૂબ વધારો થયો છે. એનો અર્થ એ કે "સફેદ કોલર" (white collar)ને નામે ખ્યાતિ પામેલો કારકુનવર્ગ અને ઠીક ઠીક તાલીમ પામેલો (semi-skilled) કારીગરવર્ગ સખ્યાની દૃષ્ટિએ ખૂબ જ મહત્ત્વ પ્રાપ્ત કરતો જાય છે. સાથે સાથે એ પણ ઘટના નોંધવા જેવી છે કે ઈ સ. ૧૯૨૦ પછી ખૂબ કેળવાયેલો અને તાલીમ પામેલો (skilled) કારીગરવર્ગ સંખ્યાની દૃષ્ટિએ વધતો અટકી ગયો છે

(૪) છટ્ઠી શ્રેણીમા દાખવેલો તદ્દન જ બિનકેળવાયેલો અને તાલીમ લીધા વગરનો (unskilled), અગમહેનતથી કામ કરનારો શ્રમજીવી કામદારવર્ગ પણ સખ્યાની દૃષ્ટિએ દિનપ્રતિદિન ઓછો થતો જાય છે.

આપણે બધા જ ધધાદારીઓને "અગમહેનતથી જીવતા" અને "બુદ્ધિજીવી" એમ બે વિભાગોમા વહેચીએ તો આ તકતામાં દર્શાવેલા ફેરફારો નીચેની ઘટનાઓ સૂચવે છે

માત્ર અંગમહેનતથી તાલીમ વગરની શારીરિક મહેનતથી કામ કરતા કામદારો (unskilled manual labourers)ની સંખ્યા પ્રમાણમાં ઘટતી જાય છે, જ્યારે વધતી કે ઓછી પણ તાલીમ પામેલાઓ અને બુદ્ધિજીવીઓની સંખ્યા વધતી જાય છે.

ધધાદારી વર્ગોનાં વધઘટનાં વલણો કેટલીક મહત્ત્વની સામાજિક ઘટનાઓ તરફ આપણુ ધ્યાન દોરે છે

(૧) અમેરિકન સમાજમાં આજે કાર્યવિભાજન ખૂબ જ સંકુલ અને અટપટું બન્યુ છે.

(૨) યત્રોનો ઉપયોગ વધતો જતો હોઈ કામદારોમા અમુક પ્રકારની કેળવણી અને આવડત માગવામા આવે છે. સચાલન અને વ્યવસ્થા હવે વધુ મહત્ત્વ ધારણ કરતાં જાય છે આથી ઑફિસોના કર્મચારીઓનુ તેમ જ ગણતરીનુ અને હિસાબી કામ ખૂબ વધતુ જાય છે અને મહત્ત્વ પણ ધારણ કરતુ જાય છે આને પરિણામે ટેબલ ઉપર કાગળિયા સાથે કામ કરતો, ફાઇલો તૈયાર કરતો, "સફેદ કોલર" નામે હવે જાણીતો થયેલો કારકુન અને સચાલન વિભાગનો એક કર્મચારીવર્ગ ખૂબ જ વિસ્તરી રહ્યો છે અને સમાજમાં મહત્ત્વ પણ પામી રહ્યો છે આ પ્રકારના વર્ગના વિવિધ સમૂહોની સત્તા અને વચણ ધધા અને ઉદ્યોગમા વધતાં જાય છે. નોકરશાહી (Bureaucracy)ના નામે પ્રખ્યાત થતી એક કર્મચારી-

પ્રથા હવે ખૂબ જ મહત્ત્વ ધારણ કરવા લાગી છે.

આ સર્વ સામાજિક વલણોએ અમેરિકન સમાજમાં મધ્યમવર્ગને મહત્ત્વનો અને પ્રતિષ્ઠિત બનાવ્યો છે એટલું જ નહિ, પરંતુ સમાજમાં આ, દરજ્જો પ્રાપ્ત કરવા અને એ દરજ્જાના ધોરણે જીવન ગાળવા માટેની સ્પર્ધા વિવિધ વર્ગોમાં ખૂબ જ પ્રમાણમાં થવા માંડી છે. ટૂંકમાં, મધ્યમ-વર્ગીય દરજ્જાની ભાવના અમેરિકન સમાજમાં વધુ અને વધુ મહત્ત્વ પામતી જાય છે. આમ, અમેરિકામાં મધ્યમવર્ગીય માનસ વધુ અને વધુ પ્રતિષ્ઠા પ્રાપ્ત કરતું જાય છે અને વિવિધ સ્તરોમાં પ્રસરતું જાય છે.

## (૪) ઊર્ધ્વ-ઊભી ગતિશીલતા અને આડી ગતિશીલતા (Vertical and horizontal mobility):

આર્થિક સ્તરીકરણ, સંપત્તિ, સત્તા અગર ધંધાઓના તફાવત હોય એનો અર્થ એમ નથી કે તે સર્વ તત્ત્વો ધરાવતી સમાજવ્યવસ્થામાં ઊંચે ચઢવા માટે માર્ગ જ ન રહે.

બીજા સર્વ દેશોમાં કરી શકે તે કરતાં પણ યુનાઇટેડ સ્ટેટ્સ ઑફ અમેરિકામાં વ્યક્તિ પોતાની સ્થિતિ અને દરજ્જો પ્રમાણમાં વધારે સરળતા-થી સુધારી શકે છે. એક રીતે કહીએ તો, યુ.એસ.એ. દેશનો ઇતિહાસ એટલે જ ત્યાંના ભૌગોલિક અને આર્થિક વિકાસ દરમ્યાન મોટા ભાગના માનવીઓના સુધરતા જતા દરજ્જાનો ઇતિહાસ એમ કહી શકીએ. યુ.એસ.એ.ની વિકસતી સીમાઓએ, ખીલતા જતા ઉદ્યોગોએ, વધતા જતા વ્યાપારે તથા પરદેશી વસાહતીઓના અવિરત આગમને, ઘણા સમય સુધી જૂના નિવાસીઓને ઊંચે અને ઊંચે જ લઈ જવા માંડયા. આ ઘટનામાંથી અમેરિકન સમાજમાં એક માન્યતા પણ ઊભી થઈ છે કે ઉદ્યોગી, સાહસી અને નસીબવાન વ્યક્તિઓ માટે વિકાસ અને ઊંચે ચઢવા સીમા વગરની તકો ત્યાં મળી શકે છે.

આ માન્યતા જોકે અમેરિકામાં ઘર કરી બેઠી છે પરંતુ વાસ્તવમાં હવે એ સીમા વગરની તકો અમેરિકામાં પણ શક્ય નથી. ભૌગોલિક મર્યાદા હવે નિશ્ચિત થઈ છે. પરદેશથી વસાહતીઓ પણ હવે નહિ જેવી સંખ્યામાં આવે છે. મુક્ત હરીફાઈ અને-વ્યક્તિગત સાહસનો યુગ પણ હવે અદશ્ય થવા માંડયો છે. મહાન ઇજારાઓ વિકસી આવ્યા છે.

આ પરિસ્થિતિમાં વિવિધ સામાજિક વર્ગોની વ્યક્તિઓ માટે હવે ગતિશીલતા કેવી, કેટલી અને કેવા પ્રકારની રહી છે તે અંગે અભ્યાસો

થવા માંડયા છે. આ પ્રકારના અભ્યાસોમાંથી નીચેની હકીકતો ઊપસી આવવા માંડી છે:

(૧) સમસ્ત ગતિશીલતામાંથી ત્રણચતુર્થાંશ ગતિશીલતા એના એ જ વર્ગમાં અગર એની બહુ જ નજદીકના સામાજિક સ્તરમાં થાય છે. આ ગતિશીલતાને લીધે થતા ફેરફારોમાં અર્ધોઅર્ધ ફેરફારો આડી ગતિશીલતા અનુભવે છે. એટલે એક જ સ્તરના વિવિધ પ્રકારના ધંધાઓમાં ફેરફાર થાય છે આ ગતિશીલતામા વ્યક્તિના ધંધાની કક્ષા કે વર્ગ-દરજ્જાની કક્ષામાં સુધારો થતો નથી. તદ્દન જ નીચી શ્રેણીમાંથી તદન જ ઉપલી શ્રેણીમાં પલટો અગર તદ્દન જ ઉપલી શ્રેણીમાંથી તદન જ નીચલી શ્રેણીમાં પતન બહુ જ જવલ્લે થાય છે.

આમ વાસ્તવમાં ઊર્ધ્વ ગતિ—ઊંચે ચડવાની પ્રક્રિયા—ઓછી થતી જાય છે. આ વાસ્તવે હજી માન્યતા ઉપર અસર કરી નથી. હજી વ્યક્તિને ઊંચે ચડવા માટે અસીમ તકો છે, તથા તે ચડવામાં મળતી સફળતા વ્યક્તિની શક્તિ, પુરુષાર્થ અને નસીબ પર નિર્ભર છે એ આશાવાદમાં આ સંકોચાતી તકોએ હજી ખાસ શંકા ઉપજાવી નથી. વર્ગ તરીકે એક જ શ્રેણીમાં રહેવા છતાં, વાસ્તવમાં ઊંચે જવા અશક્ત હોવા છતાં વ્યક્તિમાં સ્વકેન્દ્રિત વર્ગભાન હજી પણ વિકસ્યુ નથી. આ અવાસ્તવિક આશાવાદ અને પોતાના વર્ગના સ્વભાનના અભાવ માટે બે ત્રણ કારણો આપી શકાય

(૧) હજી પણ અમેરિકન સમાજમાં બીજા બધા સમાજો કરતાં પ્રમાણમાં વધારે સંખ્યામાં વ્યક્તિઓ પોતાની સ્થિતિ સુધારી, પોતાનો દરજ્જો વધારી શકે છે. આ થોડી વ્યક્તિઓની ઊર્ધ્વ ગતિશીલતા સમાજમાં બધા જ આમ કરી શકશે એવી ભ્રમણા સર્વમાં પેદા કરે છે.

(૨) અમેરિકન સમાજ સ્થગિત અને બંધ વ્યવસ્થાવાળો સમાજ બની ગયો નથી. ત્યાં આડી ગતિશીલતા ખૂબ જ વિસ્તૃત પ્રમાણમાં ચાલ્યા કરે છે. એક દરજ્જાના પરંતુ વિવિધ ધંધાઓમાં એકમાંથી બીજા ધંધામાં ફેરબદલી કરવી એ બહુ જ મોટા પાયા ઉપર ચાલે છે. તદુપરાંત પ્રત્યેક ધંધો અને પેટાધંધો પોતાની આજુબાજુ મહત્ત્વનું એક વિશિષ્ટ વાતાવરણ ઊભું કરતો જાય છે. આ કારણે એક જ દરજ્જાના હોવા છતાં એક ધંધામાંથી બીજા ધંધામા જતા માનવીને ધંધાફેરમાં પણ એક પ્રકારનું મહત્ત્વ માલૂમ પડે છે એટલુ જ નહિ, પરંતુ જુદો ધંધો અપનાવવાથી પોતે કાંઈક નવો દરજ્જો, નવુ મહત્ત્વ પામ્યો હોય એવી પણ

ભ્રમિત ભાવના તે સેવે છે. આમ વ્યક્તિમાં ગતિશીલતાનું ભાન જાગ્રત હોઈ, હજી દરજ્જાની, આર્થિક કક્ષાની મર્યાદાનું ભાન તીવ્રપણે વિકસતું નથી. ફેરફાર, ગતિ એટલે જ પ્રગતિ, એટલે જ એક પ્રકારની ઊર્ધ્વગતિ એવી એક ભ્રમણા તે સેવ્યા જ કરે છે.

આ બન્ને કારણે હજી સામાન્ય અમેરિકનમાં અગણિત તક અને પુરુષાર્થથી પોતાની સ્થિતિ સુધારી શકાય એવું અવાસ્તવિક સ્વપ્ન ચાલુ રાખે છે. વાસ્તવિક રીતે સમાજમાં ઊર્ધ્વ ગતિશીલતા અને તકો ઓછી થતી જાય છે; પરંતુ સામાન્ય અમેરિકનમાં જન્મેલો આશાવાદ હજી પોતાની પકડ વ્યક્તિના મન ઉપર ચાલુ રાખે છે.

આપણે ત્રણચાર કસોટીઓ દ્વારા અમેરિકન વર્ગવ્યવસ્થાને સમજવા યત્ન કર્યો. હવે આપણે અમેરિકન વર્ગોમાં પ્રચલિત વર્ગવલણોનો પ્રકાર સમજવા યત્ન કરીએ.

## યુ.એસ.એ.માં વર્ગવલણો (Class attitudes in the U.S.A.):

અમેરિકન સમાજના વિવિધ સ્તરના લોકો પોતાને કયા સ્તરના માને છે એ અંગે ઠીક અભ્યાસો થવા માંડ્યા છે. લોકો પોતાને કયા વર્ગના માને છે તે જાણવા માટે તેમના અભિપ્રાયોની મતગણતરી કરવામાં આવે છે. આને "ઓપિનિયન પોલ" (opinon polls)ની અભ્યાસ-પદ્ધતિ કહેવામાં આવે છે. આ અભ્યાસોમાંથી હવે એમ જણાવા માંડ્યું છે કે અમેરિકનો ગમે તે સ્તરના અગર વર્ગના હોય પરંતુ તેઓ મધ્યમવર્ગના છે એમ ગણાવવામાં અભિમાન લેવે છે. વસ્તીના બહુ જ થોડા ટકા માણસો પોતાને ઉપલા વર્ગના ગણાવવા તૈયાર હોય છે. આમ લગભગ વસ્તીના ૭૫ ટકા લોકો પોતાને મધ્યમવર્ગના ગણે છે; પરંતુ નવાઈ જેવું તો એ છે કે આ ૭૫ ટકા માનવીઓ જે પોતાને મધ્યમ-વર્ગના ગણે છે તેમને એક વર્ગના તરીકેનું સામૂહિક ભાન હોતું નથી. તેઓ સમસ્ત રાષ્ટ્રીય સમુદાયના એક સંગઠિત વર્ગ તરીકેનું ભાન ધરાવતા નથી. તેમનામાં સર્વતોમુખી સુગ્રથિત વર્ગભાવના ખીલી નથી. સ્વાભાવિક રીતે આ ઘટના અનેક પ્રશ્નો ઊભા કરે છે: મધ્યમવર્ગ તરીકે જ પોતાને ગણાવતા આ સમૂહોની વર્ગભાવના કયા પ્રકારની છે? તે કેવાં લક્ષણો ધરાવે છે? તે વર્ગભાવના બીજી વર્ગભાવનાઓ કરતાં ક્યાં જુદી પડે છે? તે ભાવનામાં એવાં ક્યાં તત્ત્વો છે, જે મોટા ભાગની વસ્તીને મધ્યમવર્ગની વસ્તીમાં ગણાવવા પ્રેરે છે?

આપણે મધ્યમવર્ગની ભાવનાનાં લક્ષણો વિગતમાં સમજવા પ્રયત્ન કરીએ.

## (૧) મધ્યમવર્ગની ભાવનાનાં લક્ષણો (Characteristics of middle class sentiment):

મધ્યમવર્ગની ભાવનાના અનેક લક્ષણોમાંનુ મુખ્ય લક્ષણ છે તેની આગળ ઉપર વર્ણન કયુ તે સ્પર્ધાભરી વર્ગલાગણી. આ વલણ વ્યક્તિવાદી છે અને સર્વતોમુખી વર્ગભાવના સાથે સંઘર્ષમાં આવે છે.

મધ્યમવર્ગીય માનસ સમૂહના સર્વસામાન્ય હિતના ભાન ઉપર રચાયેલું નથી. મધ્યમવર્ગીય માનસની એક બીજી પણ ખાસિયત છે. તે સામાન્ય રીતે ઊંચનીચની શ્રેણીનો વિરોધ કરતું માનસ છે. તે પ્રત્યેક માનવીને સામાન્ય શહેરી તરીકે ગણાવવા મથે છે. પ્રત્યેક વર્ગને સામાન્ય શહેરી તરીકે વિલીન કરવા તે માનસ પ્રેરાય છે. તે માનસ વ્યક્તિને અમુક વર્ગના છીએ એવું ભાન થવા દેતું નથી. નાગરિકતા, શહેરી તરીકે ખપવાનુ માનસ, યુરોપમાં પ્રથમ પૂંજીપતિઓએ કેળવ્યું હતું. પરતુ અમેરિકામાં શહેરીની લાગણી લગભગ સર્વવ્યાપી બની રહી છે.

આપણે જોયું તેમ, માનવીઓની આર્થિક શ્રેણી કે આવક ગમે તે હોય છતાં પણ તેમનો મોટો ભાગ પોતાને મધ્યમવર્ગનો જ ગણાવવા મથે છે. આ મધ્યમવર્ગમાં ખપવાનું માનસ સમાજમા આર્થિક સ્તરીકરણને સ્વીકારવા તૈયાર થતું નથી.

જ્યાં જ્યાં મધ્યમવર્ગીય માનસ વધુ વિકસેલું હોય છે ત્યાં ત્યાં આપણને અમુક મૂલ્યો તરી આવતાં દેખાય છે. પ્રખ્યાત સમાજશાસ્ત્રી વેબ્લેને આ મૂલ્યોનું દૂબહૂ વર્ણન કર્યું છે. તેના મત અનુસાર હરીફાઈ, સ્પર્ધા, દેખાદેખી અને બાહ્ય દેખાવ આ વર્ગના માનવીઓનાં વર્તનને વિવિધ રીતે ઘડે છે.

આપણે મધ્યમવર્ગીય માનસથી રંગાયેલી વ્યક્તિઓ અને સમૂહોનાં જીવનના નાના નાના પ્રસંગો જોઈએ. અસ્થિર, હરીફાઈભર્યું, દેખાદેખી અને બાહ્ય દેખાવથી પ્રેરિત વલણ એમાં પણ દેખાશે દા.ત., પોતાના મકાનને દરવાજે લટકાવેલું પોતાના નામનું પાટિયુ. આ પાટિયા લટકાવવાની પાછળ પણ પોતાના નામનું પાટિયું બીજાના પાટિયા કરતાં કેમ વધુ સુંદર લાગે અને તેની લોકો કેમ સરખામણીમાં વાહ-વાહ કરે તે ભાવના કામ કરતી હોય છે. પોતાને ગમ્યું માટે તે પાટિયાનો

અમુક ઘાટ પસંદ થતો નથી બીજા શું કહેશે, બીજા લોકો પડોશીઓના આવા જ પાટિયાની સરખામણીમા એના પાટિયાની વાહવાહ કરશે કે નહિ એ ભાવના વધુ કામ કરતી હોય છે તે જ પ્રમાણે, આ મધ્યમવર્ગીય માનસથી રંગાયેલી વ્યક્તિ કપડા પહેરશે, મોટર લાવશે, ઘર શણગારશે, ફર્નિચર વસાવશે, રેડિયો ખરીદશે, શોભાની નાની નાની વસ્તુઓ લાવશે કે યંત્રવાદે વિકસાવેલી અનેક ઉપયોગી ઝીણી ઝીણી વસ્તુઓ (Gadjets) લાવશે તેમા પણ આ હરીફાઈનુ માનસ કામ કરતુ હોય છે બીજાની સરખામણીમા પોતાના કપડા કેવા લાગશે, બીજાની મોટર કરતા પોતાની મોટર વધારે સારી છે એમ લોકો ગણશે કે નહિ, બીજાના કરતા પોતાનુ ફર્નિચર, અલંકારો, રેડિયો, ઘરવખરીની તરફીઓ વધુ સરસ કહેવાશે કે નહિ એ ભાવના આ સર્વ ખરીદી પાછળ હોય છે પોતાને ગમે છે માટે નહિ પરંતુ બીજા એને અન્યની સરખામણીમા સરસ કહે એ ભાવના એ હરીફાઈ અને સ્પર્ધાની લાગણી મધ્યમવર્ગીય માનસવાળા શહેરીઓને પ્રેરે છે

આ દેખાદેખી અને બાહ્ય દેખાવનુ માનસ સસ્કાર હરીફાઈમા પણ પરિણમે છે પરંતુ આ સસ્કાર હરીફાઈ સાચા સસ્કારો વિકસાવાની હરીફાઈ નહિ પરંતુ સસ્કારના દેખાવની હરીફાઈના સ્વરૂપે વિકસે છે થોડી વ્યક્તિઓ પુસ્તકોનો સગ્રહ કરે અને તેને ઢબૂરીને, શણગારીને સરસ કબાટમા રાખે તો બીજા પણ સાસ્કારિક પ્રવૃત્તિમા પાછા ન પડે તે માટે આવા ચોપડીઓ શણગારતા ઘોડાઓ અને કબાટો વસાવે અને તેમા રગબેરગી અગર તે સમયમા ફેશનેબલ ગણાતી ચોપડીઓ ગોઠવે આ ચોપડીઓ મોટે ભાગે શોભા તરીકે જ હોય છે તેનુ વાચન ભાગ્યે જ થયુ હોય છે. તે જ પ્રમાણે સુંદર ચિત્રો કે શિલ્પના બાવલાઓ રાખવાની ફેશન હોય તો આ મધ્યમવર્ગીય માનસથી ભરી ભરી વ્યક્તિ પણ દેખાદેખી માટે અને બાહ્ય દેખાવ અને સ્પર્ધા કરવા પોતાના ઘરને આ ભીતચિત્રો કે નાના નાના શિલ્પના બાવલાઓથી ભરી દે છે તે ભાગ્યે જ આ ચિત્રને કે શિલ્પના નમૂનાને તેના નૈસર્ગિક સૌંદર્ય માટે પસંદ કરે છે તે પોતે ભાગ્યે જ એમાથી રસ જાગૃત કરી પોતાની સૌંદર્યભાવનાને પોષે છે

સતતિનિયમનની પ્રવૃત્તિ અને કુટુબનિયોજન પણ સમાજમા સારા અને સસ્કારી દેખાવાય એ જ ભાવનાથી આ મધ્યવર્ગીય માનસ ધરાવતી વ્યક્તિઓ કરે છે

મધ્યમવર્ગીય માનસ આમ સ્પર્ધા, હરીફાઈ, દેખાદેખી અને બાહ્ય દેખાવ કરવાની ભાવનાથી રંગાયેલુ હોય છે

મધ્યમવર્ગીય માનસનું એક બીજું પણ મહત્ત્વનું લક્ષણ છે. તે છે જીવનમાં કેળવણી માટેનો આગ્રહ વ્યક્તિને પોતાની સ્થિતિ સુધારવી હોય, સમાજમાં પોતાનું સ્થાન પ્રસ્થાપિત કરવું હોય તો તેણે શિક્ષણ લેવું જ જોઈએ એવી માન્યતા આ માનસમાં સમાયેલી છે વારસામાં મળેલા ધન અગર બિનઔદ્યોગિક જીવન તરફ એક પ્રકારનો અભાવ અને વિરોધ આ મનોવૃત્તિમાં સમાયેલા છે

વ્યક્તિનો વિકાસ, તેની દરજ્જો સુધારવા માટેની ઝંખના, તે ઉદ્યોગી, મહેનતુ, સાહસિક અને સ્વતંત્ર હોય તો જ સિદ્ધ થાય એમ આ ભાવના પાછળ માન્યતા છે આથી એક પ્રકારની આગળ વધવાની ધગશ (pushing nature) જેવા મૂલ્યોને મધ્યમવર્ગીય માનસ વધુ મહત્ત્વ આપે છે

આ સર્વ લક્ષણો, મૂલ્યો અને શક્તિઓ માનવીમાં છે કે નહિ તેની કસોટી "ફતેહ" છે ફતેહ કરવી, સફળતા પ્રાપ્ત કરવી એ જ મધ્યમવર્ગનું ધ્યેય બને છે માનવીના મૂલ્યો પણ તે જ માપદંડથી થાય સફળ માનવી એ જ આકર્ષક માનવી, સફળ માનવી એ જ ખરેખરો માનવી એમ આ માનસ માને છે સફળતાને ત્રાજવે જ માનવીની બધી લાયકાત મપાય છે અસફળતા એટલે નાલાયકી એવી જ માન્યતા મધ્યમવર્ગીય માનસનું હાર્દ બને છે

આ સર્વ મધ્યમવર્ગીય માનસના તત્ત્વો જુદી જુદી વ્યક્તિઓમાં અને જૂથોમાં ઓછાવત્તા પ્રમાણમાં હમેશાં હાજર હોય છે એટલું જ નહિ, પરંતુ અમેરિકાની મોટા ભાગની વસ્તીના વર્ગવલણો બદલાય તો પણ આ હરીફાઈ અને સ્પર્ધાનું માનસ ભૂમિકા તરીકે કાયમ જ રહે છે

### (૨) સ્પર્ધાની ભાવના અને આર્થિક વિભાગીકરણ (Competitive sentiment and economic division):

અમેરિકામાં અબંધ-ખુલ્લા (open) વર્ગસમાજના વિકાસ અને મૂડીવાદી વર્ગના ઉદ્ભવ સાથે, તે બન્ને સાથે સંકળાયેલા મૂલ્યો પણ સમસ્ત સમાજમાં પ્રસરી ગયા છે એક તરફ પ્રામાણિક વ્યાપારી (honest trader), જે કોઈને પોતાનાથી ઊંચો ગણતો નથી તેને આનુષંગિક ભાવનાઓ અને મૂલ્યો સમસ્ત સમાજમાં ફેલાઈ ગયા છે, જ્યારે બીજી બાજુ અટપટી કાર્યવહેંચણીમાં પરોવાયેલા કર્મચારીના કાર્ય અગર ધંધાની આજુબાજુ એક વિશિષ્ટ પ્રકારનું મહત્ત્વ વિકસે છે કર્મચારી આ મહત્ત્વથી પોતાના માનસને રંગે છે અને પોતાના દરજ્જાને તે

## તક્તો ૧૪

યુ એસ.એ.માં આર્થિક વિભાગીકરણ અને
વર્ગવલણો વચ્ચેનો સંબંધ દર્શાવતો તક્તો




ઊભી ગતિશીલતાની નિશાની ↕
આડી ગતિશીલતાની નિશાની ⟷

વિશિષ્ટતાનો ઓપ ચઢાવે છે.

આ બન્ને ભાવનાઓ સ્પર્ધાના માનસને પોષે છે. વ્યાપારીને હરીફાઈ દ્વારા જ દરજ્જો જાળવી રાખવાનો હોય છે, જ્યારે કર્મચારીને પોતાના કાર્યનું મહત્ત્વ દેખાડીને, બીજાનાં કામ કરતાં પોતાનું કામ ઓછા મહત્ત્વનું નથી એ સાબિત કરવાના પ્રયત્નમાંથી થાય છે બન્ને સમક્ષ સફળ હરીફનો આદર્શ હોય છે. બન્ને અસફળ હરીફ તરફ તિરસ્કારથી જોવાનુ માનસ કેળવે છે. સફળ માનવીઓનું અનુકરણ કરવુ અને તેને દરજ્જે પહોંચવા અગર તેને વટાવી જવા કટિબદ્ધ રહેવું એ જ વ્યાપારી અને કર્મચારી માનસનું હાર્દ હોય છે.

## આર્થિક વિભાગીકરણ અને વર્ગવલણો વચ્ચે સીધા સંબંધનો અભાવ—તેમાંથી ઊપજતા પ્રશ્નો :

યુનાઇટેડ સ્ટેટ્સમાં આર્થિક વિભાગીકરણ અને વર્ગવલણો વચ્ચે સીધો સંબંધ દેખાતો નથી આર્થિક વિભાગીકરણની દૃષ્ટિએ જોઈએ તો આખો સમાજ એક છેડે થોડા ખૂબ જ ધનિક વિભાગથી શરૂ થઈ ધીરે ધીરે ઓછી મિલકતવાળી વિવિધ શ્રેણીઓમા વહેચાઈ આખરે નીચે, બીજે છેડે બહુ જ થોડી આવકવાળા સમૂહોનો બનેલો છે.

પરંતુ મતગણતરી અને વલણોનાં માપ વગેરેની ભૂમિકા ઉપર કરેલા અભ્યાસ એમ સાબિત કરે છે કે, સમાજનાં વિવિધ જૂથોનું પોતે માનેલું વર્ગ-વિભાગીકરણ આ વિભાગીકરણ સાથે બંધબેસતુ નથી. પોતાને અમુક વર્ગમાં માનનારાઓનુ જૂથ બધા જ આર્થિક વિભાગોના થોડા અગર ઘણા સભ્યોનો સમાવેશ કરે છે

ચૌદમા તકતામાં આ બે વર્ગીકરણ વચ્ચેના સંબંધો બતાવવાનો યત્ન થયો છે.

આ તકતો સમસ્ત વર્ગરચનાને અતિ સરળ રીતે દર્શાવે છે. જીવનમાં વર્ગરચના એથી વધુ સંકુલ અને અટપટી છે. પરંતુ આ સરલ નિદર્શનમાથી પણ આપણે કેટલાંક વિધાનો બાંધી શકીએ

(૧) ઉપલા આર્થિક જૂથની પણ નાની સંખ્યા અને આર્થિક દૃષ્ટિએ મધ્ય શ્રેણીના થોડા સભ્યો પોતાને સહુથી ઉપલા સામાજિક વર્ગના માને છે.

(૨) બધા જ આર્થિક વર્ગોમાથી મોટા ભાગના માનવીઓ પોતાને મધ્યમવર્ગના માને છે અને મધ્યમવર્ગીય માનસ ધરાવે છે.

(૩) આર્થિક રીતે નીચી સ્થિતિનાં અને આર્થિક રીતે સહેજ ઊંચી

સ્થિતિના કેટલાક માણસો પણ પોતાને નીચલા દરજ્જાના માને છે.

"તમે પોતાને ઊંચા વર્ગમાં મૂકો છો?" એવો એક પ્રશ્ન પૂછી કઈ વ્યક્તિ પોતાને કયા વર્ગની માને છે તે જાણવાનો અભ્યાસ થયો હતો. આ સાથેના કોષ્ટકમાં એ અભ્યાસના પરિણામો દર્શાવ્યાં છે.

પરંતુ આપણે આગળ જોયું તેમ, હવે અમેરિકન સમાજમાં ઊર્ધ્વ ગતિશીલતા ઓછી થવા માંડી છે આર્થિક વર્ગ-રચનામાં હવે ચડઊતરની સરળતા ઘટતી જઈ બંધિયારપણું આવવા માંડ્યું છે. ફત્તેહ અને સફળતાને વરેલાં અને હરીફાઈનાં મૂલ્યોથી રંગાયેલા મધ્યમવર્ગીય માનસ માટે આ અર્થરચના ખૂબ જ અવરોધો અને મર્યાદાઓ મૂકે છે. મોટા ભાગનાં માનવીઓ માટે સફળતાની શક્યતાઓ ઓછી કરે છે. આ નવી આર્થિક પરિસ્થિતિ અને સફળતાને વરેલા મધ્યમવર્ગીય માનસ વચ્ચે હવે ઊભી થતી અસંબદ્ધતા (inconsistency) કેટલીક મહત્ત્વની સામાજિક સમસ્યાઓ ઊભી કરે છે.

આર્થિક રીતે અસફળ થતી વધુ અને વધુ વ્યક્તિઓની માનસિક વ્યથા, અસફળતાને અંગત નાલાયકી ગણવાનું તેનું માનસ અને તેમાંથી અસફળતા પ્રાપ્ત થતાં જન્મતું જાતને તિરસ્કારતું, જાતને દોષ દેતું અને ખિસિયાણાપણું અનુભવતું મન—વ્યક્તિના હૃદયમાં અનેક મંથનો જગાવે છે ઘણી વ્યક્તિઓ આવા મંથનો અનુભવતા વિવિધ આંદોલનો અને ચળવળો સર્જે છે આ ચળવળો અને આંદોલનો બે સ્વરૂપે વ્યક્ત થાય છે. એક સ્વરૂપ આર્થિક સમાજરચના અને માનસિક મધ્યમવર્ગીય વલણો વચ્ચેની અસંબદ્ધતા દૂર કરવા વ્યક્તિઓ પાસે અમુક પ્રકારની પ્રવૃત્તિઓ કરાવે છે, જ્યારે બીજા સ્વરૂપમાં આ આંદોલનો અને ચળવળો આખી પરિસ્થિતિનું સાચું રહસ્ય સમજાવી તેનાં પરિણામોમાંથી વ્યક્તિને મુક્ત કરવા ચાહે છે.

આ પરિસ્થિતિ એક તરફ વ્યક્તિ પાસે એવી સાંસ્કૃતિક માગણીઓ કરાવે છે કે જે પરિસ્થિતિ સાથે બહુ જ અસંગત હોય. એક વિદ્વાને કહ્યું છે તેમ "આ પરિસ્થિતિ પ્રત્યેક વ્યક્તિને એક તરફ વધુ અને વધુ ધન-ઉપાર્જન કરવા તેની શક્તિઓને ખર્ચવા અને પ્રવૃત્તિઓને દોરવા પ્રેરે છે, જ્યારે બીજી તરફ સમાજવ્યવસ્થા આ ધન ઉપાર્જનની પ્રવૃત્તિની શક્યતાને ઓછી અને ઓછી, લગભગ અશક્ય બનાવે છે". આ વ્યક્તિગત સ્વપ્નાં અને સ્વપ્ન સિદ્ધ કરવાની સમાજમાં અશક્યતા ત્રણ પરિણામો લાવે છે.

(૧) વ્યક્તિનું માનસ માંદું (Psychopathological) બની જાય છે;

## કોષ્ટક

### ઈ. સ. ૧૯૪૦માં અમેરિકનોએ પોતાને કયા "વર્ગ"ના માન્યા હતા

| ઉત્તર આપ્યો | આર્થિક રીતે જેમનું વર્ગીકરણ થયું હતું તે | | | |
|---|---|---|---|---|
| | સમૃદ્ધ | ઉપલો મધ્યમ | નીચલો મધ્યમ | ગરીબ |
| "ઉપલો વર્ગ" | ૨૩·૬% | ૭·૯% | ૪·૬% | ૪·૫% |
| "મધ્યમ વર્ગ" | ૭૪·૭ | ૮૯·૦ | ૮૯·૪ | ૭૦·૩ |
| "નીચલો વર્ગ" | ·૩ | ·૬ | ૩·૧ | ૧૯·૧ |
| "જાણતા નથી" | ૧·૪ | ૨·૫ | ૨·૯ | ૬·૧ |

(૨) વ્યક્તિ સમાજવિરોધી વર્તન કરતી થઈ જાય છે; અગર
(૩) વ્યક્તિ ક્રાંતિકારી માર્ગ પસંદ કરે છે.

## (૩) સર્વતોમુખી વર્ગભાવનાનો ધીમો પણ ચોક્કસ વિકાસ (Indications of corporate class consciousness):

અમેરિકામાં ભલે આર્થિક વર્ગીકરણ અને વર્ગલક્ષણો વચ્ચે હજી એકરૂપતા ન હોય; પરંતુ હવે ધીરે ધીરે એ બન્નેમાં પરિવર્તન થઈ રહ્યું છે. બન્નેનાં પરિવર્તનનો દર પણ એક સરખો નથી. પરંતુ આ પરિવર્તન એટલું સૂચવે છે કે સ્પર્ધાભર્યું હરીફ મધ્યમવર્ગીય માનસ જે સમાજના મોટા ભાગમાં રૂઢ થઈ ગયું હતું તે હવે કેટલાક સમૂહોમાં સુગ્રથિત, સર્વતોમુખી વર્ગભાવનામાં ફેરવાઈ જવા માંડયું છે અને આમ ધીરે ધીરે સમસ્ત વર્ગ અભિમુખ સામૂહિક વર્ગભાવના વિકસવા માંડી છે.

આ બીજા પ્રકારની વર્ગભાવના ખાસ કરીને બે વર્ગોમાં જોવા મળે છે.

એક સમૂહ જે જૂના સમયથી અમેરિકામાં સ્થાપિત થઈ ગયો છે તેનાં કુટુંબોનો બનેલો છે. આ કુટુંબો લાંબા કાળથી અમેરિકામાં વસવાટ કરી રહ્યાં છે તેમના આ લાંબા રહેવાસ દરમિયાન ધન અને સંપત્તિની, તેમ જ પોતે વિકસાવેલી સામાજિક અને સાંસ્કારિક પ્રવૃત્તિઓની પરંપરા તેમણે વિકસાવી છે. આ પરંપરાની અસર નીચે અને તેને જાળવી રાખવા માટે આ સમૂહનાં કુટુંબો પોતે સામાન્ય જનતાથી એકંદરે અલગ જીવન જીવી રહ્યાં છે. આ સમૂહમાં આ સર્વતોમુખી વર્ગભાવના જાગી છે. આ પ્રકારનો એક નવો ઉમરાવવર્ગ ધીરે ધીરે ઊભો થતો જાય છે. તેરમા તકતામાં ઉપલા વર્ગને દાખવતા છેક ટોચ ઉપરના આચ્છાદિત વિભાગો આ નવા વર્ગનું સૂચન કરે છે.

પરંતુ સામાજિક પરિણામોની દૃષ્ટિએ અને ભવિષ્ય માટે વધુ મહત્ત્વની ઘટના તો એ છે કે આ પ્રકારની સર્વતોમુખી વર્ગભાવના હવે મજૂરોમાં પણ ધીરે ધીરે વિકસવા માંડી છે તેઓ પણ સ્પર્ધાભર્યા, વ્યક્તિવાદી, વર્ગમાનસને બદલે હવે સર્વતોમુખી, વર્ગકેન્દ્રિત સામૂહિક વર્ગભાવના ખીલવતા જાય છે, હજી સુધી વ્યક્તિગત સિદ્ધિ શોધતું અને હરીફાઈનું મધ્યમવર્ગીય માનસ મજૂરોમાં હતું. અમેરિકન ફેડરેશન ઓફ લેબર અને બીજા છૂટાછૂટા કામદારસંઘો આ જૂના મધ્યમવર્ગીય માનસ ધરાવતા મજૂરોનાં પ્રતીકો છે.

પરંતુ મજદૂરો ઉદ્યોગ પ્રમાણે સંગઠનો કરે છે. યંત્રોના વિકાસે કેટલાક પ્રકારના કારીગરોની શ્રેણીઓને જ ઉડાવી દીધી છે. નવી શ્રેણીના મજદૂરો પોતાનાં સામાન્ય હિતો ઉપર ધીરે ધીરે ભાર મૂકવા માંડ્યા છે. તેમને લાગવા માંડ્યું છે કે સરકાર અગર માલિક પાસેથી પોતાની માગણીઓ અને સગવડો હલ કરવી હોય તો સંગઠિત રીતે તે રજૂઆત કરવાથી મળી શકે એમ છે. આ નવીન સર્વતોમુખી વર્ગભાવના હવે જોર પકડતી જાય છે. સી. આઈ. ઓ જેવા મજદૂર-સગઠનો આ વલણના પ્રતિનિધિરૂપ છે.

વધતા જતા સરકારી કાયદાઓ અને સરકારી મજદૂર-કલ્યાણનાં કાર્યો તેમ જ શ્રમજીવીઓના રાજકીય ક્ષેત્રમાં વધતા જતા ફાળાએ આ નવા પ્રકારનાં વર્ગભાન જગાવવામાં મદદ કરી છે. શ્રમજીવીઓનાં વ્યક્તિ-અભિમુખ હરીફ માનસને બદલે વર્ગકેન્દ્રિત, વર્ગ-અભિમુખ, સર્વતોમુખી વર્ગભાવના અને વર્ગજાગૃતિ આવતાં જાય છે. માર્ક્સે વર્ણવેલું વર્ગસંગઠન પાછળનું લડાયક માનસ હવે મજદૂરો કેળવી રહ્યા છે. હવે વ્યક્તિગત રીતે પોતાનો દરજ્જો સુધારવાને બદલે સમસ્ત મજદૂરવર્ગની સ્થિતિ સુધરે એ પ્રકારનું માનસ શ્રમજીવીઓમાં વિકસવા માંડ્યું છે. ટૂંકમાં, મધ્યમવર્ગીય માનસને બદલે સમાજવાદી વર્ગભાન હવે ધીરે ધીરે ખીલવા માંડ્યું છે. માર્ક્સે ભાખેલું મજદૂર જાગૃતિનું દર્શન હવે અમેરિકન સમાજમાં સ્પષ્ટપણે દેખાવા માંડ્યું છે. આ પ્રકારની વર્ગભાવના કારખાનાઓમાં કામ કરતા મજદૂરોમાં વધુ ઝડપથી ખીલવા માંડી છે. આ મજદૂરો હવે સમસ્ત વર્ગ માટે માગણીઓ કરવા માંડ્યા છે અને તે માગણીઓ હલ કરવા વધુ સંગઠિત આંદોલનો પણ કરવા માંડ્યા છે. મજદૂરમાં પોતાની અંગત મહેનતથી પોતાનું વ્યક્તિગત ભવિષ્ય સુધરશે એ ભ્રમણા હવે દૂર થતી જાય છે. સંગઠન અને સમસ્ત વર્ગની ઉન્નતિમાં જ પોતાની ઉન્નતિ છે એ હવે ધીમે ધીમે પણ સ્પષ્ટ રીતે તેને સમજાવા લાગ્યું છે.

મજદૂરોનાં વર્ગવલણોના કરેલા અભ્યાસો આ નવી ઘટનાનું દર્શન કરાવે છે; તે જ પ્રમાણે નાનામોટા પ્રાદેશિક સમુદાયોમાં રહેતા મજદૂરોના અભ્યાસો પણ મજદૂરની આ સર્વતોમુખી, વર્ગ-અભિમુખ વર્ગભાવનાના વધતા જતા પ્રમાણને બહાર લાવે છે.

આપણે હવે સ્થાનિક સમુદાયોમાં વર્ગવ્યવસ્થા કયા સ્વરૂપે વિકસે છે અને કેવા પ્રકારની વર્ગભાવના જાગૃત કરે છે તે અંગે વિશેષ માહિતી મેળવીએ.

## સ્થાનિક સમુદાયોમાં વર્ગવ્યવસ્થા (Class in the local community) :

ગ્રામસમુદાય, નગરસમુદાય કે મોટા શહેરસમુદાયમાં વર્ગવ્યવસ્થા કેવી રીતે વિકસે છે તેનો અભ્યાસ કરવા ઘણા સમાજશાસ્ત્રીઓ પ્રયત્ન કરી રહ્યા છે. માનવશાસ્ત્રે (Anthropology) આદિ સમાજોના અભ્યાસ માટે અપનાવેલી વસ્તુલક્ષી (objective) પદ્ધતિનો આ વધુ વિસ્તૃત સંસ્કૃત સમુદાયોનો અભ્યાસ કરવામાં આ વિદ્વાનો ઉપયોગ કરે છે. આ પ્રકારના થોડાઘણા અભ્યાસોમાં ત્રણ અભ્યાસો ખૂબ જ પ્રસિદ્ધ થયા છે. તે ત્રણ અભ્યાસો "મિડલટાઉન", "યાંકીસિટી" અને "પ્લેઇનવિલ"નાં નામે ઓળખાય છે. આ અભ્યાસોની ખાસિયતો નીચે પ્રમાણે છે.

(૧) તેમાં શહેર અગર ગ્રામસમાજનું સર્વાંગી ચિત્ર આપવા યત્ન થયો છે.

(૨) તેમાં ફક્ત આર્થિક, સામાજિક અગર સાંસ્કૃતિક મંડળો અને સંસ્થાનો જ અભ્યાસ નથી પરંતુ સાથે સાથે તે સમુદાયોની સામાજિક વિનિમયની પદ્ધતિઓ, ત્યાંનાં વિવિધ જૂથોની પરસ્પર પ્રતિક્રિયાઓ તેમ જ નિયંત્રણના વિવિધ પ્રકારો તેમ જ ત્યાંનાં ભિન્ન ભિન્ન જૂથોનાં પરસ્પર તેમ જ આત્મલક્ષી વલણોનો પણ ચિતાર આપવાનો પ્રયત્ન થયો છે.

વર્ગવ્યવસ્થા અને વર્ગભાવના ઉપર આ અભ્યાસો શો પ્રકાશ પાડે છે તે સમજવા પ્રયત્ન કરીએ. કારણ વર્ગવ્યવસ્થા અને વર્ગભાવના અંગેનું પદ્ધતિસર અને તટસ્થ રીતે ચિત્ર દોરવાનો આ અભ્યાસોમાં પ્રયત્ન થયો છે

### (૧) મિડલટાઉન (Middle Town) :

યુ.એસ.એ.માં ઇન્ડિયાના પ્રદેશમાં ૫૦૦૦૦ માણસોની વસ્તીવાળું મિડલટાઉન શહેર અમેરિકાનાં નાનાં શહેરોનાં પ્રતિનિધિ જેવું છે. આ શહેરમાં વિવિધ ધંધાઓ ચાલે છે. ત્યાં સારી રીતે વિકસેલા ઉદ્યોગો પણ છે. ત્યાં વ્યાપાર પણ ધમધોકાર ચાલે છે. ત્યાં એક કૉલેજ પણ છે. તદુપરાંત વર્તમાન શહેરોને અનુરૂપ ત્યાં બીજી પણ ઘણી સંસ્થાઓ છે.

ત્યાં એક નાનો ખૂબ જ શ્રીમંતવર્ગ છે. તેની સીધી દોરવણી નીચે મિડલટાઉનની ઘણીખરી આર્થિક પ્રવૃત્તિઓ ચાલે છે. તે જ પ્રમાણે તેની જ આડકતરી દોરવણી નીચે ત્યાંની રાજકીય અને સાંસ્કારિક પ્રવૃત્તિઓ પણ ચાલ્યા કરે છે. મિડલટાઉનની વસ્તીના સામાજિક દરજ્જાની દૃષ્ટિએ વિભાગીકરણ વધુ અટપટું છે. તે આર્થિક વર્ગીકરણ સાથે અનુરૂપ થતુ

નથી. આર્થિક વિભાગીકરણ અને સામાજિક વિભાગીકરણ જુદાં પડે છે.

મિડલટાઉનનો સમાજ નીચેના ૭ સામાજિક વર્ગોમાં વહેંચાઈ ગયો છે:

(૧) ઉપલો વર્ગ.—મોટા ઔદ્યોગિક ઉત્પાદકો, આગેવાન મૅનેજરો, બૅન્કરો અને ધંધા સાથે સંકળાયેલા થોડા આગેવાન વકીલો આ વર્ગમાં સમાય છે. આ વર્ગ સમાજ માટે સાંસ્કારિક ધોરણો નક્કી કરે છે.

(૨) શ્રીમંત વર્ગ.—નાના ઉદ્યોગપતિઓ, ઊંચા પગારવાળા અમલદારો, વેપારીઓ, ડૉક્ટરો અને વકીલો જેવા સ્વતંત્ર ધંધા કરતા સમૂહોનો આ વર્ગ બને છે. આ વર્ગ ઘણુંખરું ઉપલા વર્ગનું અનુકરણ કરતો હોય છે

(૩) સાચો મધ્યમવર્ગ.—નાના, છૂટક વેપારીઓ, વકીલાત અગર ડૉક્ટરી ધંધો કરતા—પરતુ તે સ્વતંત્રપણે નહિ પરંતુ ગાઈને ત્યાં રોકાયલા—સૅલ્સમૅન, અને સહેજ સારુ કમાતા કારકુનો (white collar)નો આ મધ્યમવર્ગમા સમાવેશ થાય છે.

(૪) શ્રમજીવીઓનો "અમીરવર્ગ" (Aristocracy of Labour).—ફોરમૅન, કેળવાયેલા અને વધુ પગાર મેળવતા ઉપલી કક્ષાના કારીગરોનો આ વર્ગમા સમાવેશ થાય છે

(૫) શ્રમજીવી વર્ગ.—અર્ધ-કેળવાયેલો અને કેળવણી વગરનો રોજી પર કામ કરતા શ્રમજીવીઓનો આ વર્ગ બનેલો છે. સખ્યામા આ વર્ગ સહુથી મોટો છે.

(૬) દલિત શ્રમજીવી વર્ગ.—મહામુસીબતે રોજી મેળવતા, રોજી માટે આજુબાજુથી ધસડાઈ આવેલા, ભૂરી અને અસ્થિર હાલતમાં જીવન વિતાવતા સમૂહોનો આ સહુથી નીચી કક્ષાનો વર્ગ બનેલો છે. સંખ્યામાં આ વર્ગ પ્રમાણમાં નાનો છે.

"મિડલટાઉન" શહેરના સમુદાયની આ ૭ શ્રેણીની વર્ગરચના શહેરના જીવન ઉપર ઘેરી અસર ઉપજાવે છે. પરંતુ મિડલટાઉનના અભ્યાસી શ્રી લિન્ડ ત્યાંની વર્ગવ્યવસ્થા અને વર્ગભાન અંગે જે મંતવ્યો વ્યક્ત કરે છે તે નોંધપાત્ર છે. તેમના મત અનુસાર, મિડલટાઉનનો સમુદાય વાસ્તવિક રીતે તો આ ૭ શ્રેણીઓમાં વહેંચાયો છે પરંતુ ત્યાના શહેરીઓ પોતાને આ ૭ શ્રેણીમા વહેંચાયેલા ગણાવવા તૈયાર નથી. તેમના મત પ્રમાણે આ ૭ શ્રેણીઓ એ વર્ગભેદ નથી પરંતુ કાર્યવિભાજન અને માનવ-પ્રવૃત્તિમાંથી આપોઆપ વિકસી આવેલી વિવિધ સામાજિક શ્રેણીઓ છે. તેઓ પોતાને તો સમાન નાગરિક તરીકે ગણવા-ગણાવવાનો યત્ન કરે છે.

મિડલટાઉનના સમુદાયનું વર્ગના પાયા ઉપરનું સ્તરીકરણ એ વાસ્તવ છે પરંતુ ત્યાંના નાગરિકો વર્ગની ભાષામાં વાત કરવા તૈયાર નથી એટલું જ નહિ, પરંતુ બને ત્યાં સુધી વર્ગની કલ્પનાનો પણ ઉલ્લેખ કરતાં ખચકાય છે.

આમ મિડલટાઉનના સમુદાયમાં આર્થિક વર્ગો, સામાજિક વર્ગો અને વર્ગભાવના એ ત્રણેય જુદા જુદા સ્વરૂપે વિકસતાં દેખાય છે.

## (૨) યાંકીસિટી (Yankee City):

યાંકીસિટી ન્યૂ ઈંગ્લેંડના કાંઠા ઉપર આવેલું એક શહેર છે. તે અમેરિકન શહેરોમાંનાં જૂના સમયથી સ્થપાયેલાં શહેરોમાંનું એક છે. અભ્યાસ થયો તે સમયે ત્યાં લગભગ ૧૫૦૦૦ માણસો વસતા હતા. ત્યાંના ઘણા શહેરીઓ અમેરિકાના જૂના રહેવાસીઓ તરીકેનું પણ અભિમાન સેવે છે. ત્યાં નવા વસાહતીઓની પણ ભરતી થયા કરે છે.

આ શહેરનો અભ્યાસ ડબલ્યુ. લોઇડ વોર્નર નામના એક વિદ્વાને કર્યો છે. તેણે આ વિસ્તૃત અભ્યાસ બારીકમાં બારીક વિગતો એકઠી કરીને તૈયાર કર્યો છે. "યાન્કી સિરીઝ"ના અનેક ગ્રંથોમાં આ અભ્યાસ પ્રસિદ્ધ થયો છે. યાન્કી શહેરની વર્ગવ્યવસ્થાને તેણે અભ્યાસ માટે કેન્દ્રસ્થાને રાખી હતી. તેણે યાન્કી શહેરની વર્ગરચના, ધંધાની દૃષ્ટિએ, સામાજિક દરજ્જાની દૃષ્ટિએ, જાતિભેદ-રંગભેદની દૃષ્ટિએ, બદલાતી ઔદ્યોગિક પરિસ્થિતિની ભૂમિકાને ખ્યાલમાં રાખીને તેમજ વર્ગરચના અને વિવિધ મંડળોની રચનાઓની દૃષ્ટિએ તપાસવા પ્રયત્ન કર્યો હતો.

મિડલટાઉન શહેરની વસ્તીની માફક યાન્કી શહેરની વસ્તીના પણ વોર્નરે ૭ વિભાગ પાડી નાખ્યા હતા. પરંતુ યાન્કી શહેરની વસ્તીના ૭ વિભાગની કસોટીઓ જુદી હતી. ત્યાંની પ્રજા પોતાને કયા વર્ગમાં મૂકે છે એ દૃષ્ટિએ અહીં વર્ગીકરણ કરવામાં આવ્યું હતું. પ્રજાએ જોકે પોતે સ્વીકારેલા વર્ગીકરણને, દરજ્જાના વિભાગીકરણને, વર્ગ તરીકે ગણવાની ના પાડી હતી. પરંતુ નગરજનોએ પોતાને ૭ વિભાગમાં વહેંચવાનું કબૂલ રાખ્યું તેથી તે શ્રેણીઓને વર્ગ તરીકે ગણવાનું વોર્નરે યોગ્ય ગણ્યું.

આ ૭ શ્રેણીઓ નીચે પ્રમાણે છે:

(૧) ઉપલો-ઉપલો વર્ગ (Upper-upper class);
(૨) નીચલો-ઉપલો વર્ગ (Lower-upper class);
(૩) ઉપલો-મધ્ય વર્ગ (Upper middle class),

(૪) નીચલો-મધ્ય વર્ગ (Lower-middle class);
(૫) ઉપલો-નીચલો વર્ગ (Upper-lower class);
(૬) નીચલો-નીચલો વર્ગ (lower-lower class);

વૉર્નરે ત્યાર બાદ આ છયે વર્ગમાં આવતા સમૂહોની વિગતવાર ખાસિયતો વર્ણવી છે.

વૉર્નરે પાડેલા વર્ગો અને તેણે વર્ણવેલી ખાસિયતો સાથે આપણે સંપૂર્ણ સહમત ન થઈએ, તો પણ આપણે કેટલીક વસ્તુઓ સ્વીકારવી પડશે. યાન્કી શહેરના આર્થિક, રાજકીય અને સાંસ્કારિક જીવનમાં આ છ શ્રેણીની વર્ગરચના બહુ જ મહત્ત્વનો ભાગ ભજવે છે. યાંકી શહેરના આર્થિક, રાજકીય અને સાંસ્કારિક જીવનને સમજવા માટે પણ આ વર્ગરચના ખૂબ ઉપયોગી થઈ પડે છે. યાન્કી શહેરના અભ્યાસે એક બીજી મહત્ત્વની સામાજિક ઘટના ઉપર આપણું ધ્યાન દોર્યું છે સર્વતોમુખી, વર્ગમુખી, વર્ગભાવના સહુથી ઉપલા અને સહુથી નીચલા વર્ગમાં ખૂબ જ તીવ્ર સ્વરૂપે વિકસી આવી છે. જ્યારે વચલા ચાર વર્ગોમાં મધ્યમવર્ગીય વ્યક્તિગત હરીફાઈવાળું વર્ગમાનસ હજી પણ પ્રચલિત છે.

## (૩) પ્લેંઇનવિલ ગ્રામનો અભ્યાસ:

ત્રણસો માણસોની વસ્તીવાળા આ નાનકડા ગામડામાં સામાજિક વર્ગો કેવા પ્રકારના છે અને તે વર્ગરચનાની ગ્રામજીવન ઉપર શી અસર થાય છે તે સમજવાનો આ અભ્યાસમાં પ્રયત્ન છે.

આ અભ્યાસમાં નીચેની હકીકતો મળી છે. આ નાના ગામડામાં પણ પાંચ વર્ગો જણાયા છે. ત્યાંની જનતાના આદર્શો, વલણો, પ્રવૃત્તિઓ અને બાળઉછેર જેવી સામાજિક ઘટનાઓ ઉપર આ વર્ગવ્યવસ્થા ઘેરી અસર

મહત્ત્વ આપે છે તે સમજવા પ્રયત્ન કરીએ.

લોકો એક વર્ગને બીજા વર્ગથી જુદો પાડવા માટે વિવિધ કસોટીઓ વાપરે છે. અમુક મૂલ્યો દ્વારા તેઓ સામાજિક તફાવતો નક્કી કરે છે. આ વિવિધ મૂલ્યોને કારણે એક સમૂહ અને બીજા સમૂહ વચ્ચે સામાજિક અંતર (social distance) ઊભું થાય છે. તે એક વર્ગથી બીજા વર્ગને જુદો પાડે છે.

લોકોએ આમ વર્ગભેદ પાડવા માટે જે વિવિધ કસોટીઓ સ્વીકારી છે તે એકબીજા સાથે સંકળાયેલી પણ છે. આપણે તેમને નોખી પાડી સમજવા પ્રયત્ન કરીએ.

## (૧) મિલકત–રહેઠાણ–રાચરચીલું (Wealth–Residence–Possessions):

અબંધ–ખુલ્લી વર્ગવ્યવસ્થા (open class) વાળા સમુદાયમાં મિલકત–મૂડી એ સામાજિક દરજ્જાનું મુખ્ય લક્ષણ છે. તે જ લક્ષણ સામાજિક દરજ્જો નક્કી કરવાની મુખ્ય કસોટી છે. આપણા અભ્યાસો પણ એ જ સાબિત કરે છે. વ્યક્તિ બીજી વ્યક્તિનો દરજ્જો તેની મિલકતના પ્રમાણ ઉપર નક્કી કરે છે. સામાજિક દેખાવ અને દબદબો વ્યક્તિ પાસે કેટલી મિલકત છે તેનો અંદાજ કાઢવામાં મદદરૂપ થાય છે; કારણ, દેખાવ દ્વારા વ્યક્તિ-વ્યક્તિ વચ્ચેના મિલકતના તફાવતોની તુલના કરવી સહેલી પડે છે. મિલકત સાથે અતિનિકટનું સંકળાયેલું તત્ત્વ વ્યક્તિનું રહેઠાણ છે. મિડલટાઉન, યાન્કીસિટી કે પ્લેઇનવિલ ગામમાં—અરે સમસ્ત અમેરિકન દેશમાં—રહેઠાણ અને પડોશ (neighbourhood) એ બે તત્ત્વો માનવીનો દરજ્જો નક્કી કરવામાં મોટો ફાળો આપે છે. તે જ પ્રમાણે માનવી પાસેનું રાચરચીલું, તેની પાસેની વસ્તુઓ, ફર્નિચર કપડાં વગેરે પાર્થિવ સાધનો પણ અમેરિકામાં સામાજિક દરજ્જો નક્કી કરવામાં ખૂબ જ ઉપયોગી થઈ પડે છે.

## (૨) કુળ (પેઢી)–"રીતભાત"–"નીતિ":

મોટા ભાગના લોકો, આપણે જોયું તેમ, મિલકતને જ દરજ્જો નક્કી કરવા માટે મુખ્ય કસોટી ગણે છે, પરંતુ સમાજમાં કેટલીક વ્યક્તિઓ અને કેટલાક સમૂહો એવા પણ હોય છે કે જે ધન કરતાં પણ કુળને-ઓલાદને વધુ મહત્ત્વ આપે છે. આવી વ્યક્તિઓ અને સમૂહો કુળની

શુદ્ધિ જાળવવા પોતાને બીજાથી અલગ ગણે છે એટલું જ નહિ, પરંતુ નીચલા કુળના નવા ધનવાનો સાથે સંબંધ બાંધવાની પણ તૈયારી ગખતા નથી. આનો સહુથી ઉત્કટ દાખલો કાળા-ગોરાના રંગભેદમાંથી વિકસાવેલા વર્ગભેદમાં મળી આવે છે. કુળની ઉચ્ચતા શિષ્ટાચાર અને વિવેક દ્વારા વ્યક્ત થાય છે એમ પણ ઘણા માને છે આથી સભ્યતા, શિષ્ટાચાર, વિવેક, રીતભાત વગેરે દરજ્જો નક્કી કરવા માટે મહત્ત્વની કસોટીઓ બની રહે છે. આમ કુળ અને રીતભાત એ પણ દરજ્જો નક્કી કરવાની મુખ્ય કસોટીઓ બને છે.

નીતિ એટલે પરંપરાગત વ્યવહાર-પ્રણાલિકા અનુસાર વર્તન કરવું. તે મધ્યમવર્ગમાં નીતિ-દરજ્જો નક્કી કરવા માટેનું વિશિષ્ટ તત્ત્વ ગણાય છે. ઊંચા વર્ગોની નીતિ સારી જ હોય અને નીચલા વર્ગોની નીતિ ઠીક ન જ હોય એવી એક સામાન્ય માન્યતા મધ્યમવર્ગમાં પ્રચલિત હોય છે. લુચ્ચાઈ, બેઈમાની, ઘડીવડીમાં મારામારી કરવાની વૃત્તિ અને જાતીય સંબંધોમા અનિયમિતતા એ નીચલા વર્ગ સાથે જ હમેશાં કલ્પવામાં આવે છે. તેમાં પણ નીચલા વર્ગના લોકો જુદા રંગ અગર જુદી જાતિના હોય તો તો આ નીચી કક્ષાની નીતિમત્તાને નીચલા વર્ગોનાં આનુવંશિક તત્ત્વો તરીકે જ ઠોકી બેસાડવામાં આવે છે. આવા પ્રકારની માન્યતાઓ અમેરિકન સમાજમાં હજી પણ ખૂબ જ પ્રચલિત છે અને આવાં મૂલ્યો અમેરિકન સમાજમાં સમૂહોનો દરજ્જો નક્કી કરવામાં ખૂબ જ મહત્ત્વનો ભાગ ભજવે છે.

### સ્થાનિક સમુદાય અને વિસ્તૃત સમાજ (The local community and the larger society):

સ્થાનિક સમુદાયોનો અભ્યાસ કરતાં પહેલાં આપણે સમસ્ત અમેરિકન સમાજના આર્થિક અને સામાજિક વિભાગીકરણની ખાસિયતો ઉપર વિચાર કરી ગયા હતા. અહીંયા આપણે એ નોંધવું જોઈએ કે આ વિસ્તૃત સમાજપડતર એ સ્થાનિક સમુદાયનુ પ્રતિબિંબ પણ છે અને તે સ્થાનિક સમુદાય ઉપર ઘેરી અસર પણ કરે છે. ધીરે ધીરે એમ જણાતુ જાય છે કે સમસ્ત રાષ્ટ્રીય સમાજની વર્ગવ્યવસ્થાની અસર સ્થાનિક સમુદાયો ઉપર વધુ અને વધુ ઘેરી થતી જાય છે તેનાં કારણો પણ છે. હવે વિવિધ સ્થાનિક સમુદાયો એકબીજા સાથે તેમ જ સમસ્ત

રાષ્ટ્રના જીવન સાથે વધુ ઘેરી હબે સંકળાતા જાય છે. આર્થિક અને રાજકીય મંડળો, સંસ્થાઓ અને વ્યવસ્થાઓ વધુ સંકુલ બનતાં જાય છે, તેઓ આવરી લેનાં બને છે. તેમના કાર્યક્ષેત્રની ભૂમિકા પણ સ્થાનિક સમુદાયની મર્યાદા વટાવી વધુ વિસ્તૃત બને છે. અને તેમની કાર્યપ્રણાલિકાઓ વધુ કેન્દ્રિત રીતે (centralized manner) પોતાના ગુણધર્મો બજાવે છે. દા. ત., આજે ન્યૂયૉર્કમાંથી મધ્યસ્થ સરકાર યાંકીસિટીમાં એક કારખાનું ખોલવાનો નિરધાર કરે અને તે કારખાનું ખોલે તો તે પ્રવૃત્તિ યાંકી શહેરના સમુદાયનો સિક્કો જ ફેરવી નાખવા સમર્થ બને છે. તે જ પ્રમાણે મધ્યસ્થ સરકાર કોઈ નહેરયોજના અમલમાં મૂકે તો તેનાથી આખા પ્રદેશના આર્થિક અને સામાજિક સ્વરૂપમાં ફેર પડી જાય છે.

આ જ કારણને લીધે ગામડા, નગર અગર શહેર-સમુદાયની વર્ગ-રચનાને બંધ-રચના (closed class system) તરીકે ગણવાની ભૂલ આપણે કરવી જોઈએ નહિ. આ નાના સ્થાનિક સમુદાયો વૈજ્ઞાનિક શોધો, અને વાહનવ્યવહાર અને વિચારવિનિમયનાં સાધનોના વિકાસને લીધે વિસ્તૃત સમાજનાં મૂલ્યોની અસર નીચે આવે છે. જેનું પરિણામ વર્ગ-વિભાગો, વર્ગભાવના અને વર્ગમૂલ્યોના ઝડપી ફેરફારોમાં આપણે જોઈ શકીએ છીએ. વિશાળ સમાજનાં ધર્મોણો અને મૂલ્યો નાનાં સ્થાનિક એકમો ઉપર પણ ધીરે ધીરે અસર કરતાં જાય છે. આમ વર્તમાન સમયમાં સ્થાનિક સમુદાય માત્ર સ્થાનિક મર્યાદામાં સંકોચાયેલા સમાજ તરીકે રહી શકતો નથી, તો સ્થાનિક સમુદાયોના અભ્યાસ કરવાનું શું કારણ એમ પણ ઘણા પ્રશ્ન ઉઠાવે. એ અભ્યાસનું મહત્ત્વ એક જ છે. તે આપણને વર્ગવિભાગો, વર્ગભાવના અને દરજ્જા અંગેની કલ્પનાઓ સંબંધી મહત્ત્વનાં પાસાંઓનું વાસ્તવિક દર્શન કરાવે છે અને તે દર્શન દ્વારા આપણને વર્ગઘટના સંબંધી ઉપયોગી અને કામચલાઉ જ્ઞાન આપે છે.

## ૪

## સામાજિક વર્ગ — તેનું મહત્ત્વ

## (THE BROADER SIGNIFICANCE OF CLASS)

વર્ગવ્યવસ્થા નાના ગ્રામ જેવા સ્થાનિક સમુદાય અગર રાષ્ટ્ર જેવા વિસ્તૃત સમુદાયના જીવનનું પ્રતિબિંબ પણ પાડે છે અને સાથે સાથે તે

સમુદાયોના જીવનને ઘડવામાં ખાસુ જ મહત્ત્વનો ભાગ ભજવે છે.

વર્ગવ્યવસ્થા સમસ્ત સમાજ સાથે કેટલો નિકટનો સંબંધ ધરાવે છે તે, અને તેની સમસ્ત સમાજજીવન ઉપર કેવી ઘેરી અસર થાય છે તે, થોડાં રાષ્ટ્રોનાં જીવન અને તેમની વર્ગવ્યવસ્થા વચ્ચેના સંબંધોનો અભ્યાસ કરવાથી સ્પષ્ટ થશે.

વિવિધ રાષ્ટ્રોની સંસ્કાર-પ્રણાલિકાઓ અને તેમની વિશિષ્ટ વર્ગ-વ્યવસ્થાઓ સાથેનો તે પ્રણાલિકાઓનો સંબંધ આપણને વર્ગવ્યવસ્થાનું મહત્ત્વ દાખવે છે.

## (૧) વર્ગવ્યવસ્થા સમુદાયનાં મૂલ્યોને પ્રતિબિંબિત કરે છે (Class sysetm as a reflection of community values):

જુદા જુદા દેશોમાં ત્યાંની વિવિધ પ્રકારની સામાજિક વર્ગવ્યવસ્થા તે દેશોના જીવનને કેવી રીતે પ્રતિબિંબિત કરે છે તે આપણે અમેરિકા, ઇગ્લૅંડ, ફ્રાંસ, જર્મની, રશિયા, ભારત અને ચીનના સમાજ અને જીવનનાં દૃષ્ટાંતોથી સમજવા યત્ન કરીશું.

યુનાઇટેડ સ્ટેટ્સના દૃષ્ટાંતથી શરૂ કરીએ. યુનાઇટેડ સ્ટેટ્સમાં વર્ગ-વ્યવસ્થાનું સ્વરૂપ નીચે પ્રમાણે છે. વાસ્તવમાં વર્ગવ્યવસ્થા હોવા છતાં ત્યાં તે વ્યવસ્થાનું વર્ગભાન ઓછું છે. ત્યાં ઔપચારિક વર્ગ-વિભિન્નતાનો અભાવ (Absence of formal class system) છે. ત્યાં બીજા દેશોના પ્રમાણમાં વર્ગ વર્ગ વચ્ચે સારા પ્રમાણમાં ગતિશીલતા જોવામાં આવે છે. આને કારણે વર્ગ-વર્ગ વચ્ચે સાંસ્કારિક દીવાલો ઓછી હોય છે. ત્યા ધન, પૂંજીની પૂજા અને મહત્ત્વ ખૂબ જ છે અને ધનને દરજ્જો નક્કી કરવા માટેની મુખ્ય કસોટી ગણવામાં આવે છે. ત્યાં લોહીના સંબંધ ઉપર, કુળને મહત્ત્વ આપતી ઉમરાવશાહીનો અભાવ છે. જોકે ત્યાં પણ વર્ગવ્યવસ્થાનું રાષ્ટ્રીય વિભાગીકરણ અને જાતિના તત્ત્વ ઉપર ભાર મૂકતુ સ્તરીકરણ થાય છે, પરંતુ તે પ્રમાણમાં ગૌણ છે. આ સર્વ લક્ષણો અમેરિકન સમાજની વર્ગવ્યવસ્થાની વિશિષ્ટતા છે.

ઇગ્લૅંડમાં વર્ગવ્યવસ્થા સહેજ જુદા સ્વરૂપે વિકસી છે. ત્યાં ધનનું મહત્ત્વ હોવા છતાં, તેમ જ રાજકીય પ્રજાતંત્રવાદનો વિકાસ થયા છતાં પણ ઉમરાવોની એક શ્રેણી ટકી રહી છે. આ શ્રેણીનાં મૂલ્યોમાં ઊંચ-નીચની ભાવના તીવ્ર સ્વરૂપે વિકસેલી છે. આ શ્રેણી ઐતિહાસિક બળોને

કારણે હજી પણ ટકી રહી છે. તેની અસર હજી પણ ઇંગ્લૅંડમાં સંસ્કાર-જીવન અને મૂલ્યો ઘડવામાં બહુ જ ઘેરી છે. જોકે એ નોંધવું જોઈએ કે આ વર્ગ હવે નમળો પડતો જાય છે

ફ્રાંસમાં પહેલાં ઉમરાવ—સામંતોનો—વર્ગ ખૂબ જ પ્રભાવશાળી હતો. ફ્રેંચ ક્રાન્તિએ આ વર્ગની સત્તા નાબૂદ કરી. હવે ત્યાં પૂંજીપતિવર્ગ પ્રભુત્વ ધરાવે છે જોકે હમણાં હમણાં ત્યાં પ્રાદેશિક ઉમરાવોની એક શ્રેણી મહત્ત્વ ધારણ કરતી જાય છે, જે પૂંજીપતિઓના પ્રભુત્વને અમુક અંશે પડકારે છે.

જર્મનીમાં વર્ગવ્યવસ્થા ઝડપી ફેરફારો અનુભવી રહી છે. પહેલાં ત્યાં સામંતશાહી-લશ્કરી વર્ગનું મહત્ત્વ હતું. પહેલા વિશ્વયુદ્ધમાં જર્મની હાર પામતાં જમીનની માલિકી ઉપર રચાયેલા "જંકર" નામે ઓળખાતા આ અમીરવર્ગની સત્તા નાશ પામી ત્યાર બાદ હિટલરની નાઝી પાર્ટી દ્વારા મજદૂરવર્ગના વધતા જતા પ્રભુત્વને કચડી નાખવામાં આવ્યું. બીજા વિશ્વ-યુદ્ધ દરમિયાન આ નાઝીવાદી નોકરશાહી શ્રેણીનો પણ નાશ થયો.

રશિયામાં પાશ્ચાત્ય દેશો જેવી વિકસતી વર્ગરચનાને તોડી નાખી શ્રમજીવીને સૈદ્ધાંતિક દષ્ટિએ સહુથી વધુ પ્રતિષ્ઠા અને હોદ્દો આપવામાં આવ્યાં છે. પરંતુ ત્યાં પણ એક ખાસ દરજ્જો ભોગવતો, સત્તાનો દોર હાથમાં રાખનાર અને જવાબદારી ધરાવતો રાજકીય વર્ગ ઊભો થતો જાય છે અને તે સમાજજીવન ઉપર પ્રભુત્વ ધરાવે છે.

આ દષ્ટાંતો આપણને એક વસ્તુ દર્શાવે છે. જુદી જુદી સમાજરચના અને તે સમાજના મૂલ્યો અનુસાર જુદી જુદી વર્ગવ્યવસ્થા અને પ્રધાન વર્ગભાવનાઓ વિકસે છે એટલું જ નહિ, પરંતુ આ જુદા જુદા પ્રકારની વર્ગરચનાઓ અને વર્ગમૂલ્યો, તે તે સમાજના જીવનને પ્રતિબિંબિત કરે છે.

પરંતુ વર્ગવ્યવસ્થાનું સ્વરૂપ સમાજજીવનને કેવી રીતે વ્યક્ત કરે છે તે સમજવા માટે ભારત અને ચીનની વર્ગવ્યવસ્થાઓ આપણને ખૂબ જ સુંદર ઉદાહરણો પૂરાં પાડે છે.

ભારતીય સમાજની સામાજિક વર્ગવ્યવસ્થા જ્ઞાતિવ્યવસ્થા તરીકે વિકસી આવી છે. એક રીતે કહીએ તો જ્ઞાતિવ્યવસ્થા એ ભારતીય સમાજ માટે માળખા તરીકે કામ કરે છે આ વર્ગવ્યવસ્થા ભારતીય જીવનને ખૂબ જ ઘેરી રીતે અસર કરે છે. જ્ઞાતિભાવના ધર્મ, કેળવણી, ધંધો, સામાજિક વ્યવહાર—અરે, ભારતનાં જીવનનાં બધાં જ પાસાં—ને રંગે છે એટલું જ નહિ, પરંતુ જો આપણે એમ કહીએ કે ભારતીય સમાજના જીવનનો

પ્રત્યેક વ્યવહાર આ જ્ઞાતિભાવના જ ઘડે છે તો તેમાં પણ અતિશયોક્તિનો ભય નથી. ટૂંકમાં, જ્ઞાતિવ્યવસ્થા ભારતીય સમાજને સામાજિક અંતરની પદ્ધતિસરની અને ખૂબ જ વિકસિત યોજના અનુસાર દરજ્જાની શ્રેણીઓમાં વહેંચી નાખે છે અને પ્રત્યેક શ્રેણી માટે આચાર, વિચાર અને મૂલ્યો નિશ્ચિત કરી સમસ્ત સમાજની બધી જ પ્રવૃત્તિઓની દોરવણી કરે છે. ભારતીય સમાજમાં બધાં જ મૂલ્યો જ્ઞાતિની કક્ષાના માપથી અંકાય છે. આમાંથી ખૂબ જ ઝીણવટભરી, ચુસ્ત અને સખતાઈભરી વ્યવહારપ્રણાલિકા ઊપજી આવી છે. ભારતીય સમાજનું હજારો જ્ઞાતિઓ અને પેટાજ્ઞાતિઓમાં વિભાગીકરણ થયું છે. પ્રત્યેક જ્ઞાતિનું અને પેટાજ્ઞાતિનુ સમાજમાં સ્થાન અને સમાજમાં દરજ્જો નિશ્ચિત હોઈ, વ્યક્તિ માટે જે જ્ઞાતિમાં તે જન્મ્યો હોય તેની મર્યાદામાં જીવનની તકો અને જીવન ઘડવાની શક્યતાઓ રેખાંકિત થઈ ગઈ હોય છે.

ભારતને સ્વતંત્રતા મળી ત્યાર પછી જ્ઞાતિનાં મૂલ્યોને ઠીકઠીક ફટકા પડ્યા છે અને નવાં મૂલ્યો ઉપર ભારતીય સમાજનું પુનઃસર્જન કરવાના વિવિધ અખતરાઓ થઈ રહ્યા છે.

ચીની સમાજમાં જ્ઞાતિવિભાગો જેવું વિભાગીકરણ નથી. ચીનમાં વર્ગવિભાગોને બહુ મહત્ત્વ આપવામાં આવતું નથી. ત્યાં વિદ્વાન અને પંડિતની પૂજા થાય છે. તે પંડિત ગમે તેટલો ગરીબ હોય, ગમે તે પરિસ્થિતિમાંથી આવ્યો હોય અગર ગમે તે કક્ષામાંથી ઉદ્ભવ્યો હોય, પરંતુ ધનપતિ અગર ઉચ્ચ કુળમાં જન્મ પામેલા માનવી કરતાં પણ વધુ માન તેને મળે છે. ભારતમાં બ્રાહ્મણ જ્ઞાતિ સર્વશ્રેષ્ઠ ગણાતી ચીનમાં આ પંડિતવર્ગ (scholars) સર્વશ્રેષ્ઠ મનાતો. તદુપરાંત ચીનમાં કુટુંબ-સંસ્થાને ખૂબ જ મહત્ત્વ અપાતું. તેના તરફની લાગણી અને વફાદારીને બીજી બધી લાગણીઓ અને વફાદારીઓ કરતાં વધુ ઉચ્ચ સ્થાન અપાતું.

ચીનમાં પણ આજે જૂની સમાજરચના અને જૂની વર્ગવ્યવસ્થામાં ઝડપી પરિવર્તન થવા માંડ્યું છે. ત્યાં પણ આજે નવાં મૂલ્યો ક્રાન્તિકારી ફેરફારો લાવી રહ્યાં છે. ચીની સમાજમાં અને ચીની વર્ગવ્યવસ્થા કયાં સ્વરૂપો ધારણ કરશે તે હવે સર્વ અભ્યાસીઓ આતુરતાથી નિહાળી રહ્યા છે.

જગતના વિવિધ સમાજોમાં આમ વિવિધ પ્રકારની વર્ગવ્યવસ્થાઓ વિકસી આવે છે. આ પ્રત્યેક વર્ગવ્યવસ્થા પોતે જે સમાજમાં વિકસી હોય છે તેના જીવનનુ પ્રતિબિંબ પાડે છે. હવે આપણે વિવિધ વર્ગ-

યોજનાઓ સમુદાયજીવન ઉપર કેવી અસર કરે છે તે સમજવા પ્રયત્ન કરીએ.

**(૨) વર્ગવ્યવસ્થાની સમુદાયજીવન ઉપર અસર (How the class system affects the community life):**

વર્ગવ્યવસ્થાનો પ્રકાર, વર્ગવ્યવસ્થાની સમુદાયજીવન ઉપરની અસર નક્કી કરે છે. વર્ગવ્યવસ્થા બંધ અને જડ છે કે અબંધ અને ગતિશીલ (closed and stationary or open and mobile), જન્મ, કુળ મિલકત, લશ્કરી તાકાત (શૌર્ય), ધંધો કે બૌદ્ધિક સિદ્ધિ વગેરેમાંથી કયા તત્ત્વને દરજ્જા માટે તે પ્રાધાન્ય આપે છે ? આ અને આવાં સર્વ વિવિધ વર્ગવ્યવસ્થાઓને નોખાં પાડતાં લક્ષણોનો તફાવત સમાજજીવનને, તેના આદર્શોને, તેના સમૂહોનાં સ્વપ્નાંઓને અને સામાજિક પસંદગીના પ્રકારને જુદી જુદી રીતે ઢાળ આપવામાં ભાગ ભજવે છે. તે કેવી રીતે તે આપણે જોઈએ.

જે સમાજમાં વર્ગવ્યવસ્થા જ્ઞાતિસ્વરૂપે વિકસી આવે છે તે સમાજ માનવીની નૈસર્ગિક શક્તિઓ અને ગુણોને ગણતરીમાં જ લેતો નથી. આ સમાજમાં નીચલી જ્ઞાતિની વ્યક્તિઓને, તેઓ વ્યક્તિ તરીકે ગુણો ધરાવતી નથી માટે નહિ પરંતુ તેઓ નીચલી જ્ઞાતિમાં જન્મી હોવાથી, સમાજની સવ સગવડોમાંથી બાકાત રાખવામાં આવે છે. તેમને માટે પ્રથમથી સંસ્કારસિદ્ધિનાં દ્વાર બંધ કરવામાં આવે છે. તેમનો બીજો જન્મ—સંસ્કારજન્મ (દ્વિજ)—અશક્ય બનાવવામાં આવે છે. આ પ્રકારનો જ્ઞાતિસંસ્થાના પાયા ઉપર રચાયેલો સમાજ વખતે વ્યવસ્થિત રીતે વિકસાવેલી વ્યવહાર, આચાર-વિચાર અને મૂલ્યોની શ્રેણીઓ વિકસાવી સ્થિરતા પ્રાપ્ત કરે પણ ખરો. પરંતુ આ સ્થિરતા તે સમાજની નીચલી જ્ઞાતિઓના સભ્યોની શક્તિઓ અને સર્જનની શક્યતાઓનો લાભ ગુમાવીને જ પ્રાપ્ત કરે છે. આમ જ્યાં જ્યાં વર્ગવ્યવસ્થા જ્ઞાતિસ્વરૂપે વિકસે છે ત્યાં સમાજ પ્રથમથી જ નીચલી જ્ઞાતિઓની અનેક વ્યક્તિઓને આજન્મ સંસ્કાર-સર્જનમાંથી બાકાત રાખવાને કારણે સાંસ્કારિક દૃષ્ટિએ પોતાને પણ એટલો ગરીબ રાખે છે. આવો સમાજ નીચલી જ્ઞાતિઓની વ્યક્તિઓની શક્તિઓના સર્જનધોધને પહેલેથી જ શોષવી નાખી પોતે પણ એટલો સૂકો રહે છે. આની પાછળ એક બહુ જ ખોટી માન્યતા કામ કરતી હોય છે. ઊંચી કોમ, ઊંચી જ્ઞાતિ કે વધુ પૈસાદાર કુટુંબોમાં જ શક્તિશાળી અને સિદ્ધિઓ

પ્રાપ્ત કરી શકે એવી વ્યક્તિઓ જન્મે છે એ માન્યતા ભૂલભરેલી છે. આ સ્તરોમાંથી જ હજી સુધી આવી શક્તિશાળી અને સિદ્ધિઓ મેળવતી વ્યક્તિઓ વિકસી આવી હોય તો પણ તેનો અર્થ એમ નથી કે તે વ્યક્તિઓ તેમની આગવી શક્તિઓ નૈસર્ગિક રીતે જ મેળવી શકયા છે. ઉપલી જ્ઞાતિઓ અને ઊંચી કોમના સમૂહો કે સમૃદ્ધ કુટુંબો, નીચલી જ્ઞાતિઓ, નીચલી કોમ કે ગરીબ કુટુંબો કરતાં કુદરતી રીતે કે આજન્મ વધુ શક્તિઓ ધરાવે છે એવું હજી પુરવાર થયું નથી. બે કક્ષાના સમૂહોના તફાવતમાં સામાજિક સગવડો અને તકોની હાજરી અને ગેરહાજરી જ તેમનાં સર્જન અને શક્તિમાં તફાવત લાવે છે. નીચલી કોમો અગર નીચલી જ્ઞાતિઓમાં જન્મ પામેલી વ્યક્તિઓને વધુ સગવડો અને તકો મળતાં તે પણ એવી જ શક્તિઓ અને સંસિદ્ધિઓ મેળવી શકે છે. એક રીતે એમ પણ કહી શકાય કે સગવડો અને તકોનો અભાવ આ નીચલા જ્ઞાતિ-સ્તરોને પોતાનો સામાજિક ફાળો આપવામાંથી બાકાત રાખે છે.

વ્યક્તિની નૈસર્ગિક શક્તિને ભૂમિકા તરીકે નહિ પરંતુ જન્મ, જ્ઞાતિ, ધન કે એવા કોઈ બીજા તત્ત્વને વર્ગરચનાની ભૂમિકા તરીકે સ્વીકારવામાં બીજો પણ ભય રહેલો છે. ગુણ, શક્તિ અને આવડતને કસોટીઓ તરીકે ગણવાને બદલે બીજાં અયોગ્ય મૂલ્યો ઉપલા વર્ગ માટે આદર્શ તરીકે પસંદ કરવામાં આવે છે. આ વ્યવસ્થા વ્યક્તિગત બાહોશી અગર વ્યક્તિની સર્જનશક્તિને ધોરણ તરીકે નહિ પરંતુ જન્મ, કુળ, ધન વગેરેની ભૂમિકા ઉપર રચાયેલાં ધોરણોને ભાગ્યશાળી અને સમૃદ્ધ વર્ગો સમક્ષ ખડાં કરે છે. આ લક્ષણ જ્ઞાતિવ્યવસ્થાનું હાર્દ છે. કાબેલ શૂદ્ર કરતાં મૂરખ બ્રાહ્મણ સારો એ માન્યતા આખી જ્ઞાતિવ્યવસ્થાના માળખાને રંગે છે.

આ લક્ષણ માત્ર જ્ઞાતિવ્યવસ્થામાં જ નહિ પરંતુ ધનની કસોટીએ થતી વર્ગવ્યવસ્થામાં પણ હાજર હોય છે. ધનના પાયા ઉપર રચાયેલી વર્ગવ્યવસ્થા માનવીનાં મૂલ્ય અને માનવીની સર્જક શક્તિઓ માટેની સગવડ, તેનામાં નૈસર્ગિક શક્તિઓ અને શકયતાઓ કેટલી છે એ કસોટીએ નહિ પરંતુ તેની પાસે ધન કેટલું છે તેની ભૂમિકા ઉપર કરે છે. માનવી પાસે ધન કેટલું છે એના ઉપર એનું સામાજિક મૂલ્યાંકન અને સામાજિક સેવા કરવાની શકયતાઓનો આધાર રહેશે. આ વર્ગવ્યવસ્થામાં ધન અને ધનનો દેખાવ પ્રતિષ્ઠાપાત્ર બને છે, માનવીની નૈસર્ગિક આવડત અને શક્તિઓ નહિ.

આ વર્ગવ્યવસ્થામાં "બાહ્ય ટાપટીપ અને દેખાવ" એ પ્રતિષ્ઠિત વર્ગોનો આદર્શ હોય છે. આની હરીફાઈ એ જીવનનું ધ્યેય હોય છે, પરંતુ આવું ધ્યેય સ્થિરતા અને શાન્તિનું દ્યોતક નથી. હરીફો આગળ વધી ન જાય તે અંગેની પરસ્પર સ્પર્ધામાં જ આ વર્ગોની વ્યક્તિઓની શક્તિઓ વેડફાઈ જાય છે. પ્રતિષ્ઠા અને શિષ્ટાચાર એ જીવનનાં અને પોતાનો દરજ્જો સાચવવાનાં મૂલ્યો બની જાય છે. મધ્યમવર્ગમાં આ પ્રતિષ્ઠિત દેખાવાની, સારા દેખાવાની ઝંખના લગભગ ઘેલછા જેવી બની જાય છે.

જન્મ, કુળ કે ધન જેવાં વર્ગો રચતાં ધોરણો અને સાચી આવડત વચ્ચેનો ભેદ આપણને ઉપર જણાવેલાં દૃષ્ટાંતો ઉપરાંત બીજી પણ ઘણી ઘટનાઓમાં જોવા મળે છે. આમ, વર્ગરચના જ્ઞાતિ અને ધનનાં મૂલ્યો ઉપર રચાયેલી હોઈ પ્રત્યેક વ્યક્તિની શક્તિઓને સંપૂર્ણ રીતે વ્યક્ત થવા દેતી નથી અને તેને લીધે સમાજને વ્યક્તિનાં સર્જનો દ્વારા વધુ સમૃદ્ધ થતો અટકાવે છે.

કુળ અને ધનના પાયા ઉપર રચાયેલી વર્ગવ્યવસ્થા માટે ઘણી વખત નીચે પ્રમાણેની પણ દલીલો કરવામાં આવે છે. પૂર્વનિશ્ચિત દરજ્જા ઉપર રચાયેલો સમાજનો ઉપલો વર્ગ સંસ્કારનાં ધોરણોને ઘડવા, ટકાવી રાખવા અને તેમને વધુ ખીલવવા માટે જરૂરનો છે એટલું જ નહિ, પરંતુ કલા, વિજ્ઞાન, શિષ્ટાચાર, ઊંચા પ્રકારનો વિવેક અને સંસ્કારિતાની નજાકત અને સુવાસને ખીલવવા, અને તે ક્લિષ્ટતા અને બીભત્સતામાં સરી ન પડે તેની ચોકી રાખવા માટે પણ આ વર્ગની જરૂર છે.

આ દલીલ કરનારાઓ આ બચાવનામાના ટેકામાં જણાવે છે કે જગતના ઇતિહાસના કેટલાક ઉજ્જવલ ઐતિહાસિક યુગો આ જ સાબિત કરે છે. ઈ. સ. પૂર્વે પાંચમી સદીનાં એથેન્સ અને ઈ. સ.ની પંદરમી સદીનાં ઇટાલીના મેડીસીના ફ્લૉરેન્સનાં સંસ્કારજીવનનાં દૃષ્ટાંતોને આ પ્રકારની દલીલો કરનારાઓ ટાંકે છે.

પરંતુ ઇતિહાસ એ પણ પુરવાર કરે છે કે સત્તાધીશ વર્ગ જો પોતે સંસ્કારી હોય તો તે પોતાના હિતને હરકત ન કરે એવાં સર્વ સંસ્કારતત્ત્વોને ખીલવવા પ્રયત્ન કરશે. આવો વર્ગ સંગીત, ચિત્રકલા કે શિલ્પસ્થાપત્યને ઉત્તેજન જરૂર આપશે. પરંતુ પોતાનાં વર્ગમૂલ્યો ન જોખમાય એવા જ પ્રકારનાં કલાસ્વરૂપોને તે વિકસાવશે. પરંતુ મુક્ત બુદ્ધિવિહાર, જેમાં તે સમાજનાં ધરમૂળનાં મૂલ્યોનો તેમ જ સ્થાપિત હિતોની

ટીકા કરે એવાં સંસ્કારબળોનો તે વિકાસ નહિ જ થવા દે. પોતાના જ પગ ઉપર કુહાડો મારતો વર્ગ હજી દેખાયો નથી.

વર્ગવ્યવસ્થા અંગે એક બીજી પણ ઘટના ખાસ ધ્યાનમાં રાખવા જેવી છે. એ ભૂમિકાની સાચી સમજ પણ ઉપરની દલીલો કરતા વિદ્વાનોને પ્રત્યુત્તર આપવા માટે અસરકારક બનશે.

વર્ગવ્યવસ્થા ઉપર રચાયેલા સમાજમાં ઉપલા વર્ગને ટકાવી રાખનારું તત્ત્વ સંસ્કાર નથી પરંતુ સત્તા છે. એ સત્તા ઔપચારિક (formal) પણ હોય અગર આડકતરા તાણાવાણાઓના દોરમાં ગૂંથાઈ હોય. આમ ઉપલા વર્ગની ભૂમિકા સંસ્કારમાં નહિ પરંતુ સત્તાના તત્ત્વ ઉપર બંધાયેલી છે. ઇતિહાસે એમ પણ પુરવાર કર્યું નથી કે સત્તા અને સંસ્કાર સાથે જ વિકસતાં હોય છે. ઉપર દર્શાવેલાં એથેન્સ અને ફ્લોરેન્સનાં દૃષ્ટાંતોની બીજી મર્યાદાઓ બાદ કરીએ તો પણ આ દૃષ્ટાંતો આપનાર વિદ્વાનો સામે આપણે એવાં અનેક દૃષ્ટાંતો આપી શકીએ કે જેમાં એથેન્સ અને ફ્લોરેન્સથી ઊંધી જ ઘટના બનવા પામી છે. ઇતિહાસ એવાં અનેક દૃષ્ટાંતો આપે છે, જેમાં કલાને, સંસ્કારને તેમ જ સત્ય અને વિવેકભર્યા શિષ્ટાચારને સત્તાધારી વર્ગોએ કચડી નાખ્યાં હતાં. મધ્ય યુરોપના અમીરોએ મોઝાર્ટ અને બીથોવન જેવા અદ્ભુત સંગીતકારોને ગરીબીમાં સડવા દીધા હતા એટલું જ નહિ, પરંતુ શુબર્ટ જેવા કલાકારને ભૂખે પણ મરવા દીધો હતો એ જગજાહેર ઘટનાઓ છે.

ધનપતિઓ, અમીરો કે નવા સત્તાધારીઓનો વર્ગ કલાને ગમે તેટલો આશ્રય આપતો હોય પણ તે હમેશાં અસ્થિર અને અનિશ્ચિત જ કહેવાય. કલા ને સંસ્કારનું ભાવિ આવી પરિસ્થિતિમાં સત્તાધીશોની ખુશદિલી ઉપર નિર્ભર રહ્યા કરે છે.

વર્ગસત્તા વર્ગ-અસહિષ્ણુતાની સહોદર છે. સત્તાધારી વર્ગ સંસ્કારને ઉત્તેજન એટલા જ પ્રમાણમાં કરશે કે તે પોતાના હિતને જોખમમાં ન નાખે. આ ઉત્તેજનને જુદી જુદી રીતે મર્યાદિત કરવામાં આવે છે. મૂડીવાદી સમાજમાં મૂડીવાદીઓ પોતાનાં હિતો અને સ્થાપિત લાભોને મૂળભૂત રીતે ઉથલાવે નહિ એવી બૌદ્ધિક અને કલામય પ્રવૃત્તિઓ ચલાવી લેશે. સોવિયેટ રશિયામાં ત્યાંના સત્તાધીશ વર્ગે કલા અને સંસ્કારમાં મૂડીવાદની છાયા પણ ન જોવી એવો આગ્રહ રાખી સંસ્કાર-પ્રણાલિકાને વિકૃત બનાવી છે.

બહુ જ ગરીબ દેશોમાં સત્તાધારી વર્ગ દબદબો જાળવવા તેમ જ નીચલા વર્ગો ઉપર પ્રતિભા પાડવા અમુક પ્રકારનો શ્રીમંતાઈનો ભભકો

વિકસાવે છે. તે ભભકા માટે અમુક પ્રકારનાં હુન્નર અને કલાને પણ તે ઉત્તેજન આપે છે પરંતુ આ કલા અને હુન્નર દ્વારા વ્યક્ત થતા સંસ્કારો ઉપલા વર્ગના ભભકા અને દમામ માટે થયેલા હોઈ તે કલા, હુન્નર અને સંસ્કારને વિકૃત કરે છે અને સાથે સાથે વિકૃતિ માટે ખર્ચો કરાવી સમાજને સંસ્કાર અને સાધનોના ખોટા વ્યય દ્વારા વધુ ગરીબ બનાવે છે.

જે દેશોમાં સમૃદ્ધિ વધારે છે તે દેશોમાં બધા જ વર્ગોની આર્થિક સ્થિતિ પણ પ્રમાણમાં સારી છે, અને જ્યાં વિચારસ્વાતંત્ર્ય અને વ્યક્તિ-સ્વાતંત્ર્ય વધુ પ્રસરેલાં છે ત્યાં સંસ્કારને સર્જવાનું, પોષવાનું અને વિકસાવવાનું કાર્ય નવાં વિશિષ્ટ સંસ્કાર-જૂથો કરે છે. આ કાર્ય જે કેટલાક વિચારકો ઉપલા વર્ગના બચાવ માટે તેમની સાથે સાંકળે છે તે હવે વર્ગ નહિ પરંતુ આ નવાં, વિશિષ્ટ સંસ્કાર-જૂથો કરે છે. આમ, સંસ્કાર-પોષણ માટે સત્તાશીલ વર્ગ નહિ પરંતુ સંસ્કાર-જૂથો આવશ્યક છે.

આમ, વિવિધ દૃષ્ટિએ જોતાં પણ સંસ્કાર-પોષણ માટે સત્તાધારી ઉપલા વર્ગોની જરૂર દેખાતી નથી.

### વર્ગવ્યવસ્થામાં પરિવર્તન (Transformation of class system):

સામાજિક પરિવર્તનનો ઇતિહાસ વર્ગવ્યવસ્થા અને સમસ્ત સામાજિક ઇમારત વચ્ચેનો નિકટનો સંબંધ આપણને સ્પષ્ટ રીતે સમજાવે છે. આ અંગે વિસ્તારપૂર્વક ચર્ચા છેલ્લા વિભાગમાં કરીશું. અહીંયાં તેનાં એકબે પાસાંને સમજી લઈએ.

### (૧) વર્ગ અને ક્રાન્તિકારી પરિવર્તન (Class and revolutionary change):

આ જૂના વર્ગ અને તેના ઇલાઇટનું પતન શા કારણે થાય છે તે અંગે વિવિધ માન્યતાઓ છે. પેરેટોનું એમ માનવુ છે કે આ જૂના વર્ગ અને તેના ઇલાઇટની સંખ્યામાં જ્યારે ઘટાડો થાય છે અને તેની શક્તિમાં અને ગુણોમાં સડો પેસે છે ત્યારે તેમનુ પતન (decline in relative numbers and to their decay in quality) થાય છે. માર્ક્સ એમ માને છે કે સમાજવ્યવસ્થાનાં ભૌતિક અને આર્થિક તત્ત્વોમાં પરિવર્તન થાય છે ત્યારે વર્ગસત્તામા પણ પરિવર્તન અને ફેરફાર થાય છે (The material conditions of a social order inevitably bring about the transformation of class power).

આ વર્ગવ્યવસ્થામાં પરિવર્તન જે કારણે થતું હોય તે ખરું; તે અંગે ત્રીજા ગ્રંથમાં આપણે ચર્ચા કરીશું. પરંતુ પેરેટો કહે છે તે સાચું જ છે કે "ઇતિહાસ એ ઉમરાવશાહીઓનુ કબરસ્તાન છે" (History is a graveyard of Aristocracies).

સમાજના મુખ્ય વર્ગની પડતી એ સામાજિક ઇમારતમાં અગત્યના ફેરફારો સૂચવે છે. ક્લિસ્થેનિસ અને સોલોનના સુધારાને લીધે એથેન્સનાં પ્રાચીન પ્રતિષ્ઠિત કુટુંબોની સત્તામાં થયેલા ઘટાડા એથેન્સનાં ઊંડાં આર્થિક અને સામાજિક પરિવર્તનોને અનુકૂળ થવા માટેના હતા. પ્રાચીન રોમના પેટ્રિશિયનની સત્તામાં થયેલો ઘટાડો પણ રોમન રિપબ્લિકને અનુરૂપ જરૂરી ફેરફારોને કારણે જ હતો. આ સત્તાના ઘટાડાએ રોમન મહારાજ્યમાં ધન અને ગરીબીની વહેંચણીમાં ખૂબ જ મહત્ત્વના ફેરફારો કર્યા હતા.

અઢારમી સદીના ફ્રાંસમાં પણ ત્યાંનો અમીર અને રજવાડીવર્ગ જનતાના વધતા જતા અસંતોષ તરફ બેદરકાર રહ્યો. પરિણામે જનતાની ઉગ્ર ક્રાન્તિ થઈ અને નવી વર્ગવ્યવસ્થા અને નવો સમાજ વિકસી આવ્યાં.

સામંતશાહી (feudal) યુગમાંથી વર્તમાન રાષ્ટ્ર-રાજ્યો (Nation-states)માં પરિવર્તન પણ આવાં જ કારણોથી થયું. ખેત-ગુલામો, હાળિયો (serfs)ને રાજકીય હક, જૂના વર્ગોમાં ભંગાણ (disintegration of old classes), નગરવાસી વ્યાપારીવર્ગનું વધતું જતુ મહત્ત્વ, દરજ્જા — જન્મને બદલે કાર્ય અને ઑફિસ (function and office) — ની ભૂમિકામાં થયેલો ફેરફાર અને જમીનદારને બદલે મૂડીવાદી વર્ગની સત્તા અને પ્રતિષ્ઠા — આ સર્વ કારણો સામંતશાહીમાંથી નવા રાષ્ટ્ર-રાજ્ય-સમાજમાં પરિવર્તન માટે જવાબદાર હતાં.

ઉદ્યોગપતિ અને નાણાંસ્વામીનું આ નવું મહત્ત્વ નવી સામાજિક અર્થરચનાનું પ્રતિબિંબ પાડતું હતું. આ નવી સામાજિક અર્થરચનાએ જૂની પ્રણાલિકા અને જૂનાં વિચારસ્વરૂપોને તોડી નાખ્યાં એટલું જ નહિ, પરંતુ તેણે જીવનના એકેએક પાસામાં ફેરફાર આણ્યો. તેણે સમાજમાં પ્રચલિત નીતિ, ધર્મ, મૂલ્યો, દર્શનો, કાર્યપ્રણાલિકા અને આરામની પદ્ધતિમાં પણ પલટો આણ્યો. આ પરિવર્તને એક નવા જ વર્ગને જન્મ આપ્યો. આ વર્ગમાં ઔદ્યોગિક યંત્રવાદી અર્થતંત્રને કારણે અનોખી શિસ્ત, બિરાદરી અને સંગઠન આવ્યાં. ઇતિહાસમાં કોઈ વર્ગે આ લક્ષણો અનુભવ્યાં ન હતાં. આ વર્ગ તે ઔદ્યોગિક-યંત્રવાદી કારખાનાંઓમાં કામ કરતો શ્રમજીવી કામગારવર્ગ. આ ઔદ્યોગિક શ્રમજીવી કામગારવર્ગ યુરોપમાં વિકસ્યો; પરંતુ આ વર્ગ માત્ર પોતાના આર્થિક દુઃખના સામ્યને લીધે નહિ, પરંતુ માર્ક્સવાદના સિદ્ધાંતની આદર્શમય કલ્પનાની અસર નીચે પણ એકત્રિત અને સંગઠિત થયો છે. છેલ્લાં ચાલીસ વર્ષથી તો આ ઔદ્યોગિક કામગારોને રશિયા જેવા મહાન રાષ્ટ્રના સત્તાધીશ વર્ગનું પણ સતત પીઠબળ છે.

પ્રજાતંત્ર અનુભવતા યુરોપનાં કેટલાંક પશ્ચિમી રાષ્ટ્રોમાં કે આપખુદ સત્તાના માળખામાં સમાજજીવન વિતાવી રહેલા બીજા દેશોમાં, કામગાર-વર્ગમાંથી વિકસી રહેલી નવી નેતાગીરી નજીકના જ ભવિષ્યમાં પશ્ચિમી સંસ્કૃતિની વર્ગવ્યવસ્થામાં મહાન પરિવર્તનો લાવશે.

## યુનાઇટેડ સ્ટેટ્સનું દૃષ્ટાંત:

યુનાઇટેડ સ્ટેટ્સ ઑફ અમેરિકામાં ઔદ્યોગિક અને વર્ગોની વ્યવસ્થામાં થયેલા ફેરફારે યુરોપ કરતાં જુદું સ્વરૂપ લીધું છે. આંતરવિગ્રહ (civil war) પછીના કાળમાં અમેરિકામાં એક મહત્ત્વનું પરિવર્તન થયું. ઉદ્યોગીકરણે ફાળ ભરીને કૃષિ અર્થતંત્રને પ્રમાણમાં ગૌણ બનાવી દીધું. ખેતીના અર્થતંત્ર સાથે સંકળાયેલા ખેડૂત, વ્યાપારીઓ અને વ્યક્તિગત નાના નાના પૂંજીપતિઓનું મહત્ત્વ ઘટી ગયું. તેને બદલે મોટા ઇજારદારો, મોટા વેપારીઓ, મોટા ધંધાદારીઓ (big businessmen) અને મોટા ઉદ્યોગપતિઓનું મહત્ત્વ ખૂબ જ વધી ગયું. આ ઉદ્યોગપતિઓ લોખંડ, તેલ, ખાણો અને રેલવે ઉદ્યોગના માલિકો હતા, અને તેમનું પ્રભુત્વ ખીલી આવ્યું. બેન્જામિન ફ્રૅન્કલીને કરકસરવાળા કારીગર કે પાયોનિયરની વ્યક્ત કરેલી આદર્શ ભૂમિકા હવે અદૃશ્ય થવા માંડી. મોટા મોટા ટ્રસ્ટના માલિકો

અને રાજકીય બોસીસના હાથમાં સત્તા એકત્રિત થવા માંડી. હજી પણ અમેરિકામાં જૂનું મધ્યમવર્ગીય માનસ પ્રવર્તે છે, પરંતુ તે માનસની તીવ્રતા ક્ષીણ થતી જાય છે. હજી પણ પ્રજાતંત્ર, વ્યક્તિવાદ અને જેફરસને પ્રચલિત કરેલાં સમાનતાના મૂલ્યો અમેરિકન લોકમતમાં વ્યક્ત થાય છે ખરાં, પરંતુ એ સર્વને પોષણ આપતી સામાજિક શક્તિ હવે તૂટતી જાય છે. સત્તાનુ કેન્દ્ર બદલાતું જાય છે સત્તાની દોરી પણ બીજા વર્ગના હાથમાં જતી જાય છે. એક તરફ મોટા મોટા ઉદ્યોગપતિઓ, ઇજારદારો અને પૂંજીપતિઓના હાથમાં સત્તા કેન્દ્રિત થતી જાય છે; બીજી બાજુ નીચલી કક્ષાના અમેરિકનો અને પરાઈ સંસ્કૃતિના પરદેશી વસાહતોના સંબંધને લીધે આજે વર્ગરચના, સત્તાના કેન્દ્રીકરણ અને વિવિધ પ્રકારના વર્ગ અને દરજ્જા અંગેના સંબંધોમાં એક નવુ જ પરિવર્તન આવી રહ્યું છે આર્થિક સત્તાના કેન્દ્રીકરણ અને સમાનતાવાદી વલણો વચ્ચે પણ સંઘર્ષ વધતો જાય છે.

આ બદલાતી જતી આર્થિક અને સામાજિક વર્ગરચનાના વિરોધો અમેરિકાના રંગ અને જાતિમાં સહુથી તીવ્ર સ્વરૂપે વ્યક્ત થતા દેખાય છે.

હવેના પ્રકરણમા આપણે તેનો અભ્યાસ કરીએ.

# પ્રકરણ ૧૫

## એથ્નિક* અને જાતિ-જૂથો
## (ETHNIC AND RACIAL GROUPS)

### ૧

### સમાજજીવનમાં "એથ્નિક" અને "જાતિ" સંબંધો

**કેટલીક ચેતવણી:**

આ પુસ્તકના બીજા ગ્રંથમાં આપણે સમાજરચના અને તેનાં મુખ્ય અંગોનો જ અભ્યાસ કરતા જઈએ છીએ આપણે દસમા પ્રકરણમાં સમાજરચનાના સ્વરૂપનો ખ્યાલ કર્યો; તે રચનાને સ્વરૂપ આપતા સમુદાય, વર્ગ, મંડળ જેવા વિધવિધ જૂથપ્રકારો અંગે ચર્ચા કરી.

ત્યાર બાદ આપણે કુટુંબ જેવી અનોખી જૂથવ્યવસ્થાની ચર્ચા કરી. વિવિધ પ્રકારના સમુદાયિક જૂથો તેમ જ વર્ગ અને જ્ઞાતિ જેવી વ્યવસ્થાઓનો પણ આગલા પ્રકરણમાં અભ્યાસ કર્યો. આ પ્રકરણમાં આપણે હવે એક

---

*એથ્નિક શબ્દ અંગ્રેજી હોવા છતાં મે આ સ્થળે તેને અપનાવ્યો છે. ગુજરાતીમાં "એથ્નિક" શબ્દ જે ઘટનાને વ્યક્ત કરે છે તે ઘટના વ્યક્ત કરતો શબ્દ "કોમ" બની શકે. પરંતુ "કોમ" શબ્દ હજી ઘણા વિદ્વાનો Community સમુદાયને વ્યક્ત કરવા વાપરે છે. "એથ્નિક જૂથ" માટે કોમ શબ્દ વપરાય અને Community માટે સમુદાય શબ્દ રૂઢ કરવામાં આવે તો સ્પષ્ટતાની દૃષ્ટિએ આપણે ઠીક આગળ વધીશું એમ મારું નમ્ર માનવું છે. મે "એથ્નિક" શબ્દને રાખ્યો છે અને કૌંસમા "કોમ" શબ્દ મૂક્યો છે જેથી ધીરે ધીરે "કોમ" શબ્દ સ્વીકાર પામે. —અનુવાદક.

વિશિષ્ટ પ્રકારના સમૂહ વિષે ચર્ચા કરીશું. સમાજના અભ્યાસ-સાહિત્યમાં આ સમૂહ જુદા જુદા નામે ઓળખાય છે. ઘણી વખત તે "જાતિ-આનુવંશિક એકતા ધરાવતું જૂથ" (racial group, race) એ રીતે ઓળખાય છે. ઘણી વખત "લઘુમતી જૂથો" અગર "લઘુમતી કોમો" (minority groups)ના નામે પણ આ પ્રકારનાં જૂથોને સંબોધવામાં આવે છે, જ્યારે મોટે ભાગે હવે તેમને "એથ્નિક સમૂહ" (Ethnic groups) "કોમ-સમૂહ"—તરીકે વર્ણવવામાં આવે છે.

આ પ્રકારના સમૂહોની એક બીજી પણ લાક્ષણિકતા છે. આ સમૂહોની ચર્ચા કરતી વખતે તેમના પ્રશ્નોની ચર્ચા વધુ ધ્યાન ખેંચ્યા કરે છે. આ સમૂહો અંગેની સમજૂતી તેમના પ્રશ્નો સાથે લગભગ વણાઈ ગઈ હોય એમ જ લાગ્યા કરે છે. આ સમૂહો એમના પ્રશ્નો, કોયડાઓ અને સમસ્યાઓ સાથે આટલા ગાઢ સંકળાયેલા છે એ ઘટના જ આ સમૂહોના એક આગવા જૂથ-લક્ષણ તરફ આપણું ધ્યાન દોરે છે આ પ્રકારનો સમૂહ જૂથનાં સામાન્ય હિતો સિદ્ધ કરવામાં કાંઈક અડચણો અનુભવે છે અને તે સમૂહની વ્યક્તિઓને પોતાનું વ્યક્તિત્વ વ્યક્ત કરવામાં કાંઈક અવરોધ નડે છે. આ અડચણો અને અવરોધ આ સમૂહ સમક્ષ-સતત પ્રશ્નો ઊભા કરે છે. આ પ્રશ્નો આ સમૂહના બીજા સમૂહો સાથેના ધર્મભેદ, રાષ્ટ્રીય ભેદ, સાંસ્કૃતિક ભેદ અગર જાતિ અગર રંગભેદના ભાનને કારણે ઉપસ્થિત થતા હોય છે.

આપણે ધર્મભેદ, રાષ્ટ્રીય ભેદ, સાંસ્કૃતિક ભેદ અગર દૈહિક કે જાતિભેદને વખોડીએ તો પણ એ ભેદ ઉપર અગર એ ભેદ છે એવી ભાવના ઉપર રચાયેલા સમૂહો અને તે સમૂહોના પરસ્પર સંબધોમાંથી ઊપજતા પ્રશ્નોનો શાસ્ત્રીય તટસ્થતાથી અભ્યાસ કરવો આવશ્યક છે. આ પ્રકારના સમૂહો અને તેમના પ્રશ્નો કઈ સામાજિક ભૂમિકા અને કયા સામાજિક સંબધો પેદા કરે છે તે સમજવું સમાજશાસ્ત્રના અભ્યાસીઓ માટે અગત્યનું છે.

સમૂહોની સભ્ય હોય છે આ સમૂહો રાષ્ટ્રીયતાની ભાવના પર, સાંસ્કારિક રિવાજોની ભિન્નતા ઉપર કે સાંપ્રદાયિક ભેદ ઉપર પણ રચાયા હોય કે રંગ અથવા જાતિના તફાવતમાંથી પણ ઊપસી આવ્યા હોય ઘણી વખત આ સમૂહો માત્ર એક જ લક્ષણ ઉપર આધાર રાખતા નથી આ સમૂહોના તફાવત, ઉપર જણાવેલા તત્ત્વોમાંથી બેત્રણ લક્ષણોના વિશિષ્ટ મિશ્રણમાંથી પણ વિકસી આવ્યા હોય દા ત; એક વ્યક્તિ ભારતીય સમૂહની સભ્ય હોય, ગુજરાતી પણ હોય, મુસ્લિમ પણ હોય, મુસ્લિમમા પણ શિયા કે સુન્ની સંપ્રદાયની હોય અને તદુપરાંત અમુક જ્ઞાતિ કે ધંધાદારી સમૂહની પણ સભ્ય હોય।

આ સર્વ તત્ત્વો ઘણી વાર વિશિષ્ટ પ્રકારના સામાજિક સમૂહો રચવા માટે ભૂમિકારૂપ પણ બને છે એટલુ જ નહિ, પરતુ તે તત્ત્વો સમૂહોને બીજા સામાજિક જૂથોમા વિલીન પણ કરી નાખે છે આ જ કારણથી આ સમૂહોનો અભ્યાસ મુશ્કેલ બને છે, પરંતુ સાથે સાથે તેમનો અભ્યાસ ખૂબ જ મહત્ત્વનો પણ બની રહે છે

## (૨) ભારતમાંથી દૃષ્ટાંતો :

"એથ્નિક" જૂથ (કોમ) એટલે શુ તે સમજવા આપણે થોડા દૃષ્ટાંતોથી શરૂઆત કરીએ ભારતીય સમાજમાથી વિવિધ સમૂહોના દૃષ્ટાંત આ ઘટનાને વધુ સ્પષ્ટ કરશે

ભારતમા કેટલા પ્રકારના સમૂહો છે? હિન્દુ, મુસ્લિમ, પારસી, ખ્રિસ્તી, બૌદ્ધ, જૈન, શીખ વગેરે ધર્મ પાળતા સમૂહો છે મરાઠી, ગુજરાતી, પંજાબી, સિંધી, બંગાળી, બિહારી, મારવાડી, મેવાડી, અંગ્રેજી, હિન્દી, ઉર્દૂ, કન્નડ, તામિલ, તેલુગુ અને મલયાલી વગેરે ભાષાઓ અને બોલીઓ બોલતા વિવિધ ભાષાવાર સમૂહો છે બ્રાહ્મણ, રજપૂત, વાણિયા, પાટીદાર, કુરમી, કણબી, કોળી, ભીલ, દુબલા, ઘોડિયા, નાગ, ટોડા, કુર્ગ, સંથાલ વગેરે અનેક જ્ઞાતિજૂથો અને આદિવાસી જૂથો છે પંચગૌડ અને પંચદ્રવિડ સમૂહો પણ છે આર્ય, અનાર્ય, ગૌર શ્યામના રંગભેદના ભાન ઉપર રચાયેલા સમૂહો પણ છે ઘણી વખત જ્ઞાતિ અને વર્ણ પણ મિશ્રિત થાય છે ઉપલી જ્ઞાતિ અને ગૌર વર્ણના મિશ્રણમાંથી ઉજળિયાત કોમો અને નીચની જ્ઞાતિઓ અગર પ્રજાઓ અને શ્યામ રંગના મિલનમાંથી કાળીપરજને નામે ઓળખાતા સમૂહો ભારતમાં વિકસ્યા છે એ સર્વવિદિત છે

આમ, ભારતીય સમાજ વિવિધ લક્ષણોથી નોખા પડતા વિવિધ

સમૂહોમાં વહેંચાયો છે એ આપણે જાણીએ છીએ.

આ વિવિધ સમૂહોમાં સમાજનું વિભાગીકરણ કેટલીક ઘટનાઓ સ્પષ્ટ કરે છે.

(૧) આપણે સમાજને ધર્મ, ભાષા, જ્ઞાતિ, રંગ કે એવાં બીજાં લક્ષણોની ભૂમિકા ઉપર વિવિધ સમૂહોમાં વહેંચીએ છીએ. ઘણી વાર આ સમૂહોનું વિભાગીકરણ એક નહિ પરંતુ બેત્રણ લક્ષણોને સાથે લઈને પણ કરવામાં આવ્યું હોય છે.

(૨) આ સર્વ સમૂહોની ભારતના અમુક પ્રદેશના સમુદાયમાં બહુમતી હોય છે, તો બીજા પ્રદેશમાં તે લઘુમતી હોય છે, દા.ત. મહારાષ્ટ્રમાં મરાઠી સમૂહો બહુમતી હોય છે અને ગુજરાતી સમૂહો લઘુમતી હોય છે, જ્યારે ગુજરાતમાં મહારાષ્ટ્રી સમૂહો લઘુમતી હોય છે અને ગુજરાતી સમૂહો બહુમતી હોય છે. કેટલાક સમૂહો સમસ્ત ભારતમાં કે કોઈ પણ આદેશિક સમુદાયમાં લઘુમતી હોય છે. દા.ત., પારસીઓ. અને આ કાયમી લઘુમતી કોમો અગર સમૂહો પોતાના આગવા જ પ્રશ્નો અનુભવે છે.

ભારતમાં, છેલ્લાં દોઢસો વર્ષમાં, આ સમૂહોના પ્રશ્નો કેવા ઉત્કટ બન્યા છે અને આઝાદી પ્રાપ્ત કર્યા પછી પણ તે હજી કેવા ઉલ્કાપાતોની શકયતા ઊભી કરે છે તે આપણે અનુભવી રહ્યા છીએ. હિન્દુ-મુસ્લિમ પ્રશ્ન, સિંધી-ગુજરાતી-મરાઠી પ્રશ્ન, ગુજરાતી-મરાઠી પ્રશ્ન, મરાઠી-કન્નડ પ્રશ્ન, હિન્દુ-પારસી પ્રશ્ન, પારસી-મુસ્લિમ પ્રશ્ન, બ્રાહ્મણ-અબ્રાહ્મણ પ્રશ્ન, ઉત્તર-દક્ષિણ પ્રશ્ન, શીખ-હિન્દુ પ્રશ્ન, બંગાળી-બિહારી કે બંગાળી-આસામી પ્રશ્ન, તામીલ-તેલુગુભાષીના પ્રશ્ન, સવર્ણ-અછૂતોના પ્રશ્ન, કાળીપરજ અને ઉજળિયાત વર્ણોના પ્રશ્ન—આ અને આવા ભારતના વિવિધ સમૂહો અને આંતર-સમૂહ સંબંધોમાંથી વિકસતા પ્રશ્નો આજે ભારતીય સમાજમાં કેવા ઝંઝાવાતો પેદા કરે છે તે આપણે સર્વ જાણીએ છીએ.

ઉપર વર્ણવેલા સમૂહોની કેટલીક લાક્ષણિકતાઓ હોય છે. આ સમૂહો કેટલાંક સ્થળોમાં સમુદાય (community) તરીકે અસ્તિત્વ ધરાવે છે તો બીજે સ્થળે તેઓ લઘુમતી કોમો તરીકે વિકસી આવે છે. જે સ્થળે તે સમૂહો સમુદાય તરીકે વિકસે છે ત્યાં તે એથ્નિક જૂથ-કોમ બનતાં નથી પરંતુ જે પ્રદેશમાં તે લઘુમતીસમૂહ હોય છે ત્યાં તે "એથ્નિક જૂથ"-કોમ બની રહે છે. આમ એક જ પ્રકારનો સમૂહ એક વાતાવરણમાં સમુદાય બની રહે છે, જ્યારે બીજા વાતાવરણમાં તે એથ્નિક-જૂથ-કોમ બની નવાં લક્ષણો વિકસાવે છે અને તે પ્રદેશના સમુદાયના વિભાગ તરીકે અનેક પ્રશ્નો ઊભા

કરે છે. મહારાષ્ટ્રમાં મરાઠી પ્રજા સમુદાય બને છે અને ગુજરાતી બોલતો સમૂહ એથ્નિક જૂથ—લઘુમતી કોમ—બની પોતાના પ્રશ્નો ખડા કરે છે, જ્યારે ગુજરાતમાં ગુજરાતી પ્રજા સમુદાય બને છે અને મરાઠી ભાષા બોલતો સમૂહ, એથ્નિક જૂથ—લઘુમતી કોમ—બની પોતાના પ્રશ્નો ખડા કરે છે.

આમ એકનો એક સમૂહ અમુક પરિસ્થિતિમાં એથ્નિક જૂથ કેવી રીતે બને છે, શા માટે પ્રશ્નો ઊભા કરે છે અને તે પ્રશ્નોને ઉત્તેજન આપતાં કયાં સામાજિક બળો છે તે સર્વ સમજવું આવશ્યક છે. આ સમજણ સમાજજીવનનું વાસ્તવદર્શન કરવા માટે ખૂબ જ જરૂરી છે. જોકે એ સમજણ પડવી સહેલી નથી.

આ સમૂહોનો પ્રશ્ન કેટલો જટિલ છે તેનો આપણને ભારતીય સમાજના વિવિધ સામાજિક સમૂહોના ઉપલા દૃષ્ટાંતથી ખ્યાલ આવશે. આ દૃષ્ટાંત પ્રશ્નની જટિલતા અને ગંભીરતા સૂચવે છે. તે હજી પ્રશ્નનું અન્વેષણ કરતું નથી.

"એથ્નિક જૂથો"નો પ્રશ્ન કેટલો જટિલ છે તે આપણે આંતરરાષ્ટ્રીય રીતે વિખ્યાત થયેલા કેટલાક સમૂહોના દાખલાઓથી પણ પુરવાર કરવા યત્ન કરીએ.

**જ્યૂઝ (યહૂદીઓ).**—જ્યૂ લોકો બહુ જૂના કાળથી આવું એથ્નિક જૂથ કહેવાય છે. યહૂદી પ્રજા એક એવા પ્રકારનું જૂથ છે કે જેની સ્પષ્ટ વ્યાખ્યા આપવી અઘરી છે. ઘણા યહૂદીઓ એક ધર્મ પાળે છે અને એક રાષ્ટ્રનું સ્વપ્ન સેવતા હોય છે. જ્યારે કેટલાક યહૂદીઓ આ બન્નેમાંથી એક પણ લક્ષણ ધરાવતા નથી. ઘણા યહૂદીઓ પોતે એકલોહિયા છે એમ માને છે જ્યારે આનુવંશિકતાની દૃષ્ટિએ યહૂદીઓ એક બહુ જ-મિશ્ર પ્રજા છે. આમ ધર્મ, લોહી, રાષ્ટ્રીયતાનાં સ્વપ્ન તથા બીજી બધી જ રીતે ખૂબ જ વિભિન્નતા ધરાવતા, અનેક પ્રદેશોમાં વસવાટ કરતા, ભિન્ન ભિન્ન ભાષાઓ બોલતા અને જુદા જુદા ધંધાઓ કરતા યહૂદી સમૂહને "યહૂદી" એટલે જાણે જગતભરમાં સ્વભાન ધરાવતું એક જૂથ છે એમ કલ્પીએ છીએ એટલુ જ નહિ, પરંતુ જુદા જુદા દેશોએ તો "યહૂદી"નો એક પ્રશ્ન (Jewish problem) બનાવી દીધો છે.

**અમેરિકન નિગ્રો-હબસીઓ.**—આ જ રીતે આપણે અમેરિકન નિગ્રોનો પણ દાખલો લઈ શકીએ. આ હબસીઓ અમેરિકામાં પ્રમાણમાં જૂના વસાહતીઓ છે. સાંસ્કૃતિક રીતે કહીએ તો તેઓ આફ્રિકાના હબસીઓથી ખૂબ જ ભિન્ન છે. તેઓ અમેરિકન જ કહી શકાય. જોકે સામાજિક,

આર્થિક અને રાજકીય દૃષ્ટિએ તે અમેરિકન સમાજનો શોષાયેલો અને કચડાયેલો સમૂહ છે. અમેરિકન ગોરાઓએ તેને સામાજિક હોદ્દાઓમાંથી બાકાત રાખ્યો છે. રંગભેદ—એક પ્રકારની શારીરિક, ચામડીના રંગની ભિન્નતા—હબસીને જાણે તે શુદ્ધ અલગ જ જાતિનો છે એમ મનાવવા પ્રેરે છે. ગોરાઓ આનો લાભ પણ લે છે. આપણે સમાજના અભ્યાસી તરીકે એ ધ્યાન રાખવું જોઈએ કે હબસીઓ પણ શુદ્ધ—એક જાતિ (Race)ના નથી. અમેરિકન નિગ્રોની સામાજિક સ્થિતિ, બ્રાઝીલમાં કે બીજા કોઈ પ્રદેશમાં રહેતા હબસીઓ કરતાં ઘણી જુદી છે. પરંતુ હબસીનો પણ એક પ્રશ્ન બની ગયો છે.

આઇરિશ વસાહતીઓ.—અમેરિકામાં આઇરિશ વસાહતીઓની બદલાતી સામાજિક સ્થિતિનો પણ દાખલો આ પ્રકારના જૂથને સમજાવવા ઠીક મદદરૂપ થશે. ઓગણીસમી સદીમાં આઇરિશ વસાહતીઓને અમેરિકન સમાજમાં બધા જ મહત્ત્વના અને ઊંચા દરજ્જાના આર્થિક, રાજકીય કે સામાજિક જીવનમાંથી બાકાત રાખવામાં આવતા. હવે તેઓ અમેરિકન જીવનના લગભગ બધા જ સ્તરોમાં પ્રસરી ગયા છે.

ઉપર દર્શાવેલાં ત્રણે દૃષ્ટાંતો "એથ્નિક" જૂથ અગર "જાતિ"-જૂથના પ્રકારો છે. આવાં અનેક દૃષ્ટાંતો આપણે આપી શકીએ પરંતુ હમણાં તેની જરૂર નથી કારણ, આ દૃષ્ટાંતો આપણે બે વસ્તુઓ ધ્યાનમાં રાખવા માટે લીધાં છે: (૧) આ પ્રકારના "એથ્નિક" સમૂહોમાં સમાયેલા સામાજિક સંબંધો ગૂંચવણભર્યા અને જટિલ છે; અને (૨) આ સમૂહો સમાજના સમુદાય, વર્ગ, જ્ઞાતિ, આર્થિક મંડળો, ધાર્મિક વિભાગો અને ટોળાં જેવાં અંગોમાં ઓતપ્રોત થઈ જઈ, તે સમૂહોને સ્પષ્ટપણે સમજવાનો પ્રશ્ન ખૂબ જ વિકટ બનાવે છે.

### (૩) "જાતિ" (Race)—એક સામાજિક ઘટના તરીકે:

"જાતિ" (race) શબ્દની ખોટે રસ્તે દોરતી અને ગૂંચવાડો ઊભો કરે એવી અપાતી વ્યાખ્યા, "એથ્નિક" સમૂહો અગર "જાતિ"-સમૂહો અને તેમનાં સામાજિક સંબંધોને સમજવા મથતા અભ્યાસીઓ સમક્ષ ઘણી મૂંઝવણ ઊભી કરે છે.

"જાતિ" એટલે વારસામાં સરખાં આનુવંશિક તત્ત્વો મેળવનાર સમૂહ. આ એકસરખાં આનુવંશિક તત્ત્વો ધરાવનાર સમૂહ, જૈવિક રીતે વિભિન્ન આનુવંશિક તત્ત્વો ધરાવનાર સમૂહથી નોખો પડે છે. વિચારકોએ

"જાતિ"ની આ વ્યાખ્યા આપી સમસ્ત માનવજાતને અમુક જાતિઓમાં વહેંચી નાખવા પ્રયત્ન કર્યો છે. પરંતુ આ પ્રકારનુ માનવજાતનું વિભાગીકરણ વાસ્તવિક નથી. સમાજમાં શુદ્ધ જાતિઓ છે જ નહિ; બહુમાં બહુ તો આપણે એટલું જ કહી શકીએ કે કેટલાક વિશાળ ભૂમિવિભાગો ઉપર અમુક પ્રધાન શારીરિક લક્ષણો ધરાવતા કેટલાક સમૂહો જોવા મળે છે. આપણે તેમને "જાતિ" શબ્દ લાગુ પાડવો હોય તો પાડીએ. પરંતુ એ દ્વારા આપણે એમ કહેવા માગીએ કે તે સમૂહો વારસાથી શુદ્ધ એવાં એક પ્રકારનાં આનુવંશિક તત્ત્વો ધરાવે છે તો તે હકીકતથી વિરુદ્ધ છે. તેનાં કારણો બે છે: (૧) દરેક વિસ્તૃત પ્રાદેશિક સમૂહમાં બહારની જાતિઓ સાથે લોહીનું મિશ્રણ ખૂબ જ પ્રમાણમાં થયુ હોય છે, અને (૨) કેટલીક શારીરિક લાક્ષણિકતાઓ માત્ર આનુવંશિકતા નહિ પરંતુ વાતાવરણને પણ આભારી હોય છે.

વાસ્તવમાં શુદ્ધ જાતિઓ છે જ નહિ. ઘણા અભ્યાસીઓએ સમસ્ત માનવજાતને કૉકેસોઇડ (Caucasoid), મૉંગોલોઇડ (Mongoloid) અને નિગ્રોઇડ (Negroid) એમ ત્રણ જાતિઓમાં વહેંચી નાખવા પ્રયત્ન કર્યા છે. આ વિભાગીકરણે ખૂબ ચર્ચા જગાવી છે અને મોટા ભાગના સમાજશાસ્ત્રીઓ અને માનવશાસ્ત્રીઓ આ વિભાગીકરણની ભૂમિકા સામે જ સખત વિરોધ નોંધાવી રહ્યા છે. અને તેમાં પણ વાહનવ્યવહાર અને વિનિમયનાં સાધનોથી સભર વર્તમાન સમયમાં પ્રજાઓના મિશ્રણ એટલા મોટા પાયા ઉપર થયાં છે કે હવે શુદ્ધ જાતિઓની વાત કરવી એ પણ વાસ્તવનું અપમાન કરવા બરોબર છે.

જાતિનાં લક્ષણો શુદ્ધ વારસાગત આનુવંશિક રીતે પ્રાપ્ત થયાં છે એવી દલીલો કરતુ વિપુલ સાહિત્ય તાજેતરમાં બહાર પડ્યું છે. આ દલીલોનાં બહાનાં નીચે વિવિધ સમૂહો ઉપર કરવામાં આવતા જુલમો અને શોષણનો બચાવ કરતું સાહિત્ય પણ ઠીકઠીક પ્રમાણમાં પ્રસિદ્ધ થયું છે. આ સર્વ સાહિત્ય શાસ્ત્રીયતાનો અંચળો ઓઢી પોતાનું ઝેર પ્રસરાવે છે. પરંતુ આ સર્વ સાહિત્ય અજ્ઞાનની ભૂમિકા ઉપર રચાઈ નરદમ જૂઠાણું પ્રસરાવે છે એટલું જ નહિ, પરંતુ તે મોટે ભાગે અમુક સ્થાપિત હિતોના બચાવનામા જેવું જ બની ગયું છે.

જીવન અને વાતાવરણ, આનુવંશિક તત્ત્વો અને વાતાવરણ એ અંગેના સંબંધોનું સાચું સ્વરૂપ શું છે તેની ચર્ચા પહેલા ખંડમાં "આનુવંશિકતા અને વાતાવરણ" નામના પ્રકરણમાં આપણે વિસ્તાર-

પૂર્વક કરી ગયા છીએ. ઉપર દર્શાવેલું સાહિત્ય અને તે સાહિત્યની પ્રેરણા જેવા વાદો એ પ્રકરણમાં તારવેલા સિદ્ધાંતો સમજી જ શકતા નથી અગર તે તરફ આંખ આડા કાન કરે છે.

પરંતુ આપણી આ ટીકા નવો પ્રશ્ન ઊભો કરે છે "જાતિ" શબ્દનો ઉપયોગ આપણે સમાજશાસ્ત્રમા કેવી રીતે કરીશું ? કયા સામાજિક વાસ્તવને આપણે "જાતિ" શબ્દથી ઓળખાવીશુ ?

મોંગોલોઇડ, કોકેસોઇડ (તેમના નૉર્ડિક અને આલ્પાઇન જેવા પેટા-વિભાગો સાથે પણ) અગર નિગ્રો એ કોઈ સુગ્રથિત સામાજિક સમૂહો નથી એ પહેલા સ્પષ્ટ રીતે જાણી લેવુ જોઈએ. દા. ત., અમેરિકામાં ઘઉંવર્ણો માનવી કાળા નિગ્રો તરીકે ગણાતો હોય પરંતુ તે જ રંગનો માનવી બીજા પ્રદેશમા ગોરા, કોકેસોઇડ તરીકે પણ ખપે. ઘઉંવર્ણો કોકેશિયન ભારતવાસી, બ્રિટિશ કોકેશિયન આગળ કાળો ગણાય છે. આમ એક જ રંગ ધરાવતો માનવી જુદા જુદા પ્રદેશોમાં જુદો જુદો સામાજિક દરજ્જો ભોગવે છે એટલું જ નહિ, પરંતુ એક સ્થળે તે કાળા તરીકે ખપે છે તો બીજે સ્થળે ગોરાનુ બિરુદ પણ મેળવે છે.

"જાતિ" શબ્દનો સાચો અર્થ એક જ થઈ શકે. સરખાં આનુવંશિક તત્ત્વોનો બનેલો માનવસમૂહ એટલે "જાતિ". એ શબ્દ એવા સમૂહ માટે વાપરી શકાય કે જેને પોતાના વિશિષ્ટ જૈવિક વારસાથી બીજા સમૂહોથી અળગો પાડી શકાય, પરંતુ આવા શુદ્ધ, સરખાં આનુવંશિક તત્ત્વો ધરાવતા અને સરખાં જૈવિક વારસાગત લક્ષણો ધરાવતા સમૂહો માનવસમાજમા જોવામાં જ આવતા નથી. અલબત્ત, માનવજૂથોમાં કેટલાક શારીરિક તફાવતો જોવામાં આવે છે ખરા, પરંતુ તે પણ બધા જ અણી-શુદ્ધ નહિ; અને આ શારીરિક તફાવતોને જૈવિક વારસા સાથે કેટલો સંબંધ છે તે પણ નક્કી થયું નથી. એમાંના ઘણા વાતાવરણને કારણે પણ હોય છે. શારીરિક ભેદભાવો ભિન્ન વાતાવરણ અને ભિન્ન સંસ્કારજીવન-માથી પણ વિકસે છે એ સાબિત થયુ છે

આથી સમાજના અભ્યાસીએ "જાતિ" શબ્દનો ઉપયોગ શુદ્ધ વારસાગત લક્ષણો ધરાવતા સમૂહના ઉલ્લેખ માટે કરવો અઘટિત બની રહે છે સમાજમાં આવો કોઈ સમૂહ છે જ નહિ.

પરંતુ સમાજમાં એક બીજી ઘટના નજરે પડે છે. કેટલાક સમૂહો પોતાના વિશિષ્ટ શારીરિક ભેદો અને અમુક પ્રકારના સંસ્કાર-તફાવતોમાથી "જાતિભાન" અગર "જાતિની ઉચ્ચતા"ના ખ્યાલ બાંધે છે. આ

"જાતિ-ભાન" (Race-consciousness) એ એક સામાજિક ઘટના છે. એ "જાતિ-ભાન" ખોટી ભૂમિકા ઉપર રચાયું હોય તો પણ તે સમૂહ-સમૂહ વચ્ચે સંબંધો બાંધવામાં અને તે સંબંધોને અમુક સ્વરૂપ આપવામાં ખૂબ જ મહત્ત્વનો ભાગ ભજવે છે.

સમાજશાસ્ત્રીઓ "જાતિ"નો અભ્યાસ કરતા નથી; તેઓ "જાતિ-ભાન" ધરાવતા સમૂહોનો અભ્યાસ કરે છે.†

## "એથ્નિક" (કોમી) વિભાગીકરણનો અર્થ અને તેનું મહત્ત્વ:

"જાતિ-ભાન" ધરાવનાર સમૂહ એ એથ્નિક સમૂહનો એક પેટાપ્રકાર છે. એક માનવી બીજા માનવીથી ફક્ત સાચા અગર કલ્પિત શારીરિક તફાવતોથી જ જુદો પડતો નથી. રાષ્ટ્રીય, ભાષાકીય, પ્રાદેશિક, ધાર્મિક તેમજ બીજી સમૂહ-પરંપરાના તફાવતોથી પણ તે જુદો પડે છે. આ સર્વ તત્ત્વો કોઈ વખત કહેવાતા શારીરિક તફાવતો સાથે ભળી પણ જાય અને કોઈ વખત તે અલગ પણ હોય. આમ "એથ્નિક સમૂહ"એ "જાતિ-ભાન" ધરાવતા સમૂહને આવરી લેતો વિસ્તૃત સમૂહપ્રકાર છે. તો આ "એથ્નિક" સમૂહ એટલે કેવા પ્રકારનો સમૂહ છે તે સમજવા પ્રયત્ન કરીએ.

## એથ્નિક (કોમી) સમૂહ—એક પ્રકારનું સામાજિક જૂથ:

કોઈ વિસ્તૃત સમાજના વિભાગ તરીકે અગર અલગતામાં, પેઢી-દર-પેઢીથી વિશિષ્ટ પ્રકારની સામાજિક અને સાંસ્કારિક પરંપરા અનુભવતા સમૂહને આપણે "એથ્નિક જૂથ" (કોમ) કહી શકીએ. આ પ્રકારના સામાજિક જૂથના કેટલાક વિશિષ્ટ લક્ષણો હોય છે, જે તેને બીજા જૂથ-પ્રકારોથી નોખું પાડે છે

"એથ્નિક જૂથ" સામાન્ય રીતે "નિકટવર્તી" જૂથ (primary group) હોય એવો ભાસ કરાવે છે. પરંતુ "એથ્નિક જૂથ" (કોમ) એ નિકટવર્તી પ્રાથમિક જૂથ નથી "એથ્નિક જૂથ"ના સભ્યોને પરસ્પર સાંકળતા સંબંધોનો પ્રકાર, પ્રાથમિક જૂથો (નિકટવર્તી જૂથો)ના સભ્યોને સાંકળતા સંબંધોથી જુદા પ્રકારનો હોય છે. દા. ત., અમેરિકન સમાજના ઓલ્ડ અમેરિકન, જ્યૂ, નિગ્રો, આઇરિશ કેથોલિક, ઇટાલિયન કે પોલ જેવાં એથ્નિક જૂથો છે. તે જૂથોમાં તેમના સભ્યોને

† The Sociologist does not deal with races as such but only with "race-conscious" groups

સાંકળતા સંબંધોનો પ્રકાર કુટુંબ, મિત્રો, સગાં કે સંબંધીઓ જેવાં નિકટવર્તી જૂથોના સભ્યોમાં પ્રવર્તતા સંબંધો કરતાં જુદો જ હોય છે. તે જ પ્રમાણે ભારતમાં શીખ, પારસી, મરાઠા, ગુજરાતી, સિંધી, ખ્રિસ્તી, મારવાડી, બંગાળી કે પંજાબી જેવા એથ્નિક સમૂહોના સભ્યોને સાંકળતા સંબંધો કુટુંબ, મિત્રો, સંબંધીઓ કે જ્ઞાતિજનો જેવાં નિકટવર્તી જૂથોના સભ્યોને સાંકળતા સંબંધોની જેમ નિકટ, ઉત્કટ, અંગતતાની લાગણીભર્યા તેમ જ લાગણી અને ઊર્મિથી ભરપૂર હોતા નથી. આ ઘટના ખાસ ધ્યાનમાં રાખવા જેવી છે. તેથી સ્પષ્ટ થાય છે કે એથ્નિક જૂથ (કોમ) એ "નિકટવર્તી જૂથ"થી જુદા પ્રકારનો સમૂહ છે.

તે જ પ્રમાણે "એથ્નિક જૂથ" એ મંડળ જેવું જૂથ પણ નથી. મંડળ જેવી જૂથરચનાથી તે ભિન્ન છે. દા. ત. એથ્નિક જૂથ (કોમ)ના સભ્યો વચ્ચેના સંબંધો અગર એથ્નિક જૂથના સભ્યોના સમસ્ત જૂથ સાથેના સંબંધો, નાગરિકના રાજ્ય જેવા મંડળ સાથેના, રાજકીય પક્ષ સાથેના કે કોઈ યુનિયન સાથેના સંબંધોથી જુદા પ્રકારના હોય છે. ઘણી વખત આ એથ્નિક જૂથોના સભ્યો અને જૂથો વચ્ચેના સંબંધો વ્યક્તિ અને મંડળ વચ્ચેના સંબંધથી વધુ ઘેરા અને વધુ વિસ્તૃત પણ હોય; પરંતુ તે એક પ્રકારના નથી એ જ અહીંયાં ખાસ ધ્યાનમાં રાખવાનું છે.

તે જ પ્રમાણે "એથ્નિક જૂથ" એ વર્ગ કે જ્ઞાતિ જેવા સમૂહથી પણ નોખા પ્રકારનું જૂથ છે. ઘણી વખત એથ્નિક જૂથ વર્ગરચનામાં જ્યારે જ્ઞાતિતત્ત્વ પ્રવેશે છે ત્યારે એ રચનાના એકાદ વર્ગ અગર એકાદ જ્ઞાતિની ઘણી લાક્ષણિકતા ધરાવતુ બની જાય એવી શકયતા રહે છે. પરંતુ તે હમેશાં વર્ગ કે જ્ઞાતિ જેવું જૂથ નથી. આ ઘટના પણ ખાસ ધ્યાનમાં રાખવા જેવી છે.

આમ "એથ્નિક સમૂહ" નિકટવર્તી જૂથ (primary group), મંડળો (associations) કે વર્ગો (classes)થી પણ અમુક રીતે નોખો પડી આવતો એક જૂથપ્રકાર છે.

તો "એથ્નિક સમૂહ"ના સંબંધોની વિશિષ્ટતા કઈ છે તે આપણે સમજીએ. એથ્નિક સમૂહના સભ્યોની એકતા, સમાજજીવનમાં તે જૂથના બીજા સમૂહ તરફના વિખવાદ, અંતર અને અમુક હદની સ્પર્ધાભરી, તેજોદ્વેષભરી લાગણીની પરિપાટી ઉપર રચાયેલ છે. બીજા જૂથ તરફની આ પ્રકારની લાગણી એથ્નિક જૂથના સભ્યોમાં પોતાના જૂથ માટે "અમ-જૂથ" (in-group) અને બીજા જૂથો માટે "તમ-જૂથ" (out-

group)ની ભાવના કેળવે છે.

આમ ફરજિયાત, હિતના ભાનવાળું, કોઈ પણ પ્રકારના ઔપચારિક સંગઠન વિનાનું, પ્રમાણમાં લગભગ અમર્યાદિત જૂથ જેમાં માનવીઓ પોતાના પ્રાથમિક, નિકટના અને દૂરના સંબંધો વિકસાવતા રહે છે એવા માનવજૂથને આપણે એથ્નિક જૂથ કે કોમ કહી શકીએ.

એથ્નિક જૂથનું બીજું લક્ષણ પણ નોંધવા જેવું છે. જે સમાજમાં આ સમહ સમાયેલો છે તે સમાજમાં આ સમૂહના સભ્યો તરફ કેટલાક પ્રકારની જુદાઈ રાખવામાં આવે છે. તે સમાજમાં આ સમૂહના સભ્યો તરફ અમુક જાતના પૂર્વગ્રહો બંધાઈ ગયા હોય છે. તે જ પ્રમાણે તે સમાજમાં આ સમૂહના સભ્યોને નીચા પાડવાની વૃત્તિ પણ કેળવવામાં આવે છે. આ સમૂહના સભ્યોને સમાજના બીજા સભ્યો જે હકો ભોગવી રહ્યા છે તેમાંથી બાતલ પણ રાખવામાં આવે છે. આમ, સમાજમાં આ જૂથના સમૂહ તરફ ભેદભાવની ભાવના વિકસાવવામાં આવે છે. એ ભાવના વિવિધ તીવ્રતાથી વિકસે છે. તે માત્ર આ જૂથને જુદા ગણવા જેટલી પણ હોય; તેને ઉતારી પાડવા જેટલી તીવ્ર પણ હોય કે ઘણી વખત તેના તરફ અત્યંત ધૃણા, ધિક્કાર અને તિરસ્કાર પેદા કરતી ઉત્કટ કક્ષાએ પણ પહોંચી ગઈ હોય. આ પ્રકારની ભાવના એથ્નિક સમહ તરફ નોખાપણું વિકસાવે, તેનાથી અંતર રાખવાનું માનસ પણ સરજાવે અને તેમાંથી ઘણી વખત એ એથ્નિક સમૂહ સાથે ઘર્ષણ અને તે સમૂહનો નાશ કરવાનું માનસ પણ તે સમાજના બીજા સમૂહોમાં પેદા કરે છે.

સિંધી અગર પંજાબી તરફ ગુજરાતીનું માનસ, ગુજરાતી તરફ મહારાષ્ટ્રીઓનું માનસ, મહારાષ્ટ્રી તરફ કન્નડ પ્રજાનું માનસ, બંગાળી તરફ બિહારી અગર આસામીનું માનસ, શીખ તરફ હિન્દી-ભાષીનું માનસ, અને એમાં પ્રસરી રહેલી શંકા, અલગતા, અવિશ્વાસ અને તિરસ્કાર તથા ધૃણાની પણ લાગણીઓ આપણે જુદી જુદી રીતે હજી પણ ઠીક પ્રમાણમાં અનુભવી રહ્યા છીએ. આમાંથી "અમ-જૂથ" અને "તમ-જૂથ" વચ્ચે ભેદ પાડતું માનસ જન્મે છે એટલું જ નહિ, પરંતુ પોતાના જૂથ તરફની વફાદારી અને તે જૂથને ટકાવી રાખનાર મનોવૃત્તિ જન્મે છે.

આમ "એથ્નિક જૂથ"ની બીજી ખાસિયત એ છે કે તેના સભ્યોને એમ જ લાગે છે કે તેમના સમૂહને સમાજમાં બીજા સમૂહો તરફથી અન્યાય થયો છે. અગર તેમને એમ પણ લાગે છે કે સમાજમાં બીજા સમૂહો તરફ પોતાના સમૂહના પ્રમાણમાં પક્ષપાતી વલણ અખત્યાર કરવામાં

આવે છે. "એથ્નિક જૂથ"ના સભ્યોમાં પોતાના સમૂહને અન્યાય થયો છે અગર બીજા સમૂહને પક્ષપાત થયો છે એવુ ઊંડે ઊંડે ભાન રહ્યા જ કરે છે. આ ભાનને લીધે સભ્યો "પોતાના જૂથ"ને વધુ ચીવટાઈથી વળગી રહેવાની મનોવૃત્તિ ખીલવે છે આ ભૂમિકા ઉપર વિકસેલું "એથ્નિક જૂથ"ના સભ્યોનું એકતાનુ ભાન એ આ પ્રકારના જૂથની બીજી લાક્ષણિકતા છે.

"એથ્નિક જૂથ"નુ માનસ જ આ ભૂમિકા ઉપર રચાયેલું છે. પરંતુ આ પ્રકારનુ જૂથભાન અગર સમૂહનુ સ્વભાન તફાવતના ભાનને પણ જાગૃત રાખે છે. આ તફાવતના ભાનમાંથી શંકા, સ્પર્ધા, વિરોધ અને સંબંધમાં આવતા બીજા સમૂહો માટે અમુક પ્રકારનો ગુપ્ત તિરસ્કાર અગર વૈરભાવ પણ વિકસાવે છે. આ મનોભાવ એ "એથ્નિક" જૂથના માનસનું હાર્દ બને છે. તફાવતને વિવિધતા તરીકે અપનાવવાની વૃત્તિ નહિ પરંતુ તેને વિરોધી તત્ત્વ તરીકે ગણી તેના તરફ છૂપો અગર જાહેર અણગમો અને સૂગ એ આ "જૂથ"ના માનસની પરિપાટી છે. બીજા જૂથ તરફ પૂર્વગ્રહ (prejudice) એ "એથ્નિક જૂથ"નું બીજા જૂથ તરફનું મનોવલણ રહે છે.

આમ, "એથ્નિક" જૂથના સભ્યોમાં જૂથને વળગી રહેવાનું માનસ સભ્યોના પરસ્પરના સાહજિક સ્નેહ કે લાગણીમાંથી વિકસતું નથી, પરંતુ બીજાના જુલમ અગર અન્યાયથી બચવાની વૃત્તિમાંથી, વિરોધી વાતાવરણમાં સંરક્ષણ મેળવવાની, અને સંગઠિત થઈ રક્ષણ કરવાની કટિબદ્ધતામાંથી જન્મે છે. આ પ્રકારનું એકતાનું માનસ "જૂથ"ના સભ્યોને એકત્રિત રાખે છે.

થાય છે. આ વ્યવસ્થામા ઊંચો દરજ્જો અગર સત્તા ભોગવતું એથ્નિક જૂથ બીજાં જૂથોને દબાવી કે કચડી નાખવાની અગર તેમનું આર્થિક અને બીજી રીતે શોષણ કરવાની પ્રવૃત્તિમા રોકાય છે. આ રીતે સમાજમાં શાસક અને શોષાયેલા વર્ગો જેવા ઊંચનીચના સંબંધોની એક વ્યવસ્થા વિકસી આવે છે આનો અર્થ એમ નથી કે કચડતુ, શાસન કરતું એથ્નિક જૂથ એ તે સમાજમાં બહુમતી જૂથ છે. તે જૂથ બહુમતી જૂથ પણ હોય કે લઘુમતી જૂથ પણ હોય. દા. ત., જર્મનોએ યહૂદીઓ તરફ કરેલુ વર્તન એ બહુમતી જૂથનું લઘુમતી જૂથ તરફનું વર્તન હતું. જ્યારે મેક્સિકોમાં સ્પેનિયાર્ડોનું મેક્સિકન લોકો તરફનું સત્તાધારી વર્તન લઘુમતી જૂથનું બહુમતી જૂથ તરફનું વર્તન હતુ.

આમ, સમાજમાં એક એથ્નિક જૂથ અને બીજા એથ્નિક જૂથ સાથેના સહવસવાટમાં અનેક પ્રકારની સબધવ્યવસ્થાઓ રચાય છે. કેટલીક સબંધ-વ્યવસ્થાઓમાં એક જૂથ બીજા જૂથને અમુક હકો અને પ્રવૃત્તિઓમાથી બાતલ રાખે છે દા. ત , કેટલાક સમાજોમાં અમુક સમૂહોને અળગા, દૂર નિવાસસ્થાનમાં રાખવામા આવે છે અંત્યજવાસ જેવા લત્તાઓ અગર અમેરિકા અને બીજા દેશોમાં જ્યૂ લત્તાઓ (Jewish ghettos) નામે ખ્યાત થયેલાં નિવાસસ્થાનો આ પ્રકારના અસમાન વર્તનનાં દૃષ્ટાંતો છે કેટલાક સમાજોમાં આવા સમૂહોના સભ્યોને પૂર્ણ નાગરિક તરીકે પણ ગણવામા આવતા નથી, કેટલાક સમાજોમાં આવા સમૂહો તરફ ઉપર ઉપરથી સમાન વર્તન કરવામાં આવે છે પરંતુ અનેક આડકતરી પદ્ધતિઓ દ્વારા તેમને ખરી રીતે શોષવામા જ આવે છે અગર હકો ભોગવવામાથી બાકાત રાખવામા આવે છે

આમ સમુદાયમા એકથી વધુ એથ્નિક જૂથોનું અસ્તિત્વ અસમાન વર્તનની વિવિધ કક્ષાની પ્રણાલિકાઓ અને સંબંધપદ્ધતિઓ ઉપજાવે છે. આ પ્રણાલિકાઓ અને સબંધ પદ્ધતિઓના પ્રકારો અનેક છે. તે પ્રદેશે-પ્રદેશે જુદા પડે છે પરંતુ તે સર્વમાં એક લક્ષણ સામાન્ય હોય છે. આવા સંબંધોમાં આવતા પ્રત્યેક સમૂહમાં પોતાના જૂથનું સ્વભાન અને બીજાં જૂથોથી પોતાના જુદાપણાનો ખ્યાલ સ્પષ્ટપણે રહેલો હોય છે. આ વિભિન્નતાનો ખ્યાલ એક તરફ બીજા સમૂહો સાથેની સંબંધ-વ્યવસ્થામાં જુદી જુદી કક્ષાના અનુકૂલનો કરાવે છે તો બીજી તરફ તે સંબંધ વ્યવસ્થા વિકસાવવામા ગભીર સામાજિક ઘર્ષણોની ભૂમિકા પણ રચે છે.

**વર્તમાન જીવનમાં એથ્નિક સમૂહોનું મહત્ત્વ:**

જગતના પ્રત્યેક દેશમાં આજે એથ્નિક જૂથોના પ્રશ્નોએ ખૂબ જ મહત્ત્વ ધારણ કર્યું છે કોઈ દેશમાં આ એથ્નિક જૂથોમાં સમાધાન કરવાના પ્રયત્ન ચાલે છે; કોઈ દેશોમાં આ જૂથોમાં પરિવર્તન લાવવાના પ્રયત્નો ચાલે છે, તો કોઈ દેશોમાં તેમનો નાશ કરવાના પણ પ્રયત્નો થઈ રહ્યા છે જગતનો આજે એક પણ ખૂણો એવો નહિ હોય કે જ્યાં એથ્નિક જૂથો સંબંધી આ એક અગર બીજી પ્રક્રિયાઓ ચાલતી ન હોય.

દા ત, ભારતમા હિન્દુ-મુસ્લિમ કોમી હુલ્લડો અને ઘર્ષણોએ આ જ ઘટના વ્યક્ત કરી હતી ધર્મ અને રાષ્ટ્રીયતાનાં તત્ત્વોનો ઉમેરો થઈ આ ઘટનાએ કેવું ભીષણ સ્વરૂપ લીધું હતું તે હજી આપણે હમણાં જ અનુભવ્યુ છે આજે આઝાદીનાં દસ વર્ષ બાદ પણ ભારતમાં મરાઠી-ગુજરાતી, સિંધી-મરાઠી-ગુજરાતી, શીખ-હિન્દુઓ, બંગાળી-બિહારી-આસામી, બ્રાહ્મણ-અબ્રાહ્મણ, દક્ષિણ અને ઉત્તર ભારતીઓ વચ્ચેનાં તેમ જ બીજાં અનેક પ્રકારનાં ઘર્ષણો આ જ ઘટના સૂચવે છે.

આજે આફ્રિકા, મધ્ય એશિયા વગેરે પ્રદેશોમાં પણ આ જ ઘટના જોવામાં આવે છે. દા. ત., દક્ષિણ આફ્રિકામાં થોડા જુદા સ્વરૂપે પણ ભારતમાં જોઈ તેવી જ સ્થિતિ જોવામાં આવે છે. સત્તાધારી ગોરા ખ્રિસ્તીઓ, ગુલામી ભોગવતા મુસ્લિમો તથા ત્યાંના કાળા આફ્રિકનો વચ્ચે પણ આ જ પ્રકારનાં ઘર્ષણો દેખાય છે. પેલેસ્ટાઇનમાં યહૂદી અને આરબના કોમી ઝઘડાએ વિશ્વનું ધ્યાન ખેંચ્યું હતુ.

"જાતિ શુદ્ધિ"ના બહાના નીચે નાઝી જર્મનીમાં યહૂદીઓ ઉપર જે સિતમ કરવામાં આવ્યો હતો તે તો ઇતિહાસમાં લગભગ અજોડ ઘટના લાગે છે.

ઇંગ્લૅન્ડ, ફ્રાન્સ વગેરે દેશો પણ આમાંથી બાકાત નથી. આ બધા દેશોમાં ઘર્ષણ દ્વારા વિવિધ એથ્નિક સમૂહો પોતાના સંબંધો વિકસાવે છે.

જ્યારે ચીન, સોવિયેટ રશિયા, લેટિન અમેરિકાનાં રાજ્યો, હવાઈ અને બીજા દૂર પૂર્વના દેશોમાં આ "એથ્નિક" (કોમી) ભિન્નતા ઘર્ષણ દ્વારા નહિ પરંતુ બહુ જ શાંતિથી એકબીજાને સંભાળી લેવાની દૃષ્ટિએ શાંત અને પરસ્પર અનુકૂલનની પ્રવૃત્તિ દ્વારા ચાલતી હતી.

આમ, સમસ્ત જગતમાં આજે આ પ્રશ્નના ઉકેલનો વિવિધ ઢબે પ્રયત્ન થઈ રહ્યો છે એટલું જ નહિ, પરંતુ આ જૂથોના અસ્તિત્વ અને તેમની અસર સમસ્ત માનવજીવન માટે એક અનોખું મહત્ત્વ ધારણ કરે છે.

## યુ.એસ.એ.—એથ્નિક જૂથો અંગેની એક પ્રયોગશાળા :

અમેરિકામાં એથ્નિક જૂથોના પ્રશ્ને ખૂબ જ મહત્ત્વ ધારણ કર્યું છે તેનાં ઘણાં કારણો છે. યુનાઇટેડ સ્ટેટ્સની પ્રજા જ લગભગ આવાં અનેક એથ્નિક જૂથોની બનેલી છે. આ જૂથોના સંપર્ક, મિશ્રણ, ઘર્ષણ, પરસ્પર પૂર્વગ્રહો અને તેમનામાંના કેટલાકનું વિલિનીકરણ અગર વિનાશ એ જ જાણે અમેરિકન સમાજનો છેલ્લાં દોઢસો વર્ષનો ઇતિહાસ ન હોય એમ લાગે છે. બીજા કોઈ પણ રાષ્ટ્રે, આટલી ભાષા બોલતાં, આટલા ધર્મો પાળતાં અને આટલા વિવિધ સંસ્કારો ધરાવતાં જૂથોને એકત્રિત કરી એક રાષ્ટ્રીય સમુદાય વિકસાવવાનો અને સમાનતા આણવાનો પ્રયોગ કર્યો નથી. વ્યક્તિગત તકો પણ યુ.એસ.એ. જેટલી બીજા કોઈ રાષ્ટ્રે વિકસાવી નથી. અને છતાં પણ આ સમાનતા અને સ્વતંત્રતાના સિદ્ધાંતો પર નિર્ભર અમેરિકન સમાજમાં પણ આપણે એથ્નિક જૂથોને—વિવિધ કક્ષાનાં અને વિવિધ પ્રમાણમાં—હકોમાંથી બાકાત રહેલાં જોઈએ છીએ. કેટલાંક એથ્નિક જૂથોને તો એવા હકવિહીન કરવામાં આવ્યાં છે કે તેમાં આપણને જ્ઞાતિની જડતા આવી ગયેલી દેખાય છે.

યુ.એસ.એ.ની લગભગ ત્રીજા ભાગની વસ્તી આ પ્રકારનાં જ્ઞાતિ જેવાં વલણોની ભોગ બની છે. એક કરોડ અને ત્રીસ લાખ હબસીઓ (નિગ્રો) આજે ભારતમાંના અછૂતો જેવી તિરસ્કરણીય પરિસ્થિતિ અનુભવે છે. તે જ પ્રમાણે વીસ લાખ મેક્સિકનો અને લેટિન-અમેરિકનો, ચાર લાખ અમેરિકન-ઇન્ડિયનો, અને જાપાની, ચીની, ફિલિપિનો વગેરે દૂરપૂર્વના વસાહતીઓ પણ લગભગ હબસીઓ જેવું અપમાનિત વર્તન અનુભવે છે.

ઉપલાં જૂથોથી સહેજ ઓછો તિરસ્કાર પામેલો, પરંતુ સ્પર્ધા અને તેજોદ્વેષનો ભોગ બનેલો ત્યાંનો બીજો સમૂહ તે પચાસ લાખ યહૂદીઓનો છે. અમેરિકન ગોરાઓ અને યહૂદીઓ વચ્ચેનો ભેદ અને સતત ઘર્ષણનો પ્રવાહ અમેરિકન સમાજમાં ચાલ્યા જ કરે છે.

તે જ પ્રમાણે યુરોપથી આવેલાં વસાહતી જૂથોમાંથી પણ કેટલાંક જૂથો વધુ તિરસ્કારને પાત્ર અને કેટલાંક આવકારદાયક ગણવામાં આવ્યાં છે. મધ્ય અને દક્ષિણ યુરોપથી આવેલા અને કૅથોલિક ધર્મ પાળતા યુરોપિયનો,—ઇટાલિયનો, સ્લાવ, ઝેક, પોલ, હંગેરિયન વગેરે જૂથો—જેમની સંખ્યા આજે અમેરિકામાં એક કરોડ અને સાઠ લાખ જેટલી છે તેમને યુ.એસ.એ.ના સમાજમાં બીજા યુરોપિયનો કરતાં અને અમેરિકનો કરતાં નીચા ગણવામાં આવે છે અને તેમની સાથે સામાજિક અંતર પણ વધુ

**વર્તમાન જીવનમાં ઐથ્નિક સમૂહોનું મહત્ત્વ:**

જગતના પ્રત્યેક દેશમા આજે ઐથ્નિક જૂથોના પ્રશ્નોએ ખૂબ જ મહત્ત્વ ધારણ કર્યું છે કોઈ દેશમા આ ઐથ્નિક જૂથોમા સમાધાન કરવાના પ્રયત્ન ચાલે છે, કોઈ દેશોમા આ જૂથોમા પરિવર્તન લાવવાના પ્રયત્નો ચાલે છે, તો કોઈ દેશોમા તેમનો નાશ કરવાના પણ પ્રયત્નો થઈ રહ્યા છે જગતનો આજે એક પણ ખૂણો એવો નહિ હોય કે જ્યા ઐથ્નિક જૂથો સબધી આ એક અગર બીજી પ્રક્રિયાઓ ચાલતી ન હોય

દા ત, ભારતમા હિન્દુ મુસ્લિમ કોમી હુલ્લડો અને ઘર્ષણોએ આ જ ઘટના વ્યક્ત કરી હતી ધર્મ અને રાષ્ટ્રીયતાના તત્ત્વોનો ઉમેરો થઈ આ ઘટનાએ કેવુ ભીષણ સ્વરૂપ લીધુ હતુ તે હજી આપણે હમણાં જ અનુભવ્યુ છે આજે આઝાદીના દસ વર્ષ બાદ પણ ભારતમા મરાઠી ગુજરાતી, સિધી મરાઠી ગુજરાતી, શીખ હિન્દુઓ, બગાળી બિહારી આસામી, બ્રાહ્મણ અબ્રાહ્મણ, દક્ષિણ અને ઉત્તર ભારતીઓ વચ્ચેના તેમજ બીજા અનેક પ્રકારના ઘર્ષણો આ જ ઘટના સૂચવે છે

આજે આફ્રિકા, મધ્ય એશિયા વગેરે પ્રદેશોમા પણ આ જ ઘટના જોવામા આવે છે દા ત, દક્ષિણ આફ્રિકામા થોડા જુદા સ્વરૂપે પણ ભારતમા જોઈ તેવી જ સ્થિતિ જોવામા આવે છે સત્તાધારી ગોરા ખ્રિસ્તીઓ, ગુલામી ભોગવતા મુસ્લિમો તથા ત્યાના કાળા આફ્રિકનો વચ્ચે

**યુ.એસ.એ.—એથ્નિક જૂથો અંગેની એક પ્રયોગશાળા :**

અમેરિકામાં એથ્નિક જૂથોના પ્રશ્ને ખૂબ જ મહત્ત્વ ધારણ કર્યું છે તેનાં ઘણાં કારણો છે. યુનાઇટેડ સ્ટેટ્સની પ્રજા જ લગભગ આવાં અનેક એથ્નિક જૂથોની બનેલી છે. આ જૂથોના સંપર્ક, મિશ્રણ, ઘર્ષણ, પરસ્પર પૂર્વગ્રહો અને તેમનામાંના કેટલાકનુ વિલિનીકરણ અગર વિનાશ એ જ જાણે અમેરિકન સમાજનો છેલ્લાં દોઢસો વર્ષનો ઇતિહાસ ન હોય એમ લાગે છે. બીજા કોઈ પણ રાષ્ટ્રે, આટલી ભાષા બોલતાં, આટલા ધર્મો પાળતાં અને આટલા વિવિધ સંસ્કારો ધરાવતાં જૂથોને એકત્રિત કરી એક રાષ્ટ્રીય સમુદાય વિકસાવવાનો અને સમાનતા આણવાનો પ્રયોગ કર્યો નથી. વ્યક્તિગત તકો પણ યુ એસ.એ. જેટલી બીજા કોઈ રાષ્ટ્રે વિકસાવી નથી. અને છતા પણ આ સમાનતા અને સ્વતંત્રતાના સિદ્ધાંતો પર નિર્ભર અમેરિકન સમાજમાં પણ આપણે એથ્નિક જૂથોને—વિવિધ કક્ષાના અને વિધવિધ પ્રમાણમાં—હકોમાંથી બાકાત રહેલાં જોઈએ છીએ. કેટલાંક એથ્નિક જૂથોને તો એવા હકવિહીન કરવામા આવ્યાં છે કે તેમા આપણને જ્ઞાતિની જડતા આવી ગયેલી દેખાય છે.

યુ એસ.એ.ની લગભગ ત્રીજા ભાગની વસ્તી આ પ્રકારનાં જ્ઞાતિ જેવાં વલણોની ભોગ બની છે. એક કરોડ અને ત્રીસ લાખ હબસીઓ (નિગ્રો) આજે ભારતમાંના અછૂતો જેવી તિરસ્કરણીય પરિસ્થિતિ અનુભવે છે. તે જ પ્રમાણે વીસ લાખ મેક્સિકનો અને લેટિન-અમેરિકનો, ચાર લાખ અમેરિકન ઇન્ડિયનો, અને જાપાની, ચીની, ફિલિપિનો વગેરે દૂરપૂર્વના વસાહતીઓ પણ લગભગ હબસીઓ જેવું અપમાનિત વર્તન અનુભવે છે.

ઉપલા જૂથોથી સહેજ ઓછો તિરસ્કાર પામેલો, પરંતુ સ્પર્ધા અને તેજોદ્વેષનો ભોગ બનેલો ત્યાંનો બીજો સમૂહ તે પચાસ લાખ યહૂદીઓનો છે. અમેરિકન ગોરાઓ અને યહૂદીઓ વચ્ચેનો ભેદ અને સતત ઘર્ષણનો પ્રવાહ અમેરિકન સમાજમાં ચાલ્યા જ કરે છે.

તે જ પ્રમાણે યુરોપથી આવેલાં વસાહતી જૂથોમાંથી પણ કેટલાંક જૂથો વધુ તિરસ્કારને પાત્ર અને કેટલાક આવકારદાયક ગણવામાં આવ્યાં છે. મધ્ય અને દક્ષિણ યુરોપથી આવેલા અને કૅથોલિક ધર્મ પાળતા યુરોપિયનો,—ઇટાલિયનો, સ્લાવ, ચેક, પોલ, હંગેરિયન વગેરે જૂથો—જેમની સંખ્યા આજે અમેરિકામાં એક કરોડ અને સાઠ લાખ જેટલી છે તેમને યુ.એસ.એ.ના સમાજમાં બીજા યુરોપિયનો કરતાં અને અમેરિકનો કરતાં નીચા ગણવામા આવે છે અને તેમની સાથે સામાજિક અંતર પણ વધુ

રાખવામા આવે છે

આ સર્વ સમૂહોમા રોમન કેથોલિક સપ્રદાયના અનુયાયીઓને ઉમેરીએ તો આપણે એમ કહી શકીએ કે યુ એસ એ મા લગભગ પાચ કરોડ જેટલી વસ્તી એક અગર બીજા પ્રકારની અસમાનતા અનુભવે છે, વિવિધ કક્ષાના હક્કોનો અભાવ અનુભવે છે આ સર્વ સમૂહોને અસમાનતાનુ દુખ સાલે છે અને પોતાને "લઘુમતી કોમો તરીકે ગણે છે અસમાનતા અને અન્યાયની લાગણી નીચે તેઓ સણસણે છે

અમેરિકન સમાજમા વિવિધ પ્રકારની અસમાનતા અને ભેદભાવ અનુભવતા આ સર્વ સમૂહો—એથ્નિક સમૂહો—નુ અસ્તિત્વ જ એક સત્ય સૂચવે છે અમેરિકન જીવનના આદર્શ અને પ્રત્યક્ષ વચ્ચે હજ઼ ઘણુ અતર છે તે બે વચ્ચે હજી ઘણો વિરોધ છે આ અતર અને વિરોધ સમાજજીવન માટે ખૂબ ગભીર છે અને પ્રગતિ અને સુમેળભર્યા જીવન માટે ખૂબજ ખતરનાક છે આ ભેદભાવ દૂર થાય તે માટે નાનીમોટી ખાનગી સસ્થાઓ વિકસી આવી છે અને અસમાનતા દૂર કરવા તેમની ઢબે મથન કરે છે આ સસ્થાઓ તેમજ અનેક વ્યક્તિઓ સમાજશાસ્ત્રીઓ પાસે આ અગેના સાચા કારણો અને ઉકેલ પણ માગે છે સમાજશાસ્ત્રના વિશેષજ્ઞો (specialists) "રચનાત્મક કાર્ય સાથેનુ સશોધન ' (action research) પણ કરી રહ્યા છે તેઓ નાના નાના પ્રયોગો દ્વારા આ એથ્નિક (કોમી) જૂથોમા પ્રવર્તિત તગદિલી અને ઘર્ષણોના કારણો શોધવા પ્રયત્ન કરી રહ્યા છે

આ પ્રવૃત્તિઓ અને સશોધનો વિષે આપણે આગળ ઉપર વિગતમા ચર્ચા કરીશુ અહીયા આ ઘટના કયા સામાજિક બળો અને ઘડતરનુ પ્રતિબિબ પાડે છે તે સમજવા પ્રયત્ન કરીએ

### એથ્નિક જૂથ-સબધોના વિવિધ પ્રકાર (Varient patterns of Ethnik group relationships):

એથ્નિક જૂથ (કોમ)મા પડતા ભેદભાવો ભલે તે જાતિની જાગૃતિની ભાવનાને કારણે હોય રાષ્ટ્રીયતાની ભિન્નતાને કારણે હોય કે પછી ધર્મ કે સાસ્કારિક તત્ત્વના ફેરને લીધે હોય, પરતુ તેઓ સામાજિક અને ઐતિહાસિક પરિસ્થિતિ અનુસાર બદલાતા રહે છે એટલુ જ નહિ, પરતુ આ જૂથોના આતરવ્યવહારના પ્રકાર અને તે વ્યવહારની તીવ્રતા પણ પરિસ્થિતિ અનુસાર બદલાતા રહે છે આ અગેનુ સાહિત્ય ખૂબજ વિકસ્યુ

છે આપણે આ અંગે પ્રોફેસર વર્થ (Prof Wirth)નું વિધાન જોઈએ

"યુરોપ અને અમેરિકામાં વિવિધ એથ્નિક જૂથોનું સ્થાન દેશે દેશે અને પ્રદેશે પ્રદેશે ખૂબ જ જુદું જુદું દેખાય છે પ્રથમ વિશ્વયુદ્ધ પહેલાના ઝારશાહીના તાબાના પોલેન્ડમાં પોલ પ્રજા એક નોખી "એથ્નિક" લઘુમતી પ્રજા હતી પહેલા વિશ્વયુદ્ધના અંત સમયે પોલેન્ડ સ્વતંત્ર થયું અને ત્યાર બાદ પોલ પ્રજા "એથ્નિક" લઘુમતી મટી ગઈ, પરંતુ તેણે પોતાના જ યહૂદી પોલોને "એથ્નિક" લઘુમતી બનાવી દીધા ત્યારે અમેરિકામાં વસાહતીઓ તરીકે ગયેલા "પોલ" સમૂહો ત્યાં "લઘુમતી" જૂથો તરીકે ગણાવા લાગ્યા તે જ પ્રમાણે ઝેકોસ્લોવેકિયામાં સુડેટન જર્મનો, નાઝી સત્તાના આવતા પહેલાં "લઘુમતી જૂથ" હતા ઝેકોસ્લોવેકિયા નાઝી કબજામાં આવતા સુડેટન જર્મનોની પરિસ્થિતિમાં પલટો આવ્યો તેમણે પોતાનું સ્થાન ઝેક ઉપરના સ્વામી તરીકે ફેરવી નાખ્યું ઇટલી અને પોલેન્ડ જેવા પ્રધાનપણે કેથોલિક રાષ્ટ્રોમાંથી અમેરિકામાં વસવાટ કરવા જતા જૂથોને ત્યાં એથ્નિક સમૂહ તરીકે ગણવામાં આવે છે અને "લઘુમતી" જૂથનો દરજ્જો અનુભવે છે આમ કોઈ પ્રજા લઘુમતી ક્યારે બનશે એ કોઈ ખાસ આનુવંશિક લક્ષણ ઉપર આધાર રાખતું નથી, પરંતુ તે સમૂહ જે સમાજમાં રહેવાસ કરતો હોય તે સમાજના બીજા સમૂહોની સાથેના સંબંધો ઉપર આધાર રાખે છે"*

---

*"*In Europe and in America,* there are today vast differences between the status of different ethnic groups from country to country and from region *to region In Pre-war Poland under* the Czarist regime the Poles were a distinct ethnik minority When *they gained their independence* at the end of the *First World* War, they lost their minority status but reduced their Jewish fellow Poles to the status of minority As immigrants to the United States, the Poles again became themselves a minority During the brief period of Nazi domination, the Sudeten Germans of *Czechoslovakia revealed in their position of dominance over the* Czechs among whom they had only recently been a minority The European immigrants to the *United States* from such dominantly Catholic countries as Italy and Poland, for instance, find themselves reduced from a dominant to a minority group in the course of their immigration It is not the specific characteristics, therefore, whether racial or ethnic that mark a people as a minority but the relationship of their group to some other *group* in the society in which they live.' (P. 390)

આમ એથ્નિક (કોમી) જૂથ-સંબંધો ઐતિહાસિક પરિસ્થિતિ ઉપર નિર્ભર છે. એથ્નિક જૂથ થવા માટે અને સમૂહ-વફાદારી તેમ જ પોતાના તફાવતનુ ભાન વિકસાવવા અમુક જૂથ કયા તત્ત્વ ઉપર ભાર મૂકશે તે સામાજિક અને ઐતિહાસિક પાર્શ્વભૂમિ ઉપર આધાર રાખશે. શરીરભેદ, રંગભેદ, ભાષાભેદ, ધર્મભેદ કે એવા કોઈ તત્ત્વને જ આપણે આવા એથ્નિક સબંધો માટે કારણુ ગણી શકીએ નહિ આ તત્ત્વો હોય છતાં પણ ઘર્ષણની, શકાની, સ્પર્ધાની કે વિનાશ કરવાની ભાવના ન જાગે. આમ રંગ, ભાષા, ધર્મ કે એવા કોઈ તત્ત્વને જ ઘર્ષણના કારણુ તરીકે ગણી શકાય નહિ

એથ્નિક સમૂહો વચ્ચેના ઘર્ષણોની ભૂમિકા વધુ જટિલ છે આપણે જોયુ તેમ આમાના એક, બે અગર બધા જ તત્ત્વો હોય તે છતાં પણ ઘણી વાર તેમાથી એથ્નિક જૂથ ભાવના અને સઘર્ષની ભાવના ઊભી થતી નથી, જ્યારે અમુક સયોગોમા તે એથ્નિક જૂથ ભાવના ખડી કરી દે છે.

એક પરિસ્થિતિમા અમુક ખાસિયત ધરાવતુ જૂથ એથ્નિક સમૂહ પણ બને જ્યારે બીજી પરિસ્થિતિમા તે એથ્નિક જૂથ તરીકે મટી પણ જાય.

ભારતના જ ઇતિહાસમાથી આપણે આ ઘટના સમજવા પ્રયત્ન કરીએ. એક સમય એવો હતો કે જ્યારે હિન્દુ અને મુસ્લિમ ભ્રાતૃભાવથી અને ભારતના નિવાસી તરીકે સુમેળથી રહેતા. પરિસ્થિતિ બદલાતાં મુસ્લિમોમા શકા જાગી, અને એક પ્રકારની "એથ્નિક" (કોમી) લઘુમતી તરીકેની ભાવના તેમના હૃદયમા વિકસી આવી એ જ પ્રમાણે આજે પ્રાતવાદ, ભાષાવાદ, જ્ઞાતિવાદના સઘર્ષો પાછળ પણ આપણે આ જ પ્રકારની ઘટના જોઈએ છીએ. ભારતમાં પહેલા ઘણા સમૂહો જુદા પ્રાતમાં, જુદી ભાષા બોલતા તેમજ જુદી જ્ઞાતિના હોવા છતા પણ પોતાને એથ્નિક લઘુમતી તરીકે જોતા ન હતા. આજે અનેક પ્રાંતો, જુદી જુદી બોલીના બોલનારાઓ અને જ્ઞાતિઓમા આ ભાવના જાગૃત થઈ ગઈ છે.

આમ એક જ સમુદાયમા વસતા, ભિન્ન ભિન્ન ધર્મ પાળતા, જુદી જુદી ભાષાઓ બોલતા અગર અલગ-અલગ સાસ્કૃતિક ખાસિયતો ધરાવતા સમૂહો આ વિભિન્નતા હોવા છતા પણ અમુક પરિસ્થિતિમા પોતાને "એથ્નિક સમૂહ" તરીકે માનતા નથી જ્યારે બીજી પરિસ્થિતિમા તેઓ આ પ્રકારનું એથ્નિક જૂથનુ ભાન ધરાવવા માંડે છે.

ટૂંકમા, રંગ, ભાષા, ધર્મ કે સસ્કારના તફાવત પોતાની મેળે જ એથ્નિક જૂથો અગર એ જૂથો પાછળના શકાશીલ માનસવાળા સંબધો

ઊભા કરતા નથી આ તફાવતોને જ કારણ ગણી સમૂહોના ઘર્ષણોની ભૂમિકા શોધવી એ ભૂલભરેલી પદ્ધતિ છે એથ્નિક જૂથ ભાવના ક્યારે ઊપજી આવશે અને ક્યારે અદશ્ય થશે તે સમજવા સમાજની ઐતિહાસિક ભૂમિકાને વિસ્તારપૂર્વક સમજવી પડશે

આ વિધાન પ્રોફેસર વર્થના ઉપર ટાંકેલા અવતરણ ઉપરથી પણ સ્પષ્ટ થશે તદુપરાંત વિવિધ સમાજોમા એથ્નિક જૂથો અંગેની પ્રચલિત વિરોધી અને વિભિન્ન પરિસ્થિતિ પણ એ જ પુરવાર કરે છે આપણે શાહીવાદ નીચે રિબાતા સાંસ્થાનિક દેશોનો જ દાખલો લઈએ ત્યા લઘુમતી ગોરા શાસકો સ્થાનિક રંગીન પ્રજાઓનુ આર્થિક શોષણ કરે છે અને તેમના ઉપર રાજકીય તેમ જ સામાજિક પ્રભુત્વ અને શાસન ચલાવે છે શાહીવાદનો ઇતિહાસ એટલે જ સ્થાનિક પ્રજાઓને ગોરા સામ્રાજ્યવાદીઓએ આર્થિક અને રાજકીય ગુલામીમા ધકેલી, સામાજિક દરજ્જામા તેને હીણી પાડી તેની ક્રૂર કથા ગોરા શાહીવાદીઓએ આ પ્રકારના શોષણ અને રાજકીય અને સામાજિક ગુલામીમાથી કોઈ પણ જાતના જૂથોને છોડચા નથી બધા તરફ લગભગ એક જાતનો જ અસમાનતાનો વર્તાવ રાખ્યો છે તેમના પંજા નીચે આવેલી પ્રજા આફ્રિકા, ઑસ્ટ્રેલિયા કે મેલેનેશિયા જેવા પ્રદેશોની હબસી, કાળા રંગની પ્રજાઓ હોય, ભારતની ઘઉંવર્ણી મોટા ભાગે આર્ય પ્રજા હોય, પૅસિફિક મહાસાગરમા પોલિનેશિયા કે કે મેલેનેશિયાની વર્ણસંકર સહેજ ઊજળી પ્રજા હોય કે ચીન અને બર્મા જેવા પ્રદેશોની પીળી પ્રજા હોય, પરતુ ગોરા શાસક વર્ગે તેમને નીચી જ ગણી છે ગોરા શાસકોને સંસ્કૃતિના ભેદ, પ્રજા પ્રજા વચ્ચેના ભેદ અગર સમાજના વર્ગ વર્ગ વચ્ચેના ભેદો પણ નડયા નથી તેમના શાસન તળે આવેલી પ્રજા શિકારયુગનુ જીવન ગાળતી આદિવાસી પ્રજા હોય કે યુરોપીય સંસ્કૃતિની સમાન કક્ષાની ભારતીય કે ચીની સંસ્કૃતિ અનુભવતી પ્રજા હોય તો પણ ગોરા શાહીવાદીઓએ પોતાની અને જિતાયેલી પ્રજાઓની વચ્ચે સામાજિક અંતરની એક લોખંડી દીવાલ ઊભી કરી હતી

શાહીવાદે ઊભા કરેના ઉવાડા શોષણ ઉપરના કાળા ગોરા વગેરેના ભેદભાવના ઘર્ષણ ઉપરાત પણ આ સાંસ્થાનિક પ્રદેશોના સમાજોમા આપણે બીજા પ્રકારના 'એથ્નિક સમૂહો''ના ઘર્ષણ સબધો જોઈએ છીએ નીચેના દષ્ટાંતો આપણને આ "એથ્નિક સબધો"નુ કેટલુ વૈવિધ્ય છે તે સ્પષ્ટપણે દેખાડશે

ફિલિપાઇન્સમા મૉંગોલૉઇડ, મલાયન, મેલેનેશિયન અને કેટલાક

યુરોપીય લોહી ધરાવતાં જૂથો વસે છે વળી ત્યાં શહેરોમા મળતા સ્પેનિશ મેસ્ટીઝોઝ ક્રિનિપાઇન્સના સ્થાનિક ક્રિસાનોથી પોતાને ઉચ્ચ માને છે. આખા દક્ષિણ એશિયામા વ્યાપારી તરીકે સફળ ચીનાઓ યહૂદી જેવુ સ્થાન ધરાવે છે દક્ષિણ એશિયાની પ્રજાઓ તેમને ફોલી ખાનારા સમૂહો તરીકે ભય અને દ્વેષથી જ જુએ છે, જ્યારે અભણ નેગ્રીટ સમૂહો ફિલિપાઇન્સમા સૌથી નીચો દરજ્જો ભોગવે છે

ભારતમા પણ બધા જ ભારતવાસીઓ ગોરા અગ્રેજથી નીચા ગણાતા પરતુ તેમનામા પણ વિવિધ સમૂહોમા જુદા જુદા પ્રકારની ઊચનીચની, ચઢતા ઊતરતા દરજ્જાની અને અતરની ભાવના અસ્તિત્વમા હતી અને હજીયે ચાલુ છે બગાળી મારવાડી ગુજરાતી કે મદ્રાસના ચેટ્ટિયારો તરફની સામાન્ય જનતાની મનોવૃત્તિ તેમજ પ્રત્યેક પ્રાતમા અમુક સમૂહોની બીજા સમૂહો તરફની ભાવનામાથી આજે ભારતમા તેજોદ્વેષની, હરીફાઈની, હક પ્રાપ્ત કરવાની જે ચડસાચડસી ચાલી રહી છે અને તે ચડસાચડસીને કારણે એ સમૂહોમા જે ઘર્ષણની અગપટી ભૂમિકા ખડી થઈ છે તે સર્વવિદિત છે

આવી જ પરિસ્થિતિ આપણે ' હવાઈ (Hawai)" સમાજમા, આફ્રીકના સમાજમા તેમજ અન્ય સર્વ સ્થાનિક પ્રદેશોમા જોઈએ છીએ

અમેરિકા જેવા સ્વતત્ર દેશમા પણ આપણે એજ જોઈએ છીએ ત્યા પણ "એથ્નિક જૂથો"ની સમસ્ત રાષ્ટ્રવ્યાપી કક્ષાઓ તો બધાઈ જ ગઈ છે પરતુ પ્રદેશે પ્રદેશે પણ જુદા જુદા સમૂહો તરફ જુદા જુદા વનણો દેખાય છે એક પ્રદેશમા યહૂદીની પરિસ્થિતિ લગભગ હબસી જેવી નીચી હોય છે, તો બીજે સ્થળે યહૂદીઓનું સ્થાન ઊચુ હોય છે આમ અમેરિકન સમાજમા પણ એકજ સમૂહ તરફ જુદા જુદા પ્રદેશોમા જુદા જુદા વલણો પણ અખત્યાર કરવામા આવે છે

આમ એથ્નિક જૂથોના સબધોમા ખૂબજ વિવિધતા છે તેજ વિવિધતા આપણને સ્પષ્ટપણે દેખાડે છે કે "એથ્નિક જૂથો"ના સર્જન માટે માત્ર જાતિભેદ રગ, ધર્મ, ભાષા કે સસ્કાર જવાબદાર નથી આ તત્ત્વો તો માત્ર સાધન તરીકે જ કામ કરે છે એમાના કયા તત્ત્વો એક સમયે "એથ્નિક જૂથ" બનાવવામા મદદરૂપ થશે અને કયા તત્ત્વો તેવા કામમા નહિ લાગે તે પહેલાથી નિશ્ચિત કરી શકાય નહિ કારણ, એથ્નિક જૂથોના સબધો એ સમૂહો કઈ સામાજિક ભૂમિકામા વસ્યા હોય છે અને એ ભૂમિકામા તેમનુ બીજા સમૂહોના સબધમા શુ સ્થાન છે તેના ઉપર

આધાર રાખે છે

"એથ્નિક જૂથો" અંગેની આ પરિસ્થિતિ સમાજશાસ્ત્રના અભ્યાસીઓ સમક્ષ આમ એક નવા પ્રકારનો પ્રશ્ન ઊભો કરે છે. સમાજમા, સમાજરચનામા એથ્નિક સમૂહોનુ સ્થાન કયા બળો નક્કી કરે છે? તેમનું એક સમાજમાં એક પ્રકારનુ સ્થાન અને બીજા સમાજમા બીજા પ્રકારનુ સ્થાન કયા સંયોગો નિર્ણીત કરે છે? એક જ સમાજમા એક સમયે એક સમૂહને "એથ્નિક સમૂહ"મા ફેરવતા અને બીજે સમયે તે જ સમૂહને એથ્નિક સમૂહમાથી મિટાવી દેતા કયા સામાજિક બળો કામ કરી રહ્યા છે? આ સર્વ જાણવુ આવશ્યક છે. આપણે તે સમજવા પ્રયત્ન કરીએ.

## (૨) સામાજિક રચનામાં એથ્નિક જૂથોનુ સ્થાન :

આપણે હમણાં જ એક પ્રશ્ન પૂછ્યો : સામાજિક વ્યવસ્થામા કયાં બળો અને ઘટનાઓ "એથ્નિક સમૂહો"નુ સ્થાન નિશ્ચિત કરે છે? દા. ત., પોર્ચુગીઝનુ સ્થાન ન્યૂ ઇંગ્લૅંડના દરિયાકાંઠાના શહેરોમા એક પ્રકારનુ અને હવાઈ બંદરોમા બીજા પ્રકારનુ શા માટે? યહૂદીઓનો ઇતિહાસ ચીનમા અને પશ્ચિમ દેશોમા શા માટે આટલો બધો જુદો પડે છે?

આ પ્રશ્નોના ઉત્તર સહેલા નથી આપણે હમણાં જ જોયુ તેમ આ તફાવતોના કારણો ઘણા હોઈ શકે છતા પણ આ વિષયના કેટલાક અભ્યાસીઓએ નોંધ્યુ છે કે "એથ્નિક સંબંધો"ને અને "એથ્નિક જૂથો"ના દરજ્જાને પ્રત્યેક પ્રદેશમા નક્કી કરવા માટે કેટલાક પ્રકારના સંયોગો લગભગ એક જ ઢબે કામ કરતા હોય છે આ સંયોગો ચાર પ્રકારના હોય છે.

(૧) એથ્નિક જૂથોની સંખ્યા અને કદ (*Number and size of* **Ethnic groups**);
(૨) શારીરિક તફાવતો (**Physical Differences**);
(૩) સાંસ્કૃતિક વિભિન્નતા (***Cultural Differences***),
(૪) સામાજિક ઘડતર અને વિરોધી મૂલ્યો (**Opposing values and the Social structure**)

## (૧) એથ્નિક જૂથોની સંખ્યા અને કદ :

જ્યારે કોઈ પણ સમુદાયમા "એથ્નિક જૂથો" બહુ સંખ્યામા હોય છે ત્યારે પ્રત્યેક જૂથ તે સમાજમા વિવિધ કક્ષાનો દરજ્જો અનુભવે છે એટલુ જ નહિ, પરંતુ તે કારણે તે જુદી જુદી તીનતાભર્યાં પૂર્વગ્રહો અને

અસમાનતાનું વર્તન અનુભવે છે. આ સર્વ જૂથોમાં સહુથી નીચી કક્ષા અનુભવતો સમૂહ આ સર્વના રોષનું બલિદાન બને છે દા ત, અમેરિકામાં નિગ્રો સર્વ જૂથોના સર્વ પ્રકારના પૂર્વગ્રહો અને અસમાન વર્તન માટે હોળીનુ નાળિયેર બને છે ગોરા અમેરિકનો, પોતાનો બીજા સર્વ જૂથો ઉપરનો ગુસ્સો હબસીઓ ઉપર કાઢે છે આ જ રીતે સામ્યવાદી ક્રાન્તિ પહેલાં ઝારશાહી રશિયામાં યહૂદીઓની સ્થિતિ હતી. ત્યાં વિવિધ જૂથોમાં યહૂદીઓ તરફ તીવ્ર પૂર્વગ્રહો વિકસ્યા હતા. તેમને સહુથી નીચા અને હીણા દરજ્જા પર રાખી, "પોગ્રોમ" (pogroms) નામનાં જુલમી આંદોલનો દ્વારા તેમના ઉપર અનહદ સિતમો ગુજારવામાં આવતા હતા. સામ્યવાદી ક્રાન્તિ પછી યહૂદીઓની પરિસ્થિતિમાં મૂળભૂત ફેરફાર થઈ ગયો છે.

સમાજમાં આમ તો બધાં જ "એથ્નિક જૂથો" તરફ ઓછો-વધતો અસમાન વ્યવહાર ચાલે જ, પરંતુ એકાદ સમૂહને બધા જ રોષનો ભાર સહન કરવા તૈયાર રહેવુ પડે છે જે સમાજમાં ફક્ત બે કે ત્રણ જ એથ્નિક સમૂહો હોય છે ત્યાં વર્તન, વ્યવહાર અને પૂર્વગ્રહોની સ્પષ્ટ રેખાઓ વિકસી આવે છે, ત્યાં સમાજમાં શાસક અને શાસિતના ભેદો સ્પષ્ટ રીતે ઉપસી આવે છે.

જૂથોની સંખ્યા ઉપરાંત એથ્નિક જૂથ મોટુ છે કે નાનુ તે પણ ઘણે અંશે જૂથના બીજા જૂથો સાથેના સંબંધ અને સ્થાન નક્કી કરવામાં ઠીક ભાગ ભજવે છે. એથ્નિક જૂથ નાનું હોય, અને થોડાંક કુટુંબોનું બનેલું હોય તો તે સમાજમા સહેલાઈથી સમાઈ જાય છે. ફ્રાંસમાં યહૂદી-ઓનુ આમ જ બન્યુ હતું કેટલાંક અમેરિકન શહેરોમાં એથ્નિક જૂથોના કેટલાક સભ્યો જઈ વસેલા તેમનો પણ એ જ ઇતિહાસ છે. વિશાળ સમાજમાં ભળી જવાની આ પ્રકારની ક્રિયા આપણે ઘણે સ્થળે જોઈએ છીએ. પરંતુ "એથ્નિક જૂથ" મોટું હોય, તેના સભ્યોની સખ્યા ખૂબ જ મોટી હોય તો જે સમુદાય તે જૂથ તરીકે વસવાટ કરવા જાય તેમા અનેક પ્રકારના પ્રશ્નો ઊભા કરે છે. નવુ આવેલું "એથ્નિક જૂથ" જૂનાં જૂથોને ગળી તો નહિ જાય એવો ભય પહેલાંથી વસતાં જૂનાં જૂથોમાં પેદા થાય છે. આ ભય જૂના જૂથોને પોતાની સ્થિતિ અને દરજ્જો ટકાવી રાખવા અનેક પ્રકારની ઔપચારિક અને બિન-ઔપચારિક યોજનાઓ અને પગલાંઓ ભરવા કટિબદ્ધ કરે છે.

આમ, જૂથોની સંખ્યા અને પ્રત્યેક જૂથનું કદ એ બન્ને તત્ત્વો

જૂથો વચ્ચે સમૂહ-સંબંધો નક્કી કરવામાં બહુજ અગત્યનો ફાળો આપે છે. પરંતુ આ તત્ત્વો પોતે એકલાંજ કામ કરતાં નથી. આ તત્ત્વો બીજા સંયોગોના અનુસંધાનમાંજ મહત્ત્વ ધારણ કરે છે.

## (૨) શારીરિક તફાવતો:

અભ્યાસીઓએ અનેક પ્રયોગોથી સાબિત કર્યું છે કે રંગભેદ કે શારીરિક તફાવતો આજન્મ પૂર્વગ્રહો ઊભા કરતા નથી. માનવીને કાળા, ધોળા, પીળા કે રાતા રંગ માટે જન્મદત્ત પસંદગી કે અણગમો હોતો નથી. ગોરા બાળકને કાળી આયા કે પીળો મિત્ર પણ એટલોજ ગમે છે. પ્રેમને પણ રંગ કે સ્વરૂપનો બાધ હોતો નથી. આમ રંગ અગર શારીરિક તફાવત અંગે માનવીને જન્મદત્ત પૂર્વગ્રહ હોતો નથી એ હવે ચોક્કસ સાબિત થયુ છે. પરંતુ આ બાહ્ય દેખાતાં શારીરિક લક્ષણો અમુક પ્રકારના સામાજિક વાતાવરણમાં એથ્નિક સમૂહોના સંબંધો ઘડવામાં ખૂબજ મહત્ત્વનો ભાગ ભજવે છે. દા. ત., કોઈ સમાજમાં ગુલામીની પ્રથા અસ્તિત્વમાં હોય અને તેમાં માલિકો અને ગુલામોના રંગમાં કે શરીર-રચનામાં કાંઈક ફેર હોય તો આવા શારીરિક તફાવતો એથ્નિક જૂથો સાથેનાં ઘર્ષણો અને તેમનાથી જુદાઈના ભાન માટે બહુ અગત્યનો ભાગ ભજવે છે. શાહીવાદી ગોરાઓ અને શોષાયેલા કાળા હબસીઓ, ઘઉંવર્ણા હિન્દીઓ કે પીળા ચીનાઓ વચ્ચેના સંબંધોમાં અને ઘર્ષણમાં રંગભેદ ઠીક ભાગ ભજવી રહ્યો છે તે આપણે જાણીએ છીએ. અમેરિકામાં પણ હબસીઓ, એશિયાવાસીઓ કે રેડ ઇન્ડિયનોની સમાજમાં નીચી કક્ષા અને ઊતરતી પરિસ્થિતિને ચાલુ રાખવામાં રંગભેદે ઠીક ફાળો આપ્યો છે એ હવે સર્વવિદિત છે.

પરંતુ આપણે એક વાત ખાસ ધ્યાનમાં રાખવાની છે. શારીરિક તફાવતોજ માત્ર આ પરિસ્થિતિ ઊભી કરતા નથી. જૂથ અને જૂથના ભેદ અને ઘર્ષણો માટેનાં કારણો અને સંયોગો બીજા અને વધુ અટપટાં છે. રંગભેદ કે શારીરિક તફાવતો તો અમુક બળો માટે અમુક પરિસ્થિતિમાં માત્ર સાધન તરીકેજ કામ કરે છે.

## (૩) સાંસ્કૃતિક વિભિન્નતા:

ધર્મ, ભાષા કે બીજાં સાંસ્કારિક તત્ત્વો લઘુમતી સમૂહોને એકબીજાથી નોખા પાડે ત્યારે તેમની અસર પણ જૂથોને જુદાં પાડવામાં અને તેમનામાં

વિરોધી માનસ સરજવામાં મદદરૂપ થાય છે. સાંસ્કૃતિક મૂલ્યો ઘણી વખત ન સાંકળી શકાય એવાં વિરોધી મૂલ્યો ઉપર પણ રચાયેલાં હોય છે. પેલેસ્ટાઇનમાં યહૂદી અને આરબ વચ્ચેનાં ઘર્ષણો, તેમ જ ભારતના હિન્દુ-મુસ્લિમ ઘર્ષણો વિરોધી મૂલ્યો ઉપર ભાર મૂકી વધુ તીવ્ર બને છે. પરંતુ આ સ્થળે પણ એક વાત ખાસ ધ્યાનમા રાખવાની છે. બધા જ વાતાવરણોમાં આ સાંસ્કારિક તફાવતો ઘર્ષણ ઊપજાવતા નથી. જ્યારે આ મૂલ્યોના તફાવતો રાષ્ટ્રીય જાગૃતિ અગર અમુક પ્રકારના આર્થિક અને રાજકીય કાર્યક્રમોની પાર્શ્વભૂમિ પામે છે ત્યારે જ તે વિવિધ જૂથો વચ્ચે તેજોદ્વેષ અને ઘર્ષણો જાગૃત કરે છે અને દિવસે દિવસે તીવ્ર પણ કરે છે.

બ્રિટિશ યુગ પહેલાં ભારતમાં હિન્દુ-મુસ્લિમ સમૂહો ગામડે ગામડે કેટલા સહકારથી જીવન વિતાવતા હતા તે ખૂબ જ જાણીતી ઘટના છે. છેલ્લાં દોઢસો વર્ષમાં ભારતમાં આવી પરિસ્થિતિ ઊભી થઈ. આ પરિસ્થિતિમાં એ જ ધાર્મિક મૂલ્યોએ કેવું સ્વરૂપ ધારણ કર્યું તે પણ આપણે જાણીએ છીએ. હિન્દુ-મુસ્લિમ સમૂહો વચ્ચે કેવા ઝેરીલા સંબધો વિકસ્યા અને તે સબધોએ ઘર્ષણનાં કેવાં વિકરાળ સ્વરૂપો ધારણ કર્યાં તે આપણે હમણાં જ અનુભવ્યું છે. આજે ભાષાવાર જૂથો વચ્ચે વિકસેલાં વેરઝેર અને તેમાંથી ચાલુ થયેલાં ઘર્ષણનાં તોફાનો પાછળ પણ આવાં જ કારણો મળી આવવા સંભવ છે.

ધર્મ કેટલીક વખત વિભિન્નતાને પણ જાગૃત કરે છે અને કેટલીક વખત સહિષ્ણુતાનું માનસ સરજી પરધર્મી સાથે સહકારભર્યું જીવન જીવવા પણ પ્રેરણા આપે છે. આમ, સાસ્કારિક તત્ત્વો પોતે એથ્નિક સમૂહોમાં ઘર્ષણની ભૂમિકા સરજતાં નથી પરંતુ એ તત્ત્વો અમુક બળોનાં સાધનો બને ત્યારે જ વિવિધ સમૂહોમાં ઘર્ષણની ભૂમિકા ઊભી કરે છે.

### (૪) વિરોધી મૂલ્યો અને સમાજરચના :

ચીનની ધાર્મિક ફિલસૂફીને કારણે એથ્નિક જૂથોનાં ઘર્ષણો ઓછા પ્રમાણમાં જોવા મળે છે. જ્યારે અમેરિકન સમાજમા તેનાં મૂળભૂત મૂલ્યોને કારણે પણ આ જૂથ ઘર્ષણો વધુ પ્રમાણમાં દેખાય છે.

આપણા સર્વમા એક એવી માન્યતા ઘર કરી બેઠી છે કે ખેલદિલી (fair play), સામાજિક સમાનતા (social equality), અને સમાન તક (equal opportunity)ના સિદ્ધાંતો એથ્નિક વિભાગીકરણ ઓછું કરશે અને એથ્નિક જૂથોના સંબધોમાં ઘર્ષણ ઉપજાવતાં તત્ત્વોને અવરોધી,

"ઐધ્નિક જૂથો"નાં ઘણું ઓછાં કરશે. ઇતિહાસમાં કેટલેક સ્થળે એવું બન્યું છે 'પણ ખરું', પરંતુ આ સિદ્ધાંતો કયા વાતાવરણમાં કામ કરે છે તેના ઉપર આનો આધાર રહેશે. વર્તમાન હરીફાઈભર્યા માનસવાળા સમાજમાં જૂથોને પોતાના ધન માટેના સાહસમાં વિઘ્ન ન આવે એ જોવા પોતે પ્રાપ્ત કરેલું સ્થાન ટકાવી રાખવાની તમન્ના, પોતે પ્રાપ્ત કરેલા આર્થિક, રાજકીય કે સામાજિક હોદ્દા અને લાભો સરી ન જાય તે માટેની આશંકા તથા પરંપરાગત ચાલી આવેલાં પોતાનાં વિશિષ્ટ પણ પોતા-પૂરતાં જ સંકુચિત મૂલ્યો લુપ્ત ન થાય એ ભય, જૂથોમાં પરસ્પર સ્પર્ધાભર્યું, શંકાશીલ અને વિરોધી માનસ સરજે છે અને વિવિધ કક્ષાનાં જૂથોમાં પરસ્પર અંતરની

ઊંચનીચના ભેદ હોવા છતા પ્રત્યેક જૂથ પોતાને સમસ્ત રચનાના આવશ્યક અંગ તરીકે ગણી પોતાના ભાગ્યને સ્વીકારી લે છે.

પરંતુ ગતિશીલ અબંધ વર્ગસમાજમા અસમાનતા અને દરજ્જાની નિસરણી ઈશ્વરદત્ત મનાતી નથી બધાં જ જૂથો સમાજનાં સમાનતા, હક્કો વગેરે મૂલ્યોને સર્વસામાન્ય અને સર્વસુલભ મૂલ્યો તરીકે સ્વીકારે છે. આમ નીચી કક્ષાના, ઓછા હકવાળાં જૂથો પણ, "એથ્નિક લઘુમતીઓ" પણ સમાનતા અને સમાન હકનાં મૂલ્યો સ્વીકારે છે. આ મૂલ્યોને સિદ્ધ કરવા પ્રત્યેક વ્યક્તિ અને જૂથ પ્રયત્ન કરે છે. સમાજે સ્વીકારેલી પદ્ધતિ દ્વારા તેઓ પોતાની સ્થિતિમાં સુધારો કરવા પ્રયત્ન કરે છે. વાસ્તવ-જીવનમા આવા પ્રયત્નો દરમિયાન કેટલાક સમૂહોને અનેક પ્રકારના વિરોધો નડે છે અને કેટલાક સમૂહો જાણીબૂઝીને તેમના પ્રયત્નને સફળ થવા દેવામા અંતરાયો પણ મૂકે છે. કેટલાક અવરોધો ખુલ્લા કાનૂનો દ્વારા મુકાય છે જ્યારે કેટલાક અવરોધો જ્ઞાતિની રેખાઓ દોરી આડકતરી રીતે વાતાવરણમાં ઊભા કરવામાં આવે છે.

અમેરિકન સમાજમાં આ ઘટના કેવી રીતે બને છે તેનો અભ્યાસ કરી આપણે આ વસ્તુ વધુ સ્પષ્ટતાથી સમજવા યત્ન કરીએ.

### એથ્નિક અને જાતિસમૂહો—"જ્ઞાતિ" તરીકે (Ethnic and racial groups as "Castes"):

એથ્નિક સમૂહો અને તેના પેટાવિભાગ જેવા "જાતિસમૂહો" વિષેની સમજ માટે અમેરિકામાં "ગોરા-કાળા"ના સંબંધો અંગેના થઈ રહેલા અભ્યાસો આપણે તપાસીએ એ અભ્યાસો એથ્નિક અને જાતિસમૂહો તરફ બે પ્રકારનાં વલણોની ભૂમિકા ઉપર રચાયા છે. એક વલણ આ એથ્નિક તથા જાતિજૂથો સમાજમાં જ્ઞાતિ જેવાં લક્ષણો ધરાવે છે એ ભૂમિકા ઉપર અભ્યાસ કરે છે, જ્યારે બીજું વલણ "એથ્નિક જૂથ" અગર "જાતિજૂથ"ને જ્ઞાતિ તરીકે ગણી અભ્યાસ કરવામાં ભૂલ જુએ છે.

અમેરિકાનાં એથ્નિક જૂથોને કે જાતિસમૂહોને જ્ઞાતિતત્ત્વ ધરાવતાં કહી શકાય ખરા? જ્ઞાતિના લક્ષણોનું તેમાં નિરૂપણ કરવાથી તેમના અભ્યાસમાં આપણને વધુ સરળતા પડશે ખરી? આ સબંધી વિદ્વાનોમાં ઠીક ચર્ચા ચાલી રહી છે.

જ્ઞાતિનાં તત્ત્વો અંગે આપણે ગયા પ્રકરણમાં ઠીક ચર્ચા કરી. જ્ઞાતિની ભૂમિકા નિશ્ચિત દરજ્જા ઉપર ર રાખે છે. આ

દરજ્જામાં વ્યક્તિની આવડત, પૈસો, ભણતર કે સાહસ ફેરફાર કરી શકતા નથી. અમેરિકામાં રંગભેદ ઉપર રચાયેલા ઘણા સમૂહોને — અને તેમાં પણ ખાસ કરીને હબસીઓને — તેમનું આ શારીરિક તત્ત્વ, જે જન્મદત્ત છે તે એક જ્ઞાતિ જેવી સ્થિતિમાં મૂકી દેતુ નથી? અમેરિકન લઘુમતી કોમોને કે એથ્નિક જૂથોને તેઓ જ્ઞાતિતત્ત્વથી રંગાયેલાં છે એમ ગણી અભ્યાસ કરવામાં આવે તો તે વધુ ફળદાયી નીવડશે એમ ઘણા વિદ્વાનો માને છે.

આ વિભાગમાં આપણે પહેલાં ગોરાઓ અને કાળા હબસી જૂથોના સંબંધોને તપાસીશું. ત્યાર બાદ ગોરાઓ અને પૂર્વદેશોના એશિયાઈ લઘુમતી સમૂહોના સંબંધોનો અભ્યાસ કરીશું અને આખરે અમેરિકામાં યહૂદીઓની પરિસ્થિતિનુ વર્ણન કરીશું. આ સર્વ સંબંધોનો અભ્યાસ પણ આ એથ્નિક સમૂહો જ્ઞાતિતત્ત્વ ધરાવે છે એ ભૂમિકા ઉપર આપણે કરીશું. પરંતુ તેમ કરતાં પહેલાં અબંધ વર્ગરચનામાં આ સમૂહોને જ્ઞાતિ-તત્ત્વની દૃષ્ટિએ ન જોવા જોઈએ એવી ટીકા કરનાર વિદ્વાનોની દલીલોનો ઉત્તર આપ્યા પછી આપણો અભ્યાસ આગળ વધારીએ.

### એથ્નિક જૂથોને જ્ઞાતિ તરીકે ગણવા સામેની દલીલો :

એથ્નિક સમૂહો અને જાતિસમૂહોને જ્ઞાતિ તરીકે ગણવા સામે જુદી જુદી ભૂમિકા ઉપર વિરોધ થાય છે.

(૧) જ્ઞાતિવ્યવસ્થા એ ભારતના હિન્દુ સમાજના સ્થિર ઘડતરનુ માળખું છે. તેમાં પ્રત્યેક જ્ઞાતિ માટે દરજ્જો, કાર્યક્ષેત્ર, હકો અને ફરજોની ઝીણવટભરી વહેંચણી કરવામાં આવી છે અને તે દરેકને સ્વીકાર્ય હોય છે. આખી સમાજરચના આ દરજ્જાની ભૂમિકા ઉપર રચાઈ છે. જ્યાં સુધી આ સમસ્ત વ્યવસ્થા અને તેને ટકાવી રાખતાં મૂલ્યો સામે વિરોધ ન ઊઠે ત્યાં સુધી સર્વ જ્ઞાતિસમૂહો તેને અપનાવે છે. પ્રત્યેક જ્ઞાતિસમૂહ — પછી તે ઉપલા દરજ્જાનો હોય કે નીચલા દરજ્જાનો — આ વ્યવસ્થા સિવાય બીજી સમાજવ્યવસ્થા કલ્પી જ શકતો નથી.

અબંધ-વર્ગરચનાવાળા ગતિશીલ સમાજમાં આનાથી ઊંધી જ પરિસ્થિતિ પ્રવર્તે છે. ત્યાં પ્રત્યેક સમૂહ પોતાની સ્થિતિ અને દરજ્જો અફર છે એમ સ્વીકારી લેતો નથી દા. ત, હબસીઓ પોતાની નીચી કક્ષા અંગે ખૂબ જ નારાજ છે. તેઓ પોતાની અસમાનતા અને કચડાયેલી સ્થિતિનો ચણચણાટ અનુભવે છે. તેઓ અમેરિકન સમાજના

સમાનતા અને લોકશાહી જેવા હક્કો અંગેના સ્વીકાર્ય મૂલ્યો અને પોતાના તરફ થતા અસમાન વર્તન વચ્ચેનો વિરોધ જોઈ શકે છે એટલુ જ નહિ, પરંતુ તે આ અસંગતતા દૂર કરવા તત્પર હોય છે આમ હબસીઓ એ સ્થિર જ્ઞાતિ નથી પરંતુ આર્થિક રીતે શોષાયેલો અને "જાતિભાન" (race consciousness) ધરાવતો એક વિશિષ્ટ સમૂહ છે આથી તેઓ જ્ઞાતિતત્ત્વ ધરાવે છે એમ ગણી અભ્યાસ કરવામાં ભૂલ થશે એમ કેટલાક વિદ્વાનોનું માનવુ છે બીજી રીતે પણ કેટલાક વિદ્વાનો આ વિધાનનુ સમર્થન કરવા યત્ન કરે છે

(૨) હબસીઓ એ સ્થિર જ્ઞાતિ નથી એ સત્ય તેમનો ઇતિહાસ ઉખેળતા પણ તરત જ સમજાશે હબસીઓની આજની સ્થિતિ તેમણે સમસ્ત સમાજના વિભાગ તરીકે વિકસાવેલી કે સ્વીકારેલી જ્ઞાતિભાવનામાંથી ઉપસ્થિત થઈ નથી તેમની આજની સ્થિતિ, તેમના આર્થિક શોષણ, તેમની ગુલામો તરીકેની હાલત અને સૈકાઓથી તેમની સસ્તા મજૂરિયાઓ તરીકેની જિંદગીમાથી વિકસી છે તેમની આજની પરિસ્થિતિ વર્ણવ્યવસ્થા કે જ્ઞાતિવ્યવસ્થા જેવા એક સર્વાંગી સમાજરચનાના મૂલ્યોના સ્વીકારમાથી વિકસી નથી આથી તેમણે જ્ઞાતિ તરીકેનુ ભાન કદી અનુભવ્યુ છે એમ આપણે કહી શકીએ નહિ

(૩) વિદ્વાનોની એક શાખા એમ પણ જણાવે છે કે જે સમાજ-શાસ્ત્રીઓ હબસીઓને જ્ઞાતિ તરીકે ગણવા તૈયાર થાય છે તેઓ આવી જ્ઞાતિપ્રથાનુ "હાર્દ" જ ભૂલી જાય છે તેઓ આમ હબસીઓનો પ્રશ્ન, જે ખરી રીતે આર્થિક શોષણનો પ્રશ્ન છે તેને તેની મૂળ ભૂમિકામાથી ઉખેડી ખોટી ભૂમિકા ઉપર જડી દે છે ગોરા-હબસી પ્રશ્નનુ હાર્દ જ આ આર્થિક શોષણનુ તત્ત્વ છે એમ આ વિદ્વાનો માને છે તેમના મત પ્રમાણે ગોરા હબસીના પ્રશ્નનું આ સાચુ રહસ્ય સમજાશે તો જ તેનો સાચો ઉકેલ શકય બનશે જ્ઞાતિવ્યવસ્થા એ તો ભારતીય હિન્દુ સમાજનુ જ વિશિષ્ટ સ્વરૂપ છે અને તે ભારતમા જ મળે છે જ્ઞાતિતત્ત્વોને તેમની આ ભારતીય ભૂમિકામાથી ખસેડી બીજી સમાજરચનામા ઠોકી બેસાડવા પ્રયત્ન કરવો એમા સામાજિક વાસ્તવને જ અન્યાય થઈ રહ્યો છે એમ આ વિદ્વાનો દૃઢતાથી જાહેર કરે છે. આ જ કારણથી અમેરિકાના "એથ્નિક સમૂહો"ને જ્ઞાતિ તરીકે ગણી તેમનું અન્વેષણ ન કરવુ એવો ઘણા અભ્યાસીઓનો મત છે ઓ સી કોકસે "Caste, Class and Race" એ નામના પોતાના પુસ્તકમા આ મત ખૂબ જ સ્પષ્ટપણે અને

ભારપૂર્વક રજૂ કર્યો છે.

ઉપલી સર્વ દલીલો એથ્નિક જૂથોને જ્ઞાતિ તરીકે ન ગણવાનું વલણ દાખવે છે.

**"એથ્નિક જૂથો"ને જ્ઞાતિ તરીકે ગણી અભ્યાસ કરવાની ઉપયોગિતા :**

વિદ્વાનોએ આપેલી એથ્નિક જૂથોને જ્ઞાતિ તરીકે ન ગણવાની ઉપરની દલીલો ખૂબ વિચાર માગે છે. તે દલીલો તરફ હળવું અસ્વીકારનું વલણ યોગ્ય નથી. આ દલીલોમાં કેટલુંક તથ્ય પણ છે. તેમાં રજૂ કરેલાં કારણો ગંભીર વિચાર માગે છે.

નીચી જ્ઞાતિના હિન્દુઓ અને કચડાયેલા હબસીઓના દરજ્જામાં અને સ્વમામાં પણ ફેર છે એ સ્વીકારવું જ રહ્યું. જ્ઞાતિ-માનસથી રંગાયેલા હિન્દુ સમાજ અને ધનપ્રાપ્તિને ધ્યેય ગણનાર અમેરિકન સમાજ વચ્ચે પણ ખૂબ જ તફાવત છે એ પણ આપણે કબૂલવું જ રહ્યું. ચૌદમા પ્રકરણમાં આપણે આ તફાવતો ઉપર વિસ્તારપૂર્વક વિવેચન પણ કર્યું છે. હબસી અને ગોરા વચ્ચેના સંબંધો સમજવા જતાં આપણે આર્થિક શોષણની ભૂમિકા અગર તેનું મહત્ત્વ વીસરીશું તો આપણા અભ્યાસમાં મોટી ભૂલ થશે એ પણ આપણે સ્વીકારવું રહ્યું.

પરંતુ આ સર્વ દલીલોથી એમ પુરવાર થતું નથી કે પાશ્ચાત્ય સમાજના અભ્યાસમાં જ્ઞાતિતત્ત્વને એક સામાજિક ઘટના તરીકે સ્વીકારી તે દૃષ્ટિએ વિચાર જ ન થઈ શકે. આગલા પ્રકરણમાં જોયું તેમ, જ્ઞાતિ-તત્ત્વ એટલે પૂર્વનિશ્ચિત તફાવતો ઉપર દરજ્જો નક્કી કરતી પરિસ્થિતિ. આ પૂર્વનિશ્ચિત તફાવતો જાતિના (racial) ધોરણ ઉપર કે સંસ્કારના (cultural) ધોરણ ઉપર અનેક સમાજોમાં હજી પણ જુદા જુદા પ્રમાણમાં કાર્ય કરી રહ્યા છે. જ્ઞાતિનાં લક્ષણો તેમના સળંગ અને સર્વાંગી સ્વરૂપે અને સમસ્ત સમાજના માળખાને આવરી લેતાં ભલે માત્ર હિન્દુ સમાજમાં વિકસી આવ્યાં હોય *પરંતુ જ્ઞાતિનાં લક્ષણો બીજા સમાજમાં પણ સ્પષ્ટપણે* દેખાય છે. અને આ તત્ત્વો દેખાતાં હોય, સમાજમાં કાર્ય કરતાં હોય છતાં પણ તેમને ભૂમિકા તરીકે લઈ જૂથરચનાઓનો અભ્યાસ ન જ કરવો એવો નિશ્ચય કરીએ, એ તો તે સમાજના અભ્યાસ અને સમાજના પ્રશ્નોને સાચી રીતે સમજવાનો વિરોધ કરવા જેવું જ બની રહે.

જ્ઞાતિનાં લક્ષણો આપણે જાણીએ છીએ. પૂર્વનિશ્ચિત જન્મથી જ

સમાનતા અને લોકશાહી જેવા હકો અંગેના સ્વીકાર્ય મૂલ્યો અને પોતાના તરફ થતા અસમાન વર્તન વચ્ચેનો વિરોધ જોઈ શકે છે એટલું જ નહિ, પરંતુ તે આ અસંગતતા દૂર કરવા તત્પર હોય છે આમ હબસીઓ એ સ્થિર જ્ઞાતિ નથી પરંતુ આર્થિક રીતે શોષાયેલો અને "જાતિભાન" (race consciousness) ધરાવતો એક વિશિષ્ટ સમૂહ છે આથી તેઓ જ્ઞાતિતત્ત્વ ધરાવે છે એમ ગણી અભ્યાસ કરવામા ભૂલ થશે એમ કેટલાક વિદ્વાનોનુ માનવુ છે બીજી રીતે પણ કેટલાક વિદ્વાનો આ વિધાનનુ સમર્થન કરવા યત્ન કરે છે

(૨) હબસીઓ એ સ્થિર જ્ઞાતિ નથી એ સત્ય તેમનો ઇતિહાસ ઉખેળતા પણ તરત જ સમજાશે હબસીઓની આજની સ્થિતિ તેમણે સમસ્ત સમાજના વિભાગ તરીકે વિકસાવેલી કે સ્વીકારેલી જ્ઞાતિભાવનામાંથી ઉપસ્થિત થઈ નથી તેમની આજની સ્થિતિ, તેમના આર્થિક શોષણ, તેમની ગુલામો તરીકેની હાલત અને સૈકાઓથી તેમની સસ્તા મજૂરિયાઓ તરીકેની જિંદગીમાથી વિકસી છે તેમની આજની પરિસ્થિતિ વર્ણવ્યવસ્થા કે જ્ઞાતિવ્યવસ્થા જેવા એક સર્વાંગી સમાજરચનાના મૂલ્યોના સ્વીકારમાથી વિકસી નથી આથી તેમણે જ્ઞાતિ તરીકેનુ ભાન કદી અનુભવ્યુ છે એમ આપણે કહી શકીએ નહિ

(૩) વિદ્વાનોની એક શાખા એમ પણ જણાવે છે કે જે સમાજ-શાસ્ત્રીઓ હબસીઓને જ્ઞાતિ તરીકે ગણવા તૈયાર થાય છે તેઓ આવી જ્ઞાતિપ્રથાનુ "હાર્દ" જ ભૂલી જાય છે તેઓ આમ હબસીઓનો પ્રશ્ન, જે ખરી રીતે આર્થિક શોષણનો પ્રશ્ન છે તેને તેની મૂળ ભૂમિકામાથી ઉખેડી ખોટી ભૂમિકા ઉપર જડી દે છે ગોરા હબસી પ્રશ્નનુ હાર્દ જ આ આર્થિક શોષણનુ તત્ત્વ છે એમ આ વિદ્વાનો માને છે તેમના મત પ્રમાણે ગોરા હબસીના પ્રશ્નનુ આ સાચુ રહસ્ય સમજાશે તો જ તેનો સાચો ઉકેલ શક્ય બનશે જ્ઞાતિવ્યવસ્થા એ તો ભારતીય હિન્દુ સમાજનુ જ વિશિષ્ટ સ્વરૂપ છે અને તે ભારતમા જ મળે છે જ્ઞાતિતત્ત્વોને તેમની આ ભારતીય ભૂમિકામાથી ખસેડી બીજી સમાજરચનામા ઠોકી બેસાડવા પ્રયત્ન કરવો એમા સામાજિક વાસ્તવને જ અન્યાય થઈ રહ્યો છે એમ આ વિદ્વાનો દૃઢતાથી જાહેર કરે છે આ જ કારણથી અમેરિકાના "એથ્નિક સમૂહો"ને જ્ઞાતિ તરીકે ગણી તેમનુ અન્વેષણ ન કરવુ એવો ઘણા અભ્યાસીઓનો મત છે ઓ સી કોક્સે "Caste, Class and Race" એ નામના પોતાના પુસ્તકમા આ મત ખૂબ જ સ્પષ્ટપણે અને

ભારપૂર્વક રજૂ કર્યો છે.

ઉપની સર્વ દલીલો એથ્નિક જૂથોને જ્ઞાતિ તરીકે ન ગણવાનું વલણ દાખવે છે.

### "એથ્નિક જૂથો"ને જ્ઞાતિ તરીકે ગણી અભ્યાસ કરવાની ઉપયોગિતા:

વિદ્વાનોએ આપેલી એથ્નિક જૂથોને જ્ઞાતિ તરીકે ન ગણવાની ઉપરની દલીલો ખૂબ વિચાર માગે છે. તે દલીલો તરફ હળવું અસ્વીકારનું વલણ યોગ્ય નથી. આ દલીલોમાં કેટલુક તથ્ય પણ છે. તેમાં રજૂ કરેલાં કારણો ગંભીર વિચાર માગે છે.

નીચી જ્ઞાતિના હિન્દુઓ અને કચડાયેલા હબસીઓના દરજ્જામાં અને સ્વમામાં પણ ફેર છે એ સ્વીકારવું જ રહ્યું. જ્ઞાતિ-માનસથી રંગાયેલા હિન્દુ સમાજ અને ધનપ્રાપ્તિને ધ્યેય ગણનાર અમેરિકન સમાજ વચ્ચે પણ ખૂબ જ તફાવત છે એ પણ આપણે કબૂલવું જ રહ્યું. ચૌદમા પ્રકરણમાં આપણે આ તફાવતો ઉપર વિસ્તારપૂર્વક વિવેચન પણ કર્યું છે હબસી અને ગોરા વચ્ચેના સંબંધો સમજવા જતાં આપણે આર્થિક શોષણની ભૂમિકા અગર તેનું મહત્ત્વ વીસરીશું તો આપણા અભ્યાસમાં મોટી ભૂલ થશે એ પણ આપણે સ્વીકારવું રહ્યું.

પરંતુ આ સર્વ દલીલોથી એમ પુરવાર થતું નથી કે પાશ્ચાત્ય સમાજના અભ્યાસમાં જ્ઞાતિતત્ત્વને એક સામાજિક ઘટના તરીકે સ્વીકારી તે દૃષ્ટિએ વિચાર જ ન થઈ શકે. આગલા પ્રકરણમાં જોયું તેમ, જ્ઞાતિ-તત્ત્વ એટલે પૂર્વનિશ્ચિત તફાવતો ઉપર દરજ્જો નક્કી કરતી પરિસ્થિતિ. આ પૂર્વનિશ્ચિત તફાવતો જાતિના (racial) ધોરણ ઉપર કે સંસ્કારના (cultural) ધોરણ ઉપર અનેક સમાજોમાં હજી પણ જુદા જુદા પ્રમાણમાં કાર્ય કરી રહ્યા છે. જ્ઞાતિનાં લક્ષણો તેમના સળંગ અને સર્વાંગી સ્વરૂપે અને સમસ્ત સમાજના માળખાને આવરી લેતાં ભલે માત્ર હિન્દુ સમાજમાં વિકસી આવ્યાં હોય પરંતુ જ્ઞાતિનાં લક્ષણો બીજા સમાજમાં પણ સ્પષ્ટપણે દેખાય છે. અને આ તત્ત્વો દેખાતાં હોય, સમાજમાં કાર્ય કરતાં હોય છતાં પણ તેમને ભૂમિકા તરીકે લઈ જૂથરચનાઓનો અભ્યાસ ન જ કરવો એવો નિશ્ચય કરીએ, એ તો તે સમાજના અભ્યાસ અને સમાજના પ્રશ્નોને સાચી રીતે સમજવાનો વિરોધ કરવા જેવું જ બની રહે.

જ્ઞાતિનાં લક્ષણો આપણે જાણીએ છીએ. પૂર્વનિશ્ચિત જન્મથી જ

નક્કી કરેલો દરજ્જો, આંતર-વર્તુલ લગ્ન માટેનો આગ્રહ, સામાજિક વ્યવહારમાં સખત મર્યાદા અને બંધનો, નીચલી જ્ઞાતિઓને અપવિત્ર, અસ્વચ્છ અને મેલી ગણવાનુ માનસ અને એકતરફી ચુસ્ત જાતીય પ્રતિબંધો આ સર્વ જ્ઞાતિના લક્ષણો છે આ લક્ષણો મૂડીવાદી અમેરિકન સમાજમાં અમુક સમૂહોમાં દેખાતાં હોય તો પણ તેમને જ્ઞાતિ તરીકે ગણી તેમનો અભ્યાસ કેમ ન કરવો એ હજી પૂરુ સમજાતુ નથી.

આપણે સમાજશાસ્ત્રના અભ્યાસીઓ છીએ સમાજશાસ્ત્રીઓ તરીકે આપણે એવા મૂળભૂત ખ્યાલો (concepts) વિકસાવવા પ્રયત્ન કરીએ છીએ કે જે અમુક લક્ષણો ધરાવતી સામાજિક ઘટનાઓ જ્યાં જ્યાં પણ દેખાય તેમને આવરી લઈ શકે. "જ્ઞાતિ"ની કલ્પના પણ સમાજશાસ્ત્રીઓ તરીકે આપણે અમુક લક્ષણો ધરાવતી દરજ્જાની વ્યવસ્થા માટે જ વાપરીએ છીએ

અમેરિકામાં આજે હબસીઓ, એશિયનો, મેક્સિકનો અને યહૂદીઓ ઓછેવત્તે અંશે નીચલી જ્ઞાતિનાં લક્ષણો ધરાવે છે એટલુ જ નહિ, પરંતુ એ તત્ત્વો આ સમૂહોને અમેરિકન સમાજનાં સમાનતા, લોકશાહી અને સરખા હકનાં સ્વીકૃત મલ્યો સિદ્ધ કરવામાં પણ વિઘ્નરૂપ જ થઈ પડે છે. આ સમૂહોના સભ્યોને એ તત્ત્વોની હાજરી સ્વતંત્ર, સરખા નાગરિક તરીકે અમેરિકન સમાજમાં જીવન જીવવા દેતી નથી. આ જ કારણને લીધે આપણે આ સર્વ એથ્નિક સમૂહોને જ્ઞાતિ તરીકે ગણી તેમની અમેરિકન સમાજમાં શી પરિસ્થિતિ છે તેનો અભ્યાસ કરીએ તો તેમાં ભૂલ કરતા નથી એટલુંજ નહિ, પરંતુ આ દૃષ્ટિથી કરવામાં આવતો અભ્યાસ આપણને વર્તમાન ગતિશીલ અને અબંધ વર્ગસમાજમાં પણ આવુ જ્ઞાતિ-તત્ત્વ ક્યાં અને કેવી ઢબે હજી પણ કાર્ય કરી રહ્યું છે તે ખોળી કાઢવામાં ખૂબ જ સહાયભૂત થશે.

આપણે અમેરિકામાં હબસીઓની સ્થિતિનુ આ દૃષ્ટિએ અવલોકન શરૂ કરી "એથ્નિક જૂથ"ને જ્ઞાતિ તરીકે ગણી સમાજમાં તેનું સ્થાન સમજવા પ્રયત્ન કરીએ.

### યુનાઇટેડ સ્ટેટ્સમાં નિગ્રો—હબસી:

અમેરિકન સમાજમાં ગોરા-કાળા વચ્ચે શા સંબંધો છે અને તેમાં જ્ઞાતિતત્ત્વનાં કેટલાં લક્ષણો છે તે સમજવા સ્થાનિક સમુદાયોના વિસ્તાર-

પૂર્વક અભ્યાસોનું વિપુલ સાહિત્ય ઊભું થવા માંડ્યું છે. જ્ઞાતિતત્ત્વને જ કેન્દ્ર તરીકે રાખી આ સમૂહોના સંબંધો સમજવા પ્રયત્ન કરતા વિદ્વાનોમાં વૉર્નર, મિર્ડલ વગેરે બહુ જ જાણીતાં નામો છે. આ સર્વ માનવશાસ્ત્રીઓ અને સમાજશાસ્ત્રીઓએ વિવિધ દૃષ્ટિથી આ અભ્યાસ કર્યા છે. આપણે તેમનાં પરિણામોની નોંધ લઈએ.

## (૧) વર્ગ અને જ્ઞાતિની રચના (Structure of class and castes):

અમેરિકન સમાજની વર્ગવ્યવસ્થાનાં મુખ્ય લક્ષણો આપણે ગયા પ્રકરણમાં નોંધ્યાં. ધન એ સામાજિક દરજ્જાને નિશ્ચિત કરનાર તત્ત્વ છે. અમુક પ્રકારની ઊભી ગતિશીલતા પણ સમાજમાં જોવા મળે છે. અમેરિકામાં ગોરી અને કાળી બન્ને જ્ઞાતિઓમાં આ પ્રકારની વર્ગવ્યવસ્થા ઊભી થવા માંડી છે. વૉર્નર અને તેના સાથીઓએ તેમના અભ્યાસોમાં આ ઘટના પુરવાર કરી છે. ટૂંકમાં, ગોરા અને કાળા બન્ને સમૂહોમાં એક ચડતી-ઊતરતી વર્ગરચના ઊભી થઈ છે. જોકે એક ઘટના ખાસ ધ્યાનમાં રાખવા જેવી છે. કાળા સમૂહોમાં મોટા ભાગના સભ્યો નીચલા સામાજિક અને આર્થિક વર્ગોમાં આવે છે, જ્યારે ગોરા સમૂહોમાં બહુ થોડા પ્રમાણમાં સભ્યો નીચલો સામાજિક અને આર્થિક દરજ્જો ભોગવે છે. આમ બન્ને સમૂહોમાં વર્ગો હોવા છતાં પ્રત્યેક વર્ગની સંખ્યાનું પ્રમાણ ગોરા અને કાળામાં જુદું છે.

વૉર્નર અને મિર્ડલ તેમના તકતા (તકતાઓ માટે જુઓ પૃષ્ઠ ૪૨૧)માં આ પરિસ્થિતિમાંથી કાળા-ગોરાનું વર્ગરચનાનું સ્વરૂપ કેવું વિકસે છે તે દેખાડવા પ્રયત્ન કરે છે. તેમાં આપણને જ્ઞાતિ-વર્ગરચનાનો ઠીક ખ્યાલ આવે છે.

વૉર્નરે યુ.એસ.એ.ના દક્ષિણ વિભાગના સમાજને પોતાના અભ્યાસની ભૂમિકા તરીકે લીધો છે. તેનો અભ્યાસ નીચેનું વાસ્તવ રજૂ કરે છે.

દરેક સમૂહમાં ઉપલા, મધ્યમ અને નીચલા વર્ગ ઊભા થયા છે. પરંતુ ગોરા અને કાળા વચ્ચે—પછી તે ગમે તે વર્ગના હોય તો પણ—એક સળંગ, તેમને જુદા પાડતી દીવાલ તો ઊભી જ છે. ગોરી પ્રજાના ઉપલા વર્ગના સભ્યો, કાળા હબસીઓના ઉપલા વર્ગ સાથે ભળતા નથી. બન્ને એક જ ઉપલા વર્ગના હોવા છતાં પણ ગોરાઓ કાળા હબસીઓને

નીચી કક્ષાના જ માને છે. તે જ પ્રમાણે બીજા વર્ગોમાં પણ બને છે. આમ ગોરા-કાળા વચ્ચેના જ્ઞાતિભેદ સમસ્ત વર્ગરચના વચ્ચે દીવાલ સમા બની જાય છે, અને એક જ વર્ગના માનવીઓ વચ્ચે પણ સમાનતાની ભૂમિકા ઉપર વ્યવહાર શક્ય બનવા દેતા નથી. સામાજિક વ્યવહાર અને આંતરલગ્ન ઉપર ત્યાં ઠીક પ્રતિબંધ હોય છે. ટૂંકમાં, ઉપલા વર્ગનો હબસી હજી ઉપલા વર્ગના ગોરા સાથે સમાનતા અનુભવી શકતો નથી. રંગભેદની—જ્ઞાતિની દીવાલ સાથે તે ભટકાય છે.

ગુન્નર મિર્ડલનું અમેરિકન નિગ્રો ઉપરનું અભ્યાસ પુસ્તક "American Dilemna" આ પ્રશ્ન માટે સહુથી પદ્ધતિસર અભ્યાસ તરીકે ખ્યાતિ પામ્યુ છે. એણે દોરેલો તકતો પણ એ જ સૂચવે છે.

આપણે મિર્ડલનું મંતવ્ય એના જ શબ્દોમાં સમજીએ :

"આ પ્રકારનાં સર્વ નિદાનોમાં એક સામાન્ય ખામી નજરે પડે છે. આ સર્વ નિદાનોમાં એમ ધારી લેવામાં આવે છે કે બન્ને જ્ઞાતિઓની વર્ગરચના તુલનાત્મક રીતે સરખી છે. એ હકીકત નથી. સરખી કેળવણી, સરખો ધંધો કે સરખી આવક ધરાવતા કાળાઓ તરફ ગોરાઓ સમાનતાનું માનસ ધરાવતા નથી. ગોરાઓ જ્ઞાતિરેખા વટાવી જતા નથી. તેઓ હબસીઓને નીચા જ ગણે છે. આ જ્ઞાતિભાવના એ વાસ્તવ છે અને એમાંથી ફળીભૂત થતું પૂર્વગ્રહનું માનસ નિગ્રો પ્રજા ઉપર અનેક પ્રકારની રાજકીય, કાયદાની અને સામાજિક હાડમારીઓ ચાલુ રાખે છે. આ બંધનો હબસીઓ માટે તેઓ ગમે તે વર્ગના હોય તો પણ ચાલુ જ હોય છે. આ જ્ઞાતિના ભેદ હબસીઓને તેઓ સમાન વર્ગના હોય તો પણ હબસીમાંથી ગોરી પ્રજામાં ભળવા દેતા નથી."†

આ સાથે દર્શાવેલા વૉર્નર અને મિર્ડલના તકતાઓ સંકુલ અને અટપટા સામાજિક સંબંધોને અતિ સાદી ઢબે વ્યક્ત કરે છે એ આપણે ભૂલવાનું

---

†"There is at least one weakness of all diagrams of this sort: they assume that the class structure of the two castes are exactly comparable, which they are not. On the same class level—that is assuming white and Negro individuals with the same education, occupation, income and so on—the white does *not* "look across" the caste line upon the Negro, but he definitely *looks down* upon him. And this fundamental fact of caste is materialized in a great number of political, judicial and social disabilities imposed upon Negroes somewhat independent of their class, and in the rigid rule that the Negro is not allowed to pass legitimately from the one side to the other."

## તકતો ૧૫

### યુ એસ એ માં હબસી-ગોરા વચ્ચેના સંબંધો અંગેના બે કલ્પિત તકતાઓ

વોર્નરનો તકતો




મિંલનો તકતો




કલ્પના : ગો=ગોરા, કા=કાળા, ઉ=ઉપલો વર્ગ, મ=મધ્યમ વર્ગ; ની=નીચલો વર્ગ; અબ=જ્ઞાતિરેખા, ચડ=જ્ઞાતિરેખાની સૈદ્ધાતિક શક્યતા

નથી. વાસ્તવદર્શન વધુ જટિલ અને અટપટું છે. જ્ઞાતિ-વર્ગરચના (caste-class structure)માંથી ઊભા થતા સંબંધો પ્રદેશે પ્રદેશે જુદા હોય છે. દા. ત., જ્ઞાતિની દીવાલ ગોરા અને કાળા સમૂહોને જુદા પાડે છે એ ખરું, પરંતુ દક્ષિણ યુએસએમાં આ અળગાપણામાં જે સખતાઈ જોવામાં આવે છે તે આપણને ઉત્તર યુએસએમાં જોવા મળતી નથી. ખાસ કરીને ઔદ્યોગિક શહેરોમાં આ સખતાઈ સહેજ હળવી પડી છે એમ જોવા મળે છે. જોકે આ વિવિધ ફેરફારો હોવા છતાં પણ બે વચ્ચેના મૂળભૂત તફાવતો જે આ સાથેના તફાવતો દર્શાવે છે તે ભૂલવાના નથી.

### વર્ગ-જ્ઞાતિરચનાનાં સામાન્ય લક્ષણો:

અભ્યાસીઓએ ગોરા-કાળાની વર્ગ-જ્ઞાતિરચનાનાં કેટલાંક સામાન્ય લક્ષણો શોધ્યાં છે તે નીચે પ્રમાણે છે:

(૧) ગોરા સમૂહો ઉપલા, મધ્યમ અને નીચલા એમ ત્રણ વર્ગ અગર વિભાગમાં વહેંચાયેલા છે. તે જ પ્રમાણે હબસીઓ પણ ઉપલા, મધ્યમ અને નીચલા વર્ગમાં વહેંચાયા છે. પ્રત્યેક વિભાગમાં પેટાવર્ગો છે પરંતુ સરળતા ખાતર આપણે અહીં તેમનો ઉલ્લેખ કરીશું નહિ.

(૨) ગોરી પ્રજાના વિવિધ વર્ગોના નિગ્રો પ્રજાના વિવિધ વર્ગો તરફનાં વલણો જુદા જુદા પ્રકારના છે. તે જ પ્રમાણે નિગ્રો જાતિના વિવિધ વર્ગોના ગોરી જાતિના વિવિધ વર્ગો તરફના વલણો પણ ભિન્ન ભિન્ન છે. દા. ત., દક્ષિણ યુનાઇટેડ સ્ટેટ્સમાં ઉપલા વર્ગના ગોરાઓ પોતાના પૂર્વજોના ગુણ-ગાનમાં રાચે છે અને કુળની ખુમારી રાખે છે. ભૂતકાળના આદર્શ ચિત્રોમાં તે પોતાનું સ્થાન સેવે છે. આ વર્ગના ગોરાઓ હબસીઓના નીચલા વર્ગો તરફ વાલી (guardian) જેવું વલણ રાખે છે. પરંતુ તેઓ ઉપલા અને મધ્યમ વર્ગના હબસીઓ તરફ એક પ્રકારની ઘૃણા, વિરોધ અને દુશ્મનાવટનો ભાવ સેવે છે. મધ્યમ વર્ગના ગોરાઓ પોતાના આર્થિક વિકાસ, સામાજિક સ્થિતિસ્થાપકતા, રૂઢિવાદ અને "નીતિ"નો આગ્રહ સેવે છે. તેમનું નીચલા વર્ગના હબસીઓ તરફ વાલી તરીકેનું વલણ ખરું પરંતુ તેમાં અમીરી ઉદારતાની લાગણીનું તત્ત્વ નહિવત્ હોય છે. સારી સ્થિતિએ પહોંચેલા હબસીઓ તરફ તેઓ વેરભાવ રાખે છે. તેજોદ્વેષ એ તેમના વલણનું મુખ્ય લક્ષણ. નીચલા વર્ગના ગોરાઓની આર્થિક સ્થિતિ અસ્થિર છે. તેમનું ભણતર પણ ઓછું હોય છે અને તેમના જ

ગોરા સમુદાયમાં પણ તેમનુ સ્થાન સ્થિર અને પ્રતિષ્ઠિત હોતુ નથી આ વર્ગના ગોરાઓ આમ નિગ્રો સમૂહના ઉપલા અને મધ્યમ વર્ગના સભ્યો કરતા નમળી અને અસ્થિર સ્થિતિ અનુભવતા હોય છે આ વર્ગ હબસીઓનો કટ્ટર દુશ્મન હોય છે "ગોરાઓની શ્રેષ્ઠતા અને તેમના શાસન માટે સહુથી ઝનૂની ઝુંબેશ આ વર્ગ ઉપાડે છે એટલુ જ નહિ, પરતુ તેઓ હબસીઓના બધા જ વર્ગો તરફ વેરભાવ રાખે છે. હબસીઓ ગમે તે વર્ગના હોય પણ ગુલામો જ છે અને પોતે ગમે તે સ્થિતિમા હોય પરતુ માલિક અને ઉચ્ચ જ છે એ માનસ આ વર્ગમા પ્રચલિત હોય છે.

હબસી જ્ઞાતિના વર્ગોનુ વિભાગીકરણ અને તેમનુ ગોરાઓ તરફનુ માનસ ગોરી પ્રજાના વર્ગીકરણ અને તેમના હબસીઓ તરફના માનસ સાથે તદ્દન જ એક થતુ નથી

*ગોરાઓની જીવનશૈલીનુ અનુકરણ એ નિગ્રો પ્રજામા પ્રતિષ્ઠિતતાનુ* લક્ષણ બને છે. ઉપલા વર્ગના હબસીઓમા આ ઘટના ખાસ કરીને જેવા મળે છે હબસી પ્રજાના ઉપલા વર્ગની વ્યક્તિઓને ભણતર, વ્યાપાર, ધધા અને ધનપ્રાપ્તિમા સફળતા મળી હોય છે આ સફળતા તેમનામા વર્ગભાન પણ ખૂબ જ વિકસાવે છે આ ભાન સાથે પોતાને રગભેદ—કાળા તરીકે—ને લીધે થતા અપમાનો અને વિઘ્નો અગેની પણ સભાનતા તીવ્ર બને છે પરતુ આ તીવ્ર ભાનમાથી તેઓ ગોરાઓ વિરુદ્ધ ઘર્ષણ ઉપજાવતા નથી તેઓ ગોરાઓનો વિરોધ કરવાને બદલે ઉપલા વર્ગના ધોરણોનુ અનુકરણ કરે છે તેમની સમક્ષ એક સમસ્યા સતત હાજર જ હોય છે અને તે એ કે પોતાની જ્ઞાતિને વફાદાર રહેવુ કે પોતાના ઉપલા વર્ગ તરફ વફાદારી દાખવવી

મધ્યમ વર્ગના હબસીઓ પણ તે વર્ગના ગોરાઓની માફક કેળવણી ઉપર ભાર મૂકે છે તેઓ પણ યોગ્ય રીતભાત અને નીતિ માટે આગ્રહ સેવે છે તેઓ પણ ગોરાઓ તરફ ઉઘાડો વિરોધ દાખવતા નથી જેકે તેઓ નીચલા વર્ગના અને અસફળ ગરીબ ગોરાઓ તરફ અદરથી ધિક્કારની લાગણી સેવતા હોય છે જ્યારે હબસી પ્રજામા નીચલા વર્ગના હબસીઓનુ સખ્યાપ્રમાણ ઘણુ મોટુ છે તેમા પણ જુદા જુદા સ્તરો છે તે સ્તરની કક્ષા અનુસાર મધ્યમવર્ગીય નીતિભાવનાથી અતર કેળવે છે ગરીબ હબસીઓ કેળવણીને ઓછુ મહત્ત્વ આપે છે તેઓ જાહેર

આક્રમકતા પ્રમાણમાં વધુ દાખવે છે. આમાંના કેટલાક સમૂહો ઊંચા વર્ગના ગોરા માલિકો તરફ ખૂબ જ વફાદારીની લાગણી સેવે છે.

ઉત્તર યુનાઇટેડ સ્ટેટ્સમાં વર્ગ પ્રમાણેની આ ભાવનાઓ આટલા તીવ્ર સ્વરૂપે વિકસી નથી. રંગભેદ ગોરા-કાળામાં જુદાઈની ભાવના જાગૃત જરૂર રાખે છે, પરંતુ તેમાં તીવ્રતા સહેજ હળવી બની છે. તે છતાં પણ ઉપર દર્શાવેલા વર્ગ-જ્ઞાતિના પાયા ઉપરના જુદા જુદા વર્ગો વચ્ચે ગોરા-કાળાના સંબંધો આપણને તેમના અંદર-અંદરના વ્યવહારો અને સંબંધોનો અને પ્રત્યેક સમૂહની અમુક કક્ષાની સામાજિક સ્થિતિનો સાધારણ ખ્યાલ આપવા માટે બહુ જ ઉપયોગી થઈ પડે છે. તે વ્યક્તિગત પ્રશ્નો અને વિવિધ વર્ગોના પ્રશ્નો સમજવા માટે પણ ઉપયોગી થાય છે.

આ લક્ષણો, આ જ્ઞાતિતત્ત્વ ઉપર રચાયેલા પરંતુ વર્તમાન સમાજમાં જ્ઞાતિ-વર્ગરચનામાં ફેરવાયેલા સંબંધોની ઘટનાને ધ્યાનમાં નહિ રાખીએ તો હબસીઓના પ્રશ્નને જ આપણે સાચી રીતે સમજી શકવા અસમર્થ બનીશું.

### (૩) આ પ્રકારના સમાજઘડતરનાં વિશિષ્ટ લક્ષણો :

હબસી અને ગોરી જ્ઞાતિઓના આ આંતરવિભાગીકરણ અને દરેક જ્ઞાતિમાં પડેલા વર્ગો કેટલાક એવા પ્રશ્નો ઊભા કરે છે કે જે સામાન્ય નાગરિકને તેમ જ સમાજશાસ્ત્રના અભ્યાસીઓને માટે ખૂબ જ મહત્ત્વ ધારણ કરે છે.

આ જ્ઞાતિવર્ગવ્યવસ્થાના કેટલાંક સામાન્ય લક્ષણોની આપણે સમજ પ્રાપ્ત કરીએ.

### (અ) રંગ અને દરજ્જો :

આખા સમાજમાં રંગભેદ ઉપર વિભાગીકરણ પડવા છતાં સમાજ-સ્વીકૃત મૂલ્યો ગોરાઓએ સ્વીકારેલાં મૂલ્યોનાં જ બનેલાં હોય છે. દા. ત., રંગ વિષેનાં મૂલ્યો જ લઈએ. ગોરાઓના મત પ્રમાણે જેટલા પ્રમાણમાં રંગ ગોરો તેટલા પ્રમાણમાં માનવીનો દરજ્જો પણ ઊંચો એવી માન્યતા છે. આ માન્યતા ગોરી પ્રજાને પોતાને ઊંચા ગણુતી, પૂર્વગ્રહવાળી માન્યતા છે. પરંતુ આ માન્યતા હબસીઓમાં રૂઢ થઈ છે. ગોરાઓ ઉપરાંત કાળાઓ, હબસીઓ પણ એમ માનતા થયા છે કે જેટલા પ્રમાણમાં ચામડી ઊજળી તેટલા પ્રમાણમાં તેમનો દરજ્જો ઊંચો. એનો અર્થ એ કે

હબસીઓ પણ એમ માન્યતા ધરાવતા થયા છે કે જેટલા પ્રમાણમાં હબસીનો રંગ ઓછો કાળો તેટલા પ્રમાણમા તેનો દરજ્જો ઊંચો આમ ઓછા કાળા હબસીઓનો દરજ્જો હબસી પ્રજામાં પણ ઊંચો ગણાય છે. અનેક અભ્યાસોએ પુરવાર કર્યું છે કે જેટલા પ્રમાણમાં હબસીઓ ઓછા કાળા તેટલા પ્રમાણમાં તેમનો સામાજિક દરજ્જો હબસીઓમા પણ ઊંચો મનાય છે.

જોકે આ મૂલ્યાંકન હવે બદલાવા માડયુ છે. ઉત્તર યુ.એસ એ.મા ખૂબ જ કાળી ચામડીવાળી વ્યક્તિઓએ સામાજિક પ્રતિષ્ઠા અને નેતાગીરીના સ્થાન પ્રાપ્ત કરવા માડ્યા છે એટલુ જ નહિ, પણ રંગની ગોરાશને ઊંચી ગણવાની ભાવનાને નિગ્રો જાતિને વફાદાર ન રહેવાની મનોવૃત્તિ તરીકે વખોડી નાખવા માંડી છે. પરંતુ હજી પણ એકંદરે ગૌરપણુ એ હબસીઓમા પણ ઊંચા દરજ્જાનુ એક લક્ષણ ગણાય છે.

## (ખ) જ્ઞાતિ અને વ્યક્તિત્વ :

સસ્કાર (culture) અને વ્યક્તિત્વ (personality)ના સંબધો અગે આપણે ત્રીજા પ્રકરણમા વિગતવાર ચર્ચા કરી છે જ્ઞાતિ-વર્ગરચનાની હબસી યુવકો ઉપર થતી અસરના અભ્યાસો આપણને એ પ્રકરણમા કરેલાં વિધાનોનાં સહુથી સુદર દૃષ્ટાંતો પૂરાં પાડે છે નિગ્રો જ્ઞાતિના ઉપલા, મધ્યમ અને નીચલા વર્ગના યુવકોનુ મનોવિશ્લેષણની દૃષ્ટિએ કરેલુ વ્યક્તિત્વનુ અધ્યયન બેત્રણ ઘટનાઓ સ્પષ્ટ કરે છે

(૧) જન્મથી મળેલો રગભેદનો સિક્કો અને તેને લઈને ઊપસેલુ દરજ્જાનું ભાન હબસીના સમસ્ત જીવનને અને વ્યક્તિત્વને રંગે છે. હબસીનાં સ્વપ્નાં, તેના વલણો, તેના આદર્શો, તેની બહાર દેખાઈ આવતી અગર હૃદયમાં દબાવી રાખેલી આક્રમકતા તેમ જ તેની આશાનિરાશાની લાગણીઓ, તેના રગભેદ તરફના પ્રત્યાઘાતો તે હબસી સમૂહનો છે, કાળી ચામડીના માનવસમૂહનો સભ્ય છે એ ખ્યાલથી રંગાય છે. નિગ્રો યુવકોનુ વ્યક્તિત્વ કેવી રીતે ઘડાય છે એ પ્રશ્ન ઘણો અટપટો છે કારણ તેમનામા પણ એક તરફ હબસી તરીકેનુ ભાન કામ કરે છે અને બીજી તરફ તેમનામા ગોરાઓના મૂલ્યો પણ રૂઢ થયાં છે. તેઓ ગોરાઓનુ અનુકરણ કરવા સતત તત્પર થાય છે ઉપલા અને મધ્યમ વર્ગના હબસીઓ તો ઘણી વાર હબસીઓના આ નીચા દરજ્જા માટે ગરીબ હબસીઓને જ

જવાબદાર ગણવાની મનોવૃત્તિ કેળવે છે. અને છતાં પણ રંગભેદમાંથી ઊભો થતો દરજ્જો એમના ગતને સમગ્ર રીતે પકડી રાખે છે. પ્રત્યેક હબસીના માનસને તે ઘડે છે અને તેના વ્યક્તિત્વને રંગે છે.

(૨) આમાંથી હબસી જગતમાં જ તેના વિવિધ વર્ગોમાં અનેક પ્રશ્નો ઊભા થાય છે. નીચલા થરના, ઓછી કેળવણી અને ઓછા સંસ્કારવાળા હબસીઓ પોતાની પરિસ્થિતિને નસીબના ફળ તરીકે સરળતાથી સ્વીકારી લે છે. તેઓ પોતાના વાતાવરણમાં પ્રમાણમાં સહેલાઈથી અનુકૂળ થઈ જાય છે. પરંતુ શક્તિશાળી, ભણેલા અને ઊંચી પાયરીએ ચડેલા હબસીઓને પોતાની ચામડીના રંગને લીધે નડતા અવરોધો વધારે સાલે છે. જોકે એક વાત તો સ્વીકારવી જ રહી કે કોઈ પણ વર્ગનો હબસી હોય તો પણ તેને આ જ્ઞાતિબંધન તેના વ્યક્તિત્વને ઘડવામાં અને અમુક સ્વરૂપ આપવામાં મહત્ત્વનો ભાગ ભજવે છે.

પ્રૉફેસર સધરલૅન્ડ પોતાના અભ્યાસો ઉપરથી નીચેનું સૂચક વિધાન કરે છે:

"જાતિભાવનાથી રંગાયેલુ સ્વ-વલણ વિવિધ સ્વરૂપો ધારણ કરે છે. કેટલાક માનવી ઠેકડી, મશ્કરી અગર હસી કાઢવાની વૃત્તિ દ્વારા આશ્વાસન મેળવે છે. કેટલાક તેમાંથી તીવ્ર મહત્વાકાંક્ષા વિકસાવે છે. કેટલાક આ માનસને આક્રમકતાના સ્વરૂપે વ્યક્ત કરે છે. તો કેટલાક એમાંથી એક પ્રકારનું ઉદાસીન અને પ્રત્યેક ઘટનામાંથી પીછેહઠ કરવાનું માનસ કેળવે છે જાતિનો ઓળો અમુક કક્ષા અને અમુક સ્વરૂપે બધા જ હબસી યુવાનોના અનુભવોમાં પાર્શ્વભૂમિ તરીકે કામ કરતો હતો. જ્યાં સુધી અમુક રંગ ધરાવતા સમૂહો તરફ પ્રમુખ સમાજ પોતાના પૂર્વગ્રહથી ભર્યાં વલણો ચાલુ રાખશે ત્યાં સુધી એ રંગ ધરાવતો માનવી પોતાના માનસમાં એક પ્રકારનું બચાવનું વલણ, છુપાવવાનું વલણ અગર એ ઘટનાને ભૂલી બીજી બાબતોમાં મન પરોવવાનું વલણ ચાલુ જ રાખશે. જાતિભેદમાંથી ઊપજતા વાતાવરણનો સાંસ્કૃતિક વારસો તેના ચિત્ત-તંત્રમાંથી તે કદી દૂર કરી શકશે નહિ."†

† "The self-attitudes reflecting the shadow of race varied widely. Some persons compensated through humour, others through extreme ambition, others through outright aggressiveness, and still others through reticence and withdrawal. But the presence of the shadow of race in some degree or in some form was the [illegible] of all N[illegible]

## (૩) જ્ઞાતિ અને સામાજિક નિયમો તરફનાં વલણોમાં વિકૃતતા:

ગોરા-કાળાના રંગભેદમાંથી ઊપજતુ ભાન આ બે જ્ઞાતિઓના ગુનાઓના પ્રકારમાં પણ તફાવત લાવે છે. મોટા ભાગના હબસીઓ એટલા બધા નીચલા થરમાં જીવન જીવે છે કે તેમને માટે સામાન્ય જીવન જીવવુ એ પણ અઘરું કાર્ય થઈ પડે છે. આમ મોટા ભાગના હબસીઓ માટે સામાજિક પરિસ્થિતિ જ એવું વાતાવરણ ઊભું કરે છે કે જેમાં તેમને તકોનો અભાવ હોય છે, સતત હીણપણાનું ભાન થાય એવી ઘટનાઓ બન્યા કરે છે અને આ રીતે તેમનામાં ગુનાહિત માનસ ઊભું કરવા ઉત્તેજન મળ્યા કરે છે. આમ છતાં પણ અમુક ગુનાઓ હબસીઓમાં વધારે જોવામાં આવે છે જ્યારે અમુક પ્રકારના ગુનાઓ ગોરાઓમાં જોવામાં આવે છે—દા. ત., ફક્ત નાનાં નાનાં નિયંત્રણોનું ઉલ્લંઘન હબસીઓમાં વધુ જોવામાં આવે છે—ત્યારે આપવાત જેવા ગુનાઓનો દર ગોરાઓમાં વધુ પ્રમાણમાં જોવા મળે છે.

ગોરા-કાળાના રંગભેદમાથી અને તેમની વચ્ચેના સંબધો અંગે જ વિકસેલાં કેટલાક હબસી જૂથોમાં ઉદ્દભવેલા એક ભેદી-ગુનાહિત જગતનો અભ્યાસ પણ નોધપાત્ર છે

આ દુનિયામાં "મધ્યમવર્ગીય" નીતિભાવનાઓથી કંટાળી કેટલીક શક્તિવાળી વ્યક્તિઓ પોતાના વર્ગ-જ્ઞાતિનાં બંધનો ફગાવી દે છે અને જુગાર, વ્યસન અને જાતીય વિકૃતિનુ એક માદક વાતાવરણ ઊભું કરે છે. આ વાતાવરણ એ નિગ્રોજીવનનુ કુદરતી તત્ત્વ નથી, પરંતુ આ છૂપુ જગત કેટલાક હબસીઓને આર્થિક કમાણી માટે ઠીક સાધનો પૂરાં પાડે છે એટલું જ નહિ, પરંતુ તે જગત કેટલાક ગોરાઓને પણ પોતાનાં ચુસ્ત જ્ઞાતિબંધનો ઢીલાં કરવામાં મદદરૂપ થાય છે. આમ ગોરા-કાળા વચ્ચેના ચુસ્ત અંતરો વિકૃત માર્ગે ઓછાં થાય છે.

આ જ પ્રમાણે ગોરા-કાળાઓ વચ્ચેની દીવાલ અને અંતર દૂર કરવાનું એક બીજું ક્ષેત્ર પણ વિકસી આવ્યું છે. લોકભોગ્ય કલાક્ષેત્રો

---

the dominant society continues to have stereotyped attitudes toward people of a certain hue, those who are of that hue will continue to rationalize, to conceal, or to shift attention to other matters, but they will never entirely escape psychologically their cultural heritage."

અને રમતગમતનાં ક્ષેત્રો આ વાતાવરણ ઊભું કરે છે. સંગીત અને કુસ્તી જેવા ધંધાઓમાં રંગભેદ સહેજ હળવા થાય છે. આ જ કારણે આ પ્રકારની કલાઓ અને રમતો હબસીઓ અને બીજા પણ એથ્નિક સમૂહોના સભ્યોને આકર્ષે છે. એનો અર્થ એમ નથી કે સંગીત જેવી કલા અગર કુસ્તી જેવી રમત માટે હબસીઓ આનુવંગિક રીતે જ વધુ યોગ્યતા ધરાવે છે ગુનાની માફક આ ઘટના પણ પ્રચલિત સામાજિક પરિસ્થિતિને જ આભારી છે.

## (૪) "વર્ણસંકરતા" અને "ઉપલા વર્ણમાં ગણાઈજવાની" પ્રક્રિયા :

અમેરિકામાં વસતા હબસી અંગે એક વાત ખાસ ધ્યાનમાં રાખવાની છે. ત્યાં ગોરાઓ જેમને હબસી તરીકે ગણે છે તેમનામાંનો ઘણો મોટો ભાગ આનુવંશિક દૃષ્ટિએ વર્ણસંકર છે. તેમનાં લોહી શુદ્ધ હબસી નથી પરંતુ મિશ્ર છે. મોટા ભાગના હબસીઓની આ વર્ણસંકરતાનાં કારણોનો ઇતિહાસ જૂનો છે અમેરિકન સમાજના તેના શરૂઆતના વસાહતી યુગમાં ખાસ કરીને દક્ષિણ યુ.એસ એ.ના વિજેતા ગોરાઓ હબસી ગુલામોની સ્ત્રીઓ સાથે જાતીય સંબંધો બહુ મોટા પાયા ઉપર રાખતા હતા. તે જ પ્રમાણે તે સમયમાં શહેરોમા પણ જાતીય સંબંધ ખૂબ મુક્ત હતા. આ ઘટનાએ હબસીઓમાં વર્ણસંકરતા ખૂબ જ વધારી દીધી. આનું પરિણામ આજે એ આવ્યું છે કે અમેરિકન હબસીઓ આજે શારીરિક દૃષ્ટિએ ખૂબ જ વિવિધતા દાખવે છે. શુદ્ધ હબસી પ્રકારથી માંડી, ગોરામાં તદ્દન જ ભળી જાય, તેમનાથી જરા પણ જુદા ન દેખાય એવા વિવિધ પ્રકારો આપણને અમેરિકન હબસીઓમાં દેખાય છે. શ્યામ રંગથી ગૌર વર્ણ સુધીનું એક રંગપનુષ્ય હબસીઓમાં વિકસી આવ્યુ છે.

પરંતુ રંગે ગોરા હોય કે કાળા, પણ સર્વ હબસીઓને ઊતરતા વર્ણના ગણવાનું લોકમાનસ હજી પણ અમેરિકામાં ચાલુ છે આ માનસ જ આપણને અમેરિકન કાળા-ગોરાના સંબંધમાં જ્ઞાતિતત્ત્વ કેટલું ઊંડું ઊતરી ગયું છે તેનું દૃષ્ટાંત પૂરું પાડે છે.

આ વર્ણસંકરતા એક બીજી સામાજિક ઘટના વિકસાવે છે. ઘણા ઊજળા હબસીઓ ગોરામાં ખપી જાય છે અને ગોરા જ્ઞાતિમાં સમાઈ જાય છે. દર વર્ષે આ પ્રમાણે કેટલા હબસીઓ ગોરા જ્ઞાતિમાં સમાઈ જાય છે તે અંગે ચોક્કસ અંદાજ મળતો નથી, પરંતુ અભ્યાસીઓનું

એમ માનવું છે કે પ્રતિવર્ષે લગભગ બેચાર હજારથી પચીસ હજાર હબસીઓ આમ ગોરા જ્ઞાતિમાં સમાઈ જતા હશે. પચીસ હજારની સંખ્યા વધુ પડતી લાગે છે પરંતુ એટલું ચોક્કસ કે થોડા હજાર હબસીઓની ગોરાઓમાં ખપી જવાની ક્રિયા દર વર્ષે ચાલ્યા જ કરે છે. આ ગોરાકરણની ક્રિયા પુરુષોમાં અને ખાસ કરીને યુવકોમાં વધુ પ્રમાણમાં જોવા મળે છે. તેજ પ્રમાણે તે ગામડા કરતાં શહેરોમાં વધુ પ્રમાણમાં દેખાય છે ગોરાઓમાં ભળી ગયેલા હબસીઓ પોતાના હબસી જગત સાથે ધીરે ધીરે સંબંધ તોડી નાખે છે. પરંતુ આ સંબંધ સમૂળો તોડી નાખવાની પ્રક્રિયા બહુ જ ઓછા પ્રમાણમા થાય છે તેનાં કારણો ઘણાં છે ગોરાઓમાં ખપી જવામાં અનેક પ્રકારનાં વિઘ્નો આવે છે આ ખપી જવાના પ્રયોગમાં જ જો હબસી તરીકે બહાર પડી જવાશે તો શું પરિણામ આવશે તેનો ભય પણ ગોરાકરણમાં અંતરાય મૂકે છે. ગોરાઓના જીવન, જે તેમને માટે નવજીવન રહેશે તેને અનુકૂળ થવામાં રહેલી મુશ્કેલીઓ, ગોરાઓની મર્યાદિત, ઠંડી વર્ગભાવનાથી રંગાયેલી મનોવૃત્તિ, હબસી હોઈને પણ હબસી તરફ વિકસાવવાની અશક્તિ અને વર્ણફેર કરી, પોતાની જ્ઞાતિને, હબસી સમુદાયને દગો દીધાની લાગણીની ચણચણાટી વિગેરે હબસીઓને પણ ગોરાઓમાં ભળી જવાની ક્રિયામાથી અટકાવે છે. પરંતુ વર્ણસંકરતા અને આ પ્રક્રિયા એ વર્ગ જ્ઞાતિવ્યવસ્થામાથી વિકસતુ ચોથુ લક્ષણ છે.

## જ્ઞાતિવ્યવસ્થા ટકી રહેશે ખરી ?

કેટલાક વિદ્વાનોનુ એમ માનવુ છે કે આ કાળાગોરાની જ્ઞાતિવ્યવસ્થા ચાલુ રાખવા જોઈએ એટલુ જ નહિ, પરતુ કેટલાક તો એમ માને છે કે તે ચાલુ જ રહેશે તેઓ એમ માને છે કે કાળા ગોરા વચ્ચે આર્થિક અને રાજકીય અસમાનતા દૂર કરી તેમને સમાન હક આપવા જોઈએ. પરંતુ આર્થિક અને રાજકીય રીતે સમાન થાય છતાં પણ સામાજિક રીતે તેઓ વિભિન્ન રહે અને બે સંસ્કારજૂથો તરીકે સમાજમાં સંસ્કાર-વૈવિધ્ય વધારે એ ઇચ્છવા યોગ્ય છે.

આ માન્યતા ભૂલભરેલી છે. સંસ્કારભેદો અને સામાજિક ભેદો, આર્થિક અને રાજકીય તફાવતોમાથી જ વિકસે છે. આર્થિક અને રાજકીય તફાવતો મિટાતાં, સામાજિક અને સસ્કારભેદો પણ દૂર જ થશે. જ્ઞાતિતત્ત્વ જ

અસમાનતા ઉપર રચાયેલું છે. આર્થિક અને રાજકીય અસમાનતા દૂર થતાં આંતરજ્ઞાતીય લગ્નો આપોઆપ વધશે અને આંતરજ્ઞાતીય લગ્નો વધતાં જ્ઞાતિતત્ત્વનો છેલ્લો આધાર દૂર થશે.

## અમેરિકામાં બીજા એથ્નિક અને જાતિજૂથોમાં જ્ઞાતિતત્ત્વ:

ગોરા—ઉત્તર-યુરોપિયન—પ્રૉટેસ્ટન્ટ મૂલ્યો ધરાવતા અમેરિકન સમાજમાં હબસીઓ સિવાય પણ એવાં બીજાં એથ્નિક જૂથો છે, જેમના તરફ ગોરાઓ અમુક સામાજિક અંતર રાખે છે. યુ એસ. એ.ની ગોરી પ્રજા આ સર્વ એથ્નિક જૂથો તરફ અંતરનું એક એવું સ્પષ્ટ વલણ રાખે છે કે તે સમૂહો લગભગ જ્ઞાતિ જેવાં જડ તત્ત્વ ધરાવતાં બની જાય છે.

આવા સમૂહોમા અનેક જૂથોનો સમાવેશ થાય છે. એશિયાના પૂર્વ-દેશના વતનીઓ, જે અમેરિકામાં જઈ વસ્યા છે તેમનો સમાવેશ થાય છે. સ્પેનિશ ભાષા બોલતા વસાહતીઓ, અમેરિકન ઇન્ડિયનો તથા યહૂદીઓનો પણ આમાં સહેલાઈથી સમાવેશ થઈ શકે. દા. ત., ચીનાઓને શરૂઆતમાં અમેરિકામાં કૂલી તરીકે લાવવામાં આવ્યા હતા. ઈ. સ. ૧૮૯૦માં અમેરિકામાં તેમની સંખ્યા એક લાખની હતી. હવે તેમની સંખ્યા લગભગ એંશી હજાર જેટલી ઓછી થઈ ગઈ છે. ચીનાઓ તરફ અમેરિકામાં બહુ જ અસમાન અને અમાનુષી વર્તન રાખવામાં આવ્યુ છે. તેમને કાયદાઓ દ્વારા અમેરિકન સમાજના વ્યવહારમાંથી અલગ રાખવાના પ્રયત્નો કરવામાં આવ્યા છે. તેમને અમેરિકન રાજ્યના શહેરી બનવાનો હક આપવામાં આવ્યો નથી. આના પરિણામે ચીનાઓ માટે પોતાના અલગ લત્તાઓ વિકસાવી પોતાનું જીવન ગાળવાની સ્થિતિ ઊભી થઈ છે. જે શહેરમાં તેઓ રહેતા હોય છે ત્યાં આ લત્તાઓ "ચાઇના ટાઉન" તરીકે ઓળખાય છે. ચીનાઓ જેવું જ અને ઈ. સ. ૧૯૪૧ પછી તો તેમનાથી પણ વધુ અમાનુષી વર્તન "નાનાં રોકિયો" નામે ઓળખાતા લત્તાઓમા જીવન ગુજારતા જાપાનીઓ સામે પણ કરવામાં આવતું હતું. ત્રીસ લાખ કરતાં પણ વધુ સ્પેનિશ ભાષા બોલતા વસાહતીઓ—જેમાંના મોટા ભાગના મેક્સિકનો છે—પ્રત્યે પણ અમેરિકન ગોરી પ્રજા તરફથી આવું જ અસમાનતાભર્યું અને અમાનુષી વર્તન રાખવામાં આવતું. સ્પેનિશ ભાષા બોલતા સમૂહોને વસ્તીગણતરીમાં ગોરા વર્ણના ગણવામાં આવ્યા છે. પરંતુ વાસ્તવમા તેમને બીજા ગોરાઓને સુલભ સામાજિક, રાજકીય અને આર્થિક હકો-

માંથી બાકાત રાખી એક અલગ નીચલી જ્ઞાતિ જેવા જ બનાવી દીધા છે.

અમેરિકન ઇન્ડિયનોને તો પહેલાંથી જ નીચા ગણવામાં આવ્યા છે. લગભગ હમણાં સુધી અમેરિકન ઇન્ડિયનો તરફ એવું તો જુલમી વર્તન અખત્યાર કરવામાં આવ્યું હતું કે તેમની વસ્તી પણ કરમાઈ, ઓછી થઈ ગઈ છે. તેમને અમેરિકન સમાજના સામાજિક અને સાંસ્કારિક પ્રવાહોથી અલગ રાખવાના સ્વભાનપૂર્વકના પ્રયત્નો ગોરાઓએ કર્યા હતા. અમેરિકન ઇન્ડિયનો તરફના વલણે ગોરાઓની ઉચ્ચતા અને અભિમાનની લાગણી પોષવામાં ખૂબ જ મહત્ત્વનો ભાગ ભજવ્યો છે.

આ સમૂહો ઉપરાંત પણ અમેરિકન સમાજમાં રંગથી જ જુદા પડી આવતા અને લગભગ અસ્પૃશ્ય જેવી હીણી દશા ભોગવતાં જૂથો પણ વિકસી આવ્યાં છે. ફિલિપાઇન્સ, પોર્ટોરિકોના વતનીઓ, વર્જીન ટાપુના રહેવાસીઓ અને બીજા એવા કેટલાક સમૂહો અમેરિકન સમાજમાં લગભગ અસ્પૃશ્ય કોમો જેવું અપમાનિત જીવન ગુજારી રહ્યા છે.

## (૨) યહૂદીઓનો અટપટો પ્રશ્ન:

ઉપર દર્શાવેલા રંગભેદને કારણે લગભગ નીચલી જ્ઞાતિની દશાએ પહોંચાડેલા સમૂહો ઉપરાંત અમેરિકામાં રંગમાં જુદા નહિ એવા યહૂદીઓ તરફ પણ અસમાન વર્તન ચલાવવામાં આવે છે. અમેરિકન ગોરાઓએ તેમનું સ્થાન પણ લગભગ નીચલી જ્ઞાતિ જેવું જ અલગ અને હીણું કરી નાખ્યું છે. અમેરિકન સમાજમાં યહૂદીઓ તરફ એક તિરસ્કાર અને જુદાઈની ઊંડી ભાવના પ્રવર્તે છે. આ વલણનાં મૂળ સમસ્ત પશ્ચિમના ઇતિહાસમાં વણાયેલાં છે. એમાં ધર્મે શરૂઆતમાં બહુ જ મહત્ત્વનો ભાગ ભજવ્યો છે. સદીઓથી ખ્રિસ્તી પ્રજાઓએ યહૂદીઓને જુદી જુદી રીતે ત્રાસ આપ્યો છે અમેરિકન સમાજમાં ધર્મ ઉપરાંત આર્થિક, સામાજિક અને સાંસ્કૃતિક તત્ત્વોએ ભળી એક એવી અટપટી પરિસ્થિતિ ઊભી કરી છે કે જેમાં યહૂદીઓને, જુદો ધર્મ પાળવા માટે નહિ પરંતુ એક નોખા એથ્નિક જૂથ તરીકે, એક જ્ઞાતિ તરીકે જ ગણવામાં આવે છે.

યહૂદીઓ તરફના વર્તન, તેની ભૂમિકા, તેની પાછળ કામ કરતાં બળો અને તેમના ઉપર થયેલા વિવિધ પ્રકારના અત્યાચારોનો ઇતિહાસ અત્રે આપી શકાય એમ નથી પરંતુ અહીંયાં આપણે એટલું કહી શકીએ કે અમેરિકન સમાજનું યહૂદીઓ તરફનું વલણ ઐતિહાસિક પરિબળોમાંથી વિકસ્યું છે. યહૂદીઓના રંગ અગર આનુવંશિક તત્ત્વ અગર તફાવતને

આની સાથે કાંઈજ નિસ્બત નથી. યહૂદી કોમે પોતાની અસ્થિર પરિસ્થિતિમાં અમુક સામાજિક ખાસિયતો કેળવી, આર્થિક વ્યવહારમાં આ કોમે એક પ્રકારની સ્ટોડિયાવૃત્તિ અને ધીરધારની આવડત ખીલવી અને સામાજિક અને ધાર્મિક વ્યવહારમા તેમણે એક પ્રકારની સંરક્ષક રૂઢિચુસ્તતા ખીલવી આ સર્વ લક્ષણોએ તેમને સમાજના બીજા સમૂહો સાથે વધુ અને વધુ ઘર્ષણમા આણ્યા આ ઉપરાત આ કોમની કેટલીક વ્યક્તિઓ આ પરિસ્થિતિમા ક્રાતિકારી અને ઉદ્દામવાદી ચળવળોમાં પણ જોડાઈ. આ કારણથી પણ સમાજના પ્રસ્થાપિત અને પ્રતિષ્ઠિત વર્ગોમાં યહૂદીઓ વિરુદ્ધ લાગણી તીવ્ર થઈ. પોતાને અળગા જૂથમાં જ જીવન ગાળવાનું હોઈ યહૂદીઓએ પોતાના જ જૂથમાંથી બધી રાહત મેળવવાનું માનસ કેળવ્યું. આની અસર પણ યહૂદીઓને જુદી જ્ઞાતિ તરીકે ગણવી એમ થઈ.

આમ વિવિધ પ્રકારના પરિબળોમાથી આજે અમેરિકામાં યહૂદીઓને જુદી જ્ઞાતિ ગણવાની પરિસ્થિતિ આવી ગઈ છે.

અમેરિકામાં યહૂદીઓની આર્થિક સ્થિતિ બીજી લઘુમતી કોમો જેટલી ખરાબ નથી. એકંદરે યહૂદીઓ ઘણાખરા ધંધાઓમાં દેખાય છે. જોકે યહૂદીઓ બહુ જ પૈસાદાર છે અને અમેરિકાના આખા આર્થિક તંત્રનો ઇજારો ધરાવે છે એવી પ્રચલિત માન્યતા ખોટી છે.

યહૂદી અને ગોરા ખ્રિસ્તીઓ વચ્ચેનો ભેદ આમ આર્થિક ઘટના ઉપર નહિ પરંતુ સામાજિક સંબંધોમાંથી વિકસ્યો છે. યહૂદીઓને ખાસ કરીને ઉપલા અને મધ્યમવર્ગના ગોરાઓએ પોતાના સામાજિક જીવનમાં ભાગ લેતા અટકાવ્યા છે. તેમને અમુક ક્લબો, હોટેલો, નિવાસસ્થાનો, લત્તાઓ અને હોસ્પિટલો વગેરેમાં દાખલ થવા દેવામાં આવતા નથી. આ જ પ્રમાણે તેમને મોટા ઉદ્યોગો, બૅન્કો, યુનિવર્સિટીઓ અગર નાણાકીય સંસ્થાઓમાથી બાકાત રાખવામાં આવ્યા છે. આ સર્વ પ્રવૃત્તિઓમાં સ્પર્ધાવાળું માનસ ધરાવતો ગોરાઓનો મધ્યમવર્ગ આગેવાની લે છે, અને એક પ્રકારની દંડી બહાર ન દેખાય એવી ઢબે, તિરસ્કારનું વલણ ચાલુ પણ રાખે છે. આ યહૂદીઓ વિરુદ્ધ "અંતર" કેળવવા અને સમાજમાં ફેલાવવા માટે ઘણે અંશે મધ્યમવર્ગ જવાબદાર હોય છે. આ પૂર્વગ્રહ અને અસમાન વર્તન નીચલા વર્ગના ગોરાઓ ઉઘાડેછોગે અને આક્રમક રીતે વ્યક્ત કરે છે. આના પરિણામે યહૂદીઓનું જીવન વધુ અને વધુ પોતાના વાડામાં સંકુચિત થતું જાય છે. યહૂદીઓ પોતાની જ દુકાનો, પોતાની જ હોટેલો, પોતાનાં જ રેસ્ટોરંટ, પોતાનાં જ છાત્રાલયો, પોતાનાં જ

નિવાસસ્થાનો, પોતાની જ શાળાઓ, પોતાની જ ચેરિટીઝ, પોતાના જ ઉદ્યોગો અને પોતાના જ લત્તાઓ વસાવે છે. આપણે જોયું તેમ, આ ખાસિયત સામાજિક સંયોગો જ વિકસાવે છે. આમાં યહૂદીઓની ખાસ વારસાગત આવડત અગર તેમનો જન્મદત્ત સ્વભાવ જવાબદાર છે એમ માનવું એ ભૂલભરેલું છે.

અમેરિકામાં યહૂદીઓની અને હબસીઓની સ્થિતિમાં આમ તો બહુ તફાવતો છે પરંતુ અમુક બાબતોમાં તેમની સ્થિતિમાં ઠીક ઠીક સરખાપણું છે. યહૂદીઓનું જીવનધોરણ એકંદરે ઊંચું છે. પરંતુ તેમનામાં પણ આર્થિક વર્ગો ઘણા છે. તદુપરાંત યહૂદી સમાજમાં પણ વિવિધ વિભાગોની પ્રતિષ્ઠા અને દરજ્જો પણ જુદાં જુદાં છે તેમનામાં પણ હબસીઓ જેવી એક ભેદી ગુનાહિત દુનિયા અમુક વિભાગોમાં વિકસી આવી છે.

પરંતુ યહૂદી અને હબસીઓના જીવનનું એક સામ્ય છે. બન્ને લઘુમતી કોમો તરીકે પોતાની સામે થતા અસમાન અને અમાનુષી વર્તનથી એક ચણચણાટ અનુભવે છે. ઘણાનું એમ માનવું છે કે હબસીઓ કરતાં યહૂદીઓ માટે ગોરી-ખ્રિસ્તી પ્રજામાં ભળી જવાની પ્રવૃત્તિ સરળ બને છે. થોડા યહૂદીઓ આમ ગોરા-ખ્રિસ્તીઓમાં ભળી પણ જાય છે. પરંતુ મોટા ભાગની યહૂદી વ્યક્તિઓ હજી યહૂદી તરીકે જ રહે છે તેનું કારણ યહૂદી ધર્મ સાથે સંબંધ જાળવી રાખવાના પ્રયત્નમાં નથી. પરંતુ હબસીઓ અંગે જે કારણો આપણે દાખવ્યા હતા તે જ કારણો અહીંયાં પણ યહૂદીઓને ગોરા-ખ્રિસ્તીઓમાં ભળતા અટકાવે છે યહૂદી-વિરોધી (anti-semitism) અને હબસી-વિરોધી (anti-negro) માનસ પાછળ કામ કરતાં બળો એક જ છે એટલું જ નહિ, પરંતુ યહૂદી અને હબસીનો વિરોધ કરનાર ગોરું જૂથ પણ એક જ હોય છે. જે સમૂહો, કોઈ પણ આર્થિક, સામાજિક અગર સાંસ્કૃતિક કારણોને લઈને એવો પૂર્વગ્રહ સેવે છે કે હબસીઓ અને યહૂદીઓના હક છીનવવાથી જ પોતાને ફાયદો મળે છે તે સમૂહ બન્ને જૂથો તરફ આ વલણથી પોતાનું વર્તન ઘડે છે. તો સવાલ એક જ ઊભો થાય છે કે આ પૂર્વગ્રહો કેવા સંયોગો વિકસાવે છે. જૂથ-જૂથને વિભેદતા અને તેમનામાં ઘર્ષણ ઉપજાવતા પૂર્વગ્રહો કેવી રીતે વિકસે છે તે સમજવા આપણે હવે પ્રયત્ન કરીએ. આ પૂર્વગ્રહોને સાચી રીતે સમજીશું તો જ એથ્નિક સમૂહો તરફ વિકસતી ઘર્ષણની પાર્શ્વભૂમિને આપણે ઓળખી શકીશું.

**સમૂહ-પૂર્વગ્રહ અને વિભેદીકરણ (ભેદભાવ)ની વૃત્તિ (Group prejudice and discrimination):**

એથ્નિક પૂર્વગ્રહો અને એથ્નિક વિભેદીકરણની ભાવનાનાં મૂળ હવે આપણને સ્પષ્ટ થતાં જાય છે. તે આનુવંશિક તત્ત્વો અગર શારીરિક લક્ષણોના તફાવતમાંથી વિકસતા નથી પરંતુ સામાજિક જીવનનાં પરિબળો ઘડે છે. આ સમૂહ-પૂર્વગ્રહો (group prejudices) અને સમૂહ-વિભેદીકરણ (group discrimination) સામાજિક પરિસ્થિતિમાંથી ઉપસ્થિત થતાં હોઈ તેમની ચર્ચા આ પ્રકરણના અંતમાં રાખી છે.

સમૂહ-પૂર્વગ્રહો અને સમૂહ-વિભેદીકરણ ઉપર ધીરે ધીરે વિપુલ સાહિત્ય ઊભું થતું જાય છે. એ સાહિત્યમાંથી આપણે એ ઘટનાઓ અંગે જે સમજણ પ્રાપ્ત કરી છે તેને ટૂંકમાં સમજીએ. આ ઘટનાઓની સમજ પ્રાપ્ત કરતાં પહેલાં આપણે પૂર્વગ્રહ એટલે શું અને તે કેવી રીતે બંધાય છે તે સમજવા પ્રયત્ન કરીએ.

સ્થિર, ગતિહીન અને નાના અળગા સમાજોમાં બહારનાં જૂથો તરફનાં વ્યક્તિઓનાં વલણો બહુ જ ઘેરાં અને સ્પષ્ટ રીતે વિકસી આવેલાં હોય છે. તેમાં ફેરફાર એ જ રીતે થાય છે. કાં તો આ સમાજોનો કોઈ કારણવશાત્ બીજા સમાજો સાથે ખૂબ જ સંપર્ક વધે અગર એ જ સમાજોમાં તેમની અંદરની રચનામાં મૂળભૂત ફેરફારો થાય. પરંતુ ગતિશીલ, બહુ-જૂથ (multi-group) સમાજોમાં કાનૂનો અને નિયમાવલીઓ વિવિધ પ્રકારનાં હોય છે. તે ઘણી વખત પરસ્પરથી ભિન્ન પણ હોય છે. તે સર્વમાં પરિવર્તનો પણ થયા જ કરતાં હોય છે. આ સમાજોમાં માનવી વિવિધ પ્રકારની માન્યતાઓના વમળમાં અટવાતો હોઈ, તે સ્પષ્ટ, કાયમી કે એકમાર્ગી પૂર્વગ્રહો કેળવી શકતો નથી. પૂર્વગ્રહો અને માન્યતાઓ પણ ઠીક ઠીક ચંચળતા પ્રાપ્ત કરે છે.

ઉપલા વિધાનનો એમ અર્થ નથી કરવાનો કે માનવીમાં સ્વકેન્દ્રિત (egoistic) અને આક્રમક વૃત્તિઓ હોતી જ નથી ના, આ મનોવૃત્તિઓ માનવીમાં જરૂર હોય છે, પરંતુ આ મનોવૃત્તિઓ કેટલું તીવ્ર સ્વરૂપ ધારણ કરશે અને તે કયા સમૂહ વિરુદ્ધ વળશે એ સર્વ સમાજ નક્કી કરશે.

બાળકના પૂર્વગ્રહોનો વિકાસ, એ ખૂબ જ સૂક્ષ્મ અને ધીરે ધીરે ઘડાતી ઘટના છે. આ ઘટના વ્યક્તિની સમસ્ત સમાજીકરણની પ્રક્રિયા સાથે સંકળાયેલી છે બીજા પ્રકરણમાં એ અંગે આપણે વિસ્તૃત ચર્ચા કરી ગયા છીએ. સમાજીકરણ દરમ્યાન જ બાળક મારા-તારાની ભાવના વિકસાવે છે, પોતાનાં અને પારકાં એવું ભાન પણ વિકસાવે છે. અમ-સમૂહ (we-group) કે પોતાના સમૂહ સાથે તે આત્મીયતા અને પોતાપણાની લાગણી ખીલવે છે. એક તરફ તેના મગજમાં મારું કુટુંબ, મારાં સગાં, મારા મિત્રો વગેરે જેવી આત્મીય લાગણીઓ વિકસે છે જ્યારે બીજી તરફ પારકાં કુટુંબ, કોઈનાં સગાં અને કોઈના મિત્રો એવી પારકાપણાની, તેઓ બહારનાં છે, અલગ છે એવી ભાવના પણ "પોતાનાં"ની ભાવના સાથે સાથે જ ખીલતી જાય છે. આ બન્ને ભાવનાઓ એક પ્રક્રિયાનાં બે પાસાં છે.

આમ, સમાજીકરણમાંથી નિકટવર્તી જૂથ-ભાવના વિકસે છે પોતાનાં કુટુંબ, પોતાની શાળા, પોતાના મિત્રો, પોતાનું ગામ, પોતાનો દેશ, પોતાની ટોળી એમ પોતાના લાગતા સમૂહો તરફ આત્મીયતાની લાગણી ખીલે છે. આ ભાવના વિવિધ સ્વરૂપો ધારણ કરે છે. તે ભાવનામાંથી તેનામાં પોતે અમુક કુટુંબનો છે, અમુક જ્ઞાતિનો છે, અમુક કોમ કે ધર્મનો છે, અમુક પ્રાંત કે દેશનો છે એવી લાગણી

जन्मे छे એટલું જ નહિ, પરંતુ પોતે ગોરો છે, પોતે કાળો છે, પોતે નીચ વર્ણનો છે, પોતે ઉચ્ચ જ્ઞાતિનો છે, પોતે હરિજન છે કે પોતે શ્રેષ્ઠતા ધરાવતો બ્રાહ્મણ છે એવી પણ માન્યતા તે ખીલવતો જાય છે.

આમ, સમાજીકરણની ક્રિયામાંથી પોતાની સ્થિતિ, પોતાનાં કુળ, જ્ઞાતિ, ધર્મ, રાષ્ટ્ર વગેરેનો ખ્યાલ જન્મે છે અને સાથે સાથે એ જૂથોમાં ન હોય તે જુદાં છે, પારકા છે એવી પણ ભાવના વિકસતી જાય છે. સમાજીકરણની ક્રિયા આમ વ્યક્તિને સામાજિક પણ બનાવે છે અને સાથે સાથે જ આપ્તજનથી બીજાને પારકા ગણવાની, તે સમૂહો તરફ ભેદભાવ રાખવાની પણ વૃત્તિ કેળવે છે

સમાજીકરણની આ જ પ્રક્રિયા કેટલાક બીજાં પણ પરિણામો લાવે છે માનવીમાં મારુ એટલે ગમતુ અને ગમતું એટલે અણગમતા કરતાં વધુ સારુ અને વધુ સારુ એટલે એ જ સાચુ એવું પણ વલણ સમાજીકરણ વિકસાવે છે આમાથી પોતાની વસ્તુ સારી છે અને તેથી સાચી છે અને બીજાની વસ્તુ એટલે એટલી સારી નહિ અને તેથી ઊતરતી છે છે એવા પૂર્વગ્રહો વ્યક્તિમા બંધાવા માડે છે. આ પ્રકારના પૂર્વગ્રહો સમાજીકરણની પ્રક્રિયામાથી જ વિકસી આવે છે આ પૂર્વગ્રહો બાળકોને રોજની જિંદગીમાથી ગળથૂથીમા રોપવામા આવે છે વિદ્યાર્થીઅવસ્થામા તે દઢ થતા જાય છે, અને પછી આદતીકરણના પરિણામે માનવીના વ્યક્તિત્વમા એટલા રૂઢ થઈ જાય છે કે પાછળથી તે બુદ્ધિથી ખોટા લાગે તો પણ હૃદયથી તે ત્યજી શકાતા નથી પૂર્વગ્રહો કયા હશે તે સમાજીકરણ વખતે સમાજમાં કયા મૂલ્યો પ્રચલિત છે તેના ઉપર આધાર રાખશે. દા. ત., સમાજમા બ્રાહ્મણ ઊંચો જ છે, શ્રેષ્ઠ છે, પૂજ્ય છે, પવિત્ર છે અને અછૂત નીચો છે, અપવિત્ર છે, મલિન છે, અધમ છે એવા મૂલ્યો પ્રચલિત હશે તો વ્યક્તિઓ આવાં જ વલણો ધરાવશે બ્રાહ્મણનો છોકરો જાણી જોઈને લુચ્ચાઈપૂર્વક અગર ઘમંડને લીધે નહિ, પરંતુ આ સમાજીકરણની પ્રક્રિયામાથી જ પોતાની શ્રેષ્ઠતાનો, પવિત્રતાનો અહં કેળવશે અને અછૂતને અધમ અને અપવિત્ર માનશે

બાળપણથી કેળવાયેલી આ ભાવના, યૌવન અને આધેડ અવસ્થામાં એવી દઢ થઈ જાય છે કે તેના હૃદયમા એ જ સાચી ઘટના છે એવી શ્રદ્ધા બેસી જાય છે પોતે સાચો છે એ માન્યતાને પ્રચલિત સામાજિક મૂલ્યો ટેકો આપે છે. આ પીઠબળ તેના વ્યક્તિત્વના અહંને સંતોષે છે આ અહંનો સંતોષ તેને પોતાના સહમતીઓમાં તદ્રૂપ બનાવી આખરે તેજ

મૂલ્યો ટકાવી રાખવા કટિબદ્ધ કરે છે.

સમાજશાસ્ત્રના અભ્યાસીઓએ પુરવાર કર્યું છે કે આ પ્રકારના પૂર્વગ્રહો માનવહૃદયમાં ખૂબ જ ઊંડાં મૂળ નાખે છે. તે માનસમાં એટલા રૂઢ થઈ જાય છે કે ફક્ત બુદ્ધિ અને દલીલથી તેમની મર્યાદાઓ અને ખામીઓ દેખાડવા છતાં પણ વ્યક્તિ તેમને ફગાવી દઈ શકતી નથી બુદ્ધિ ના પાડે તો પણ હૃદય તેને પકડી રાખે છે એટલું જ નહિ, પરંતુ બુદ્ધિ પાસે જ આ માન્યતાઓને વળગી રહેવા માટે અનેક પ્રકારની દલીલો (rationalizations) શોધાવવા પ્રયત્ન કરાવે છે.

ટૂંકમાં, સમૂહ-પૂર્વગ્રહો (group prejudices) આજન્મ નથી. તેઓ સમાજીકરણની પ્રક્રિયા દરમ્યાન કેળવાયેલા મનોભાવો છે અને જ્યાં જ્યાં મારા-તારાના ભેદનું ભાન હોય છે ત્યા વ્યાપી જ રહેલા હોય છે. પરંતુ બાહ્ય સમૂહો તરફના આ પૂર્વગ્રહો અને વૈમનસ્ય એકસરખી જ તીવ્રતાવાળાં હોતાં નથી. તે પૂર્વગ્રહો જુદા જુદા સમૂહો માટે જુદી જુદી તીવ્રતા ધરાવતા હોય છે તેમ જ તે પૂર્વગ્રહોની તીવ્રતામાં પણ વધઘટ થયા કરે છે

અમેરિકાના બે પ્રખર વિદ્વાનોએ નોંધ્યું છે કે અમેરિકન પ્રજાનો ચારપંચમાંશ ભાગ આવા પૂર્વગ્રહો અને વૈમનસ્યભરી માનસિક અવસ્થા ભોગવે છે. પૂર્વગ્રહો અને વૈમનસ્ય તેમનાં જીવનને રંગે છે એટલું જ નહિ, પરંતુ જીવનને ઘાટ આપવામાં મહત્ત્વનો ભાગ ભજવે છે.

## (૨) "એથ્નિક" અને "જાતિ-જૂથ"—"લક્ષણચિત્ર" તરીકે (Ethnic and racial group as a stereotype):

ઉપર નોંધ્યું તેમ લગભગ બધા જ માનવીઓ પૂર્વગ્રહોથી રંગાયેલા હોય છે. વર્તમાન અનેકજૂથસમાજ જુદા જુદા સમૂહો માટે કેટલીક સાદી લાક્ષણિકતાઓનાં ચિત્રો ઊભાં કરી પૂર્વગ્રહોને મજબૂત બનાવે છે. આ પ્રક્રિયા નીચે પ્રમાણે કામ કરે છે. સમાજમાં વસતા જૂથને અમુક લક્ષણો અગર ખાસિયતો છે એમ નક્કી કરી દેવામાં આવે છે. દા. ત., ગુજરાતીઓ ગણતરીબાજ, મહારાષ્ટ્રીયનો ખટપટી, બંગાળીઓ લાગણીવશ પણ અહંકારી, મુસ્લિમો ઉદાર, ગંદા અને ક્રૂર, પંજાબીઓ ખડતલ પણ જડ, સિંધીઓ ઉદ્યોગી પણ વિશ્વાસઘાતી અને અસ્વચ્છ આવા આવા સમસ્ત સમૂહોને લક્ષણ-સ્વરૂપો આપવાની અગર લક્ષણ-આરોપણ કરવાની પ્રક્રિયાને વોલ્ટર લિપમૅન સ્ટિરિયોટાઇપ (*Stereotype*) અગર "લક્ષણચિત્રો" દોરવાની

કોઈ પણ બાહ્ય સમૂહ અંગે કેટલાંક નિશ્ચિત વલણો ઊભાં કરે છે. આ વલણો તે સમૂહની વિરુદ્ધના પૂર્વગ્રહોને વધુ ઘેરા અને દઢ બનાવે છે.

લોકભાષામાં રૂઢ થયેલા આવા એથ્નિક અને જાતિ "લક્ષણચિત્રો" સમાજમાં પ્રચલિત પૂર્વગ્રહોથી ભરપૂર ખોટી માન્યતાઓના દર્શન કરાવે છે. આ પૂર્વગ્રહો ટૂંકજીવી રહેશે કે દીર્ઘકાલીન તે સામાજિક પરિસ્થિતિ ઉપર આધાર રાખે છે દા ત, અમેરિકામાં ગોરા — એંગ્લો — ખ્રિસ્તી સમૂહોના મૂલ્યોથી જે સમૂહોના મૂલ્યો જેટલા વેગળા તેટલા તે પ્રસ્થાપિત સમાજમાં અપ્રિય હોય છે જોકે ગોરા — એંગ્લો — ખ્રિસ્તી સમૂહોને સ્વતંત્ર મૂલ્યો છે એવી ધારણા જ એક ભ્રમ છે પરંતુ આવા પૂર્વગ્રહો જો ખૂબ જ પ્રચલિત હોય તો તે બીજા સમૂહ તરફ — તેમની સાથે સીધા અગર આડકતરા સંપર્ક અગર અનુભવ વગર — વૈમનસ્યભર્યાં, વિરોધી અને ખોટા ખ્યાલોથી ભરપૂર એવાં માનસિક વલણો વિકસાવે છે. પૂર્વગ્રહો, એક સમૂહમાં બીજા સમૂહ તરફ પ્રથમથી જ, વગર જાણ્યે વિરોધી માનસ સરજે છે.

## (૩) પૂર્વગ્રહોના પ્રકાર (Types of prejudices):

આપણે જોયું તેમ સમૂહ-પૂર્વગ્રહો એ સર્વવ્યાપી ઘટના છે એટલું જ નહિ, પરંતુ તે સામાજિક સંયોગો પ્રમાણે અનેક સ્વરૂપો ધારણ કરે છે. આ વિવિધ પૂર્વગ્રહોનાં સ્વરૂપોમાં બે પ્રકારના પૂર્વગ્રહો વિશેષ ધ્યાન ખેંચે એવા અને સમાજમાં મહત્ત્વનું કાર્ય કરતા હોય છે.

સમૂહ-પૂર્વગ્રહોનો પહેલો પ્રકાર સમાજમાં પ્રચલિત મૂલ્યોને અનુસરવામાંથી ઊભો થાય છે જ્યારે સમૂહ-પૂર્વગ્રહોનો બીજો પ્રકાર વ્યક્તિની પોતાના જ સમૂહમાં સંવાદિતા પ્રાપ્ત કરવાની અશક્યતા અને તેમાંથી ઊપજતી માનસિક અસ્થિરતામાંથી વિકસે છે. આપણે આ બન્ને પ્રકારના પૂર્વગ્રહોને વિગતે સમજવા પ્રયત્ન કરીએ.

અમુક વર્તનને અયોગ્ય તરીકે. આ પ્રક્રિયાઓ આમ માનવીમાં અમુક મૂલ્યાંકનોવાળું માનસ પણ ઘડે છે. સિદ્ધાંતીકરણ અને આદતીકરણની પ્રક્રિયા દરમિયાન સમાજે વખોડી કાઢેલા અને અસ્વીકૃત વર્તન અને મૂલ્યો તરફ વ્યક્તિ પણ પૂર્વગ્રહો કેળવે છે. સમાજે સ્વીકારેલી ઘટનાઓને તે સારી ગણે છે, અને સમાજે નિંદ્ય ગણેલી ઘટનાઓને તે નિંદ્ય ગણે છે. આમ સમૂહ-લોકની તે અને સમૂહ-મૂલ્યોના પાલનમાં જ વ્યક્તિ પોતાની સ્થિરતા અને સ્વાસ્થ્ય પ્રાપ્ત કરે છે. પરંતુ સમાજસ્વીકૃત મૂલ્યો સાથે સમાજમાં પ્રચલિત પૂર્વગ્રહો પણ વ્યક્તિ અપનાવે છે; અને એ રીતે પૂર્વગ્રહોને અપનાવી એ જ દૃષ્ટિથી બધી ઘટનાઓને જોવાની પણ ટેવ

સમૂહો ઠીક ઠીક કામ લાગે છે વ્યક્તિ પોતાની અકળામણ, રોષ, આક્રમકતા અને "સામાને દુ:ખી કરી આનંદ પામવાની વૃત્તિ" (sadism)ને માટે આ સમૂહોને હોળીનું નાળિયેર બનાવે છે. પોતાના સમૂહમાં ગૂંગળાયેલો માનવી, સમૂહ બહાર કોઈનો નાશ કરવા તત્પર થાય છે. "ઑફિસનો ગુસ્સો પોતાની સ્ત્રી ઉપર કાઢવાની" મનોવૃત્તિ આમાં કામ કરે છે. અમેરિકામા યહૂદી, નિગ્રો કે કૅથોલિક ધર્મ પાળતી વ્યક્તિ કે સમૂહો ઉપર પોતાનો રોષ ગોરા પ્રૉટેસ્ટંટો વ્યક્ત કરે છે. આ પ્રમાણે અસ્થિરતા દૂર કરવા બીજા ઉપર કાઢેલા રોષમાથી તે એમ સંતોષ માને છે કે પોતે પોતાના સમૂહનો સાચો પ્રતિનિધિ છે. "જાતિવાદ" (racism) અને "સમૂહ"-ધિક્કારના ઝનૂની પ્રચારકો અને નેતાઓની મોટી સંખ્યા આવી વ્યક્તિઓ પૂરી પાડે છે એમ પણ અભ્યાસીઓએ નોંધ્યુ છે.

પૂર્વગ્રહોના આ બે પ્રકારોને એકદમ જુદા પાડવા બહુ જ મુશ્કેલ છે, કારણ બન્ને પ્રકારના પૂર્વગ્રહો સામાજિક જીવનમાં કોઈ પ્રકારના પૂર્વગ્રહોના અસ્તિત્વ વગર શક્ય જ ન બને ત્રીજા પ્રકરણમા જોયુ તેમ વ્યક્તિત્વ કદી પણ સામાજિક અને સાંસ્કૃતિક પરિસ્થિતિથી અળગું પાડી શકાય જ નહિ. તે જ પ્રમાણે પૂર્વગ્રહો અને વિભેદીકરણ પણ સામાજિક અને સાંસ્કૃતિક પરિસ્થિતિની ભૂમિકા ઉપર જ આધાર રાખે છે

પૂર્વગ્રહો કેમ ટકી રહે છે તેની સાચી સમજ તેની સામાજિક ભૂમિકામાથી જ મળી શકે તો પૂર્વગ્રહો અને વિભેદીકરણને ટકાવી રાખતાં સામાજિક બળો કયા છે તે સમજવા પ્રયત્ન કરીએ.

(૧) પૂર્વગ્રહો ટકાવી રાખવા પાછળ કામ કરતાં હિતો :

પૂર્વગ્રહો વ્યક્તિ અગર જૂથ માટે શી રીતે ફાયદાકારક બને છે? પહેલો અને સહુથી ચોખ્ખો તરી આવતો ફાયદો તો આર્થિક છે. ઉપલાં અને ઊંચ કક્ષાના જૂથો માટે પૂર્વગ્રહોના બળ ઉપર સત્તાધારી જૂથો લઘુમતી કોમો અને ઊતરતી કક્ષાના સમૂહોને સસ્તે ભાવે મજૂરીમાં રોકી શકે છે સમૂહો નીચા દરજ્જાના છે એવો પૂર્વગ્રહ એક જ પ્રકારના કામ માટે એક જ સરખું વેતન અગર સરખા પ્રકારનું કામ આપવાની ફરજમાંથી ઉપલા વર્ગના જૂથોને મુક્ત કરે છે. ઔદ્યોગિક, વ્યાપારી, શાળાકીય અગર બીજાં ધંધાદારી કામોમાં તેમ જ ઘરકામમાં એથ્નિક સમૂહો નીચા દરજ્જાના હોઈ તેમને સસ્તા દરમાં કામ માટે રોકી શકાય છે. આમ, પૂર્વગ્રહો ઉપની કક્ષાના સમૂહો માટે ફાયદાકારક બને છે. અમુક જૂથો નીચલી કક્ષાનાં છે એટલે તેઓ અણઘડ છે અને અણઘડ છે એટલે તેમને આ થંક સરખાપણું કે કેળવણીની તાલીમ આપવી અર્થવગરની છે એવી જાતનું બચાવનામું ઉપલા વર્ગો ઊભું કરે છે.

આ પ્રકારના પૂર્વગ્રહને લીધે તેમને બીજો પણ ફાયદો થાય છે કેટલાક સારા પ્રતિષ્ઠત અને વધુ કમાણીના ધંધાઓમાંથી આ એથ્નિક જૂથોને નીચલી કક્ષાનાં ગણી બાકાત રાખવાથી તે ધંધાઓ અમુક ઉપલા વર્ગના ઇજારારૂપ બની જાય છે આ રીતે તેઓને બિનહરીફ ફાયદો મળી જાય છે. દા ત, યુ એસ એ માં ગોરા માલિકોને હબસી અને બીજા એથ્નિક સમૂહોમાંથી એકતરફ સસ્તા મજદૂરો પણ મળે છે અને બીજી તરફ આ સમૂહોને અમુક ધંધાઓમાંથી બાકાત રાખી, ગોરાઓને સારી નોકરી તથા સારા ધંધાઓનો ઇજારો પણ મળે છે. માલિકવર્ગને આ ઘટના ત્રીજી રીતે પણ ફાયદાકારક નીવડે છે સસ્તી મજૂરી પૂરી પાડનાર હબસી વગેરે એથ્નિક જૂથો માલિકોને ગોરા મજૂરોના પગારો અને વેતનને પણ મર્યાદિત રાખવામાં મદદરૂપ થાય છે. ગોરા મજૂરો જો પગાર અગર વેતનની વધુ માગણી કરે તો તેમને કાઢી મૂકી સસ્તા ભાવે મળતા આવા કાળા સમૂહોને રોકવાની ધાક મૂડીવાદીઓને ખર્ચો ઘટાડવામાં ઠીક ઠીક મદદરૂપ બને છે.

મહાગુજરાત, સંયુક્ત મહારાષ્ટ્ર અને બીજી અનેક ભાષાવાર પ્રાંત-રચનાની તેમ જ અન્ય ચળવળો અને ધર્મોની ભૂમિકા તપાસીશું અને એમાં પ્રવર્તી રહેલા પૂર્વગ્રહોનું અન્વેષણ કરીશું તો આપણને તેમાં પણ આવી આર્થિક હિતોની હરીફાઈ સ્પષ્ટપણે દેખાઈ આવશે. આમ આર્થિક

હિતો પૂર્વગ્રહોને ટકાવી રાખનાર બળ તરીકે કામ કરે છે.

પરંતુ આર્થિક હિતો જ માત્ર પૂર્વગ્રહોને ટકાવતાં નથી. વખતે તે સહુથી મહત્ત્વનું કારણ પણ ન હોય. પૂર્વગ્રહો ટકાવી રાખનાર બીજાં પણ સામાજિક પરિબળો છે.

માનવી પોતાના સમૂહમાં માનસિક અને ઊર્મિની સ્થિરતા ઇચ્છે છે. આ સ્થિરતા તેને સમૂહનાં મૂલ્યો અને તેના ગમા-અણગમાને વળગી રહેવાથી મળે છે. એનો અર્થ જ એ કે પોતાને સ્થિરતા જોઈતી હોય તો માનવીએ સમૂહના પૂર્વગ્રહોનું પણ સક્રિય અનુકરણ કરવું જોઈએ. આમ બીજા સમૂહોની વિરુદ્ધનો પૂર્વગ્રહ ખરી રીતે પોતાના સમૂહ તરફનો પક્ષપાતી, આંધળી વફાદારી રૂપનો પૂર્વગ્રહ જ હોય છે. આમ પોતાના સમૂહને વળગી રહેવાની વૃત્તિ પાછળ એક પ્રકારની વૈયક્તિક સ્થિરતા માટેની ઝંખના જ હોય છે. પોતાના સમૂહ માટેનું મમત્વ માનવીમાં પારકા સમૂહો

એકાનાં હોય એવું લાગતું નથી. અમેરિકન સમાજ જે સમાનતા, માનવતા અને વ્યક્તિત્વનાં મૂલ્યોની બાંગ પુકારે છે ત્યાં પણ સામાજિક વિભેદીકરણ, અસમાનતા અને વ્યક્તિત્વ તરફનો અનાદર પૂર્ણપણે જોવામાં આવે છે. અને આ અસમાન વર્તન સમાનતાનો ઝંડો ઝાલનારા ત્યાંના સત્તાધારી ગોરા સમૂહો જ કરે છે. જીવનમાં વચન અને વર્તન વચ્ચેનો આ વિરોધ ઘણાખરા મનમાં જાણે-અજાણે એક પ્રકારનો ગુનો કર્યો ન હોય એવી ભાવના (guilt complex) વિકસાવે છે. આ ગુનાની લાગણી દબાવવા દલીલોની જરૂર રહે છે હબસીઓ અને બીજા એથ્નિક સમૂહો જન્મથી જ ઊતરતા છે, તેઓ આજન્મ લોભી છે, મલિન છે, અનીતિમાન છે અને નાલાયક છે એવો પૂર્વગ્રહ તેમનાં હૃદયને સાંત્વન આપવામાં ઠીક મદદ કરે છે. તેમના તરફ અસમાનતા અગર તેમના વ્યક્તિત્વને સરખું ન ગણવામાં અથવા તેમના તરફ માનવતા ન દાખવવામાં કુદરતનો અને તેમનો જ વાંક છે એવી દલીલ આ પૂર્વગ્રહો પૂરી પાડે છે. આમ સમાનતા, માનવતા અને વ્યક્તિત્વના મૂલ્યો આ સમૂહો તરફ આચરી જ ન શકાય એવી માન્યતા ગોરા સત્તાશાળીઓને સગવડભરી બની રહે છે. આમ, પૂર્વગ્રહો અસમાન વર્તન ચલાવનારને પોતાના અસમાન વર્તનમાં કાંઈ ખોટું નથી અને પોતે એ માટે જવાબદાર નથી એ જાતનું ધારણ આપે છે પૂર્વગ્રહો મૂલ્યો અને વર્તન વચ્ચેના વિરોધો ઉપર ઢાંકપિછોડો કરવા માટે દલીલો આપી સત્તાશીલ ગોરાઓને સાંત્વન આપવા અને પોતાનું વર્તન વિરોધી નથી એવી શ્રદ્ધા બેસાડવામાં મદદરૂપ બને છે

પૂર્વગ્રહો ટકી રહેવાનું ચોથું પણ કારણ છે. સમાજમાં બનતી અનેક અઘટિત ઘટનાઓ માટે આ લઘુમતીઓ અગર એથ્નિક સમૂહો જ જવાબદાર છે એવી જાતની દલીલ ઊભી કરવાનું કાર્ય પૂર્વગ્રહો કરે છે. સમાજમાં પ્રવર્તતી ગરીબી, આર્થિક અંધાધૂંધી, ગુનાની વધઘટ, બજારમાં અસ્થિરતા, રાજકીય ચળવળો, સરકારમાં સડો, કાળાબજારો, દેશની પડતી, યુદ્ધો, આંતરરાષ્ટ્રીય દંડા કે ઊનાળીના સંઘર્ષો કે એવી કોઈ પણ સામાજિક આપત્તિ માટે આ લઘુમતીઓ જ જવાબદાર છે એવું માનવા-મનાવવાની પ્રવૃત્તિ આરંભા કરે છે. આ પ્રકારના પૂર્વગ્રહથી આ આ સર્વ આપત્તિઓનાં સાચાં કારણો શોધવાની તકલીફ દૂર થાય છે એટલું જ નહિ, પરંતુ આવા એકાદ જૂથને આ સર્વ માટે જવાબદાર ગણી તેને અમાનુષી રીતે સજા કરી આ સર્વ દુઃખોનું મૂળ દૂર કર્યાનો સંતોષ સત્તાધારી વર્ગ મેળવે છે. નાઝી સરકારે યહૂદીઓને જ જર્મનીનાં

સર્વ દુઃખો માટે જવાબદાર ગણી તેમના ઉપર ચલાવેલા અમાનુષી જુલમનો ઇતિહાસ હજી તાજો જ છે. અમેરિકામાં પણ હબસીઓ અને યહૂદીઓને પણ સર્વ દુઃખના મૂળ તરીકે ગણવાની મનોવૃત્તિ વિકસાવવાના પ્રયત્નો ચાલી રહ્યા છે. ભારતમાં મુસ્લિમોને અને પાકિસ્તાનમા હિન્દુઓને સર્વ દુઃખના મૂળ તરીકે ગણવાની મનોવૃત્તિ કેવી રીતે વિકસાવવાનો યત્ન થઈ રહ્યો છે તે પણ આપણે જોઈએ છીએ. સંયુક્ત મહારાષ્ટ્રની ચળવળ દરમ્યાન ગુજરાતીઓ જ મહારાષ્ટ્રના સર્વ દુઃખોનું મૂળ છે અને તેમને જ સજા કરવી જોઈએ એવી ભાવના ત્યાંનાં સ્થાપિત હિતો કેવી રીતે વિકસાવી રહ્યાં હતાં તે હજી હમણાં જ આપણે અનુભવી ગયા છીએ. હમણાં હમણાં ભારતનાં સર્વ દુઃખો માટે સામ્યવાદીઓ જ જવાબદાર છે એ પ્રચાર પણ આ જ ઘટનાનું દૃષ્ટાંત પૂરું પાડે છે.

આમ, સમાજનાં દૂષણો માટે અમુક જૂથને જવાબદાર ગણવાની સત્તાધારી જૂથોને મળતી સરળતા અને અમુક જૂથોને સર્વ સજાઓ માટે હોળીનું નાળિયેર (scape goat) બનાવવાનું કાર્ય પૂર્વગ્રહોને ટકાવી રાખવામાં મદદરૂપ બને છે. યહૂદીઓનો ઇતિહાસ પૂર્વગ્રહોનું આ કાર્ય અને તે કાર્યને લીધે તેને ટકાવી રાખતાં સત્તાધારી બળો જ્વલંત રીતે પુરવાર કરે છે.

વાસીઓ અને બીજા સમૂહો તરફનાં બદલાતાં અને સુધરતા વલણોમાં આપણે જોઈએ છીએ અસમાનતા ટકાવી રાખતા ઘણા કાયદાઓ દૂર કરવામા આવ્યા છે હબસીઓ અને બીજા એથ્નિક સમૂહોને બધા જ ક્ષેત્રોમા પ્રવેશ કરવાની ધીમે ધીમે તક અપાવા માડી છે ખાસ કરીને બીજા વિશ્વયુદ્ધ દરમ્યાન અસમાનતાની ઘણી દીવાલો તોડી નાખવામા આવી છે

યહૂદીઓ સિવાય બાકીના ઘણાખરા જૂથો તરફ હવે અમેરિકન સમાજમા પૂર્વગ્રહો ઓછા થતા જાય છે એટલુ જ નહિ, પરતુ તેમને સમાન હક અને સમાન તક આપવાના પ્રબધ પણ થઈ રહ્યા છે યહૂદીઓ સામેના પૂર્વગ્રહોના મૂળ ઘણા ઊડા છે અમુક સયોગો ઊભા થશે ત્યારે તે પણ ધીરે ધીરે ઓછા થશે એવી આશા રાખી શકાય

સમૂહ સમૂહ વચ્ચેની તગદિલી તેમ જ તેમની વચ્ચેના ઘર્ષણો કેવી રીતે દૂર થાય તે અગેના અભ્યાસો હવે વધવા માડ્યા છે, તે અગે પ્રયોગો પણ થઈ રહ્યા છે અને તેની પાછળ કામ કરી રહેલા સિદ્ધાંતોનુ પણ પદ્ધતિસર અન્વેષણ થવા માડ્યુ છે માનવશાસ્ત્રીઓ, મનોવિજ્ઞાનવિદો, મનોવિશ્લેષણશાસ્ત્રીઓ અને સમાજશાસ્ત્રીઓ આ દિશામા સારી પ્રગતિ સાધી રહ્યા છે અનેક સસ્થાઓ અને મડળો આ ઘટનાઓનો અભ્યાસ કરવા અને તેનો ઉકેલ લાવવા પ્રયત્ન કરી રહ્યા છે અનેક સ્થાનિક સસ્થાઓ, રાષ્ટ્રીય સસ્થાઓ અને યુનેસ્કો (UNESCO) જેવી આતરરાષ્ટ્રીય સસ્થાઓ આજે આ દિશામા પ્રવૃત્તિ કરી રહી છે આ સર્વ સસ્થાઓના પ્રયત્નોનુ સરવૈયુ અને મૂલ્યાકન નવુ પુસ્તક માગી લે છે, પરતુ એટલુ તો સ્પષ્ટ થયુ છે કે પૂર્વગ્રહો, સામાજિક સમૂહો વચ્ચેની તગદિલી અને પરસ્પરના ઘર્ષણો નિષ્ણાત અભ્યાસ અને યોજનાબદ્ધ તોડ માગે છે

જીવનમાં ખૂબ જ મહત્ત્વ છે. આ સમૂહો સમાજજીવનની અમુક પરિસ્થિતિના પરિપાકરૂપ હોય છે અને અમુક સમાજરચના પાછળનાં બળો અને મૂલ્યોનું પ્રતિબિમ્બ પાડે છે. ધણ (herd) અને ટોળું (crowd) એ આ કક્ષાના મહત્ત્વના સમૂહ-પ્રકારો છે.

સમાજશાસ્ત્રીઓ, સમાજ-મનોવિજ્ઞાનવિદો (social-psychologists) અને રાજ્યશાસ્ત્રીઓ આ સમૂહ પ્રકારોને સમજવા ઘણા વખતથી પ્રયત્ન કરે છે. સમાજશાસ્ત્રમાં આ ત્રણ પ્રકારના સમૂહોને જ કેન્દ્ર બનાવતી "ટોળા-અભ્યાસ" નામની એક શાખા પણ વિકસી આવી છે. પરંતુ "સામૂહિક વર્તન" (collective behaviour)નો પદ્ધતિસર અભ્યાસ પૂરતા પ્રમાણમાં થયો નથી.

આ સમૂહ-પ્રકારોનાં જે પાસાંઓ વર્તમાન સંકુલ સમાજમાં મહત્ત્વનું કાર્ય કરે છે તેમનો આપણે અભ્યાસ કરીશું.

ટોળા-સમૂહથી જુદું પડી આવે છે.

ખરી રીતે માનવસમાજના સમૂહો માટે કદી ધણ શબ્દ વપરાય જ નહિ. "ધણ" શબ્દ ગાય, ભેસ જેવા પશુસમૂહોને જ લાગુ પડે. તેઓ સમૂહજીવન, ધણજીવન, સહજવૃત્તિઓ (instincts)થી પ્રેરાઈને જ ગાળે છે. તે લગભગ ધ્યેય વગરનું, વિચાર વગરનું, ગાડરિયા પ્રવાહ જેવું અનિયોજિત સમૂહજીવન હોય છે. "ધણ" શબ્દ જ્યારે કેટલાક માનવ-સમૂહો માટે આપણે વાપરીએ છીએ ત્યારે આપણે માનવીના સમૂહજીવનનાં કેટલાંક પાસાંઓ, જેમાં માનવીનું સમૂહજીવન ધણજીવન ગાળતા પશુઓની ખાસિયતો સાથે સામ્ય ધરાવતું લાગે છે તેનો નિર્દેશ કરવાનો જ ઉદ્દેશ રાખીએ છીએ. માનવીનું જે સમૂહજીવન લગભગ ધ્યેયહીન, વિચારહીન અને આંધળા અનુકરણવાળું પશુસમાન અનિયોજિત હોય છે તે વ્યક્ત કરવા જ આપણે "ધણ" શબ્દ વાપરીએ છીએ. નિર્વાસિતોના આમતેમ ધ્યેયહીન પરિભ્રમણમાં આપણને માનવસમુદાયમાં ધણજીવનનું દૃષ્ટાંત મળે છે.

"ધણજીવન" એ કેટલાક પ્રાણીઓ માટે કાયમી વ્યવસ્થા છે. તે જ પ્રમાણે વર્તમાન ગતિશીલ માનવજીવનમાં પણ "ધણભાવના" કેટલાક સમૂહોમાં અમુક અંશે કાયમી ભાવના બની રહે છે. ધણજીવન એ એક પ્રકારની જીવનપદ્ધતિ બની રહે છે. પરંતુ ટોળું એ તો તદ્દન જ ક્ષણજીવી સમૂહરચના છે. તે ધણની માફક કોઈ જીવનપદ્ધતિ નથી. ટોળું એ તો સમાજજીવનમાં ઊપસી આવેલો એક ક્ષણિક પ્રસંગ છે. ઘણી વાર "ટોળું" પ્રચલિત સમાજરચના અને સમાજસંધારણ માટે વિઘ્નરૂપ પણ થઈ પડે છે. "ટોળું" સમૂહ-પ્રકાર તરીકે સમાજમાં એક પરપોટાની જેમ ઊપસી આવેલો જૂથ-પ્રકાર છે. ટોળાના સામૂહિક પગલામાં "ધણ-ભાવના" વ્યક્ત થાય પણ ખરી, પરંતુ મુખ્યત્વે ટોળાનો ઉદ્‌ભવ, તેનો પ્રકાર, તેની પ્રવૃત્તિ અને તેનું અદૃશ્ય થવું એ સામાજિક પરિસ્થિતિ અને બળોને આધારી છે. "ટોળું" એ ધણમાનસનું પ્રતીક નથી. વ્યવસ્થિત સમાજમાં અવ્યવસ્થિત સમૂહરચના એટલે જ "ટોળું".

આપણે "ધણમાનસ"ની લાક્ષણિકતા બરાબર સમજીએ તો "ધણ" અને "ટોળા" વચ્ચેનો તફાવત સ્પષ્ટ થશે. "ધણભાવના" આંધળા અનુકરણમાંથી વિકસેલી સમૂહભાવના છે માનવીઓ જ્યારે પોતાના લોકાચાર, લોકનીતિ, પરંપરા અને માન્યતાઓને, વગરવિચારે, વગર-સમજે માન્ય રાખે છે ત્યારે આ "ધણભાવના" વ્યક્ત થાય છે. માનવીઓ

વગરવિચારે—પરંપરાથી વ્યક્ત થયું છે માટે—અમુક વસ્તુઓ પસંદ કરે, અમુક વસ્તુઓ તરફ અણગમો વ્યક્ત કરે, અમુક સૂત્રો, અમુક લક્ષણ-ચિત્રો (stereotypes) અને અમુક મૂર્તિઓની અસર નીચે ખેંચાય તેમ જ તેમના પ્રવાહમાં પોતાનું વર્તન અને વલણ નિયંત્રિત કરે ત્યારે આ "ધણવૃત્તિ"—"ધણ-માનસ" વ્યક્ત થાય છે. એક ઘેટું અમુક માર્ગે ચાલ્યું એટલે બધાં જ ઘેટાં એ માર્ગે ચાલે એ ગાડરિયા પ્રવાહની અંધ અનુકરણથી પ્રેરાયેલી ભાવનાને આપણે ધણભાવના કહી શકીએ પશુઓમાં આ "ધણવૃત્તિ" સમૂહસહજવૃત્તિ (gregarious instincts)માંથી વિકસે છે. માનવીમાં આ વૃત્તિ ભાવના-સ્વરૂપે વિસ્તાર પામે છે અને સામાજિક સિદ્ધાંતીકરણ દ્વારા મૂલ્યોના અનુકરણમાં વ્યક્ત થાય છે.

(૨) "ધણવૃત્તિ"ના આવિષ્કારો (Manifestations of herd sentiments):

"ધણવૃત્તિ" ફક્ત પરિવર્તન તરફ આધળો સામનો કરવામા જ વ્યક્ત થતી નથી ઘણી વાર તે કોઈક છીછરી આકર્ષક નવીનતા (superficial novelty) પકડવામા પણ વ્યક્ત થાય છે ટૂંકમા, તે ફેશનનો સ્વીકાર કરવામા પણ વ્યક્ત થાય છે ઘણી વાર નેતાઓ આ "ધણવૃત્તિ" ઉપર અસર કરી ઘટતા ફેરફારો પણ લાવે છે "ધણવૃત્તિ" વળી ત્રીજી રીતે પણ વ્યક્ત થાય છે "ધણમાનસ" ધરાવતા સમૂહને અચાનક એમ લાગે છે કે અમુક નવી વસ્તુ અગર ઘટના સમાજસ્વીકૃત છે એટલુ જ નહિ, પરતુ સમાજમા પ્રચલિત પણ છે આ ભાન થતા આ નવીન વસ્તુને અપનાવવા માટે પડાપડી થાય છે તેનો વા વાય છે કોઈ ગીત, કોઈ પોશાક, કોઈ કેશકલાપની પદ્ધતિ, કોઈ વાકયરચના, કોઈ રમત અગર કોઈ રિવાજ અચાનક, એકાએક સમાજસ્વીકૃત બને છે તેને અપનાવવાનુ એક આધળુ અનુકરણ થાય છે અને આમ તે સમૂહમા પ્રચલિત થઈ જાય છે રાજકપૂર ઢબનુ પાટલૂન, દિલીપકુમાર ઢબના વાળ, નેતાઓ જેવી ટોપી, અમુક પ્રકારની મૂર્તિઓ અગર ફૂલદાનીઓમા વેનો નાખવાની ઘેલછા, લતા મગેશકરના ગીતો કે અમુક પ્રકારની ચોપડીઓ હાથમા રાખી ફરવાની છટા, આ બધુ એકદમ જુવાળની જેમ ઊભરાઈ આવી સમાજમા ફેલાઈ જાય છે આવા વાયરા અચાનક ફેલાય છે અને એવા જ અચાનક, થોડા જ દિવસોમા અદૃશ્ય પણ થઈ જાય છે આવો નવો ફેશનનો પવન કયાથી ફૂકાય છે એ ઘણી વાર શોધવુ મુશ્કેલ છે, પરતુ તે કેવી રીતે અદૃશ્ય થાય છે એ સમજવામા બહુ મુશ્કેલી પડતી નથી આ ઘટનાની નવીનતા—જે તેનુ આકર્ષણ હતુ—ઘસાતા તેનો મોહ ઓછો થઈ અસ્વીકાર્ય બને છે આમ આ નવીનતાનો સ્વીકાર ક્ષણિક અને ટૂંકજીવી હોય છે પરતુ તેનો અર્થ એમ નથી કે તેનુ મહત્ત્વ ઓછુ છે આપોઆપ આકસ્મિક રીતે ઊભરાઈ આવતો આ જુવાળ પણ કારણહીન નથી તેના ઊભરાવાના પણ કારણો હોય છે, અને તે કારણો અમુક સ્થળ અને કાળના સમાજની સામાજિક અને સાસ્કૃતિક પરિસ્થિતિમા સમાયેલા હોય છે

"ધણવૃત્તિ"નો આવિષ્કાર વળી બીજી પણ મહત્ત્વની સામાજિક ઘટના વખતે થાય છે આને અભ્યાસીઓ "લાગણીનો રોગચાળો" અગર "લાગણીની મહામારી" (emotional epidemics) પણ કહે છે સમાજમા કે અમુક પ્રાદેશિક સમુદાયમા ઘણી વાર અમુક પ્રકારની લાગણીના

પૂર ઊભરાય છે. કેટલીક માન્યતાઓ, કેટલાંક મૂલ્યો કે કેટલીક અંધશ્રદ્ધાભરી ભાવનાઓ અંગે સમાજમાં એક પ્રકારની તીવ્ર લાગણીનો ઉપદ્રવ ફેલાય છે. આ લાગણીનો ઉપદ્રવ થતાં એ ઘટના અંગે તટસ્થ અને બુદ્ધિપૂર્વકનો વિચાર નેવે મુકાય છે. અમુક ઘટનાની તરફેણમાં અગર તેની વિરુદ્ધમાં સમજ વગરની પણ તીવ્ર લાગણીની ઉત્કટતા ઊપસી આવે છે. અને આ લાગણી ઘણી વખત ઝનૂની ધાર્મિક સ્વરૂપ ધારણ કરે છે. ઘણી વાર તે પ્રાંતીય, રાષ્ટ્રીય કે કોમી સ્વરૂપ ધારણ કરીને ઊભરાય છે. આ પ્રવાહ વિરુદ્ધના જે બંધો હોય છે તે અમુક પ્રકારના નેતાઓની અસર નીચે તૂટી પડે છે, અને આ લાગણીઓના પ્રવાહો ધોડાપૂરની માફક સમાજમાં પ્રસરી જાય છે સમાજમાં જ્યારે બુદ્ધિ અને વિજ્ઞાનનુ પ્રાધાન્ય અને તેમાંથી વિકસતુ શિસ્ત નબળાં પડે છે ત્યારે આ અંધશ્રદ્ધાભરી માન્યતા તરફનાં લાગણીનાં પૂર ખૂબ જ ધસમસતાં સમાજમાં પ્રસરે છે. સમાજમાં પ્રચલિત અસંતોષ પણ આ લાગણીના ઊભરાને બહાર લાવવામા મદદરૂપ થાય છે. ઘણુંખરુ સમુદાયોમાં તે સમયમા પ્રચલિત વલણોમાથી આવા લાગણીનાં પૂર ઊભરાઈ આવે છે.

યુરોપમાં મધ્યકાલીન યુગમાં ક્રુઝેડ, ડાકણ બાળવાનો અને જાતને દંડવાનો વાયરો હતો ચૌદમી સદીના યુરોપમાં નૃત્યનો પવન ફૂંકાયો હતો.

આપણે ત્યાં કોમી ક્રૂરતાની લાગણીનો જુવાળ હજી પણ સ્મરણમાં કમકમાં ઉપજાવે છે. મહાગુજરાત અને સંયુક્ત મહારાષ્ટ્રની તીવ્ર લાગણીનાં પૂર નજીકના ભૂતકાળમાં જ આપણે અનુભવી ગયા છીએ. ઉપલા અને મધ્યમ વર્ગમાં નાટકો, ગીતો, રાસ, ગરબા અને કહેવાતા લોકનૃત્યનો જુવાળ હજી પણ સારા પ્રમાણમા દેખાય છે. કોઈ વખત શીરડીના સાંઈબાબાનો, કોઈ વખત વિજ્ઞાનંદજી મહારાજ કે પુનિત મહારાજનો, કોઈ વખત જ્ઞાતિના દેવો માટેનો તો કોઈ વખત બુદ્ધમત માટે ધાર્મિક લાગણીનો જુવાળ ઊભરાય છે. શિવાલયો, વષ્ણુવ મંદિરો કે પૂજાઘરોમાંથી શિવલિંગો, વિષ્ણુ–કૃષ્ણ કે માતાઓની મૂર્તિઓ ખસેડી બુદ્ધની મૂર્તિનું પ્રસ્થાપન કરવાની અસ્પૃશ્યોની—જે હમણાં મહારાષ્ટ્રમાં નવબૌદ્ધો થયા છે—ધર્મપરિવર્તનની નમના પણ આ જ પ્રકારની લાગણીના ઉપદ્રવનું વ્યક્ત સ્વરૂપ છે.

આવા જુવાળો ફક્ત ધાર્મિક કે રાજકીય ઘટના પૂરતા મર્યાદિત હોતા નથી. આર્થિક અને સાંસ્કારિક પ્રવૃત્તિઓમાં પણ આવી લાગણીની મહામારી વિકસી આવે છે. "ગોલ્ડ-રશ" (gold-rush)ને નામે ખ્યાતિ પામેલી "સાઉથ સી બબલ" (South Sea bubble)ને નામે જાણીતી

થયેલી પેઢીઓ ઊભી કરવાની ઘેલછા વિશ્વવિખ્યાત છે. ગુજરાતમાં નર્મદ-દલપતના યુગમાં "કોટન-સટ્ટા"નો જુવાળ હવે ખ્યાત થયો છે. આજકાલ "કસોટીઓનો જુવાળ", "ક્રૉસ-વર્ડ પઝલ્સ"નો જુવાળ, વિટામિન, ઍસ્પ્રો કે એવી દવાઓનો જુવાળ, અમુક પ્રકારના ખાવા-પીવા કે પહેરવા-ઓઢવાનો જુવાળ પણ આ જ મનોવૃત્તિનું પ્રદર્શન કરે છે. અમદાવાદમાં હમણાંનો પ્રચલિત આઈસ્ક્રીમ ખાવાનો જુવાળ પણ આ જ નિદર્શિત કરે છે.

આ સર્વ જુવાળો અંધ અનુકરણ અને લાગણીવશતા, જેમાં વિવેકતત્ત્વ ઓછું હોય છે તેમનાં પ્રતીકો છે અને "ધણવૃત્તિ"નું પ્રતિબિંબ પાડે છે.

## હિતના પ્રકારો અને "ધણભાવના" (Types of interests and herd sentiment):

આમ, "ધણભાવના" વિવિધ રીતે વ્યક્ત થાય છે. તેના વિવિધ આવિષ્કારો છે. પરંતુ સમાજશાસ્ત્રીઓ "ધણભાવના"ને બે મુખ્ય પ્રકારોમાં વહેંચી દે છે. "ધણભાવના"ને કયાં હિતો સતેજ કરે છે તેની ભૂમિકા ઉપર આ બે પ્રકારોમાં તેનું વિભાગીકરણ કરવામાં આવ્યું છે. અભ્યાસીઓના મત અનુસાર "સરખાં હિતો" (like interests)માંથી ઊપજતી "ધણભાવના" અને સર્વસામાન્ય હિતો (common interests)માંથી ઊપજતી "ધણભાવના" એવા બે મુખ્ય પ્રકારો "ધણભાવના"નું સમાજમાં સ્થાન અને તેનાં વિવિધ કાર્યો સમજવામાં મદદરૂપ થયા છે.

## (૧) ધણભાવના અને સરખાં હિતો (Herd sentiment and like interests):

ધણભાવનાનાં ઉપર નોંધેલાં દૃષ્ટાંતોમાં ઘણાંમાં "સ્વકેન્દ્રિત" (self-regarding) અંગત ભય અને આશાઓ નજરે પડે છે. ભૂતપિશાચનો ભય, વ્યક્તિગત મોક્ષની ઇચ્છા, વ્યક્તિગત નફો વગેરે વ્યક્તિકેન્દ્રિત હિતો છે. અને આવી લાગણીઓ વ્યક્ત કરતી ધણભાવના આ સ્વકેન્દ્રિત હિતોની ભૂમિકા ઉપર રચાય છે. ઘણા સામાજિક જુવાળો અને ખાસ કરીને આર્થિક જુવાળોની પાછળ સરખાં હિતો (like interests) કામ કરતાં હોય છે. અહીંયાં સામાજિક વર્તન માટે વ્યક્તિનાં પોતાનાં હિતો પ્રેરણારૂપ બને છે. આ પ્રેરણા સૂચન અને અનુકરણ દ્વારા કામ કરે છે. અમુક સંયોગોમાં વ્યક્તિઓ પોતાની અંગત સ્થિરતા અને વ્યક્તિગત સમૃદ્ધિ પ્રાપ્ત કરવા સમસ્ત સમૂહ સાથે ધણવૃત્તિથી પ્રેરાઈ ગાડરિયા પ્રવાહની માફક અમુક માર્ગ ગ્રહણ કરે છે.

**(૨) "ધણભાવના" અને "સર્વસામાન્ય હિતો" (Herd sentiment and common interests):**

"ધણભાવના"નું બીજું સ્વરૂપ માનવીનાં સામુદાયિક અને સર્વસામાન્ય હિતોની ભૂમિકા ઉપર વિકસે છે. સમસ્ત સમાજ માટે સર્વસામાન્ય કટોકટીનો સામાજિક પ્રસંગ આપણા હૃદયને સ્પર્શી જાય છે ત્યારે આવી "ધણભાવના" ઉત્પન્ન થાય છે. આ પ્રકારની "ધણભાવના" એક અજબ પ્રકારનો ઊર્મિનો ઊભરો લાવે છે. દા.ત., આપણી શાળા, કૉલેજ, ગામ, શહેર, પ્રાંત કે દેશના જૂથનો કોઈ રમતમાં, કોઈ સ્પર્ધામાં, કોઈ કલાહરીફાઈમાં કે કોઈ બૌદ્ધિક રસાકસીમાં વિજય થાય છે ત્યારે આપણે એક પ્રકારની ઉલ્લાસની ભાવના અનુભવીએ છીએ. એ જ જૂથનો પરાજય આપણામાં નિરાશા, દિલગીરી અગર ક્રોધ ઉપજાવે છે. આ પ્રકારની ઘટના અને અનુભવ સર્વવ્યાપી છે. આ ઘટનાનું તીવ્ર સ્વરૂપ જ્યારે આપણા પ્રાંતનો કે રાષ્ટ્રનો કોઈ મોટો વિજય થયો હોય અગર તેનું ભયંકર માનભંગ કે અપમાન કરવામાં આવ્યું હોય ત્યારે વિકસી આવે છે. દ્વિભાષી મુંબઈ રાજ્યની સ્થાપના થતાં ગુજરાત—અને ખાસ કરીને અમદાવાદની આજુબાજુ—માં મહાગુજરાતની આશા ભસ્મ થતાં નિરાશા, ક્રોધ અને પોતાનું ગુજરાતી તરીકે અપમાન થયુ છે એવી ભાવનાનું ઉગ્ર મોજું આવ્યું હતું તે હજી આપણી સમક્ષ તાજુ જ છે. મુંબઈ સાથેના સંયુક્ત મહારાષ્ટ્ર માટે મહારાષ્ટ્રીઓમાં જે ઊર્મિનો ઉછાળો આવ્યો હતો તે હજી આજનો જ ઇતિહાસ છે. યુદ્ધ અગર યુદ્ધનો ભય પણ આવી સામૂહિક અને સર્વસામાન્ય લાગણીઓ જગાવી ઊર્મિનાં પૂર આણે છે.

ઉપલાં દૃષ્ટાંતોની કેટલીક લાક્ષણિકતાઓ તરફ આપણે ધ્યાન આપીએ. દરેક વ્યક્તિ સર્વસામાન્ય હિત (common interest)થી પ્રેરાઈ છે. વ્યક્તિનું હિત અને એના સમૂહનું હિત સરખું પણ જુદું (like but separate) નથી. પરંતુ વ્યક્તિને સમૂહનું હિત પોતાનું જ લાગે છે. પોતાના ગામનો વિજય કે હાર પોતાનો જ વિજય કે હાર જેવાં લાગે છે. પોતાના પ્રાંતની જીત કે નિષ્ફળતા પોતાની જ જીત કે નિષ્ફળતાની ભાવના ઊભી કરે છે. આ પરિસ્થિતિમાં વ્યક્તિનું વ્યક્તિત્વ સમૂહમાં તદ્રૂપ થઈ જાય છે. આમ એક તરફ વ્યક્તિ પોતાના વ્યક્તિગત અહંને ભૂલી જાય છે જ્યારે બીજી તરફ તેનું વ્યક્તિગત અહં સંકુચિત સ્વયંકેન્દ્રિતતામાંથી મુક્ત થઈ સમાજકેન્દ્રિત બની વિસ્તરે છે. વ્યક્તિ સામાજિક હિતના પ્રતીક તરીકે પોતાને ગણે છે. આ પ્રક્રિયા વ્યક્તિ માટે બે

પરિસ્થિતિ ઉપજાવે છે એક તરફ તે વ્યક્તિના સમાજ સાથેના સંબંધોનો પ્રશ્ન હલ કરે છે, જ્યારે બીજી તરફ વ્યક્તિનું વ્યક્તિત્વ સ્વકેન્દ્રિત સંકુચિતતામાંથી મુક્ત થઈ સામાજિક ઊર્મિઓથી ભર્યું ભર્યું વિસ્તૃત બને છે.

વ્યક્તિની સમાજ સાથે તદ્રૂપ થવાની ક્રિયા બે શક્યતાઓ ઊભી કરે છે એક તરફ વ્યક્તિનું વ્યક્તિત્વ વિશાળ બને, સમાજકેન્દ્રિત બને અને નાની નાની આત્મલક્ષી પ્રવૃત્તિઓમાંથી સમૂહમુખી પ્રવૃત્તિઓમાં ગચવા માટે પરંતુ આ તદ્રૂપ થવાની ક્રિયા દરમિયાન વ્યક્તિ જો પોતાની બુદ્ધિ અને વિવેકશક્તિ ગુમાવે તો તેનુ વ્યક્તિત્વ નીચલી અંધ અનુકરણની કક્ષામાં ઊતરી પડે, અને એમ બને તો વ્યક્તિનુ વ્યક્તિત્વ "ધણવૃત્તિ"ના આવિષ્કાર સમુ બની રહે છે. સમાજના નેતાઓના અભિમાન, નેતાગીરીની ઝંખના, સત્તાની લાલસા અને કીર્તિની ભૂખ સંતોષવા માટેના તેમ જ તેમના સ્નેહ અને ધિક્કારને વ્યક્ત કરવાના કામચલાઉ સામાજિક હથિયાર સમુ તે બની રહે છે આ પ્રકારની વ્યક્તિ હવે સામાજિક લાગણીના પ્રવાહનો ભાગ બનતી હોઈ પ્રવાહના ભાગ તરીકે ગમે તે કરવા પોતાને મુક્ત માને છે. અને એને અંગે વિવેકહીન, બુદ્ધિથી સ્વીકારાય નહિ એવી કેટલીય પ્રવૃત્તિઓ કરવા તે કટિબદ્ધ થાય છે. હિન્દુ-મુસ્લિમ કોમી હુલ્લડો વખતે. તેમ જ સંયુક્ત મહારાષ્ટ્ર અને મહાગુજરાતની ચળવળો દરમિયાન સામૂહિક હિતની ભાવનામાં પોતાને તદ્રૂપ થયેલી માનતી વ્યક્તિઓએ કેવા ગાંડાઘેલા ઊર્મિ-ઉછાળા માર્યા હતા તે સર્વવિદિત છે. સામાન્ય નાગરિક તરીકે કે વ્યક્તિ તરીકે જે પગલાં તેઓ ન ભરત તે જ પગલાં તેમણે આ ઊર્મિ-ઉછાળા અને ધણવૃત્તિથી પ્રેરાઈ કેવી રીતે ભર્યાં હતાં તે કહેવાની જરૂર નથી વ્યવસ્થિત, બુદ્ધિપૂર્વક યોજાયેલી અને પૂરતા વિચાર અને સમજની ભૂમિકા ઉપર રચાયેલી ચળવળોને બદલે આ સર્વ પ્રવૃત્તિઓના પાયા "ધણવૃત્તિ"ના ઊર્મિ-ઊભરા ઉપર જ રચાયા હતા તે અંગે વધુ ચર્ચા કરવાની જરૂર નથી.

આ દાખલો એક વસ્તુ સાબિત કરે છે. "સામૂહિક સર્વસામાન્ય હિતો"માંથી વિકસતુ "ધણમાનસ" વ્યક્તિને સમૂહમાં તદ્રૂપ બનાવે છે ખરું, પરંતુ તેના વ્યક્તિગત વિવેક અને વિચારમાંથી મુક્ત કરીને. આ તદ્રૂપતા વ્યક્તિમાં નિર્બંધ, સમાજના પીઠબળવાળી શક્તિનું સર્જન કરે છે અને તે ટોળી, નાના સમુદાયો કે રાષ્ટ્રના સર્વસામાન્ય હિતો માટે એક જબરજસ્ત "ધણભાવના" પેદા કરે છે.

આ "ધણભાવના"ના પ્રતીકસમા ઝુવાળો અને બીજા આવિષ્કારો

માનવીનો જૂથસ્વભાવ (gregarious nature) વ્યક્ત કરે છે. માનવી એ સામાજિક પ્રાણી છે. માનવી એની મૂળ "ધણ"-પરિસ્થિતિમાં જ્યારે સર્વસામાન્ય ભય અનુભવતો હતો ત્યારે આ ભયને સૂચના દ્વારા વહન કરવાની યોજના અને અંધ અનુકરણ સમાજની સ્થિરતા માટે જરૂરી અને ઉપયોગી હતાં, પરંતુ વર્તમાન સંકુલ અને અનેક જૂથોના બનેલા સમાજમાં આ "ધણભાવના" બહુ જ ભયપ્રદ બની રહે છે. આ પ્રકારની ગાડરિયા વૃત્તિ સમાજ અને વ્યક્તિ બન્ને માટે ખતરનાક બની રહે છે. વર્તમાન સમાજમાં તે ઘણી વાર "ટોળાં"ની ઘટના ઊભી કરે છે. અંધ અનુકરણ-વૃત્તિ અને "ધણમાનસ" આજે "ટોળા"ની સામાજિક ઘટનાને પ્રમાણમાં બહુ જ વિકસાવે છે. "ટોળા"નું સમાજવ્યવસ્થામાં શું સ્થાન છે અને તેનો સમાજના ઘડતર, પરિવર્તન અને સ્થિરતામાં શો ફાળો છે તે સમજવા પ્રયત્ન કરીએ.

## ૨

## "ટોળું અને ટોળાં-માનસ"

## (THE CROWD AND CROWD SENTIMENT)

**"ટોળું"—તેનાં લક્ષણ અને પ્રકાર:**

"ટોળું" એ સહુથી પલટાતું અને અસ્થિર પ્રકારનું સામાજિક જૂથ છે. તે અસ્થિર પ્રકારની જૂથરચના હોવા છતાં પણ તેની જૂથ તરીકેની લાક્ષણિકતા સમાજના મૂળભૂત પ્રશ્નો ઉપર સુંદર પ્રકાશ પાડે છે, અને વ્યક્તિ અને સમાજના સંબંધો સમજવામાં પણ ખૂબ જ મદદરૂપ થાય છે. આ જ કારણને લીધે "ટોળાં"નો અભ્યાસ વિવિધ સામાજિક વિજ્ઞાનોને આકર્ષે છે "જૂથ"ના કરેલા વિભાગીકરણમાં "ટોળું" અર્ધવ્યવસ્થિત સમૂહરચનાના કોઠામાં આવે છે એ આપણે આગળ જોઈ ગયા. પરંતુ આ પ્રકારનું તેનું વિભાગીકરણ કરવા પાછળ એ અર્થ નથી કે "ટોળાં" પ્રકારના જૂથને કોઈ ભાત નથી અગર તેનાં કોઈ વિશિષ્ટ લક્ષણ નથી. આપણે "ટોળાં"ને "અવ્યવસ્થિત જૂથ" તરીકે સંબોધીને એટલું જ સૂચવવા માગીએ છીએ કે "ટોળાં"માં વ્યક્તિઓ એકબીજા સાથે વ્યવસ્થિત અને સ્થાયી રીતે સંબંધમાં આવતી નથી. ટોળાંના

એકમો (વ્યક્તિઓરૂપી)ના સંબંધો આકસ્મિક રીતે ઊપસી આવેલા હોય છે. ટોળાંને સ્વભાનપૂર્વક ઉશ્કેરી શકાય, પરંતુ આ ઉશ્કેરાટભર્યાં ટોળાના માનસ પાછળ, ટોળાંના સભ્યોમાં કોઈ પૂર્વયોજના હોતી નથી. ટોળાંની દોરવણી પણ થાય પરંતુ તે ટોળાના માનસને અનુકૂળ થવાય તો જ શક્ય બને.

ટોળાંની કેટલીક ખાસિયતોનુ કારણ એ છે કે "ટોળાં" હમેશાં સામાજિક ઇમારતની તરાડોમાં (crevices of social organization)-થી જ ઊભરાઈ આવે છે.

ટોળામાં સમાવેશ થાય. અમુક સંખ્યામાં અચાનક અમુક સ્થાનમાં એકાએક એકત્રિત થયેલા સમૂહને આપણે ટોળું કહીએ છીએ. આમ રસ્તે ચાલતા, સ્ટેશન કે એવે સ્થળે થતાં વ્યક્તિગત મિલનો અને ટોળામાં તફાવત છે

તે જ પ્રમાણે ટોળું પરિષદ, જાહેરસભા, કે પ્રેક્ષક-સમૂહથી પણ જુદા પ્રકારની જૂથરચના છે. પરિષદ, સભા કે પ્રેક્ષક-સમૂહમાં માનવીઓ અમુક યોજના અને નિર્ણય પ્રમાણે એકત્રિત થાય છે. આવા પ્રકારના સમૂહોમાં કાંઈક પસંદગીનું ધોરણ હોય છે. પરંતુ "ટોળા"માં આવું કોઈ જ પસંદગીનું ધોરણ હોતું નથી. જાહેર દેખાવોમાં કે ઉત્સવોમાં એકઠી મળી ગયેલી માનવમેદનીને આપણે ટોળું કહી શકીએ. પરંતુ આ ટોળું ઉત્સવમાં જોડાય, તેમાં વ્યવસ્થિત રીતે કતારોમાં ગોઠવાઈ જાય તો તે ટોળું મટી જશે. તે જ પ્રમાણે કોઈ વ્યવસ્થિત રીતે ગોઠવાયેલો પ્રેક્ષક-વર્ગ અણધાર્યા બનાવથી વેરવિખેર થઈ જાય અને વ્યવસ્થા તોડી નાખે તો તે ટોળામાં ફેરવાઈ જાય છે.

## ટોળાંના પ્રકાર (Types of crowd):

ધણની માફક ટોળાંના પણ મુખ્યત્વે બે પ્રકાર છે. સરખાં હિત (like-interest) ધરાવતાં ટોળાં અને સર્વસામાન્ય હિત (common-interest) ધરાવતાં ટોળાં દા. ત., રસ્તામાં કોઈ અકસ્માત થાય, અગર આગ લાગે અગર કાંઈક કૌતુક જેવું બને અને લોકો ઉત્સુકતાથી ટોળે વળે. આ પ્રકારના ટોળાંની ભૂમિકા ઉત્સુકતા અને કૌતુક જોવાનું સરખું હિત જ હોય છે. આ ઢબે એકઠા થયેલા ટોળાને આપણે સરખાં હિત ધરાવતું ટોળું કહી શકીએ. પરંતુ કોઈ ઉત્સવમાં, હડતાલના દેખાવોમાં, હુલ્લડમાં કે કોઈ લઘુમતી કોમની વ્યક્તિને ત્રાસ આપવા (lynching) લોકો ટોળે વળે ત્યારે આપણે તે પ્રકારના ટોળાને સર્વ-સામાન્ય હિત ધરાવતા ટોળા-પ્રકાર તરીકે વર્ણવી શકીએ.

આ બન્ને પ્રકારનાં "ટોળાં"-સમૂહને આપણે વધારે વિગતમાં સમજવામાં યત્ન કરીએ.

## (૧) સરખાં હિત ધરાવતું ટોળું (Like-interest crowd):

સરખાં હિતવાળું ટોળું વ્યક્તિઓની ઉત્સુકતા સંતોષવાની પ્રવૃત્તિમાંથી રચાય છે. કોઈ એક સ્થળે એકાદ ધ્યાન ખેંચે એવો પ્રસંગ બને અને

ત્યાં આજુબાજુના લોકો ઉત્સુક થઈ તે નિહાળવા એકઠા મળે અને તેમાંથી ટોળું ઊપસી આવે ત્યારે આ પ્રકારની ટોળું બન્યાની ઘટનાને આપણે સરખાં હિત ધરાવતુ ટોળું કહીએ છીએ. આ પ્રકારના ટોળામાં એકઠી મળનાર વ્યક્તિઓને કોઈ સર્વસામાન્ય ધ્યેય કે ઉદ્દેશ હોતો નથી. પ્રત્યેક માણસ વ્યક્તિગત ઉત્સુકતાથી તે સ્થળે ઘસડાય છે. દરેક જણુ બીજા ન આવ્યા હોત તો પણુ એ ઘટના નિહાળી પોતાની ઉત્સુકતા સંતોષી શક્યા હોત. આમ આ પ્રકારની ટોળે વળવાની પ્રક્રિયામાં કોઈ સર્વસામાન્ય હિતની સાંકળતી ભાવના નથી. એવુ બની શકે કે બીજાની હાજરીથી પ્રત્યેક વ્યક્તિની ઉત્સુકતા વધુ તીવ્ર અને ઉત્તેજક બને. આગ લાગી હોય, કોઈ અકસ્માત થયો હોય અગર કાંઈક ધાંધલ મચ્યું હોય ત્યારે તે પ્રસંગને એકલા નીરખવા કરતાં બીજાનું સાન્નિધ્ય હોય તો જોવાનું વધુ રસપ્રદ જરૂર નીવડે છે. આ એકઠા મળવામાં હિત સર્વસામાન્ય હોતું નથી. માત્ર ઉત્સુકતાનું જ કેન્દ્ર (focus) એક હોઈ સર્વ ટોળે વળે છે. વળી આ ટોળે વળવામાં કોઈને આગ હોલવવાની કે અકસ્માત થયો હોય તેમને મદદ કરવાની કે ધાંધલ થયુ હોય તો તેને શાંત પાડવામાં સક્રિય ફાળો આપવાની વૃત્તિ હોતી નથી. ફક્ત આ ઘટના જોવાનું કુતૂહલ જ હોય છે. આ બનાવો તેમની કુતૂહલતા સંતોષવાનું જ કામ કરે છે. કુતૂહલ શમતાં સર્વ વિખેરાઈ જાય છે. આ ટોળે વળવાની ઘટના આપણુને રસ્તા ઉપર, કોઈ સ્થળે આગ લાગી હોય, કોઈ સ્થળે મોટર અકસ્માત થયો હોય, કોઈ સ્થળે મદારી અગર ગાંડો ઘૂમતો હોય અગર કોઈ સ્થળે ગાળાગાળી અગર મારામારી થતી હોય છે ત્યાં સ્પષ્ટપણે દેખાય છે. લોકો પડાપડી કરી તે સ્થળે તે ઘટના નીરખવા ટોળે મળે છે અને થોડી ક્ષણોમાં એ ઘટના પૂરી થતાં વિખેરાઈ જાય છે. આ જ પ્રકારની ટોળે વળવાની ક્રિયા આપણુને ટિકિટબારી ઉપર, બસ સ્ટૉપ ઉપર કે સિનેમાના દરવાજા આગળ કે જ્યાં લોકો પડાપડી કરી, એકબીજાને અગવડમાં મૂકીને પણ ઘૂસવા એકઠા મળે છે ત્યારે પણુ જણાય છે. બધાનું કેન્દ્ર એક છે, હિત સરખું છે: ગાડી પકડવી, ટિકિટ ખરીદવી, બસમાં ચઢવું કે થિયેટરમાં પ્રવેશ કરવો. આ હિત સર્વસામાન્ય નથી. આ પ્રકારનું સરખાં હિત ધરાવતુ ટોળું, ટોળા તરીકે કશું જ કરી શકતું નથી. પરંતુ ટોળું એકત્રિત થઈ અમુક સર્વસામાન્ય મુશ્કેલી સામે લડત ઉઠાવે તો તે તરત જ સર્વસામાન્ય હિત ધરાવતું ટોળું બની જાય છે. જો આ ટોળું આગ જોવાની પ્રવૃત્તિમાંથી એકદમ આગ હોલવવાના કાર્યમાં લાગી જાય

એટલું જ નહિ પરંતુ વ્યવસ્થિત રીતે કાર્યવિભાજન કરે તો તે વ્યવસ્થિત સમૂહનો ભાગ બની ટોળું મટી જાય છે.

## (૨) સર્વસામાન્ય હિતો ધરાવતું ટોળું (Common-interest crowd):

સરખાં હિત ધરાવતા ટોળા કરતાં સર્વસામાન્ય હિત ધરાવતુ ટોળું સમાજજીવનની દૃષ્ટિએ મહત્ત્વનું જૂથ છે.

આપણે જોયું તેમ "ટોળું" સમાજની તરાડોમાંથી વિકસી આવે છે. એનો અર્થ એ જ કે સર્વસામાન્ય હિતો ધરાવતુ ટોળું ત્યારે જ ઊપજી આવે છે કે જ્યારે અમુક પ્રકારનાં કાર્યો સાધવા માટે સમાજ પાસે કોઈ વ્યવસ્થિત સાધન નથી હોતુ આવી ઘટનાઓ સમાજમાં કેટલીક વખત બની આવે છે. કોઈ અણધારી, અચાનક જરૂરિયાત સમાજમાં ઊભી થાય ત્યારે તેને પૂરી પાડવા આવા પ્રકારની સમૂહરચનાની જરૂર પડે છે. કોઈ અણધારી કટોકટી, કોઈ અણધાર્યો ખુશાલીનો પ્રસંગ, કોઈ નેતાનો વિજય કે મૃત્યુના તાત્કાલિક આનંદ અગર દુઃખના ઊભરાને વ્યક્ત કરવાના પ્રસંગો-એ એવું જ કોઈ સાધન આવશ્યક બને છે. આવા અણધાર્યા પ્રસંગો માટે સમાજ પાસે વ્યક્ત થવાનાં વ્યવસ્થિત સાધનો હોતાં નથી. સર્વસામાન્ય હિતોવાળાં ટોળાં આવા વખતે ઊપસી આવી આ કાર્ય બજાવે છે. આ પ્રકારનું ટોળે વળી સરજાતુ વર્તન સમાજનાં પ્રચલિત નિયંત્રણોનું વિરોધી જ છે એમ માનવાની ભૂલ કરવાની નથી. "ટોળાં"નું વર્તન આવા કટોકટીના પ્રસંગો માટે વ્યવસ્થિત રચનાને રૂંધતી જડ દીવાલોને તોડવાનું કાર્ય કરે છે. નિયંત્રણમાં આવેલી જડતાને જ તે તોડે છે. સમાજે વિકસાવેલી અતિશિસ્તની રૂંધામણને દૂર કરવા પણ કેટલાંક વર્તનો આવાં "ટોળાં"-સમૂહ દ્વારા થાય છે. દા. ત., વિદ્યાર્થીજીવનનાં શિસ્ત પાળી થાકી ગયેલા વિદ્યાર્થીઓ ક્રિકેટ કે બીજી કોઈ રમતની સ્પર્ધામાં પોતાનો પક્ષ જીતે ત્યારે ઉશ્કેરાઈ, આનંદ અને ગેલમાં આવી પોતાની ખુશાલી વ્યક્ત કરવા સૂત્રો પુકારે, તાળીઓના ગડગડાટથી આખું મેદાન ગજવી મૂકે, ફટાકડા ફોડે અગર ક્રિકેટના મેદાન ઉપર તેમને મર્યાદિત કરતા દોરડાને વટાવી દોડી જઈ વિજેતાઓને ખભે ચડાવી સરઘસાકારે ઘૂમે તો તે સર્વ અચાનક ઊભરાયેલા ઉલ્લાસને વ્યક્ત કરવા સમાજવ્યવસ્થાએ વિકસાવેલી જડતાને તોડતાં ટોળાંવર્તનો છે. આ પ્રકારનું વર્તન પ્રચલિત નિયંત્રણોને તોડવાના ઉદ્દેશથી નહિ પરંતુ તેમાં રહેલી જડતાને દૂર કરવા પ્રયત્ન કરે

છે આ પ્રકારનું વર્તન સમાજવિરોધી નહિ પરંતુ જનતાવિરોધી ટોળા વૃત્તિનો આવિષ્કાર છે પરંતુ ઘણી વખત આવા ટોળાઓ પ્રચલિત કાનૂનો અને નિયમોનો વિરોધ કરવા પણ ઉપસ્થિત થાય છે હુલ્લડો કરતા, ક્રાન્તિની ચિનગારીઓ સળગાવતા અગર અમુક કોમના માણસોને સતાવવા એકઠા થયેના ટોળાઓ આ પ્રકારના હોય છે આવા ઉપદ્રવો "ટોળા" જેવી સમૂહરચનાની લાક્ષણિકતાઓ સ્પષ્ટપણે વ્યક્ત કરે છે

સરખા હિત ધરાવતા કે સર્વસામાન્ય હિત ધરાવતા ટોળા પ્રકારોમાં કેટલીક સરખી ખાસિયતો હોય છે આ બન્ને પ્રકારના "ટોળા"મા અમુક ધ્યેય ઉપર રસ તીવ્રપણે પણ કેન્દ્રિત થાય અગર ઘણી વખત રસ અકેન્દ્રિત પ્રસરેલો પણ રહે છે તદુપરાત, પ્રત્યેક સામાજિક ઘટનામા બને છે તેમ ટોળામા હિતો મિશ્ર પણ હોય છે જોકે ટોળાનુ જીવન ટૂંકજીવી હોવાથી અને ટોળા માનસનો આવિષ્કાર પણ બહુ જ સરળ હોવાથી આપણે સાધારણ રીતે તો તરત જ જાણી શકીએ છીએ કે અમુક ટોળુ સર્વસામાન્ય હિત ધરાવતું ટોળુ છે કે નહિ અગર તે મિશ્ર હિત ધરાવતુ "ટોળુ" હોય તો પણ તેમા સરખા હિતનુ પ્રાધાન્ય છે કે સર્વસામાન્ય હિતનુ તે પણ ઝડપથી સમજાઈ જાય છે

નીચેના સોળમા તકતામા ટોળાના વિભાગીકરણનુ સ્પષ્ટ દર્શન થશે

## તક્તો ૧૬

### ટોળાંના પ્રકારોનુ વર્ગીકરણ



## 'ટોળાં'-માનસ (Crowd sentiment):

"ટોળું" એટલે શું તેની વ્યાખ્યા બાંધવા આપણે પ્રયત્ન કર્યો. ટોળાંના પ્રકારો અંગે પણ આપણે થોડી ચર્ચા કરી. હવે આપણે એ પ્રકારનો સમૂહ કેવું માનસ વિકસાવે છે તે અંગે થોડો વિચાર કરીએ. "ટોળાં માનસ" એ ખૂબ જ રસભર્યો વિષય બની રહ્યો છે. એ માનસને સમજવા અભ્યાસીઓ તેનો વિવિધ રીતે અભ્યાસ કરી રહ્યા છે આપણે પણ "ટોળાં-માનસ"નાં મુખ્ય લક્ષણો ઓળખવા પ્રયત્ન કરીએ. આ લક્ષણો સમજવા "ટોળાં-માનસ" પાછળ કયાં હિતો કામ કરે છે અને તે "માનસ" પાછળ કેવા પ્રકારની પ્રક્રિયાઓ ચાલ્યા કરે છે તેનો અભ્યાસ બહુ મદદરૂપ થશે.

### (૧) હિતો અને "ટોળાં-માનસ" (Interests and crowd sentiment):

આપણે જોયું તેમ હિતો બે પ્રકારનાં હોય છે. સરખાં હિતો અને-સર્વસામાન્ય હિતો. આપણે એ પણ જોયુ કે "ટોળું" કયાં હિતોની આજુબાજુ રચાય છે તેના ઉપર પણ તેના માનસનો આધાર રહે છે જો ટોળું સરખાં હિતોની આસપાસ રચાયુ હોય તો તેમા સામાન્ય રીતે આપણે માનીએ છીએ તેવા પ્રકારના "ટોળા-માનસ"નો અભાવ હોય છે કોઈ પરેડ, અકસ્માત, આગ અગર કૌતુકભર્યો પ્રસંગ ટોળાંના સભ્યોમાં ઉત્સુકતા પ્રેરે અને આ ઉત્સુકતા ક્ષણવાર તેમનુ લક્ષ કેન્દ્રિત કરે અને એમાથી ટોળા-સમૂહના અને ટોળા-માનસના કેટલાંક પ્રાથમિક લક્ષણો વિકસી આવે. ધક્કાધક્કી, પડાપડી, ઉશ્કેરાટ, સ્થિરતાનો અભાવ અને ધ્યેયમાં સરળતા (simplification of purpose) એ ટોળામાં ઝડપથી વિકસી આવે આ ઉત્સુકત પ્રેરક ઘટના એકત્ર થયેલા ટોળાના સભ્યોના' જીવનને જો સહેજ વધારે મહત્ત્વની લાગે તો ટોળા-માનસની ભાવના તે માનવીઓમાં તીવ્ર બને છે અને ટોળાંની વર્તણુક પણ ઉગ્ર બને છે આવા પ્રસગે ટોળાના સભ્યો સામાજિક કેળવણી દ્વારા વિકસેલા સંસ્કારજીવન અને શિસ્તને ફગાવી દઈ પ્રચલિત ધોરણો અને આદતોનાં બંધનોને તોડી નાખે છે. આવા પ્રસંગે રોજનાં સામાજિક નિયંત્રણો ઢીલાં પડે છે અગર તૂટી જાય છે ટોળાં-માનસમાં આ ઘટના કેમ બને છે અને વ્યક્તિઓમાં આવો ફેરફાર કેવી રીતે થાય છે તેનુ સ્પષ્ટ દર્શન ટોળાંની વ્યક્તિઓ કોઈ ભયનો પ્રસંગ માથે ઝઝૂમે છે એવુ કલ્પે છે ત્યારે આપણે

કરી શકીએ છીએ નાટક કે સિનેમા જોતો પ્રેક્ષકવર્ગ એમ સાંભળે છે કે થિયેટરમા આગ લાગી છે આવી અફવા અગર સૂચના થતાં વ્યવસ્થિત રીતે નાટક અગર સિનેમા જોતો તે પ્રેક્ષકવર્ગ એકદમ ગભરાટનું મોજુ અનુભવે છે અને હાફળોફાફળો, ગાંડા જેવો નાસભાગ કરવા માંડે છે ભયની લાગણી સરખી છે. આમ એક પળમાં ભયના સમાચાર મળતાં વ્યવસ્થિત સમૂહ એક ઘેલા ટોળા જેવો બની જાય છે. ભય, આફતની આગાહી જાણે સામાજિક આદતીકરણ અને બુદ્ધિની વિવેકની દીવાલો તોડતુ ધણુમાનસના ધસમસતા પૂર સરજાવતુ તત્ત્વ ન હોય એમ લાગે છે.

આવા પ્રસગે સ્વરક્ષણની પ્રાથમિક મનોવૃત્તિ વ્યક્તિના સ્વરક્ષણને પણ અઘરું બનાવે છે અને સામાજિક રીતે સર્વના રક્ષણને બદલે આફત જેવું ખતરનાક પરિણામ લાવે છે. દરેક માણસ ધક્કાધક્કી, પડાપડી અને નાસાનાસ સ્વરક્ષણ માટે કરે છે, પરંતુ એ ધક્કાધક્કી, પડાપડી અને અવ્યવસ્થિત નાસાનાસ અને દોડાદોડ જ એવી અવ્યવસ્થા ઊભી કરે છે કે રક્ષણને બદલે મોટા ભાગને તો આપત્તિ જ આવી પડે છે. આગને બદલે આ ઘટના જ ઘણાને હાનિ પહોંચાડે છે. આ ઘેલી દોડાદોડી અને પડાપડી કોઈ દૂરંદેશી વ્યક્તિઓ જ સમયસૂચકતા વાપરી અટકાવી શકે. એ અટકાવવા અમુક પ્રકારની નેતાઓની શ્રેણી જ સફળ થાય છે. ટોળાં-માનસ અને નેતાગીરીના પ્રકાર અગે આપણે આગળ ઉપર ચર્ચા કરીશુ. અહીંયાં તો ભય સમુ સરખાં હિતોનું ઉગ્ર પ્રતીક કેવું ટોળાં-માનસ સરજાવે છે તે જ દર્શાવવાનો પ્રયત્ન છે. આ જ સ્થળે આપણે એક બીજી પણ નોંધ લઈએ. ભય જેવુ ઉગ્ર સરખું હિત માત્ર ક્ષણિક, એક જ સ્થળે એકત્રિત થયેલાં ટોળાંમા જ પોતાની અસર ઉપજાવી અટકતું નથી તેની આવી અસર એનાથી પણ વિસ્તૃત ક્ષેત્રમાં ઊપજતી જણાય છે. રેડિયો અને વર્તમાનપત્રો જેવા સામૂહિક વિચાર અને ઊર્મિવહનનાં સાધનો આ ભયની લાગણી અને તેમાંથી વિકસતી સ્વ-રક્ષણ માટેની ઉપર દર્શાવેલી વગરવિચારી, ઉશ્કેરાટભરી વર્તન-પ્રક્રિયાઓ સાંભળનારાઓ અને વાંચનારાઓમાં પ્રસરાવી દે છે આમ "સરખાં હિતો" કેવું ટોળાં-માનસ ખડું કરી શકે છે તે આપણે જોયુ.

પરંતુ ટોળા-માનસની લાક્ષણિકતા અને ખરું મહત્ત્વ તો આપણને સર્વસામાન્ય હિત ધરાવતા ટોળાના વર્તનમાં જ જોવા મળે છે સર્વસામાન્ય હિત ધરાવતુ ટોળું જૂથ તરીકે એક પ્રકારનુ ઐક્ય અને બિરાદરી અનુભવે છે. સરખાં હિત ધરાવતાં ટોળાંમાં દરેક સભ્યને બીજી વ્યક્તિઓની

હાજરી કંઈક અંશે આડખીલીરૂપ લાગે છે. ભય જેવા તીવ્ર સરખા હિતમાં તો ટોળાની પ્રત્યેક વ્યક્તિને પોતાનું સ્વ-રક્ષણ કરવા જતાં, જાતને બચાવવા જતાં, બીજાની હાજરી તેની સાથે ઘર્ષણમાં લાવી મૂકે છે. ટ્રેનના અકસ્માત, આગ કે કોઈ ગંભીર અકસ્માત જેવા ભયમાં પ્રત્યેક વ્યક્તિ પોતાનો જાન બચાવવા રઘવાટ કરતી હોઈ, તેજ રીતે ધાંધલ કરતી વ્યક્તિઓને આડખીલીરૂપ થાય છે. આવા પ્રસંગોમાં ટોળાના સભ્યોની સંખ્યા જેટલી વધારે તેટલી પ્રત્યેક વ્યક્તિને અડચણ વધુ રહે છે. આમ સરખાં હિત ધરાવતા ટોળાના સભ્યોમાં એકતા કે બિરાદરીની ભાવના જોવા મળતી નથી. સર્વસામાન્ય હિતવાળા ટોળામાં આથી ઊલટું જ બને છે. ત્યાં જેમ સંખ્યા વધુ તેમ વ્યક્તિમાં સામૂહિક ઊર્મિ વધુ વિકસે છે. સભ્યોની સંખ્યા આડખીલીરૂપ નહિ, પરંતુ મદદરૂપ બને છે. સર્વ-સામાન્ય હિત ધરાવતા ટોળાના સભ્યોમાં પરસ્પર માટે એકતા અને બિરાદરીની ભાવના વિકસતી હોય છે. દા. ત., ઉત્સવ, વિરોધ કે નિશ્ચિત કરેલું વેર જેવા સર્વસામાન્ય હિત સાધવામાં ટોળામાં જેમ સંખ્યા વધારે તેમ તેમના સભ્યોમાં ઉત્સાહ વધારે અને તેમના આચરણમાં પણ જોમ વધારે આવે છે. દા. ત., કોઈ વ્યક્તિની ખાલ ઉખાડવી હોય (lynching) અગર તેને સતાવવો હોય, અગર દુકાનો બંધ કરાવવી હોય, ટ્રેનો અગર બસો બંધ કરાવવી, પાટા ઉખેડવા, ટાયરો તોડવા કે પથરાબાજી કરવી હોય, તાર-પોસ્ટઓફિસ કે પોલિસથાણાં જલાવી દેવાં હોય કે પછી ગુલામીનાં પ્રતીક સમાં કોઈ કારાગરો, પ્રતિમાઓ કે સરકારી સચિવાલયોનો નાશ કરવો હોય ત્યારે ટોળામાં માનવીની સંખ્યા જેટલી વધારે તેટલી તેની વિનાશક ઉગ્રતા અગર ઉત્સાહ પણ વધે છે. સર્વસામાન્ય હિત ધરાવતા ટોળામાં એવું એકહિત હોય છે, જે દરેક વ્યક્તિને સમસ્ત ટોળાના વિભાગ તરીકે ગણવા પ્રેરે છે. વ્યક્તિમાં તેની સાથે બીજા બધા છે એ ભાવના જેમ આણે છે તેની "અમ-ભાવના" (we-feeling) વધુ સતેજ અને અને વિસ્તૃત બને છે. આ ભાવના જ્યારે ટૂંક સમય માટે વ્યવસ્થાના બંધનમાંથી મુક્ત થાય છે ત્યારે તે હાહાકાર મચાવી મૂકે એવી શક્તિ પ્રાપ્ત કરે છે.

ઊર્મિની તીવ્રતા અનુભવતું, બુદ્ધિપૂર્વક વિચાર કરવાની શક્તિ ખોઈ બેઠેલું, બંધન રહિત સર્વસામાન્ય હિત ધરાવતું ટોળું કોઈ પણ રચનાત્મક કાર્ય કરી શકતું નથી. તે ભલે કોઈક વખત પોતાના લાડીલા નેતા અગર હીરો (hero) તરફ ખૂબ જ વહાલ વ્યક્ત કરે, પરંતુ તે વહાલ પણ

કરી શકીએ છીએ નાટક કે સિનેમા જોતો પ્રેક્ષકવર્ગ એમ સાંભળે છે કે થિયેટરમાં આગ લાગી છે આવી અફવા અગર સૂચના થતાં વ્યવસ્થિત રીતે નાટક અગર સિનેમા જોતો તે પ્રેક્ષકવર્ગ એકદમ ગભરાટનું મોજું અનુભવે છે અને હાંફળોફાંફળો, ગાંડા જેવો નાસભાગ કરવા માંડે છે. ભયની લાગણી સરખી છે. આમ એક પળમાં ભયના સમાચાર મળતાં વ્યવસ્થિત સમૂહ એક ઘેલાં ટોળાં જેવો બની જાય છે. ભય, આફતની આગાહી જાણે સામાજિક આદર્શીકરણ અને બુદ્ધિની વિવેકની દીવાલો તોડતુ ધણમાનસના ધસમસતા પૂર સરજાવતુ તત્ત્વ ન હોય એમ લાગે છે.

આવા પ્રસંગે સ્વરક્ષણની પ્રાથમિક મનોવૃત્તિ વ્યક્તિના સ્વરક્ષણને પણ અધરું બનાવે છે અને સામાજિક રીતે સર્વના રક્ષણને બદલે આફત જેવું ખતરનાક પરિણામ લાવે છે. દરેક માણસ ધક્કાધક્કી, પડાપડી અને નાસાનાસ સ્વરક્ષણ માટે કરે છે, પરંતુ એ ધક્કાધક્કી, પડાપડી અને અવ્યવસ્થિત નાસાનાસ અને દોડાદોડ જ એવી અવ્યવસ્થા ઊભી કરે છે કે રક્ષણને બદલે મોટા ભાગને તો આપત્તિ જ આવી પડે છે. આગને બદલે આ ઘટના જ ઘણાંને હાનિ પહોંચાડે છે. આ ઘેલી દોડાદોડી અને પડાપડી કોઈ દૂરંદેશી વ્યક્તિઓ જ સમયસૂચકતા વાપરી અટકાવી શકે. એ અટકાવવા અમુક પ્રકારની નેતાઓની શ્રેણી જ સફળ થાય છે. ટોળાંમાનસ અને નેતાગીરીના પ્રકાર અંગે આપણે આગળ ઉપર ચર્ચા કરીશું. અહીંયાં તો ભય સમુ સરખાં હિતોનું ઉગ્ર પ્રતીક કેવું ટોળાંમાનસ સરજાવે છે તે જ દર્શાવવાનો પ્રયત્ન છે આ જ સ્થળે આપણે એક બીજી પણ નોંધ લઈએ. ભય જેવું ઉગ્ર સરખું હિત માત્ર ક્ષણિક, એક જ સ્થળે એકત્રિત થયેલાં ટોળાંમાં જ પોતાની અસર ઉપજાવી અટકતું નથી. તેની આવી અસર એનાથી પણ વિસ્તૃત ક્ષેત્રમાં ઊપજતી જણાય છે. રેડિયો અને વર્તમાનપત્રો જેવા સામૂહિક વિચાર અને ઊર્મિવહનનાં સાધનો આ ભયની લાગણી અને તેમાંથી વિકસતી સ્વરક્ષણ માટેની ઉપર દર્શાવેલી વગરવિચારી, ઉશ્કેરાટભરી વર્તન-પ્રક્રિયાઓ સાંભળનારાઓ અને વાંચનારાઓમાં પ્રસરાવી દે છે. આમ "સરખાં હિતો" કેવું ટોળાંમાનસ ખડું કરી શકે છે તે આપણે જોયું.

પરંતુ ટોળાંમાનસની લાક્ષણિકતા અને ખરું મહત્ત્વ તો આપણને સર્વસામાન્ય હિત ધરાવતા ટોળાના વર્તનમાં જ જોવા મળે છે. સર્વસામાન્ય હિત ધરાવતું ટોળું જૂથ તરીકે એક પ્રકારનું ઐક્ય અને બિરાદરી અનુભવે છે. સરખાં હિત ધરાવતાં ટોળાંમાં દરેક સભ્યને બીજી વ્યક્તિઓની

હાજરી કંઈક અંશે આડખીલીરૂપ લાગે છે. ભય જેવા તીવ્ર સરખા હિતમાં તો ટોળાની પ્રત્યેક વ્યક્તિને પોતાનું સ્વ-રક્ષણ કરવા જતાં, જાતને બચાવવા જતાં, બીજાની હાજરી તેની સાથે ઘર્ષણમાં લાવી મૂકે છે. ટ્રેનના અકસ્માત, આગ કે કોઈ ગંભીર અકસ્માત જેવા ભયમાં પ્રત્યેક વ્યક્તિ પોતાનો જાન બચાવવા રઘવાટ કરતી હોઈ, તેજ રીતે ધાંધલ કરતી વ્યક્તિઓને આડખીલીરૂપ થાય છે. આવા પ્રસંગોમાં ટોળાના સભ્યોની સંખ્યા જેટલી વધારે તેટલી પ્રત્યેક વ્યક્તિને અડચણ વધુ રહે છે. આમ સરખાં હિત ધરાવતા ટોળાના સભ્યોમાં એકતા કે બિરાદરીની ભાવના જોવા મળતી નથી. સર્વસામાન્ય હિતવાળા ટોળામાં આથી ઊલટું જ બને છે. ત્યાં જેમ સંખ્યા વધુ તેમ વ્યક્તિમાં સામૂહિક ઊર્મિ વધુ વિકસે છે. સભ્યોની સંખ્યા આડખીલીરૂપ નહિ, પરંતુ મદદરૂપ બને છે. સર્વ-સામાન્ય હિત ધરાવતા ટોળાના સભ્યોમાં પરસ્પર માટે એકતા અને બિરાદરીની ભાવના વિકસતી હોય છે. દા. ત, ઉત્સવ, વિરોધ કે નિશ્ચિત કરેલું વેર જેવાં સર્વસામાન્ય હિત સાધવામાં ટોળામાં જેમ સંખ્યા વધારે તેમ તેમના સભ્યોમાં ઉત્સાહ વધારે અને તેમના આચરણમાં પણ જોમ વધારે આવે છે. દા. ત., કોઈ વ્યક્તિની ખાલ ઉખાડવી હોય (lynching) અગર તેને સતાવવો હોય, અગર દુકાનો બંધ કરાવવી હોય, ટ્રેનો અગર બસો બંધ કરાવવી, પાટા ઉખેડવા, ટાયરો તોડવા કે પથરાબાજી કરવી હોય, તાર-પોસ્ટઑફિસ કે પોલિસથાણાં જલાવી દેવાં હોય કે પછી ગુલામીનાં પ્રતીક સમાં કોઈ કારાગરો, પ્રતિમાઓ કે સરકારી સચિવાલયોનો નાશ કરવો હોય ત્યારે ટોળામાં માનવીની સંખ્યા જેટલી વધારે તેટલી તેની વિનાશક ઉગ્રતા અગર ઉત્સાહ પણ વધે છે. સર્વસામાન્ય હિત ધરાવતા ટોળામાં એવું એકહિત હોય છે, જે દરેક વ્યક્તિને સમસ્ત ટોળાના વિભાગ તરીકે ગણવા પ્રેરે છે. વ્યક્તિમાં તેની સાથે બીજા બધા છે એ ભાવના જોમ આણે છે. તેની "અમ-ભાવના" (we-feeling) વધુ સતેજ અને અને વિસ્તૃત બને છે. આ ભાવના જ્યારે ટૂંક સમય માટે વ્યવસ્થાના બંધનમાંથી મુક્ત થાય છે ત્યારે તે હાહાકાર મચાવી મૂકે એવી શક્તિ પ્રાપ્ત કરે છે.

ઊર્મિની તીવ્રતા અનુભવતું, બુદ્ધિપૂર્વક વિચાર કરવાની શક્તિ ખોઈ બેઠેલું, બંધન રહિત સર્વસામાન્ય હિત ધરાવતું ટોળું કોઈ પણ રચનાત્મક કાર્ય કરી શકતું નથી. તે ભલે કોઈક વખત પોતાના લાડીલા નેતા અગર હીરો (hero) તરફ ખૂબ જ વહાલ વ્યક્ત કરે, પરંતુ તે વહાલ પણ

ખૂબ જ ઉગ્ર અને ધાંધલભર્યું હશે. ટોળું તે નેતાને ઉપાડી લેશે, તેનાં કપડાં અસ્તવ્યસ્ત કરી નાખશે, તેને વહાલભરી રીતે ઉછાળતાં, ઊંચકી લઈ જતાં કોઈ વખત ઇજા પણ કરી બેસશે. આવું ટોળું વખતે અભિનંદન જેવા પ્રસંગે ગગન ફાડી નાખે એવા ઘોરથી નવાજે પણ ખરું. પરંતુ આ પ્રકારના ટોળાનું માનસ વિનાશક માર્ગો વધુ ઝડપથી ખોળી લે છે વિનાશક પ્રવૃત્તિમાં બુદ્ધિ કે વ્યવસ્થાની બહુ જરૂર રહેતી નથી. પથ્થર ફેંકવો, માણસને કચડી નાખવો, વ્યક્તિના શરીરનાં અંગોને તોડી નાખવાં કે કોઈ માનવીને સળગાવી દેવો કે રિબાવી રિબાવી મારી નાખવો એ બહુ પ્રમાણમાં વધુ સહેલું છે ટોળાં-માનસમાં ધિક્કાર અને વેરની ભાવના બહુ જ ઝડપથી સરજી શકાય છે. વ્યવસ્થાના સંચાલકો તરફનો વિરોધ ટોળાંઓ આ ભાવના દ્વારા વ્યક્ત કરે છે. આ પ્રકારનો વિરોધ દાબવા અધિકારીઓ ઘણી વાર બિનજરૂરી હિંસા અને ક્રૂરતા કરે છે. આ વ્યવસ્થાપકો કે સરકારી અધિકારીઓની જોહુકમીનો ટોળાનો એકાદ સભ્ય ભોગ પણ બને છે અગર ભોગ બન્યો છે એવી કલ્પના આવતાં પણ શાંત ટોળાં તોફાની ટોળાંનું સ્વરૂપ ધારણ કરે છે.

વ્યવસ્થિત સમાજમાં ધિક્કાર અને વિનાશ કરવાની મનોવૃત્તિઓને ઠીકઠીક પ્રમાણમાં દાબેલી રાખવાને કારણે પ્રસંગ મળતાં આ દબાયેલી ઊર્મિઓનો ઊભરો ખૂબ જ ઉગ્ર અને હિંસાત્મક રીતે છલકાય છે. કચડાયેલી મનોવૃત્તિઓ જાણે મુક્તિ અનુભવતી હોય એવું લાગે છે. લોકોમાં યુદ્ધના વિચારથી ઊપજતી એક પ્રકારની ઝણઝણાટી અને ઉશ્કેરાટ વખતે કચડાયેલી મનોવૃત્તિઓના આવા પ્રકારના બંધનમુક્તિના ખ્યાલમાંથી સરજાતી હોવાનો સંભવ છે.

## (૨) "ટોળાં-માનસ" સાથે સંકળાયેલી પ્રક્રિયાઓ (Processes corelated with crowd-feeling):

"ટોળાં-માનસ"ને ઘડવામાં હિતોના પ્રકાર જ માત્ર જવાબદાર નથી. "ટોળાં-માનસ"ની તીવ્ર લાગણીઓ જન્માવવામાં વિવિધ પ્રકારની પ્રક્રિયાઓ જે ઢબે સુમીલિત થાય છે તે પણ અગત્યનો ભાગ ભજવે છે.

ટોળાં-માનસની લાગણીની તીવ્રતા અને વર્તનની તીવ્રતા સરજવામાં ત્રણ પ્રક્રિયાઓ ખૂબ જ મહત્ત્વનો ભાગ ભજવે છે:

(૧) આંતર-ઉત્તેજન અને ટોળાં-માનસનો લય (Inter-stimulation and crowd rhythm);

(૨) સંખ્યા અને જવાબદારી (Number and responsibility);
(૩) લાગણી-ઊર્મિ-ઉછાળો (Emotional expression).

આપણે આ ત્રણ પ્રક્રિયા વિગતમાં સમજીએ.

## (૧) આંતર-ઉત્તેજન અને ટોળાં-માનસનો લય (Inter-stimulation and crowd rhythm):

સમૂહસૂત્રોનો નાદ કે પ્રશંસાની તાળીઓનો ગડગડાટ જેમ જેમ એક માણસથી બીજા માણસ સુધી પહોંચે છે તેમ તેમ તે વધુ રસમય અને ઉત્તેજક બને છે એ ઘટના આપણે સર્વ જાણીએ છીએ. "લોકરે લોગ તાલી બજાવ"નું સૂચન આપી વધુ તાળીઓ પડાવી રસ્તામાં ધ્યાન ખેંચતા જાદુ અગર કસરતના પ્રયોગો કરનારા માગણોને આપણે સર્વેએ જોયા છે. આવી ઘટનામાં પ્રત્યેક વ્યક્તિ ટોળાં-માનસને વિકસાવતા કોઈ લાગણી અગર શબ્દના પ્રસાર કરનાર વાહક તરીકે કામ કરે છે. ભૌગોલિક અગર સ્થાનિક નિકટતાને કારણે આવી સૂચન અને અનુકરણની પ્રક્રિયા માટે "ટોળું" આદર્શ ભૂમિકા તૈયાર રાખે છે. એક વખત લોકો ટોળે વળ્યા કે આવા ઉત્તેજન માટે, આવા ઉશ્કેરાટ માટે કે લાગણીના સહાનુભૂતિભર્યા વહન માટે સુંદર ભૂમિકા તૈયાર થાય છે. લાગણીનાં તમામ વ્યક્તસ્વરૂપો ટોળામાં સામુહિક રીતે પ્રયેક વ્યક્તિ ઉપર છાપ પાડે છે અને વ્યક્તિની લાગણીઓને વધુ તીવ્ર પણ બનાવે છે. જેમ જેમ પ્રત્યેક વ્યક્તિની લાગણી બીજા સર્વની લાગણીને અનુરૂપ થતી જાય છે તેમ તેમ ટોળાની વ્યક્તિઓના વર્તનમાં એક પ્રકારની લયબદ્ધતા આવે છે. સરખી લાગણીની અસર અનુભવતું ટોળું એકતાલમાં હાલી ઊઠે છે અને એક લયમાં કાર્યરત થાય છે. (ટોળાં-માનસને વ્યક્ત કરવાનો નટઘર ઉપરનો પ્રયોગ અમુક પ્રકારના હાથ અને દેહના હીંચોળા ખાતી સામૂહિક ક્રિયાના અભિનય દ્વારા વ્યક્ત કરવામાં આવે છે.)

ઢોલ જેવા ચર્મવાદ્યના એક જ ટખના તાલના હલકારાથી સમૂહ-ઊર્મિઓને ઉત્તેજિત કરવામાં આવે છે. ટોળાં એકઠા કરતા રસ્તે ચાલના જાદુગરો કે ખેલ કરનારાઓ કે નટવાઓ ડમરુ, ઢોલ કે ચાપ જેવાં વાદ્યોથી લોકોને કેવા આકર્ષે છે તે સર્વવિદિત છે. ગણપતિ, હોળી, રામલીલા કે વસંતપંચમી જેવા તહેવારોના ઉત્સવોમાં વાદ્યોના રણઝણાટથી સમૂહ-ઊર્મિઓ કેવી રીતે ઉત્તેજિત કરવામાં આવે છે એ પણ ક્યાં અજાણ્યું છે?

આપણા ધાર્મિક સંપ્રદાયોની વિવિધ વિધિઓ, તેમનાં મિલનો, તેમનાં લોકકથનો અગર મેળાઓમાં પણ આપણને આ ઘટનાઓ સ્પષ્ટ દેખાય છે. મંદિરોમાં, ચોગાનોમાં, મોટા મોટા ધાર્મિક મેળાઓમાં, અમુક પ્રકારનાં સમૂહગીતો ગાતા, કાંસા, મંજીરા કરતાલ કે તાળીઓના તાલ સાથે રમઝટ અને લગભગ ઘેલી ધૂન મચાવતા, નાચતા ધૂણતા અને ઘણી વખત બેભાન થતા વિવિધ સંપ્રદાયોના અનુયાયીઓ ભારતમાં સ્થળે સ્થળે દેખાય છે આ સર્વમાં એક પ્રકારનો સમૂહ-જાદુ હોય છે.

સૂચન અને અનુકરણની પ્રક્રિયા દ્વારા એકત્રિત થયેલું ટોળું વ્યક્તિઓને પોતાની લાગણીના જાદુ નીચે કેવી રીતે લાવે છે તે ઉપલી ઘટનાઓ સ્પષ્ટ કરે છે. આ પ્રસંગોમાં આ પ્રકારની પ્રક્રિયાઓની જાદુઈ અસર વ્યક્તિને તેનુ વ્યક્તિત્વ ભુલાવી દે છે અને તેને સમૂહમાં વિલીન કરે છે. વ્યક્તિ વ્યક્તિ વચ્ચેના તફાવતો વીસરાઈ જાય છે; વ્યક્તિઓની લાક્ષણિકતાઓ કોરાણે મુકાય છે અને પ્રત્યેક વ્યક્તિ સમૂહ-સમષ્ટિમાં તદ્રૂપ થઈ જાય છે.

લિબોન નામના વિદ્વાનનુ તો એમ જ માનવુ છે કે ટોળાં-માનસની આ જ વિશિષ્ટતા છે ઘણાં ટોળાંમાં આવી પ્રક્રિયા થતી જોવામાં આવે છે એ ખરું, પરંતુ તેથી આપણે એમ માનવાનું કારણ નથી કે ટોળાં-માનસમાં આ જ સહુથી પ્રધાન તત્ત્વ છે. ટોળાં-માનસને સમજવા આ જ એક પ્રક્રિયાને કારણરૂપ માનવી એ એક પ્રકારની અધૂરી સમજ છે.

## (૨) સંખ્યા અને જવાબદારી (Numbers and responsibilities):

ટોળાંના અભ્યાસીઓએ નોંધ્યું છે કે ટોળામાં વ્યક્તિઓ જવાબદારીનું ભાન ગુમાવી બેસે છે અને નૈતિક બંધનોથી મુક્ત છે એવી લાગણી અનુભવે છે. ટોળે મળેલી વ્યક્તિઓમાં એક નવીન પ્રકારનું ભાન જાગૃત થાય છે. તેઓ એમ માને છે કે ટોળારૂપી સમૂહના સભ્ય બનવાથી તેઓ એવા સમૂહના વિભાગ બન્યા છે કે જેમાં પ્રચલિત વર્તનનાં ધોરણોની વ્યાખ્યા બદલાઈ જાય છે. એ વર્તનના ધોરણો હવે તેમને લાગુ પડતાં નથી. પ્રચલિત સંસ્કાર અગર નિયંત્રણના ધોરણો જે નિષેધ કરે છે તે આ નવા સમૂહનું માનસ યોગ્ય ગણે છે, એમ ટોળાના સભ્યોને લાગે છે.

સામાન્ય રીતે કૉલેજનો વિદ્યાર્થી ભાંગફોડ કરતો નથી. પરંતુ તે ટોળામાં ભળે છે ત્યારે તેનું વર્તન ઘણી વાર બદલાઈ જાય છે. જીતની મસ્તીમાં કે હારના દુઃખી ઉશ્કેરાટમાં તે પોતાને રસ્તે આવતા થાંભલા

તોડશે, મોટરો અટકાવશે, બારીબારણાંના કાચ ફોડી નાખશે, નાના ફુટકળ વેચનારાઓની છાબડી કે ગાડી ઉથલાવી પાડશે, વગરટિકિટે મુસાફરી કરશે, રેલવે અગર બસમાં ધાંધલ અને ઘોંઘાટ કરશે, વાહનોને અટકાવશે, કંડક્ટર, ડ્રાઈવર કે ગાર્ડને પજવશે અગર મારશે, સિનેમા અગર નાટ્યગૃહોમાં ધિંગામસ્તી કરી તોફાન મચાવશે અગર એવી અનેકવિધ અનિયંત્રિત પ્રવૃત્તિઓ કરવા માંડશે.

અમેરિકાનો દાખલો લઈએ. અમેરિકન યુવતી સામાન્ય રીતે જાહેરમાં કપડાંની ખૂબ જ કાળજી રાખશે પરંતુ ટોળે મળતાં ઉત્સવમાં તે ઉશ્કેરાટ અનુભવી અને ગાંડીતૂર બની કપડાંલત્તા વિષે બિલકુલ જ બેપરવા બનશે. સામાન્ય રીતે ગોરો અમેરિકન રંગીન પ્રજાના માનવીને મારી નાખતો નથી કે તેની ચામડી ઉખાડતો નથી. પરંતુ એ જ ગોરો અમેરિકન ઉશ્કેરાયેલા ટોળાનો સભ્ય બનતાં કાળા હબસીઓની ખાલ ઉખાડવા (Lynching)ની ક્રૂર ક્રિયા કે તેમના જાન લેવાની પ્રવૃત્તિ કરવામાં માનસિક ખટકો અનુભવતો નથી. કોમી હુલ્લડોમાં પણ વિવેકી અને શાંત હિન્દુ-મુસ્લિમ વ્યક્તિઓએ ટોળે મળતાં ભાન ભૂલી કેવા હત્યાકાંડ કર્યાં હતા તે આપણે સારી રીતે જાણીએ છીએ. સંયુક્ત મહારાષ્ટ્રના જુવાળે મુંબઈમાં ખૂબ વિવેકી માનવીઓને પણ ટોળામાં કેવા ગાંડા કર્યાં હતા અને કેવા ક્રૂર માર્ગો લેતા બનાવ્યા હતા તે આપણે જાણીએ છીએ. મહાગુજરાતની લડતમાં પણ ટોળે વળેલી વ્યક્તિઓ કેવા પ્રકારની ઘેલી ક્રૂરતા કરતી હતી તે હજી આપણે માટે તાજો જ અનુભવ છે. (અહીંયાં આપણે સંયુક્ત મહારાષ્ટ્ર કે મહાગુજરાતની માગણી અગર તે અંગેનું આંદોલન વાજબી છે કે નહિ તેની ચર્ચા કરતા નથી. ટોળે વળવાની પ્રક્રિયામાં વ્યક્તિમાં સમાજસ્વીકૃત ધોરણથી વિરુદ્ધ કેવું માનસ જાગૃત થાય છે તેનું જ દૃષ્ટાંત આપીએ છીએ.)

વ્યક્તિનાં સમાજસ્વીકૃત ધોરણોથી વિરુદ્ધ આવાં વર્તનોને ટોળામાં વધુ સંખ્યા હોય તો ક્ષણિક પીઠબળ મળે છે. રોજની જિંદગીમાં જે કાર્ય આપણે નિષિદ્ધ માનતાં હોઈએ તે ટોળાંમાં સ્વીકૃત બને છે. જેમ મોટું ટોળું, તેમ આવાં કાર્યો વધુ પીઠબળ મેળવે છે.

આ પ્રકારની જવાબદારીના ભાનનો અભાવ બન્ને પ્રકારનાં હિતવાળાં ટોળાં-માનસમાં જોવા મળે છે. આ બિનજવાબદારી ખૂબ જ ખતરનાક હોય છે અને સમાજને નુકસાન કરે છે. તે જીવન અને મિલકતની બહુ જ મોટા પાયા ઉપર ખુવારી કરે છે.

## (૩) લાગણી-ઊર્મિનો ઉછાળો (Emotional expression):

વ્યક્તિની સૂચન સ્વીકારવાની તીવ્ર મનોવૃત્તિ અને બિનજવાબદાર થવાનું માનસ ટોળામાં પરસ્પરને પુષ્ટિ આપી એક પ્રકારની લાગણીવશતાને ઉત્તેજન આપે છે. ટોળાની પરિસ્થિતિમાં જ કોઈ ઘેરી લાગણીની ભૂમિકા હોય છે.

સર્વસામાન્ય હિતોવાળા ટોળાંમાં આ લાગણીવશતા અગર અંધ-ઊર્મિનો ઉછાળો સમૂહ-બિરાદરી તરીકે પ્રસરી જાય છે. સરખાં હિતોવાળા ટોળામાં સ્વરક્ષાની ઇચ્છા ભયની ઊર્મિ ઉપજાવે છે. "બૅન્ક દેવાળું ફૂંકે છે" એમ બૂમ પાડતા બૅન્ક ઉપર લોકોનો દરોડો પાડી જે ટોળું જમા થાય છે તેની પાછળ સર્વ દરોડો પાડનાર વ્યક્તિઓમાં પોતે ખુવાર થશે એની સરખા હિતવાળી લાગણી, ભયની ઊર્મિ હોય છે.

ખેતીના પાકના સમયના ઉત્સવો અને નૃત્યોમાં પ્રાથમિક સમુદાયોમાં જાતીય ઊર્મિ (sex emotion) ઉત્તેજિત થાય છે. આ જાતીય ઊર્મિ બીજા પણ એક પ્રકારની ટોળા-પ્રવૃત્તિઓમાં જાગૃત થાય છે. કેટલાક ધાર્મિક ઉત્સવો કે જેમાં હાઉયામ અને પાશવી જાતીયતા કચડવા, તેનાં પાપ ધોવા માટેના મહામંત્રો ઉચ્ચારાય છે તેમાં પણ અમુક પ્રકારના નિર્બંધ જાતીય વ્યવહારની વિધિઓ યોજાય છે. "ગોરી સ્ત્રીઓનાં માન સાચવવા" થતા ગોરાઓના કાળાઓ તરફના પાશવી અત્યાચારોમાં પણ કેટલીક વખત છૂપી જાતીય લાગણીની રેખા હોય છે.

પ્રસ્થાપિત જાતીય નીતિના બચાવ માટે ટોળાઓ દ્વારા લેવાતાં ઝનૂની પગલાઓ એવી પરિસ્થિતિ ઊભી કરે છે કે જેમાં દબાયેલી જાતીય વૃત્તિઓ બહાર આવી પોતાનો બદલો લે છે.

## ટોળાંની નેતાગીરી—તેનું સામાજિક કાર્ય (Role of the crowd leadership):

ટોળાંમાનસને જાગૃત કરતી ઉપર દર્શાવેલી પ્રક્રિયાઓની હયાતીનો લાભ ટોળાંઓની નેતાગીરી લે છે. ટોળાંમાનસને વધુ ઉગ્ર બનાવવા, વધુ ઉશ્કેરવા અને પોતાના તરફ ધ્યાન ખેંચવા તે અમુક પ્રકારની તરકીબો અજમાવે છે. આ તરકીબો લગભગ એકજ ઢબની હોય છે. હોશિયાર રાજકીય નેતા હોય, ધાર્મિક પ્રચારક હોય, સામાજિક કાર્યકર હોય, તીખો રાષ્ટ્રવાદી હોય, વર્ગ કે જાતિઓના ઘર્ષણમાં માનનારો વિગ્રહવાદી હોય કે ગામડાંમાં જાદુ અને મેલી માન્યતાઓમાં માનનાર ભૂવો હોય—ટૂંકમાં,

આ નેતા ગમે તે પ્રકારનો હોય—પરંતુ ટોળાંમાનસને ઉશ્કેરવા અને પોતાના તરફ આકર્ષવા તે અમુક પ્રકારની પદ્ધતિઓ જાણેઅજાણે વાપરતો જ હોય છે.

આપણે આ પદ્ધતિઓનો અભ્યાસ કરીએ.

## (૧) નેતાઓની ઉશ્કેરવાની પદ્ધતિઓ :

અવાજ, હાવભાવ કે કોઈ વિશિષ્ટ ખાસિયતભર્યા અભિનયથી આ નેતા ટોળાનુ ધ્યાન પોતાના તરફ આકર્ષે છે રંગભૂમિના ઍક્ટરની માફક તે પ્રથમ તો પ્રેક્ષકને આકર્ષવાનું કાર્ય કરે છે સાથે સાથે આ નેતા પોતાના વક્તવ્યમા પણ કેટલીક લાક્ષણિકતાઓ ખીલવે છે સૂત્રો જેવાં ટૂંકાં, લાગણીને ઉશ્કેરે એવાં શબ્દો અને વાક્યોનો વારંવાર ઉપયોગ કરવો અને કલ્પનાને ઉશ્કેરે એવી ઉપમાઓ આપી અમુક પ્રકારનાં "લક્ષણચિત્રો" (stereotypes) દ્વારા ટોળાંના ચિત્તને રમાડવુ એ તેની બીજી ખાસિયત હોય છે

આ બે પદ્ધતિઓ દ્વારા ટોળાંનો નેતા ટોળાંના સભ્યોનુ પોતાના તરફ ધ્યાન ખેંચવા પ્રયત્ન કરે છે. આવી તરકીબો દ્વારા જે ચાલુ બનાવ અંગે આ નેતાને ટોળાંમાં અમુક પ્રકારની કલ્પના ઉત્તેજિત કરી, અમુક પ્રકારની લાગણીને તીવ્ર બનાવી અને ટોળામા લગભગ તેને વિચાર કરવા દીધા સિવાય પોતાને સ્વીકાર્ય ચિત્ર ઊભું કરે છે, અને જેની દ્વારા નેતાઓ પોતાનુ આકર્ષણ જમાવે છે તેજ પદ્ધતિઓ દ્વારા પોતાની નેતાગીરી ચાલુ રાખવા તેઓ પ્રયત્ન કરે છે.

હિટલર, મુસોલિની તેમ જ એવા અનેક નેતાઓ જે પ્રકારના પ્રચારે તેમને નેતાઓ બનાવ્યા હતા, તે જ લાગણીઓ ઉશ્કેરી, તેમને અવિરત ચાલુ રાખી, તેમને જુદી જુદી રીતે ઉત્તેજી પોતાનુ આકર્ષણ ચાલુ રાખવા યત્ન કરે છે. આ જાતના પ્રચાર માટે અમુક ઢબના દેખાવો, અમુક પ્રકારના પૉસ્ટરો, ચિત્રો, વર્તનપદ્ધતિઓ તથા સૂત્રનાદોની તરકીબો તેઓ અજમાવે છે.

ટોળાં-માનસને ઉશ્કેરવાના રાજકીય ક્ષેત્રમા નેતાઓના અખતરાઓ પૉસ્ટરો, ધ્વજો, સૂત્રો, અમુક પ્રકારનાં ગીતો, અમુક જાતના અભિનય, હાવભાવ અને પહેરવેશ ભારતમા હવે ઠીક ઠીક જાણીતાં થયાં છે.

આ જ પ્રમાણે ધાર્મિક નેતાઓ પણ પાપ-પુણ્ય, સ્વર્ગ-નર્ક વગેરેની આજુબાજુ ઘેરાં ચિત્રો દોરી ધાર્મિક લાગણીઓ ઉશ્કેરી પોતાના પંથ તરફ અગર પોતાના વ્યક્તિત્વ તરફ ટોળાનુ ધ્યાન ખેંચે છે.

ચલચિત્રોના નટનટીઓ પણ અમુક પ્રકારના વર્તન અને વ્યવહારને આકર્ષક સ્વરૂપે મૂકી ટોળાં-માનસને પોતાના તરફ ખેંચવા પ્રયત્ન કરે છે અને પોતાને ગમતાં મૂલ્યો માટે લાગણીઓ ઉત્તેજિત કરે છે.

ટોળાં-માનસને ઉશ્કેરતા નેતાઓની આ વિવિધ પદ્ધતિઓનો અભ્યાસ ખૂબ જ શિક્ષણીય છે. "ટોળાં-માનસ"ને નચવતી આ ઘટનાનું મહત્ત્વ પણ ઘણું છે અને તે ખૂબ જ વિસ્તૃત અભ્યાસ માગી લે છે.

## (૨) નેતાગીરી અને વ્યક્તિગત વિવેકબુદ્ધિનો નાશ (Leadership and loss of individual judgement):

સુંદર વક્તાની માફક ટોળાનો ચતુર નેતા પોતાનો જાદુ ટોળા ઉપર કેમ ફેલાવી શકે છે તેનું એક મુખ્ય કારણ છે. જે પ્રચલિત લાગણીઓ વ્યક્તિગત રીતે અને તર્કપદ્ધતિથી માનવી સ્વીકારી શકતો નથી એટલું જ નહિ, પરંતુ તેમનો વિરોધ કરે છે તેમને આ નેતા પોતાના પ્રચાર દ્વારા બૌદ્ધિક દલીલનો અંચળો ઓઢાડી તેમનો સ્વીકાર થયો છે એવો ભાસ ટોળાના સભ્યોમાં જાગૃત કરે છે. આમ, ટોળાનો નેતા એક તરફ ટોળાંના સભ્યોની વ્યક્તિગત નૈસર્ગિક બુદ્ધિ અને તટસ્થ વિચારશક્તિને બહેરી કરે છે, અને બીજી તરફ સમૂહમાં સ્વીકાર્ય લાગે એવી દલીલની જાળ ઊભી કરે છે. ટૂંકમાં, એ જ દલીલ જો ટોળાનો માણસ એકલો હોય અને સાંભળે તો તેને ગળે ન ઊતરે, પરંતુ ટોળાના સભ્ય તરીકે, ટોળાની હાજરી અને ઉશ્કેરાટની ભૂમિકામાં તેની તટસ્થ વિવેકબુદ્ધિ કુંઠિત થઈ હોવાથી તે જ દલીલ સ્વીકારવાનું માનસ તે કેળવે છે. આમ વક્તાએ, નેતાએ ઊભી કરેલી તર્કજાળમાં તે ફસાવા માટે તૈયાર થાય છે.

ચતુર નેતા, નાની અફવાને પણ હકીકતનું સ્વરૂપ આપી, ટોળાના માનસને ઉશ્કેરી શકે છે. આવી અફવાનો હકીકત તરીકે ઉપયોગ કરી, દલીલોની ફરેબી જાળ ઊભી કરી આખું ટોળું કેવા ખતરનાક ભયમાં છે, કેવી ગંભીર હાલતમાં ફસાયું છે, કેવી કટોકટીમાંથી પસાર થઈ રહ્યું છે અને તેને માટે તે ટોળાએ કેવી રીતે કટિબદ્ધ થઈ સામનો કરવો જોઈએ એ અંગેનું વાતાવરણ અને લાગણીની તીવ્રતા તે ખડાં કરે છે. ટોળું આ સર્વને ખરું માને છે. ટોળાનાં સભ્યોને આ સર્વ બુદ્ધિગમ્ય લાગે છે.

આમ ટોળું—યુદ્ધની કટોકટી સમયે જેમ રાષ્ટ્રસમુદાય ઉશ્કેરાટભર્યું માનસ કેળવે છે અને સત્યનો સ્વીકારવા તત્પર હોય છે તે જ પ્રમાણે—

નેતાઓની પ્રચારક અસર નીચે આવું જ માનસ કેળવે છે. તે પણ સૂચનો સ્વીકારવા તત્પર થાય છે. તે નેતાએ કલ્પેલા દુશ્મનને પોતાના ખરા દુશ્મન તરીકે સ્વીકારવા તૈયાર થાય છે, અને નેતાએ સૂચવેલા અને પોતે સ્વીકારેલા માર્ગો તે જ સાચા છે એવી પણ લાગણી અનુભવે છે.

## ટોળાંનાં માનસ અને વર્તનને સમજાવતા કેટલાક વાદો (Interpretation of crowd behaviour):

ટોળું અમુક રીતે કેમ વર્તે છે, અગર માનવીને ટોળે મળતાં કયાં બળો અમુક પ્રકારના વર્તન તરફ દોરી જાય છે તે ઘટના સમજવા અત્યારે ઘણા અભ્યાસીઓ પ્રયત્ન કરી રહ્યા છે. ટોળાના નેતાની તરફીઓ આ ઘટનાની સાચી સમજ આપવા અસમર્થ બને છે.

ટોળાં-વર્તન અને ટોળાં-માનસના સર્જનનું સાચું કારણ શોધવા મથતા વિદ્વાનોએ વિવિધ વાદો વિકસાવ્યા છે. તેમાંના નીચેના વાદો હમણાં વધુ પ્રચલિત છે. આપણે તેમને સમજવા પ્રયત્ન કરીએ.

### (૧) "સમૂહ-મન" વાદ (Group-mind thesis):

સમૂહ-મન વાદના મુખ્ય પ્રચારકો લિબોન અને મેકડુગલ છે. બીજા પણ ઘણા વિચારકો આ વાદમાં માને છે. આ વાદમાં માનનારા લેખકો અને અભ્યાસીઓની માન્યતા નીચે પ્રમાણે છે.

ટોળાંમાં માનવીની વ્યક્તિમત્તા ઓછી થઈ જાય છે. માનવી ટોળામાં તેના સર્વ સભ્યોમાં પ્રચલિત એવી લાગણીની ભૂમિકાએ પહોંચી જાય છે એટલું જ નહિ, પરંતુ ટોળાની બીજી વ્યક્તિના મન સાથે તેનું મન વિલીન થઈ એક નવું "સમૂહ-મન" (group mind) વિકસી આવે છે.

આ વાદના માનનારાઓ એવું મંતવ્ય રજૂ કરે છે કે ટોળામાં માણસની વ્યક્તિગત, આત્મનિર્ણીત સ્વભાનતા એવી ઓછી થઈ જાય છે કે તે સૂત્રો અને લાગણીવશ ઊર્મિને આહ્વાન આપતા પુકારોને જ ગળે ઉતારી શકે છે. આ નીચી કક્ષાનું "સમૂહ-મન" (group mind) જ ટોળાના વર્તન માટે જવાબદાર છે એમ આ વિચારકોનું માનવું છે.

વૈજ્ઞાનિક દૃષ્ટિએ આ મત હવે ખોટો ઠર્યો છે. વ્યક્તિના મનની બહાર કોઈ સ્વતંત્ર સમૂહ-માનસ છે જ નહિ એવું હવે સાબિત થયું છે. "સમૂહ-માનસ" જેવી ઘટના વાસ્તવમાં છે જ નહિ અને તેથી આ વાદની ભૂમિકા જ ખોટી છે એમ હવે મનાવા માંડયું છે. "સમૂહ-મન" વાદ

ટોળાં-વર્તનની ઘટનાને બહુ જ ખોટી ઢબે અને એકમાર્ગી રીતે સમજાવે છે. આમ આ વાદ ભૂલભરેલો હર્યા છતાં પણ હજી તે વિચારકોમાં ઠીક-ઠીક પ્રચલિત છે.

**(૨) "ટોળાં-વર્તન" એટલે દાબી દીધેલાં સહજવલણોના આવિષ્કાર એમ માનતો વાદ (Crowd behaviour as the release of repressed drives):**

આ વાદના મુખ્ય પ્રચારકો ફ્રૉઇડ, ફ્રૉઇડના અનુયાયીઓ અને બીજા કેટલાક વિચારકો છે. તેમના વાદની મુખ્ય ભૂમિકા નીચે પ્રમાણે છે.

ટોળાની ભૂમિકા વ્યક્તિની સર્વ દબાયેલી મનોવૃત્તિઓ અને સહજ-વલણોને બહાર આવવાની તક આપે છે. આ મનોવૃત્તિઓ, સહજવલણો કે ઇચ્છાઓ માત્ર સ્વભાનપૂર્વક, જાણીજોઈને દાબેલી ઇચ્છાઓ જ નહિ પરંતુ સમાજજીવનના ઘડતર દરમ્યાન વ્યક્તિએ અર્ધસુષુપ્ત માનસમાં ડુબાડી દીધેલી ઇચ્છાઓ, મનોવૃત્તિઓ અને સહજવલણોને પણ જાગૃત કરે છે.

ટોળામાં વ્યક્તિઓ સૂચનવશતા, ઉશ્કેરાટ, સ્વત્વના ભાનનો કે વિવેકનો અભાવ અને જ્યાં અહંનો વિકાસ અને આકસ્મિકતા જેવાં જે લક્ષણો દાખવે છે તે ઉપરના વાદના કેટલાંક વિધાનો દ્વારા સમજાવી શકાય એમ છે. ટોળામાં ફ્રૉઇડ જેને વ્યક્તિની અંદરનો સ્વ-સમીક્ષક અને અને સ્વનિયંત્રક (censor) કહે છે અને જે સમાજના પ્રતિબંધોના પ્રતીક જેવો છે તેને વ્યક્તિ થોડા વખત માટે બાજુએ ખસેડે છે. આ નિયંત્રણ જતાં માનવીનાં સહજવલણો, અણવિકસ્યા પરંતુ તેના હૃદયના ઊંડાણમાં દબાઈ રહેલાં સહજવલણો, "ઈડ વલણો" (id impulses) બહાર આવે છે. આમ સ્વપ્ન કે દિવાસ્વપ્ન (dream or day-dream)ની માફક ટોળું પણ માનવીની દબાયેલી ઇચ્છાઓને છતી કરે છે.

ટોળાં-વર્તનના મોટા ભાગના અભ્યાસીઓ એટલું તો માને છે કે અમુક પ્રકારના ટોળાના માનસનાં સ્વરૂપો રોજના જીવનમાં સામાજિક નિયંત્રણો અને પરિસ્થિતિમાં દબાયેલાં અગર વિકૃત થયેલાં વલણોના જ સ્ફુટ આકારો છે.

પરંતુ ચુસ્ત ફ્રૉઇડવાદીઓનું તો વળી એક બીજું જ વિધાન છે. એમના મત અનુસાર આ સ્વરૂપો દબાયેલાં તત્ત્વોના આવિષ્કાર નથી. 'ટોળાં-માનસ એ એક ઘેરી, ઊંડી માનસભાવના છે, જે લગભગ તેના

કુદરતી સહજવલણ જેવી છે અને જે મનુષ્યના મૂળભૂત સ્વભાવનું જ પ્રતીક છે અને તેના જ આવિષ્કારરૂપે છે. ચુસ્ત ફ્રૉઇડવાદીઓની આ માન્યતા પણ "સમૂહ-મન" જેવી એકમાર્ગી અને ભૂલભરેલી છે. સમાજ-શાસ્ત્રીઓ અને મનોવિજ્ઞાનીઓના અભ્યાસોએ પુરવાર કર્યું છે કે માનવીના મૂળભૂત સ્વભાવને વ્યક્ત કરતી જાતીય મનોવૃત્તિ (sex instinct) જેવી કોઈ એકાદ જ સહજવલણ વૃત્તિ જેવું કાંઈ છે જ નહિ. સમૂહજીવનની, સામાજિક જીવનની સંકુલ ઘટનાઓને આવા કોઈ એકાદ સહજવલણના આધારે સમજવાની દલીલો અધૂરી અને ખોટી છે. માનવીનું વલણ સામાજિક છે. તેનાં વલણો, તેની ઇચ્છાઓ અને મનોવૃત્તિઓ સામાજિક અને સાંસ્કારિક બળોથી ઘડાય છે. માનવીની સામાજિક ઘટનાઓને નૈસર્ગિક, વ્યક્તિગત અને પિંડગત (hereditarily acquired) સહજવલણોથી સમજાવવાનો પ્રયત્ન કરવો એ ભૂલભરેલી પદ્ધતિ છે.

### (3) સામાજિક પરિસ્થિતિ અને ટોળાં-વર્તન (Social conditions and crowd behaviour):

"ટોળા"ની સામાજિક દૃષ્ટિએ એક વધુ વ્યાખ્યા પણ આપી શકાય. "ટોળું" એટલે એવો ક્ષણિક સમૂહ કે જેમાં કચડાયેલી કે દાબી દીધેલી વૃત્તિઓને વ્યક્ત થવાનું શક્ય બને.

પરંતુ આપણે "ટોળા"ને એક નિશ્ચિત ઘટના તરીકે ન ગણતાં, વિવિધ સ્થળોમાં અને વિવિધ સમયે ઊપસી આવતા "ટોળા"નો અભ્યાસ કરીશું તો આ ટોળાં-માનસ અને સામાજિક અને સાંસ્કારિક પરિસ્થિતિ વચ્ચેનો ઘેરો સંબંધ સમજાશે.

ટોળાંઓ વિવિધ પ્રકારનાં હોય છે અને તે જુદે જુદે સમયે જુદી જુદી ભૂમિકા ઉપર રચાય છે. દા. ત., આદિવાસી સમાજોમાં ટોળાંઓના કેટલાક પ્રકાર એવા હોય છે કે જે ઊર્મિના આવેગોને જ વ્યક્ત કરવામાં મદદરૂપ બને. કેટલાક ટોળાં-પ્રકારો એવા હોય છે, જે અમુક સમયે એવી સમૂહ-પ્રવૃત્તિઓને વિકસાવે છે કે જેમાં વ્યક્તિઓ રોજનાં બંધનોથી મુક્તિ મેળવે છે. કેટલાંક ટોળાંઓ એવા પ્રકારનાં હોય છે કે જે પોતાના સભ્યોના વર્તન ઉપર સખત બંધનો પણ મૂકતાં હોય છે.

વર્તમાન સમાજમાં પણ સંકુલ સંસ્કૃત સમાજોમાં આપણને આવાં વિવિધ અને વિરોધી પ્રકારનાં ટોળાંઓ જોવા મળે છે. દા. ત., લેટિન

દેશોમાં ટોળાંઓ એવા પ્રકારના ઉત્સવોમાં રાચે છે કે જેમાં વિસ્તૃત સમુદાયો પણ સમાઈ જાય. જ્યારે ઇંગ્લૅંડ જેવા દેશોમાં ટોળાં પોતાનું માનસ વ્યવસ્થિત દેખાવો દ્વારા વ્યક્ત કરવામાં રાચે છે. કાળા હબસીઓને પીંખી નાખતાં ટોળાંઓ આપણને યુ.એસ.એ.ના અમુક ભાગમાં દેખાય છે. ટ્રામો બાળતા, પોસ્ટઑફિસો કે પોલિસ ચોકીઓ સળગાવતાં, દુશ્મનની ટોપીઓ ઉછાળતાં, કે કોમી અગર પ્રાંતીય હુલ્લડો કરતાં ટોળાંઓ આપણને ભારતમાં જોવા મળે છે.

આ વિવિધ પ્રકારનાં ટોળાંઓ એક ઘટના સ્પષ્ટ કરે છે. "ટોળાં" અને સામાજિક પરિસ્થિતિ વચ્ચે ખૂબ જ નિકટનો સંબંધ હોય છે. અમુક પ્રકારનાં ટોળાં અમુક સમયે, અમુક સમાજમાં અને અમુક જાતના જ સંસ્કારજીવનમાં વિકસે છે.

થોડાં દૃષ્ટાંતો લઈ "ટોળાં" અને સામાજિક પરિસ્થિતિના સંબંધોને વધુ સ્પષ્ટ રીતે સમજીએ.

(૧) હમણાં હમણાં અમેરિકાનાં કેટલાંક શહેરોમાં અમેરિકન યુવાનો કોઈ સરસ ગાનારના અવાજથી મોહી પડી સમૂહમાં નાચવા માંડે છે. એક પ્રશ્ન જરૂર ઊઠે કે હમણાં તેઓ આમ શા માટે કરે છે? કચડાયેલી મનોવૃત્તિ અને ગાયકની તરફીબ એ બન્ને તત્ત્વો આ ઘટના માટે અમુક અંશે જવાબદાર છે એની ના ન પડાય, પરંતુ એ પૂરો ઉત્તર નથી આ શહેરોની સામાજિક ભૂમિકા, ત્યાં યુવકોને મળતી મર્યાદિત તક, બિનઅંગતતાનું લૂખું પ્રચલિત વાતાવરણ, શીઘ્ર સંતોષનો અભાવ ટૂંકમાં, ઔદ્યોગિક શહેરનું ઝડપી, બિનઅંગત, ઊર્મિને સીધો સંતોષ ન આપતું, ગૂંગળાવતું લાગણીહીન વાતાવરણ પણ ઉપલી ઘટનાને સમજવા માટે જાણવું જરૂરી છે.

(૨) ઈ. સ. ૧૯૩૮માં એચ. જી. વેલ્સના "મંગળમાંથી આક્રમણ" નામના એક સર્જનનું રેડિયો રૂપાંતર સાંભળી, હજારો અમેરિકનો ચમકી, ભયભીત થઈ રક્ષણનો માર્ગ શોધવા ટોળે મળી ફાંફાં મારતા હતા. "મંગળમાંથી આક્રમણ" એ તો ફક્ત કલ્પિત સાહિત્યસર્જન જ હતું. તો ઈ. સ. ૧૯૩૮માં તેની આવી અસર કેમ ઉત્પન્ન થઈ? દબાયેલી મનોવૃત્તિઓ અને રેડિયોના કલાકારોની કુનેહને આપણે જરૂર યશ આપીશું. પરંતુ એ મનોવૃત્તિ અને એ કલાકારની કુનેહ ઈ. સ. ૧૯૩૮માં જ કેમ સફળ થઈ? પહેલાં કે પછી કેમ સફળતા પામી નહિ? એ સમજવા આપણે ઈ. સ. ૧૯૩૮નું વર્ષ સામાજિક દૃષ્ટિએ કેવું હતું તેમ જ તે વર્ષમાં સામાજિક વાતાવરણ

કેવું હતું તે જાણવું જરૂરી છે. તે વર્ષમાં બીજા વિશ્વયુદ્ધના ભણકારા વાગી રહ્યા હતા. માનવસંહારની આબોહવા ફેલાઈ રહી હતી. ઈ. સ. ૧૯૩૯માં શરૂ થયેલા માનવસંહારરૂપી બીજા વિશ્વયુદ્ધ માટેની તડામાર તૈયારીઓ થતી હતી; ઝેરી વાયુના બૉમ્બની અસરોના હૃદય થભાવી નાંખે એવાં ભયાનક વર્ણનો આવતાં હતાં, યુદ્ધ, માનવસંહાર, સંસ્કૃતિના અસ્તની ઘેરી છાયા પ્રત્યેક માનવીના હૃદયને ગભરાવી રહી હતી. આમ ઈ. સ. ૧૯૩૮મા એક પ્રકારનુ અસ્થિરતાનુ, ગભરાટનુ, ભયનું માનસ સર્વત્ર ફેલાયું હતું. એ સામાજિક ભૂમિકા ન સમજાય ત્યાં સુધી રેડિયોનાટિકા "મંગળમાથી આક્રમણ"ની ઉપર દર્શાવેલી અસર પણ પૂરી સમજી શકાય જ નહિ.

(૩) હિન્દુ-મુસ્લિમ હુલ્લડો ભારતમા અમુક સમયમા જ કેમ ઊપડી આવતાં હતાં? હવે તે કેમ એ સ્વરૂપે વ્યક્ત થતા નથી? તે જ પ્રમાણે ભાષાવાદી પ્રાંતરચના અંગેનાં રમખાણ હમણા જ કેમ ઊપડી આવે છે અને પહેલાં કેમ ન હતાં? આ સર્વને સમજવા સામાજિક ભૂમિકા અને સ્થળ-સમયની પાર્શ્વભૂમિ જાણવી આવશ્યક છે એ ન સમજાય તો ટોળાં-માનસ, ટોળાના વિકાસ, ટોળાના પ્રકાર અને ટોળાંના અમુક પ્રકારની ભરતી-ઓટ જેવી સર્વ ઘટનાઓ ન સમજાયા બરોબર જ બની રહેશે.

"ટોળા" અને સામાજિક પરિસ્થિતિના સબધો દર્શાવવા ઉપલાં દૃષ્ટાંતો પૂરતાં છે. તેના ઉપર વધુ વિસ્તારપૂર્વક ચર્ચા અત્રે આવશ્યક નથી. અહીયાં આપણે એટલું જ સમજી લઈએ કે ટોળાં-માનસ અને ટોળા વર્તનને સમજવા સમાજશાસ્ત્ર અને મનોવિજ્ઞાનની ભૂમિકા બહુ જ આવશ્યક છે.

## ટોળું અને સામાજિક સંગઠનની ભાવના (Crowd and the *sense of social solidarity*) :

"ટોળાં-માનસ"નો અભ્યાસ આપણે અનેક કારણોસર કરી રહ્યા છીએ. "ટોળું" એક વિશિષ્ટ પ્રકારનુ ક્ષણજીવી જૂથ છે એટલા માટે જ આપણે આ અભ્યાસ કરતા નથી. "ટોળાં માનસ"નો અભ્યાસ સમાજજીવનનાં બીજાં મહત્ત્વના પાસાઓ ઉપર પણ સુંદર પ્રકાશ પાડે છે તે અભ્યાસ કેટલીક મહત્ત્વની સામાજિક ઘટનાઓ સમજવામાં મદદરૂપ થાય છે.

"ટોળાંવૃત્તિ"નું તત્ત્વ અમુક અંશે આપણા સર્વમાં હાજર હોય છે. ડાહ્યામાં ડાહ્યા મનુષ્યોમા પણ આ વૃત્તિ હાજર હોય છે.

વ્યવસ્થિત સભાઓ, પરિષદો અને મિલનોમાં ટોળે વળવાની શક્યતા એક ખૂણે ડોકિયા કરતી હાજર જ હોય છે. તેને ભલે વ્યક્ત થવા તક ન મળે, પરંતુ ભાષણ સાંભળતો શ્રોતાજન, કલાપ્રયોગો જોતો પ્રેક્ષકવર્ગ કે મોટા સરઘસ કે પરેડમાં ભાગ લેતા શહેરીઓમાં આ ટોળાં-માનસથી રંગાવાની માનસિક ભૂમિકા હાજર જ હોય છે. કોઈ અણધાર્યો બનાવ, કોઈ ઉશ્કેરાટ ઉપજાવતું વાક્ય અગર દૃશ્ય, કોઈ આફત અગર અફવા, ઉપર દર્શાવેલા માનવસમૂહોને વ્યવસ્થાના બંધનો તોડાવી ટોળામાં ફેરવી નાખવા સમર્થ હોય છે. આમ, ટોળાં-માનસનો અભ્યાસ વ્યવસ્થિત સમૂહોના સંગઠન પાછળ રહેલી ભાવના અગર તેના ઊંડાણનાં માપ લેવામાં મદદરૂપ થાય છે.

તદુપરાંત "ટોળાં-માનસ"નો અભ્યાસ માનવ-સંગઠનના સિદ્ધાંત ઉપર પણ સુંદર પ્રકાશ પાડે છે "ટોળું", ટેવ અને રિવાજનાં બંધનો તોડી માનવીની અંદર રહેલા "ધણ-માનસ" જેવા સમૂહ-માનસનાં મૂળભૂત તત્ત્વોનો પરિચય કરાવે છે. આપણા સર્વ સામાજિક સંબંધો — પછી તે ગમે તેટલા વિવેકભર્યા, શિષ્ટ અને મર્યાદાભર્યા હોય તો પણ — આ મૂળભૂત "ધણ-માનસ"માં વ્યક્ત થતા સામાજિક એકયની ભાવનાની ભૂમિકા ઉપરના જ ઓપ છે એ સ્પષ્ટપણે "ટોળું" સમજાવે છે.

"ટોળા"માં આપણે આપણાં મૂળ, નિર્ભેળ સમૂહ-માનસનો અનુભવ કરીએ છીએ. આ સમૂહ-માનસમાંથી વિકસતો સંબંધ સાદો પરંતુ ઊંડો હોય છે. તેમાં ટોળે વળેલા માનવીઓમાં માનવી-માનવી વચ્ચેના ભેદભાવો ભૂંસાઈ જાય છે. ટોળામાં બધા જ સભ્યો એકતાન થઈ, એક-બીજામાં તદ્રૂપ થઈ જઈ કાર્ય કરે છે.

આ એકતાનતા કે તદ્રૂપતાભર્યું વર્તન જોકે એવું હોય છે ખરું કે જે પ્રત્યેક વ્યક્તિ પોતે એકલી હોય અને પોતાનો વિવેક સાચવે તો કદી કરે નહિ. આ એકતાનતા, આ તદ્રૂપ થવાની ક્રિયા લગભગ ઘેન જેવી, જાદુઈ ભૂરકી જેવી છે "ટોળાં-માનસ" વ્યક્તિને લગભગ જાદુની દુનિયામાં ખેંચી જાય છે. આ દુનિયામાં ઘટનાઓ કેમ બને છે તેનાં નિષ્પક્ષ કારણો શોધાતાં નથી. ટોળાનું લક્ષણ જ એ છે કે તે વ્યક્તિને તટસ્થ વિચાર કરવાની વિવેકબુદ્ધિથી વિમુખ બનાવે તે પ્રેમમાં પણ ઘેલછા લાવે અને ધિક્કાર કે વેરમાં પણ એક પ્રકારનું ક્રૂર ઝનૂનીપણું વિકસાવે. આમ, ટોળું ઘણી વાર સમાજના ઉચ્ચ ઉદ્દેશોને વ્યક્ત કરવાનું તાકાતવાન વાહન બને છે પરંતુ તે જાતે ભાગ્યે જ સમાજકલ્યાણની પ્રવૃત્તિનાં સોપાન માંડી શકે.

## સમૂહ વિચારવહન (Mass communication):

"ધણભાવના" વ્યક્ત થવા માટે "ટોળું" ખૂબ જ સુંદર સાધન બને છે એ આપણે જોયું. પરંતુ વર્તમાન સમયમાં "ધણભાવના"ને વ્યક્ત થવા માટે માત્ર એક જ સ્થાનમાં એકત્રિત થયેલા ટોળાં-સમૂહ ઉપરાંત નવા પ્રકારનાં સાધનો પણ મળી ગયાં છે. આ નવાં સાધનો, જે "ધણભાવના"ને વિસ્તૃત ક્ષેત્રમાં ફેલાવી દે છે તેની ભૂમિકા સમજવી જરૂરી છે. એ ભૂમિકાની સમજ ઉપર વર્તમાન સમાજનાં ઘણાં પાસાંઓની સાચી સમજ શક્ય બનશે.

### (૧) વિચાર-ઊર્મિવહનનું વર્તમાન સમયમાં મહત્ત્વ (Role of communication):

વિચાર-ઊર્મિવહન સમાજજીવન માટે બહુ જ આવશ્યક ઘટના છે. ઇતિહાસમાં માનવીઓને એકતાનું ભાન વિચાર-ઊર્મિવહન દ્વારા જ થાય છે. વિચાર-ઊર્મિવહનની પ્રક્રિયાનું મહત્ત્વ અનેક કારણસર છે. માનવીઓનાં લક્ષણચિત્રો (stereotypes) અને માનવીની વિચારશક્તિ વચ્ચેના કૃત્રિમ વિરોધ ઉપર કામ કરી તેને ખોટે અગર સાચે માર્ગે તે દોરી જાય છે. માનવીની સૂચન-અનુકરણની વૃત્તિઓ ઉપર ખેલ કરી આ પ્રક્રિયા માનવજીવન ઉપર ઘેરી અસર ઉપજાવે છે એટલું જ નહિ, પરંતુ આ વિચાર-ઊર્મિવહનનાં સાધનોના સ્વામીઓના હાથમાં તે અનહદ સત્તાનું નિરૂપણ કરે છે.

પ્રેસ, રેડિયો, સિનેમા, લાઉડસ્પીકર જેવાં નવાં અને ખૂબ જ અસરકારક વિચાર-ઊર્મિવહનનાં યાંત્રિક સાધનોની શોધોએ તેમ જ બીજાં અનેક સંશોધનોએ આજે "સામૂહિક વર્તણૂક" (collective behaviour)ના ક્ષેત્રમાં અવનવી અને અગાધ શક્યતાઓ ખડી કરી દીધી છે. વિચાર-ઊર્મિવહનનાં આ સામૂહિક સાધનોએ શ્રોતાજનોની સંખ્યામાં અનહદ વધારો કરી દીધો છે.

આ સંશોધનો થયાં તે પહેલાંના જમાનામાં કોઈ રાજકીય નેતા, કોઈ સરકારી કર્મચારી, કોઈ ધર્મનો કે કલાનો પ્રચારક એકાદ સ્થળે પોતાનો અવાજ પહોંચે કે પોતાનો અભિનય દેખાય તેટલા એક સ્થળે એકઠા થયેલા માણસોને સંબોધી શકતો. શ્રોતાજન કે પ્રેક્ષકવર્ગ થોડા માણસો પૂરતો મર્યાદિત રહેતો. પરંતુ આ નવાં સંશોધનો બાદ પરિસ્થિતિમાં મૂળભૂત ફેરફાર થઈ ગયો છે. હવે વક્તા, પ્રચારક કે નેતા માઇક્રોફોન

અને લાઉડસ્પીકરની મદદથી લાખો માણસોની મેદનીને સંબોધી શકે છે. રેડિયો દ્વારા તે એક જ સ્થળના નહિ પરંતુ સમસ્ત રાષ્ટ્રને—અરે, જ્યાં જ્યાં એ સંભળાઈ શકે તેવા સમસ્ત જગતને—પોતાના વિચારો અને ઊર્મિઓનાં વહન કરાવી શકે છે.

વક્તાઓ, સંગીતકારો તેમ જ સમાચાર ફેલાવનારા ખબરવાહકો આજે આ સાધનો દ્વારા લાખો માણસોને પોતાના વિચારો-ઊર્મિઓ પાઈ શકે છે. વર્તમાનપત્રો અને માસિકો પોતાની આજુબાજુ હજારો અને લાખો માણસોને પોતાના નિયમિત વાચકો બનાવી પોતાના વિચાર-ઊર્મિના જાદુ તળે રાખે છે. સિનેમા — ચલચિત્રો — આજે મોટાં શહેરોમાં જ નહિ, નાનાં નગરોમાં જ નહિ, પરંતુ ગામડેગામડે પ્રવેશી ચૂકયાં છે. સિનેમા જોવાનો વાયરો હવે ધરતીને ખૂણેખૂણે વાઈ રહ્યો છે.

આ નવાં વિચાર-ઊર્મિવહનનાં સાધનો આપણને એક અવનવી સામાજિક ઘટનાનો અનુભવ કરાવે છે. આ સાધનો લાખો માણસોને એક જ પ્રકારનાં વિચાર, ઊર્મિ-આવેગો, વિકૃત અગર એકતરફી વલણોનાં વમળોમાં આવરી લે છે. આ સાધનોના વાપરનાર સમક્ષ પોતાનાં વિચાર-ઊર્મિ વ્યક્ત કરવાનું અને અસંખ્ય માનવીમાં તે પ્રસરાવવા માટેનું એક અમોઘ શસ્ત્ર અર્પણ કરે છે. જોકે શ્રોતાઓ, પ્રેક્ષકો કે વાચકોના આના તરફના પ્રત્યાઘાતો એક જ ઢબના કે એક જ સરખા હોતા નથી. તેમના પ્રત્યાઘાતો તો તેમની વિવેકબુદ્ધિ, અનુભવ અને વલણો ઉપર આધાર રાખે છે. બીજું, આ સર્વ ગ્રહણ કરનાર વ્યક્તિઓ કે સમૂહો ભૌગોલિક સાન્નિધ્ય પણ ન ભોગવતા હોઈ, તે સાન્નિધ્યના ઉત્તેજનથી ટોળાંસ્વરૂપ પણ ધારણ કરતા નથી. પરંતુ સાંભળનાર, જોનાર કે વાંચનારની અતિ વિસ્તૃત સંખ્યાની કલ્પના જ આ વિચાર-ઉર્મિનાં સાધનો દ્વારા પ્રચાર કરનારાઓમાં પોતાના દૃષ્ટિબિંદુથી અમુક જ ઢબના વિચારો અને અમુક જ પ્રકારની ઊર્મિઓ વહેતાં મૂકવાના મનોરથો જગવે છે. આ નવાં સાધનોથી જનતાને અમુક માર્ગે દોરી શકાય, એ કલ્પના જ, એ શક્તિનુ ભાન જ આ સાધનોના માલિકો અને તેનો ઉપયોગ કરનારાઓમાં એક જુદી જ મનોકામના જગવે છે, વિચારો અને ઊર્મિઓનુ ધોરણીકરણ (standardisation) કરી શકાય એ ખ્યાલ જગવે છે. પ્રજાના વિચારો અને ઊર્મિઓને આ સાધનો દ્વારા નિયંત્રિત કરી શકાય, તેમને અમુક માર્ગે વાળી શકાય અને એ સાધનોના અમુક ઢબના ઉપયોગથી પ્રજાની બુદ્ધિ અને ઊર્મિને જેમ રમાડવી હોય તેમ રમાડી શકાય અને જે ઢબે તેના તારોને ઝણ-

ઝણુવવા હોય તેમ ઝણુઝણાવી શકાય એ ભાન આ સાધનો દ્વારા કામ કરતા કાર્યકરોમાં આવતુ જાય છે. આ વિચારોના અને ઊર્મિઓના ધોરણીકરણનું તીવ્ર સ્વરૂપ આપણને સરમુખત્યારશાહી રાષ્ટ્રો (totalitarian states)માં ખૂબ જ વિકસિત પ્રમાણમાં જોવા મળે છે.

હિટલર-મુસોલિનીએ સ્પષ્ટપણે દેખાડ્યું હતું કે આ સાધનોની મદદથી પ્રજાઓને વઢી શકાય, વીનવી શકાય અને પ્રચારકોની મરજી મુજબ પ્રજાને જેમ નચાવવી હોય તેમ નચાવી પણ શકાય છે. વિચાર અને ઊર્મિ-વહનનાં આ નવાં અસરકારક સાધનોના સંપૂર્ણ પ્રભુત્વ અને માલિકીને લીધે સામાજિક જીવન અને વિચાર-ઊર્મિનું ધોરણીકરણ આટલી હદ સુધી શક્ય બન્યાં છે.

લોકશાહી સમાજોમાં આટલુ ઉત્કટ ધોરણીકરણ પ્રમાણમાં વધુ મુશ્કેલ બને છે. કારણ આ વિચાર-ઊર્મિવહનનાં નવાં સાધનો ઉપર સરમુખત્યાર દેશો જેવો કેન્દ્રિત સત્તાનો એકહથ્થુ કાબૂ હોતો નથી. લોકશાહી દેશોમા છાપાં મુક્ત હોય છે, રેડિયો પણ મુક્ત હોય છે. આમ આ દેશોમા માત્ર સ્થાપિત રાજકીય સત્તાધીશોને અનુકૂળ એવુ રાજકીય વિચારોનુ ધોરણીકરણ હોતુ નથી. પરંતુ ત્યાં વ્યાપારી હિતોને અનુકૂળ વિચાર-ઊર્મિનુ ધોરણીકરણ કરવાના પ્રયત્નો પત્રો, ભાષણો, ચિત્રો, કોમિક સ્ટ્રિપો, નવલકથાઓ, ગીતો, સિનેમા, નાટકો કે બીજા અનેક પ્રકારનાં મનોરંજનો કે જાહેરખબરો દ્વારા થયા જ કરે છે.

વિચાર-ઊર્મિવહનનાં આ નવાં સાધનો દ્વારા વિશાળ સમૂહોને આકર્ષવાની અને તેમના ઉપર અસર કરવાની જે અગાધ શક્તિ સમાજમાં ઉદ્દભવી છે તેણે સમાજશાસ્ત્રના અભ્યાસીઓ સમક્ષ એક નવો, રસભર્યો અને ખૂબ જ મહત્ત્વનો કોયડો ઊભો કર્યો છે.

આ નવાં સાધનોની શક્તિ બેધારી છે. એક તરફ તે માનવી માનવી વચ્ચેના સંપર્કોને રૂંધતા કિલ્લાઓને તોડી નાખી તેમની વચ્ચે વિનિમયના ધોરી રસ્તાઓ ખુલ્લા કરે છે; જ્ઞાન, સાંસ્કારિક પ્રેરણાઓ અને ઊર્મિઓની આપલેનુ એક વિશાળ મેદાન ઊભું કરે છે. સામાજિક કેળવણી માટે તે અમર્યાદિત ક્ષેત્ર ઊભું કરે છે. જ્ઞાન, સંસ્કાર, કેળવણી, ઊર્મિ, કલ્પનાના પ્રસાર, વિનિમય અને ઉડ્ડયન માટે આ નવાં સાધનો ભવ્ય ભૂમિકા ઊભી કરે છે. આમ, આ નવાં સાધનો સમાજની કલ્યાણકારી પ્રવૃત્તિઓ માટે એક અજોડ સાધન પૂરું પાડે છે.

પરંતુ આ સાધનોની શક્તિની ખતરનાક બાજુ પણ છે તે સાધનો અમુક જ પ્રકારના વિચાર, ઊર્મિ કે માલના વેચનાર અને પ્રચારક પામે તેનો હેતુ બર લાવવા એક અમોઘ શસ્ત્ર રજૂ કરે છે ખાસ કરીને આ અહિતકર બાજુની ભયાનકતા એક કારણથી આજે વધુ તીવ્ર અને ઉગ્ર બની છે આ વિચાર ઊર્મિવિનિમયનો પ્રવાહ એકતરફી હોય છે શ્રોતા, વાચક કે પ્રેક્ષક આમા સક્રિય ભાગ લઈ શકતો નથી તે વિચાર કે ઊર્મિને સ્વરૂપ આપવામા કોઈ પ્રમાણનો સીધો ફાળો નોંધાવી શકતો નથી.

એક વિચારકે આ અંગે ખૂબ જ સાચુ વિધાન કર્યું છે આ નવા સાધનોને લીધે માનવી અવાજ, ચિત્ર કે શબ્દચિત્ર સાથે બિનઅંગત, એકપક્ષી, અને માત્ર ઝીલનાર તરીકે જ સંપર્કમા આવે છે તે સીધો, પ્રત્યક્ષ અને સક્રિય સંપર્ક ન સાધી શકવાથી પોતાના પ્રત્યાઘાતો અને પોતાનો ફાળો એ વિચાર ઊર્મિના સર્જનમા આપી શકતો નથી આથી વિચારોનું, લાગણીઓનુ ધોરણીકરણ એકતરફી અને લગભગ લશ્કરી તાલીમ (regimentation) જેવી આજ્ઞાવાહક એકતાનતા દાખવે છે

જ્યા નિષ્ણાતીકરણ (specialisation) ખૂબ જ વિકાસ પામ્યુ હોય અને બિનઅંગત સબધો ખૂબ જ પ્રસર્યા હોય અને જ્યા વ્યક્તિ મોટા ભાગની સામાજિક પ્રવૃત્તિઓમા પ્રેક્ષક જેવી જ હોય અને તેમા સક્રિય ભાગ લઈ શકતી ન હોય ત્યાં મોગ્ય પાયા ઉપરના "સામુહિક ઊર્મિ" (mass sentiment)ના ધોરણીકરણના જાદુની સુદર ભૂમિકા ઊભી થાય છે વર્તમાન શહેરી સમાજ આ ભૂમિકા સરસ રીતે તૈયાર કરે છે

## (૨) પ્રસરેલા પ્રેક્ષકસમૂહ અગર શ્રોતાસમૂહની ખાસિયતો (Characteristics of the diffused audience):

આ વિચાર-ઊર્મિના વિનિમયના નવા સાધનોના વિકાસે એક નવા જ પ્રકારની સામાજિક જૂથરચના વિકસાવી છે આપણે તેમે પ્રસરેલુ પ્રેક્ષકજૂથ અગર પ્રસરેલા શ્રોતાસમૂહ (diffused audience)ને નામે ઓળખીએ

પ્રસરેલો પ્રેક્ષકસમૂહ અગર શ્રોતાસમૂહ ટોળા અગર સભા જેવો ભૌગોલિક રીતે એક જ સ્થાને એકત્રિત થયેલો સમૂહ નથી પરંતુ તે એવા પ્રકારના સભ્યોનો બનેલો સમૂહ છે કે જે શહેર, ગામડુ, પ્રદેશ, રાષ્ટ્ર કે તેથી પણ બહોળા પ્રદેશવિસ્તારમા પ્રસરેલો હોય છે અને જેને ફિલ્મો–ચલચિત્રો, છાપા, રેડિયો જેવા સાધનો દ્વારા આવરી શકાય છે આ સમૂહના એકમો, ભૌગોલિક રીતે છૂટા છૂટા વિખરાયેલા હોય છે તેમનામા

જૂથના સભ્યો તરીકે એકબીજાનાં હિતો અગર ભાવનાઓનો ખ્યાલ હોતો નથી. અને છતાં પણ તેમના પોતાના ખ્યાલથી અજાણ્યું એવી રીતે સર્વ-સામાન્ય (common) અગર સરખાં હિતોથી તેઓ સંકળાયેલા હોય છે. તેમનું સર્વનું ધ્યાન — પછી તે ગમે ત્યાં હોય છતાં — અમુક પ્રવૃત્તિ, અમુક કાર્યક્રમ, અમુક વિચાર, અમુક પ્રકારની માગણી કે અમુક પ્રકારની ફરિયાદ તરફ જ કેન્દ્રિત થયું હોય છે. આ સમૂહની સખ્યાને એક રીતે જોતાં મર્યાદા જ નથી. જેમ જેમ આ નવાં સાધનોનો લાભ વધુ લેવાતો જાય છે તેમ તેમ આ પ્રકારના સમૂહના નવા અને નવા વધુ સભ્યો પણ બનતા જ જતા હોય છે. ચલચિત્ર, છાપાં, રેડિયો વગેરે સાધનો દ્વારા માનવી ધારે ત્યાં પ્રચાર કરી શકે છે અને ગમે તે કક્ષાના માનવસમૂહને સ્પર્શી શકે છે.

આ વિચાર-ઊર્મિવિનિમયનાં સાધનોનો ઇજારો અને તેનો અમુક ધ્યેય માટે જ ઉપયોગ કોઈ સરમુખત્યારશાહી સત્તા કરવા માંડે, તો તે લાંબે ગાળે પોતાને પસંદ એવી વિચારધારાથી સમાજના માનસને રંગવામા સરળતાપૂર્વક સફળતા પ્રાપ્ત કરે છે. તે સરમુખત્યારશાહી સત્તા આ ઉપરાંત બીજી વિચારસરણીનો પ્રસાર પણ ઠીક ઠીક પ્રમાણમાં અટકાવી કે ગૂંગળાવી શકે છે. આ સર્વતોમુખી આપખુદી પદ્ધતિ (totalitarianism) છે. તે આવા પ્રસરેલા પ્રેક્ષક-શ્રોતાસમૂહને "ટોળાં-માનસ"વાળી જનતા (crowd-like mass)માં ફેરવી શકે છે.

લોકશાહી દેશોમાં વિવિધ જૂથો અને વિવિધ વિચારોની પરસ્પર મુક્ત આપલે થાય છે. મૂલ્યો અને વલણો પણ હરીફાઈમાં ઊતરે છે. આ કારણને લીધે ત્યાં "ટોળાંમાનસ"વાળી પ્રેક્ષક-શ્રોતા-જનતા ઊભી થવાની શકયતા ઓછી હોય છે. આવા દેશોમાં વિવિધ પ્રકારના નિષ્ણાત વલણોવાળા અને વારંવાર બદલાતા અને પ્રસરતા શ્રોતાસમૂહો વિકસે છે. આ નિષ્ણાત વલણોવાળો સમૂહ પણ એક નિશ્ચિત, સગઠિત સમૂહ હોતો નથી, તે તો એકાદ હિતની પાતળી–હળવી સાંકળે જ સંકળાયેલો સમૂહ હોય છે અને અમુક સંસ્કાર અને મૂલ્યોનુ સામ્ય ધરાવતો હોય છે. આવા સમૂહનુ એક જ પ્રકારનુ મહત્ત્વ છે, અને તે એ કે તે વિચારવહનના અમુક પ્રકારના પ્રચારને સ્વીકારવા જલ્દી તૈયાર હોય છે.

લોકશાહી દેશોમાં તે ઉપરાંત ખાસ અને મર્યાદિત હિતોવાળા અનેક નાના નાના પ્રેક્ષક-શ્રોતા-સમૂહો વિકસી આવે છે. કેટલાક સમૂહો રમતગમતના શોખીન હોય, કેટલાક સંગીત-કલાના રસિક હોય, કેટલાક સમૂહોને

જીવનમાં કાંઈક ચમત્કારો અને સાહસના કંપ અનુભવવાની તમન્ના હોય છે, તો કેટલાક વ્યાપારી માનસ ધરાવતા હોઈ તેમાં જ રસ ખીલવે છે એટલું જ નહિ, પરંતુ કેટલાક સિનેમા, નાટકના શોખીન હોય, તો કોઈ ચર્ચા, વાચન કે મનનના રસિયા હોય છે

આ વિવિધ હિતો અને રસ ધરાવતા પ્રેક્ષક-શ્રોતા-સમૂહોને સંતોષવા લોકશાહી સમાજોમા છાપાં, ચલચિત્રો, મનોરંજનના અખતરાઓ, સાહિત્ય, પ્રકાશનો, ચર્ચાસભાઓ વગેરે પ્રયત્ન કરે છે. વર્તમાનપત્રોનાં ખાસ પાના, કોલમો, ઠઠ્ઠાચિત્રો, સિનેમા સમાચારો, વ્યાપારનાં પાનાં, રમતના પાનાં, સ્ત્રીઓના પાના, બાળકોના પાનાં, સાહિત્યનાં પાનાં વગેરે આ વિવિધરંગી માનસ અને હિતો ધરાવતા સમૂહોને સંતોષવાના વિવિધ પ્રયોગો કરે છે. સાહિત્ય, સિનેમા અને નાટકોમાં પણ આમ જ બને છે. રેડિયો પણ પોતાની અવાજની દુનિયાને સંતોષવા આવું વૈવિધ્ય કેળવે છે.

આ નવી ઘટના, આ વિચાર-ઊર્મિવહન કરનાર સાધનોની વિકસતી શક્તિનુ ભાન અનેક અટપટા પ્રશ્નો ઊભા કરે છે. આ સાધનોનુ નિયંત્રણ કરનાર તથા તેમનુ પ્રભુત્વ ધરાવનાર એક નવા કોયડાથી મૂંઝાય છે. એક તરફ તેમને આ વિવિધ રસ ધરાવતા પ્રસરેલા પ્રેક્ષક-શ્રોતા-સમૂહના વિવિધ હિતો અને ભિન્ન ભિન્ન રસવૃત્તિઓ સંતોષવાનું કાર્ય કરવાનુ હોય છે, જ્યારે બીજી તરફ તેઓ આ પ્રસરેલા પ્રેક્ષક-શ્રોતા-જનોના સીધા સંપર્કમાં ન હોઈ તેમના ઉપર કેવી અસર થાય છે તે પ્રત્યક્ષ જોવા શક્તિમાન હોતા નથી.

આ કારણને લીધે આ સાધનો વાપરનાર પ્રચારકોને વધુ કુનેહ, વધુ કૌશલ્ય, વધુ બારીક નિરીક્ષણશક્તિ તેમ જ વધુ ઝીણવટભરી સમજ કેળવવાં પડે છે.

### સામૂહિક વિચાર-ઊર્મિવહનનાં સાધનોથી ઉપસ્થિત થતા કેટલાક ગંભીર પ્રશ્નો (Some larger problems of mass communications):

વિચાર-ઊર્મિવહનનાં આ નવાં સાધનોના ઝડપી વિકાસે જે મહત્ત્વના પ્રશ્નો ઊભા કર્યાં છે તેના ઉપર સમાજશાસ્ત્રીઓનુ ધ્યાન ખેંચાવા માંડ્યું છે. આ સાધનોનાં સંશોધનોએ અને વિકાસે પ્રચારસાધનો અને પ્રચાર-પદ્ધતિઓની સમાજ ઉપરની અસરકારકતા અનેકગણી વધારી દીધી છે અસરકારકતાના પ્રકારો અને તેનાં પરિણામોનો અભ્યાસ વિવિધ સંસ્થાઓએ જુદી જુદી રીતે શરૂ કરી દીધો છે. સરકારી સંસ્થાઓ, વ્યાપારી

કે ઔદ્યોગિક પેઢીઓ, સ્વતંત્ર સંશોધનમંડળો અને મહાવિદ્યાલયો તેમ જ શિક્ષણ અને સંશોધનની સંસ્થાઓ આ પ્રકારનાં સાધનો લોકમતને કેવી રીતે અસર કરે છે તેનો અભ્યાસ ઝડપથી વધારી રહ્યાં છે. આ અભ્યાસધામો સમાજશાસ્ત્રીઓ, મનોવિજ્ઞાનીઓ, રાજ્યશાસ્ત્રીઓ, આંકડાશાસ્ત્રીઓ, અર્થશાસ્ત્રીઓ તેમ જ અન્ય નિષ્ણાતોને રોકી આ વિષયનો અભ્યાસ વિકસાવી રહ્યાં છે.

આ અભ્યાસો અને સંશોધનો વિવિધ સ્વરૂપો ધારણ કરે છે વિવિધ પ્રેક્ષક-શ્રોતા-જનોનાં સ્વરૂપો કેવાં છે, તેઓ કયા પ્રકારના પ્રચારની અસર તળે વધુ ઝડપથી આવે છે,, પ્રચારની વિવિધ પદ્ધતિઓમાં કઈ પદ્ધતિ વધુ અસરકારક છે. રેડિયો, સિનેમા, રંગભૂમિ, વર્તમાનપત્રો, પુસ્તકો, ઠઠ્ઠાચિત્રો, જાહેર વ્યાખ્યાનો, સભાઓ, પ્રદર્શનો, મેજિક લૅન્ટર્ન જેવા અખતરાઓ વગેરે પ્રચાર-પદ્ધતિઓમાં કઈ પદ્ધતિઓ વધારે સફળ અને અસરકારક છે તેના પણ તુલનાત્મક અભ્યાસો થઈ રહ્યા છે.

આ નવા પ્રકારનો પ્રેક્ષક-શ્રોતા-વર્ગ કઈ ઘટનાઓ, કઈ રીતનાં પ્રચારકાર્યો અને કેવા બનાવો તરફ આકર્ષાય છે તે અંગેના પણ અભ્યાસો વિકસાવી રહ્યો છે. આમ, ટૂંક સમયમાં આ સંસ્થાઓ દ્વારા અભ્યાસોનું વિપુલ સાહિત્ય સરજાઈ રહ્યું છે.

પરંતુ આ પ્રકરણમાં આપણે આ વિવિધ પ્રકારની પ્રચારપદ્ધતિઓ અને વિચારવિનિમયનાં સાધનોની નિષ્ણાતતાની કસોટી અગર તેમની અસરકારકતાની તુલના કરવા માગતા નથી. પરંતુ આ સાધનોના વિકાસે ઉપજાવેલા ગંભીર સામાજિક પ્રશ્નો ઉપર જ આપણે સહેજ વિચાર કરીશું.

## સામૂહિક વિચારવહનનાં સાધનોમાંથી ઉપસ્થિત થતા કેટલાક ગંભીર પ્રશ્નો:

વિચારવહનનાં વિકસેલાં સાધનોએ સમાજમાં અનેક ગંભીર પ્રશ્નો ઊભા કર્યા છે, જે સમાજશાસ્ત્રીઓનું ધ્યાન ખેંચી રહ્યા છે. વિચારવહનનાં સાધનોની ઝડપથી થતી નવી નવી શોધોએ પ્રચાર માટે અમોઘ શસ્ત્રો અને નવી નવી રીતિઓ વિકસાવ્યાં છે. આ સર્વ શોધોની સમાજ ઉપર અસર ઉપજાવવાની તાકાત અપાર છે. આ શોધોએ પ્રચારકોના હાથમાં સમાજને પોતાની મરજી અનુસાર નચાવવાની અજબ શક્તિ અર્પણ કરી છે. આજે સરકારી સંસ્થાઓ, વ્યાપારી પેઢીઓ, સ્વતંત્ર સંશોધનમંડળો, મહાવિદ્યાલયો તેમ જ બીજી ઘણી સંસ્થાઓ લોકમત ઉપર ઘેરી અસર

કરતાં ઝડપથી વિકસતાં સાધનોનો અભ્યાસ મોટા પ્રમાણમાં કરી રહ્યાં છે. અભ્યાસને યોગ્ય રીતે ખીલવવા માટે આ સર્વ સંસ્થાઓએ સમાજ-શાસ્ત્રીઓ, મનોવૈજ્ઞાનિકો, રાજ્યશાસ્ત્રીઓ, માનવશાસ્ત્રીઓ તથા અન્ય નિષ્ણાતોની વધુ અને વધુ મદદ લેવા માંડી છે. આ અભ્યાસ જુદી જુદી ઢબે અને વિષયનાં ભિન્ન ભિન્ન પાસાંઓને સ્પર્શે છે. શ્રોતાજનોના વિવિધ સ્તરોને તે સમજવા યત્ન કરે છે. શ્રોતાજનોમાંથી કયા પ્રકારને કઈ પ્રચારપદ્ધતિ વધુ અસર કરે છે, કયા બનાવો આકર્ષે છે, કઈ ઘટના તેમનુ ધ્યાન ખેંચે છે, કઈ ઢબની રજૂઆત તેમને પસંદ પડે છે તે સમજવાના અખતરાઓ થઈ રહ્યા છે. રેડિયોની અસર વધુ કે ચલચિત્રની, વ્યાખ્યાનોની અસરકારકતા વધારે કે સંગીત અગર નાટચપ્રયોગોની, મોટા સમૂહમા પ્રચારની અસર વધુ કે પસંદ કરેલ મર્યાદિત નાના શ્રોતા-જૂથોમાં તેની અસરકારકતા વેરી—આ અને આને આનુષંગિક અનેક વિષયો ઉપર વિસ્તૃત અભ્યાસો થઈ રહ્યા છે. એ અભ્યાસોનું સાહિત્ય પણ ઠીક પ્રમાણમાં સરજાતું જાય છે.

આ પ્રકરણમાં આપણો ઉદ્દેશ એક બીજી જ ઘટના સમજવાનો છે. આપણો ઇરાદો જુદી જુદી જાતની પ્રચારપદ્ધતિઓની અને તેમને શક્ય બનાવતાં સંશોધનોની અસરકારક થવાની શક્તિ અથવા નિષ્ણાતનાની તુલના કરવાનો નથી. આપણો હેતુ પ્રચારનાં આ યાંત્રિક સંશોધનોમાંથી વિકસતા ગંભીર સામાજિક પ્રશ્નો ઉપર ધ્યાન ખેંચવાનો છે. એ અંગે સહેજ વિચાર કરીએ.

### (૧) પ્રચારનાં સાધનોની યાંત્રિક કુશળતા અને સામાજિક ધ્યેય (Technical efficiency and social goals):

પ્રચારની અસરકારકતા એ એક મહત્ત્વની ઘટના છે. પરંતુ એ અસરકારક પ્રચાર હિતકર છે કે નહિ એ પ્રશ્ન સમાજજીવનની દૃષ્ટિએ વધુ ગંભીર છે.

વિચારવહનનાં સાધનો અને તેની અસરનો અભ્યાસ કરતા નિષ્ણાતો અમુક પ્રકારની જાહેરખબરો, અમુક પ્રકારનાં રાજકીય ભાષણો અગર અમુક પ્રકારનાં મનોરંજનો વિવિધ જૂથો ઉપર કેટલી અસર ઉપજાવે છે તેનો અભ્યાસ કરી શકે છે; આ સાધનોની અસરકારકતાની તુલના પણ કરી શકે છે. સમાજશાસ્ત્ર, મનોવિજ્ઞાન તેમ જ ગાણિતિક શાસ્ત્રે વિકસાવેલી અભ્યાસપદ્ધતિઓને અપનાવી આ પ્રચારની અસરના ઊંડાણ વિષે પણ

અભ્યાસીઓ મત આપી શકે છે. કઈ વસ્તુ વધુ વેચાશે, કયા વિચારો વધુ ફેલાશે, કઈ ઢબનો પ્રચાર વધુ ઝડપથી પ્રસરશે, કઈ શૈલીનાં મનોરંજનો વધુ આવકારદાયક બનશે એ અંગે પણ તે ખાતરીપૂર્વક પોતાનો મત આપી શકે છે. અભ્યાસીઓ આ રીતે અમુક સાધનોની અસરકારકતા અંગે નિષ્ણાત બને છે. આ નિષ્ણાતોની સ્થિતિ ઇજનેર જેવી છે. ઇજનેર રસ્તો બાંધી આપે, મકાન ચણી આપે, પુલ પણ રચી શકે. આ સર્વ કેટલા પ્રમાણમાં શક્ય છે, કેટલું ખર્ચ માગે છે, કેટલા સમયમાં તૈયાર થઈ શકે અને કેટલું ટકાઉ હશે એ અંગે નિષ્ણાત અભિપ્રાય પણ આપે. પરંતુ આ નિષ્ણાતોનું દર્શન અને કલ્પના આથી આગળ જઈ શકતાં નથી. અમુક રસ્તો બાંધતાં યુદ્ધનો ભય વધતો તો નથી. અમુક મકાન ચણતાં ગુના માટે તો સ્થાનો ઊભાં થશે નહિ, અમુક પુલ બંધાતાં અનેકની રોજીને ફટકો તો નહિ પડે, એ અંગે ઇજનેર અભિપ્રાય આપી શકતો નથી. તે જ પ્રકારે પ્રચારથી અમુક માલ વધારે વેચાશે તો પ્રજા અને સમાજની દૃષ્ટિએ તે હિતકર નીવડશે કે નહિ, અમુક પ્રકારનું મનોરંજન શ્રોતાજનોની રસવૃત્તિ નીચી પાડશે કે ઉન્નત કરશે આ સર્વ સમાજકલ્યાણની દૃષ્ટિએ મહત્ત્વના પ્રશ્નો ઉપર વિચાર-વહનનાં સાધનોનો અભ્યાસ કરતા નિષ્ણાતો ભાગ્યે જ સાચો અભિપ્રાય આપી શકે છે.

પરંતુ સમાજજીવનની દૃષ્ટિએ કયા પ્રકારનો માલ વેચાય છે, કયા પ્રકારના વિચારોનો પ્રચાર થાય છે અને કયા પ્રકારની ઊર્મિઓ અને કલ્પના ઉત્તેજિત કરવામાં આવે છે એ જ વધુ મહત્ત્વના પ્રશ્નો છે.

આર. કે. મર્ટન નામના આ જ વિષયના ખાસ અભ્યાસી આ પ્રશ્નને "નૈતિક વિકલ્પ", "નૈતિક પસંદગી"નો મૂંઝવણભર્યો પ્રશ્ન (Moral Dilemma) એમ કહે છે. તેમના શબ્દોમાં—

"પ્રચારક સમક્ષ એક અતિ મૂંઝવણભર્યો પ્રશ્ન ઊભો થાય છે. તેણે કાતો પ્રચલિત મૂલ્યોનું ઉલ્લંઘન કરવું પડે અગર અમુક પ્રકારના અસરકારક અને તાત્કાલિક સફળતા અર્પતાં પ્રચારનાં સાધનોને જતાં કરવા પડે; કાં તો તેણે ઓછા અસરકારક પ્રચારક થવું પડે અગર ઓછા નૈતિક માનવી થવું પડે. તાત્કાલિક ધ્યેયો તેને વધુ અસરકારક બનવા તરફ પ્રેરે છે, કારણ જ્યાં અસરકારકતાની જ જરૂર છે અને અસરકારકતા એટલે જ પ્રમાણમાં વધુ અને વધુ માણસોમાં પોતાના પ્રચારનો પ્રસાર એ જ મુખ્ય ઉદ્દેશ હોય ત્યાં આ નિષ્ણાત નૈતિક પ્રશ્નો તરફ તટસ્થ વલણ જ ધારણ કરી

શકે છે અને મર્યાદિત, અસરકારક થવાનું જ ધોરણ સ્વીકારે છે પરંતુ આ વલણ નૈતિક મૂલ્યોનો ભોગ માગે છે. આમાં પ્રચારક માનવીને અને સમાજને પોતાની વ્યાપારી ઉપયોગિતાના, તેમને અમુક રીતે ઘડવાના સાધન તરીકે જ ગણવાની વૃત્તિ ધરાવે છે, અને આ વ્યાપારી વૃત્તિ તેને ગમે તે પદ્ધતિઓ વાપરી ધ્યેય સિદ્ધ કરવાની મનોવૃત્તિ તરફ ઘસડી જાય છે." †

દરેક યુગમાં અમુક માનવીઓ આ સંકુચિત, સ્વાર્થી મનોવૃત્તિથી પ્રેરાઈ બીજા માનવીઓ અગર જૂથોને પોતાની ઉપયોગિતાના સાધન તરીકે જ ગણવાનુ વલણ રાખે છે. ગ્રીસ અને રોમમાં પણ આ પ્રકારની પ્રચાર કરવાની વૃત્તિ (demagogury) જાણીતી હતી. વર્તમાન યાન્ત્રિક યુગ પહેલાં સંશોધનોના અભાવે આ માનસની અસર ઉપજાવવાની શક્તિ મર્યાદિત હતી. પરંતુ વર્તમાનકાળમાં વિચારવહનનાં સાધનોના વિકાસને લીધે આ સંકુચિત ઉપયોગિતાનું માનસ અનેકગણી અસર ઉપજાવવાની શક્તિ પ્રાપ્ત કરે છે. વિચારવહનનાં સાધનો આજે સમાજનિયંત્રણ માટે અમોઘ શસ્ત્ર બની રહે છે. પ્રચારકો આ સાધનો અને સંશોધનોનો ઉપયોગ વિવિધ રીતે કરી શકે. તેમનો ઉપયોગ તેઓ પોતાની સત્તા અને પ્રતિષ્ઠા જાળવવા પણ કરે, ધિક્કાર અને ઘર્ષણો પેદા કરવામાં પણ કરે અગર માનવકલ્યાણની ભાવનાથી પ્રેરાયેલ હોય તો સામુદાયિક જીવનને સમૃદ્ધ બનાવવા માટે પણ કરી શકે.

---

† "The practitioner in propaganda is at once confronted by a dilemma: he must either forego the use of certain techniques of persuasion which will help him to obtain the immediate end-in-view or violate prevailing moral codes. He must choose between being a less than fully effective technician and scrupulous human being or an effective technician and a less than scrupulous human being. The pressure of the immediate objective tends to push him toward the first of these alternatives For when effective mass persuasion is sought, and when "effectiveness" is measured solely by the number of people who can be brought to the desired action or the desired frame of mind, then the choice of techinques of persuasion will be governed by a narrowly technical and a moral criterion. And this criterion exacts a price of the prevailing morality, for it expresses a manipulative attitude toward man and society. It inevitably pushes toward the use of whatsoever technique "work".

**(૨) 'ધણભાવના'ને પોષવાની વૃત્તિ (Appeal to herd sentiment):**

વર્તમાન સમાજ બહુજૂથ અને બહુધોરણોનો બનેલો છે. તેમાં વર્ગ, જાતિ અને રાષ્ટ્રીય વિભાગો પણ હોય છે. આ સમાજના વિસ્તૃત રાષ્ટ્ર-સમુદાયો આજે વ્યવસ્થિત અને મુક્ત જીવન વિકસાવવા પ્રયત્ન કરે છે. આંતરરાષ્ટ્રીય સંબંધોમાં આ જ વ્યવસ્થિત વિકાસ અને મુક્ત સંબંધો ખીલવવાના પ્રયત્નો ચાલી રહ્યા છે. ઘર્ષણને દૂર કરવા અને વ્યવસ્થિત વિકાસ અને મુક્ત સંબંધો ખીલવવા એ ઘણું જ વિપદ કાર્ય છે અને ભગીરથ પ્રયત્ન માગે છે. વર્તમાન વિચારવહનનાં સાધનોનો યોગ્ય ઉપયોગ કરવામાં આવે તો આ કાર્ય સિદ્ધ કરવામાં તે ખૂબ જ મહત્ત્વનો ફાળો આપે, પરંતુ હજી વર્તમાનપત્રો, રેડિયો અને ચલચિત્રો મોટે ભાગે "ધણવૃત્તિ" ઉશ્કેરવામાં જ રચ્યાં રહે છે. તેઓ પ્રચારકોના હાથમાં તેમના સમૂહોથી જુદા સમૂહો, ધર્મો, રાજકીય દળો, અર્થતંત્રો તથા મૂલ્યોને ઉતારી પાડવાના, તે સર્વ તરફ ઘૃણાની લાગણી પેદા કરવાના જ પ્રચારમાં રોકાયેલા હોય છે. પોતાના સમૂહથી ભિન્ન બીજા સર્વ સમૂહો નીચા છે એટલું જ નહિ, પરંતુ નીચ પણ છે અને તેમનુ અસ્તિત્વ અને તેમનાં મૂલ્યો સંસ્કૃત જીવન માટે ભયજનક છે એવું પણ વાતાવરણ તેઓ ઊભું કરે છે. આમ આજે મોટા ભાગના સમૂહો પરસ્પર માટે આવું જ વાતાવરણ ઊભું કરવામાં રોકાયેલા હોઈ સમગ્ર સમાજને ધિક્કાર, દુશ્મનાવટ અને સંઘર્ષનાં વાદળમાં ઘેરી લે છે. લક્ષણચિત્રો અને પૂર્વગ્રહો દ્વારા સમાજજીવનની હવામાં ઝેર ફેલાવી દે છે. બહુવિધ સમાજ વિવેકબુદ્ધિ માગે, સાચાખોટાને ઝીણવટભરી રીતે નોખા પાડવાની હંસવૃત્તિની અપેક્ષા રાખે. પરંતુ વર્તમાન સમાજમાં વિવેક-તર્કવિહીન પૂર્વગ્રહોની ભૂમિકા "ધણવૃત્તિ"ને પોષે છે. પૂર્વગ્રહોથી ભરીભરી આ "ધણવૃત્તિ" હિતોના પરસ્પર પૂરક સંબંધો હોવા છતાં પણ આંતરરાષ્ટ્રીય ક્ષેત્રે ઘોર દુશ્મનાવટનું માનસ સરજે છે. માનવસંસ્કૃતિ સમક્ષ આ એક મોટો ભય ઊભો થયો છે. આ પ્રકારનુ વાતાવરણ સરજતા પ્રચારકો સામે સાચી સામાજિક કેળવણીની વિસ્તૃત યોજના ઘડવાની જરૂર ઊભી થઈ છે.

આ કેળવણી એવા પ્રકારની હોવી જોઈએ કે જે "ધણમાનસ"ને દૂર કરવામાં મદદરૂપ થાય, અને વિવેક અને તર્કથી પરિસ્થિતિને સમજવાની

શક્તિ પેદા કરી તેનો સંવાદી સમુદાય-રચના ઘડવામાં ફાળો આપે. માનવીમાં તટસ્થ, સહાનુભૂતિભરી અને ઝીણવટભરી વિવેક-સમજવૃત્તિ વિકસાવવાની આવશ્યકતા હવે ખૂબ જ મહત્ત્વની જરૂરિયાત બની ગઈ છે.

પૂર્વગ્રહો, ઘણભાવના, ટોળાંનો વિકાસ અને વિચાર-વહનના સાધનોની ખિલવણી આજે આ પ્રશ્નને બહુ જ મહત્ત્વનો બનાવી રહ્યાં છે.



## વધુ વાચન માટેની માર્ગદર્શક નોંધ

પહેલા ખંડમાં જણાવ્યા મુજબ આ નોંધ બે હેતુથી કરવામાં આવી છે. એક તો, પાઠ્યપુસ્તકની અંદર જે વિષયો ચર્ચવામાં આવ્યા છે તેના ઉપર પ્રતિનિધિત્વ ધરાવે એવાં લખાણો કરી કોણે કોણે ફાળો આપ્યો છે તેનો નિર્દેશ કરવો; અને બીજું, જે જે પ્રકરણોની અંદર એ વિષયો ચર્ચાયા છે અને ત્યાં જે દલીલો કરવામાં આવી છે તેને ખાસ પ્રસ્તુત હોય એવી દલીલો કયા કયા લેખકોની કૃતિઓમાં વાંચવા મળે એમ છે તે બાબતનું વિદ્યાર્થીને (એ વિષયના અભ્યાસીને) માર્ગદર્શન આપવું. આ વિષયની શરૂઆત કરતા વિદ્યાર્થીને ખાસ કઈ કૃતિઓ વાંચવી વધારે અનુકૂળ થઈ પડે તેમ છે તેવી કૃતિઓનાં નામો સામે ફૂદડી (*)ની નિશાની કરવામાં આવી છે. પ્રસિદ્ધિ બાબતની પ્રાથમિક હકીકત જે કૃતિ યાદીમાં સૌપ્રથમ નોંધવામાં આવી છે તેની સાથે આપવામાં આવી છે. આ ગ્રંથમાં જે પ્રકરણો સમાવાયાં છે તે પૂરતી જ આ યાદી મર્યાદિત છે.

### પ્રકરણ ૧૦ : સામાજિક જૂથો—મુખ્ય પ્રકારો

પ્રો. જી. સીમેલ અને એલ. વોન વીઝ નામના વિદ્વાનોએ સામાજિક જૂથના પદ્ધતિસર અન્વેષણને સમાજશાસ્ત્રનું મુખ્ય કાર્ય ગણ્યું છે. તેમના વિચારોને સમજવા નીચેનાં પુસ્તકો જુઓ:

N. J. Spykman, 'The Social Theory of George Simmel' (Chicago, 1925), Book II,

L. Von Wiese and H. Becker, 'Systematic Sociology'.

આ વિષય અંગે વર્તમાન ચર્ચાઓ માટે નીચેનાં પ્રકાશનો વાંચો:

E. T. Hiller, *'Social Relations and Structures', Chaps. XVII-XIX;

G. A. Lundberg, 'Foundations of Sociology', Chap. IX;

D. Sanderson, 'Group Description', Social Forces', XVI (1938), 309-319, and 'A Preliminary Structural Classification of Groups', ibid., XVII (1938), 1-6;

L. Wilson, *'Sociography of Groups : Twentieth Century Sociology' (ed. G. Gurvitch and W. E. Moore), Chap. VII;

E. Sapir, 'Group, Encyclopaedia of the Social Sciences', Vol. VII;

'American Journal of Sociology', Vol XLIV (May, 1939), મુખ્યત્વે F. Znaniecki, R S Woodworth, J E Anderson and B Malinowskiના લેખો.

નિકટનુ નાનુ પ્રાથમિક જૂથ અને મહામડળ વચ્ચેનો તફાવત F Tonnies એ એના 'Gemeinschaft and Gesellschaft' (Leipzig, 1887) નામના પુસ્તકમા વિકસાવ્યો છે, જેનુ ભાષાતર થયુ છે અને એ જ તફાવતને Tonniesના દૃષ્ટિબિંદુથી C P Loomies, 'Fundamental Concepts of Sociology' (New York, 1940)મા વધુ વિગતમા બહલાવે છે.

પ્રાથમિક સમૂહો માટે જુઓ

C H Cooley, *'Social Organization', Part I, L. Von Wiese and H Becker, 'Systematic Sociology', Chaps XXXVIII–XL

સામાજિક જીવનના વિવિધ ક્ષેત્રોમા પ્રાથમિક સમૂહ અંગેની ચર્ચા નીચેના અભ્યાસોમાથી મળશે

G Coyle, *'The Social Process in Organized Groups', F M Thrasher, 'The Gang' (Chicago, 1929) J. Piaget, 'The Moral Judgement of the Child' (New York, 1932),

H H Jennings, 'Leadership and Isolation A Study of Personality in Inter personal Relations' (New York, 1943),

J L Moreno, 'Who Shall Survive?' (Washington, D C, 1934)

F J Roethlisberger and W J Dixon, *'Management and the Worker' (Cambridge, Mass, 1939),

W F Whyte, *'Street Corner Society',

W L Warner and P S Lunt, 'The Social Life of a Modern Community' (New Haven, 1941), Chap XVI,

A E Sheffield, 'Social Insight in Case Situations' (New York, 1937),

(Anonymous), 'Informal Social Organization in the Army', American Journal of Sociology, LI (1946), 365–370, and C H Page, 'Bureaucracy's Other Face', Social Forces, XXV (1946), 88–94

મહામડળો અગે ૧૮, ૧૯ અને ૨૦ પ્રકરણોમા દર્શાવેલી વાચનની નોધ જુઓ અહીયા આપણે Max Weberના મહત્વના અભ્યાસોનુ જ નિદર્શન કરીશુ તેના વિધાનો નીચેના પુસ્તકોમાથી મળી રહેશે

From Max Waber 'Essays in Sociology' (tr and ed H H Gerth and C W Mills), Chap VIII,

*'The Theory of Social and Economic Organization'

(tr. and ed. T. Parsons and A. M. Henderson, New York, 1947), pp. 30–86, 136–157, 324–358, 407–423.

### પ્રકરણ ૧૧ : કુટુંબવ્યવસ્થા

કુટુંબવ્યવસ્થા ઉપર વિપુલ સાહિત્ય વિકસી આવ્યું છે. આ વિષય અંગે લગભગ ઘણાખરા માનવશાસ્ત્રના અને સમાજશાસ્ત્રના અભ્યાસોમાં ઉલ્લેખ આવે છે.

કુટુંબનાં આદિસ્વરૂપો માટે નીચેનાં પુસ્તકો જુઓ :

E. Westermarck, *'Short History of Marriage' (London, 1926), મુખ્યત્વે પ્રકરણ ૮–૧૦, અને 'History of Human Marriage' (New York, 1922);

R. Briffault, *'The Mothers' (New York, 1927), મુખ્યત્વે ખંડ ૧નાં પ્રકરણ ૩, ૬, ૧૦.

કુટુંબના ઇતિહાસો માટે વાંચો :

G. E. Howard, 'History of Matrimonial Institutions (Chicago, 1904);

W. Goodsell, 'A History of Marriage and the Family' (New York, 1934);

C. C. Zimmerman, 'Family and Civilization' (New York, 1947);

A. W. Calhoun, 'Social History of the American Family' (Cleveland, 1917–1919).

કુટુંબનાં વિવિધ સ્વરૂપોની ચર્ચા માટે નીચેનાં પુસ્તકો જુઓ :

R. Linton, *'The Study of Man', Chaps. X–XI;

W. I. Thomas, 'Primitive Behaviour', Chaps. V–X;

M. Mead, 'From the South Seas' (New York, 1939);

'The Family Past and Present' (ed. B. J. Stern, New York, 1938), Parts 1–6;

C. C. Zimmerman and M. E. Frampton, 'Family and Society' (New York, 1935).

કુટુંબવ્યવસ્થા અંગે પાઠ્યપુસ્તકો જેવા ગ્રંથો :

J. K. Folsom, *'The Family and Democratic Society' (New York, 1943);

E. W. Burgess and H. J. Locke, 'The Family' (New York, 1945);

M. F. Nimkoff, 'Marriage and the Family' (Boston, 1947);

W. W. Waller, *'The Family' (New York, 1938);

A. G. Truxal and F. E. Merrill, *'The Family in American

Culture' (New York, 1947)

કુટુંબના વિવિધ પાસાંઓ અંગે ઉપયોગી લેખો નીચેના સામયિકોમાં મળી રહેશે

'American Sociological Review', Vol. II, No. 5 (Oct, 1937),

'American Journal of Sociology', Vol LII, No 3 (Nov., 1946) and Vol LIII, No. 6 (May, 1948)

કુટુંબવ્યવસ્થાને નબળી પાડતા અને તેમાં ઘર્ષણ ઉપજાવતા તત્ત્વો અંગે ઘણા-ખરા કુટુંબ અંગેના પાઠ્યપુસ્તકોમાં ચર્ચા કરવામાં આવી છે. તે અંગે નીચેના અભ્યાસો પણ પ્રકાશ પાડે છે

E R. Mowrer, 'Family Disorganization' (rev. ed Chicago, 1939),

H. R Mowrer, 'Personality Adjustment and Domestic Discord' (New York, 1935),

K Young, 'Personality and Problems of Adjustment', Chap XXI,

M A. Elliott and F. E Merrill, *'Social Disorganization (rev ed, New York, 1941), Chaps XXV–XVII.

કુટુંબજીવન ઉપર આર્થિક મંદીની (૧૯૩૦ પછીની) ઠીકઠીક સંશોધનો થયા છે, જેમાંના નીચેના મુખ્ય અભ્યાસો કહી શકાય

R C Angell, 'The Family Encounters the Depression' (New York, 1936),

R S Cavan and K H Ranck, 'The Family and the Depression' (Chicago, 1938),

M. Komarovsky, *'The Unemployed Man and His Family' (New York, 1940)

વિશ્વયુદ્ધની કુટુંબજીવન ઉપરની અસરો અંગે નીચેના અભ્યાસો જુઓ ·

W W Waller, 'War and the Family' (New York, 1940).

'The American Family in World War II', 'The Annals of the American Academy of Political and Social Science', CCXXIX (1943), 1–175

લગ્નવિચ્છેદ અંગે નીચેનું સાહિત્ય જુઓ

J. P Lichtenberger, 'Divorce' (New York, 1931)

A Cahen, 'Statistical Analysis of American Divorce' (New York, 1932),

K Davis, *'Children of Divorced Parents A Sociological and Statistical Analysis', 'Law and Contemporary Problems', Vol X (1944),

W. W. Waller, 'The Old Love and the New' (New York, 1930)

વર્તમાન કુટુંબમા બાળકના સ્થાન અગે ઘણા પુસ્તકોમા ચર્ચા થઈ છે, દા ત

W I and D S Thomas, 'The Child in America' (New York, 1928),

G Abbott, 'The Child and the State' (New York 1938)

J K Folsom, "Youth, Family and Education (Washington D C, 1941)

લગ્નસબધમા પરસ્પર સુમેળ અગે ઠીક ઠીક સશોધનો થયા છે તેમાના નોધપાત્ર સશોધનો નીચેના પુસ્તકોમા વિસ્તારપૂર્વક આલેખાયા છે

L. W Burgess and L Cottrell, 'Jr, Predicting Success or Failure in Marriage' (New York, 1938)

L Terman et al, 'Psychological Factors in Marital Happiness' (New York, 1939)

લગ્નજીવન અગે સલાહ આપતા અગણિત પુસ્તકો છપાયા છે, જેમા નીચેના નોધપાત્ર પ્રકારનો છે

E M Duval and R Hill, 'When You Marry (New York, 1945),

T B Rice, 'Sex Marriage and Family (Philadelphia, 1946)

જાતીય સબધ અગે પણ વિપુલ સાહિત્ય વિકસી આવ્યુ છે સરળતાથી વાચી શકાય તેવુ અને આધારભૂત પુસ્તક નીચેનુ છે

A Scheinfeld, "Women and Men' (New York, 1943)

જાતીય વર્તન માટે હજી સુધી થયેલા અભ્યાસોમા સૌથી વધુ વિસ્તૃત અને પદ્ધતિસરનુ સશોધન નીચે નિર્દેશેલો અભ્યાસ કરે છે

A C Kinsey, W B Pomeroy and C E Martin, 'Sexual Behavior in the Human Male' (Philadelphia, 1948)

કુટુબ અને રાજ્યના સબધ અગે વિસ્તારપૂર્વક અભ્યાસ થયો નથી તે સબધ અગેની માહિતી નીચેના પુસ્તકોમાથી મળી રહે છે

S P Breckenridge, 'The Family and the State' (Chicago, 1934)

A G Truxal and F E Merrill "The Family in American Culture,' Chaps VII–VIII

N Fishman, 'Marriage This Business of Living Together' (New York, 1946)

C C Zimmerman, 'Family and Civilization, Chap XXIII

## પ્રકરણ ૧૨ · સમુદાય

સમુદાયની કલ્પના અગેની ચર્ચા માટે નીચેના પુસ્તકો જુઓ

R M MacIver 'The Community' and "Elements of Social Science', Chap II

Culture' (New York, 1947)

કુટુંબના વિવિધ પાસાઓ અંગે ઉપયોગી લેખો નીચેના સામયિકોમાં મળી રહેશે

'American Sociological Review', Vol. II, No 5 (Oct, 1937),

'American Journal of Sociology', Vol LII, No 3 (Nov, 1946) and Vol LIII No. 6 (May, 1948)

કુટુંબ-વ્યવસ્થાને નબળી પાડતા અને તેમાં ઘર્ષણ ઉપજાવતા તત્ત્વો અંગે ઘણાખરા કુટુંબ અંગેના પાઠ્યપુસ્તકોમાં ચર્ચા કરવામાં આવી છે તે અંગે નીચેના અભ્યાસો પણ પ્રકાશ પાડે છે

E R Mowrer, 'Family Disorganization' (rev. ed Chicago, 1939)

H R Mowrer 'Personality Adjustment and Domestic Discord' (New York, 1935)

K Young, 'Personality and Problems of Adjustment', Chap XXI,

M A Elliott and F E Merrill, *'Social Disorganization (rev ed, New York, 1941), Chaps XXV–XVII.

કુટુંબજીવન ઉપર આર્થિક મંદીની (૧૯૩૦ પછીની) ઠીકઠીક સંશોધનો થયા છે જેમાંના નીચેના મુખ્ય અભ્યાસો ગણી શકાય

R C Angell, 'The Family Encounters the Depression' (New York, 1936),

R S Cavan and K H Ranck, 'The Family and the Depression' (Chicago, 1938),

M Komarovsky, *'The Unemployed Man and His Family' (New York, 1940)

વિશ્વયુદ્ધની કુટુંબજીવન ઉપરની અસરો અંગે નીચેના અભ્યાસો જુઓ

W. W Waller, 'War and the Family' (New York, 1940)

'The American Family in World War II', 'The Annals of the American Academy of Political and Social Science', CCXXIX (1943), 1–175

લગ્નવિચ્છેદ અંગે નીચેનું સાહિત્ય જુઓ

J P Lichtenberger, 'Divorce' (New York, 1931),

A Cahen, 'Statistical Analysis of American Divorce' (New York, 1932),

K Davis, *'Children of Divorced Parents: A Sociological and Statistical Analysis', 'Law and Contemporary Problems', Vol X (1944),

W W Waller, 'The Old Love and the New' (New York, 1930)

